ભારતીય જનસમાજ

પુષ્પકલી પહેલી.




તત્સત્ પરમાત્મને નમ:

# ભારતીય સ્વરાજ્ય.

લેખક અને પ્રકાશક,

રાજગોર ભગવાનજી ભીમજી,

જુનાસાવરવાળા.



પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત્ ૧૯૭૯. કાર્તિક સુદી ૧.

કીંમત રૂ. ૪-૮-૦.

આ ગ્રંથ ભારત-સેવા પ્રેસ, ૫૯, ધસ્વાડી, ધોબીતળાવ, લોહારચાલ સ્ટ્રીટમાં રા. હરજીવન કાલિદાસ મહેતાએ છાપ્યો અને રાઁ. ભગવાનજી ભીમજીએ જુનાસાવર મધેથી પ્રગટ કર્યો છે.

## આજ લેખકનાં બીજાં પુસ્તકો.

૧. વીસમી સદીના વિપ્રો.

૨. ગગનભેદ યાને મારી આધ્યાત્મિક કલ્પના સૃષ્ટિઓ.

૩. ગંધર્વ કન્યા.

૪. ભારતવર્ષનો ભાનુ.

૫. કિન્નરકુમારી.

૬. ભારતની ગૃહદેવીઓ.

૭. અવનીપતિ.

૮. સત્ય યુગ.

૯. હિમાલય.

# અનુક્રમણિકા.



# પ્રસ્તાવના.



આ ભારત વર્ષની ભવ્ય ભૂમિપર અગણીત ગ્રંથકારો થઇ ગયા છે. તેણાં ઘણાંએ આધ્યાત્મિક વિષયના ગ્રંથો રચ્યા છે. કેટલાકે કળા કૌશલ્યતાના બનાવ્યા છે. ઇતિહાસિક અને જેમાં અદ્દભૂત રહસ્યો ભરેલાં છે. એવા પણ અસંખ્ય ગ્રંથો થયેલા છે. પરંતુ જગત્ શૃંગારિક નોવેલો અને જેમાં મારી વ્હાલી! મારા પ્રિયતમ! એવા શબ્દો વાપરેલા હોય, અને જેમાં બુદ્ધિને વિભ્રંમ કરે એવા અમર્યાદિત ફોટાઓ ગોઠવવામાં આવ્યા હોય, તેનેજ પસંદ કરે છે. તેની ગમે તેટલી કિંમત હોય છતાં ખરીદી પછી જાણે હું શોખીન છું! બહુજ! સાહિત્ય પ્રેમી છું! એવું જણાવવા માટે પુઠા ઉપરનું નામ રસ્તાપરનાં માણસો વાંચી શકે એમ હાથમાં પકડી તાલમાં તાલમાં પગ ઉપાડે છે.

મેં આ ગ્રંથ લખવામાં મારી બુદ્ધિને નથી ગુમાવી! પુસ્તકો ખપે અગર તો ન ખપે તો પણ દરકાર નહિં. જો પુસ્તકમાં સારૂં દિવેલ હશે તો એની મેળે બુકસેલરને ત્યાં મારાં પુસ્તકો ખરીદનારની ગરદી થશે.

આ ગ્રંથમાં સ્વદેશ પ્રેમ અને સ્વદેશને માટે લાગણી ધરાવનારાના અસંખ્ય દાખલાઓ આપેલા છે. કે, જે વાંચતાં જનસમાજ કંઇક કદર કરી શકશે. જે એના ગુણ ગ્રાહી હશે તેજ સમજી શકશે. તેજ કદર કરશે. સારા વિદ્વાનો અને લાયક ગણાતા સદ્દગૃહસ્થો પુસ્તક હાથમાં ગ્રહણ કરી કંઇક સાર સમજશે તો હું તેનો આભાર માનીશ. નહિંતર હું પણ સમજીશકે તેઓની પાસે કદર નથી. તેને સાહિત્યનો શોખ નથી સ્વદેશ તરફ લાગણી નથી. તે મને શાના આભારી કરે?

આ ગ્રંથમાં કોઇ ઠેકાણે શબ્દોમાં અને વ્યાકરણમાં દોષ જણાય તો વાંચનાર મહાશય્ આગળ હું નમ્ર પણે યાચના કરૂં છું કે, તેણે સુધારી વાંચવા તસ્દી લેવી મારા સમજવા પ્રમાણે જો આ ગ્રંથના વિષયનો અર્થ થાય તો હું મને સદ્દભાગ્યશાળી સમજીશ; નહિંતર ઠીક આ: તમારી આગળ એક જાતનું પોથું થોથું પડયું છે.

આ ગ્રંથમાં જે જે શબ્દો ગોઠવવામાં આવ્યા છે. તે, તે ભારતના દરેક કવીઓ, દરેક લેખકોની પ્રસાદીઓના છે. મેં કંઇ મારી હુશિયારીથી લખેલું નથી. તેઓનાથી હું બુદ્ધિબળમાં ચડીયાતો ન હોઉં!

દરેક માણસ બોલવા ચાલવા જેમ માણસોના સમાગમથી શિખે છે; તેમ હું આ જે ગ્રંથ બનાવી શક્યો તે મહાન્ કવિઓના અને ગ્રંથ કારોના ગ્રંથ વાંચી વાંચીને જેઓ કંઇ ગ્રંથો લખી શકયા છે, તેઓ દરેક પુરૂષો અને દરેક ચોપડીઓના આભારી છે. જો માણસ માણસના સહવાસમાં ન આવે તો નક્કી મૂંગોજ રહે. તેમ જેણે ગ્રંથો ન વાંચ્યા હોય તો કોઇ દિવસ ગ્રંથ બનાવીજ ન શકે ! જુઓ ભારતનો શેકસપીયર મહાકવિ કાળિદાસ એ પણ દરેક મનુષ્યનો અને પુસ્તકોનો આભારી છે, એણે પણ વિદ્વાન માણુસોના સહવાસથી, સદ્ગ્રંથોના વાંચનથી; તેમજ મહાદેવી સરસ્વતિના ઉત્તમ પ્રસાદથી અદ્ભૂત કવિત્વ શક્તિ પ્રાપ્ત કરી હતી. એમાં પોતાની તાકાતનું કંઇએ ફળ ન હતું.

કદાચને કોઈ માણુસએમ અભિમાન કરે કે મેં આ ગ્રંથ મારી બહાદુરીથી, અક્કલથીજ બનાવ્યો છે, તો તેને ગાંડો નહિં તો બીજું શું કહેવું ? જેમ વાણી અહનાં મનુષ્યો તેમજ બાળબચ્ચાંઓના સમાગમમાં રહી શિખી લીધી છે, તેમ ગ્રંથો પાસેથીજ ગ્રંથો બનાવવાનું શીખી લીધું છે. જો એમ ન હોય તો સત્વર કહો કે, તમને ગ્રંથ બનાવવાની સ્મૃત્તિ કોણે આપી ? મતલબકે મનુષ્ય અનુભવ વગર કંઇ કરીજ શકતું નથી. તેણે તો માત્ર કકા બારાક્ષરીજ ગોખી હતી; છતાં મોટા મોટા મહામહેનતથી બને એવા ગ્રંથો શી રીતે બનાવી શકયો ? જો સમજુ હોય તો તો અવસ્ય સમજી ગયો હશે કે, જગત પર ઉપયોગમાં આવતી દરેક વસ્તુઓનો હું આભારી છું.

હું મારૂં અભિમાન છોડી દઇ, સાચેસાચું કહેવા ઇચ્છું છું કે, મેં જેની પાસેથી કંઇક જ્ઞાન મેળવ્યું છે અને જે કંઇ વાંચવા લખવા શિખ્યો છું; તે સર્વ સદ્ ગૃહસ્થો અને સદ્ગ્રંથોનોજ પૂરતો આભારી છું. આમાં જે કંઇ ભૂલ જણાય તે મારી છે અને કંઇ ઉત્તમ રહસ્ય સમજાય તે તમારી કૃપાનું ફળ છે; તેથી ખરીવાત કહેનારની તો તમે નક્કીજ ભૂલ માફ કરશો એવી મને અવસ્ય આશા રાખવામાં આવે છે.

લી. આપનું સદા ભલું ઇચ્છતો.

**રાજગોર, ભગવાનજી, ભીમજી.**

**જુનાસાવર.**

" ૐ "

# અર્પણ પત્રિકા.

સકલગુણગણાલંકૃત, તીર્થસ્વરૂપ શીરછત્ર
સ્વર્ગસ્થ પુજ્ય પીતાશ્રી.

## રાજગોર, ભીમજી જુઠાભાઇ, જુનાસાવર.

આપના વાત્સલ્ય ભાવનાના પ્રેમથી આ સેવક પોશાયો છે. તમારી અથાગ મહેનતના પરિણામથી બનેલી સંપત્તિના પ્રતાપે હું કંઇક વિદ્યાભ્યાસ કરી શકયો છું. ધન, મીલકત અને પ્રાણથી પણ અધિક ગણી આપે મને રાજી રાજી રાખેલો છે. ઘણા વખત મુર્ખામાં ખપી મેં તમારી અવગણા કરી હશે! તો પણ તમે બાળક જાણી દયા દરશાવી છે. દુઃખને હાંકી કાઢી, સુખનો અમુલ્ય લહાવો આપતાં નથી ચુકયા આજ તમારા સંતાન પ્રત્યેના પ્યારનો અદ્દભુત નમુનો છે. તમારૂં ઋણ પતાવવાને માટે હું આ તમારી ખુશામત નથી કરતો! બાપુ! એ સેવાનો બદલો તો હું અસંખ્ય જન્મે પણ ન આપી શકું; તોપણ આ લઘુ ગ્રંથની અર્પણ પત્રિકા આપના નામ સાથે લગાડતાં મને ઘણોજ હર્ષ થાય છે. તો સ્વર્ગમાં વિરાજતો તમારો પવિત્ર આત્મા એ ભેટ સ્વીકારવા મને કોઇ દિવસ નિરાશ નહિં કરે!

લી॰ તમારી સેવાનો તૃષાતુર, તમારો પ્રિય પુત્ર,

**ભગવાનજી ભીમજી જુઠાભાઇ.**

**જુનાસાવર.**

# આ ગ્રંથ છપાવવા નિમિત્તે અગાઉથી મદદ કરનાર ગૃહસ્થોની યાદગિરી.



| | |
|---|---|
| ૧૫૦ | સોની હરસુર રણછોડ, ગઢડા. |
| ૧૦૦ | સોની જીવણભાઇ હરસુર, બોટાદ. |
| ૧૦૦ | એક સદ્‌ગૃહસ્થ. |
| ૫૦ | વનમાળી ગોપાળજી, જુનાસાવર. |
| ૫૦ | શેઠ દુર્લભજી કેશવજી, મોરવાડા. |
| ૩૦ | સોની દાના નથું, પાંચતળાવડા. |
| ૩૦ | સોની કાનજી હરસુર, ચાવંડ. |
| ૩૦ | શેઠ જયચંદ હંસરાજ, મોરબી. |
| ૩૦ | એક સદ્‌ગૃહસ્થ. |
| ૩૦ | જેઠાલાલ અમૃતલાલ, રાજકોટ. |
| ૩૦ | ગાંધી જીવરાજ દામજી, રોજીયા. |
| ૩૦ | જાદવજી હરજીવન, ગઢડા. |
| ૩૦ | સોની રામજી પુરૂષોત્તમ, ગઢડા. |
| ૩૦ | ખવાસ રામભાઇ ઉકરડા, જુનાસાવર. |
| ૩૦ | સોની મનજી વાશીયાંગ, જુનાસાવર. |
| ૩૦ | કંસારા રતનજી ગોવંદજી, પોરબંદર |

---

શ્રી મોરવાડા નિવાસી શેઠ, દુર્લભજી કેસવજી ભાઇ ખેતાણીએ આ પુસ્તક છપાવવા નિમિત્તે મને જે પૈસાની મદદ કરી આપી છે, તેને માટે હું જેટલો આભાર દરસાવું તેટલો ઓછો છે. જો તેના આભારની અમુક ઉપમા આપી બેસી જાઉં, તો તેની કિંમત ગણી કાઢી કહેવાય! માટે તે દરસાવવા હું ઘણોજ અશક્ય છું.

વળી સાથે હર્ષ પામવા જેવું એ છે કે, તેઓ મને ઓળખતા ન હતા; માત્ર મારા ગામનાજ રહેવાસી મારા સ્નેહિવર્ય માસ્તર વનમાળીદાસ ગોપાળજીના કિંચિત્ ઇસારાથી તેઓએ મારા માટે સતત પ્રયાસ આરંભ્યો અને ત્યાં સુધી અગવડતાઓ દુર કરી કે જે સહોદર પણ ન કરી શકે. તેઓની સાહિત્ય પરત્વેની લાગણી ખરેખર અવર્ણનીય છે. તેઓનું અંતઃકરણજ એવું છે કે, જેમાંથી દેશનું ભલું થતું હોય; એવા કાર્યમાં જો આપણે મનુષ્ય કહેવાઇ કંઇપણ મદદ ન કરીએ તો આપણામાં અને ખડ ખાનારાં ચોપગાં પ્રાણીઓમાં શું તફાવત છે? આવી લાગણીવાળા મનુષ્યો આ ભારત વર્ષમાં માત્ર આંગળીને ટેરવે યા. રાખીએ એટલાજ છે, એમ હું મારા ખાસ અનુભવથી લખી રહ્યો છું.

લી. પોતે **ભગવાનજી ભીમજી** આભાર ઇચ્છતો.

# શુદ્ધિપત્રક.



| શુદ્ધ | અશુદ્ધ | પૃષ્ઠ. | લીટી. |
|---|---|---|---|
| ધુંધવાયા | ધુધંવાયા | ૫ | ૩૨ |
| નિર્વિઘ્ને | નિર્વિદને | ૭ | ૨૧ |
| મુઠ્ઠીમાં | મુઠ્ઠીના | ૯ | ૧ |
| ધર્મો ધર્મના | ધર્મ ધર્મના | ૧૦ | ૨૫ |
| તમારે | તમે | ૩૭ | ૨૦ |
| ગરીબીના | ગરીબીની | ૩૯ | ૬ |
| સાધવાવાળો | સાધવાળાળો | ૪૦ | ૧ |
| એમ | અમે | ૪૧ | ૩૩ |
| ભુલાવામાં | ભુલાવવામાં | ૪૬ | ૨૨ |
| ચલાવજો | ચાલવજો | ૫૪ | ૧૩ |
| હાથ | હાથે | ૫૫ | ૫ |
| જીવ્હા | જીવ્હાન | ૫૭ | ૨૪ |
| તમારા | તામરા | ૫૭ | ૨૬ |
| મહેરબાની | મેરબાની | ૭૧ | ૮ |
| એણે | એણી | ૭૫ | ૩૩ |
| નથી | નવી | ૮૪ | ૨૭ |
| આમેહુબ | આમેહુબી | ૯૦ | ૨૯ |
| જશે | વીશે | ૯૨ | ૨૧ |
| લઇ | લઉ | ૧૦૯ | ૧૬ |
| થયા | ગયા | ૧૨૨ | ૧૫ |
| કાર્ય | કાય | ૧૨૩ | ૨૬ |
| લેવું | લતું | ૧૩૩ | ૨૮ |
| ખરેખર | ખરેખરે | ૧૪૩ | ૨૮ |
| કુંડાળામાં | કુંડાળમાં | ૧૪૪ | ૩૦ |
| પુસ્તકો | પુસ્કો | ૧૪૮ | ૨૭ |
| સ્વતઃ સિદ્ધ | સ્તતઃ સિદ્ધ | ૧૫૨ | ૧૪ |
| ખાવા | ખખાં | ૧૫૪ | ૨ |
| ગયાં | ગયાં | ૧૫૬ | ૩ |

| શુદ્ધ | અશુદ્ધ | પૃષ્ઠ. | લીટી. |
|---|---|---|---|
| અંતઃકરણની | અઃતકરણની | ૧૫૭ | ૧૫ |
| શરમાવાનું | શરમાવવાનું | ૧૫૭ | ૩૦ |
| વ્યાખ્યાનો | વ્યાખ્નો | ૧૬૦ | ૨૮ |
| પુરોહિત | પુરાહિત | ૧૬૨ | ૭ |
| પ્રયાસ | તપાસ | ૧૬૬ | ૨૩ |
| કલંક | કલંગ | ૧૭૦ | ૧૯ |
| અડકવામાં | આડકવામાં | ૧૭૧ | ૨૫ |
| એટલે | એદલે | ૧૭૨ | ૨૭ |
| પડી હો તે | પડી હોય હોને | ૧૭૩ | ૧૪ |
| બળમાંથી | બાળમાંથી | ૧૭૪ | ૧૨ |
| સુધરવાની | સુધારવાની | ૧૭૫ | ૧ |
| અંતઃકરણમાં | અંઃતકરણમાં | ૧૭૬ | ૨૫ |
| શીખવવાને | શીખવાળાને | ૧૭૬ | ૨૮ |
| પર | પણ | ૧૮૦ | ૧૦ |
| વખત | વખળ | ૧૯૫ | ૨૯ |
| બિજાવી | બિજાવી | ૨૦૧ | ૨૨ |
| તમારી | અમારી | ૨૦૨ | ૨૩ |
| બોલીએ | બોલીએ | ૨૦૩ | ૧૭ |
| પહાડોમાં | પહડોમાં | ૨૦૯ | ૧૯ |
| તેમનાં | તેમન | ૨૧૦ | ૪ |
| ક્રમે | ક્રમે | ૨૧૫ | ૨૨ |
| માટે | માટ | ૨૧૬ | ૨૭ |
| તેનામાં | તોનામાં | ૨૧૬ | ૩૫ |
| બસાવતા | બસાસતા | ૨૨૮ | ૧૯ |
| ઉડાવશે | ઉડાશે | ૨૩૬ | ૧૮ |
| ગણાતા | ગણુતા | ૨૪૯ | ૨૯ |
| દુઃખ | દુઃમ | ૨૭૯ | ૧૦ |
| કીર્તીસ્તંભો | કીતિ સ્તંભો | ૨૮૦ | ૧૦ |
| વર્ણસંકર | વર્ણસંકર | ૨૮૧ | ૨૨ |
| શતક | શકત | ૨૯૮ | ૪ |
| દોડવાવાળાઓ | દોંડવાવાળાએ | ૨૯૮ | ૩૪ |
| સિંહની | સિહંની | ૨૯૮ | ૩૫ |

| શુદ્ધ | અશુદ્ધ | પૃષ્ટ. | લીટી. |
|---|---|---|---|
| ઓરૂ | ઓર | ૩૦૫ | ૧ |
| આકાંક્ષા | આકાંશા | ૩૦૫ | ૨૧ |
| બોલાવો | બોળવો | ૩૦૭ | ૩૧ |
| પુતા | યુતા | ૩૦૯ | ૧૧ |
| વરસાવે | વરસાવ | ૩૧૧ | ૧ |
| નીકળ્યો | નીકળ્યો | ૩૧૨ | ૩૧ |
| બન્યા | કહ્યા | ૩૧૩ | ૩૧ |
| સર્પણી | સપણી | ૩૨૦ | ૧૫ |
| કે | દે | ૩૨૦ | ૩૦ |
| સીધે સીધો | સીધે સીધે | ૩૨૦ | ૩૩ |
| તે | તો | ૩૨૨ | ૧૩ |
| ગૃહસંસારની | ગૃહસંસારથી | ૩૨૪ | ૩૧ |
| કરતાં | કરેતાં | ૩૨૫ | ૨૧ |
| શ્વાનને | શ્વાનનને | ૩૨૭ | ૨૭ |
| ગૃહણ કરી તેના | ગૃહણ તેના | ૩૨૮ | ૩૪ |
| તમને | તેને | ૩૩૦ | ૩ |
| રીતભાત | રીતભાર | ૩૩૧ | ૩૦ |
| તેજ | તેગ | ૩૩૬ | ૩૧ |
| નાક કપાવે છે | નાકપાવેછે | ૩૪૦ | ૮ |
| કે તે | તે કે | ૩૪૩ | ૨૮ |
| મહેનતને | મહેતતને | ૩૫૨ | ૧ |
| કુદરતી | કુદરત | ૩૫૨ | ૧૯ |
| કટી | કરી | ૩૫૨ | ૨૧ |
| કાયદાથી | કાયાદાથી | ૩૫૩ | ૧૭ |
| મહેરબાની કરી કર્મવાદી | મહેરબાની કર્મવાદી | ૩૫૩ | ૩૦ |
| જીવાત્માની | જીવત્માની | ૩૫૭ | ૩૧ |
| જાતની | જીતની | ૩૫૯ | ૩૪ |
| ખવરાવે | ખબરાવે | ૩૭૦ | ૨૭ |
| જેના | જના | ૩૭૨ | ૪ |
| પદાર્થોનો | પદાર્થોના | ૩૭૩ | ૧૯ |
| જતાં | છતાં | ૩૭૭ | ૪ |
| નિઃસ્વાર્થવૃતિ | નિઃસ્વાવૃત્તિ | ૩૮૨ | ૨૭ |

| શુદ્ધ | અશુદ્ધ | પૃષ્ઠ. | લીટી. |
|---|---|---|---|
| ફરી | રૂરી | ૩૮૫ | ૨૮ |
| જરૂર | જરૂર | ૩૮૭ | ૬ |
| રોશની | રોહની | ૩૮૯ | ૧ |
| સ્વતંત્રતા | સ્વતંતા | ૩૮૯ | ૧૪ |
| અમલદારો | અમદારો | ૩૮૯ | ૧૬ |
| દુર્ગોના | દુર્ગેનાં | ૪૦૧ | ૬ |
| પોતાના | પોતાતા | ૪૦૧ | ૩૫ |
| નિર્મુક્ત | નિમુક્ત | ૪૦૩ | ૨૨ |
| અમારે | આમારે | ૪૦૯ | ૩૩ |
| બાળકના | બાકળના | ૪૧૦ | ૭ |
| કર્યું | કયું | ૪૧૧ | ૨૨ |
| મારી | મારા | ૪૧૧ | ૨૫ |
| પોતાના | પોતના | ૪૧૨ | |
| ઐશ્વર્ય | એશ્વર્ય | ૪૧૨ | ૨૩ |
| ઉદ્ધારનો | ઉદ્ધરનો | ૪૧૬ | ૨૫ |
| પોશાખ | પાશાખ | ૪૨૧ | ૩૬ |
| મહિલાઓની | મહિલીઓની | ૪૨૩ | ૨૭ |
| કુદરતથી | કુદતથી | ૪૨૯ | ૭ |
| થાય છે | ધાય છે | ૪૩૨ | ૧ |
| કપડાંઓ | કપટાઓ | ૪૩૨ | ૨૧ |
| કુરાન | કુરાણ | ૪૩૩ | ૧૬ |
| ગાડાં | ગાંડા | ૪૩૩ | ૨૯ |
| વરસાવવાની | વરસાવવાથી | ૪૩૬ | ૨ |
| મહમુદશાહે | મહમૂદમાહે | ૪૪૩ | ૨૩ |
| કહેતા | કહેલા | ૪૪૪ | ૧૫ |
| સુતરાઉ | સુતરાઇ | ૪૪૭ | ૨૪ |
| મદદગાર | મદદદગાર | ૪૫૨ | ૩ |
| પ્રસન્નતા | પ્રસનના | ૪૫૨ | ૨૦ |
| હતા | હત | ૪૫૩ | ૮ |
| રમ્ય | રમ્મ્ય | ૪૫૩ | ૨૭ |
| પુરૂષોએ | પુરૂષો | ૪૫૬ | ૨૧ |
| આપણાથી | આપથી | ૪૫૬ | ૨૧ |
| મટાડી | મટી | ૪૬૦ | ૩૪ |

# " ભારતીય સ્વરાજ્ય "

## ' અસલ ધર્મ '

આ સંસારમાં દરેક મનુષ્યે પોતપોતાનાં કર્તવ્યો ધર્મ અને નીતિથી બજાવવાનાં છે. રાજા પ્રજા પ્રત્યે સ્નેહભાવ ન રાખે તો અનીતિ કહેવાય છે. તેમ પ્રજા રાજા તરફ વૈરભાવ રાખે તો રાજાથી તેને બેવડો ગુન્હો છે. શાસ્ત્રોમાં બતાવ્યા પ્રમાણે જે માણુસ વર્ત્તણુક નથી કરતો તેને અધર્મ એવું નામ અપાય છે. શ્રી કૃષ્ણ ભગવાને પાણીપતના મેદાનમાં અર્જુનને યુદ્ધ સમયે કહ્યું હતું કે તું તારો ક્ષત્રીય ધર્મ નહિ બજાવે તો નર્કે જઇશ. આ વચનો ખાસ ધર્મને મજબુત બનાવવા માટેનાં હતાં.

જમદગ્નિ મુનીએ પોતાની સ્ત્રીરેણુકા પર કોપાયમાન થઇ તેને મારી નાખવાનું પોતાના પુત્રોને કહ્યું તે વખતે પુત્રોએ માતાની કેમ ઘાત થાય એવા ઇરાદાથી ના પાડી; ત્યારે પિતાના કોપથી બધા બળીને ભસ્મ થઇ ગયા, છેવટે પરશુરામે પિતાની આજ્ઞાને માન આપી પોતાની માતાને મારી નાખી અને પોતાનો પુત્ર ધર્મ બજાવી, પિતાની આજ્ઞાને માન આપ્યું, તો તેજ પિતાના વરદાનથી પોતાની માતા અને ભ્રાતાઓને સંજીવન કરી શક્યો. કહો ! પોતાનો ધર્મ બજાવવામાં કેટલું બધું હિત સાધી શકાય છે ?

એવી રીતે પૂર્વે ઘણા એક મનુષ્યો મુસ્કેલીઓ વેઠી ગહન પ્રસંગોમાં આવેલા છે અને સંન્યાસ લઇ વનમાં થતી અનેક ઉપાધિઓને મુંગે મોઢે સહન કરી, ધર્મના સાંદસામાં પકડાયા છે. ભગવાન્ બુદ્ધદેવ મહાન્ રાજ્ય તજી, સ્ત્રી અને પુત્રના કોમળ હૃદય પર આઘાત કરી, દેશ અને પરદેશ રખડી, પોતાનું કર્તવ્ય બજાવ્યું હતું. શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા પરોપકાર અર્થે જગસ્વામી છતાં અર્જુનના સારથી બની પોતાને ન છાજે એવું નોકરીનું કાર્ય બજાવ્યું. પરોપકારી મનુષ્યો પરજનના હિતાર્થે ઉંડા પાણીમાં ઉતરે છે. પર્વતની ખીણોમાં જાય છે, હાથી અને સિંહાથી જે વન ગાજી રહેલું હોય તેવા બીહામણા રસ્તામાં ચાલ્યા જાય છે. સત્ય, ધર્મ અને નીતિથી ચાલતા પુરૂષો કોઇ દિવસ પોતાના જીવની દરકાર રાખતા નથી, પછી ભલે ત્યાં ખેરના તણુખાઓ પાથરેલા હોય, દુનીયાંની સર્વ ભાંજગડો તોડી પાડી

સર્જનોએ શાન્તિનું અચ્છું રાજ્ય સ્થાપવાનું છે; પરંતુ અમર્યાદિત અને લુચ્ચા લોકોની જાળમાં ફસાવાનું નથી. કેટલાક પોતાનો ધર્મ બજાવવામાં ભૂલો કરે છે. જુઓ! કુરૂક્ષેત્રમાં અર્જુને પોતાનો ધર્મ બજાવવામાં ભૂલ કરી અને વ્યગ્ર ચીત્તે રથમાં બેસી ગયો જો એ વખતે કૃષ્ણ જેવો ઉત્તમ વકતા હાજર ન હતે તો નક્કી સમરાંગણમાંથી રથને સીધો ઘેર હાંકી જતે. અહિંસા, સત્ય, નીતિ, કાયા અને મનની શુદ્ધતા એ સર્વત્ર ધર્મનો સિદ્ધાંત છે. જે જે ધર્મ પુસ્તકો વાંચવા માંડો તો એમાંથી સર્વના પ્રત્યે પ્રેમભાવ રાખો, સત્ય અને નિતીને પાળો, તેમજ કોઈ જીવને દુઃખ થાય એવું કાર્ય ન કરો, એવુંજ ટપોટપ નીકળવા માંડશે. કોઈના પ્રત્યે વૈરભાવ નહિ રાખતાં સંપથી રહેવું અને પોતાના જેવાજ સર્વને સમજવા એ જાતની રીતભાત એ સર્વ ધર્મનો વિજયધ્વજ છે. એવું જે માણસ ન સમજતો હોય તેને કહેવું કે કોઈ માણસ આપણો જીવ લેવાને આવે અને માથે સમશેર ખેંચી ઉભો રહે, અગર તો આપણું નિશાન કરી છાતીમાં બંદુક તાકે, તેમજ આપણા ઘરને આગ લગાડી સર્વસ્વ લુટી છેવટ વ્હાલા પુત્રની ઘાત કરે; એ વખતે આપણને કેવું થાય છે? એજ આપણે વિચારવાનું છે. જ્યારે જ્યારે કાર્યનો આરંભ કરો તેજ વખતે પોતાના મનને ઉપરના કુંડાળામાં નાખી, ફક્ત પરમાત્માની સાક્ષીએ નિષ્કલંકિત કાર્ય કરી, ધર્મનો કિલ્લો મજબુત ચણવાનો છે. આપણે નીતિને નોતરીએ છીએ એજ વખતે શાન્તિ, દયા અને ધર્મ આદિક રિદ્ધિ, સિદ્ધિઓ આપણી નેકી પોકારી મળવાને માટે દ્વારપર ભીડ કરે છે. સર્વ દેશમાં અને સર્વ ધર્મ કર્મના વ્યવહારમાં દરેક માણસ બીજાનું ખરાબ કરવા જતાં અચકાય છે, તેથી અવશ્ય એવું સમજાય છે કે આ દેહમાં રહેલી કોઈ અદ્‌ભૂત શક્તિ એ અશુભ કાર્ય ન કરવા દેવાને આડે આવે છે.

વેદોમાં ઘણે ઠેકાણે એવું કહેલું છે કે પ્રથમ સત્ય ઉત્પન્ન થયું, કે જે પોતાના બળે પૃથ્વી, વાયુ, સમુદ્રો તેમજ ઉંચે તરવરી રહેલાં અસંખ્ય બ્રહ્માંડોને ધારણ કરી રહેલ છે. સત્ય નગારૂં વગાડીને કહે છે કે આ સૃષ્ટિમાં દૃષ્ટિગોચર થતી સર્વત્ર વસ્તુઓ ફનાં થઈ જાય; પરંતુ મારામાંથી ઉત્પન્ન થતી ધર્મ, દયા કે નીતિ આદિક અસંખ્ય દિવ્ય શક્તિઓ નષ્ટ થવાની નથી. મહાભારતમાં કહેલું છે કે એક હજાર અશ્વમેધ યજ્ઞને અને સત્યને સામસામાં કાટલામાં મુકો તો સત્ય તરફનું પલ્લું વધી જાય છે. કહો! આ કંઈ ઓછી મહત્તા છે? ભિષ્મે બાણશય્યા પર સુતાં સુતાં ધર્મરાજાને યુદ્ધ ક્ષેત્રમાં વારંવાર સંબોધિને કહ્યું હતું કે પ્રાણ છોડતાં સુધી તમારે એ સત્ય રૂપી પરમબળ જ્યોતિને છોડવી નહિ, એવી મારી તમારા પ્રત્યે મહાન્ ભલામણ છે. સત્ય એ સર્વ

સદ્‌ગુણોનો જીવનહાર છે એવા સત્યને વ્યવહારમાં કે મુશ્કેલીમાં છોડવું નહિં. સત્ય વીરની આગળ સંકટ તો સો સો ગાઉ દુર ભાગે છે. એ જન સમૂહે ભુલી જવાનું નથી.

કેટલાક મનુષ્યો સત્ય જેવી કેટલીક હિતકારક વસ્તુઓને તજી દઇ માત્ર સુગંધી કાષ્ટનાં કે સફેત માટીનાં ટીલાં ટપકાં કરી બાર હાથ લાંબી માળા ફેરવવી તેનેજ ધર્મ કહે છે. અર્ધે અંગે સ્નાન કરી, વિવ્હળ ચિત્તે પ્રભુની પ્રતિમાને ફળફુલ ચડાવી, ગૌમુખીમાં હાથ ભારી, જે અસંખ્ય કુતર્કોનો જાપ જપે છે અને નાનું કે મોટું અનીતિ ભર્યું કાર્ય કરવામાં પાછી પાની કરતો નથી તેને હું તો ધર્મ ન કહું જે માણસ દુનિયાના સર્વત્ર જીવોનું ભલું કરવાના કાર્યમાં લાગેલો હોય, અને અનીતિ કાર્ય કરવા જતાં દેહને કંપાવી સદાયને માટે સત્કાર્ય કરવાને બંધાયલો હોય, એજ કાર્યને ધર્મ એવું નામ અપાય, શ્રીકૃષ્ણ ભગવાન જગત્ ઉદ્ધારક ગણાયા, રામચંદ્ર ભગવાને પણ સર્વત્ર સ્થળે શાન્તિ ફેલાવી વળી એટલે સુધી કે જ્યાં સુખ અને સ્મૃદ્ધિનું સામ્રાજ્ય હોય ત્યાં રામરાજ્યની ઉપમા અપાય છે. એ પરોપકારી રામચંદ્રના કાર્યમાં પશુઓએ પણ મનુષ્યના કરતાં ઉત્તમ કાર્ય બજાવ્યું, પત્થરાઓ કે જે પાણીમાં ડુબી જાય છે તે તરવા લાગ્યા. તોફાની સમુદ્ર શાન્ત બની ગયો. નાનાં નાનાં જીવ જંતુઓ પણ તેનાં કાર્યમાં મદદગાર થઇ પડયાં. કહો? આમાં તમને આશ્ચર્ય થતું નથી કે? જે માણસ ધર્મમાં લાગેલો હોય તેને સર્વત્ર વસ્તુઓ અનુકુળ થાય છે. વિકાળ સિંહો ઘરના રખવાળી બને છે. શત્રુઓ મિત્રોનું કામ કરે છે. ખાસ પરમાત્મા ધર્મને માટે અવતાર ધારણ કરે છે જેની પાસે સુધર્મનાં લક્ષણો હોય તેને કોઇ દિવસ દુઃખના માર્ગમાંથી પસાર થવું પડતું નથી.

જેનું મન શુદ્ધ હોય, જે હરહમેશાં સર્વ જીવોનું ભલું કરવામાં પોતાની દરેક શકિતનો સદ્‌ઉપયોગ કરતો હોય, તેનામાં ઇશ્વર અહળક સત્તા સોંપે છે. જુઓ ! ધ્રુવે અચળપદ પ્રાપ્ત કર્યું પ્રહેલાદ પણ ધર્મનાં તત્ત્વો વડે મહાન્ ઉપાધિમાંથી બચી શકયો. ધર્મરાજા કોઇદિવસ પણ ભૂલે ચૂકે અસત્ય બોલતા નહિ માત્ર એક વખત જુઠું બોલી ગયા તો તેનો રથ જમીનથી અદ્ધર ચાલતો હતો તે બંધ પડી જમીનપર ચાલવા માંડયો. હિમાલયની હડહડતી ટાઢમાં નદીઓનાં પાણી ઠરી જાય, પત્થરાઓ ફાટે, તોપણ એવી ઘાતકી ઠંડી ધર્મને અસર ન કરી શકી. ચાર ભાઇઓ અને સતિ દ્રૌપદી સુદ્ધાં પાણીની માફક ગળી ગયાં; પરંતુ ધર્મવીર યુધિષ્ઠિર તો નિર્વિઘ્ને પાર ઉતર્યા. અહાહા! ધર્મ

તારો કેવો પ્રતાપ? આતો ઠંડી હતી. પણ અગ્નિની જવાળાઓ તારા ભક્તોને અસર ન કરી શકે! તારો ઉપાસક આખા જગતૂમાં પૂજાય છે. ધર્માવતાર, સાત્વિકવૃત્તિવાળો, નિર્ભયતાનું આદર્શ સ્વરૂપ, પ્રેમ અને શાન્તિનો સાગર, સત્યવીર, સ્વતંત્રતા દેવીનો ઉપાસક, સ્વદેશ બંધુઓના દુ:ખે આર્તનાદ કરનાર મહાત્મા કહેવાય છે.

જે વખતે એવા પુરૂષો ભૂમીતલમાં વિરાજતા હોય, ત્યારે સમગ્ર ભૂમંડળપર સુર્ય પોતાના તેજનાં કોમળાં કિરણો ફેંકી વિજયનાં વાજીંત્રો વગડાવે છે. નાશના ઢગલાપર નવી ઇમારતો ચણવાનું પ્રેરે છે.

લાખોની આમદાની ધરાવતા લોકો પોતાની સ્થિતિ કંગાલ બની ગયા છતાં પોતાના ધર્મની ખાતર ધનનું કે કુંટુંબનુ બલિદાન આપે તેવા મનુષ્યના રૂપમાં વિરાજતા દેવને અમારા લાખો વાર ધન્યવાદ હો. મનુષ્ય, મનુષ્ય પ્રત્યેનો ધર્મ બજાવી જાણે તેનુંજ નામ ધર્મ અને એમાંજ સર્વસ્વ ધર્મનો સમાવેશ થાય છે. એવો ધર્મવીર જ્યાં જાય ત્યાં લીલા લ્હેર થાય છે. સૂકી ભૂમી લીલી બની જાય છે. નિર્જળ વ્હેળા ખળખળ વ્હેવા માંડે છે. વૃક્ષો નવપલ્લવિત બની ફળ ફુલથી ઝુકી રહે છે; પરંતુ જે માણસ નામાંકિત છતાં પોતાને ન છાજે એવી હદ ઉપરાંત ભૂલો કરી પોતાનો ધર્મ વિસરી જાય તેવા પુરૂષને પ્રશંષામાં લાવનાર મનુષ્યોજ ગુન્હાને પાત્ર છે. જ્યાં અશાંતિનો ઢોલ વાગતો હોય અને ઇશ્વરની સંહારલીલા જ્યાં સામેલ થઇ હોય ત્યાં સુખ શાન્તિને ફેલાવનાર વિરલા પુરૂષોને મારા લાખો વાર ધન્યવાદ છે.

ધર્મ એક એવી વસ્તુ છે કે ખુદ પરમાત્માને તેનો ઉદ્ધાર કરવાની અગત્ય જણાય છે. એવું ધર્મનું બિંદુ જેનામાં ન ઝળકતું હોય તેવા જનનું જીવતર બકરીને ગળે બે સ્તનો લટકે છે તેના જેવું સમજવું. એવો મનુષ્ય નાહકનો આ ભૂમીને ભારરૂપ બની હાડ માંસનો થેલો રખડયા કરે છે. જગતના કલ્યાણ માટે કે પોતાના વિશ્વવ્યાપી ધર્મનું લેશ માત્ર જેને અભિમાન નથી હોતું તે માણસ જ્યારે ત્યારે મુછો પર હાથ નાખે છે ત્યારે હું તો તેનો દેશ બંધુ હોવાથી મને શરમ થાય છે. જ્યારે માણસ પોતાની શક્તિ ધન કે મહેનતને સ્વદેશ હિત કરતાં અમુલ્ય સમજે ત્યારે મુખમાં રહેલી પાંચભારની ચામની ટુકડી શા માટે સાચવી રાખવી જોઇએ?

સમજો તો આ દેહનો પીંડ સ્વદેશ બંધુઓનું ઋણ પતાવવા બનેલો છે. એવું નહિં સમજતાં જે માણસ એક પિતાથી ઉત્પન્ન થયેલાં સર્વત્ર મનુષ્યો પ્રત્યે વૈરભાવ રાખે તેની ભૂલ કાંઇ જેવી તેવી નહિ; પણ મોટા હિમાલય જેવી ગણવી જોઇએ. વૃક્ષો રાત હો, દિવસ હો, પવન હો, તોફાન હો; તો પણ ક્યાં ગણકારે છે. જે માણસ નહી

એવી મુશ્કેલીમાં ડગી જાય છે તે ઝાડથી હલકો છે. સૂર્ય પોતાનો પ્રકાશ આપવો બંધ કરે, સમુદ્ર મર્યાદા મૂકી સમગ્ર સૃષ્ટિને બોળી દે, વાયુ પોતાની ચલન વલન શકિતને દાબી સર્વત્ર જીવોને ગુંગળાવી દે ધરામાંથી આપો આપ અગ્નિ પેદા થઇ સર્વને ભસ્મિભૂત કરે; તો પણ પોતાનો ધર્મ છોડી મનુષ્યે હલકી એવી મનો વૃત્તિઓને પાળવીજ ન જોઇએ, સ્વાર્થ તરફના વિચારને દબાવી માત્ર પરોપકાર વૃત્તિની ઉંચ ભાવના વડેજ ડાહ્યા પુરૂષો સર્વમાં મહાન્ પદ ભોગવે છે. સત્યવૃત્તિ પાળવાને સર્જાયલા નીતિજ્ઞ પુરૂષો, હિમાલય પોતાનું સ્થાન બદલી બીજે સ્થળે, જાય, અગ્નિ ઠંડો પડે અને દુનીયાની જીવનશકિત મરણના રૂપમાં બદલાય જાય; તોપણ પોતાના વચનને અસત્ય વાણીથી કલંકિત થવા દેતા નથી. રામ એકજ વખત શર સંધાન કરતા હતા, એકજ પત્નિવૃત્તપાળી આખી દુનીયાને ઉત્તમ ધર્મ શીખાવી ગયા છે. હરિશ્ચંદ્ર સ્વપ્નામાં અસત્ય બોલતા નહિ એક વખત સ્વપ્નામાં ચાંડાળને વચન આપ્યું હતું તેને લઇને ચાંડાળને ઘેર ગુલામી સ્વીકારી હતી.

અરે ! પુરૂષોની ખ્યાતિ તો એક બાજુ રહી પણ સ્રીઓ એનાથી કયાં ઉતરે એમ છે. સીતાજીને રામ વનવાસ ગયા પછી અયોધ્યાની ગાદીપર બેસાડવાનું ગુરૂ વાસિષ્ટે નકકી કર્યું હતું; પરંતુ પતિ પ્રત્યેનો પત્નિ ધર્મ મજબુત કરવા માટે સીતાજીએ સ્વામિની સાથે જંગલને મંગલ માન્યું. તારામતિ પતિની સાથે જંગલો જંગલ રખડી માત્ર સુધર્મની ખાતર પોતાને ન છાજે એવી ગુલામગિરી સ્વિકારી, છેવટે પુત્રના મરણને હસી કાઢી, સ્મશાનમાં જઇ પતિના ચરણમાં શીર ઝુકાવી; સમશેરથી મરવું પસંદ કર્યું. દમયંતી ચક્રવૃત્તિ રાજાની મહારાણી છતાં, અને પીતાને ઘેર રાજ્ય વૈભવ મળવા છતાં, પતીની સાથે અર્ધે વસ્રે વન ભમી; આખરે વિખુટાં પડી અજગરના મુખમાં ઓરાયાં. સતી દ્રૌપદી શરીરે કોમળ છતાં પતીની સાથે એક માંડલીક રાજાની દાસી બની વિરાટ નગરમાં રહ્યાં.

જે માણુસ પોતાની ટુંક જીંદગીમાં ન લખી શકાય એવી લાંબી લાંબી ભૂલો કરેછે; અને સત્યધર્મને માન નહિ આપતાં પોતાની મરજીમાં આવે તેમ નીતિ વિરૂદ્ધ કાર્ય કરે છે, તેના કરતાં કાગડાઓ સારા કે ઘરોઘર બલિદાન આરોગી જીવન લાંબુ કરેછે.

એક સ્રી પોતાના પુત્રને વારંવાર એમ કહેતી કે સો સો વર્ષ સુધી પથારીઓ તોડ્યા કરવી અને ઘરમાં ધુધંવાયા કરવું તેના કરતાં મરણ સારૂં છે મરણ પછી કીર્તિ પાછળ ન રહેતો આજ નહિતો કાલ એમ અનુક્રમે અનુક્રમે હજાર વર્ષ પછી મૃત્યુ છોડે એમ નથી ત્યારે નાહક પરાક્રમ વગર આ દેહને ટકાવી રાખવાથી શું ફાયદો છે ? આ નાશવંત

શરીરે આત્માનું કલ્યાણ કરવાનું જો કંઇ સાધન બની શકે એમ છે તો દેશની ખાતર કે વ્હાલા આત્માના માટે સ્ત્રી, ધન કે આ નાશવંત્ દેહની શી પરવા છે ? ગાય બચાવવાના ધર્મની ખાતર વાસિષ્ટ ગુરૂએ વિશ્વામિત્રનાં અસંખ્ય બાણો છાતીમાં સમાવ્યાં. જે માણસ મરણથી ડરતો નથી, અને કીર્તિને સારૂ મૃત્યુને આલિંગવાને દોડે છે; તેજ કાર્ય આખા વિશ્વને વંદવા યોગ્ય છે. મનુષ્યને દેહ છુટયા પછી કીર્તિ પાછળ રહે તેજ સજીવન કહેવાય છે. અપકીર્તિ કરતાં મરણ વધારે કિમતી ન હોઇ શકે.

માતા, પિતા, ગુરૂ અને મહાત્મા પુરૂષોની માન, સન્માન વીધિ એને પણ ધર્મનું નામ અપાય છે. ભારવી કવીએ પોતાના પિતાને મારવાનો મનસ્વી ઇરાદો કર્યો હતો તેથી એ અધર્મમાંથી બચવા માટે પિતાની આગળ માફી માગી ત્યારે પિતાએ એના નિવારણ માટે છ માસ સુધી મૃઢ રહીશ એવું કહી સમાધાન કર્યું. બભ્રુવાહન પિતાને મારવાના પાપમાંથી બચવા માટે પાતાળમાં શ્રીકૃષ્ણ ભગવાનની સાથે પારસમણી લેવાને ગયો હતો. આ પ્રમાણે ધર્મનાં ઘણાં એક તત્ત્વો છે, પુત્રમાં દોષ હોય તો પિતાએ સમજાવવો, અને પિતામાં દોષ હોય તો પુત્રે સમજાવવા. અસમંજસ રૈયતનાં બાળકોને નદીમાં ડુબાવી દેતો હતો, તેથી સગર રાજાએ તેને દેશપાર કર્યો હતો. હિરણ્યાક્ષ સમજતો નહતો એટલે પ્રહેલાદે તેનો પ્રભુને હાથે ઘાત કરાવ્યો. વળી ધર્મની ખાતર અર્જુનને દ્રોણ ગુરૂની સામે લડવું પડયું. પ્રહેલાદે ગુરૂનાં અસત્ય વચનોનો સ્વિકાર કર્યો નહિ. અગંદ ધર્મની ખાતર પીતાના મારણની સાથે જોડાયો.

ધર્મ એક એવી અદ્દભુત શક્તિ છે કે જેનામાં એ ધર્મ ન વિરાજતો હોય; તેજ ધર્મ પિતાનો પુત્રના હાથે અને પુત્રનો પિતાને હાથે નાશ કરાવે છે.

કામ, ક્રોધ, લોભ વિગેરે શત્રુઓને વિદારી જયાં સુધી કોઇ માણસ મુકત ન થાય ત્યાં સુધી કલ્યાણની આશા રાખી શકાય નહિં. શુરવીરપણું, દયા, શીલ અને સંતોષ એ દરેક સદ્દગુણને જગતના વ્યવહારમાં મુકી કાર્ય કરવામાં આવે તો એવું કોઇ કાર્ય નથી કે જેમાં અધર્મ ઘુસી જાય. પાંચ પાંડવોએ માતાની આજ્ઞાને માન આપી, દુનીયામાં કોઇએ નહિં કરેલું એવું કાર્ય કરી એકજ પત્નિને સ્વીકારી, શું ! નહોતું સાબીત કરી આપ્યું કે શાસ્ત્રો અને વડીલોની ગમે એવી ભયંકર આજ્ઞાનો સ્વીકાર કરનાર હજુ દુનીયાપર હાજર છે?

બધાં શાસ્ત્રો આપણને થોડો ઘણો બોધ કરનાર છે તો તેનો કોઇ ઉપયોગ કરતું નથી એને લઇને બધાં મનુષ્યો વજ્ર હૃદયને પીગળાવે એવા રૂદનની શરૂઆત કહે છે. નીતિ નિયમો પાળવાએ જુઓ કે

બહુજ પરિશ્રમ ભર્યું છે. તો પણ એવા સત્કાર્યને મરતાં સુધી ન છોડવું જોઇએ. ભુખ, તૃષા અને પેટમાં બળતરા થાય એવા પ્રસંગોમાં આવી પડીએ તો પણ પોતાની મનોવૃત્તીઓને ન ડગવા દે તેનેજ ડાહ્યા પુરૂષો ધર્મવીરની ઉપમા આપે છે. એક વચનની ખાતર પાંડવોએ જંગલી મનુષ્યને ન છાજે એવો ગુપ્ત વાસ કરી, પોતાના ધર્મને મજબુત બનાવી, પોતાના જેવોજ ધર્મ બીજાને પળાવવા માટે પોતે દુઃખને સહન કરી બતાવી આપ્યું છે કે જુઓ! આનું નામ ધર્મ કહેવાય છે.

આપણે જ્યારે લઘુવયમાં હોઇએ ત્યારે શાસ્ત્રોનાં વચનો અને વડિલોની વાણીનો આપણે બરાબર અર્થ કે કિંમત સમજી શકતા નથી. એમાંના દરેક શબ્દો જ્યારે આપણે અનુભવમાં લઇએ ત્યારેજ તેની મહત્તા આપણા જાણવામાં આવે છે. શાસ્ત્રોનાં તત્ત્વો મગજમાં ભર્યાથી જેટલા પ્રવીણ અને પવિત્ર થવાય છે તેવું બીજા કશાથી થવાતું નથી. કોઇ માણસ શાસ્ત્રથી વિરૂદ્ધ વચનો તમારી આગળ રજુ કરે તો તેના તરફ તમારે બિલકુલ ધ્યાન આપવું નહિં. કદાચને તમે લાખો ધર્મ પુસ્તકોને વાંચી અસંખ્ય ધર્મોમાં સેળભેળ થઇ જાઓ તો ભલે પણ નિતીમય વચનો સિવાય તેમાંથી કંઇ ગૃહણ કરશો નહિં. દહીંથી ભરેલી ગોળી ભલે મથોમથ હોય પણ ઘી મળ્યું એટલે બસ! બીજાની શી પરવા છે. તમારા હાથમાં અખુટ ભંડાર આવ્યો એટલે પછી બીજી કઇ ભુખ રહી. એ સત્વ જેના હાથમાં આવ્યું તેણે સંસારનાં અગણીત કાર્યો નિર્વિઘ્ને પાર ઉતારેલાં છે. એ સત્વ એ જ્ઞાન આપણને ઘણું જરૂરનું છે. એનાથી મોક્ષ મળે છે અને દરેક કાર્યોમાં એ જ્ઞાન મુખ્ય મુદ્દાની વાત છે.

મગજ સારા અને ખરાબ એમ દરેક વિષયો સંગ્રહી રાખવાને માટે સર્જાયલું છે તો મગજને આત્મ કલ્યાણના વિચારોથી ઠેલી શા માટે ખરાબ વિચારોથી ઉભરાવી દેવું જોઇએ? આ વર્તમાન યુગને કેટલાક અનીતિનો દોષ કહે છે. પણ એવી મહાન્ ભુલ કરી પૂર્વના જમાનાને શોભાવે એવો કાં કહેતા નથી? આ જમાનો અને પૂર્વના ધર્મો એ સર્વત્ર આપણને પૂર્વજો વારસામાં સોંપતા ગયા છે. ધર્મો એના એજ છે, માત્ર આપણેજ જુદા છીએ. પહેલાંનોધર્મ હાજર નથી એમ નાહં આપણે તેનો નિર્વાહ નહિં કરતા હોવાથી એણે આપણને તજી આપણા ગોળાનું પાણી હરામ કરેલું છે. પૂર્વની રૂઢી પ્રમાણે બાંધેલા બધા નીતિ નિયમોમાં હાલની દેશકાલાદિકની પરિસ્થિતિને લઇને જુઓતો પુષ્કળ ફરક પડી ગયો છે અને જગજકાટ મારતું એ સુકર્મ અત્યારે તેજહીન બની ગયું છે. પૂર્વના ધર્મો જોકે બહુજ મહત્ત્વના છે પણ હમણાં કોઇ તેને માન આપતું નથી તેથી વખતની વાદળી

ક્યારેક છાંયો અને ક્યારેક તડકો આપવા લાગી છે. મોક્ષ ધર્મને બદલે સંપત્તિધર્મ દાખલ થયો. વાસ્તવિક રીતે જુઓ તો અર્વાચીન કાળની આધ્યાત્મિક વિદ્યા હાલના ભૌત્તિક પદાર્થોની નીચે દબાયલી ગરદને પડી છે. મનુષ્યના ઇશ્વરી વિચારોની સામે અસંખ્ય દુર્ગુણોને કાળો પડદો પડી ગયો છે. માબાપની અનહદ મહેનતના પરિણામે બનેલો મીલ્કતનો ખજાનો ખાલી કરી જે માણુસ કાળા પત્રકમાં નામ નોંધાવી, નર્કના દ્વારામાં ઠેલાઠેલ કરી મૂકતો હોય તેના તરફ ધર્મની સમજુતીના અશ્વો શી રીતે દોડાવી શકાય? સર્વ શાસ્ત્રોના સિદ્ધાંતો આપણુને ગંભીર અવાજથી કહે છે કે જન્મથી તે મરણુ પર્યંત અસંખ્ય સંસારની વ્યાધિઓમાં ધમાલો લીધા કરવી અને આયુષ્યને એમનેમ કોરૂં કડાક ઓગાળી જવું તેવા પુરૂષને જેટલું પાપ ભાગે પડતું આવે છે એટલું બીજા કોઇને આવતું નથી.

પુર્ણ અવસ્થાએ પહોંચેલા એક જ્ઞાની માણુસનું વર્તન તપાસી જુઓ! અને તેની જેવાજ એક સંસારમાં રગડાતા જીવાત્માની સ્થિતિ તપાસો. ક્યાં જ્ઞાની નરની રીતભાત અને ક્યાં સંસારમાં જોડાયલા પુરૂષની હૃદય ફાટ કલ્પાંત રૂઢી જેટલી કરામત જ્ઞાની પુરૂષમાં હોય છે, તેટલીજ કરામત કંગાલમાં કુદરતે ઢોળેલી હોય છે. જે માણુસ પોતાની શક્તિને વીસરી જઇ બાળકના જેવા ખેલોખેલવા માંડે છે એજ ઇશ્વરી માયાની ધમધોકાર ખરીદ છે. રામચંદ્ર ભગવાન જે વખતે લક્ષ્મણજી મેઘનાદની સાથે લડતાં મૂર્છા પામ્યા ત્યારે પોતાની માયાનો પ્રભાવ જણુાવવા માટે આંખોમાં અશ્રુનો પ્રવાહ લાવ્યા હતા. અને સાબિત કરી આપ્યું હતું કે મને પણુ એ માયા નજર ચુક થવાથી સતાવે છે ત્રિદેવને એજ માયાના પ્રતાપથી સતી અનસૂયાના ગૃહે વૃક્ષની ડાળીએ છ માસ સુધી લટકવું પડયું હતું. રામાયણુમાં એક એવીજ હકીકત છે કે ખુદ રામચંદ્રજીએ બેઠાં બેઠાં લાખો ગાઉસુધી હાથ લંબાવી, કાગભુશંડીને પકડી લીધા અને પેટમાં પધારવી એકજ નિમિષમાં લાખો યુગનું સ્મરણુ કરાવ્યું. એવી ભયંકર દુઃખ દેનારી માયામાં ડગલે, ડગલે ફસાઇ જે હરવખત સંકટમાં સ્નાન કર્યા કરે છે, અને કડવા અનુભવને મીઠા કહી રૂદનને હાસ્યના રૂપમાં ગણી કાઢે છે, એવા ઘેલા મનુષ્યો પ્રત્યે દયા ખાવા જેવું છે.

માનવ જાતીના અને પોતાના હિતની ખાતર જે ધર્મની કસોટીમાં નથી આવતો તેના તરફ અમારો વિરોધ છે. ભક્તિ આદિક ગ્રહણુ કરવા જેવા ધર્મો જ્યાં સુધી મુક્તિ માર્ગમાં ન રોપાય ત્યાં સુધી આપણે મનુષ્ય નથી બની શકતા, સર્વ ધર્મ ગ્રંથોમાં નિતીનાં મુળતત્ત્વો અગ્રસ્થાને હોય છે. વળી સાથે સાથે વિનયને આગ્રહપૂર્વક પાળવાનું કહેવામાં આવે છે.

તેથી એવા સુધર્મો જેની મુઠ્ઠીના આવેલા હોય તેની મુઠ્ઠીમાં સ્વર્ગનો અધિકાર આવી ગયો છે; એમ સમજવું. જેની નસેનસમાં ધર્મના વિષયો વાતો કરી રહ્યા હોય તેવા માણસને કોઇ મનુષ્ય નવીન વિચારોથી, ભ્રમ કે આશ્ચર્યકારક બનાવથી ચલીત કરી શકતો નથી.

કપડાં સાફ કરવામાં સાબુ કામ લાગે છે, શરીરને સાબુ કે બીજી તેલાદિક સુગંધી વસ્તુઓ વડે પવિત્ર કરાય છે; પરંતુ અંતઃકરણ સાફ કરવું હોય તો માત્ર નીતિ, દયા અને પરોપકાર તેમજ જ્ઞાન, અને અહિંસા એજ સારાં લાભ કર્તા છે; ખરેખરૂં રહસ્ય કે તાત્પર્ય લઇએ તો દરેક જીવોના આપણે ઋણી છીએ. એવી રીતનો સર્વ ધર્મોનો સાર અહરનીશ જે યાદ કર્યા કરે છે તેને અમારા લાખોવાર ધન્યવાદ છે.

સર્વ ધર્મોનું ઉત્પતિસ્થાન એક હોવાથી સર્વ ધર્મ ગ્રંથોમાં એકનું એકજ તત્વ મળી આવે છે; તેથી સર્વત્ર ધર્મો આપણા પોતાના છે; એમાં જરા શંકા નથી. આત્મ વિદ્યાનાં તત્વો જેણે રચેલાં છે તેની પ્રશંશા વાણીવડે ન થઇ શકે, એવા પુરૂષો આપણુને જે અમુલ્ય જ્ઞાન વારસામાં સોંપતા જાય છે. તેની પ્રશંષા કરવી એ સરસ્વતિની તાકાતનું કાર્ય છે. સંસાર પ્રત્યે આપણો ધર્મ શ્રદ્ધા ન થયો હોય તો મરણ આપણુને વેળાસર વધાવે તેથી પસ્તાવાનું બની આવે છે; સમજણ શક્તિ જ્યાં સુધી હયાત હોય, ત્યાં સુધી આયુષ્યની મજબુતી માટે સત્ય અને નીતિના પાયાપર તેજસ્વી અને નિર્મળ બોધ લેવા જેવી દિવાલ ચણવાની છે. સારાના સહવાસથી અસંખ્ય કુટેવો દુર થાય છે. સારાની સોબત આ સંસાર ભ્રમણામાં થાકયા પાક્યાને અનહદ વિશ્રાંતિ ભુવન છે. તમે સમજુ પણે જે કાર્યો બીજાના ભલા માટે જાહેરાતમાં લાવો તે કાર્ય પુષ્કળ જનોના લાભનું બને છે. એ કાર્ય અસંખ્ય કષ્ટોમાંથી બચાવે છે. દરેક માણસે લઘુવયથી તે વૃદ્ધાવસ્થા સુધી પોતાની દરેક ઘડી ખાનદાનપણે અને સ્વદેશ હિતેચ્છુ તરીકે વીતાડવાની છે. તમારી સમજુતીનાં વચનો દરેકનાં અંતઃકરણમાં આરપાર ઉતરી જવાં જોઇએ. તમારાં બોધવચનો સાંભળવાને માટે હજારો માણસો ઉઘાડે પગે દોડયાં આવે ત્યારેજ તમે દેશસેવાનું કાર્ય બજાવ્યું કહેવાય. મોટા પુરૂષોનાં સુધાવાકયો એટલાં બધાં તો કિંમતી છે કે એ વાકયો કેવા પ્રકારનાં અમુલ્ય હતાં એનો એના આહકોજ સમજી શકે. શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્માને અર્જુને કહ્યું હતું કે આપે મને રણક્ષેત્રમાં જે જ્ઞાન બતાવ્યું હતું તે જ્ઞાન મને ફરીથી કહો ! ત્યારે પ્રભુએ એવો ઉત્તર આપ્યો કે જે જ્ઞાન મેં તને સમરાંગણમાં બતાવ્યું હતું તે જ્ઞાન ફરીથી બતાવી શકાય એવી મારી તાકાત નથી. જોકે અર્જુન એ ઇશ્વરનાં સર્વત્ર વાકયો સમજ્યો હતો તો પણ

એમાં વધારે મીઠાશ હોવાથી ફરીવાર સાંભળવાની ઇચ્છા બતાવી. પરમાત્માને એ જ્ઞાન કહેવું દુષ્કર નહિ હતું ! પરંતુ એ વધારે કિંમતી હોવાથી ઇશ્વરે ફરી વખત કહેવાને અનાશકિત બતાવી. અર્જુને પરમાત્માનાં વાકયો બરાબર ધ્યાનમાં ન રાખ્યાં હોત તો એ અમુલ્ય જ્ઞાન ભંડારને ન મેળવી શકયો હોત. ધર્મ અને નીતિના સિદ્ધાંતો કેવા અગાધ છે અને મહાત્મા પુરૂષોની વાણીમાં શું મહત્તા રહેલી છે એ કોણ સમજે ? જે માણસને દરેક ધર્મગ્રંથો મુખે હોય, સત્ય અને અસત્યની પરિક્ષા કરવામાં પહેલે નંબરે હોય, એજ સમજી શકે ! સમુદ્રનું માપ કોણ લઇ શકે ? પરમાત્માએ ચૌદ રત્ન કાઢવાને સમુદ્ર મંથન કર્યું ત્યારે જેને સમુદ્રનું તળ ફોડી, પાતાળ સુધી બરાબ્યો હતો; એજ મેરૂ પર્વત માપી શકે ! કંઇ દેવ કે દાનવ ન જાણી શકે ! કંસને મારવાને શ્રી કૃષ્ણ મથુરામાં આવ્યા ત્યારે કૃષ્ણનું કાળ સ્વરૂપ કંસ સિવાય કોઇ ન નીરખી શકયું.

જે માણસ જ્ઞાનની શોધ કરવા નીકળ્યો હોય તેનેજ જ્ઞાન મળે છે નીતિની શોધ કરનારને નીતિ અને અસત્યનો ખરીદનાર અસત્યનેજ જોઇ શકે છે. જેવો ગ્રાહક તેવોજ માલ ખરીદાય છે. સંસારથી માંડીને તે અંત પર્યંત આપણે આપણા મોક્ષ માર્ગમાં ઘણા એક વાંકા ચુંકા રસ્તાઓ જોઇ શકીએ છીએ. તોપણ એ વાંકાચુંકા રસ્તાઓને સુધારવા છોડી દઇ મહેનતને કે એવા ખરાબ રસ્તાને વધારેમાં વધારે લાંબો બનાવતાં આપણે પાછું ફરી જોવાનું છે. ઘણી વખત મનુષ્યો આવા સાંકડા રસ્તામાં આવી ગભરાય છે. મારો ખરો ધર્મ શું છે. એનું એને ભાન રહેતું નથી કુરૂક્ષેત્રમાં પાંડવ અને કૌરવોનાં સૈન્યો સામસામાં ઉભાં રહ્યાં ત્યારે અર્જુનને સગાંવ્હાલાંઓને લડવા આવેલા જોઇ તેઓના પ્રત્યે દયા ભાવ પ્રકટ થતાં હાથમાંથી ગાંડીવ ધનુષ્ય પડી ગયું, વદન સુકાવા લાગ્યું અંગે અંગ રોમાંચ ખડાં થઇ ગયાં, ધર્મધર્મના ફાંસામાં ફસાઇ રંક પ્રાણીની જેમ ગરીબડું મુખ કરી પ્રભુને કહેવા લાગ્યો કે મહારાજ ! અહિં જે મારી સામે કાકા, મામાઓ ભત્રિજાઓ, તેમજ સાળા સસરાઓ, દાદાઓ અને ગુરૂઆદિક અસંખ્ય સજ્જનો લડવાને આવેલા છે, તો તેઓનો વધ કરવા કરતાં હુંજ મારે હાથે મારી ગરદન કાપી આ યુદ્ધને સમાપ્ત કરવાને ઘણો ખુશી છું. માત્ર પેટનો ખાડો પુરવા માટે ભીખ માગવી એનેજ હું ઉત્તમ માનું છું. પણ સામે ઉભેલા કોઇના ઉપર હું મારી સમશેર ચલાવું એતો. મારાથી નહિ બની શકે ! જો મારા ક્ષાત્રધર્મમાં ગુરૂવધ, પિતૃ વધ, વિગેરે મહાન પાપો કરવાનું લખ્યું હોય, તો આગ લાગો એ ક્ષત્રીય ધર્મમાં મને એ મારામારી કરવા જતાં મારામાં રહેલી કોઇ દિવ્ય શકિત અટકાવે છે.

કદાચને રાજ્યના લોભી માણસોએ આવા પ્રકારનો ધર્મ ઘડી કાઢયો હોય; તો એ ધર્મ એનેજ મુબારક હો ! મારે તો મારા આત્માનું ખરૂં કલ્યાણ કઇ વસ્તુમાં છે એ જોવાનું છે. જેણે મને વિદ્યા સંપાદન કરાવી છે. ખોળામાં બેસાડી લાડ લડાવ્યાં છે, પ્રાણ કરતાં વ્હાલો ગણેલો છે; તેવા કૃપાળુ વડિલોની સામે મારાથી શી રીતે બાણ લઇ શકાય ? મારી સન્મુખ આપ જેવા જ્ઞાની પુરૂષ ઉભેલા છે અને જાણી બુજીને જો હું આવી જાતનું કુકૃત્ય કરવાને તૈયાર થાઉં, તો શું એ શરમાવા જેવું નથી કે ? મારો મારફાડનો ધર્મ ભલે વેદોક્ત હોય, એનાથી ભલે મને દોષ ન લાગે; તો પણ મારૂં મન એ ધર્મ બજાવવાને માટે મને ફરમાશ કરતું નથી. સ્વર્ગ આદિક અસંખ્ય વૈભવો ન મળતા હોય તો ભલે કોઇ દિવસ નમળે પરંતુ આ કાર્ય તો હું અહિંથીજ સંકેલી લેવાનું પસંદ કરૂં છું. ત્યારે ભગવાને માત્ર વિરાટ સ્વરૂપ બતાવીનેજ તેના મનનું સમાધાન કર્યું; પણ આપણને અત્યારે કોઇ વિરાટ સ્વરૂપથી સમજાવી શકે એવું નથી માટે આપણે દયા, ધર્મ, પરોપકાર આદિક વિરાટ સ્વરૂપ વડે મનને મજબુત બનાવી કાર્ય બજાવવામાં આગળ પડતો ભાગ લેવો જોઇએ. કુરૂક્ષેત્રને બદલે ધર્મક્ષેત્રમાં શાંતિનાં હથીયારો ગૃહણ કરી, અહિંસામય ધર્મમાં જોડાઇ જવાનું છે.

તમારો શુદ્ધધર્મ નાબુદ નથી થયો ! તમે જ્યારે ખરાબ કાર્ય કરવાને બહાર પડી જાઓ છો, એવોજ મનમાં સંકલ્પ કરોછો, ત્યારે ત્યારે એ કાર્ય નહિ કરવા દેવાને તમારો ધર્મ આડે આવે છે. પરંતુ ક્રૂર કાર્યો એ ભાવનાને દબાવી પોતાની સત્તા અજમાવી તમે સત્ય સ્વરૂપ છતાં કાળ મુર્તીના નામથી ઓળખાવે છે.

આપણી આંખમાંથી દુઃખનાં અશ્રુઓ ન સુકાયાં હોય, પાકેલ પેટે પાટાઓ ન બાંધી શકતા હોઇએ, તો પણ આપણી એજ ખુબી છે કે જાણવા છતાં એ કાર્યને આપણે માન ઉપરમાન રેડયા કરીએ છીએ. આપણી સત્તા, સર્વત્ર જીવોને વશ કરવાને માટે શક્તિમાન છે. પણ બીજાના ભલા માટે જુઠાની સાકરને ફેંકી દઇ સાચાઓનું વિષ ખાનારા કોઇક વિરલા નજરે પડે છે તવંગરો નજીક, નજીકમાં બેસી વાતો કરે છે પણ ગરીબની પાસે કોઇ બેસતું નથી. સમજે તો એ સ્વપ્નાનો બગીચો છે. કહેવું સહેલ પણ કરવું મુશ્કેલ એ સોળેસોળ આના વાત છે.

આ માનવદેહ મળ્યા છતાં જે માણસ ઠગબાજી કરી મદ, મોહ વિગેરે અનિતીઓના પાયતખ્તને વધારી લે છે; પરંતુ હરિભજન કરી લોકોના ભલા માટે બંધાયલા છીએ એમ નહિં સમજતાં ગૃહમાતાઓની સામે કુદ્રષ્ટિ કરી, કોઇ જાતનો જ્ઞાનરંગ ચડાવતો નથી, તેને અમારા લાખોવાર ધિક્કાર છે. ભલે આપણાથી હજારો મનુષ્યો ધ્રુજતા હોય, હાથમાં લાકડી લઇ બધાને ડરાવતા ચોતરફ ફરતા હોઇએ, અને સારી

શિખામણ કાનપર ન ધરતાં ખોટો ડોળ કરી હું બધું સમજું છું; એમ ડોકું હલાવી ખરા મોક્ષના માર્ગને ભૂલીને હૈયાફુટા બનતાં આપણે પુરેપુરો વિચાર કરવાનો છે. મીઠી વાણી, દાનમાં ઉત્સાહ, પ્રમાણિકપણું ધર્મપર સ્નેહ, ગુણનો સમુહ, શાસ્ત્રોનું જાણવું, ઇશ્વર ભક્તિ, આટલા ગુણો મનુષ્યમાં અવશ્ય હોવા જોઇએ. દયા, ધર્મ અને નિતિના સિદ્ધાંતો કાન પર આવતાં ઉંઘી ન જવું જોઇએ. આપણે ખરાબ વૃત્તિઓને માન આપી હલકી એવી વાતોના ખીસા ભર્યા રાખીએ તો આપણે મનુષ્ય નથી બની શકતા. આપણા કર્મ કાસારમાં ઇચ્છાઓ રૂપી અગણીત લહરીઓ ઘૂમ્યા કરે છે. એમાં કામદેવ નામનો એક મોટો મગરમચ્છ રહે છે. કુવાસનાઓરૂપી મોટી મગરો જ્ઞાન વૈરાગ્ય આદિક સત્ ધર્મને ઉપાડી જાય છે. આપણી પાસે દિવ્ય ચક્ષુઓ ન હોય તો નક્કી નાદારીમાંજ નામ નોંધાવવાના. જેને મોહ ન હોય, સંત પુરૂષો જેની પ્રશંસા કરતા હોય, વૈરાગ્યરૂપી નદીમાં સ્નાન કરતો હોય, જેના ધર્મ કુંજમાં અસંખ્ય જ્ઞાનભોગી ભ્રમરાઓ મીઠી સુગંધીઓ લઇ કૃતકૃત્ય થયા હોય તેવા પુરૂષોએ ભલે આભવમાં જન્મ ધારણ કર્યો. બાપદાદાની આબરૂને ધકેલી લોક નિંદામાં ગરકાવ થઇ; બદફેલમાં ઇશ્વરની ખરી ઉપકાર શકિતને ભુલી, પોતાની મરજી માફક જે વર્તણુક કરે તેવા પુરૂષોને પરાભવમાં અને અહિં ગાડીના ગોળ પૈડા જેવું મળવાનું.

પરમાત્માને ભુલી જેની બુદ્ધિ વિભ્રમતાને પામી હોય તેને ઉમદા જ્ઞાન શી રીતે અસર કરી શકે? નરદેહ મેળવી દયામાં જીવ નહિં રાખતાં લુચ્ચાઇ લબાડીને આધિન થઇ, લાખો પતી છતાં એક અરધી રંકને ન આપી શકીએ; તો આપણને દુનીયા ફિટકારવડે વધાવે તો કંઇ શોક કરવા જેવું નથી. કોઇ ડાહ્યો માણસ સમજાવવા આવે તેને ગાંડો ગણી કાઢી ઉલટી રીસ કરે તેવા જનની બુદ્ધિ કયે ગામ ગઇ હશે એ કંઇ સમજાતું નથી! જે માણસ પરોપકારમાં તન, મન, ધન અર્પણ કરી પોતાની બનન કુરબાન કરે છે, તેવા વીરનરની માતાએ ભલે પારણામાં મનહર ગીતો ગાયાં. એવા ગુણયલ નરની નિર્ભય છાયામાં લાખો મનુષ્યો સુખેથી સુવે છે; દુ:ખીયા સુખીયા બને છે. પત્ર વિનાનાં વૃક્ષો નવપલ્લવીત બની ફળ ફુલથી ઝુકી રહે છે. તેને કંઠે પારિજાતક પુષ્પની માળાઓ પહેરાવીએ તો પણ ઓછી કિંમતી છે. તેણે રસ્તામાં અસંખ્ય રત્નો વેરી નાખ્યાં છે; એમ સમજો. તેનું કરેલું દરેક કાર્ય રત્નોનો અર્થ સારે છે. તો તેની મિલકતની બરોબરી રત્નાગરનો શી રીતે કરી શકે! તેની પાસે જંગલ મંગલ

રૂપ થાય છે. સિંહો ગરીબડી ગાયો જેવા બને છે. ધગધગતો સૂર્યનો તાપ ચંદ્રની હરિફાઇ કરે છે. લોકોના લાભ માટે અવતરેલો માણુસ માત્ર વેંતના પેટ માટે અનીતિ કાર્ય નહિં કરતાં જ્યાં ઝેર રેડવાનું હશે ત્યાં અમૃત રેડી દેશે એ સ્વતઃ સિદ્ધ છે. એ કોઇ દિવસ ડોઢ ડાહ્યા બની સારા વખતને ગુમાવી દેતા નથી. તેમજ સંસારની અટપટી જાળમાં ફસાઇ હું મહાન છું, ધનવંત છું, નાત જાતવાળો છું, સારૂં માન તેમજ ઉત્તમ કુળવાળો વિદ્વાન ધર્મ વેત્તા છું; એમ ધાંધલ કરી પોતાની ઉત્તમતાને ગુમાવી દેતા નથી. પગથી તે માથાસુધી પાપમાં ડુબી એક બિંદુ જેટલું દયાનું દાન કોઇને ન આપી શકે અને માત્ર પોતાના મનથીજ ધર્મીષ્ટ હોવાનો દાવો કરી મગરૂર બની અપરંપાર સુખ દુઃખની ઉથલપાથલ કર્યા કરે એવા દિવાળીયા માણુસોને મારે શું કહેવું ?

શુદ્ધ ધર્મનો રસ્તો ભુલી, ગોવિંદના ગુણ ન ગાતાં, આપણે કોઇ બીજે રસ્તે દોરાઇએ એજ વખતે આપણે સદ્દગુણી નથી એમ સાબિત થાય છે. મરણ વખતે જેની લંગોટી ઉતારી લેવામાં આવે છે; એવા બાંધી મુઠીએ આવી ખાલી મુઠ્ઠીએ જનારા લોકો ધનને દાટી શું કરવાના છે? એ ભેદનું રહસ્ય કંઇ સમજાતું નથી. કર્ણ રાજાએ મરતાં મરતાં યાચવા આવનાર કૃષ્ણ અને અર્જુનને કન્યાદાન દેવા માટે પત્થરાવતી દાંત પાડી સુવર્ણની રેખાઓ કાઢી આપી, જુઓ! આનું નામ પરોપકારવૃત્તિ!

રાજ્ય પાટ, ધન, દોલત મળ્યા છતાં જો આપણે પરોપકારને ન ઓળખી શકીએ તો દિવાસળી મુકો એ ધન સંપત્તિમાં. જુઓ! ધર્માર્થે નદીઓ પાણીનું વહન કરે છે, વૃક્ષો તાપ સહન કરી ફળ ફુલ આપી સંતોષે છે, મેઘ વરસાદ વરસાવે છે, સુર્ય અંધકારને છેદી આખી જીંદગી ભ્રમણ કરવાને માટે બંધાયલો છે. દયાળુ માણુસો પારકાના ભલાને માટે સખ્ત તાપમાં ઉઘાડે પગ દોડયા જાય છે. પેટમાં ભુખ્યા રહી બીજાઓની ક્ષુધાને શાન્ત કરે છે. પાંડવોએ દુર્વાસના આગમન વખતે તેનું અને તેના શીષ્યોનું સન્માન કરી ઉદર પોષણ કરાવવાને અશકત હતા તેને લઇને મરવાનું પસંદ કર્યું હતું. આપણા હાથ, પગ, કાન, મોઢું વિગેરે જનસમુહના લાભાર્થે બનેલાં છે છતાં કોઇ ભાગ મનુષ્યના રક્ષણાર્થે ન યોજાય તો આપણું જીવન પત્થરની સાથે પણ નથી ઉંચ ગણાતું! દયા, સત્ય અને ધર્મના પ્રતાપે ઇશ્વર આપણા તરફ સપાટાબંધ મદદને માટે દોડયો આવે છે, ત્યારે પાપની શી તાકાત છે કે તમારી સામે બહુવાર ટકી શકે! દોરડું હર હમેશાં પત્થર સાથે ઘસાવાથી તેમાં આંકા પાડી શકે છે, ત્યારે હરદમ પરમાત્માના જાપમાં લાગેલી જીભ્હા, અને પરોપકારમાં લાગેલું શરીર, શું! મોટા પાપના અઘઔઘને

નહિં બાળી શકે? જે માણુસ લુહારની ધમણુમાફક માત્ર વ્યવહારૂ શ્વાસ લેવાને સર્જાયો હોય, તેવા માણુસની ધનસંપત્તિ ભલે કુબેરને લજાવે. તે બુદ્ધિશાળી હોય, આખી દુનીયાનો દિગવિજય્ કરેલો હોય, શાસ્ત્રો જીવ્હાગ્રે હોય, સૂર્ય સમાન તેજસ્વી હોય, તો પણુ પરોપકારવિના એનું જીવન તદ્દન્ નકામું છે. જુઓ બીજાના લાભ માટે ચંદ્ર અમૃતની ધારા વરસાવે છે. જીવન બક્ષિસની ઔષધીઓને ધારણુ કરે છે.

કોઇ ભલે કામદેવથી સ્વરૂપવાન હોય, કવીઓની ગુઢવાણીને સમજવાને પ્રશંષા પાત્ર ઠરે, સર્વત્ર સ્થળે શાન્તિ ફેલાવી હોય રાવણુ અને જરાસંધ જેવો શૂરવીર હોય, પૃથ્વીથી શાંત, ઇન્દ્રિય નિગ્રહતાવાળો—મુછપર હાથ નાખતાંની વારજ મદનરાજને ઉડાવી દેનાર; તોપણુ જેનામાં દયાનું એક લેશ માત્ર સ્થાન ન હોય, ત્યાં સુધી મારાથી તેને મોટો માણુસ શી રીતે કહેવાય? શ્રી કૃષ્ણ ભગવાને શીશુપાળની સો ગાળો સહન કરી એ પહેલાં ઘણા એક ગુન્હાઓથી છોડી મુકયો આ બધું દયાને માટેજ બન્યું હતું. કવીઓ પોતાની લોભી પ્રકૃતિથી ભલે ધનવાનોની પ્રશંષા કરે! રાજાઓ ભલે દાબમાં દબાતા હોય, પ્રૌઢપ્રતાપી કહેવાઇ ભલે ચોતરફ હાથી અને અશ્વાનો ઘોંઘાટ કરાવી રહ્યા હોય, સચી સમાન ભાર્યા હોય, પરંતુ ગરીબના કાર્યમાં પોતાનો હાથ સદાય ખીસામાં રાખે છે તેના કરતાં ચંડાળનું મોઢું જોવું સારૂં. કાન ખજુરાને કાનમાં નાખવો, સર્પના મુખમાં આંગળી દેવી, વીંછીઓ ને રૂવેરૂવે કરડાવવા, હળાહળ ઝેરને પીવું, ભૂતના સહવાસમાં રહેવું, જંગલમાં ભૂખ, તરસ વેઠી લાખો વર્ષ વ્યતીત કરવાં સારાં; પણુ પરદુઃખને માટે એક પાઇ ન વાપરી શકે તેના સહવાસમાં હે પ્રભુ! એક ઘડીભર મને નહિ લાવ. હું સિંહોથી ભરેલા વનમાં ખુશીથી રહીશ; પરંતુ નામથીજ ગૃહસ્થ કહેવાતા લોભી માણુસના સહવામાં આવવાને જરા ખુશી નથી. રામ, નળ, હરિશ્ચંદ્ર, પૃથુ, માંધાતા, યુધિષ્ઠિર, કૃષ્ણ, બુદ્ધ વિગેરે મહાત્મા પુરૂષોની નામાંવળી જે સત્ય બુકમાં નોંધાય ગઇ છે. તેનો વિચાર કરીએ તો માત્ર તેના દયાળુ સ્વભાવને અગ્રણુનીય માનવાનો છે. હાહુલીરાય પોતાની હરામખોરીથી શું હજુ સુધી ગાળો નથી ખાતો કે? કુળદિપક થવું રહેલું છે. ઇશ્વર ભક્ત બનવું એ સારૂં; પરંતુ દેશદિપક થવું એજ મુશ્કેલ છે. હું તમને દાનેશ્વરી તરીકે ઓળખાવવાને નથી કહી રહ્યો; દરેક પોતપોતાની શક્તિનુસાર આંગણે આવેલા રંકના ખોબામાં શું કંઇ ન આપી શકે? પરોપકારી જીવ પારકાના માટે પાણીમાં ઉતરતાં ડુબતો હોય તો તેના બચાવ ને માટે મદદ નહિં કરતાં મૂર્ખાઓ એમ કહે છે કે આ માણુસ પાણીમાં બહુજ સારી રમત કરે છે. જુઓ! જુઓ! કોઇ કોઇ વખત ડુબકીઓ મારે છે, એવી રીતે તેની પ્રશંષાપાત્ર વાતને હસી કાઢી મશ્કરી કરનાર અર્ધા ગાંડા લોકોની ઘેલછાનો ક્યાં સિમાડો છે.

ગમે તેમ થાય તોપણ તમારા સદ્‌ગુણોનાં બીજ બહુજ ઉંડા રોપજો. કોઇ દિવસ બીજ રોપેલું હશે તો તમે ફળ ફુલ અને છાયા મેળવવાને ભાગ્યશાળી બનશો; બીજ ડબ્બામાં પડયું હશે તો અનંત વર્ષે ફળ ફૂલ મળવાં મુશ્કેલ છે સત્યની શોધ ખોળ કરવા જતાં માર્ગમાં બહુજ અડચણો આવે છે.

સત્ય બહુજ દુર છે આપણે જે નજદીકની વસ્તુઓને સત્ય તરીકે ઓળખતા હતા તે આપણી ભુલનું પરિણામ હતું એ અસત્ય વસ્તુઓ સત્ય પાસે ન જવા દેવાને માટે આપણી આડે આવી પોતેજ સત્ય વસ્તુ છે એમ મનાવી છેતરતી હતી. જ્યાં સુધી ખરેખરૂં સત્ય હાથ ન લાગે ત્યાં સુધી ગમે એવી મોહક વસ્તુઓ તરફ ન લોભ પામતાં જ્યાં સત્ય હોય ત્યાં જાઓ.

જે વખતે ઉષાને પોતાની દાસી ચિત્રલેખા તેનો ભરથાર ઓળખાવવાને બધા રાજાઓની મુર્તીઓ આલેખવા લાગી; ત્યારે અગણીત સ્વરૂપવાન રાજાઓની છબીઓ આવી તોપણ તેમાં નહિં લોભાતાં પોતાના શ્યામ વર્ણના સ્વામી અનીરૂદ્ધનેજ પસંદ કર્યો. જેનામાં જેટલી બુદ્ધિ હોય તેટલા પ્રમાણમાં તેઓ આપણને કહે છે આપણે જેટલું બની શકે તેટલું તેના પ્રમાણમાં ગ્રહણ કરવું જોઇએ. જુઓ! જ્ઞાની પુરૂષો હલકાં પ્રાણીઓ પાસેથી પણ જ્ઞાન લઇ નિતી નિયમોમાં વૃદ્ધિ કરતા જાય છે.

અનીતિનો ઉપાસક પોતે અને પોતાના પ્રિય જનોને ચોધારા આંસુએ રડાવે છે. દુર્યોધન અસત્યને વળગી રહી છેવટ મરણ પામ્યો, અને પોતાના વૃદ્ધ માતાપિતાની સાથે સર્વ સગાં કુટુંબીઓને રડાવતો ગયો, અસ્થિ, માંસ, નસો વિગેરે ગળી ગયાં હોય, મુખપર કરચલી પડી હોય, મરણ કે જે જીંદગીની છેલી દશા છે; એ રાહ જોઇ બેઠું હોય, તો પણ મોહજાળમાં ફસાઇ જે જીવ સુકૃત્ય કરવામાં બહુજ પાછળ છે તેઓના પ્રત્યે અમને દયા આવે છે, પુષ્પો પોતાની વાસના ચોતરફ ફેલાવે છે. ત્યારે આપણે સજીવ પ્રાણીઓ કંઇ ભલું ન કરી શકીએ તો આપણા માટે અનહદ શરમાવા જેવું છે. વનમાં પશુ, પક્ષીઓ આનંદથી રહે છે, હંસો કીચડવાળા સરોવરમાંથી મોતી મેળવે છે, તો આ દેહ કે જે ઉપરથી માત્ર સુંદર છે અને અંદરથી ન જોવા જેવો દુર્ગંધીવાળો છે. છતાં તેનાથી આપણે કંઇ સેવા ન કરી શકીએ તો બહુજ સારી રીતે રક્ષવાથી શું વળે તેમ છે. ઉંટની માફક પાન સોપારી ખાઇ હોઠ હલાવનારા, કીડાની પેઠે શરીરપર રેશમને લપેટનારા, ઉદરમાં સારાં સારાં મીષ્ટાનો ભરી પેટને પાણીની પખાલના જેવું કરનારા, અને ગરીબને સુકો રોટલો પણ ન આપનારા મારા ફુલણજીને મારા દુરથી પ્રણામ હો.

સમજીએ તો પરમેશ્વર મુએલાને કપડાં લાકડાં આપે છે ત્યારે સજીવને કેમ નહિ આપે? ગરીબ અને તવંગર બન્ને એકજ પિતાની કૃતિ

હોવાથી આપણે અરસ પરસ રક્ષા કરવાને બંધાયલા છીએ; એવું દરે છે. તમે દાદ નહિં સાંભળો તો કાંઇ ઇશ્વર સુઇ ગયો નથી. ગરીબ માટે તમારી પાસે ન હોય તો બીજા પાસેથી માગીને તેને આપો. માગવાથી માન ઘટે છે એમ નહિ સમજો. પરોપકારને માટે વામન ભગવાને દૈત્ય રાજાને ત્યાં બટુકરૂપે ભીક્ષા માગી હતી. તેવાઓને જોઇ કુતરાંઓ ભસે છે. એ વાત ખરી; પણ કુતરાં તેને પરોપકારમાંથી ચલીત કરવાને કસોટીમાં લે છે, વિરલાઓ આતોશ્વાનની કરડાકી છે; પરંતુ વાઘના બરાડા હોય, તો પણ કયાં હઠે તેવા છે. તમારાથી ન બને તો બીજાને મદદમાં લ્યો; હિંમત નહિં હારો. જુઓ! બે જણુ સાથે મળવાથી કેવું કામ કરી શકે છે આંધળાના ખભાપર બેસી લંગડાએ કેરીઓ ખાધી.

પાપ શું અને પુણ્ય શું, એવું કંઇક સમજી જાણે છે તેનાથીજ સુકૃત્ય થઇ શકે છે ભલે ઘોડારમાં સુંદર અશ્વો અને હસ્તિઓ બાંધ્યા હોય, આંગણે અસંખ્ય પહેરગીરો ઉભા હોય, તોપણ સાથે પાપ અને માત્ર પુણ્ય સિવાય કંઇ આવતું નથી એમ સમજી જે કંઇ દયામાં જીવ રાખે તેની બલીહારી છે. ધન, દૌલત, પુત્ર, સ્ત્રી એ બધાં આંહી રહેવાનાં છે. કોઇ સાથે આવતું નથી; યુધિષ્ઠિર, નળ, માંધાતા વિગેરે મોટા મહીપતિઓ એમના એમ ચાલ્યા ગયા! માત્ર એક કીર્તી રહી ગઇ છે. આપણી નજરમાં દેખાતી જે જે કિંમતી વસ્તુઓ છે તે, પતંગના રંગ જેવી ખોટી દેખાવડી છે. ગમે તેવી અમુલ્ય હોય; પણ કાળ સર્વને ઓગાળી ગયો છે. હું પૈસાદાર હાકેમ રાજાઓનો રાજા છું, એમ કહી મુછોપર હાથ નાખનાર વાંકી ટેડી પાઘ બાંધી છાયાને જોનાર, અત્તર, તેલ લગાવી, ઉંચી મેડીએ બેસી, થાળમાં વીસ પચીશ વાસણો રાખી, મીષ્ટ ભોજનો આરોગનાર, રંભા જેવી સ્ત્રીને આલિંગી આનંદ માનતો મહાશય એમ નથી સમજતો! કે હું કાળનું મીષ્ટાન છું. આપણે વિચાર કરીએ તો આપણી કઇ સત્તા છે? કે, બીજાના પર દાબ રાખી જોરજુલમ ચલાવીએ. ગમે તેવા નોકર હોય, ગમે તેટલો પૈસો અને કુટુંબ હોય, તોપણ યમનાદ્વારે માત્ર એકનેજ જવું છે.

આપણે ગરીબની ફરિયાદ સાંભળવાને, માતા પિતાની સેવા કરવાને, પરોપકારમાં દરેક સ્નાયુઓ કામે લગાડી હરી ભજન કરવાને બંધાયલા છીએ. એમ નહિં સમજતાં જે જીવ ધનને માટે દશે દિશામાં ભ્રમણ કરી જીંદગી ઝટપટ રવાના થાય છે તેનો વિચાર નહિં કરતાં ગાંઠની મુડી ગુમાવી, ઝેરનાં ઝાડો રોપી; પેટ પુરતું ઓરોગી, આઠે પ્રહર નિદ્રામાં તલ્લીન થનારને ક્યા ગુન્હાને પાત્ર ગણુવો એ વિચારવા જેવું છે. દુઃખનો મોટો ફરીયો માથે ધુધવાટા કરે છે અને આંગણે યમના દુતો આંટા ખાય છે તેની દરકાર નહિં રાખતાં, ધર્મ કરતાં પાપની શીલીક વધારી, સ્ત્રી, પુત્રના બનાવટી પ્યારથી

ફસાઇ, ઝેરી સમશેરની ધારને વધારે તીક્ષ્ણ બનાવી જાતેજ ગળાપર ચલાવીએ એ શું હસવા જેવું નથી કે? મધ, માંસ કે જે ખાવાથી બુદ્ધિ ભૃષ્ટ બને છે અને સાથે સદ્‌બુદ્ધિને હણી અસંખ્ય અનિતિઓને પેદા કરે છે; એવા અશુદ્ધ પદાર્થોને ગંગા જેવા પવિત્ર શરીરમાં પધરાવે છે અને મારનાર કરતાં ખાનારને વધારે દોષ છે એમ નહિં જાણતાં, દેશમાતાઓની સામે કુદ્રષ્ટિ કરી. જુઠાણામાં ઘુણ્યા કરે એવા અને નાનકડા પેટને માટે આ કાર્ય કરનારા પરમાત્માને પણ અપ્રિય છે. અસંખ્ય ગ્રંથો વાંચ્યા; તથા સાંભળ્યા છતાં જેને લેશમાત્ર જ્ઞાનની ચટકી ન લાગે અને વિષયમાં સ્નેહ કરી મનુષ્યના ગુણો ભુલી ન્યાયસર ન ચાલે તો રાજ્ય મળ્યું, લાજ મળી, લાયક ગણાયા; તો શું થયું?

રેતીમાંથી કોઇએ તેલ કાઢયું નથી. કંઇ પાણીમાંથી ઘી મળે છે? તેમ જ્યારે આપણે મૂર્ખને મથવા બેસીએ ત્યારે એમાંથી દુર્ગુણો સિવાય સુલક્ષણો મળી આવતાંજ નથી; મોટા ગૃહસ્થો કે જેણે ટાઢ, તડકો જોયાં નથી તે પરોપકાર માટે ભૂખ વેઠી ધમ કાર્ય બજાવવામાં તૈયાર હોય છે. ત્યારે આપણે તેવા પુરૂષોથી તદ્દન જુદી વર્તણુક રાખી દેશદ્રોહીના નામથી બિલકુલ ડરતા નથી. એ માત્ર એક પુછડાની ખામી સુચવે છે. સદ્‌ગ્રંથો કે જે આપણા ભલાને માટે બનેલા છે; છતાં તેમાંથી આપણી જીંદગીની સુધારણા માટે એક શબ્દ નહિ લેતાં પાપનાં પોટલાં બાંધી અવળે માર્ગે ચડી જઇએ એ ઠીક ગણાય કે? એનાથી આપણા પર અપકીર્તિના અસંખ્ય કોથળાઓ ઠલવાય છે. અપકીર્તિને માટે કુંતાજીએ પુત્ર જેવા પુત્ર રત્નને નદીના પુર જોસમાં વ્હેતો મૂકયો. વિભીક્ષણે ભાઇ જેવા ભાઇને તજી દીધો. રામચંદ્ર ભગવાને મહામહેનતે મેળવેલી સીતાને અગ્નિમાં પ્રવેશી શુદ્ધ થઇ છતાં ધોબીના કહેવા પરથી છોડી દીધી. જુઓ! કયાં ધોબીની વાણી; અને કયાં પુલસ્ત્ય કુળનો સંહાર કરી મેળવેલી સીતા. સુજ્ઞ જનોને અપકીર્તિ મરણ કરતાં વધારે કિંમતી છે. આપણે મરણને શરણ થઇએ તોપણ સુકીર્તિને માટે બહુજ કાળજી રાખવાની છે. ભલે ઘેરઘેર ટુકડાઓ માગવાનો સમય આવે, ધન, દોલત ફના થઇ જાય; તોપણ જેમ આપણી ખરાબ વૃત્તિઓ દોરે તેમ દોરાઇ જડપણું ગ્રહણ કરી અકળામણના ખાડામાં ગબડી પડતાં પુરેપુરો વિચાર કરવાનો છે. મનોવૃતિઓ કયાંય નજાય, તો બાણની શી તાકાત છે? કે, કામડી ચડાવ્યા વિના ચાલ્યું જાય. આપણી ખરાબવૃત્તિઓ કે જે અસંખ્ય મેડીઓ રચી રચીને પાડી નાખે છે, એવી ઉદ્ધત મનોવૃત્તિઓના સકંજામાં જે આવ્યો તેની કુશળતા પુછવી નકામી છે. એક માણસ એમ કહેતો કે બધા લોકો એમ કહેછે કે "મારો શત્રુ મને મળે તો હું તેને મારી નાખું,"

પણ હું કહું છું કે મારા દુશ્મનને કોઇ ઠાર કરે તો હું તેને વારંવાર માથું આપું. મતલબ કે કોઇ મારા મનરૂપી શત્રુને મારી શકે એવો કોઇ વિરલો મળી જાય તો તેના ચરણમાં મારી આખી જીંદગી અર્પણ કરૂં. માટે મનને મારવાની પહેલી જરૂર છે. સાધુઓ કપડાંને ગેરૂથી રંગી પોતાનો ઉપરનો દેખાવ મહાત્માનો કરે છે; પણ જ્યાં સુધી મન દયા, ધર્મ આદિક સદ્દગુણોના ગેરૂ વડે ભગવું ન થાય ત્યાં સુધી ઉપરનો દેખાવ આંખફુટામણો છે. દ્વારકા, કાશી, વારાણસી, જગન્નાથપુરી, રામેશ્વર કે બદ્રીનાથ ન જાઓ તો હરકત નહિં. મુંડ મુંડાવી જંગલમાં ન રખડો તો કંઇ નહિ! જો મન શુદ્ધ થયું હોય તો ગંગા, યમુના, ત્રવેણી અને પુષ્કરાજ આપણા ખીસામાં છે. વિદુરનું મન શુદ્ધ હતું તો પરમાત્માએ કેળાંની છાલને મીષ્ટ ભોજનો માન્યાં હતાં. કુબજાની પ્રીતિ કૃષ્ન પર અથાગ હતી તો કૃષ્ન તેને રંભાથી અધિક સ્વરૂપવાન સમજતા હતા. જેનામાં દયા, ધર્મના સ્વભાવિક ગુણો વિરાજમાન હોય તેના પ્રત્યે દેવતાઓ દયા રાખે છે. જુઓ! પ્રહલાદને માટે પરમાત્માને ધગધગતા લાલચોળ લોહના સ્તંભમાં પશુનું રૂપ ધારણ કરી બેસવુ પડયું. અને લાલ રંગી લોહના ધગધગતા સ્તંભને શીતળ બનાવી, વિશ્વાસને માટે ઉપર લાલ કીડીની હાર દેખાડી.

પ્રભુ ભક્તાધિન છે. જેને જેવી વાસના તેવુંજ ફળ! શૂરવીરને લડાઇમાં જવાનું કોણ કહે છે? લોભીને મુઠીવાળવાનું કોણ શીખવે છે? પતિવ્રતાને સાધ્વીપણાનું, ભીરૂને બીકણ થવાનું, અને દાનેશ્વરીને દાન કરવાનું કોણ કહે છે? એ તો એના સ્વભાવિક ગુણો છે. જેનામાં જેવા ગુણો એવા તે પરચા આપે છે. વગર વહાણે સમુદ્ર તરી જવાય, આકાશમાંથી પુષ્પો મેળવી શકાય, ગંધર્વ નગરમાંથી એકાદ મકાન છીનવી લેવાય, મૃગજળમાંથી પાણી મેળવાય; પરંતુ જેનામાં દયાની લાગણી ન હોય તેને કોઇ રીતે સમજાવી શકાય નહિં.

જેને કુળનું, પૈસાનું કે સત્તાનું અભિમાન હોય, તે સારૂં કાર્ય કરવા જતાં ખરાબ કામ કરી બેસે છે. દુર્યોધને પોતાના ઉદ્ધત સ્વભાવથી પાંડવોને બાળી નાખવાને લાખાગૃહ બનાવ્યું, છેવટે આટલેથી સંતોષ નહિં માનતાં અર્જુનના પુત્ર અભિમન્યુને મારી નાખવા કોઠાયુદ્ધ રચ્યું, અંતે નાના બાળકને તેના પિતાની ગેરહાજરીમાં શી રીતે છેતરી મારી નખાય? તેનો વિચાર નહિં કરતાં પ્રાણ લીધા પછી છુટકો કર્યો, આ બધી કુકર્મની અવળી ઘડીઓ છે. યૌવન અવસ્થા પ્રાપ્ત થતાં પુત્રપૌત્રના સુખમાં, સ્ત્રીના હાવભાવમાં, અને રાજ્ય સુખ જેવા સંધ્યાના રંગમાં મોહ પામી, ધર્મના વિષયો તરછોડી અધર્મના મુખમાં પડી પીલાય રાડોપાડે તેમાં કોઇ શું કરે?

જાુઠા ધન અને દેહ ગેહમાં ભરાઇ, ફસાઇ ન ચેતે તેઓને સુખ મળશે એવું બોલનાર બહુજ ભૂલ કરે છે. કોઇ દિવસ હાકેમ બની બીજા પર અમલ ચલાવતા હોય, તેનેજ બીજાનો હુકુમ ઉઠાવવાનો વખત આવે છે. જાગૃત કરવાને માટે શીરપર વાજીંત્રો વાગી રહ્યાં હોય તેનેજ માથાપર માખીઓ અને મચ્છર ભજન ગાતાં હોય છે. કોઇ વખત મીષ્ટાન તો કોઇ વખત સુકો રોટલો રહેવાને ચુનાબંધ મેડીઓ તો કોઇ વખત ઉજ્જડ પ્રદેશમાં સુકા વૃક્ષનો છાંયો પણ હાજર ન હોય છતાં સમયને માન આપી, પોતાના ધર્મથી જે ચલાયમાન થતો નથી તેનેજ ધન્યવાદ છે. રામના રાજ્યાભિષેકની ઘડી વનવાસની ઘડી બની. એ વખતે રામના નાનાભાઇ લક્ષ્મણજીએ પિતાની સામે વાંધો ઉઠાવી શસ્ત્રો લેવાનું નક્કી કર્યું હતું; પરંતુ સત્યવીર રામે તેને સમજાવ્યા હતા કે પિતાની આજ્ઞાને માન આપવું એ પુત્રની ફરજ છે. અને આપણો વિધિ અત્યારે આપણને આ રસ્તે દોરી રહ્યો છે. તેમાં પિતા શું કરે ? ઇશ્વર કરે તે સારા માટે ! ભાઇ ! એમાં ગરમ ન થા !

અમે તો જેનામા દયાનો અંશ હોય તેનેજ શૂરવીર કહીએ છીએ. ઘડીભર પારકાના ભલાનો વિચાર કરવામાં આવે તો ઇન્દ્રને તેનાથી કનીષ્ટ થઇ જવાનો ભય લાગે છે. પરોપકારી અને પરમાત્માએ બંને પર્યાય વાચક શબ્દો છે. શંકર કૈલાસને તજી, સ્મશાનને પસંદ કરે છે. રેશમી દુશાલા તજી, વાઘાંબર ધારણ કરે છે. કેવડો તજી, ધંતુરો રાખે છે. અત્તરનું મર્દન તજી, રાખ ચોળે છે. મોતી માણેકને તુચ્છકારી, સર્પો અને રૂંઢમાળાને ઉત્તમ સમજે છે. એવીજ રીતે મોટા મનુષ્યો સુશોભિત મેડીઓ તજી, પરોપકાર માટે જેલને કાં જંગલને મંગળ માને છે. સુખ કરતાં તેની પાસે દુઃખની વધારે કિંમત છે. પરોપકાર માટે કેટલાક તો જીંદગીભર ગુલામગીરી સ્વીકારે છે. ન્યાયપણે ચાલી સર્વત્ર પ્રિય વસ્તુઓનું બલિદાન આપે છે. એવા કરૂણાના નિધાન સરલદિલના પરમાર્થી લોક દેશનું ભલું કરવામાં જીવની હાની હોય તોપણ પાછી પાની કરતા નથી.

જે માણસ અકારણ કલેશ કરી, ઇર્ષામાં સાફલ્ય સમજી, કપટથી કાર્ય કરે તેવા દ્વેષી તેમજ સ્વાર્થ માટે બીજાનો પ્રાણ લેવામાં પ્રવીણ, કૃતઘ્ની પુરૂષોથી દુર રહેવામાં સાર છે. રાવણના સહવાસથી તેની ભગિનીનું નાક કપાયું. નિતીજ્ઞ મારિચને પણ થવું પડયું. અને દરેક વીરપુરૂષોનું અકારણ મૃત્યુ થયું. બસ ! દુષ્ટોને માટે આજ ન્યાય શ્રેયસ્કર છે. જ્યાં ઝેરની વૃષ્ટિ થતી હોય ત્યાં એક અમૃત બિંદુ શું કરે ? જેનું હૃદય પથ્થરનું હોય ત્યાં અશ્રુની ધારા શું કરે ? જ્યાં રક્તની છાકમછોળ હોય ત્યાં દુધની શી વિસાત ? જ્યાં મદીરાના પાત્રો મુખ તરફ ઉંચકાતાં હોય ત્યાં શાસ્ત્રના શબ્દો શું કામના ? મતલબ કે જ્યાં અનિતીના ઉપાસકો

હારબંધ બેસી ગયા હોય; ત્યાં નિતીનો અભાવ હોય છે. સારાસાર વિચાર વિદેશ ગયો હોય છે. જેણે ધર્મને પર્વતપરથી ફેંકી દીધો હોય, તેઓ સદાય કસાઇનાંજ કાર્યો કરે છે. અનીતિ તેઓને બહુજ પ્રિય હોય છે. હનુમાન રાવણની કચેરીમાં ગયા ત્યારે રાવણને સમજાવતાં છતાં પુછડે કપડાં બાંધી સળગાવી દેવાને તૈયાર થયો. અનીતિકારને બોધ આપવામાં આટલો બધો અવગુણ સમાયલો છે. તેઓનો વેપાર દયા, નિતી કે ધર્મ વિરૂદ્ધ હોય છે. તેના સુખ ને મારાથી બીજાના લાભનું શી રીતે કહી શકાય? નિતીજ્ઞ પુરૂષો અનીતિ કરતાં અચકાય છે. પણ ક્રુર લોકો પડયા ઉપર પાટુ મારવાને જરા અચકતા નથી. દુર્યોધન પાંડવનું રાજ્ય છીનવી લઇ વનવાસ આપ્યા છતાં છેવટે દ્:ખને વધારે મજબુત બનાવવા માટે તેની પાછળ જંગલમાં ગયો. તો પણ પાંડવોએ તેના કૃત્યને આભાર રૂપ માન્યું. એ સ્થળે દુર્યોધન આદિક પોતાના સો ભાઇઓ અને તેની વધુઓ સરોવરમાં જળક્રિડા કરવાને માટે ઉતર્યા એ વખતે એક ગંધર્વ તેઓને આમ અવિવેકીરમત કરતાં જોઇ તેઓનો ભારો બાંધી આકાશ માર્ગે ઉડયો ત્યારે ધર્મરાજાએ પોતાના ભાઇઓને આમ દુ:ખી થતા જોઇ તેનું રક્ષણ કર્યું. દયાવાન પોતાના શત્રુના ઉપર કોઇ દિવસ ક્રોધ કરતા નથી સત્યવાન નરોની એવી ઘણી એક કસોટીઓ છે તેનો ખરેખરો કસ વિરલાઓજ પ્રાપ્ત કરે છે. અર્જુન કંઇ કામસર સ્વર્ગલોકમાં ગયો હતો ત્યારે તેને જાજો વખત રોકવાનું તેના પિતાને મન થયું. એટલે મેનકા, ઉર્વસી, રંભા વિગેરે દેવાંગનાઓને લોભાવવા સારૂ મોકલી ત્યારે પોતાના પિતાની વામાંગીઓ સમજી છોડી દીધી; અને છેવટ વ્યંડળ થવાનો શાપ સહન કર્યો; પરંતુ નીતિ વિરૂદ્ધ પગલું ભરતાં નામર્દાઇ દરસાવી.

ગુણીયલ મનુષ્યો અવગુણ પોતાની પાસે રાખી બીજાને પોતાના ગુણનો પરિચય કરાવે છે. કમળ આજુ બાજુની ધુળને સુગંધીમય બનાવી પોતે ધુળની સુગંધી ધારણ કરતું નથી. સાધુ પુરૂષો મુર્ખ લોકોને સુધારવામાં પોતાનો ધર્મ સમજે છે. પોતે મુર્ખ બની ઉદ્ધત થઇ જતા નથી નકલી અને અડક ધીરવીર મહાત્માઓમાં આટલો બધો અગણિત તફાવત છે.

પારસમણી જેવા સંતપુરૂષો અમારા અંત:કરણમાં સદાસર્વદા વાસ કરો. દુર્જનને સુધારવાને બહાર પડેલા મહાત્મા પુરૂષોની સંગતથી 'અસંખ્ય માનસીક વ્યાધિઓ સમુદ્રપાર ચાલી જાય છે. તેનાં વચનો અમૃત જેવાં હોય છે. તેની મીઠી વાણી જેના અંત:કરણમાં પ્રવેશી હોય; તેનાં દરેક કષ્ટો એક પલવારમાં બળીને ભસ્મ થઇ જાય છે. તેના ઘડીભરના સહવાસથી ભવબંધ તુટી જાય છે. વૈરાગ્ય, દયા, ધર્મ

આદિક અસંખ્ય નિતી, નિયમો વૃદ્ધિ પામવા લાગે છે. મન અચળ બને છે, તેવા સકળ ગુણુના ભંડાર સજ્જનો ભલે ગમે તે જાતના હોય તો પણ અમારા શીર છત્ર છે. ગુરૂ દત્તાત્રેયે જાત જાતના ચોવીસ ગુરૂઓ કર્યા હતા અને પશુ, પક્ષીઓની પાસેથી જ્ઞાન મેળવી બોધ વચનો ગૃહણ કર્યાં હતા. એવા પુરૂષો ગમે ત્યાં જાય પણ માયામાં લોભાતા નથી. મદ, મોહ, લોભ વિગેરે શત્રુઓની તરવારથી તે બરાબર જાણીતા છે. ગમે તેવી ઉપાધિ આવી પડે તો પણ હિંમત હારતા નથી, તેમ શોક કરતા નથી. બધાં રાજ્યાદિ સુખોને નર્ક સમાન સમજે છે. બીજી ફોકટ વાતોમાં ધ્યાન નહિ આપતાં માત્ર હરિસ્મરણમાં આખી જીંદગી વિતાડે છે. રંભાને લજાવે તેવી સ્ત્રીઓ તેને નૃત્ય કળા કે ગાયનથી ડગાવી શકતી નથી. તેવા દેવનાં દર્શન સર્વત્ર મનુષ્યોને અનહદ દુર્લભ છે. જેને સોના ચાંદીના દાગીનાઓ અગ્નિ સમાન છે, મોહક વસ્તુઓને મોતની નિશાની જેવી સમજે છે, મીષ્ટ પકવાનો કરતાં સુકો રોટલો વધારે પસંદ કરે છે. ફુલના હારો સર્પ સમાન સમજે છે.

દરેક ધર્મને માન આપી જેઓ વિષયોને સ્વપ્ને યાદ ન લાવતા હોય એવા વિરલ સંતને અમારા લાખો વાર નમસ્કાર છે. હાથી, ઘોડા વિગેરેમાં જેને મોહ નથી એવા નિસ્પૃહિ સંતનું શરણ સદા સુખદાય છે. ગમે એવું મન ભ્રમણામાં પડયું હોય, છતાં શુદ્ધ જ્ઞાનવડે પવિત્ર કરી મનને શાંત કરે એવા પુરૂષો સંતાપ શોકને ખુશીથી વિદારી માયામાંથી નિર્વીઘ્ને બચાવી લે છે; એમાં શક નથી. ખેતીવાડી કે ધનમાં ન લોભાતાં હસ્તરૂપી પાત્રમાં ભીખ માગી આનંદ માનનારા તેમજ ચોરનો આશ્રય ન લેતાં, વેપારમાં ચીત નહિં લગાવતાં, સુખેથી જગતમાં ભમનારા પુરૂષો નિરાધારના આધાર છે. જેઓ શરીરને પુષ્ટ બનાવવા સારૂ ઉત્તમ ખોરાક ખાતા નથી. કાયિક, વાચિક અને માનસીક દોષોથી દુર રહી, શરણાંગતને નિર્ભય કરી, શિષ્યોના અજ્ઞાન તિમિરનો નાશ કરી; તેમજ અનહદ પરિશ્રમ ઉઠાવી, સર્વત્ર સ્થળે શાન્તિ ફેલાવનાર મહાત્મા શા માટે તુટેલા તાર ન સાંધી શકે ? સ્ત્રીની સાથે ન બોલનાર, તેમ દ્રષ્ટિ પણ ન કરનાર, સાચો ઉપદેશ આપી હરિસ્મરણના રંગથી આત્માને સુશોભિત કરી, માયાની મમતા કાપી નાખી, શમ, દમ વિગેરે મહાન્ સાત્રનો વડે જેનો આત્મકોષ ભરેલો હોય; એવા પરોપકારી સંતોનાં દર્શન પુણ્યવંત જીવોજ કરી શકે. પારાકાનાં દુઃખોથી દ્રવી જનારા, જીવ કરતાં જીવસેવા ઉતમ જાણનારા, રાજ્ય મળે તોપણ અનીતિથી અઢાર ગાઉ દુર વસનારા, વીરલા જનો અમારા મુકુટમણી છે, ભલે જગત તેને ગાંડાના નામથી ઓળખાવે, દિવાના કહે, પાજી કહે, ધન ધુતારા કહે તો પણ પરોપકાર માટે જગતમાં ફરનારા પુરૂષો સર્વને

વંદવા યોગ્ય છે. જેની જીવ્હા રામનામ વગર કંઇ ઉચ્ચારતી નથી. દરેક શાસ્ત્રોનાં નિતીવાકયો જેણે લોક સેવાને માટે ગોખી રાખેલાં છે, એવા સંત ત્રણે લોકમાં અગ્રસ્થાન મેળવી શકે છે, ઇશ્વરની ઓળખાણ અને તેની ઓળખાણ બંને સરખી છે. એવા મહાત્માઓ માટે તો પછી બીજી કઇ પરવા રહે છે. જે સાધુઓ લોક દયાની ખાતર બહાર નીકળ્યા છે એવો ડોળ કરી અને ગામો ગામ ભ્રમણ કરી; કડાં, વેઢ, વીંટીઓ તેમજ ભગવાં વસ્ત્રથી દેહને શણગારી દુઃખ હરવાને નહિ, પરંતુ ધન હરવાને માટે બહાર પડેલા હોય તેવા સાધુઓથી તો સો ગાઉ દુર રહેવુ સારૂં. દરેક ભાવિક લોકોને વાક્ચાતુર્યની કળાથી વશ કરતા હોય અને જેની પાસે સદ્‌બોધમાં શૂન્ય હોય, ગાયન કળા જાણતા હોય, ખાસ સ્ત્રી વર્ગને રીઝવવાને સર્જાયલા હોય, તેવા વિવેકી વાંદરાઓ પોતે ડુબેલા હોઇ બીજાને શી રીતે તારી શકે? પૈસો સંગ્રહવાને માટે નીચ સેવા કરી, ભેખને ભુંડા કહેવરાવી, કપટી મને હરિની સેવા કરતી વખતે ટોકરી અને ધુપીયાની સાથે માથું હલાવી, સ્ત્રી અને માયામાં મનને લુબ્ધ કરી, સાધુવેશે, પેટને સારૂ વેપાર માંડી પોતે ખુવાર મળનારા બીજાને શી રીતે બચાવી શકે? નિસ્વાર્થ સાધુને જોઇ અદેખાઇ કરનારા, હુકાભરી ઠગની સભામાં બાપુ કહેવરાવનારા, તુલશી કે રૂદ્રાક્ષને તડકે મુકી, સુગંધી પુષ્પોના હાર પહેરી, રેશમી વસ્ત્રો ધારણ કરી, ઘોડા ગાડીમાં બેસી, આખા ગામની પ્રદક્ષિણા કરતા હોય; એવા દુનીયાના દાસને અમારા મીંચાએલી ચક્ષુએ નમસ્કાર છે. અસંખ્ય શિષ્યો કરી માત્ર એકજ તમાકુના ધુમાડાથી કાન ફુંકનારા અને ધર્મને બ્હાને ધન ઉઘરાવી, પૈસાના હાંડા ભરે તેવા દામડી અને ચામડીના સેવકોને અમારા અવિનય પ્રમાણ હો, હરામનો માલ ખાઇ શરીરને તોપના ગોળા જેવું બનાવ્યું હોય, માયામાં માથા સુધી ભરાઇ ગયેલા ગરીબનો વેશ દેખાડી અંદરખાનેથી બધાનું સત્યાનાશ વાળનારા, કુકૃત્યોની ગાડીમાં જુતી, રામકીને માટે રડનાર એવા અર્ધદગ્ધ મહાત્માઓનું દર્શન અમને અનહદ દુઃખદાઇ છે. સદ્ધર્મની વાત કાનપર ન ધરતાં, પોતાનો લાભ થતાં બીજા અણસમજુ માણસોને આડે રસ્તે દોરી જે ધનને માટે અકાર્ય કરવાને જન્મેલા હોય, મોઢે મોટી વાતો કરી વેદના પાઠો સંભળાવી પૈસા ઠગી લેવાને ધંધો ખોલી બેઠા હોય, એવા માયાના પુત્રો વિભુતી ચોળી નગ્ન રહેનારા અને મદ્ય, માંસ આરોગનાર માત્ર હરિ! હરિ! બોલનાર હરામખોરો એજ ભસ્મને મોંઘી કરી. લોકને હસાવનાર, શ્વાનને ભસાવનાર ભોગી યોગીઓ કંચન અને કાન્તાને માટે અવતરેલ વિરાગી બની નિર્ભાગી લાજ વગરના સાધુ મહાત્માઓ બગલા જેવા અને વિષનઃ દગલા સમાન શા માટે જન્મ્યા હશે? એ સમજાતું નથી. ટીલાં ટપકાં કરી પાખંડીનો અવતાર ધારણ કરનાર, ક્રોધી, વિષયી અને ઢોંગી સાધુઓ માત્ર દુનીઆને ધુતવા માટેજ નીકળેલા હોય છે માટે ચેતવાની જરૂર છે. તે પ્રથમ આપણને મીઠી મીઠી પ્રસાદીઓ આપી વશ કરે છે.

જેવી સોબત કરશો તેવાંજ ફળ મળશે સંત પુરૂષો તો બ્રહ્માંડ ફરી જાય તો પણ અસત્ય આચરણ કરતા નથી. તીર્થમાં જવાથી એક ગણું ફળ મળે છે; પરંતુ મહાત્માઓના મીલનથી લાખોગણું ફળ મળે છે. બહારથી સુવર્ણ જેવા અને અંદરથી પીતળના ભંગાર જેવા સાધુ મહાત્માઓ ખરેખર હેરાન કરે છે. તેઓ જગતને સુધારવાને બદલે ઉલટા બગાડે છે. એવાથી કંઇ કામ સુધરતું નથી. ધર્મરાજા જેવા સત્યવીર પુરૂષ એ ઘડીવારના દુર્જનના સમાગમથી રાજ્ય પાટહારી ગયા. નળ એવીજ રીતે હેરાન થયો. સાધુપુરૂષનો સમાગમ પવિત્ર અને વિશ્વાસપાત્ર છે. એવા સંતના મુખમાં વેદની ઋચાઓ હોય છે. બીજા કપટી સાધુઓની માફક ચાડી, ચુગલી અને કળકળાટ ઉપજાવે એવા બિભત્સ શબ્દોવાળું વાતાવરણ હોતું નથી. અસંતના સમાગમથી સદ્‌ગુણોની ઉંચતા, નીતિ કે કીર્તી પ્રાપ્ત થતી નથી. હિંમત, બુદ્ધિ કે ધર્મને પ્રાપ્ત કરવાની કંઇ તક મળતી નથી જે સાધુઓ સત્યવાદી અને ધૈર્યશીલ હશે તે પોતે જગતમાં ફસી પડે એવી વૃત્તિઓને માન આપી આગળ લંબાવવા દેશે નહિં. સંત પુરૂષો ગમે તે સ્થળે વિચરતા હોય પણ ધર્મનું નામ પડે કે તુરત જેમ ભગવાન હાથીને ઉગારવાને માટે 'હા' શબ્દ કહેતાં લક્ષ્મીની પાસે અને 'થી' શબ્દ કહેતાં ગજેન્દ્ર પાસે જેવા વેગથી ઉઘાડા પગે આવ્યા હતા તેમ સત્વર આવી આડું માથું આપે છે. ગુરૂ ગોવીંદસિંહે ધર્મને માટે લડાઇ કરી, સોલંકી રાજ ભીમદેવે ધર્મને માટે સમરાંગણમાં તરવાર ખેંચી, અને હજુ વસ્તુપાળ અને તેજપાળનાં મોટાં ગંજાવર આબુપર, ગીરનાર તેમજ સિદ્ધાચળપર, વિરાજતાં દહેરાંઓ પોતાના શ્વેતરંગથી શું આંખો નથી આંજી નાખતાં કે? તમારી લાગણી સત્ય ધર્મ પર, સત્ય વીર પર અને સત્ય મહાત્માઓ તરફ, ઠરવી જોઇએ. કૃત્રીમ્ સાધુઓનો સદાય ત્યાગ કરો. તેના તરફ દ્દષ્ટિ નહિં કરો. એવા સાધુઓ તમને તમારા માર્ગમાંથી ઉથલાવી પાડનારા છે. આપણા વિજયના અને સુખના શત્રુઓ આપણા મનોરાજ્યમાં દાખલ થઇ આપણી શાંતિ અને સ્વાસ્થ્ય કે જેના વગર આ જીવન ધુળ બરાબર છે તેને લુટી લે તે કરતાં આપણા ઘરમાં ચોરો દાખલ થઇ આપણા કીંમતી ખજાના અને ધન માલ લુટી લે તે હજાર ગણું ઉત્તમ છે.



# આપણી ફરજ

દરેક મનુષ્યમાં પોતાને સુધારવાની અથવા પોતાની ઉન્નતિ કરવાની પ્રબલ ઇચ્છા હોવી એ એક મહાનતાની નિશાની છે. જેઓ આત્મોન્નતિને માટે યત્ન કરતા હોય છે તે જોરાવર સિંહ સમાન છે! જ્યારે મહાન્ સત્તા આપણામાં પ્રવેશ કરે છે; ત્યારેજ આપણે એ કાર્યમાં આગળ વધી શકીએ છીએ. વાંચનદ્વારા, સજ્જન મારફતે ગમે તે રીતે આપણને આત્મોન્નતિની તકો મળે તે તે સર્વનો સદ્ઉપયોગ કરી પોતાના ઉચ્ચજ્ઞાનની પિપાસા શાન્ત કરવા નહિં ચુકવું જોઇએ. કર્ણ રાજાએ પરશુરામ પાસેથી ક્ષત્રીય છતાં, બ્રાહ્મણનો વેષ લઇ; વિદ્યા સંપાદાન કરી હતી. પરશુરામ ક્ષત્રીયને વિદ્યા અભ્યાસ કરાવતા ન હતા, તેથી બ્રાહ્મણનો વેષ ધારણ કર્યો; અને લાંબે સમયે તે ક્ષત્રીય છે એવું જાણ થતાં પરશુરામે તેને શાપ આપ્યો; તો પણ જેટલું મળ્યું તેટલું પ્રાપ્ત કરી પોતાની કીર્તિમાં વધારો કરી શકયો હતો. કેટલાક શકિતની ન્યુનતાને માટે નહિ પણ યત્નની ખામીઓને લઇને આગળ વધી શકતા નથી. જે પ્રયત્નશાળી છે તે પોતાના મનથી એવું સમજે છે કે આપણે હાલમાં જે મહેનત ઉઠાવીશું, તેનો ભવિષ્યમાં પુરેપુરો વ્યાજ સુદ્ધાં બદલો મળશે. યુવાનીમાં પોતાનો ઉમદા અવસર જે નિરૂપયોગી વિષયોમાં ગુમાવે છે, અને પછી વૃદ્ધત્વ આવતાં ભાગ્યપર દોષ મુકી ગુમાવેલા વખતનો અફસોસ કરે છે, તેનું જીવન શૃંખલા જેવું છે. હજારો સ્ત્રી પુરૂષો જીવનના ઉત્ક્રાન્તિક્રમમાં પશ્ચાત પડી ગયેલા જોવામાં આવે છે, તે એ કારણથી કે તેઓએ યુવાવસ્થામાં અતિ ઉપયોગી બાબતોપર પુરે પુરૂં લક્ષ આપ્યું ન હતું. આપણે આત્મ સુધારણા અને આત્મોત્કર્ષ સાધવાની વૃત્તિ કરશું તોએનો અનુકુળ પ્રસંગ એની મેળે જડી આવશે. અનહદ પરિશ્રમ, સંપૂર્ણ ખંત અને કાર્યનો ઉત્સાહ એ વિજયનાં જન્મદાતાઓ છે. માટે જે શ્રમ કરવો પડે તે કરો. પછી હું જોઉં છું કે ફત્તેહ કેમ થતી નથી.

ખરેખરૂં જીવન તો તેનું કહેવાય કે જેઓ પોતાનામાં કંઇ છે તેનો ઉપયોગ કરે છે. અમો તેવાઓનેજ લાયક કહીશું. જે વખતે માણસ કુદરતની આપેલી સર્વ વસ્તુઓનો સદ્વ્યય કરે છે, તેને કોઇ કાર્ય દુર્ઘટ જણાતું નથી; પરંતુ જેઓ કંઇ ઉપયોગી કાર્ય કરતા નથી તેની શક્તિ દિનપ્રતિદીન ક્ષીણ થતી જાય છે. આપણે આપણી બુદ્ધિ અને ચાતુર્યનો ઉપયોગ કરતા અટકીએ એજ વખતે કુદરત આપણાં ચાતુર્ય અને બુદ્ધિને હરી લે છે. તમારામાં દુર્બળતા ઘર કરી જાય એના કરતાં એને ભુંસી નાખી તેનો ઉચ્છેદ કરો તો હમણાંજ તમે તમારી સ્વચ્છ હૃદય સપાટી પર જાગૃત થશો, દિવસના ભાગમાં બીજા લોકોની સાથે વર્તવામાં

જો તમે કદાચને ક્રોધ, મૂર્ખતા, દુષ્ટતા બતાવ્યાં હોય અગર તો વૈરભાવથી કે ઇર્ષાથી વર્ત્યા હો તો તે સર્વ મલિનતા દુર કરી, તમારા મનોગૃહને સ્વચ્છ બનાવો. પીડાકર અને ખેદજનક વિચારોને દુર કરવાનું કાર્ય તમને કઠિન લાગતું હોય, તો કંઇ સારૂં નવીન ઉત્સાહ અને બળ રેડે એવું કાર્ય કરવાની શરૂઆત કરો. આથી કાર્યની કઠિનતા દુર થશે એટલુંજ નહિ: પરંતુ તમારી પ્રકૃત્તિ સ્વસ્થ બનશે. તમને જીવનનું સત્ય, સૌંદર્ય અને રહસ્ય સ્પષ્ટ સમજાશે. અને તમારા હૃદયમાં તમારી ક્ષુલ્લકતા તથા કરેલા અસદ્વિચારોને માટે શરમની લાગણી ઉત્પન્ન થશે. માટે મહાન્ આશાઓનાં સ્વપ્નોથી અને આનંદપ્રદ સ્મૃતિઓથી તમારા હૃદયને ઉભરાવી દ્યો ?

જે માણસ આખો દિવસ કામ કરી રાત્રે સુતી વખતે પથારીમાં વિચારોથી મગજને ભરી બુદ્ધિને મજબુત બનાવે એના જેવો ધૈર્યશીલ મનુષ્ય મળવો મુશ્કેલ છે.

ખુલ્લી હવામાં લાંબો વખત સુધી ફરો, સ્વચ્છ અને મધુર તાજી હવાથી તમારાં ફેફસાંઓને ભરો, આજુબાજુ દૃષ્ટિ કરી ધુમરીઓ વા થયો હોય તેમ દશબાર ડગલાં ચાલી પાછા વળો, અને પાછા હતા એની એ જગ્યાએ આવો, કુદરતનાં સૌંદર્ય ભરેલાં મનોહર દૃશ્યોનું અવલોકન કરો, અથવા કોઇ એવી પ્રિય વસ્તુને પસંદ કરી મગજમાંને મગજમાં રાખી ઝુર્યા કરો મીષ્ટાન આરોગી ધનાઢ્ય અને સુખી હોવાનો દાવો કરી બીજા કંગાલ જીવોની કાળજી ન રાખો, તો પછી તમેજ વિચારો કે તમારા જેવા બીજા ક્યાં પેટભરા પુરૂષો વસે છે. તમે સુખી છો તો એ સુખમાં બીજાને ભાગ આપો તોજ તમારૂં પ્રભુત્વ ટકી રહેશે. મનના ખરાબ વિચારો, વૈરભાવ, તિરસ્કાર આદિ સર્વત્ર દુર્ગુણો ગ્લાનિ ઉપજાવે એવા છે. માટે તેને સુધારવા સારૂ સદ્વિચારોનું સતત્ સેવન કરવું જોઇએ કે આપણા જીવનમાં એક મહાન્ પરિવર્તન થઇ ગયું છે એમ અનુમાન થાય. આમ કરવાથી આપણા મનની અંદર રહેલી ગુઢ શક્તિ આપણી ઇચ્છિત અને જરૂરની વસ્તુઓને આપણા તરફ તાણી લાવશે. તેનાથી તમને અનુપમ હર્ષ તથા આશ્ચર્યનો અનુભવ થશે. વિચાર કરો કે જે વસ્તુને માટે આપણે મથતા હોઇએ અને એ ચીજ મળે ત્યારે આપણને કેવો આનંદ થાય છે ?

મનુષ્ય જીવનમાં આનંદ એ એક અમુલ્ય વસ્તુ છે. આનંદ એ આત્મબળનો સગો સહોદર છે. જેનામાં આનંદ નથી, તેનામાં ઉદ્યમ, બળ કે શક્તિ હોતી નથી. તેવા બીન આનંદીને શબની ઉપમા આપીએ તો કંઇ હરકત નથી. તેવા માણસનું જીવન તદ્દન નિરસ બની જાય છે, અને તે વર્તમાન સ્થિતિથી સ્હેજ પણ આગળ વધી શકતો નથી. તે પુરૂષાર્થહીન બની એટલી તો હલકી સ્થિતિ પર

હોય છે, કે કોઇ તેના મુખમાં ખાદ્ય પદાર્થનો ટુકડો આપી જાય તો પણ ખાતો નથી. આવા માણસની દશા નાવિક વિનાના વહાણના જેવી છે. કે પોતાને કઇ દિશામાં જવું એ ખબર હોતી નથી, માત્ર જે દિશા તરફ પવન હોય એ દિશા તરફ વહાણ ઘસડાય છે. એમ એ માણસ પણ વહાણની સ્થિતિની માફક વર્તણુંક રાખી ધારેલું કાર્ય પાર પાડી શકતો નથી, અને તેની પ્રણાલિકા કોઇ જુદા રસ્તાપર નિર્માણ થયેલી હોય છે. આવી સ્થિતિને પામેલા જીવને કંઇ સારો ઉદ્દેશ હોતો નથી. જે માણસ આનંદી હોઇ આનંદ મેળવવાને માટે પુરૂષાર્થ કરે છે, તેનું જીવન તપાસીએ તો આપણને ઘણુંજ નિયમસર લાગશે. એના માર્ગમાં ગમે તેટલી આપત્તિઓ અગર તો મુસ્કેલીઓ આવે, અને ગમે એટલું નુકશાન સહન કરવું પડે; તો એ ધીરવીર પુરૂષ પોતાના ધારેલા ઉદ્દેશથી લેશમાત્ર ચલીત થતો નથી. ગમે એવો વિકટ સમય પ્રાપ્ત થાય તો તેનામાં હિંમત અને સાહસ વધતાં જાય છે. કદાચને કાર્ય પરથી સ્હેજસાજ પાછા હઠવું પડે તો પાછા સત્વર પોતાના સ્થાનપર પહોંચી જાય છે. આનંદી માણસ પોતાનું કાર્ય દૃઢતા પૂર્વક પૂરૂં કરે છે, હનુમાનજી લક્ષ્મણજીની મુર્છા ઉતારવા સારૂ દ્રોણાચળ પર્વત ઉપર સજીવન બુટ્ટી લેવાને ગયા, ત્યારે તેને રસ્તામાં ભરતની ભૂલના પરિણામે પગમાં જખમ થયો હતો, પણ જીવ જાય તો જવા દો; પરંતુ શીરપર આવેલું કાર્ય પુરેપુરૂં નિભાવવું એમ સમજી જખમથી થયેલી વેદનાને તુચ્છકારી, એકદમ રામચંદ્ર પાસે બુટ્ટી લઇ હાજર થયા. ચિંતા અને આપત્તિના સમયમાં તમારે એનાથી બચી જવું હોય તો તમને જે વાતોથી ગભરાટ વ્યાધિઓ આવી પડે છે, તે કેવી રીતે આવી પડી? તેનો વિચાર કરો. અને તમારી સર્વત્ર સુવિચાર શક્તિ તેના પર લગાવી દ્યો. આમ કરવાથી તમને ખબર પડશે કે જેમ સૂર્ય અંધકારનો નાશ કરે છે, તેમ એ શક્તિ તમારી અનેક પ્રકારની મુંજવણનો સંહાર કરશે. અને હું કહું છું કે તમારા અંતઃકરણમાં શાંતિનો આવો પ્રકાશ ઝળહળી ઉઠે તો કઇ એવી બીજી બહાદૂર શક્તિ છે કે તમારી તરફ ન આકર્ષાઇ રીસામણું બતાવે. તમને આ કુંચી હાથમાં આવી જાય તો તમને અસંખ્ય અજાણી શક્તિઓ જાણીતી થવા લાગશે. અને ત્યારેજ તમે મોટી મોટી આપત્તિઓ, મુસ્કેલીઓ તેમજ કઠિન પ્રસંગોની સામે વિરતા અને અડકપણું ધારણ કરી શકશો. "મનુષ્ય માત્ર ભૂલને પાત્ર" એ સુત્રાનુસારે કદાચને તમારાથી ભૂલચૂક બની અને તેને લઇને તમારી સર્વ આશાઓ અને સર્વત્ર ઉદ્યોગો નિષ્ફલ થઇ જાય; તો તમને લેશ માત્ર ગભરાટ થશે નહિં. બીજા લોકો તમને હિંમત આપે તેના કરતાં તમારૂં મન તમને હિંમત આપી કહેશે કે હરકત

નહિં; હમાંણું કાર્યમાં સફલતા ન મળી તો ભવિષ્યમાં કોઇ વખત કાર્ય શરૂ હશે તો અસંખ્ય લાભો મળ્યા કરશે. કોઇ માણુસ તમારા ધમધોકાર કાર્યને જોઇ ઇર્ષા કરે, તમને નુકશાનીમાં ઉતારવાને માટે પ્રયત્ન કરે; તો તમારે ક્રોધે ભરાવું નહિં, પરંતુ એટલું તો અવશ્ય સ્મરણમાં રાખવું કે મારા માટે ખાડો ખોદવાની ધમાલમાં લાગેલો માણુસ નક્કી અંદરથી ધૂળ કાઢવાને માટે પોતે પણ અંદર ઉતરતો હોવો જોઇએ. આવા લોકો નિષ્પ્રયોજન બુરાઇ કરવાની આદતથી પોતેજ તેનાં માઠાં ફળ ભોગવે છે. જયચંદ્ર રાઠોડે મહમદ ગોરીને પૃથ્વીરાજને હરાવવા માટે તેડાવ્યો હતો તો થોડા દિવસ પછી પોતે એજ ગોરીના હાથે હારખાઇ મરાયો, આવો કુદરતનો નિયમ હોવાથી વેર અથવા બદલો લેવાની આપણે કશી જરૂર રહેતી નથી. અદ્યાપિ પર્યંત જગતમાં કોઇ મનુષ્ય એવો નથી થયો કે જેણે અન્ય માણુસોની સાથે બુરાઇ કરી અને કોઇ રીતે કોઇ વખતે તેને તેની બુરાઇનાં માઠા ફળ ચાખવાં ન પડ્યાં હોય. કોઇ માણુસ એમ સમજતો હોય કે હું કોઇની સાથે બુરાઇ કરૂં તો તે મને શું કરવાનો છે? તો તેમ માનવામાં તે બહુજ મોટી ભૂલ કરે છે. કુદરત ઝીણીમાં ઝીણી બાબતોનો હિસાબ બરાબર ચૂકવે છે, ત્યાં દરેક વસ્તુઓનું જમા ઉધાર થાય છે, એ કંઇ હિસાબદારોનાં નામ દીવાળું ફુંકવાથી એટલે અવળી પાઘડી રાખ્યાથી કાઢી નખાતાં નથી. જેણે જેવું કૃત્ય કર્યું તેવુંજ તેને વ્યાજ સુદ્ધાં આપવું એ બાબતમાં તેના જેવી હિસાબ કુશળ એકે પેઢી મને માલુમ પડતી નથી.

જે માણુસ શાંત હોય છે, જેનો ચહેરો હસમુખો છે, તે સામા માણુસના બિભત્સ શબ્દને બિભત્સ શબ્દથી વધાવી લેતો નથી. લાકડી મારનારને લાકડી મારી જવાબ આપતો નથી. પોતે એ વાતો મીઠા મધુર શબ્દથી ઉત્તર આપે છે કે સામાને પોતાની ગરમ તબીયત ને નરમ કરવી પડે. જ્યારે માણુસ નાની બાબતોમાં શાંતતા રાખી શકે છે, ત્યારેજ મોટી બાબતોમાં શાંતતા ધારણ કરી શકે છે. ગમે એવું વ્હાલામાં વ્હાલું સગું મરી ગયું હોય, પણ જો શાંતતા જેવું અમુલ્ય ઔષધ પાસે હોય તો ગમે એવી આપત્તિ કે વ્યાધિ હોય, છતાં ચહેરો હસમુખોજ રહેવાનો, સત્યનિષ્ટ અને આનંદી મનુષ્યની ખરેખરી કિમંત એવા આપત્તિના સમયમાં થાય છે. એવો ધીરવીર જે સ્થળે જાય તે સ્થળે સર્વત્ર વાતાવરણ શાંતિદાયક અને આનંદમય બની રહે છે. ખરી રીતે તપાસીએ તો એણેજ જીવનની સાફલ્યતા કરી લીધેલી છે. કેટલાક એમ સમજતા હશે કે એવો આનંદી ચહેરો તો આપણે પણ રાખી શકીએ તો એની ભૂલ કંઇ જેવી તેવી નથી. આનંદી બનવા માટે અનેક સદ્‌ગુણોની પણ જરૂર છે, અને તેનું બરાબર સ્વરૂપ સમજવું જોઇએ છે. ત્યારેજ આનંદ મેળવી શકાય છે.

જીવનનું તાત્પર્ય એવું નથી કે ગમે તેવી રીતે તેને વ્યતીત કરી દેવું. જીવન એ એક મહત્વની વસ્તુ છે. તેનો યોગ્ય ઉપયોગ કરવો એ જીવનનું મુખ્ય કર્તવ્ય છે. આપણું જીવન્ બીજા માણસના લાભ માટે તેમજ આપણી ખાતર કેવી રીતે ઉપયોગી બનાવી શકાય, તે જાણવાની તેમજ શીખવાની ખાસ જરૂરીયાત છે. અખિલ વિશ્વનાં પ્રાણીઓના આનંદ અને સુખમાં જે પોતાનો આનંદ સમજે છે, તેનું જીવન અત્યંત્ પવિત્ર છે. તેના આગમનથી સુખ શાન્તિ અને સુલેહના ભંગો થતા અટકે છે. પોતાની જીંદગીને અનહદ આબાદ બનાવી જે માણસો સજ્જન પુરૂષોને સ્મરણીય, અને ઇતિહાસોમાં સુપ્રસિદ્ધ થએલા હોય; તેમજ સામાજીક, રાજકીય્ અને વ્યાપારાદિક વ્યવહારોમાં અગ્રેસર મનાયા હોય, સર્વ જીવોનું ભલું કરવામાં ઉઘાડે પગે દોડતા હોય, તેજ આત્મવિકાસની ખરી વિદ્યા ભણેલા છે એમ કહેવાશે. જેઓ પોતાની જાતને અભ્યુદયમાં લાવવા માટે અને આ જગતની સુધરેલી પરિસ્થિતિનાં મહાન્ કાર્યમાં ભાગ લેવા ઇચ્છતા હોય, તેઓએ આત્મબળ મેળવવું જોઇએ, તેજસ્વી મનુષ્યો જે કંઇ કહે છે તેના બોલવા પર અસંખ્ય મનુષ્યો લક્ષપૂર્વક ધ્યાન આપે છે, અને ઉદાસ, ક્રોધી તેમજ મુર્ખ માણસના બોલ પર કોઇ ધ્યાન આપતું નથી. કારણ કે તેનામાં આત્મબળ ઓછું છે, તેથી તેના શબ્દમાં કંઇ વજન હોતું નથી. જે માણસો આત્મ સત્તાવાળાં હોય છે તેઓ દરેક કાર્ય પુષ્કળ સમૃદ્ધિવાળું બનાવે છે. આ શક્તિ જેને પ્રાપ્ત કરવી હોય તેણે ચારિત્ર્ય, પ્રેમ અને વિવેક શક્તિના ગુણો કેળવવાની જરૂર છે; કે જેઓ તમને શક્તિના વિશાળ રાજ્યમાં લઇ જવાની તાકાત ધરાવે છે. વિશુદ્ધ ચારિત્ર્ય વગર આપણે બીજાને આકર્ષિ શકતા નથી, અથવા તો બીજાના વિશ્વાસના, અને માનને પાત્ર નથી બની શકતા. જે માણસ ન્યાય તથા નીતિના સિદ્ધાંતને દ્રઢપણે વળગી રહે છે. તેનાજ વિચારો દુનીયાને લાભ કર્તા હોઇ શકે. જેઓની ચિત્તવૃત્તિ નિરંતર ચંચળ તથા અસ્થિર હોય છે, તેઓનો કોઇ વિશ્વાસ કરતું નથી. મનની, શરીરની વા આત્માની નિર્બળતા હોય; ત્યાં સુધી મનુષ્યોના આત્મા આકર્ષવાનું લોહચુંબક બનવું કઠણ છે. જેઓને અન્યનું ભલું કરવામાં ધર્મ જણાયો હોય, તેવાજ મનુષ્યોના સહવાસથી આત્મિક શક્તિનું તેજ વૃદ્ધિ પામે છે, કઠિન, ભયકારક અથવા ચિંત્તા ઉત્પન્ન થાય એવાં કાર્યોને ઉમદા બનાવવાને તે ભાગ્યશાળી બને છે. દરેક લોકો સજ્જન તરફ વધારે પ્રેમ બતાવે છે, અને સજ્જન તેઓને પ્રેમવડે વધાવતા હોવાથી તેઓનો દિનપ્રતિદિન સજ્જન તરફ ભાવ વધતો જાય છે, તેથી આપણે આપણા અંતઃકરણનો પ્યાર કોઇના પર ન ઢોળી શકીએ તો ઉચ્ચ પુરૂષ તરીકે કે, ધંધાદારી

માણસ તરીકે, આપણે નથી પ્રતિષ્ટાપન્ન થઇ શકતા, એક દયાવંત અને પ્રેમાળ અંતઃકરણમાં આકર્ષણ શક્તિ કેટલી બધી વધી છે એ પશુવર્ગ પણ સમજે છે. કૃષ્ણચંદ્ર પરમાત્મા નંદને ઘેર ગાયો ચારતા હતા, એ વખતે જંગલમાં ગાયોને ચરતી બંધ કરવા માટે દયાળુ વાણીથી અમુક ગાયની પીઠપર હાથ મૂકતા, એટલે બધી સમજી જતી કે આપણને આપણો ધણી સ્નેહથી બોલાવે છે. એટલે તે સાંભળવાને સર્વત્ર ગાયો ચારો બંધ કરી ઉભી રહેતી. કુદરતી રીતે જગત્ દયાવંત માણસો તરફ અનહદ દોરાય છે. અને કઠિન હૃદયવાળા સ્વાર્થી તેમજ દયાહિન માણસોથી દુર ભાગે છે. આપણે આપણા ઘરનાં માણસો તરફ, ત્યારપછી કુટુંબીઓ તરફ, અને પાડોશીઓ તરફ, એમ અનુક્રમે સબળ પ્રેમનો પ્રવાહ વ્હેવડાવતા રહીએ; તો આખી વસુધાને કુટુંબ બનાવવાને ભાગ્યશાળી બની શકીએ. તેવી રહેણી કહેણી પરથી આપણાં બાળકોમાં પ્રેમ, અનુકંપા ઉપકાર વૃત્તિ આદિ સદ્ગુણોની ખીલવણી થાય છે. માટે આપણે ભાવિ પ્રજાના લાભાર્થે, તેમજ આપણા આત્મ વિકાસને માટે, એ ગુણો અવશ્ય જરૂરના છે. આની અંદર દરેક અનુભવ અને શુદ્ધ બુદ્ધિનો સમાવેશ થાય છે.

સર્વત્ર પ્રત્યે સરખો પ્યાર એ જ્ઞાન આપણા જીવન કાર્યોની ભૂલો કાપી નાખવાને બરાબર ઉપયોગનું છે. માટે આપણે આપણી જાતને દયાળુ પ્રેમાળ તથા ઉન્નતિકારક વિચારોથી ભરેલા બનાવવી જોઇએ. જેટલા પ્રમાણમાં આપણે જગતની હાજીયતો પુરી પાડવામાં મદદગાર બની શકીશું, એટલાજ પ્રમાણમાં આપણે એવો શુભ સમય જોઇ શકીશું કે જે દ્રવ્ય ને માટે આપણે મરી પડતા હતા; તે દ્રવ્યને છોડી દઇ એક પરોપકાર વૃત્તિને જીવ કરતાં પણ વધારે વ્હાલી સમજશું. તેથી જીંદગીમાં આનંદ અને સુખ વધવા માંડશે, તેમજ દુઃખદાયક પ્રસંગો એક પછી એક પલાયન થવા માંડશે, દુઃખજનક અજ્ઞાન અને ખરાબ જમાનો ચાલ્યો જશે. ડહાપણ, ભ્રાતૃભાવ અને બુદ્ધિનો વિજય થશે. તેમજ ન્યાયી, નિતીમય જીવનનો પુનઃ ઉદય થશે કે જેના પ્રતાપે આપણા સામાજીક તથા વ્યક્તિગત દુઃખો અને દર્દોનો સમુળો નાશ થશે.

બુદ્ધિના, દયાલુત્વના અને આધ્યાત્મિક ઉત્કર્ષના યુગમાં પ્રવેશ કરવામાં મદદગાર બનવાનો, અધિકાર આપણને આપવામાં આવ્યો છે. અને તે શુભ દિવસનું આગમન ત્વરાથી થાય તે માટે આ યુગમાં યથાશક્તિ અથવા યથામતિ પ્રયાસ કરવા આપણે કટીબદ્ધ થવું જોઇએ. અને પૂરેપૂરૂં સમજવું જોઇએ કે મારૂં જીવન આમ ખરાબ રસ્તે પુરૂં થઇ જાય, તેના કરતાં કોઇ ઉમદા શક્તિ મેળવવાં માટે કેમ ન સાવધ બનવું જોઇએ. મનુષ્યોને હમેશાં ઇચ્છવા યોગ્ય, અને યત્નથી મેળવવા

બધી વસ્તુઓમાં સમજ શક્તિની મુખ્ય જરૂર છે. જેઓને આ બક્ષિસની પ્રાપ્તિ થયેલ છે તેઓ અસંખ્ય સુખના ખજાનાઓની કુંચીઓ રાખીને બેઠા છે. શક્તિ, સાધન સંપન્નતા, વિજય, મિત્રતા, જીવનના આનંદો એ સર્વ તે સમજશક્તિ પર અવલંબી રહેલ છે આવી શક્તિ પ્રત્યેક કાર્યમાં અને ધંધામાં ઘણીજ જરૂરની છે. ભસ્મા સુરને એવી સમજણ નહોતી કે હું કંકણુવાળો હાથ મારા શીર પર મુકીશ તો મરણ પામીશ. અને તેવી સમજણ શક્તિના અભાવે પરમાત્માએ તેને મોહનીરૂપ ધરી, નૃત્ય અને હાવભાવના પ્રતાપે તેનાજ હાથે તેનું કંકણુ શીરપર મુકાવી મારી નાખ્યો હતો. ડાહ્યા અને બુદ્ધિશાળી મનુષ્યોમાં સમજશક્તિનો વધારો થાય છે, ત્યારે તેનામાં અગણિત ભૂલોના પ્રસંગોનું પ્રમાણ ઘટવા માંડે છે. ગેરસમજુતીમાં ઘટાડો થાય છે. એટલે એની મેળે અઘરાં કાર્યો ઉકલવા માંડે છે. આળસુ અને મુર્ખ માણસને સમજશક્તિનો લાભ મળી શકતો નથી. પ્રયાસ અને અભ્યાસથીજ એ સમજશક્તિ પ્રાપ્ત કરી શકાય છે. સમજશક્તિની બક્ષિસના પ્રતાપથી આપણે આપણી જાતને અને બુદ્ધિને સુધારવાને તથા આ માયાવી જગતમાંથી ચાલ્યા જઇએ તો પહેલાં કંઇક શુભ કાર્ય કરવાને ભાગ્યશાળી થઇશું એમ ખબર પડે છે. મનુષ્યને આ વાતનું જ્ઞાન હોય યા નહોય; તો પણ તેનો પ્રભાવ સર્વને જાણવામાં છે કે સમજશક્તિ વિના કંઇએ બનવું મુશ્કેલ છે. હાસ્યમાં, રૂદનમાં, મસ્કરીમાં સર્વત્ર સ્થળે સમજશક્તિની જરૂર પડે છે. દુકાને કંઇ નાની એવી વસ્તુ લેવા ગયા તો પણ સમજશક્તિ જોઇએ છે. નહિંતર ભૂલ થાપ ખાવાનો સમય આવી મળે છે.

પ્રત્યેક માણસના હાથમાં ભલું અથવા બુરૂ કરવાની શક્તિ રહેલી છે, એજ શક્તિ સમજ અથવા તો ગેરસમજ છે. સંસારમાં કેટલાંક સ્ત્રી પુરૂષો એવાં હોય છે કે તેઓની વાણીમાં આનંદ અને હર્ષનું કારણ મળી આવે છે: તેઓ જ્યાં બેઠાં હોય ત્યાંનું વાતાવરણ આનંદમય બની રહે છે. એનું કારણ માત્ર એટલુંજ છે કે તેની વાણીમાં સમજવાનાં બહુજ રહસ્યો ભરેલાં હોય છે. જુઓ ! કેટલાક વાતો કરતા હોય ત્યાં પાસે ઉભું રહેવું ગમતું નથી તેનું કારણ શું ? માત્ર એટલુંજ કે તેની વાણીમાં મીઠાશ કે આપણને કંઇ સમજણ પડે એવો એકે અક્ષર હોતો નથી. માટેજ આપણે ત્યાં એક ઘડીભર સ્થિર થતા નથી, અને વિના કારણ આપણા હૃદયમાં ચિંતા અને ગભરાટ ઉત્પન્ન થાય છે. સર્વત્ર નિરાશા અને નિરાશાજ માલુમ પડે છે. સુંદર સંસાર નિર્જન જંગલ સમાન જણાય છે. એક કલાક વર્ષ જેવો થાય છે. આવા માણસો પાસે કોઇ જઇ ચડે તો પાછા ત્યાંથી નિકળ્યા પછી કોઇ દિવસ તે તરફ નજર કરતા નથી. તેવા મનુષ્યોનો કેવો ભયંકર પ્રભાવ પડતો હશે ? એ

સ્હેજ સમજાય એવું છે. તેની પાસે જે માણસ રહે છે, તેનું જીવન અનહદ દુઃખમય તેમજ કટુતામય બની જાય છે. કેટલાક જીવ એવા તો હસમુખા હોય છે કે તેનું પ્રસન્ન ચિત્ત, ઉદારાત્મા અને શાંત સ્વભાવ દરેકના ચહેરા ઉપર વીરતા અને તેજ જળકાવી દે છે. કઠિનતામાં આવે તોપણ તેઓ સંપૂર્ણ પ્રસન્નતા પૂર્વક તેની સામે ટક્કર ઝીલે છે. આવા લોકોના પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક કાર્યમાંથી આશા તથા આનંદનો પ્રવાહ વહેવા માંડે છે. તેઓના પ્રભાવની શક્તિ બહુજ અદ્‌ભૂત છે. એવા માણસોએ પોતાના મગજમાં શાંતતાથી સારાં સારાં પુસ્તકો વાંચીને કે લાયક માણસોની સોબત કરીને, સદ્‌વિચારોનો સંગ્રહ કરેલો હોય છે.

ઉતાવળ કરવાથી કોઇ કાર્ય સિદ્ધ થતું નથી અને સારાં સારાં કાર્ય ધુળધાણી થઇ જાય છે, ઉતાવળથી ગભરાટ અને ગભરાટથી કાર્યની સફલતા કાયમ ખાતે સો ગાઉ દુર રહે છે. જો શાંતિમાં હાથ રાખી કાર્ય કરવામા આવે તો કઠિનમાં કઠિન કાર્ય સરલ અને સ્હેલું બની જાય તેમ છે. કુદરતનાં કાર્યોમાં ક્યાંય ઉતાવળ જોવામાં આવતી નથી, તેના દરેક કામમાં એકજ નિયમ અને વ્યવસ્થા માલુમ પડે છે. ગભરાટ કે અશાંતિનું એમાં નામનિશાન હોતું નથી. કેટલાક લોકો તો ઉતાવળથી એક ક્ષણિક સુખને માટે સચ્ચાઇ, ઉદારતા અને આબરૂનું પાણી કરે છે. મહમદગીજનવીએ ધનની લાલચે ઉતાવળ કરી, અસંખ્ય હિંદુઓનાં માથાં કાપી નાખ્યાં. તેને એમ ન ખબર પડી કે લાખોનાં દિલો ઝખમી થયાં. ઉતાવળ ગુણ, ગૌરવનું વિનાશ શસ્ત્ર છે. કાર્યની ઉતાવળથી કેટલાક ભોજન કરતા નથી આપણા શરીરમાં પણ ધીમે ધીમે ફેરફાર થાય છે. આપણા શરીરપર રહેલા બાલો એ ઉત્પન્ન થયા, ત્યારથી તેમાં સફેતાઇ ધારણ કરવાના ફેરફારો થયા કરતા હતા. તે વૃદ્ધપણામાં આપણને બરાબર સફેતાઇનો ગુણ બતાવી શકયા. એ એની ધીમે ધીમે કાર્ય કરવાની રૂઢી હતી. કોઇ કાર્ય જેટલું ઉંચ, ઉદાર, પવિત્ર અને ઉત્તમ હોય તેટલાજ પ્રમાણમાં તેની શરૂઆત ધીરજથી કરવી જોઇએ. ચોમાસામાં જે જીવ જંતુઓ શીઘ્રતાથી ઉત્પન્ન થયા હોય, તેટલાંજ ઉતાવળથી પાછા લય થઇ જાય છે. માટે ધીમે ધીમે સંપૂર્ણ શાંતિપૂર્વક કામ શરુ રાખો. તમને અવશ્ય કામની સફલતા થશે. પોતપોતાના જીવનમાંથી ઉતાવળ એ શબ્દનો નાશ થવો સર્વદા ઉત્તમ છે. ઉતાવળથી ધનદોલતનો નાશ થાય છે. આબરૂને બટ્ટો લાગે છે. છેવટે દરેક મનુષ્યે પોતાના અંતઃકરણમાં લખી રાખવું જોઇએ કે ઉતાવળ સત્યતાની અને આદર્શ ભક્તિની ઘાતક છે. માટે આપણે હમેશાં ઉદ્યમ, શાંતિ અને ધૈર્ય ઉત્પન્ન કરતાં શીખવું જોઇએ. મહા મુશ્કેલીએ આ માનવ જીવનની પ્રાપ્તિ થઇ છે. તેથી એવું માનવજીવન નિરાશામાં અને ઉતાવળમાં ગુમાવી દેવું તેના કરતાં ઉમદા

કર્તવ્યોથી વિભૂષિત કરવું, એનું નામજ ખરૂં તત્વજ્ઞાન છે. દરેક મનુષ્યે સદાય એવી પ્રતિજ્ઞા કરવી જોઇએ કે હું ઉત્તમ કાર્યોની ખાતર નિરંતર યથાશક્તિ ઉદ્યમ કરીશ. અને મારા પોતાના હૃદયમાં પ્રકાશને હંમેશા વધારતો રહીશ. કદાપિ મારા માર્ગમાં ભય, શોક અને દુઃખના અસંખ્ય પ્રસંગો ઉપસ્થિત થાય; તો પણ અધીરો બની લેશમાત્ર ગભરાઇશ નહિં. જે માણુસ આપત્તિના કઠિન પ્રસંગોની સામે થઇને યથાશક્તિ હમેશાં પોતાનું કાર્ય કર્યે જાય છે. અને ભૂત, ભવિષ્યની ચિંત્તા કરતો નથી, કાર્યોના સારાં વા નરતાં પરિણામને લઇને પોતાના માર્ગથી વિચલિત થતો નથી, તેજ માણુસ ને શાંતિદેવી સંપૂર્ણ વિલાસ આપી કૃતકૃત્ય કરે છે. ગભરાટ અને ચિંતાનો ત્યાગ કરી, એક પછી એક એમ સગરવંશ ગંગાજીની પાછળ મરવા લાગ્યો તો અંતે ભગીરથ પ્રયત્ન કરી ગંગાજીને મેળવી શક્યો. કહો ! કાર્યનો દૃઢતા પૂર્વક આરંભ કરવાથી કયું કાર્ય એવું વજ્ર હૃદયનું છે ? કે તમારા સકંજામાં ન આવી શકે. શુદ્ધ અંતઃકરણથી મનુષ્ય પ્રત્યેક કાર્ય ઉદ્યોગ પૂર્વક કરે તો તેના જીવનમાં એક ઉમદા ગુણુ પ્રકટ થાય છે. નાનાં કાર્યોને હાથમાં લેતાં શીખે તો કોઇ દિવસ મોટાં કાર્યોને હાથ પર લઇ શકશે, એમ અનુમાન બંધાય છે. કાર્યની શરૂઆતમાં મનુષ્ય તરફના દોષ કાઢવાના ભયથી કાર્ય કરતાં અચકાય, તે માણુસ પોતે મુંઝાઇ કાર્યને મુંજવી મારે છે લોકોનો વાસ્તવિક એવોજ સ્વભાવ છે કે ગમે એવું સારૂં કામ કરશો તો તેમાં કંઇને કંઇ દોષ તો કાઢવાનાજ. જો આપણે આવા વિરોધને લઇને કાર્યને તજી દઇએ તો કાંઈ કાર્ય એની મેળે થઇ જતું નથી. આપણો અંતરાત્મા સાક્ષી પુરે કે આ કામ કર્યા જેવું છે, અને આ કામ કર્યા જેવું નથી; તો પછી જગતના વિરોધની લેશમાત્ર પરવા રાખ્યા વગર તમે ખુશીથી જે તમારા અંતરાત્માએ કબુલ્યું તે કાર્ય કરવાને માટે તૈયાર બનો. નાની નાની વાતોમાં દયાન રાખ્યાથીજ માણુસ મોટી મોટી વાતો કહી જાણે છે. જરા વાત કરવામાં અચકાય છે અને નાની વાતમાં મોટી મોટી ભૂલો કરી નાખે છે, તેની વાક્ ચાતુર્યતા ખીલે એવી સ્વપ્ને આશા રાખશો નહિ. જે માણુસ દરેક વાતમાં ઉત્તમતા લઇ શકે છે, એજ માણુસ પોતાનું જીવન ઉત્તમ રીતિથી વહન કરે છે. આવો માણુસ જેવી તેવી વાતને કાન પર ધરતો નથી, ઉત્તમ વાત હોય તોજ ગૃહણુ કરી સંતોષ માને છે.

કેટલાક માણુસો માત્ર ભાગ્ય પરજ ચાલવાવાળા હોય છે, એતો ઉત્તમ કે કનીષ્ટ કોઇ કાર્યને માનતા નથી; માત્ર પ્રારબ્ધ ! ભાગ્ય ! એમ કહી બેસી રહે છે. એને એટલી ખબર નથી હોતી ! કે નથી વિચાર હોતો કે ભાગ્ય ક્યાંથી ઉત્પન્ન થયું ? મુળ ભાગ્યની ઉત્પતિ પ્રયત્નમાંથી થયેલી છે. જે બીજાઓ આનંદ કરે છે તે પોતાની વીરતા, દૃઢતા, એકાગ્રતા અને

કાર્ય તત્પરતાના પ્રતાપે. ભાગ્ય પર આધાર રાખનાર માણુસ મસ્ત બની એમજ બોલ્યા કરે છે કે, નસીબમાં હશે તો ઘેર બેઠાં મળશે, આવા માણુસોને કોઇ દિવસ સફળતા મળે એમ ધારશો નહિં. તેઓ દિવસાનુ દિવસ આળસુ, નિરૂધમી અને સાહસહીન બનતા જાય છે. ધીમે ધીમે બીજા લોકોની ઇર્ષા કરવા, અને તેઓની સાથે દ્વેષથી વર્તવા માંડે છે. આવા લોકો ઘણે ભાગે વસ્તા હોય એ દેશ રસાતળ જાય છે. ખરેખરા ઉદ્યોગ પરાયણ મનુષ્યો કદી નિરૂત્સાહી બનતા નથી. તેઓ નિષ્ફલતાને ભાગ્ય વિહિન સમજતા નથી; પરંતુ સફળતાનું કારણ સમજે છે. તેઓ હિંમત હારી જતા નથી. મનુષ્ય યશની ખાતર, કે પોતાના સ્વાર્થની ખાતર યથાશક્તિ ઉદ્યોગ કરે. તો સફળતા ન મળે એ અસંભવિત છે. સફળતા યાતો નિષ્ફળતા એમાંનું કંઇએ ન વિચારો ? માત્ર પરિશ્રમ કરો. એમાંજ નિરંતર સફળતા વાસ કરીને રહી છે. સફળતા પ્રાપ્ત કરવાનું કાર્ય કઠિન છે. એ વાત નિઃસંદેહ છે; પરંતુ લોકો સમજે છે તેટલું તે કઠણ નથી. જે માણુસને પોતાના કાર્યમાં સંદેહ રહે છે કે મારા કાર્યને કોઇ ઉત્તેજન નહિં આપે તો ! એવાજ ભયને સ્થાન આપી, પોતાની ઉન્નતિ સાધવામાં મુશ્કેલીઓ ઉભી કરી, જેઓ આલસ્યને વિના દોકડે ખરીદે છે, તેઓનું બળ દિનપ્રતિદીન વૃદ્ધિ પામવાને બદલે ઉલટું ઘટતું જાય છે. અને અંતે એકે ઉપયોગી કાર્ય તે કરી શકતો નથી. જે મનુષ્યમાં આત્મબળ છે. તે બળ વૃદ્ધાવસ્થા હોય તો પણ યુવાન રાખે છે. દરેક મનુષ્યનું એ કર્ત્તવ્ય છે કે તેણે ઉદ્યોગ કરવો બાળક પણ પારણામાં ઉદ્યોગ કરે છે અને મોટું થયા પછી ધુળની રમત ગમતમાં આખો દિવસ વિતાડે છે. ત્યારે વૃદ્ધ માણુસ એમ કહેતો હોય કે હવે હું વૃદ્ધ થયો, શું કાર્ય કરૂં ? તો એ બહુજ ભુલ કરે છે. ભીષ્મ પિતામહ એટલા બધા વૃદ્ધ હતા કે જ્યારે પાણીપતમાં કૌરવ અને પાંડવોને યુદ્ધ થયું, ત્યારે તેની પથારી સમરાંગણમાંજ બિછાવી હતી. અત્યંત વૃદ્ધ છતાં, પોતાનો ખાટલો રણમાં લાવી, દુશ્મનની સામે લડ્યા હતા. તેમજ પૃથ્વીને કંપાવે એવા બહાદુર યુવાનીઆઓને એકલો વૃદ્ધ પુરો પડયો. આ વાતનું દ્રષ્ટાંત લઇ બુઢાઓ કંઇ કાર્યની શરૂઆત કરે તો બહુજ સારી વાત થાય. હાલના વૃદ્ધો તો પાકે ઘડે કાંઠા ન ચડે, એમ કહી બોલનારને અટકાવે છે. ત્યાં સુધરવાની વાત ક્યાં રહી ?

કેટલાક માત્ર કામનો સંકલ્પ કરવામાંજ બધો સમય ગુમાવે છે, અને આ કામ જો અમુક પ્રકારે કર્યું હતે તો બહુ સારૂં થતે એમ કહી કરેલાં કાર્યોને ભવિષ્યમાં ઉપયોગમાં ન આવે એવાં કરી મુકે છે. તેથી તેને કોઇ જાતના કાર્યની સફળતા મળી શકતી નથી. માટે મારૂં એમ કહેવું છે કે તમારી પાસે જે કંઇ બુદ્ધિ કે જ્ઞાનનો ખજાનો

હોય, તે તમારા આરંભેલા કાર્યમાં લાગી રહો. જ્યારે તમે આમ કરશો ત્યારેજ અમે એમ કહેશું કે તમે યોગ્ય કર્યું છે. અને એને લઇનેજ તમારો અનુભવ દિનપ્રતિદિન વધતો જશે. અને જ્ઞાન વૃદ્ધિ પામશે, તથા તમારા માનવજીવનનું સાધ્ય બિંદુ પ્રાપ્ત કરવા માટે તમે અવશ્ય ભાગ્યશાળી થયા છો અને વધારે થશો એમ કહેવામાં કંઇ હરકત નથી.

જ્યારથી આપણો જન્મ થાય છે, અને આપણે મોટા થઇ સમજવા શીખીએ, ત્યાં સુધી આપણે જે કાર્યોમાં પ્રવેશ કરીએ તે કાર્યો આપણી જોખમદારીનાં છે. એમાં આપણે કાળજી ન રાખીએ તો સુબોધક તેમજ લોકોનું ભલું કરવાનું કાર્ય ન કરી શકીએ. દરેક મનુષ્યે સુખનો પાયો પોતાના હાથેજ નાખવાનો છે. અને પછી દૃઢ હવેલીમાં આપણે દરેક શુભ કાર્યો બધાને નજરે પડે એમ ખુલ્લાં મુકવાનાં છે. તમારે સંત સમાગમમાં રહી, જગત ઉદ્ધારકની પેઠે પારકાનું હિત કરવામાં કેટલી મુશ્કેલીઓ વેઠવી પડે છે, તેનો અનુભવ કરી એ રસ્તામાંથી પસાર થવાનું છે; પરંતુ ચકલામાં કે ચૌટામાં, કારખાનામાં કે મિત્ર મંડળની રમત ગમતમાં, તમારી ઉમદા જીંદગીનો વ્યય કરવાનો નથી. તમારા કાર્યમાં અને તમારા ધંધામાં, અસંખ્ય જીવોની આશા સમાયલી હોય છે. તમે તેને ઠગશો નહિં. શુભ કાર્યમાં તમે જો પ્રવેશ નહિં કરો તો તમારા આયુષ્યનો ગેરઉપયોગ થયેલો ગણાશે. છોટપણ, મોટપણ કે વૃદ્ધાવસ્થામાં, ઘેલછાથી તમારી લાયકાતને ગુમાવશો નહિં. એ ત્રણે અવસ્થામાં તમારા ઉમદા વિચારો; નિર્વાહ કે વ્યવહારીક બાબતનો બરોબર તોલ થવાનો છે.

દરેક સુખી થવાને માટે અનહદ પરિશ્રમ ઉઠાવે છે, અને મોટા મોટા મનોરથો રચી નવીન નવીન ધન પ્રાપ્ત કરવાના રસ્તાઓની શોધખોળ કરે છે, તેમાં જ્યારે ફતેહમંદ ન થાય; તેમજ કોઇ બાબતનો અનુભવ કે વગવસીલો ન મળે, ત્યારે પશ્ચાતાપ કરી, પોતાના વર્તનને ધિક્કારે છે. જે માણસ સ્વતંત્રપણે વગ વસીલા વિના પોતાનો નિર્વાહ ચલાવવાને શક્તિમાન હોય છે, એવા હિંમતવાન મનુષ્યને હું અસંખ્ય કોટી ધન્યવાદ આપું છું. પરંતુ જે પરાધિનતા વડે પરાક્રમ કે સત્તાને બીજાને સ્વાધિન કરે છે, અને અન્નદાતા અન્નદાતા કહી, માલિકના બોલને ઝીલી લેવાને તત્પર થઇ, અનેક ખુશામતો કરવાને ઉભે પગે હાજર હોય છે, તેવા ગમે એવા બુદ્ધિમાન હોય તો ડાહ્યા કહેવા એ એક વિચારવા જેવું છે. જેનામાં તાકાત ન હોય તે પરાધિનતાને વખોડે છે; ત્યારે ભલા ભલા ભણેલાઓ આમ પરતંત્રતાને કબુલ કરી, શેઠ બોલાવે ત્યાં તો એકજ ડગલામાં છ સાત હાથ જમીન કુદી જાય, તે જોઇ મારા મનમાં થતા સંતાપનું ઔષધ મને મળવું મુશ્કેલ છે. તમે તમારા દેશનો ઉદય ઇચ્છતા હો, તમારી ખરી તાકાતને નહિં ગુમાવતાં

તમારી પુખ્ત વયમાં તમારે સ્વતંત્ર બનવું હોય, અને કંઇ સુખની ઇચ્છા થતી હોય તો સમજો કે સર્વ રિદ્ધિ સિદ્ધિઓ તમારા પરાક્રમની ગુલામ છે. હું તો એ સ્વતંત્રતા રૂપી પરાક્રમને ખરેખરૂં સુખ સમજું છું. માત્ર આપણા સ્વતંત્ર મતની આડે જે શક્તિ આવે છે; તેનેજ તમે ફક્ત ધિક્કારની દૃષ્ટિથી જુઓ. સત્ય અને સારાં કામ કરવાની નિડરતા, ખોટા તરફ જતા મનને રોકવું; તેમજ ખરાબ વૃત્તિઓની લાલચોને અધિન નહિં થવાને જેણે પોતાના મનને મજબુત બનાવ્યું છે, તેવાજ પુરૂષોની સ્વતંત્રતામાંથી બીજાને મોઢે કહેવાતી સ્વતંત્રતાનો જન્મ થયો છે. બીજાના માથે પડ્યા વિના, કોઇનું અંતઃકરણ દુભાવ્યા વિના; જે, જે કાર્યો કરવામાં આવે છે; તે, તે કાર્યો સુખ કરનારાં છે. નિરૂદ્યમીપણું અથવા તો આલસ્ય એ સ્વતંત્રતાને કાપી નાખવાનું અચ્છું ઓજાર છે. માટે તેને તજો.

જે માણસ ઉદ્યમ વિના કે પોતાના પરાક્રમ વિના, સ્વતંત્રતા મેળવવાને માટે બહાર પડયા હોય, એવા લોકો બીજા મનુષ્યોને રસ્તાપરથી ઉથલાવી પાડવાનું સારૂં કાર્ય કરી જાણે છે; એમ કહેવું વધારે જરૂરનું છે.

કેટલાક લોકો પોતાનું પેટ ભરવાને માટે લાંબો વખત વિદ્યા-અભ્યાસ કરી, પોતાના સંપૂર્ણ શરીરની બધી ઉત્તમ મગજ શક્તિઓને પરાધિનતાની સાંકળમાં જોડી, રાજ્યમાં અગર તો મોટા મોટા ગૃહસ્થોની પેઢીમાં નોકર રહી, પોતાના દેશ બંધુઓનાં ગળાંપર છુરી ફેરવવાનું બહુજ સારૂં કામ કરે છે. પરાધિનતા સારામાં સારી મગજ શક્તિને અધમપણાનો પાઠ શીખવે છે. ભીષ્મ જેવો મહા સત્ય વીર યોધ્ધો દુર્યોધનની પાસે પરાધિનતા ભોગવતો હતો તો દ્રૌપદીના વસ્ત્ર ખેંચાતી વખતે દુર્યોધનની વિરૂદ્ધ ચું કે ચાં કંઇ ન કરી શકયો. કારણ કે એ અધમ કાળીઓ સર્વત્ર મહાન, શકિતઓને ગુંગળાવી મારે છે. આપણા વિચારો ભલે ગમે એવા ઉમદા હોય તો પણ પરાધિનતામાં એ સર્વત્ર લાભદાયક બાબતોને દફનાવવી પડે છે, અગર તો નિર્વાહ ચલાવવા સારૂ એવી લાયક વસ્તુઓને વેચવી પડે છે. આપણો દિવસ ઉદય થયાને બદલે અસ્ત થયો હોય તો હું તમને ટુંકામાં સમજાવું છું કે જ્યારે બીજા દેશના લોકો ઉમર લાયક થયા પછી સ્વતંત્ર ધંધો કરવાને માટે સતત પ્રયાસ કરી રહ્યા હોય છે, ત્યારે અહિંના લોકો સંપુર્ણ વિદ્યા સંપાદાન કરી, પરતંત્રતા ભોગવવાને સારૂ, દેશો દેશ નોકરીની બુમો પાડતા સંભળાય છે. જે દેશ નોકરી કરવામાં પોતાનું સાર્થક સમજતો હોય, અને જેને દાસત્વની ખાસ ઇચ્છા હોય, તેને કોઇ દિવસ સ્વતંત્રતા મળી છે ખરી કે? જેને ઇશ્વરે નિરોગી શરીર આપ્યું હોય, સમજણ શક્તિ વિગેરે સ્વતંત્ર બનવાનાં સાધનો તૈયાર હોય,

છતાં પોતે અને બીજાને પરાધિનતામાં રહેવાનો ઉપદેશ કરતા હોય, તેવાઓ પ્રત્યે મને ધિક્કાર છુટે છે.

શરીરની આરોગ્યતા, મનની મજબુતી વગેરે સાધનો જે માણુસ પાસે કુદરતે અનામત મુકેલાં હોય, તેવા માણુસો ઉદ્યોગ કર્યા વગર આ જગતમાં વસવા યોગ્ય નથી. બીજાની મહેનત પર પેટ ભરવાનું, જેને વલણુ બંધાયું હોય; તેવા જનને મુર્ખ કહેવામાં શું હરકત છે? કોઇ માણુસને એક દિવસ ધંધા વગર ગયો હોય તો અનહદ પસ્તાવો થાય છે, ત્યારે કેટલાક લોકો નિદ્રામાં કુંભકર્ણથી વધારે શકિત ધરાવે છે. કહો? આમાં પોતાનો ઉદ્ધાર નથી તો બીજાને ઉગારવાની કયાં આશા રહી! તમારી અક્કલ, તમારૂં પરાક્રમ, સત્તા કે સંપત્તિ જેમ તમારા માટે છે એમ બીજાને માટે પણુ ઉપયોગનું હોવું જોઇએ. જયારે આપણે પરજનનું દુ:ખ અને અંતરની પીડા તરફ દયાળુ ભાવે દ્રષ્ટિ કરી કષ્ટ નિવારવાને માટે મહેનત ન કરીએ ત્યારે ભભકાદાર પોશાક અને ખીસામાં રહેલાં સુવર્ણનાં કે ચાંદીનાં ચકદાં શું કામનાં? હું આ તમને સત્ય કહી રહ્યો છું. તમે આનો ઘડીભર વિચાર કબુલ રાખશો તો હું મારાં સદભાગ્ય સમજીશ. કારણુ કે જેમ તમારી ઉંચ સ્થિતિ છે એમ તમારા વિચારો સુંદર હોવા જોઇએ. બરાબર વિચાર કરો તો તમારી હાલની સુખી જીંદગી એ પૂર્વનાં કરેલાં સુકૃત્યોની નિશાની છે, એ તમારે ભુલી જવાનું નથી. તેમ હાલની સ્થિતિ તમને કબુલાત આપે છે કે તમારે બીજાનું ભલું કરવું.

સત્તાવાન અને સ્મૃદ્ધિવાન લોકો બીજાને હલકા ગણી તેઓના ઉદ્ધારનું સાધન શોધી આપતા નથી; પરંતુ એવા નરોનીતો ત્યારે આંખ ખુલે કે તેને ઘડી બે ઘડી ગરીબની પંકિતમાં મુકયા હોય. મારા ધારવા પ્રમાણે તો એ સ્થિતિ કરતાં મૃત્યુને તેઓ હજાર દરજજે પસંદ કરશે. કેટલાક હરામખોર મનુષ્યો જેનાં બધાં અંગ અનામત હોય, છતાં આંધળાં લંગડાંની માફક માગી ખાવાનો ધંધો લઇ બેઠેલા હોય, તેવા લોકોને આશ્રય આપી, નિરાધાર લોકોને બચાવવાને માટે માગણી કરતાં સામી રંકના જેવી સ્થિતી જાહેર કરે, તેવા તવંગર લોકોના કરતાં જે ગરીબનું દુ:ખ જોઇ પોતાના અંત:કરણમાં દયાને ઉપજાવે, તેવા મનુષ્યોને દેવના રૂપમાં કહીએ તો ખુશીથી ચાલે. જયારે માણુસ પોશાક ખરીદવામાં, ગાડી ઘોડા દોડાવવામાં, જુગાર આદિક સરતોમાં, નાટક સીનેમામાં, પોતાની સ્મૃદ્ધિનો દેખાવ કરાવી આપે છે ત્યારે ભુખથી ટળવળતાં દુ:ખી જનની હૃદય શાંતિને માટે શું પોતાની શ્રીમંતાઇનું કંઇપણુ ચટકું ન બતાવી શકે? જે માણુસ ઉડાઉ હોઇ માત્ર ઘડીભરના આનંદને માટે બીજા માણુસની સમક્ષ સારા દેખાવા સારૂ, રેશમી કપડું કે જે

હજારો જીવની હત્યાથી બનેલું છે, તે પહેરવામાં અને વાંકી ચુંકી ચાલ ચાલી પોતાની મોટાઇ માનવામાં, સાર્થક સમજતા હોય તેણે ટાપટીપનું સારૂં નાટક ભજવ્યું છે એમ કહેવાશે. કહેવત છે કે પૈસાને ખરાબ કામ ગમતું નથી ત્યારે શ્રીમંત લોકો બીજાના હિતનું કાર્ય કે જે વિશ્વમાં પ્રશંષા પાત્ર છે એ કેમ ગમતું નથી ? દરેક જીવ પોતાની શકિતના પ્રમાણમાં બીજાને મદદ કરવાની ખાહેશવાળો હોવો જોઇએ. આપણે આપણા પૈસાનો સદ્ઉપયોગ કરવાનું શીખવું હોય અને આપણી લક્ષ્મીની આડકતરી લુટ ફાટ ન થવા દેવી હોય, તો દેશમાં થયેલા કોઇ નિતીજ્ઞ પુરૂષનું જીવન ચરિત્ર વાંચો કે જેનાથી તમારા પૈસાનો ગેરઉપયોગ થતો અટકે. તમે એટલું નથી સમજતા કે દુનીયામાં જરૂરી કામ સિવાય આપણે હદ ઉપરાંત ખાલી ભભકા કરી લક્ષ્માને કાંકરાની માફક ઉડાવીએ એ વિવેકી દુનીયા આગળ મશ્કરી રૂપ ગણાશે. દૈવયોગથી સાંપડેલી લક્ષ્મી કે જાત મહેનતથી કમાએલો પૈસો ગમે તેમ વાપરવો એ જો કે તમારો હક છે; પણ અવળે રસ્તે ધન લુટાવી પાછા બીજા રંકોની માફક તમે ઘેર ઘેર ભીક્ષા માગવા નિકળો એ ઠીક ગણાય નહિ કારણ કે એ તમારો હક નથી. માટેજ આવું લાંબુ વિવેચન તમારી આગળ કરવામાં આવે છે કે તમારી ઉડાઉ પ્રકૃતિથી તમે કંગાલ બની બીજાના પેટપર પાટુ મારનારા ન બનો ! જેમાંથી કંઇ સુખ મળી શકે એવું ઉત્તમ સાધન તમારી પાસે તૈયાર હોય એની કળા કોઇને નહિં બનાવતાં તમારા મગજમાંને મગજમાં રાખી મુકશો તો તમારૂં મગજ બગડી જશે. જુઓ ! વાવ કુવાનાં પાણી અનામત રહેવાથી જીવડાઓ પડે છે, માટે તમે તેનો બરાબર ઉપયોગ કરવાનો છે. સારો ધંધો કે પૈસા એનો તમે સ્વચ્છંદી પણે કે વડિલો અને માબાપની આજ્ઞાનો અનાદર કરી જો દુરઉપયોગ કરશો તો એ બધી જવાબદારી તમારે શીર રહેશે, અને બીજાઓના હક ડુબાવી તમે રંક જીવોના ઘાતક ગણાશો. વિચારો ! હાથીના મુખમાંથી થોડો ઘણો ખોરાક પડી જાય તો તે કાંઇ ભુખ્યો રહેતો નથી એ પડી ગયેલો ખોરાક બીજા અસંખ્ય નાના જીવોનો ખોરાક થઇ પડે છે. ખરચાળ માણસ પોતાની ઉડાઉ શક્તિને દાબી દઇ, જેટલો પૈસો ખરાબ રસ્તે વાપરતો એટલોજ ગરીબના લાભ માટે બચાવે તો શું એમાંથી લાખો માણસો ન બચી શકે ? ડાહ્યો માણસ બીજાના લાભ સારૂ કે ધર્મ કાર્યમાં જે ધન ખર્ચે છે, તેના કરતાં હજાર ગણું ધન, મુર્ખ માણસ પોતાની ગર્વિષ્ટ શ્રીમંતાઇના અંગે વાપરે છે; અને એ સમયને માન આપી અસંખ્ય ઉપાધિઓ તેવા માણસને ઘેર હરવખત મીજમાનીઓ લીધી કરે છે. હજારો રૂપિઆથી લીધેલી વસ્તુ જ્યારે કંગાલ સ્થિતિ આવે ત્યારે વેચવા જાય તો કોઇ

રાખતું નથી, એટલે મુંજવણનો માર્યો ભારે અમુલ્ય ચીજ એક પૈસામાં આપી પોતાની થયેલી ભુલને માટે પશ્ચાતાપ કરે છે. દરેક કાર્ય ધૈર્ય તથા ઉદ્યોગ અને કરકસરથી કરવામાં આવે તો એ શુભ કાર્યની ઇચ્છામાંથી અગણીત સદ્‌ગુણોનો જન્મ થાય.

મહેનત, ધીરજ અને પ્રમાણિકપણું એ બધાં ખાનદાનીનાં અંગો છે, એ ખાનદાની અથવા તો કુલીનતા એ પૈસા કે અધિકારથી પ્રાપ્ત થતી નથી પણ પોતાના ઉત્તમ સદ્‌ગુણોથી પ્રાપ્ત થાય છે. એકાદ નાત જમાડીને કે ઘોડાગાડીમાં બેસવાથી સદ્‌ગુણો પ્રાપ્ત કરી શકાતા નથી. તેમ મળતા હોય તો એ સદ્‌ગુણની નામાવળીમાં નામ નોંધાવા માટે અને તેવી ખોટી સદ્‌ગુણીની ગણત્રીમાં ખપવા માટે, હું તો ચોખી ના પાડું છું. અને તેવા મતને માન આપનારા હાથે કરીને હલકું શિક્ષણ વ્હોરી લે છે. ખાનદાની સારાં કૃત્યોથી અને ઉત્તમ ગુણો વડેજ મેળવી શકાય છે, એવું બોલનાર મહાશય્ અમને અને આખા જગતને પ્રિય છે. ડાહ્યા પુરૂષો જુઓ તો ઉંચ વર્તણુક અને ઉંચ સ્વભાવ વાળાનેજ ખાનદાન કહેશે. તમારે એવા લોકોનો વારસો લઇ લેવો હોય તો ધૈર્ય, નિતી, જ્ઞાન, પ્રમાણિકતા વગેરે ઉત્તમ, ગુણોનો સમુહ કરી રાખો.

ખરી રીતે પુછાવો તો ખોટી ગૃહસ્થાઇ અને અનેક કુવિચારોના પોષણથી સદ્‌ગુણો બાર ગાઉ દુર રહે છે. કેટલાક ભોળા માણસો તેવા અવિચારી લોકોના સહવાસથી પોતાના સદ્‌ગુણો ગુમાવે છે, અને પોતાની ઉત્તમ જીંદગીનો મજબુત પાયો એક નિમીષ માત્રમાં ગબડાવી પાડે છે. આપણે હાથે કરીને મૂર્ખતાના ઉપાસક નહિં બનવું જોઇએ. એક બીજાની બરોબરી કરવી એ જો કે બહુજ પ્રશંષાપાત્ર છે. પણ અપકીર્તી તેમજ જેમાંથી પોતાની પાયમાલી થાય તેવાઓની બરોબરી કરવી એ એક જાતની મૂર્ખતા છે. કેટલાક એવા હોય છે કે બીજાએ પાંચ હજાર ઉડાવ્યા તો પોતે દસ હજારની કાણ કરી, એક ઉમદા સાડી લાવ્યો તો બીજો એથી વધારે કિંમતી લાવ્યો, આમ ખોટી બરોબરી કરવાથી સામાની મેડી જોઇ આપણું ઝુપડું બાળી નાખવા જેવું થાય છે. કદાચને આપણે તેના જેવા તવંગર હોઇએ અને તેના જેવીજ ખર્ચ કરવામાં હરિફાઇ કરીએ ત્યારે એતો જોવું હતું કે તેનો ખર્ચ વ્યાજબી હતો કે ફુલણજી સાહેબને લગતો હતો? આપણે એમ નથી સમજવાનું કે આપણી સ્થિતિ આવીને આવી રહેશે. જીંદગી એ એક એવી વસ્તુ છે, કે દરેક ઉપાધિઓનો જન્મ એમાંથી થયેલો છે. આજે તવંગર હોઇએ તો કાલે ઘેરઘેર ભિખ માગવી પડે. પ્રતાપ રાણાને તેની સ્ત્રી અને સંતાનોની સાથે વનમાં ત્રણ ત્રણ દિવસ ભૂખનાં કડાકા થયા હતા. ગરીબી એવી હલકી વસ્તુ છે કે એને લઇને વિદ્યા,

અક્કલ અને ખાનદાની એકદમ ઉડી જાય છે. સવારમાં મુખ જોવા લાયક, પંડિત, ગુણી સારા કુળવાળો, દયાળુ, પરોપકારી, સજ્જન, સત્યવીર, વક્તા વિગેરે ગણાતો હોય તે લક્ષ્મી જતાંની વારજ આળસુ નિરૂદ્યમી, અન્ન અને વસ્ત્ર વગરનો તેમજ મુખ જોવાને લાયક ગણાતો નથી. જે માણસ ગરીબ છે, તેને તો પોતાની સ્થિતીથી શરમાવા જેવું રહેતું નથી. પણ જે શ્રીમંતાઇમાંથી ગરીબીની સપાટામાં આવી ગયો હોય તે પોતાની સ્થિતિપર ઢાંક પીછેડો કરે છે. અને ખાધી હોય જુવારની કાંજી તો મુછપર ઘી ચોપડી મીષ્ટાન ખાધાનો ભાવ પ્રદર્શીત કરે છે. ફાટેલે વસ્ત્રે શરમાતા હોવાથી ઘરમાંથી બહાર નીકળતા નથી. અને છ, છ માસ સુધી ગામની બજાર કેવી છે એ તેને ભાન હોતું નથી. દુર્ગુણ, મૂર્ખાઇ અને અવિચારવડે પ્રાપ્ત થયેલી ગરીબી આવી રીતની અસંખ્ય બળતરા ન કરાવે ત્યારે બીજું શું કરાવી શકે ? દરેક માણસે પોતાના ઉપર ગુજરતી દરેક ઉપાધિઓનો તો વિચાર કરવોજ ઘટે છે. જ્યારે આપણે શ્રીમંત હતા અને હાલ ગરીબી આવી મળી ત્યારે શરીરના કોઇ પણ અવયવોમાં ફેરફાર થયો છે કે નહિં અનેજો થયો હોય તો તો ઠીક. નહિંતર શરમાવા જેવું શું છે ? જેવા શ્રીમંતાઇમાં હતા, એવાજ હમણાં છીએ, માત્ર સ્થિતિનો તફાવત છે. એ તો આપણે જરૂર જાણીએ છીએ કે દિવસ દેવાળીઓ છે, લક્ષ્મી ચંચલ છે, આજે આનંદ હોય તો કાલે કાળો કળકળાટ થતો હોય, એવા કુદરતના ધમધોકાર વેપારમાં શરમાવાનું શા કારણથી બને છે ? માણસ જાતમાં સમયને ઓળખવાની તેમજ સારાસારનો વિચાર, સમજણ, વિવેક કે બુદ્ધિ ન હોય તો તેમાં અને પશુમાં શું તફાવત્ છે ? બે હાથ, બે પગ, બોલવાને મોઢું મળ્યુ એટલેથી આપણે મનુષ્ય નથી બની શકતા. તેમ હોય તો ગાંડા ઘેલા માણસો પણ સજ્જન કહેવાવા જોઇએ. ખરેખરો સજ્જન માણસ તો કોણ કહેવાય ? કે, જે સદ્વિદ્યારૂપી આભુષણોથી અલંકૃત હોય, એ વિદ્યાથી વિનય અને દરેક સદ્‌ગુણની સાથે ધન, સંપત્તિ, પરોપકાર આદિ અસંખ્ય ધર્મનાં કર્તવ્યો પ્રાપ્ત થાય છે. એક નાના બાળકમાં કુદરતી રીતે સારાસારની સમજ હોય છે. ત્યારે વિદ્યાના અનુયાયી પાસે મૂર્ખતા ક્યાં સુધી ટક્કર ઝીલે. તમારા ભવીષ્યમાં તમને ફાયદાકારક થાય એવાં આચણો અને સદ્‌બોધમય દષ્ટાંતો તમારે બચપણથી સંગ્રહી રાખવાની જરૂર છે. છોટપણમાં મેળવેલી વિદ્યા, મોટપણે વૃદ્ધિ પામે છે. અને તમારા મનને શુદ્ધ બનાવી બહુજ કેળવાએલું કરે છે. નકામી બુમો પાડવાને નીરૂપયોગી વાતો કરવાને આડે આવી એક ઉત્તમ સભ્ય બનાવે છે. તમારી વાતચીતમાં અપશબ્દ ન હોય, મન આનંદી હોય દંભ વગરની ચતુરાઇ હોય તો તમારૂં અહિત

સાધવાળાળેઃ કોઇ મળવો મુશ્કેલ છે. મીઠા શબ્દોથી કાર્ય સિદ્ધિ થાય તેમ છે તો અપશબ્દની ઉદારતા શા માટે દરસાવવી? સારા શબ્દો સત્ કાર્યો કરે છે. એ તમે ક્યાં નથી સમજતા. જુઓ! કોકિલાની વાણીપર આખી દુનીયા વારી જાય છે અને ઘુવડ બોલે છે તો મનુષ્યો પત્થરો લઇ સામા થાય છે. સારા શબ્દોના પૈસા પડતા નથી ત્યારે મનુષ્ય વ્યક્તિને ન છાજે એવાં વાક્યોથી શા માટે ફાગણ સુધી પુર્ણિમાનો દહાડો યાદ કરાવવો જોઇએ?

કેટલાક ઉદ્ધત લોકો ફાગણ સુદી પુનમને દહાડે હુતાશણી હોવાથી અપશબ્દો બોલે છે, કાદવ અને કિચડથી એકા બીજા સ્નેહિઓ આગતા સ્વાગતા કરે છે. બજારમાં અને નાના રસ્તાઓ પર ધૂળની વૃષ્ટિ કરે છે, અગર તો રંગ નાખી અરસ પરસ ગંદો અને દુર્ગંધીવાળો પદાર્થ ફેંકી સ્નેહમાં વધારો કરે છે. આ રિવાજ આમ ખરાબના રૂપમાં ક્યાંથી બદલી ગયો? એ કંઇ સમજાતું નથી. હુતાશણીના દહાડે તો બધા સ્નેહિઓ સંગાથે મળી એકા બીજાની સાથે તકરાર થઇ હોય, કંઇક નેઓના તરફ દ્વેષભાવ કરાયો હોય, સ્વપ્નામાં કે જાગૃત અવસ્થામાં તેને માટે કાંઇ અવળા વિચાર થયા હોય, અપશબ્દ બોલાય ગયા હોય, તેના માટે માફી માગી એ હડહડતી હુતાશણીમાં ફેંકી દેવું જોઇએ અને ભાઇચારો કરી હવે પછી હું તમારી બાબતમાં કોઇ દિવસ ખરાબ વિચાર નહિં કરૂં એવી પ્રતિજ્ઞા કરી નવી દોસ્તીના માટે રંગ નાખી એ દિવસને સારો કરી દેખાડવો; એવો હુતાશણીનો અર્થ છે. હુતાશણી એ નવા વર્ષનું પ્રમુખ સ્થાન છે. માટેજ આવો ઉમદા દિવસ બનાવવામાં આવ્યો છે. પરંતુ આપણે તો તેને અત્યંત ખરાબ અને બીજા ડાહ્યા લોકોની દૃષ્ટિમાં મશ્કરીના રૂપમાં લાવી મૂક્યો છે. જો વરસો વરસ હુતાશણી પ્રકટી આપણે તેને ધર્મ સમજતા હોઇએ તો તેને સુધારવાની જરૂર છે. આપણે ઘણી વખત ધર્મમાં સુધારો કરીએ છીએ અને કરતા આવ્યા છીએ. જુઓ! પૂર્વે પતિના મરણની સાથે સ્ત્રીને બાળી નાખવામાં આવતી ત્યારે આપણે તેને ધર્મ સમજતા હતા, જ્યારે આપણે એ ધર્મને પાપના રૂપમાં માન્યો ત્યારે તેમાં સુધારો કરી એ રિવાજને અટકાવ્યો. બીજો નરમેધ યજ્ઞ. ત્રીજું દશ વર્ષની કન્યાને મારી નાખી દેવીની સમક્ષ બળીદાન આપવું. ચોથું મનુષ્યોને ગુલામો બનાવવા એટલે તેને ગમે તે દેશમાં જઇ ગમે તે વર્ણમાં વેચી મારવા, એવા કેટલાક અનીતિકારક રિવાજો હતા, તે આપણે આપણી મેળેજ બંધ કરવા પડ્યા. જુઓ કે આપણે તેને પહેલાં ધર્મ સમજતા હતા પણ લાંબે સમયે ખબર પડી કે આના જેવો એકે બીજો અધર્મ નથી, ત્યારે આપણે એવા વ્હાલા રિવાજને પણ તરતે બંદર કર્યો. ત્યારે આ આપણી

કિર્તીમાં કાળો ડાઘ લગાડનાર એવા અપશબ્દોને બોલવાનો રિવાજ ક્યારે નાશ પામશે? ક્યાં સુધી આવીને આવી અજ્ઞાનતામાં સુપ્ત રહીશું? જો એ દહાડે અપશબ્દ બોલવાનો રિવાજ હોય અને તેનેજ આપણે ધર્મ માનતા હોઇએ તો એના જેવી બીજી મૂર્ખતા આપણામાં કઇ હોઇ શકે? આપણે હજુ બરાબર સમજ્યા નથી, ડાહ્યા નથી, વિવેકી નથી કે નથી મહાન્ સદ્ગુણવાળા, તેમ ન હોય તો આખા વિશ્વમાં વખોડવા લાયક અને આપણા સર્વત્ર સદ્ગુણોને દાબી નાખનાર આવો ધેલછાનો ધર્મ કાં ન તજી દેવો જોઇએ? આપણા ધર્મમાં આપણુને ભુલો માલુમ પડે તો આપણે સુધારવાને શક્તિમાન છીએ ત્યારે આ નજીવી બાબત સુધારવાને આપણે આંખો આડા કાન કરશું તો આપણામાં સત્તા, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને નિતિ કેટલાં હશે? એ અનુમાન થાય છે; બેન, દીકરી અગર તો લાયકાતવાળી ઓરતોના કર્ણ અપશબ્દોથી ભરી દેવા એ આપણુને ન શોભે! આપણા દેશનું વાતાવરણ આપણા ઉપર બંધાયલું છે નહિં કે બીજા ઉપર. જ્યારે તમે નહીં સુધારી શકો ત્યારે બીજો કોણ સુધારી આપવાનો હતો એતો મને કહો? જ્યાં જ્યાં આપણુને જુઠાણું જણાય, ત્યાં ત્યાં તેનો ત્યાગ કરવો જોઇએ. મૃત્યું આપણુને દુર્ગુણવાળા સમજી ભક્ષ કરી જાય છે, આપણી ભુલોની પાછળ પાછળ તેનાં પગલાં હોય છે ક્યારે આમાં સડો આવે અને હું તેનો નાશ કરૂં એમ ઘણા એક દોષો જોઇ મૃત્યુ આપણુને ખાઇ જાય છે. ત્યારે આપણે આપણા રિવાજમાં દુર્ગુણો જોતાં અને ખરાબીના કારણો સમજવા છતાં તેને બાજી રહી તજવાનો વિચાર ન કરીએ એજ આપણી પાયમાલી સૂચવે છે. જે માણુસ અપશબ્દ ઠેક ઠેકાણે વાપરે છે તેનામાં મહા મહેનતે મેળવેલી વિદ્યા, નીતિ, સંપત્તિ કે જ્ઞાન, અક્કલ અગર તો ચતુરાઇ કંઇ રહેતું નથી, વળી કોઇ માણુસ તેના સમાગમમાં આવવા પણ ખુશી નથી, આપણામાં વિવેક ન હોય તો અસભ્યતાનું પડ આપણી ચક્ષુ આડે આવતાં આંધળાં બની જઇએ છીએ. તેને લઇને જગત આપણી રહેણી કહેણી પર હસે છે. તેથી દરેક મનુષ્યે અવિનયિપણે વર્તવાને માટે નાલાયકી દરસાવવી જોઇએ.

અવિવેકી માણુસનું કાર્ય ઉદ્ધત અને મૂર્ખતા ભરેલું મનાય છે. આ જગતમાં માણુસ કાંતો વિદ્યાથી કે અધિકાર વડે મોટો અથવા તો નાનો એમ ગણાય છે. તેથી એને એની સત્તાના પ્રમાણમાં થોડું. અગર તો ઘણું એમ માન મળે છે. પરંતુ અવિવેકી તેમજ ખરાબ, વાક્યવાળાને ક્યાંય માન મળ્યું હોય એમ મેં સાંભળ્યું નથી. હલકામાં હલકું પ્રાણી ઇશ્વરની સૃષ્ટિના એક પ્રાણી તરીકે હોવાથી તેને માન આપવું એ એક જુદી વાત છે, અને ઉદ્યોગ વગરના તેમજ અવિવેકી

મૂર્ખ ને ન માન આપવું એ પણ એક જુદી વાત છે, કેમકે આપણે તો તેના મગજમાં એમ ઠસાવવું છે કે જો એક નાનામાં નાનું પ્રાણી અમારી પાસેથી સન્માન લઇ જાય છે માટે તારે માન જોઇતું હોય તો વિદ્યા, નીતિ, પ્રમાણિકપણું વિગેરે સદ્‌ગુણોવડે અમારી પાસેથી લઇ જઇશ.

વિદ્વાન અને ઉદ્યોગી માણસને બધા આદરસત્કાર કરે છે. માટે દરેક ને વિદ્યા અને ઉદ્યોગ મેળવવાની જરૂર છે. વિદ્વાન અને સરલ સ્વભાવના માણસની સાથે જેઓ અધમતા અસભ્યતા ભરી વર્તણુક રાખે છે, તેને કુર, અવિવેકી તથા નીચ સ્વભાવના છે; એમ કહેવું માણસ તરીકે આપણે પશુ પક્ષીઓ તરફ થોડી, ઘણી માયાળું દૃષ્ટિ રાખવાની છે. જેને માનની ઇચ્છા હોય, એણે સામાને માન આપવું જોઇએ. વિચાર કરીએ તો જગતના ઉદ્ધારક પુરૂષો જ્યારે બાળ વયમાં હશે ત્યારે એને કોઇ માન નહિં આપતું હોય પણ જ્યારે મોટા થયા ત્યારે ભાઇ બાપાના શબ્દો એના કાનને હરકત કરે છે માટે પહેલેથી દરેકને માન આપેલું હોય તો આપણી દૃષ્ટિથી તિરસ્કાર પામેલાને પાછી આપણી દૃષ્ટિએ માનથી વધાવતાં અને આદર સત્કાર કરી, કરેલી ભુલને ફરીથી, સુધારવાનો ટાઇમ ન આવે, એટલા માટે દરેક માણસોએ ભાવિ પ્રજાને તેની સ્થિતિનો વિચાર કર્યા વગર માન આપવાની ઉમદા તક નહિં ગુમાવવી જોઇએ. શાંતિ, નમ્રતા, વિવેક, ક્ષમા, સરલતા આ બધા સજ્જન પુરૂષોના ગુણો છે. ઉદ્ધતાઇ, અવિવેક, સાહસ, ફક્કડાઇ, જડતા, કટુતા આ બધા દુર્જનના સ્વભાવો છે. આપણે ધનવાન થવાને કે મહાન્ બુદ્ધિશાળી થવાને નથી બંધાયા પણ પ્રમાણિક થવાને તો અવશ્ય બંધાયા છીએ. આપણું ચાતુર્ય સામાના અંતઃકરણ પર ઝખમ કરવાને માટે નથી હોતું. જન સમુહની પ્રીતિ સંપાદાન કરવી એ બહુજ મુશ્કેલ છે તો પણ દરેકને થોડો ઘણો આનંદ આપવો એ માણસને માટે અનહદ અગત્યનું છે. આપણે માંદગીમાં હોઇએ તો બની શકે તેટલું જન સમાજનું ભલું કરવું જોઇએ. શરીરના પરિશ્રમથી ન બને તો વાણીના વ્યાપારથી, વાણીથી ન બને તો ધનથી, અને ધનથી ન બને તો અંતઃકરણના શુભ આશીર્વાદો આપવામાં પાછી પાની ન કરવી જોઇએ. આવી રીતના વિચારો જે દેશીઓના મનમાં ઘર કરી ગયા હશે તો આખો દેશ પોતાનાં સદ્‌ભાગ્ય સમજશે. કેટલાક એમ બોલે છે કે માંદગીમાં અમે વ્યવહારિક કે પરોપકાર બાબતનું કામ કરીએ તો મરી જઇએ. આમ બોલી નિયમીતને અનીયમીત કરી નાખ્યું. કોઇ માણસ માંદગીના સમયમાં થોડું ઘણું બોલવાનું કાર્ય કર્યાથી મરી ગયું જાણ્યું નથી. આવા આળસુના સરદારો એકજ તોપના ગોળાથી નહિં પરંતુ હજારો

છરાઓના ઘાથી રીબાઇ આનંદ માનનારામેં મારી નજરે ઘણાઓને જોયા છે. એણે નથી કર્યું સંસારનું ભલું કે નથી કર્યું પોતાનું ભલું માત્ર જગતનાં અસંખ્ય સંકટોમાં રીબાઇ, રીબાઇ બહુજ દયાજનક સ્થિતિએ મરણ પામ્યા છે. આવું મહાન્ કાર્ય હું ન કરી શકું. મારી એ તાકાત નહિં એમ બોલી પોતાની શકિતનો સદ્‌ઉપયોગ નહિં કરતાં માત્ર અન્નમયકોશ ભરવાના માટે અવતરેલા મનુષ્યો આ સંસાર નાટક શાળામાં આવી વેશ લીધો ન લીધા જેવા છે.

જગતનાં મનુષ્ય માત્ર તેમજ સર્વત્ર પ્રાણી માત્ર એકજ પિતા પરમાત્માની પ્રજા છે, તેથી નાનાં અજ્ઞાન પ્રાણીઓના અંતઃકરણમાં પણ ઇશ્વરે વાત્સલ્ય ભાવનું ઝરણુ વહેતું મુકયું છે એથી સર્વ પ્રાણીઓ તરફ સ્નેહભાવ રાખવો એ તેની આજ્ઞા ઠરે છે. માબાપ પુત્ર પ્રત્યે, અને પુત્ર માબાપ તરફ, જે સ્નેહ ભાવ રાખે છે તે કુદરતીજ સમજવો. માતા પિતાએ પુત્ર કે પુત્રીનાં મળ મુત્ર સાફ કર્યા હોય તો પુત્રે જરૂર સાફ કરવાં જોઇએ. એમાં ખામી આવે તો તેને અધર્મનું નામ અપાય છે. જ્યાં કંઇ સ્વાર્થ બુદ્ધિ કે બદલો લેવા દેવાની વાત છે એ સંભારવું કામનું નથી કારણ કે એ તો બની શકે અને બનવુંજ જોઇએ; પરંતુ અન્ય જીવો પર પ્રેમ ભાવના પ્રકટી જાય એનું નામજ ખુબી છે. આપણે નાનાં કે મોટાં ગમે તે જીવ જંતુઓ પર નિર્દયતા વાપરવા માંડીએ તો આપણને મનુષ્યો પ્રત્યે કુરતા બતાવવાની ટેવ પડી જાય છે. તમે કદાચને ક્રોધના આવેશમાં આવી જઇ બીજાના પર ધસી જાઓ એ વખતે જો શાંતિ ધારણ કરો તો કેવું સારૂં ? તમે નિર્દય પણું છોડી દઇ દયા ભાવ રાખતાં શીખો તો તમારો સ્વભાવ હમણાંજ તમારા અંકુશમાં આવી જાય. જે માણસ આવો અભ્યાસ ચાલુ રાખી પોતાનું ભણતર આગળ લંબાવતો નથી તેને અંધારી કોટડીમાં પુર્યો હોય તો વધારે સારૂં.

માણસ એક એવી જાતી છે કે તેને સહવાસ વગર મજા આવતી નથી. એ સહવાસથી કલેશો ઉપજવાનો સંભવ હોવાથી શાંતિ એ એક ઉત્તમ હથીયાર થઇ પડે છે, માટે શાંતિનું સંશોધન કરવું ઘણુંજ જરૂરનું છે. શાંતિ ન હોય તો ઘણી વખત અનર્થ થવાનો મોટો ભય રહે છે. કોઇ માણસ તકરાર કરવા આવ્યો તો તેને આપેલી ગાળનો ગાળથી જવાબ આપવો એ એક અસભ્યતા ભર્યું છે. કારણ કે જે દુર્જન છે તેની પાસે અપશબ્દો એટલા બધા તો સીલીકમાં હોય છે કે જેની હદ નહિં. જે સજ્જનો છે તેની વાત કરો. કારણકે જે ગાળવાળા છે તેને તો સદાય ધૂળેટી છે. માત્ર આપણેજ દિવાળીની જરૂર છે. જ્યારે ખરાબ માણસ આપણને તેના ખરાબ સ્વભાવનો પરિચય કરાવે છે ત્યારે શું આપણે પણ આપણા સારા સ્વભાવનો તેને ન સમાગમ કરાવવો ?

આપણે જો તેના જેવા થઇએ તો તેની મૂર્ખતા કરતાં આપણી ઘેલછા વધી જાય છે, અને તેની આકૃતિ આપણા સારા સ્વભાવ અને માયાળુ પ્રકૃતિથી વધારે મૂલ્યવાન ગણાય છે. કદાચતે એવો માણસ તમારી સન્મુખ ક્રોધાવેશમાં આવીને ઉભો રહે તો તમે તેને શાંતિથી વધાવી લ્યો, તો એ શાંતિના પ્રતાપે કંઇ નહિં બોલતાં જેવો ક્રોધમાં આવ્યો હશે એવોજ આનંદમાં ચાલ્યો જશે. તમારા ઉપર સદાય તેની પ્રેમની લાગણી રહેશે. કોઇ તમારૂં બુરૂં બોલતો હશે તો એમાં માથું મારી તમારા દુર્ગુણો કાઢી નાખી સદ્દગુણોની ઉત્તમ છાપ જમાવશે. સારાં મધુરાં પ્રેમ ભર્યાં સરલ વાક્યો, પશુને મોહ ઉપજાવે છે તો મનુષ્યજાતીમાં અદ્ભુત ચૈતન્ય ન ઉપજાવે એ કેમ કહી શકાય ! જેના હૃદયમાં દયા, માન, સન્માન કે સરલપણું નથી તેવો માણસ દેવ જેવો હોય તો રાક્ષસના રૂપમાં બેઠો છે એમ ગણી લેવું. જેનાં અંતઃકરણમાંથી દયા, નીતિ, પરોપકાર એવાં અનેક શુભ કાર્યો જન્મ પામતાં જાય છે, તેવા પુરૂષની તરફ આખું જગત આકર્ષાય છે. જેનામાં દયાની લાગણી ન હોય, તેનામાં સદ્દગુણ મળવો મુશ્કેલ છે.

સદ્દગુણ અનેક સુધર્મોનો પિતા છે. વિપત્તિમાં પડેલાને એક ઉત્તમ ઔષધ છે. અસત્ય, સ્વાર્થ, કપટ વિગેરે બાબતોમાંથી બચાવે છે. દેશોન્નતિનાં કાર્યો તેમજ અગણીત વખાણવા લાયક બાબતો સદ્દગુણમાંથી સાંપડે છે, હલકા મનના અગર તો ઉદાર મનના સર્વત્ર જીવોને બધામાં એક સરખો પ્યાર બતાવી એ સદ્દગુણ બહુજ ઉત્તમ રહસ્ય સમજાવે છે. દુનીયામાં ધર્મોનો કર્મોનો તેમજ સદ્ગ્રંથોનો પાર નથી તો પણ સદ્દગુણ વડે જોતાં અને તપાસતાં, એ સર્વમાંથી એવું તત્વ મળી આવ્યું છે કે દરેક મનુષ્યે પોતાના સગાં વ્હાલાંઓ પ્રત્યે, માબાપ તરફ, પુત્ર, પૌત્ર, સ્ત્રી, ભાઇ, બ્હેન વિગેરે તરફ જેવો ભાવ રખાય છે તેવોજ ભાવ પોતાના પાડોશીઓ પ્રત્યે અને તેની સાથે સઘળા જીવો તરફ, માનની દૃષ્ટિથી અમૃત વરસાવાય તો મારા ધારવા પ્રમાણે એવું કોઇ કાર્ય બાકી નથી કે એ સદ્ગુણના ઉપાસક ને ન પ્રાપ્ત થાય. માત્ર આપણી ચિતવૃત્તિ ઉડગણ જેવી હોવાથી એક ઠેકાણે ચિત્તને નથી વિરામ આપતા એની આ ભૂલો છે.

જ્યારે માણુસ નીતિ અનીતિથી થતા સુખ દુઃખને જાણતાં શીખ્યો છે ત્યારે પોતાથી બની શકે એવા સારા અને પારકાના ભલાને માટે કેમ લાયક ન બનવો જોઇએ ? દરેક મનુષ્ય સદ્દગુણી થવાને પ્રયત્ન કરશે ત્યારે ખરેખરી આ જગતમાં આત્મ તંત્રની સ્થાપના થશે. એ વખતે જાતિય બિક્કાર નહિ હોય પણ સાર્વભૌમિક પ્રેમ હશે. રાજ્યતંત્ર કપટતંત્ર છે એમ નહિં કહેવાય, પરંતુ નિતીજ્ઞ માનવજાતીનું

અછું રામરાજ્ય છે એમ કહેવાશે. આત્મ તંત્ર જ્યારે મનુષ્ય જાતીના મોટા ભાગમાં સ્થપાશે અને સારી રીતે ચાલી રહેશે, ત્યારે ઇશ તંત્રની શરૂઆત અને આત્મતંત્રનો અનુભવ દરેક પ્રજાને ત્યારેજ જણાશે કે વિશ્વનું રાજતંત્ર ખરેખર પરમાત્માના હાથમાં છે. અને તેનીજ ઇચ્છા દરેક વ્યક્તિદ્વારા જગતમાં કાર્ય કરી રહી છે. અને તે શક્તિ સૌ કોઇ ભુત પ્રાણીના હૃદયમાં છે. અને તે શક્તિ દરેક પ્રાણીઓને પોતા રૂપ સમજવા આપણને ભલામણ કરે છે. જ્યારે આવી જાતનું જ્ઞાન દરેક માણસ ઇશ્વરી કાર્ય તરીકે સમજવા પ્રયત્ન શાળી બનશે અને પોતાનું તંત્ર એ યોજનાસર ચલાવવા મથશે, એ સમયે જગતમાં અંધાધુંધી ભળી જઇ ઇશતંત્ર જામી રહેશે. આ દુઃખી કહેવાતો મૃત્યુ લોક પોતેજ મોક્ષપુરી અથવા અમરા પુરીના નામથી પ્રસિદ્ધ થશે. જગતમાં નિતી સમજનારા અને નીતિનેજ રસ્તે ચાલનારા લોકો, ખરૂં ધર્મનું રહસ્ય સમજે છે તથા તત્વવેત્તાઓ ઘણે ભાગે આત્મતંત્રી છે. અને જે લોકો ખરેખરા સંન્યાસી છે. કે જેણે ઘરબાર છોડી દીધેલાં છે. તેઓ પણ આત્મતંત્રી હોવાનો દાવો કરે છે; પરંતું માણસો ઉપર ઘર કરી રહેલી પરાધિનતાતો ચાર યુગમાંએ નાબુદ થવાની નથી જ્યારે આપણે આત્મ-તંત્રી હોઇએ ત્યારે આપણા પર જન્મ મરણ આદિક પરતંત્રતાનો ઇશ્વરી અખત્યાર ચાલુ હોય છે માટે આપણે પરતંત્રનો રહેવાનાજ થોડા દિવસને માટે સ્વતંત્ર રહેવાને પ્રજાની ધાંધલ અને ક્ષણિક સુખને માટે રાજાઓની પ્રજાને પીડવાની પ્રકૃતિ, ખરી રીતે પુછાવો તો આ પશુ વૃત્તિના ગુણો છે.

દરેક માણસના સ્વભાવ, ગુણો, શક્તિ અને સાધનો જોયા વગર જે માણસ કાર્ય કરવાની શરૂઆત કરે છે, તેના જેવો આંખો મીંચીને ચાલનારો અને તેનાથી થતા અવગુણોએ પશ્ચાતાપ કરનારો, મેં ક્યાંય જોયો નથી. તેથી દરેક મનુષ્યે પોતાના ઘરની કુટુંબની અને સત્તાની ઉપર સર્વત્ર શુભ કાર્યની દિવાલ ચણવી જોઇએ. દેશ સેવાના અનેક માર્ગો છે, અનેક પ્રકારની સેવાની દેશને જરૂર છે; જો સઘળા લોકો એકજ જાતની સેવા કરવા મંડી જાય તો તેમાંથી સેવાને બદલે ઉલટી નુકશાની થવાનો ભય રહે છે. કારણ કે એક વિષય ઉપર દેશ સેવાનો પાયો ચણાય તો સર્વના મત એક સરખા ન હોય માટે એમાં ફાંટા પડે છે. દરેક નેતાઓ જુદા જુદા પ્રકારનું દેશ સેવાનું કાર્ય કરવા મંડી પડે તો હમણાંજ નવો યુગ અસલ જમાનાને બોલાવી શકે એમ છે. કોઇએ પારકાના લાભમાં ઉતરતાં, નિરાશા નહિં બતાવવી જોઇએ. કોઇ દિવસ નિરાશાના વાદળમાંથી આશાનાં કિરણો જોઇ શકાય છે. નળ-રાજાનું સર્પના ડંશથી શરીર ઠીંગણું થઇ ગયું હતું, અને ઋતુપર્ણ

રાજાને ત્યાં નોકરી સ્વીકારી દમયંતીના વિયોગથી હૃદયમાં નિરાશા ઉત્પન્ન થઇ હતી, છતાં એક દિવસ એજ દમયંતી અને વ્હાલાં સંતાનોને જોઇ શક્યો. રામચંદ્ર ભગવાને દુખાતા હૃદયે સીતાજીને લોકનિંદાએ તજી હતી, તોપણ એજ સીતાને પાછી બે બહાદુર પુત્રો સાથે જોઇ શક્યા. એતો કુદરતનો વાસ્તવિક ધર્મ છે એમાં કાંઇ નિરાશા જણાવવાનું કારણ નથી. સારા માણસો અંધકારમાં પ્રકાશ જોઇ શકે છે જ્યાં કંઇ કાર્યની શરૂઆત ન હોય ત્યાં સફળતાનાં કિરણો નીરખી શકે છે. અને જન શૂન્ય સ્થળે જય ઘોષની વાણીથી સમગ્ર વિશ્વમાં પડઘો પાડે છે. દૃષ્ટાંત છે કે પ્રવીણ સુકાની હોય તે તો તોફાની સમુદ્રમાં પણ નાવને નિર્વિઘ્ને પાર ઉતારે છે; પરંતુ જ્યાં સુકાની અજાણ્યો હોય તો શાંત સુમુદ્રે રસ્તો કાપવો મુશ્કેલ છે. તેમ જો સાચો નેતા હોય તેજ અશાંતિને સ્થળે શાંતિનું સામ્રાજ્ય જમાવે છે. ખરાબ નેતા હોય તો શાંતિને બદલે અશાંતિને ફેલાવવામાં પહેલે નંબરે હુશીયાર નિવડે છે. દરેક માણસ શાંતિના તત્વો જાણતા છતાં મનમાં અશાંતિને માન આપે એજ જોવા જેવું છે. ધૃણિત છે.

આપણે હરવખત એમ બોલીએ છીએ કે મારાથી ફલાણી ભૂલ થઇ ગઇ. જ્યારે પાછો એવો વખત આવે ત્યારે પાછી એવીને એવી ભૂલ કરી પાછા એના એ શબ્દને ગોખીએ છીએ. કેટલાક તો ઝેરનો પ્યાલો આરોગી પોતાની ભૂલને શિક્ષા આપે છે. મતલબ કે એક વખત થયેલી ભૂલ ફરી વખત આપણામાં દર્શન દે એ જોવા કરતાં ઝેરને આરોગી સુઇ રહેવું વધારે સારૂં છે.

આપણા શત્રુઓ આપણા કાર્યને ભૂલાવવામાં નાખવા માટે આપણી કાયરતાનાં અનેક તત્વો આપણી આગળ રજુ કરે તો આપણે તેનો અણસમજથી ત્યાગ ન કરવો જોઇએ. આપણી એજ કસોટી છે. એનાથીજ આપણું મક્કમપણું સિદ્ધ થાય છે. શત્રુઓ આપણી સામે મુઠી ઉગામે, આંખ લાલચોળ કરે, છતાં ડરવું નહિં જોઇએ. એ એનો સ્વભાવ છે. હવે આપણો સ્વભાવ તેને દેખાડી આપો. તેનો કરેલો દેખાવ આપણે જોયો તો આપણો કરેલો શૂરવીર ચહેરો તે જુએ !

આપણામાં કોઇ એક બે દુર્ગણો હોય અને તેને કાઢવા માટે પ્રયત્ન કરતાં ઉલટા એ આપણા ઘરમાં–શરીરમાં આવી આપણને દબાવે તો આપણને કેટલું બધું લાગી આવે છે. જો તેની સામે આપણે ન થઇએ તો એવા અગણીત દુર્ગુણો આપણામાં ઘૂસી જવાનો સંભવ છે. કદાચને તેનાથી કંટાળી આપણે સૂઇ જઇએ તો આપણને અપકિર્તીનો, કાયરનો, ડરપોક અને જાણીતો ભાતખાઉનો સુવર્ણચાંદ મળતાં કોઇ દિવસ હરકત નહિં આવે. જેઓ શાંતિમય વાતાવરણ ઇચ્છે છે તેણે તો પોતાના માર્ગે અવશ્ય પળવાની જરૂર છે. પછી ભલે પોતે ગણ્યા ગાંઠ્યા થઇ રહે, લાજ વિનાના કહેવાય, પ્રતિષ્ઠા

વિનાના મનાય; જેઓ પોતાનો દુરૂપયોગ થયેલો માને છે તેણે તો અવશ્ય સદ્‌ઉપયોગમાં યોજી શકાય તેવા થવાની જરૂર છે. વિનયની સાથે આપણે ઘણી વખત નબળાઇ જોઇએ છીએ. એવા દુર્બળતાના પ્રયોગથી બરાબર ચેતી આ ચક્રવૃતિ આત્માને શાંતિ અને સત્યની ગાદી પર બેસાડી રાક્ષસી પ્રકૃતિને કાપી નાખવી જોઇએ. એવા કાર્યમાં તમને અડગ પણે લીન થવાને ઇશ્વર સત્ય બુદ્ધિ આપે એમ હું આશીર્વાદ આપું છું. ઇશ્વર સત્ય અને ધર્મનો બેલી છે. એમ જાણતાં છતાં આપણી મદદમાં તે આવશે કે કેમ એનો અવિશ્વાસ રાખીએ તો આપણા જેવો બીજો એ કે કાયર મળવો મુશ્કેલ છે. જે પુરૂષો ગરીબના રક્ષણ માટે પોતાનો જન્મ સમજે છે. તેવાઓને પરમાત્મા ઇશ્વરી ગુણથી અલંકૃત કરે છે. જે માણસ શુદ્ધ દિલનો હોય તે પવિત્ર, દયા, ક્ષમાવાન, પરમાર્થી એવા નામથી શોભતો હોય છે અને મેલા હૃદયનો હોય તેણે ક્રોધી, વિષયી, પાપી, પાખંડી, અત્યાચારી, વિગેરે નામોથી પોતાના શરીરને ભારરૂપ બનાવ્યું હોય છે. માટે સારા થનારા દરેક પુરૂષે પોતાના દુર્ગુણોને કાપી નાખી, અમુલ્ય જીવનને કીર્તાના સુપંથે ચડાવવું જોઇએ. નિરાધારને બનતો આધાર આપી, તેમનાં જીવન સુખમય બને તેને માટે ઇર્ષા અને અદેખાઇને કોરે મુકીને, અવિદ્યાવાન ભ્રાતાઓને જ્ઞાનરૂપી તેજસ્વી વિવેક ચક્ષુઓ આપીને, બનતો પ્રયાસ કરવાની જરૂર છે. જે ભારત વર્ષમાં જન્મ્યો હોય, તેણે તો અવશ્ય દેશસેવાની લાગણીને નસે નસમાં વ્હેવડાવવી જોઇએ. તેની ખામીને લઇનેજ દેશમાં વિચિત્ર વિલક્ષણતા માલુમ પડે છે. જે માણસ પોતાની વિજય પતાકા હાથમાં લઇ, પ્રફુલ વદને, પોતાના આંતરીક મેલો ધોઇ નાખી, ગંદી અને કિચડવાળી, પાગલ બુદ્ધિને ઉમદા ગુણોથી સુધારી, દેશસેવાની અણમોલ ભેટ સ્વીકારે છે, તેઓને ધન્યવાદ છે. આપણું અમુલ્ય જીવન દેશના કલ્યાણર્થે છે. આપણે તેમાંથી એક તલભાર સુખ મેળવવાની ઇચ્છા નહિં કરવી જોઇએ. જુઓ! વૃક્ષો બીજાને માટે જંગલનો તાપ સહન કરી મીઠાં ફળો આપે છે. પોતે એ ફળનો સ્વાદ લેતાં નથી એ તો પૃથ્વીમાંથી રસ કસ ચુસી લઇ નકી મનુષ્ય સેવાને માટેજ પોતાનાં ફળોમાં અનહદ મીઠાશ રેડી રહ્યાં છે. વિચાર કરીએ તો વૃક્ષનો આધાર થડપર છે. અને ડાળીઓ થડને આશરે નાચે છે. એ ડાળી પર ફળ ફુલ લચી રહે છે; તો પણ વૃક્ષનો આધાર રૂપ થડને ફળ ફુલ પર કશો દાવો કરવાનો હક નથી. તેની મીઠાશ ભોક્તા માટે હોય છે. તમારી ઉત્તમ જીંદગી જન સમુહના કલ્યાણાર્થે વૃક્ષની માફક વ્યતીત કરવી જોઇએ. તમારા લાભની ખરે ખરી માહિતી તમેજ જાણોછો. રસ્તામાં કાંટા કંકર હોય, એની તમનેજ સમજ હોય છે. તમારો મનરૂપી અશ્વ, તમારે આંગણે ઉભા છે. તેના પર સ્વાર થઇ શુભકાર્યને માટે આગળને આગળ કુચ કરી આકાશને ગજાવી મુકો; પરંતુ સુવર્ણ ઘડીને

નહિં વિસારી મુકો. તમારા જીગરની ભલી લાગણીઓને સામે તોફાની અનીતિનો વંટોળીઓ કંઇ કામ નહિં કરી શકે. જો ! તમારી ફત્તેહ થશે તો તમારાં જીવન ચરિત્રો લખવામાં ઘણાએક મનુષ્યો કામે લાગશે. સત્યના પ્રબળ પાયાપર જીવનની ઇમારત ચણવાનો તમારો નિર્ધાર નક્કી થાય તો તેનેજ વળગી રહેજો. નહિંતર તમારી મુસાફરીમાં આડે આવવાને ઘણી એક મોહીનીઓ ઉભી છે. ફસાયા તો તમારો પ્રવાસ સફલ થવા દેશે નહિં. તમને વિજયી જોઇ એ રાક્ષસીઓ તમારી સામે વૈર કરે છે શત્રુતા બાંધે છે. તમારા લાભનાં શુભ ચોઘડીઆં વારે વારે બદલાય છે. શુભ કાર્ય કરવા નીમિતે સત્વર વેગ કરો. તમારા પરિશ્રમના અભાવે એ આનંદ હમણાં ભાવીના ગર્ભમાં છુપાયલો રહ્યો છે. એ મેળવવાને રંકતા નહિં દરસાવો. એ રંકતા તમારા દિલના ઉંડા ખૂણામાં છુપાઇ, તમારી હિંમતથી બાંધેલા કિલ્લાને ભાંગી નાંખે છે. છતાં આપણે સમજતા નથી એ એક સૌથી દુઃખદ બીના છે. માણસ ખરી રીતે પોતાના સત્ય સ્વરૂપને ભૂલી જવાથી અને પોતાની બહાદુરી છૂપાવી, રંકતાને જાહેરાતમાં લાવવાથી, ઘણીવાર દુઃખના કડવા અનુભવ લઇ મુંજાય છે બ્હી જાય છે. ગુંચવાય છે. પ્રખર આગના તાપથી તવાઇ છેક કંગાલ બની જાય છે. સત્ કર્મ વિના, સત્ય વસ્તુ જાણ્યા વિના અને દિનપ્રતિદીન રંકપણું બતાવ્યાથી માણસ જ્ઞાન અને વૈરાગ્યને ગુમાવી પોતાનાં સ્વરૂપને ભૂલી જાય છે. દરેક માણસની ઇચ્છા બંધનમાંથી છૂટવાની હોય છે. માણસ ઇશ્વર સ્મરણ અને હિંમતથી પરાધિનતામાંથી બચી શકે છે.

અનેક જન્મની મહેનત વગર સત્સંગ મળતો નથી. કદાચને ભાગ્યના ઉદયથી સત્સંગ મળે તો અજ્ઞાન નાશ પામી, વિવેકનો ઉદય થાય ત્યારે અંધકારમાં પડેલો જીવ સુકૃત્ય કરવાને લાયક બની, જન્મ મરણની પરતંત્રતામાંથી બચી શકે છે. અને પોતે પોતાનું સર્વસ્વ અર્પણ કરી, અહરનીશ એવુંજ બોલ્યા કરે છે, કે હું સ્વતંત્ર છું. જગત્ બધું મારૂં અને હું સર્વને માટે છું. એવું સમજે ત્યારે મોક્ષ મળે. અને ખરેખરો સ્વતંત્ર ત્યારેજ થયો ગણાય. કંકાશ ન ગયો હોય, ત્યાં મુક્તિ કેવી, વૈરભાવ મુક્તિ થવાના પ્રવાસમાં સબળ શત્રુરૂપ છે. ઇશ્વરની સમીપ જવાના માર્ગમાં અહંતા, મમતા, રાગદ્વેષ, તૃષ્ણા વિગેરે હડહડતા અગ્નિ જેવાં છે. માટે તેનાથી ચેતી ડગલું ભરાય તો વૈરાગ્ય યુક્ત ભક્તિથી—સેવાથી સંસ્કાર ફરે, પાપ જાય. ક્રોધ, કુટીલતા, મદ, અસત્યતા વિગેરે અંતઃકરણની દુષ્ટતા નાશ પામી અસ્થિ, માંસ અને રૂધિરથી બનેલ શરીરમાં પુત્ર સ્ત્રી આદિકની મમતા ટળી જગતને ક્ષણભંગુર સમજી વૈરાગ્યથી પરમાત્માનાં દર્શન થાય..



## ‘ દેશ સેવા. ’

આ આપણી ભારતભૂમી દરેક ભૂમીઓનું વરરાષ્ટ છે. દરેક દેશનાં વિદ્યા હુનરો અહિંથીજ જન્મ પામ્યાં છે. એવો આપણો સર્વોત્તમ દેશ અત્યારે મરણુ પથારીએ પડયો છે. તેના કલ્યાણાર્થે આપણું જીવન, સત્તા કે ધન ન વપરાય તો આપણી ઇચ્છા એ આપણા વરરાષ્ટને મારી નાખવાની ગણાય. જે માણુસ પોતાના દેશની ખાતર મન, વાણી કે કર્મ વડે પ્રયાસ નથી કરતો તે નરાધમ પુરૂષને જન્મ થતી વખતે તેની પ્રસુતિએ તેના નાળને બદલે શીરને કેમ ન કાપી નાખ્યું ? આપણી સ્વદેશ સેવાની લાગણી એટલી બધી તો મજબુત અને સુદ્રઢ જોઇએ કે એ લાગણીના વિષયો સાંભળતાની વાર બધા મનુષ્યો આશ્ચર્ય પામે. ભલે લાખોપતિ પોતાની મીલ્કત જમીનમાં દાટી રાખે, શૂરવીર ભલે પોતાની ધારાળી શમશેર મ્યાનમાં છુપાવે; પરંતુ ગરીબના હાથથી થયેલી નજીવી સેવા અમને અને પરમાત્માને પ્રિયમાં પ્રિય છે.

પોતાના દેશનાં દુઃખો સાંભળી જેનું હૃદય કળકળી ઉઠે છે, એનેજ ધન્યવાદ છે. જે માણુસ સ્વદેશ હિતમાં લાગેલા ધીરવીર, મહાત્માઓની વાણીનો તીરસ્કાર કરી, ઉલટા તેના તરફ વૈરભાવ રાખે, તેનું મુખ હે પ્રભુ ! લાખો ગાઉ દુર કરો. જેની આંખમાંથી અમીધારા છુટે અને સ્વદેશ સેવામાં શરીરને લગાડતાં ગાંડો ઘેલો થઇ જાય તેનું નામ મનુષ્ય; પણુ બીજાના તરફ તો પરમાત્માની ભૂલ થઇ છે કે પશુનું પુતળું ઘડી કાઢતાં મનુષ્યાકાર ઘડી કાઢયો. તેવાઓ તરફ અમને પણુ દયા છે કે પ્રભુ તેને સદ્‌બુદ્ધિ આપે અને દેશના ઉદ્ધાર માટે પોતાની દરેક સ્નાયુઓને કામે લગાડી સ્વર્ગલોકમાં દેવોની પંક્તિમાં પહેલે નંબરે વિરાજી, અચળ કીર્તી મેળવે.

આ હિંદુસ્તાન સૃષ્ટિની શરૂઆતથી સુખ દુઃખના વાદળ તળે ઘેરાતું આવ્યું છે, તેને લઇને તેના સંતાનોના દેહનો રંગ મજબુત અને પાકો એવો કાળો બનેલો છે, તેથીજ આપણે દુઃખને સહન કરતાં શીખ્યા છીએ. જેમ સૂર્ય અસ્ત અને ઉદય એમ બે રીતીને નિભાવ્યે જાય છે તેમ સુખ દુઃખનો એવોજ પ્રકાર છે. જો આપણે જ્ઞાનની દૃષ્ટિએ તપાસીએ તો પરોપકાર અર્થે આપણા દેહના ટુકડે ટુકડા થાય, તો તેનું દુઃખ આપણા જન્મોત્સવ જેવું સમજવું જોઇએ. જેમાંથી મહાત્માપણું અને જ્ઞાનીપણું પેદા થાય છે, એવી લોક સેવાની પરોપકાર વૃત્તિને બરાબર પોષવી જોઇએ. આપણે બધાને ગૃહસ્થાશ્રમમાં રહેવાની જરૂર હોવાથી તેને અંગે જે ઉપાધિઓ રાજા મહારાજાઓ તરફથી અને કુદરત તરફથી આવી મળે તે આપણે સર્વ સહન કરવાનું શીખેલા હોવા જોઇએ જ્યારે આપણે દુઃખને લાયક હોઇએ ત્યારેજ એ દુઃખ આપણુને પસંદ કરે છે.

૫

જુઓ કુદરતનાં દુઃખો કોઇની આગળ કાલાવાલા કે ફરિયાદથી ઉડાડી શકાય એમ નથી; પરંતુ રાજા મહારાજા અને રૈયત તરફથી થતાં દુઃખો એક બીજાની સમજુતીથી ટાળી શકાય છે. વળી જે રાજા રૈયતનાં દુઃખો ટાળવાને બદલે ઉલટો રીબાવવાને તૈયાર હોય અને રૈયત પોતાનું દુઃખ નિવારવાને માટે કંઇ ચળવળ કરે એટલે ફરિયાદને બદલે રાજા ઉલટો તેને ગુન્હો સમજે તેવા રાજાઓને અમારે શાની ઉપમા આપવી એ અમારી મગજ શક્તિ બહારની વાત છે.

કોઇ મહાત્માઓ પોતાના દેશ બંધુઓનાં દુઃખો જોઇ પોતાના કુટુંબનું બળીદાન આપે, તેવા યોગીઓને તેમજ " સ્વદેશ સેવા એજ ઇશ્વર સેવા " એવું સમજે, તેને અમારા લાખો વાર પ્રણામ છે. એક બાળક રમત ગમતમાં બીજા બાળકનો બળદ બને છે, ત્યારે સામો બાળક તેને ઢોરની માફક જકડી રાખે અને પોતે તેનો ગુલામ બની સ્વતંત્ર છતાં ક્યાંય જઇ ન શકે, તેમ જે માણસ એવીજ રીતે રાજ્યતંત્રમાં જકડાયો હોય, અને ગુન્હા વગરનો છતાં વગર ગુન્હે રીબાતો હોય ત્યારે કોઇ ડાહ્યો માણસ તેને સમજાવા જાય કે ભાઇ તમે સ્વતંત્ર છો, છતાં આમ શા માટે અજ્ઞાનીપણે રીબાઓ છો? એવું પોતાના દેશ બંધુઓને કહેતાં, રાજા તેને ગુન્હેગાર ઠરાવી, એવા પરોપકારી માણસને જેલમાં મોકલી આપે; તો એ જેલને મહેલ માની એવા વિરલાઓ ત્યાં થોડું ઘણું દુઃખ ભોગવતા હોય તો પક્ષીઓની જેમ અદ્ધર બેસનારા માત્ર નામનાજ ગૃહસ્થો કરતાં હજાર દરજજે સારા છે. એવા પુરૂષો અમને અને અમારી ભાવી પ્રજાના તારક તરીકે સદા સર્વદા અમારી હૃદય બુકમાં વાસો કરે.

ભલે દુનીયા તેને વખાણે કે નિંદા કરે, લક્ષ્મી આજ મળે કે કાલ જાય, મરણ આજ વધાવે કે થોડા દિવસ પછી વધાવે તો પણ ન્યાયની નિતિ રીતીમાં ચાલનારા પુરૂષો કોઇ દિવસ પોતાના સત્ય માર્ગથી ખસી જતા નથી. વક્તાપણું, સુંદર સ્વરૂપ, નાનાં બચ્ચાંઓની વાણીઓથી લોભાવું, મહાન્ રાજ્ય મળવું, સારી સ્ત્રીઓ, રમ્યરૂપ, સારી કવીત્વ શકિત, ચાતુર્ય, મીઠો રાગ, નિરોગી શરીર, સજ્જનપણું, સારી બુદ્ધિ તેમજ સજ્જનોનો સહવાસ આ બધું ધર્મમાં લાગેલા માણસના ભાગ્યમાં લખાયલું હોય છે. જેને સુંદર અશ્વો અને નોકર ચાકરથી રચી પચી રહેવું હોય, સુંદર સ્ત્રી, સારા ભાઇઓ અને સજ્જન મિત્રો તેમજ મહાન્ રાજ્ય પ્રાપ્ત કરી, મનહર સ્વર સાથે ગવૈયાઓનું ગાન સાંભળવું હોય તો પરોપકાર અર્થે અને પોતાના દેશી ભાઇઓનાં દુઃખો સાંભળી હૃદયને ધડકાવવું જોઇએ, અગર તો તે દુઃખો કેમ નાશ પામે એની ચાવી શોધી કાઢવી જોઇએ. પોતાના ભ્રાતાઓને રીબાતા જોઇ આપણે અડંગ ઉઠાવગીર અને મોટા ભીખારી બનવાની

જરૂર છે. કદાચને એ શુભકાર્ય કરવા જતાં અપકીર્તિ મળે તો તેને સુકીર્તિ સમજી, પરમાત્મા પ્રત્યે એવા ગુન્હા કરવાની માગણી કરવી જોઇએ. વિશેષમાં એ ઇચ્છા પણ જરૂરની છે કે સ્વદેશ સેવા કરવા જતાં મારા આંતરીક મેલને ધોઇ નાખવા માટે સુકીર્તી અને સ્વદેશ હિતમાં પછાત પડેલા અવિચારી લોકોની હાકલ, મારા કાનને તેમજ મારી સર્વત્ર સ્નાયુઓને ગુંગળાવી શકે. જ્યારે માણસ મરણ પથારીએ પડે અને સ્વદેશ સેવાની લાગણી પ્રકટ થાય તો આપણાં અને તેનાં સદ્દભાગ્ય છે કે મરણ પથારીએ તેની ભાવના ઉંચ સ્થાને છે. જે મનુષ્ય મરતાં સુધી પોતાના દેશી ભાઇઓનું ભલું કરવામાં ભાગ લેતો નથી, તેવા જીવો તરફથી આપણા ભલા બાબતનો વિચાર છોડી દેવો જોઇએ માત્ર આપણાથી એટલી આશા રખાય કે તે ફરી વખત જન્મ ધરી આપણું અને તેનું ભલું કરે. જે જીવ મનુષ્ય આકૃતિમાં હોવા છતાં મનુષ્ય તરફ ભલાની લાગણી ન રાખે, તેને અમે મુર્ખ સિવાય કંઇ નથી કહી શકતા.

જ્યારે માણસ પીડાય છે ત્યારેજ રાડો પાડે છે, જ્યારે રાજ્યમાં અનીતિ થાય, અને રાજા નીતિ વીરૂદ્ધ પગલું ભરે ત્યારેજ પ્રજા અકળાઇ તેમાંથી બચવાના ચાંપતા ઉપાયો લે છે. રાવણના વખતમાં પ્રજાએ તકરાર ઉઠાવી હતી. કંસ, દુર્યોધન, શીશુપાળ અને જરાસંઘના વખતમાં તેમજ હતું. થોડા દિવસ પહેલાં વિચારીએ તો મહમદ, કાસીમ કે અલ્લાઉદીન અને ઔરંગજેબની અનીતિ હજુ સુધી ભુલી ગયા નથી. જ્યારે રાજા પ્રજાનો તીરસ્કાર કરે અને લોકોમાં અશાંતિ ફેલાવે, ત્યારે કુદરતનો એવો અટળ નિયમ છે કે પ્રજા એ સમજ્યા વિના રહેતી નથી. એક નાનું બાળક સમજશે કે જ્યારે રાજા પ્રજા પ્રત્યે, પોતાનો કાયદો કયારે માગી શકે કે જ્યારે પોતે એવા કાયદાને માન આપતો હોય.

મહા ભારતના યુદ્ધમાં અશ્વમેઘ યજ્ઞને માટે અર્જુન સુધન્વાના નગરમાં લડવા આવ્યો એ વખતે સુધન્વાના પિતાએ એવો ઢંઢેરો બહાર પાડયો કે ચોવીસ કલાકની અંદર જે માણસ અર્જુનની સામે લડવાને ગામ બહાર ન નીકળે તેને ધગધગતા તેલની કઢામાં નાખવામાં આવશે એજ સુધન્વાને પોતાની ધર્મ પત્નીની પાસ પિતાના ઢંઢેરા ઉપરાંત રોકાણ થયું. સુધન્વાને તેને લઇને તેલની ધગધગતી કઢામાં ઉતરવું પડયું; અને એવું સાબીત કરી આપ્યું કે જેવો કાયદો અમારો રૈયત તરફનો છે એવોજ કાયદો અમારા પ્રત્યે પણ હોઇ શકે છે. રાજા જે વખતે પોતાના કાયદાનો અમલ કરાવવા બહાર પડયો હોય ત્યારે એવાજ કાયદાને પોતે માન આપતો હોવો જોઇએ.

દરેક માણુસ સ્વતંત્રતાનું સ્વરૂપ છે. જન્મ થતી વખતે અને મરતી વખતે કોઇને કોઇની રજા લેવી પડતી નથી, ત્યારે વચલા વાંધાની સ્થિતિ આવી કેમ કફોડી હોવી જોઇએ. રાજા પોતાની સત્તાની આગળ શાણુપતને દબાવી, બધાને સકંજામાં લઇ શકે તો પણ મનુષ્યનો દોર તેમાંથી છુટવાને માટે ગ્રંપી રહ્યો હોય છે. જ્યાં સુધી એ ધારેલા કાર્યના પાસા પોબાર ન પડે ત્યાં સુધી એ સિદ્ધાંતને સંકેલી લેવાનું પસંદ કરતા નથી. મારૂં તો એમજ ધારવું છે કે જે બચ્ચું પારણામાં પોઢયું હોય તે બાળક આપણું ઘડપણ પાળશે કે નહિં; એવી તેના માબાપને ખબર પડે તો એક હિંચકો પણ નાખે નહિં તેવીજ રીતે રાજા તરફ આપણી લાંબી લાંબી આશાઓ બંધાયલી હોય છે, કે એ રાજા, આપણું માબાપની જેમ પોષણ કરી લાડ લડાવશે, દુઃખને સુખના રૂપમાં ફેરવી નાખશે, રાજા મહારાજા તરફના ભયમાંથી મુક્ત કરી વખતે કુદરતના ભય જેવા કે દુષ્કાળ આદિકમાંથી બચાવશે. તેમ નહિ કરતાં રાજા ઉલટો રક્ષકને બદલે ભક્ષક બની, રૈયતના જન્મસિદ્ધ હક્કો લઇ લેવાને માટે છાતીમાં બંદુક તાકી ઉભો રહે તેવા રાજાની રૈયત કહેવડાવવા કરતાં કે એવી જુલમી સત્તામાં સડોવાયા કરતાં હે જગત નિયંતા! કાંતો અમને એ અંધાધુંધીમાંથી બચાવ નહિંતર સૂર્યનાં રશ્મીઓમાં ઝેર નાંખી અમારો છુટકો કર. કેમકે અમારે ન રહ્યું રીબાવાનું કે તારે ન રહ્યું સંભાળ રાખવાનું. ગરીબનાં દુઃખો દુર કરવાથીજ તું ગરીબ પરવર કહેવાયો છે.

જગતમાં મહાન્ પુરૂષો વંદન કરવા યોગ્ય ગણાયા છે તે સર્વત્ર જીવો પ્રત્યે સરખો પ્યાર રાખવાથીજ મનાયા છે. સૂર્ય પોતાના ભક્તને વધારે પ્રકાશ આપે છે. અને બીજાને થોડો આપે છે એમ હોતું નથી એ તો મહાન્ પુરૂષની ખાયસ છે કે બધા જીવો પર સરખો પ્યાર રાખવો. સગાં વ્હાલાઓ પ્રત્યે આપણો જેવો પ્રેમ છે, એવો જો બીજાઓ પ્રત્યે પ્રેમભાવ થાય, તો આ જગત એક નંદન વનનો ઉમદા બગીચો બની જાય; એમાં જરા સંદેહ નથી. એકા બીજાના પર વૈરભાવ રાખવાથી દુનીયાનું સત્યાનાશ વળી ગયું છે. દુનીયાના અને પોતાના ભલા માટે દરેક મનુષ્યે ઐક્યતાનાં ઉડાં મૂળો રોપવાનાં છે; કે કોઇ દિવસ કુસંપતાનો ઝેરી પવન તેને ઉખેડી શકે નહિં. દરેક વનસ્પતિમાં દુઃખ દર્દોને નાશ કરનારો એકંકો ગુણ હોય છે, ત્યારે શું સદગુણનો ભંડાર અને સર્વ શક્તિમાન એવો મનુષ્ય કોઇનાં દુઃખ નિવારવાનું કાર્ય ન કરી શકે? કસ્તુરી તેના ઉત્પન્ન કરનારના પ્રાણ હરે છે. તેથી હાથમાં ગ્રહણ કરવાને યોગ્ય નથી; પરંતુ તેમાં એક સજીવન ગુણ હોવાથી એના સર્વત્ર અવગુણો નાશ પામે છે અને તેની શોધમાં અસંખ્ય મનુષ્યો જંગલો જંગલ રખડે છે. હીરાઓ પ્રત્થરના છે, સુવર્ણ એ એક તેજસ્વી માટીનો જથ્થો છે, શૂરવીરો, કવીઓ, વિદ્વાનો અને પરમાત્માના

વ્હાલા ભકતો એ બધાની ઉત્પતી નર્કમાંથી થયેલી છે; પરંતુ પોતાની સદ્‌ગુણ વૃત્તિઓથીએ સર્વમાં મહાન્ પદ ભોગવે છે. સદ્‌ગુણ એ તેજસ્વી પ્રકાશ છે. જેમ દીપક પર પતંગ પોતાનો પ્રાણ ફીદા કરે છે, તેમ સદ્‌ગુણી જીવાત્માઓના ચરણમાં લાખો કરોડો મનુષ્યો શીર જુકાવે છે. તેઓના દુઃખમાં ભાગ લઇ પોતાના પ્રાણની દરકાર કરતા નથી. સાકર મીઠી લાગે છે અને વિષ કડવું લાગે છે એમ બધા સમજે છે છતાં હલકી એવી મનોવૃતીઓને તજી:દઇ ગળી સાકર જેવી પરોપકાર વૃત્તિને કાં નથી માન આપતા? સૂર્ય ચંદ્ર રહે ત્યાં સુધી પોતાની ઉજ્વલતાને સાચવી રાખનાર પરોપકાર બુદ્ધિ જેનામાં નથી હોતી, તેવા દુર્જન માણસની નસેનસમાં ઝેર પાયું હોય તો વધારે સારૂં છે. સર્વત્ર મનુષ્યો સુખ દુઃખના સમયમાં એકા બીજાની મદદની ઇચ્છા રાખે છે, ત્યારે પરોપકાર એજ મહાન્ ઔષધ હોવું જોઇએ એમ સિદ્ધ થાય છે. પરોપકાર બુદ્ધિથીજ અમરત્વ પ્રાપ્ત થાય છે એજ ખરો સુધર્મ છે. એમ મને લાંબા અનુભવથી માલુમ પડી ચુકયું છે.

જે માણસ જાતીય પ્રત્યેજ પ્રેમ ભાવ રખાય એવી બુદ્ધિ કાઢી નાખી પોતાની સર્વ શકિત દુનીયાના દરેક પ્રાણીઓના અર્થે અર્પણ કરે છે તેને આંગણે મળવાને ધાતકી અને દયાવાન દરેક લોકો ઉભા રહે છે. જ્યારે તમારામાં સર્વ પ્રત્યે પ્રેમની ભાવના ઉછળવા માંડશે ત્યારે આ દુનીયામાં એવો કોઇ જીવ નહિં હોય કે તમને પુજ્ય ભાવથી ન ભેટી પડે. અકબર રાજા મુસલમાન છતાં ખાસ હિંદુઓનાં દીલ એક કરવા માટે પોતે અર્ધો હિંદુ ધર્મ પાળતો હતો. પોતે શહેનશાહ હોઇ અલાઉદીનની માફક ધાતકી હૃદયનો બની હિંદુઓ પર અત્યાચાર કરે તો કરી શકે એમ હતું, છતાં સવારમાં સ્નાન ધ્યાન કરી, સુર્યની સામે બેસી, ગીતાજીનો પાઠ કરતો હતો. હિંદુઓની વધારે પ્રીતિ કેમ વધે? મારાપર હિંદુ રાજાઓ કેમ પ્રસન્ન રહે? એવા ઇરાદાથી શાસ્ત્રાર્થ કરાવા માટે અકબરે પોતાની સભામાં ગંગ, જગન્નાથ, બીરબલ, નરહર, વિગેરે કવીઓ અને નીતિજ્ઞ પુરૂષોને રાખ્યા હતા. આવા કાર્યથી ઘણા એક મુસલમાનો તેનાથી વિરૂદ્ધ પડયા હતા, છતાં જાતીની ઐકયતા અને સંપનાં ઉંડા મુળ રોપનાર એ નરવીરે એકજ જવાબ આપ્યો કે હું હિંદુઓનાં દિલ ખુશ કરવાને બંધાયો છું; તેમજ દુનીયા પરના કોઇપણ ધર્મથી અકબર અલગ હોય અને અકબરથી ધર્મ અલગ હોય એવું મને જણાતું નથી. અહાહા! આ વાકયો હિંદ સમ્રાટને કેવાં બંધ બેસતાં છે! જ્યારે આવું દિલ શુદ્ધ હોય ત્યારેજ આખું વિશ્વ તેની સેવા કરી શકે છે. માત્ર મોઢેથી બોલી, મનમાં ખોટો ઘમંડ રાખી, ઉપર ઝળીઓ સ્નેહ બતાવવો એનું નામ ઐક્યતા કે સંપ સાધ્યો કહેવાય નહિં; જેવું બોલે એવુંજ કરી આપે તેનું નામ સુસ્નેહ હોઇ શકે!

દરેક માણુસો એકાબીજાની સ્હાયતામાં રહી અરસપરસનું ઋણુ અદા કરવાને બંધાયલાં છે તેથી જીવનના યુદ્ધમાં ભાડુતી લશ્કરથી નહિં લડી શકાય, એમાં તો પોતાનેજ લશ્કરમાં નામ નોંધાવવું પડશે અને પોતાનેજ હથીયાર ગ્રહણુ કરી વિજય મેળવવો પડશે. એમાંથી નાસી છૂટવું તેને મૃત્યુની સંજ્ઞા અપાય છે. તમને એ કાર્યમાં જોડાવાની તમારામાં ન્યૂનતા જણુાય તો ઉદ્યોગ કરી શરીરને બળવાન બનાવો. વાતચીતની ટેવ પાડી મહાન્ વક્તા બનો. હસમુખા રહી શોકાતુર વદન નાબુદ કરો. ભૂખ, તૃષા આદિક કષ્ટો સહન કરી જીવના જોખમે પરોપકારમાં પ્રવર્ત બનો તો તમારૂં નામ પરદુ:ખભંજનના નામથી ઓળખાશે. તમને આ બીના અસત્ય જણાય તો તમે તમારી જાત મહેનતથી અજમાવી જુઓ ? એમાંના શબ્દો ખોટા નિવડે તો એનો જોખમદાર હું છું. પરોપકાર કરતાં કદાચને દુનીયા તમને અપવાદના રૂપમાં લાવી મૂકે તો તેમ થવા દેજો; પરંતુ એ કાર્ય એવુંને એવું ધમધોકાર ચાલાવજો. એક તલભાર પણુ ડગશો નહિં દુનીયાની સર્વત્ર મહાન્ શક્તિઓ ટપોટપ તમારી દાસીઓ બનવા માંડશે.

કોઇનું ભલું કરવા જતાં આશા રાખશો તો તમારી દરેક સ્નાયુઓ નાન્યેતર જાતિનું રૂપ પકડશે. દુનીયા તમને આશાખોરના નામથી ઓળખી દેશદ્રોહીના નામથી બોલાવશે. તમે તમારી પોતાની ફરજ સમજી તન, મન, ધનથી કાર્ય બજાવશો તો તમારી ઇચ્છેલી વસ્તુઓનો ઢગલો તમને ઢાંકી દેશે.

જેનું મન આશાઓથી આંધળું બનેલું હોય, તે માણુસ હજારો વાર ઠોકર ખાઇ દુ:ખના દરિયામાં ગોથાં ખાય છે. જેણે પોતાની સર્વ શક્તિઓને પરોપકારમાં લીન કરી હોય તો હું ધારૂં છું કે જેમ શ્રી કૃષ્ણે અર્જુનનો રથ હાંકી કુરૂક્ષેત્રમાં વિજય મેળવ્યો હતો તેમ એ વૃત્તિ અનેક ઉપાધિઓમાંથી મુક્ત કરી કીર્તીના પવિત્ર માર્ગમાં ભ્રમણુ કરાવી ઠેઠ સ્વર્ગમાં પહોંચાડે તો એમાં કંઇ શંકા નથી.

જે માણુસ પોતાના અંતઃકરણુમાં ખરાબ વિચારને માન આપી સારા વિચારની પરોણાગત નથી કરતો, તેવાઓની પ્રત્યે અમને બહુ નફરત છુટે છે. તમે ક્યાં સુધી ખરાબ ને ખરાબ વિચારમાં ગોથાં ખાધા કરશો, તમે સમજવા છતાં એવી ને એવી સ્થિતિમાં રહેશો તો તમને હું મળમુત્રથી રમતા બાળકની ઉપમા આપીશ. તમે તેજસ્વી હીરા છો, સુવર્ણના સ્તંભ છો, સ્વદેશ હિતચિંતક છો, બુદ્ધિમાન છો, લાયક છો; તમે તમારી "સત્તા અને બુદ્ધિના પ્રમાણુમાં દેશમાં અજવાળું ન કરો; ત્યારે તમારા કરતાં મકાનમાં ચણાયલો પત્થર નહિં સારો કે મનુષ્યની વિશ્રાંત્તિને માટે પોતાની પીઠપર અનહદ ભાર સહન કરી

રહ્યા છે. તમે સમુદ્રને શોષવા ધારો તો એમ કરી શકો તેમ છો. છતાં હું નિર્બળ છું. મારામાં શી તાકાત છે, હું આવુ મહાન્ કાર્ય ન કરી શકું એમ બોલશો તો તમારાથી એક ઘાસનું તણખલું તુટી શકશે નહિં. હિંદમાં સને અઢારસેં અઠ્ઠાવનમાં મહાન્ બળવો થયો ત્યારે દિલ્હી અંગ્રેજના હાથમાંથી ગયું અંગ્રેજો કાશ્મીરી દરવાજો હાથે કરે તો આખું હિંદ તેના કાબુમાં આવી જાય એમ હતું એ દરવાજો હાથ કરવા માટે સુરંગ ફોડવાને અંગ્રેજો એક પછી એક એમ હારબંધ ગોઠવાઇ ગયા, સામેથી બંદુકનો મારો ચાલતો હતો તેની દરકાર નહિં રાખતાં, મરતા ગયા એમ એકો બીજાના હાથમાં સળગતો કાકડો આપતા ગયા અને છેવટે સુરગ ફોડવાને ભાગ્યશાળી બની કિલ્લો તોડી દીલ્હી હસ્તગત કર્યું. જુઓ! પોતાના પ્રાણ કરતાં દેશ સેવા અમુલ્ય માની! તમારામાં હિંમત હોય તો તમે એવાં અસંખ્ય બહાદુરી ભર્યાં કાર્યં કરી શકો તેમ છો શુરવીરની આગળ કોઇ વસ્તુ અભિમાન કરી શકતી નથી. તમારાં ડગલાં હિંમત ભર્યાં હોય તો તમારા એક ડગલામાં આખી સૃષ્ટિનો સમાવેશ થઇ જાય તેમ છે. દેશ સેવા એ બહુજ ઉમદા કાર્ય છે. જેણે આત્મ સેવા કરી હોય એજ દેશ સેવા કરી શકે છે. બાકીના તો મોઢેથી બકે એટલુંજ છે. પાણીના પ્રબળ પ્રવાહને અણુઅણુથી બનેલો માટીનો જથ્થો રોકી શકે છે, ત્યારે અસંખ્ય મનુષ્યો ભેગાં મળી દેશનાં દુઃખોને દેશવટો ન આપી શકે? તમારી દુર્બળતાને દફનાવો તમારી દુર્બળતા તમારા દુઃખની રીતભાત એ બધાં તમારામાંથી ઉત્પન્ન થયાં છે. કોઇ બીજે સ્થળેથી આવ્યાં નથી. જુઓ! વીરનરની યાદગિરી માટે શીલા પોતાની છાતી કોતરાવી ઉભી રહી છે. તમે તમારા ભલા માટે કયાંય એક ઘડી નથી ઉભા રહેતા! એ ઘણે ભાગે હસવા જેવું છે. હું ઉમદા દેશનો વતની છું. સ્વર્ગ ભુમીમાંથી અવતરેલો જીવાત્મા છું. મારો દેશ સર્વત્ર દેશનો પિતા છે. મારી ભુમીએ અનેક વિદેશીઓને પયઃપાન કરાવી છાતી પર રમાડયા છે. સમજણ શકિતમાં લાવી, ભુખે મરતાઓને બચાવ્યા છે. અધર્મનો નાશ કરી, સુધર્મનાં ચોતરફ ચટકાં બતાવ્યાં છે. જ્યાં ખોટી બદામ ન હતી, ત્યાં સોના મહોરોની છાકમછોળ કરી મુકી છે. માંસાહારીઓને ઘી, ખાંડ ખાતા કર્યા છે. એમ કહી મોટી મોટી વાતોમાં તણાઇ આત્મશ્લાઘી થશો નહિ. એમ કરશો તો તમારે બીજા દેશોના આશ્રય તળે દબાવું પડશે. તમારા સર્વોતમ દેશને ગુલામી ખત લખી આપવું પડશે. દેશની પાયમાલી અને જાનની ખરાબી કરાવવામાં તમેજ પહેલેનબરે નોંધાશો. અનેઉઘાડે પગે દેશને પરતંત્રતામાં નાખવા સારૂ પ્રયાસ કરી રહ્યા છે; એમ કહેવાશે.

હાલનો સમય દેશના ઉદ્ધારનો કે ગરીબની સ્હાય તરફ લક્ષ આપવાનો નથી, એમ બોલી મહેરબાની કરી ચાલ્યા જશો નહિં. પૈસો કે બુદ્ધિ એ સંકટના સમય માટે હોય છે. દુઃખ બારીક વખતમાં પેદા થાય છે. એમ ન થતું હોય તો સમયને બારીક એવું ઉપનામજ ન અપાય; "આપ સાહેબો કંઇક દેશને માટે ભીક્ષા આપો" એવાં કરગરણાં ન કરવાં હોય તો ખરાબ સમયે દુઃખમાં ભાગ લઇ દેશના ઉદ્ધાર માટે કામે લાગવાનું છે. હમણાં વખત નથી, અમારો સમય આવશે ત્યારે અમો એની મેળે કામે લાગી પડશું, એમ ન બોલો. તમે જ્યારે બીજાના ભલા માટે બહાર પડો છો એ વખતે ગમે એવો ભયંકર સમય સુગમતાનું રૂપ પકડે છે. તમે એટલું તો યાદ રાખજો કે તમે બીજાની સહાયતામાં જોડાશો તોજ બીજાઓ તમારી મદદમાં આવશે. કહેવત છે કે તમે કોઇને વેંતનમ્યા હશો, તો કોઇ હાથ નમશે. તમે કોઇને હાથ ઉગામ્યો હશે, તો કુદરત એવી અદેખી છે કે કોઇની આગળ તમને લાત ખવરાવ્યા સિવાય રહેશે નહિં. તમે કોઇના ધર્મપર ધસી ગયા હશો તો કોઇ તમારા ધર્મનું ખૂન કર્યા વિના રહેશે નહિં. કહેવત છે કે કરેલું કર્તવ્ય દેવાલયમાં થતો પ્રતિધ્વની છે. તમે કોઇને તુચ્છ કહેશો તો તમે તુચ્છ થયા વિના રહેશો નહિં. તમે તુચ્છને મહાન્ ગણુશો તો આખી દુનીયા તમારી રીતભાત પર વારી જઇ તમને મહાપુરૂષના નામથી બોલાવશે. જેવો તમારો સ્વભાવ એવીજ બીજાના હૃદયમાં છાપ. તમે જે જે શબ્દો ઉચ્ચારો છો તેવાજ શબ્દની અસર બીજાના હૃદય કેમેરામાં ઘર કરી જાય છે. તમારે બીજાના હૃદયમાં પ્રિય થવા સારૂ દુનીયાની સર્વત્ર વસ્તુઓ તમને વ્હાલી હોવી જોઇએ. તમને કોઇ વસ્તુ પર અભાવ થાય, કોઇ જીવાત્મા પર ક્રોધ પેદા થાય, ત્યારે તમે જેને પ્રભુ માનો છો એના પર તમે ક્રોધ કરેલો ગણાય.

દુનીયા પરના દરેક જીવો ઇશ્વરનાં સંતાન હોઇ અરસપરસ સગાં કુટુંબીઓનું સગપણુ ધરાવે છે. અને સર્વના અંતઃકરણુમાં પ્રભુ વિરાજતો હોવાથી આપણે પરમાત્મા ઉપર ક્રોધ કરેલો ગણાય. આપણે બધા સાથે વિનયથી વર્તવાની જરૂર છે. અને તેને બદલે વૈરભાવ રાખીએ તો ઇશ્વરી કાયદાની વિરૂદ્ધ પગલું ભરી જન સમાજ પ્રત્યે ક્રોધની વૃષ્ટિ કરનાર ક્રુર મેઘ ગણાઇએ. તમારામાં એટલો બધો વિનય કે પ્રેમનો પ્રવાહ ન હોય કે તમે સર્વત્ર જીવો પર સ્નેહ રાખી શકો તેટલા માટે તમારા પૂર્વ જનોએ જુદી જુદી જાતીઓ સ્થાપી, તમારા પ્રત્યે દયા દરસાવી છે કે જગતના જીવો પ્રત્યે; નહિં તો તમારી જાત પ્રત્યે, અને સગાં સ્નેહિઓને વિવેક, દયા, દાન અને સ્નેહભાવથી તરબોળ કરો; પણ મૃત્યુ લોકનું વાતાવરણ એવું છે કે બધા તરફ

સ્નેહભાવ રાખવો તો ઘેર ગયો પણ સગા ભાઇ પ્રત્યે પ્રેમ રાખી શકતા નથી. જ્યાં જુઓ ત્યાં કજીયા સિવાય વાત નહિં. વ્યવહારમાં, રાજ કાજમાં, ખાવા પીવામાં, રમત ગમતમાં કે ન્યાત જાતમાં કજીયો કંકાસ એ એક મોટો વ્યાપાર થઇ પડયો છે. તે કેમ જાણે પોતાનો ધર્મ હોય! કેટલાક તો આડો કજીયો વ્હોરી પોતાના નાશનું ઔષધ પોતાના હાથે કરીને વાટે છે. જેમ પક્ષીઓ આકાશમાં ઉડે છે, એમ મનુષ્યો આકાશમાં ઉડતાં હોત તો દુર્ઘટ વાતાવરણ ભેદી સ્વર્ગ આદિક લોકમાં ભ્રમણ કરી ત્યાં સુલેહ અને શાન્તિનો ભંગ કરાવત. બીચારો નારદ કપટકળાનું ષડયંત્ર શીખ્યો નહોતો, માત્ર મૃત્યું લોકમાં આવગનવ કર્યાથી મોટો કારસ્તાની ગણાઇ ગયો છે. નહિંતર એ દેવર્ષી નારદમાં કપટ કળાનો ગુણ શોભાસ્પદ છે કે? આપણા સહવાસમાં આવ્યાથી એની દુર્દશા થઇ છે. આપણે જેના જેના સમાગમમાં આવીએ છીએ તેને તેને આપણો પરચો બતાવ્યા વિના રહેતા નથી. જુઓ! આપણા સહવાસથી બિચારા નારદનો વિશ્વાસ ગયો. જ્યાં સુધી આપણે આપણું વાતાવરણ ન સુધારી શકીએ; ત્યાં સુધી દરેક દેશનાં લોકો આગળ ધુતારાજ ગણાવાના. આપણે ઇશ્વરને કારસ્તાની કહીએ છીએ વળી વાતવાતમાં મશ્કરી કરી અપવાદના રૂપમાં લાવી મૂકતાં અચકાતા નથી. એકવાર જેને આપણે પ્રેમથી ચાહીએ તેનેજ ફરી વખત અપવાદના રૂપમાં મૂકીએ છીએ. ખરાબમાં ખરાબ માણસ પોતાના બાપને ગાંડો કહી માને ડાકેણ કહેતું નથી, પણ આપણે તો માતાપિતાનાં એ માતાપિતાને કનીષ્ટ પદવી આપતાં જરાએ શરમાતા નથી, ઉછાંછળીઓ સ્વભાવ જાહેર કરી હલકી બુદ્ધિના થતાં વિચાર કરતા નથી. આજકાલની બોલાતી વાણીને લઇને પરમાત્મા હવે પછી બાળકને જન્મ થતી વખતે જીવ્હાન ન આપે તો ઘણું સારૂં; પરંતુ એ કૃપાળું હોવાથી આપણા અવગુણ સામે નહિં જોતાં પોતાનું કાર્ય બિલકુલ ફેરફાર કર્યા વિના ખાનદાનપણે નિભાવ્યે જાય છે. તમે ગમે તેટલું કરશો, તામારાં બોલેલાં ચાડયો ઇશ્વરને નહિં પાળી આપો તો પણ એ પોતાની દયા અને ધર્મ ચૂકશે નહિં. વિચાર કરો ઉદરમાં જતું અનાજ કેવી રીતે પચાવી તમારા જીવનને મજબુત કરનાર રૂધિર, માંસ, વીર્ય આદિક વસ્તુઓ બનાવે છે. ગર્ભાશયમાં બાળકને જતનપૂર્વક વૃદ્ધિ કરાવી, આગળથી દાંત પહેલાં ચાવણું આપી, અનહદ ઉપકાર દરસાવી આપ્યો છે. રહેવાને મનગમતી જગ્યા, તેજને માટે સૂર્ય, ચંદ્ર આદિક ગૃહો વિગેરે જે જે સગવડો કરી આપી છે તેનો બરાબર મગજમાં ખ્યાલ કરવામાં આવે તો એક ક્ષણભર તેની સેવા વિના ન જવો જોઇએ. સાચું કહેવું કોઇને ગમતું નથી. સાચું કહેનાર સર્વનો શત્રુ બને છે. આપણે આપણા અવગુણો જાણતા છતાં

સામો માણુસ તે સુધારવાને બોધ કરે તો તેનો ઉપકાર માનવો જોઇએ. તેને બદલે તેના અને તેના પૂર્વજોના અવગુણો વીણી વીણીને સામો જવાબ આપતાં અચકાતા નથી. તેને લઇને તમારા દોષોને સુધારવાને કોઇ માણુસ યત્ન કરતું નથી. ભૂખન કવિને ઔરંગજેબ પાદશાહે વાતવાતમાં કહી દીધું હતું કે તમે જ્યારે ત્યારે મારા ગુણની પ્રશંષા કરો છો તેથી હું બીલકુલ ખુશી નથી. જેવા મારામાં ગુણ હોય તેવીજ મારી પ્રશંષા કરો. ત્યારે ભૂખન કવીએ એ વિષે આલમગીર ને બહુ સમજાવ્યો કે જહાંપનાહ ! જેવા આપછો એવાજ પ્રકારની જો હું આપની કવિતા બનાવીશ તો આપ મારા પર ક્રોધે ભરાશો. આપને એ વિષે સારૂં નહિં લાગે. બાદશાહ માન્યો નહિં. ભૂખન કવિએ ચોખે ચોખું કહી દીધું કે ગરીબ પરવર ! સવારમાં દર્શન કરવા યોગ્ય પિતાને કેદમાં નાખી, સર્વત્ર નીતીના પાયાને તમે ઉખેડી નાખ્યો. દારાને કેદ કરી, આગ્રામાં આવી ચોકમાં ચણાવી દીધો. માનો જાયો ભાઇ છતાં દયા કરી નહિં. શાહજાદાઓને મળવા બોલાવી કતલ કરાવી. સુજાને લડાઇમાં મારી નાખ્યો. મુરાદબક્ષને દગો નહિં દેવાને વિષે વચમાં કુરાન રાખીને સોગંદ ખાધા છતાં તે રદ કરી આવતાં વેંત પકડી કેદ કર્યો. અને ત્યાંને ત્યાંજ મરાવી નખાવ્યો. પિતાનું છત્ર છીનવી લઇ, ક્ષણ માત્રમાં આખા કુટુંબનો વિનાશ કરી, અધમ દુહાઇ ફેરવી. જેમ સો ઉંદરડા ખાઇને બિલાડી તપને માટે બેસે એમ તમે અત્યારે ગાદીપર બેસી હાથમાં તસવી લઇ ખોટા જાપ જપોછો. આવું સાંભળતાની વખત ઔરંગજેબ ક્રોધે ભરાયો. અને મારી આપવાને વચન દીધેલું છતાં ભૂખન કવીને દેશવટો આપ્યો. જુઓ ! ખાસ પોતાનેજ મોઢે કહેલું કે જેવા મારામા ગુણ છે એવીજ કવિતા કરો. તેના ગુણ પ્રમાણે જ્યારે ભૂખન કવીએ ગાઇ બતાવ્યું ત્યારે તેને ક્રોધ ચઢયો. તેમ આપણું પણ એમજ બને છે આપણને ઘણાએક નીતિજ્ઞ પુરૂષો; તેમજ શાસ્ત્રો સમજાવે છે. છતાં આપણે અવગુણને સુધારતા નથી. એજ આપણામાં મોટામાં મોટી ખામી છે.

એક કવીએ કહ્યું છે કે તારી ભુલ ન સુધરતી હોય, તેમ પ્રભુનું સ્મરણ જીભ પર ન આવતું હોય, તો તને કાંટાના મોટા ઢગલામાં નાખી દેવો જોઇએ. જ્યારે તારૂં શરીર લાંબી કાંટાની શરોથી ભોંકાયું હોય; ત્યારેજ તું સીધો ચાલી પ્રભુને યાદ કરે છે. એ દયાના નિધિને ભુલી જવું એ મોટામાં મોટું પાપ છે. તેની સત્તાની આગળ આખું જગત ગુલામ છે. એની કૃતિ અને આપણી કૃતિ સરખાવી જુઓ ! તેનું બનાવેલું નાનું એવું ઘાસનું તણખલું આપણાથી બને એવું છે ? તો પછી એવી કુદરતના સત્તાધિશ પરમાત્માના ગુણો ભુલી જઈ શા માટે સુર્યની સામે ધુળ ઉરાડવી જોઇએ. આપણી એવી શું સત્તા છે કે વિશ્વંભરની સામે વાદ કરીએ ?

એ ઇશ્વરી શકિત એવી છે કે આખું જગત તેમાંથી ઉત્પન્ન થયું છે એજ સતા આખા વિશ્વનું ભરણ પોશણ કરી રહી છે. વિચાર કરો? એક ઘડીભર વરસાદ લંબાવે છે ત્યાં તો આપણાં હાડકાં અને આંખો તણાવા લાગે છે. એથીજ તમે ઇશ્વરી શકિતના ગુલામ છો; એમ સીદ્ધ થાય છે. તો પછી ગુલામ સ્વામીની સાથે તકરાર કરે અને માલિકના ઘરમાં રહી તેનાજ ઘરનો સુકો રોટલો ખાઇ માલીક છે કોણ? હુંજ માલિક છું. એમ બોલે તો શું એવા માણસને ત્રીદોષ લાગુ પડયો છે એમ નહિં કહેવાય કે? તમે તમારા હાથેજ મીષ્ટાન ઉદરમાં પધરાવશો તો એજ મીષ્ટાન પાછું નર્ક રૂપે બહાર નીકળતાં તમારે તમારા શરીરને સાફ કરવું પડશે. જેવાં તમે વાકયો ઉચ્ચારશો એવોજ સામેથી જવાબ મળશે. સારૂં નિકળે તો ખરાબ વાકય નહિં ઉચ્ચારતા.

તમને જ્યારે સંકટ પડે છે ત્યારે એ તમારી થયેલી ભુલની શિક્ષા છે. ઘણે ભાગે મન તમારા મગજમાં આડા અવળા વિચારો ઠસાવી એક ઇન્દ્રિયને આમ કહે, અને બીજી ઇન્દ્રિયોને કંઇક જુદું કહે, એમ અરસ પરસ લડાવી મારી સારી માઠી ખબરો આપવાનું જાસુસ્ત કામ સારૂં કરે છે. એ સારૂં કામ કરે છે કે ખરાબ એ બરાબર બુદ્ધિ પુર્વક વિચારી જોવામાં આવે તો ભયંકર દુઃખો તમારાથી કંટાળીને ભાગી જાય, તમે કષ્ટથી ડરતા હોવાથી એ કષ્ટ તમને દબાવે છે. જ્યારે દુઃખ આવે ત્યારે સુખની રાહ જોવી. દુઃખ કાંઇ એવી ચીજ નથી કે આપણી પાસે રહેવાને અમર પટ્ટો લખાઇ આવી. હોય આ જગતમાં કોઇનું દુઃખ રહ્યું નથી કે તમારૂં રહે. એ તો એક ક્ષણુ માત્રની કસોટી છે. તમે જેને સુખ કહો છો એ દુઃખ કરતાં થોડો સમય રહેવાનું છે. પહેલાં મનુષ્યો અનહદ દુઃખી હતાં કે જો એ દુઃખો હાલ મોજુદ હોય તો આ વર્તમાન કાળનું જન-સમુહ કુવે પડયા વિના રહે નહિં. પૂર્વના રાજાઓની સ્ત્રી, ધન, રાજ્ય અને સત્તાની આકાંક્ષાઓ એટલી બધી તો હતી કે તેમાં લાખો કરોડો મનુષ્યોની આહુતીઓ અપાતી, ધર્મ વધારવાની મુસલમાન રાજાઓની અધમતા, અરસપરસ રજપુત રાજાઓનો દ્વેષ, મોટાં મોટાં શહેરો લુટી બાળવાની ક્રિયા, રજપુતાણીઓનું ચિતાઓ સળગાવી બળી મરવું, ઘેર ઘેર માતાપિતા વગરના બાળકોનો રૂદન સ્વર, દેવમંદિરોનાં ધવલ શિખરોનું મસજીદના રૂપમાં ફરી જાવું, અસંખ્ય આર્યોનું મુસલમાન બની ગુલામ તરીકે વેચાવું, લાખોની કતલ કરી બીન ગુન્હેગારના જાન લેવા એવાં એવાં કુર કાર્યો શું હૃદયને ધ્રુજાવે એવાં નથી કે? નંદ રાજાએ બધી સમૃદ્ધિ સમુદ્રમાં નાખી, મુસલમાન રાજાઓએ ધન લુટી હિંદુઓને મુસલમાન કર્યા; તોપણુ સમૃદ્ધિ અને હિંદુઓ તો કાંઇ ઓછા થયા નહિં. રજપુતોના કુસંપી વિગ્રહથી સર્વત્ર મુસલમાની રાજ્ય કે સર્વત્ર રજપુત

રાજ્ય થયું નહિં. આ દુનીયાપર એમ જુદી જુદી પ્રકૃતિના રાજાઓ થયા કરે છે. કોઇની ધન લેવાની ઇચ્છા, તો કોઇની ધર્મ સ્થાપવાની મરજી. કોઇ સ્ત્રીનો શોખીન તો, કોઇ વિસ્તારવાળા રાજ્યની ઇચ્છાવાળો. કોઇ ક્રુર તો, કોઇ દયાવાન એમ કુદરત જુદા જુદા સ્વભાવના એક પછી એક સુખ કે દુઃખના દેવાવાળા રાજાઓ પેદા કર્યા કરે છે. બધા એક સરખા હોય તો સુખનું અને દુખનું પાનું વધી જાય માટે રાવણની પછી વિભિક્ષણ, ક્રૂર કૌરવોની પાછળ દયાવાન પાંડવો. ધર્મીસ્ટ હિંદુઓની પાછળ મુસલમાનો અને મુસલમાનોની પાછળ હિંદુ રાજાઓ. એવી રીતે દુખની પાછળ સુખ અને સુખની પાછળ દુઃખ એમ એકાબીજાની છેડા છેડીએ બંધાયલાં હોય છે. સર્વોપરી સુખ કે સર્વોપરી દુઃખ કોઇ દિવસ ચીરંજીવી હોઇ શકતાં નથી. આપણે નાહિંમત હોવાથી થોડા સમયને માટે સબુરી નહિ પકડતાં દુઃખને દેખી રડીએ છીએ. અને સુખને દેખી હસીએ છીએ. દુનીયાને સુખ વધારે પ્રિય છે, એ નિર્વિવાદ છે. પણ કોઇ એવું સુખ આ સૃષ્ટિપર નથી અસ્તીત્વ ધરાવતું કે જેમાં દુઃખનો અંશ ન હોય, કોઇ માણુસ સ્વતંત્ર થવા ઇચ્છે તો સાથે પરતંત્રતા તો હોવાનીજ. જુઓ ! કોચમેન જ્યારે ગાડી ચલાવે છે, ત્યારે અશ્વને દોરડા વતી જકડે છે એ વખતે કોચમેનને અશ્વનો ગુલામ બનવું પડે છે. કારણ કે રેન હાથમાં ન હોય તો અશ્વ સીધાઇમાં ચાલે નહિં. અને કદાચને અશ્વને છુટો મુકવામાં આવે તો નક્કી ગાડીને ઉંડી ખાઇમાં નાખવાનો જેને તમે સ્વતંત્રતા માનો છો, તે સ્વતંત્રતામાંથી અસંખ્ય વસ્તુઓ તમને પરતંત્રતામાં જકડનારી જન્મ પામશે. માટે મહેરબાની કરી એક વસ્તુને મેળવતાં બે ત્રણ જોખમદાર વસ્તુને ખરીદનાર અને બે ત્રણ ઉમદા વસ્તુને ગુમાવનાર તરીકે ગાંડાઘેલા થશો નહિં. નહિંતર એવાતો પસ્તાશો કે એ ખોડ કાયમ ખાતે મગજમાં ખુંચ્યા કરવાની.

તમે જે સ્થળે ઉભા રહો તે સ્થળે શાંતિ અને સુલેહના પાઠ શીખવો. જ્યાં શાંતિ અને સુલેહનાં વાજાં વાગે છે ત્યાં દેવતાઓ સદાય પુષ્પની વૃષ્ટિ કરે છે. તમે સર્વનાં દિલ ઐકય કરવાનો તમારો ધર્મ સમજો તો તમારા નામનો વિજય ધ્વનિ ચોતરફ સંભળાવા લાગે. સર્વસદ્ગ્રંથકારો તમને જે જે કહી ગયાં છે. તે તે અસત્ય નથી, એમાંથી તમારે કંઇએ ગ્રહણ કરવા યોગ્ય નથી એમ ન સમજતા. તેનાં દરેક વાકયો ઇશ્વરી સલાહો છો. તમે ડાહ્યા હો, તમે કંઇક સત્ શાસ્ત્રોના ભેદ સમજતા હો, તો તમારા અજ્ઞાન ભ્રાતાઓને સમજાવો. આખા ગ્રંથનાં સર્વત્ર વાકયો ન પળી શકે તો એકજ વાકયનો સ્વીકાર કરી તે પ્રમાણે ચાલો. હું કહું છું કે એ એકજ વાકય તમારા

મનની બધી મુંજવણો દુર કરશે. સત્ય પ્રમાણે ચાલો. સહસા કાર્ય ન કરો. ધીરજનાં ફળ મીઠાં છે. વિવેક દશમો નીધી. સંતોષ એ પુરૂષને મોટામાં મોટો ગુણનો સમુદ્ર છે. ધર્મનો જય અને પાપનો ક્ષય વિગેરે વાકયો એટલાં બધાં તો કિંમતી છે કે તેનાં દરેક વાકયો પ્રમાણે વર્તણુંક રાખી હોય તો પછી બીજું કંઇ કરવા જેવું રહેતું નથી. આપણે આળસુ હોવાથી અને તે શબ્દોના પરિક્ષક ન હોવાથી તેની કિંમત કરી શકતા નથી.

શાસ્ત્રોનાં વાકયો પ્રમાણે ચાલવું એનું નામજ દેશના ઉદયનો પાયો પૂર્વજનોનાં વચનો એટલે સદ્ગ્રંથોમાં બોલાયલા શબ્દો એ પ્રમાણે ચાલવું એનુંજ નામ ધર્મ. તેનાથી ઉલટું તેનું નામ અધર્મ. જે વસ્તુઓ શાસ્ત્રોમાં નાપસંદ કરી એનું પાલન કરવાથી આખો દેશ પાયમાલીનું રૂપ પકડે છે, એ તમારે ભુલી જવાનું નથી.

કોઇ દેશ તમને ઉન્નત દશા પર જણાતો હોય તો તમારે નકી સમજી લેવું કે એ રહેણી કહેણી તેના પૂર્વજનોના બતાવેલા માર્ગ પ્રમાણે હતી, જેવા દેશના નેતાઓ તેવા તેના રિવાજો. કોઇ દેશના રિવાજો કોઇ દેશમાં અથ્થી તે ઇતિ સુધી મળતા છે. અને કોઇ દેશના મંગળ રિવાજો કોઇ બીજા દેશમાં અમંગળ મનાય છે. અને અમંગળ રિવાજો મંગળ મનાય છે. હિંદુસ્તાનમાં એક ઠેકાણે મોટો ભાઇ પરણે છે બીજા પાંચ છ કે ગમે એટલા ભાઇઓ હોય તો પણ એક સ્ત્રીથી ઘરવ્યવહાર ચલાવે છે. બીજે ઠેકાણે દીકરો સાસરે જાય છે, એટલે દીકરો નહિ પણ દીકરી ઘરની માલિક ગણાય છે. તિબેટમાં એક સ્ત્રી ગમે તેટલા પુરૂષો કરી શકે છે. કોઇ ઠેકાણે પુરૂષો ગમે તેટલી સ્ત્રીઓ કરી શકે છે. ચીનના લોકો બાપના કાર્યમાં સુધારો વધારો કરતા નથી, બેડેલ નાક અને ટુંકા પગ એને ખુબસુરતી સમજે છે. બીજા બધા દેશોને પોતાના કરતાં હલકા ગણે છે; પરંતુ પોતે તુટેલું ઘડીયાળ સારૂં કરી શકતા નથી. આફ્રિકામાં જાડા હોઠ, કાળાં મુખ, અને ટુંકા જાડા બાલવાળાને ઉમદા માણસ તરીકે ઓળખાવે છે. ચીનના જંગલી લોકો માણસ મરી ગયા પછી અમુક અમુક ભાગ તેના સગાં વ્હાલાઓને ભેટ તરીકે મોકલાવે છે. હિંદના માણસો સ્ત્રીની તાબેદારી પસંદ કરતા નથી. અને ઇંગ્લિશો સ્ત્રીનું દાસત્વ સ્વીકારી તેની આગળ ગુલામની માફક દોડે છે. વખતો વખત સ્ત્રીની માથે છત્રી રાખી પોતે તડકામાં ચાલે છે. હિંદુઓ ગાયના મળમુત્રને પવિત્ર માની દેવની પ્રતિમાઓ તેમજ હવા સુધારક તુલસી, પીપળો વિગેરે વૃક્ષોને માન આપે છે. યુરોપ ખંડમાં દારૂ પીવો એ શુદ્ધતા અને માંસ ખાવું એ સૌથી સારામાં સારૂં કાર્ય મનાય છે. અમેરિકામાં સ્ત્રીઓ ઇંગ્લાંડ કરતાં વધારે સત્તા ભોગવે છે.

ત્યાં ધણીનો ગુન્હો હોય તો સ્ત્રીઓ હડતાળ પાડી તેનું સમાધાન કરે છે, કોઇ વખત ધણીને ગોળીથી ઠાર કરી સ્ત્રી બિનગુન્હેગાર તરીકે છુટી ફરે છે. તુર્કસ્તાનમાં પુરૂષોને સુન્નત કરે છે બલકે સર્વત્ર મુસલમાનો એ રીતથીજ પોતાને મુસલમાન સમજે છે ઇરાની લોકો એમ સમજે છે કે જેટલા પરદેશી વેપારીઓ આવે છે, તે કોઇ ઉત્તર સમુદ્રના ઉજ્જડ બેટમાંથી આવે છે. તેમના દેશમાં કંઇપણ વસ્તુ નહિં મળવાથી અહીં રખડતા રખડતા આવે છે. ચીના લોકો વેપારની વસ્તુ વેચવામાં જેટલી બેદરકારી રાખે છે, એટલીજ રીતભાત પોતાની પુત્રીઓનાં લગ્ન કરવામાં રાખે છે. યૂરોપમાં લગ્નની રીત પુત્રીની પસંદગી ઉપર રાખવામાં આવે છે, કે જેની કેટલીક અનીતિમય રીતો બીજા દેશોની આગળ બહુજ ખરાબ માનવામાં આવે છે. સુમાત્રાના લોકો સ્ત્રીને વેચાતી લે છે, તેને ખબર પડે કે આમાં છેતરાયા તો પાછી ઓછી કે વધારે કિંમતે વેચી મારે છે. સૈબિ-રીયામાં સ્ત્રી પોતાના થનાર ધણીના પગમાંથી બુટ ખેંચી તેની સેવા સ્વીકારે છે. એક દેશમાં સસરો જમાઇના હાથમાં ચાબુક આપી, પોતાની પુત્રીને ગુન્હામાં આવતાં મરજી પડે એટલી શિક્ષા કરવાનું જમાઇને ફરમાવે છે. તુર્ક લોકો પોતાના ધર્મ સ્થાનને એટલે મક્કા, મદીનાને અન્ય લોકોના સ્પર્શથી અપવિત્ર માને છે. જાપાનનો રાજા એટલો બધો તો પવિત્ર થઇ બેઠો છે કે સૂર્યના તાપને શીરપર આવવા દેવાથી પાપ સમજે છે. મલાકાનો રાજા પોતાને પવનનો અધિપતિ કહેવરાવે છે. બીજા કેટલાક મુસલમાની બાદશાહો પોતાને આખી આલમના શહેનશાહ એટલે આલમગીર, જહાંગીર, શાહજહાં એવાં નામો પાડી મહાન્ કહેવરાવે છે. ઉત્તર અમેરિકાના જંગલી ટોળાંનો નાયક પાતઃકાળે સૂર્ય ઉગતાંની વાર પોતાની આંગળી વતી તેને પશ્ચિમમાં જવાની આજ્ઞા કરે છે, મુરલોકો બચપણથી છોકરાંની સગાઇ કરે છે, પછી એકાબીજાં અરસપરસ 'ચાહે વા, ન ચાહે.' ગુજરાતના લોકો કે જેને કડવા કણબી કહેવામાં આવે છે તે પેટમાં બાળક હોય ત્યારથી કાચા કરાર કરે છે. બંનેને એક જાતનાં સંતાન આવે તો સારૂં ખોટું ઠરે છે. તુર્કસ્તાનના લોકોને ત્રણ ચાર ઓરતો પરણવાની છુટ છે, તાર્તરીનો ખાન કે જેને ગામમાં ઘર કે સીમમાં ખેતર નથી, ખાવાને ખરાબમાં ખરાબ વસ્તુઓ હોવા છતાં, પોતે ખાઇ રહ્યા પછી દુનીયાના દરેક રાજા મહારાજાઓ, તેમજ અમીર ઉમરાવો, અને રૈયતને ખાવાની છુટ આપે છે. વળી તે તાર્તરી લોકો પોતાના લામાને અમર માની તેનું ખાધેલુ એઠું અનાજ ખાવાથી મોક્ષ મળે, એમ માને છે. આરબ લોકો, પોતાના ખલિફાને સત્ય નિષ્ઠાવાળો સમજે છે. બેટા પર્વત પર વસનારા લોકો જો મરતાં પહેલાં બાફેલી કોયલ ખાય તો સ્વર્ગ મળે એમ કહે છે. બીજા દેશની સ્ત્રીઓ સસરા કે વડિલોની લાજ

કાઢતી નથી. તેમ હિંદમાં ઘણે ઠેકાણે સ્ત્રીઓ યૂરોપી સ્ત્રીઓની જેમ નીતિ નિયમ પાળે છે અને કેટલાક લોકો વડિલોનું મુખ સ્ત્રીઓને જોવા દેતા નથી. કોઇ ઠેકાંણે પુરૂષો યૂરોપવાસીઓની જેમ મુછો મુંડાવે છે, બલ્કે ઘણીખરી રીતોમાં તેના જેવાજ થઇ ગયા છે. સ્ત્રીઓ વિદેશી ઢબ પ્રમાણે ચાલી કંઇક નવું વાતાવરણ રચતી હોય એમ જણાય છે. આંહી ઘુવડ અને ગર્ધવ અપશુકનરૂપ સમજાય છે. તેમ અમેરિકામાં તેને શુકનરૂપ સમજવામાં આવે છે. આવી રીતે ઘણાએક દેશમાં જુદા જુદા રિવાજો છે પણ કયાંય એક સરખા રીવાજો હોતા નથી જો રિવાજો એક સરખા હોય તો ધર્મ પણ એકજ હોવો જોઇએ. જે દેશમાં જેવા રીતરીવાજો હોય તેવા નીયમો પાળવાને તેઓ બંધાયલા હોય છે પરંતુ બીજા દેશના વતનીઓ બંધાયલા નથી જેને જેવા માફક આવે એવા રિવાજો બાંધે છે. હિંદમાં સ્ત્રીઓ પતિને પ્રભુ તુલ્ય માની તેની સેવા કરે છે એ યૂરોપની સુધરેલી સ્ત્રીઓની જેમ પોતાના પતિની આગળ પગરખાં ઉપડાવે તો એ ઘણુંજ અઘટતું કહેવાય. અને ત્યાંની સ્ત્રીઓ પતિની સેવા કરે તો પણ અયોગ્ય ગણાય. તેથી જે દેશમાં જે રિતરીવાજો હોય તે તેઓને કલ્યાણકારી છે. આપણે એ પ્રમાણે ચાલવા જઇએ તો લોકોની આગળ મૂર્ખ ગણાતાં વાર નહિં લાગે. આપણા રિવાજોને અંગ્રેજો ધિક્કારે છે. અને અંગ્રેજોના ધારાધોરણને આપણે વખોડીએ છીએ. પૂર્વજોની ઉમદા પ્રકૃત્તિ આપણા નવા મગજમાં ન સારી લાગતી હોય તો એ ડાહ્યા નરવીરોને ગાંડા કહેવરાવવા ને બહાર પડ્યા છીએ એમ કહેવાશે. દરેક દેશના રીતરીવાજોનું જો તારણ કરવામાં આવ્યું હોય તો મોટો ગ્રંથ તૈયાર કરી શકાય; પણ જે યોગ્ય જાણવા જેવા હતા તેજ અહિં આપેલા છે. કારણકે કેટલાક બીજા એવા છે કે જે લખતાં પુસ્તક ખરાબ ગણાઇ જવાનો ભય રહે છે. માટે મારૂં તમારા પ્રત્યે એવું કહેવું છે કે જેવા તમે બીજા દેશના લોકોના રીતરીવાજો સાંભળી હસ્યા તેમ તમારા રીતરીવાજો સાંભળી એ હસતા હોવા જોઇએ. આપણા રીવાજને સાંભળી હસનારા લોકોના ધારાધોરણને માન આપી આપણે તેઓના રિવાજને શિરતાજ બનાવીએ તો શું આપણે બીજા દેશના લોકોની આગળ અને આપણા દેશના વતનીઓની સમક્ષ હાસ્યને પાત્ર નથી ગણાતા કે? મેં ઘણા વખત અસંખ્ય લોકોને પોતાના દેશનો પોશાક છોડી વિદેશી પહેરવેશ ધારણ કરનારને મશ્કરીમાં ખપતા જોયા છે. તમારા પૂર્વજોએ સરસ નિયમો બાંધ્યા છતાં ગાંડા ઘેલા ગણી તમે શાણાની પદવી ધારણ કરશો તો હું તમને કહીશ કે, જેના પૂર્વજો ગાંડા હોય તેનાં સંતાનો શી રીતે ડાહ્યાં સંભવે? આપણે પૂર્વજોના રીતરીવાજની પદ્ધતિનો ભાવાર્થ ન

સમજ્યા હોવાથી આપણી પાયમાલી થએલી છે. હાલમાં કોઇ એવો શાણો નથી પેદા થયો કે, પૂર્વજોની શૈલીને ધિક્કારી શકે, અગર તો તેના જેવા રીતરીવાજો બાંધી શકે. આપણે દરેક બાબતનો વિચાર કરીએ તો આપણા દુઃખનું કારણ આપણે છીએ. બીજા નહિ.

જેને એક રોગ લાગુ પડયો હોય તે અત્યંત રાડો પાડે છે. ત્યારે જેને અઢાર રોગ લાગુ પડ્યા હોય તેના દુઃખની શી વાત કહેવી. હું એમ નથી કહેતો કે તમે શૂરવીર નથી, શાણા નથી, નીતિવાન નથી, પણ તમે તમારા ધર્મને છોડી બીજા અસંખ્ય આડકતરા નિયમોને પાળી બેઠા છો. તમારી વિવેક બુદ્ધિ નષ્ટ થઇ હોવાથી તમને ખરૂં શું અને ખોટું શું, એનું ભાન નથી. તમે એવી તો ઘોર નિદ્રામાં પડ્યા છો કે એવી નિદ્રા મરણ પામેલાને નહિં પ્રાપ્ત થઇ હોય. તમારી જાગૃતીને માટે અસંખ્ય પરોપકારી જીવો મહેનત કરી કરીને મરી જાય તો પણ તમારી નિદ્રા ઉડતી નથી. એટલે બીજાઓ તમારી તરફની ભલા બાબતની આશા છોડી દે છે. તેઓ એમ સમજે છે કે હું મહેનત કરીને મરી જઇશ તો પણ એ જાગૃત થશે નહિં, એમ ધારી તેઓ તમારી તરફ સ્નેહભાવ દરસાવના નથી. કદાચને તમારી આંખ ઉઘડતી હોય તો માત્ર આંખમાંથી આંસુની ધારા વહે એટલીજ. તમારી રીતભાત તમારો ધર્મ કે તમારાં દરેક કાર્યો એવી તો જાગૃતીવાળાં હોવાં જોઇએ કે તમને દુઃખ સ્પર્શ કરે એટલી વારમાં શુદ્ધિ આવવી જોઇએ. તમારા દરેક શુભ કાર્યના વાવટાઓમાં પવિત્ર અને અહિંસાના સુંદર લેખો હોવા જોઇએ કે જેનાવડે સમગ્ર પૃથ્વી નીતિનો રસ્તો મેળવી શકે.

સને ઓગણીસોને પાંચમાં આફ્રિકામાં બળવો થયો એ વખતે રોમન કેથોલીક બીશપ કાસીઅન સ્પેસ પોતાની સીસ્ટર્સ ઓફ મર્સી એટલે ધર્મ અને દયાની બ્હેનોની સાથે વણજાર લઇને બીજે ગામ જતો હતો. ત્યારે શીદી લોકોએ તેમને અટકાવ્યા અને મારી નાખવાની ધમકી આપી, ત્યારે બીશપે તેમને કહ્યું કે અમે લડાયક માણસો નથી પણ પરમાત્માના પુજારીઓ છીએ. અમે મનુષ્ય જાત સામે હથીયાર ઉઠાવતા નથી; તો પણ એ ઘાતકી લોકોએ દરેકને ઠાર માર્યા. જુઓ! આનું નામ ધર્મ! આનું નામ સત્ય પ્રતિજ્ઞા! મરવું ભલું પણ ધર્મથી વિરૂધ્ધ ચાલી જાન બચાવવો તે કરતાં મરી જવું સારૂં છે. બીશપ જારસાબા પાસે જંગલી જાનવરોથી બચાવ કરવા માટે પોતાની આગળ નવી ઢબની બંદુકો હતી, છતાં ધર્મનો ઝભો પહેર્યો તે અગાઉ તેઓએ એવી પ્રતિજ્ઞા લીધેલી હોય છે કે હું હવે પછી માણસ જાત ઉપર હથીયાર ઉપાડીશ નહિ, તેમ મારી સાથે કોઇ નોકર ચાકર કે બીજા નાના પાદરીઓ હશે તેને પણ હથીયાર

ઉપાડવાને ચોખ્ખી ના પાડીશ, મરણને પસંદ કરીશ; પરંતુ ધર્મથી એક ડગલું વિરૂધ્ધ નહિં ચાલું કહો આ વાત કેટલી બધી પ્રશંસા પાત્ર છે? તમારૂં કાર્ય, તમારૂં શરીર. તમારી દોલત, એ બધાં બીજાના રક્ષણ માટે છે; પણ ભક્ષણ માટે નથી. તમારી રીતભાત કોઇ જીવાત્માને દુઃખ થાય એવી ન હોવી જોઇએ. જેમ તમે આપત્તિમાં આવી મુંઝાઓ છો એમ સામો જીવ તમારા ભયથી મુંઝાય છે. તમે સરલ અને નિતિ પ્રમાણે કાર્યનો આરંભ કરતા હો તો કેના બાપની તાકાત છે કે તમારા કાર્યમાં કંટકરૂપ થાય. એક માણસે સુકોમળ પુષ્પને તોડયું અને જેવું નાકે લગાડ્યું કે તુરત અંદરથી ભ્રમરે ડંખ માર્યો. બસ! એજ ઇન્સાફ એજ ન્યાય. એણે શામાટે નિરપરાધી અને ગરીબ ભ્રમરાના ઘરરૂપ પુષ્પ કળીને તોડી પાડી. એવી રીતે ઘણા એક માણસો પોતાની ભુલને લઇને દુખી થાય છે. ઇન્દ્રે અને ચન્દ્રે ગૌત્તમના ઘરમાં જઇ અહલ્યાપર અત્યાચાર કર્યો તો અંતે પોતે પોતાના હાથે પશુ થયા અને ઋષિનો ભયંકર શાપ મળ્યો જ્યારે તમે જીંદગીનો સદ્ઉપયોગ નહિં કરતાં અગણીત ભુલોના ભરેલા થશો ત્યારે તો નાહકના માતાના ઉદરમાં ભારરૂપ થયા એવું કહેવાશે. જે માણસ જે ભુમીમાં અવતરી જેના વડે જેનાં અસ્થિ, રૂધિર અને માંસ બનેલાં છે, તેના રક્ષણાર્થે શુભ કાર્ય નહિં કરતાં ઉલટું ભુમીનું ઋણ માથે રાખે છે તે ખરેખર મર્કટનો જન્મ લઇ દુનીયાની સમક્ષ નાચે છે. બજારનું નકંવાળું પાણી ગંગાના સમાગમથી પવિત્ર અને વંદન લાયક ગણાય છે. એમ જે માણસ સુધર્મની બાજુમાં રહી કામ કરે છે તે ગમે એવો હલકી પંક્તિનો હોય તો પણ સર્વમાં મહાન્ પદ ભોગવે છે. મોઢેથી મોટી મોટી વાતો કરી દુનીયાને હેરાન પમાડવાનો જે ધંધો લઇ બેઠા હોય અને આઠે પ્રહર આરસામાં મુખ જોઇ વાંકી પાઘબાંધી મનમાં અભિમાન રાખતા હોય તેવાઓ જ્યારે દેશ સેવામાં ભાગ લેતા નથી એ વખતે એને પોતાને શરમ થતી હોય કે ન થતી હોય એ તો પરમાત્મા સમજે પણ અમારે તેના દેશબંધુ હોવાથી નીચું જોવું પડે છે.

પશુઓ કે જે જીવતાં સુધી દેશ સેવા કરી મુઆ પછી પોતાના હાડકાં ભુમીને ખાતર માટે અને ત્વચા મનુષ્યના પગ ઢાંકવા માટે આપતાં જાય છે. તો પશુઓ જ્યારે જીવતાં અને મરતાં સેવા બજાવે છે ત્યારે તમે જીવતાં કે મરતાં કંઇ ઉપયોગમાં ન આવો તો પછી મારે તમારા માટે કેવા અભિપ્રાય બાંધવા? જ્યારે મરવાનો સમય આવે છે ત્યારે ઘણા એક મનુષ્યો એમ કહે છે કે અરેરે! મેં મારા આત્માનું કંઇ ભલું ન કર્યું અને આખી જીંદગી પરનિંદામાં અને પેટ ભરવાના

આળપંપાળમાં ગાળી, આ દેહે તલભાર સુકૃત્ય કર્યું નહિં, એથી તમેજ તમારા હાથે તમારા મુખપર લાત મારી અરેરે! મારા બે દાંતો પડી ગયા! એમ કહેનારા થશો. તમે તમારી સબુરીમાંજ શીદીભાઇની જેમ બાવન કીલ્લા ગુમાવેલા છે. હમણાં શું કામ છે? કંઇક ઉમર લાયક થશું એટલે સુકૃત્યમાં રોકાઇશું. ઉમર લાયક થયા, વાંચતા લખવા શીખ્યા, સદ્ ગ્રંથોને વાંચી કંઇક રહસ્ય સમજવા માંડયા; એટલે વળી એવો વિચાર સુજી આવ્યો કે હજુ ઘણો એક ટાઇમ છે. વૃદ્ધાવસ્થા કયાં ગઇ છે કે આ જુવાનીમાં લાંબી લાંબી માળાઓ ડોકમાં નાખી ભગતડાના નામથી પ્રખ્યાત થવું, અગર તો બીજા કયાં દુનીયામાં થોડા છે કે હું દેશ સેવાનું કાર્ય કરૂં? અસંખ્ય મારા ભાઇઓ કડાકુટ કરે છે, એમ વિચારમાં ને વિચારમાં યુવાની પુરી ન થઇ તેટલી વારમાં યમદુતે મીજમાની આપી. તેનો વૃદ્ધાવસ્થામાં દેશ સેવા અને ઇશ્વર સેવા કર્યાનો વિચાર એકદમ ભાંગી ગયો. દુનીયાના ભોગ વિલાસના લાલચુ જનો વૃદ્ધ થાય છે; તો પણ તૃપ્ત થતા નથી, ત્યારે સુકૃત્યમાં કયાંથી પોતાનો સમય લઇ શકે.

જ્યારથી સમજવા શીખ્યા ત્યારથી જો ગૃહસંસારની સાથે સાથે શુભકાર્યોને થોડું ઘણું માન અપાતું રહે તોજ સુકૃત્ય બની શકે તેમ છે. કારણ કે આપણે જે ધારણાઓ બાંધીએ છીએ તે બધી વીમા ભરી છે. આપણું જીવન આપણા ધ્યાન બારૂ છે. ત્યાં લાંબી લાંબી આશાઓ શું કામની? જયારે ભુખ લાગે ત્યારેજ ઉદરને ખોરાક કામનો છે. એ તો આજ નહિં તો કાલ કાલ નહિં તો પરમ દિવસે એમ અનુક્રમે અનુક્રમે લંબાવ્યે જઇએ તો આપણું જીવન ત્યાંજ લીલા વિસ્તારી જવાનું એક માણુસ ભુખે મરી ગયો ત્યારે કોઇએ તેના મુખમાં લાડુનો કકડો મુકયો. જુઓ ભુખે મરી ગયા પછી ગમે એવું મીષ્ટાન મુખમાં ભરાવે એથી શું જીવ આવવાનો હતો? જયારે એક ટાઢે ટુકડે જાન બચતો હતો ત્યારે તે ન મળ્યો અને મરણ પછી લાડુ મળ્યો તે શું કામનો? આ દાખલો દરેકને માટે ઉપયોગી છે. આપણું પણ આમજ બને છે જયારે સમય હોય છે ત્યારે કાર્ય કરતા નથી અને સમય ચાલ્યો જાય છે ત્યારે પસ્તાવો કરી રડીએ છીએ. મહાન્ સિકંદર બાદશાહ હિંદ આદિક ઘણાએક દેશોમાંથી દ્રવ્ય લુટી ગ્રીસ લઇ ગયો અને પોતાની સમક્ષ મોટો ઢગ કરાવ્યો, તે અસંખ્ય ધનના ભંડારને જોઇ પોતે બહુ હર્ષ પામ્યો અને એ ઢગલા પર બેસી પાતાને હમેશાં ખાણું લેવું એવું નક્કી કર્યું વળી કોઇ કોઇ વખત એ ઢગલા પર ઉભો રહી નાચતો કુદતો, જ્યારે પોતાનું મરણ થયું ત્યારે એ અગાઉ પોતે પોતાના ભાઇ ભત્રિજાઓને કહેલું હતું કે મેં આ જગતમાં આવી કંઇ સુકૃત્ય કર્યું નથી. અગણીત

ધનવાન અને રંક લોકોના કોમળ હ્રદય પર કાપ દઇ મેં આ પૈસો મેળવેલો છે. હવે આ ઢગલો અનામત પડયો રહેવાનો છે. હું તો માત્ર મારા પાપ પુણ્યની પોટલી લઇ ખાલી હાથે જવાનો છું. માટે મને ગામ બહાર કાઢતી વખતે બધી દુનીયા દેખે એમ મારા બને હાથ ખુલ્લા રાખજો કે જેનાથી મનુષ્યો કંઇક સમજે. આનું નામ પશ્ચાતાપ! આ છેલ્લી ઘડી! ગમે એવો ક્રુર કે ઘાતકી હશે તો પણ મરણ વખતે જેને પશ્ચાતાપ નહિં થયો હોય. એવું બન્યું નથી તમારે એ પશ્ચાતાપને તિલાંજલી આપવા માટે પારકાના વિનાશનું અને આખી જીંદગી ચાડી ચૂગલીમાં વીતાડવાનું ભૂલી જવું જોઇએ તમારે દયાવાન, નીતિવાન વિગેરે સુધર્મીઓના નામથી વિખ્યાત થવાની જરૂર છે. તમે દુનીયાના દરેક જીવોને એ રીતભાત શીખાવો, અગર તો તમે શીખીને બહાર પડો. કારણકે દુનીયા અનુકરણ કરનારી છે. સામા માણસને જેવો દેખે એવાજ થવાની ઇચ્છા રાખે છે. કહેવત છે કે આત્મા આત્માની છાપ છે. એથી તમારે લાયક બનાવવાની જરૂર છે. જો તમે નાલાયક હશો તો દરેક મનુષ્યોને નાલાયક બનાવવાની અપકીર્તી તમારા કપાળમાં લખાશે એટલે દુનીયાની દયાની ખાતર અને તેને ઉમદા આદર્શ બનાવવા માટે તમે સદ્‌ગુણી બનો.

આદિથી અંત સુધી તમારી વર્તણુક ભક્તિભાવ, દેશસેવા, નીતિ, દયા અને અસંખ્ય સદ્‌ગુણોથી ભરેલી હોવી જોઇએ; પરંતુ ઘરેઘર આગ લગાડનાર કે પારકાને પજવણી શરૂ કરનાર અનીતિમય ન હોવી જોઇએ. તમારા ઝઘડા પ્રમાણિકતા ભરેલા અને સત્ય છે એવું જો સર્વ મનુષ્યોના જાણવામાં આવે તો એ બિચારાં દરેક પ્રાણીઓ તમારા માટે જીવ આપે તેમ છે. તમારા દેહના ટુકડે ટુકડા થાય, રૂધિરનો પ્રવાહ ચાલે આંખોમાંથી અશ્રુઓ પૃથ્વીની ધૂળને ભીંજવી દે; તો પણ એ દુઃખોથી કંટાળતાં તમારા હાથમાં લીધેલા કાર્યને છોડશો નહિં. તમારામાં હિંમત હશે તો મહાન્ પ્રયત્નવાળું કાર્ય સુગમતાવાળું થશે. વરસાદ પોતાના સમય પ્રમાણે ઉભો રહી બધાનાં દિલ શાન્ત કરે છે. શિયાળો અને ઉનાળો ઠંડી અને ગરમી આપી માણસની સુખાકારી જાળવવા માટે નિર્માણ થાય છે. ત્યારે મનુષ્ય મનુષ્ય પ્રત્યેની તેમજ પરમાત્મા તરફની ફરજો ભૂલી શાન્તીને માટે નહિં પણ અશાંતિના ઉપાય યોજવામાં પહેલે નંબરે ઉભો રહે. એ શું નીચપણું નથી જણાઇ આવતું કે? અશાંતિનો ફેલાવ કરનારા પરમાત્માને નથી જોઇ શકતા નહિંતર એની સાથે એવી ઝપાઝપી ચલાવતે કે એવો જંગ પાણીપતના મેદાનમાં નહિં જામ્યો હતે. પણ લાચાર કે એ બાપો! [redacted]પણે પોતાનું કાર્ય બજાવી સારાને સારો અને ખરાબને ખરાબ બદલો આપી રડાવે છે, હસાવે છે અને મનાવે છે. તમે ભલે આડકતરી રીતે

ચાલો પણ આપણે દુનીયાના દરેક લોકો ઇતિહાસની સાક્ષીએ સગા ભાઇઓ છીએ અને તેના ઋણી છીએ. હાલના યુરોપીયન તેમજ આપણા વિદ્વાનોનો એવો મત છે કે આર્ય લોકોનું મુળ વતન મધ્ય એશીયામાં હતું; ત્યાં ખટપટ થવાથી અને વસ્તી વધી જવાથી તેઓ પશ્ચિમ તરફ યુરોપમાં ગયા અને બીજા દક્ષિણ તરફ કાબુલને માર્ગે ખૈબરઘાટ ઓળંગી સિંધુ નદીને કાંઠે વસ્યા. કેટલાક ઇરાનમાં ગયા, તે હાલના પારસી અને બીજા તેની આજુબાજુના દેશમાં રહ્યા. સિંધુ નદીને કાંઠે રહ્યા તેના વંશજો આપણા આર્ય લોકોના કુળના છે, એમ સાબિત થાય છે. અને સિંધુ નદીના કાંઠા પર ઝાઝો ભાગ વસતો હોવાથી આપણા પુર્વજોનું નામ હિંદુ પડયું છે, તેમજ ધીમે ધીમે આગળ વધી જંગલી પ્રદેશ રસાળ બનાવી આખા દેશમાં વસ્યા, તેથી એ દેશનું નામ આર્યનું રહેઠાણ આર્યાવર્ત્ત કે હિંદુસ્તાન એવાં નામો પડયાં, આ દેશમાં રહેલા મુસલમાનો એટલે મેમણ, વોરા, ખોજા વિગેરે ભાઇઓ ગીઝની તરફથી આવેલા બાદશાહોના વટલાવેલા મોલેસલામ મુસલમાનો છે, અને બીજા પઠાણ આદિક મુસલમાનો આ દેશમાં અરબસ્તાન, તુર્કસ્તાન, અફગાનિસ્તાન વિગેરે દેશમાંથી થોડા સૈકા પહેલાં આવેલા છે જો તેનું મુળ શોધવા બેસીએ તો કેટલાંક પ્રત્યક્ષ પ્રમાણોથી અને દાખલા દલીલોથો હમણાં સાબિત થાય તેમ છે કે અમેરિકા, યૂરોપ, આફ્રિકા, એશીયા વિગેરે ખંડોના રહીશો એકજ જાતીના છે. માટે આપણે દરેકને મદદ કરી, તેના દુઃખમાં ભાગ લઇ, આપણી ફરજ અદા કરવાની છે.

દરેક જીવો પોતપોતાની ફરજ અદા કરે છે, ત્યારે સબળ શક્તિમાન મનુષ્યજાતિ કંઇ ઉપકાર ન દરસાવી શકે ત્યારે મારે તો એમજ સમજવાનું રહ્યું કે દરેકે કાદંબરીનો અભ્યાસ કરેલો છે. સુર્ય, ચંદ્ર, પૃથ્વી, વાયુ સમુદ્રો જેની સત્તાથી મર્યાદામાં રહી પોતાનું કાર્ય અચળપણે નિભાવ્યે જાય છે તેવા સબળ શક્તિવાન પ્રભુના દરેક સંતાનો તરફ આપણે વફાદાર ન રહી શકીએ એજ મોટામાં મોટી ભુલ છે. હાલમાં કેટલાક લોકો બીજાને પરધર્મી એવું નામ આપી તેની પજવણી કરે છે અને વખતો વખત તેના પર તુટી પડી આગલી પાછલી બધી દાઝ શાન્ત કરે છે. તેથી સામો માણસ આવાં કાર્ય કરનારને રાક્ષસ, વિધર્મી, પાપી, અત્યાચારી વિગેરે નામોથી બોલાવી તેના આવા ખરાબ વર્તણુકભર્યા રિવાજને માન નહિં આપતાં તેના ધર્મની નિંદા કરી તેના મતમાં સંમત્ થતો નથી આ ધર્મ ફલાણા ધર્મ જેવો નથી આ ઠેકાણે આમાં અનીતિમય વાકયો ઉચારેલાં છે, માટે આ ધર્મ ખરાબ અને પહેલો ધર્મ સારો એવી ફોકટની માથાકુટ કરી નિંદાનો ધંધો

લઇ બેસનારા મારા દોઢડાહ્યા ભ્રાતાને હું શું કહું ? કોઇ એવો ધર્મ નથી કે જેમાં સામાની દ્રષ્ટિએ અવગુણ ન સમાયલો હોય, જ્યારે બીજા લોકો તેમાં અધર્મ કે ખોટ જુએ છે ત્યારેજ સુધારો વધારો કરી નવો પંથ રચે છે. વળી પાછા નવા ધર્મના ખરાબ ધારાઓ શોધી કહાડી નવી પ્રજા પાછા એવાજ નવા ધર્મ રચી પહેલાના સારા મનાતા ધર્મની મશ્કરીમાં લાગી જાય છે. જો બારીક દ્દષ્ટિએ જોવામાં આવે તો મુળ ધર્મમાંથી સુધારા વધારા સાથે આ નવા દેખાતા ધર્મો પેદા થયા છે. કપડાં જુનાં પણ ધોબી પાસે સાફ થયેલાં એટલોજ માત્ર તફાવત, પણ આપણને પરધર્મની ટીકાઓ કરવાનો ધંધો થઇ પડયો હોવાથી હર વખત તેનાથી થતાં દુઃખોમાં ઝબોળાયા કરીએ છીએ. પરધર્મ તમારી સાથે સંબંધ ધરાવતો નથી એમ નથી તો પછી તમે શા માટે તમારા ધર્મને પ્રશંસાપાત્ર ગણી બીજા ધર્મની નિંદા કરો છો. તમને જે ધર્મ ખરાબ જણાતો હોય તે ધર્મ ખરાબ નથી; પણ પાછળથી તેના અનુયાયીઓએ ખરાબના રૂપમાં લાવી મૂકયો છે. એ ધર્મ પહેલાં સો ટચનું સોનું હતું, તેના ધર્મ બાંધનારને પ્રભુ તુલ્ય સમજો. પહેલા એ ધર્મ તમારા વડિલોને માન્ય હતો; પરંતુ પાછળથી આપણે તેમાં એક પછી એક એમ અધર્મો ઘુસાડી ઠેઠ અપકિર્તીના શીખરપર ચડાવી આવ્યા. માટે એ ધર્મ ખરાબ થયાનું અને તુટી પડયાનુ કલંક માત્ર તમનેજ છે.

પારકાના ધર્મની નિંદા કરી પોતાનો ધર્મ સિદ્ધ કરવો તેનું નામ અધર્મ, પોતાના ધર્મમાં રૂંધાઇ રહી બીજા ધર્મનાં અમૃત વચનો નહિં સાંભળતાં કે તપાસતાં કાયમ ખાતે તેનાં મુળીયાં કાપ્યા કરવાં અને સદાય તેનાથી દુર દુર ભાગવું તેના જેવું એકે અધમ કાર્ય હું આ જગતમાં જોતો નથી. અજ્ઞાનપણામાં જન્મ થવો સારો પણ અજ્ઞાનપણે મરી જવું એજ શરમાવા જેવું છે. એવા જન સમુહપર પરમાત્મા અત્યંત કોપાયમાન થાય છે. તમે જેને શ્રેષ્ટ રસ્તો કહો છો તે સંન્યસ્ત એટલે ઉમદા માર્ગને માન આપનાર સંન્યાસી કે વાનપ્રસ્થ બધા ધર્મને તેમજ દરેક જાતીને નમસ્કાર કરી સર્વત્ર વર્ણોના ગૃહે ભોજન લે છે. સવમાં સ્નેહભાવ રાખી જગતમાં વિચરે છે. તો પછી જેને તમે શ્રેષ્ટ ધર્મ માનો છો તેવા સંન્યાસીઓ સર્વપ્રાણીઓ પ્રત્યે સરખી રીતે પ્રેમ રાખે છે, ત્યારે તમે સર્વ તરફ ઇર્ષાની દ્રષ્ટિથી જુઓ છો, એજ વિચારવા જેવું છે.

સત્યધર્મ તરીકે મનાતા એવા લાયક રસ્તાને છોડી જે માણસ. કાંટા કંકરવાળી જમીનમાં ઉઘાડે પગે ચાલે છે તેના જેવો બીજો કયો મુર્ખ જણાઇ આવે છે ? તમે જે ધર્મ માનતા હો તે કરતાં બલે બીજો ધર્મ કંઇક ન્યુનતાવાળો જણાય તો પણ તેને માન આપો તોજ

તમારો શ્રેષ્ટ ધર્મ સારો ગણાશે નહિંતર તમે જે ધર્મની નિંદા કરતા હશો તેજ ધર્મના અનુયાયીઓ તમારા ધર્મની નિંદા કરી ખરાબ ધર્મના રૂપમાં લાવી મુકશે. હું તો જે ધર્મમાં બીજા ધર્મની નીંદા કરાયલી હોય તેવા ધર્મના માર્ગને પાપમાર્ગની ઉપમા આપું છું. પછી તો ભલે તે શ્રી મુખથી થયેલો હોય. તમે ખરા ધર્મી કયારે કહેવાઓ કે પરમધર્મની નીંદા કરતા અણસમજુ લોકોને અટકાવી તમારી સદ્‌બુધ્ધિથી સુધારો, તમારી અમૃત વાણી નાનાં અને મોટાં દરેક સમજે એવી હોવી જોઇએ. જો તમે અટપટાં વાકયો ઉચ્ચારશો તો તમારી મરજી અજ્ઞાન લોકોને અજ્ઞાનતામાં રાખવાની ગણાશે. કદાચને એ માણસો શું સમજે ? એમ કહી તેને હીન બુધ્ધિવાળા સમજશો તો તમારી જેવી કોઇ ભુલ નહિં કરતું હોય. જેની આગળ તમે વાત કરતાં શરમાઓ છો, જેના સહવાસથી તમે તમારૂં નાલાયકી પણું સમજો છો, એ પુરૂષો તમારી ગાદીપર બેસનારા અમારા ભાવિ નેતાઓ છે. તમારા વિચારના શુભ સમુદ્રમાં તેને બરાબર રસ્તો બતાવો. તૃપ્ત થયેલાના મુખમાં ભોજન આપ્યા કરો છો તેમ ભુખ્યાને પેટ પુરતું આપનારા દયાળુ બનો, મતલબ કે ડાહ્યાઓને સમજાવવાની જરૂર નથી; પણ ગરીબોને ગુંચવણમાં પડતા અટકાવો. તમારી સદ્‌બુધ્ધિ બીજા કોઇને વારસામાં સોંપતા જાઓ. પરંતુ તમારી બુધ્ધિને મરતી વખતે સોડમાં લઇ કબરમાં દટાવો નહિં. સૌ સૌના મનથી ડાહ્યા અને શ્રેષ્ઠ છે; સારાપણું કે નરતાપણું એ તેની રહેણી પર આધાર રાખે છે, રંકની રહેણી કહેણીને ઉંચ બનાવવા માટે પહેલું માન તેઓને મળવું જોઇએ. મોટાઓને માન આપવા કરતાં ગરીબને સન્માન આપવાથી તે બહુજ આનંદી બને છે. મોટાઓને માન આપશો તો એ સન્માનથી થયેલી તમારી મહેનત તેની મોટાઇમાં ચાલી જશે, તેને મળેલું માન પોતાની મોટાઇનું સમજશે. ગરીબને માન આપશો, તેના તરફ માનની દૃષ્ટિથી જોશો, તો તમારા ગુણ ગાન ગાતું ગાતું ઘેર ઘેર ભટકશે અને આખી જીંદગી તમારો આભાર ભુલશે નહિં.

શ્રીમંત્ લોકો તમારા માનને અદ્ધરથી ઉડાવી દેશે. તમારી કરેલી સેવાને જગતની આગળ એવા રૂપમાં મુકશે કે ફલાણા માણસે કરેલી અમારી બરદાસ કંઇ નવી નવાઇની નથી એ અમારે ત્યાં છપનના ભયંકર દુષ્કાળમાં ભુખે મરતો રખડતો આવ્યો હતો, ત્યારે અમે ઘી ખાંડ ખવરાવી મસ્ત બનાવ્યો હતો તેના બદલામાં એ અમારી આગળ માથું નમાવી કરેલી પરોણાગતની ફરજ અદા કરે છે, બંધુઓ ! એવી પરોણાગત કરી તમારે શા માટે અપકીર્તી વ્હોરવી જોઇએ ? તમે માન

ગરીબનેજ માન આપી તેની ચડતીના ચાંપતા ઉપાય હાથમાં લ્યો. ગરીબને વિદ્યાદાન દેવામાં જેટલું પુણ્ય સમાયલું છે, તેટલું પુણ્ય યજ્ઞથી મળી શકે તેમ નથી. તમારામાં જો રંકને સુધારવાની તાકાત ન હોય તો ગરીબને ગરીબ કહી નાહકના તમે બનાવટી શ્રીમંત્ થશો નહિ. જેવા એ જાતે ગરીબ તેવા તમે મનના ગરીબ એમાં અને તમારામાં લેશ માત્ર તફાવત નથી. તમારા મગજમાં ગરીબ તરફથી કંઇ ખરાબ વિચાર ઘુસી ગયા હોય, પરોપકારી અને દયાવાન સજ્જન પુરૂષો તરફ દ્વેષભાવ પ્રકટ થયો હોય, તો મેરબાની કરી એ ધુનને કાઢી નાખજો. રંક, શ્રીમંત, પરોપકારી, દ્વેષી, રાજા મહારાજાઓ, પશુ પક્ષીઓ વિગેરેમાં ખાસ તમારોજ આત્મા વિરાજી રહ્યો છે. માત્ર જુદા જુદા મત પ્રમાણે ભંગાણ પડતાં જુદો જુદો જણાય છે. કોઇ વસ્તુથી તમે જુદા નથી અને તમારાથી કોઇ વસ્તુ જુદી નથી, જેને તમે તમારૂં માનો છો તે બીજાનું છે અને બીજાનું માનો છો તે જ્ઞાનની દ્રષ્ટિએ તમારૂં છે. તમારી રીતભાત આવી રીતે મોહ ઉપજાવનારી બને તો બીજાઓ તમારા ચરણમાં પોતાના પ્રાણ આપવા માંડશે. જેમ દરેક ધર્મો એકજ ધર્મમાંથી બન્યા છે તેમ દરેક જીવો પરમાત્મામાંથી પેદા થયા છે, આવી જે સમજણ શકિત એનું નામજ મહાનતા, સર્વ વિદ્યાઓમાં આવી જાતની સમજણ શકિત પહેલો નંબર લે છે. અજ્ઞાનતા નહિ રાખો, અજ્ઞાનતા એ પાપનું બહુજ નજીકનું સગું છે. અજ્ઞાનતા વડે અસંખ્ય મનુષ્યો હાય હાય !! ના શબ્દ વડે પોકાર કરી મુકે છે. જો તમારે ભવરૂપી ભયંકર સમુદ્રમાં તરવું હોય તો જ્ઞાન અને સત્યના આશ્રિત બનો. એ વિના કોઇ બીજો સહીસલામત લઇ જાય એવો સુકાની નથી.

જ્ઞાન પ્રાપ્તિ કરવા માટે દિનપ્રતિદીન મનને શુધ્ધ બનાવવુ જોઇએ. જેનું મન શુધ્ધ છે તેની ઉપાધિ અટકાવવા માટે મહાન્ દેવતાઓ ઉઘાડે પગે હાજર થાય છે. મેંદી જેમ વટાવાથી રંગ પર આવે છે, તેમ મનને કાબુમાં રાખવાથી દયા, ધર્મ, દાન, નીતિ વિગેરે અમુલ્ય કીર્તી રંગ પર આવે છે. તમે જ્યાં સુધી મનને વશ ન કરો ત્યાં સુધી આ સંસાર તમને ભયરૂપ લાગવાનો તમે મનને કાબુમાં નહિં રાખી શકો ત્યાં સુધી આ સ્વર્ગ સમાન લોક તમને નર્ક જેવો જણાશે. જેવો તમારો ભાવ એવોજ સંસારનો દેખાવ. તમારી રહેણી કહેણી સારી નહિં હોવાથી સ્વર્ગ સમાન જગત નર્ક બની ગયું ! તમે જગતને સ્વર્ગ સમાન વર્ણવ્યું હતે તો તમે નર્કના કીડા મટી સ્વર્ગના દેવ બન્યા હતે. તમારા હાથે જગતને નર્ક કહી તમે નર્કના વાસી જેવા બની ગયા. ભલે કોઇ માણસ દેવાલયમાં જઇ ઇશ્વર પ્રાર્થના કરતો હોય,

ગંગામાં સ્નાન કરતો હોય, સવ સદ્‌ગ્રંથો મુખ પાઠે થયેલા હોય; પણ જ્યાં સુધી કોઇ વસ્તુને ખરાબ એ નામનો પ્રત્યય લગાડતો હોય ત્યાં સુધી એની શક્તિ ભક્તિ બધાં નકામાં છે. કોઇ વસ્તુને હલકી નહિં પાડો, દરેક વસ્તુઓમાં ઇશ્વરી તેજ જળહળી રહ્યું છે. દરેક વસ્તુઓ દેવતાઓને વંદન લાયક છે ત્યારે મનુષ્યોમાં સર્વોપરીપણું કાં ન ભોગવતી હોય. તમને ઘણાએક શાસ્ત્રો સમજાવે છે છતાં તમે સમજતા નથી. અને હું કહું છું, તે સત્ય અને તમે કહો છો તે ખોટું એમ કહી માનવા લાયક વાતને જુદી બનાવતાં અચકાતા નથી. એ કેટલું બધું ખોટું ગણાય છે ! એ શું તમે સમજતા નથી ? તમને પ્રભુએ બુદ્ધિ આપી છે, માટે સત્યને માન આપો અને અસત્યને ધુતકારી કાઢો. જંગલમાં, ઉજાડમાં, નદીમાં, સરોવરમાં, સમુદ્રમાં, પહાડમાં એમ જુદી જુદી રીતે અણુઅણુમાં પ્રભુ વાસો કરી રહ્યો છે. એ શું ! તેનાં ઉડતાં રજકણોથી તમે નથી સમજી શક્તા ?

તમે જો પરમાત્માના જુદા જુદા ટુકડા ન કરો તો તમારે મન નંદનવનના મહેલો અને કેદીઓનાં કારાગ્રહો એ બધાં એક સરખાં જણાશે. જે પૃથ્વીના જીવો સત્ય અને દયાથી દરેક બ્રહ્માંડોમાં આવજાવ કરતા; તેમજ જે પૃથ્વીમાં સ્વર્ગ, તપ, જન, સત્ય વિગેરે બ્રહ્માંડના વતનીઓ જન્મ લેવાની ઇચ્છાઓ કર્યા કરે છે તેવાં પવિત્ર લોકને ખરાબ સંબોધન આપનારો મનુષ્ય ઢંગધડા વગરનો હોવો જોઇએ, એમ સાબીત થાય છે. અમે તમને આ બધાં વચનો ડાહ્યા સમજીને કહીએ છીએ, છતાં તમે તમારી કુટેવો નહિં સુધારો તો અમે તમને અર્ધા ગાંડા કહીશું. કારણકે આખો ગાંડો સમજે નહિ માટે ત્યાં અમારી શીખામણો અટકી પડે છે; પરંતુ ડાહ્યા છતાં ન સમજે તો અર્ધા ગાંડા નહિં તો બીજુ શું ? જુઓ કેટલાક લોકો સ્મશાનમાં મુડદાને બળતું જોઇ પોતાના મનને પીગળાવે છે અને જ્યાં સુધી ત્યાં ઉભો હોય ત્યાં સુધીજ એ જ્ઞાનને ટકાવી રાખે છે. જો કાયમ ખાતે એવું જ્ઞાન ટકી રહે તો તો સંપૂર્ણ વીવેકી, જ્ઞાની અને મહાત્મા કહેવામાં કંઇ અડચણ નથી. આવા લોકો પણ ઉપર કહેલા અર્ધા ગાંડા જેવા સમજવા. તેઓને કોઇ એમ પુછે કે ભાઇ ! ફલાણો મરી ગયો ત્યારે તમે બહુ રડતા હતા અને હવે કેમ તેને સંભારતા નથી ? ત્યારે સામો માણસ નક્કી એમજ કહેશે કે ભાઇ ! શું કરીએ "જેનામાં શ્વાસ તેનો નહિં વિશ્વાસ" હંસ ચાલ્યો ગયો એટલે પછી કોઇ કોઇને રાખી મુકે છે ? સંભારે છે ? મનુષ્યે અપરાધકર્યો હોય તો ઠપકો આપવા જવાય છે. પ્રભુને શું કહેવું ? ભાઇ ! રોઇ ધર રાખ્યે છુટકો. દુનીયાની જંજાળમાં પડી મરી ગયું એનો થોડી ઘડીજ કકળાટ ! પેટમાં અનાજ

ગયું એટલે બધું વિસારે પડ્યું. ભાઇ! શોક ક્યાં સુધી કર્યા કરવો. આત્મા ગયો એટલે ખલાસ, આમ કહી તેઓ પોતાનો બચાવ કરે છે, તો મારૂં એના પ્રત્યે એટલુંજ કહેવાનું કે જો તમે આત્મા સાથે સંબંધ રાખનારા હતા, તો તેના ગાલ, કાન, આંખ, હોષ્ટ વિગેરે મોહક વસ્તુઓ પર શા માટે વારી જતા? અગર તો તેની પ્રશંષા કરી શાં સારૂ હેરાન હેરાન થઇ જતા? આત્મા તો અજર અમર છે તો તેને માટે રડી ઝુમીને બીની કરવી એ કયાંનો ન્યાય? જો તમે દેહના સંબંધી હતા તો રડો છો શા માટે? જેનાપર તમને સ્નેહ હતો, જે રૂપ પર તમે ગાંડા ઘેલા થઇ જતા, એજ શરીર તમારી પાસે પડેલું છે. છતાં રડવું કેમ આવે છે? એનાથીજ તમારી અજ્ઞાનતા જાહેરાતમાં આવે છે. જે માણસ આત્મા સાથે સંબંધ રાખનારો છે તે તો કોઇ દિવસ આંખમાંથી અશ્રુઓ પાડતો નથી, કારણ કે તે, જીવને અજર અમર સમજે છે. મરેલાની પાછળ રડી માથાકુટ કરવી એને મુર્ખતા ગણે છે. આત્માંનો સ્નેહ એ ખરો સ્નેહ છે. જેણે આત્માનું અમરત્વ જાણ્યું છે, તે સદાય આનંદી રહે છે. ગમે એવું નજીકનું સગું મરી જાય; તો પણ પોતાનું મુખ પુષ્પની ખીલવણી જેવું રાખે છે.

દેહના સંબંધીને ખરેખર મુર્ખાઓ કહેવા જોઇએ. તેને દેહસાથે પ્રેમ બંધાયો હતો તો શા માટે રમણીય અને પ્રિય દેહને ભસ્મીભૂત કરી આવ્યા? આથી તેનો સ્નેહ ગોટાળા ભર્યો અને બીજાઓને વિટંબણામાં નાખવાવાળો છે. આ અગણિત શોકમાં ગરકાવ થયેલા અને મરી ગયેલાની પાછળ માથું કુટનારાનો ભાવાર્થ તમે શમજ્યા હશો! તેઓનું રડવુ એટલા માટે હોય છે કે એ દેહ અને રમણીય મુખ તેમજ મીઠી મીઠી વાણી હવે તેના પરિચયમાં નથી આવવાની! હવે એ શરીરે તેનો સદાયને માટે ત્યાગ કરેલો છે. એથી એ પોતાના પુત્ર, સ્ત્રી કે ભાઇ, બાપની પાછળ માથાં પછાડતા રહે છે; તેઓને હું સત્ય પ્રેમ કરનારા નહિં કહું કારણ કે જો સત્ય પ્રેમ હોય તો તેના વ્હાલા પ્રિય જનનું મરણ સાંભળી શા માટે જીવ ન નીકળી ગયો? પણ માત્ર બનાવટી પ્યાર કરનારામાં તેઓનો નંબર ગોઠવાયો છે. જો તમારો ખરો સ્નેહ હોય તો તમે ફરહાદ અને શીરીનની માફક કેમ ન પ્રશંષા મેળવી? અગર તો દશરથની જેમ કેમ પુત્રના વિયોગે પ્રાણ તજવાની વાર્તા માળામાં ન નોંધાયા? લયલી અને મજનુની માફક કેમ મરણના સમાચાર સાંભળી જીવ નીકળી નથી જતો? આજ આપણામાં ખામી છે. માત્ર ઉપર ચળીઓ રૂદનનો ઢોંગ કરી ઘડી બે ઘડી કાલા બોબડા શબ્દોનો

દેખાવ કરી દુનીયાના દરેક માણુસને ઠગીએ છીએ. જ્યાં આત્માની ઐક્યતા છે. ત્યાં શોક કરવા પણું કયાં છે? જો તમારો આત્મા હયાત છે તો મરી ઠરી ગયેલાનો આત્મા કયાં તમારાથી જુદો પડી ચાલ્યો ગયો છે? માત્ર સમજણુમાં તફાવત હોવાથી એ ભુલ સુધરતી નથી. જો બરાબર ભુલ સુધારવામાં આવે તો હમણું મરણુની પાછળ ભીની થનારી આંખો સુકી થવા લાગે. અને જે જે શોકમાં સ્નાનો કર્યાં તે તે મુર્ખતા ભર્યાં સમજાય. જે પ્રેમી હૃદયનો જીવાત્મા છે તે પોતાની પ્રેમી વસ્તુને કોઇ બીજી રીતે જોઇ શકે છે. એ તેની આંખ વતી જોવામાં આવે તોજ જોઇ શકાય તેમ છે. જે માણુસમાં ખરો પ્રેમાળ સ્વભાવ, પરોપકારવૃત્તિ અને સારા ગુણોનો સમાવેશ નથી હોતો તે માણુસ દુનીયાપરના કોઇપણુ પદાર્થને આકર્ષી લેવાને શક્તિમાન નથી હોઇ શકતો. જે માણુસમાં અરસ પરસ પ્રેમનાં બીજો રોપાયાં હોય, તે માણુસ પોતાના પ્રિયકરના અંતઃકરણમાં પ્રવેશ કરી તેના દેહમાં રહેલી દરેક સ્નાયુઓને ગણી શકે છે. પ્રેમ એક એવી વસ્તુ છે કે જે પ્રેમનો પુજારી બન્યો તેણે આખા જગતને પોતાના સમાન બનાવ્યું છે. રણુયોધ્ધો ભુમીના સ્નેહે પોતાના પ્રાણુની દરકાર નથી કરતો. તેનો ખરેખરો પ્રેમ અને પોતાનું મન લડવા ઉપર લાગેલાં હોય છે. એ વખતે એને નથી સાંભરતાં બાળ બચ્ચાં કે નથી યાદ થતું પોતાના શરીરને સાચવવાનું. એની તો ધૂન માત્ર વિજય મેળવવો અગર તો મરવું કાં મારવું. કારણુ કે એ વખતે એ યોદ્ધાએ પોતાનું મન ખરૂં લડવામાં રોકેલું હોય છે.

એવી રીતે મનરૂપી અશ્વોને રેનવતી પકડી મજબૂત રીતે દરેક કાર્યમાં યોજેલું હોય તો કયું કાર્ય દુર્ઘટ છે? કે તેના તાબામાં ન આવી જાય! જેનું મન દરેક શુભ કાર્યમાં અનેક અનીતિઓને મીજમાનીઓ આપ્યા કરતું હોય તો તમારે નક્કી સમજવું કે તેના બચાવને માટે એકે બારી ખુલ્લી રહેશે નહિં, તમારી દરેક વૃત્તિઓ બીજા સારા કાર્યમાં રોકાયલી હોય અને મન કંઇ જુદા ઘાટ ઘડતું હોય તો એ શુભ કાર્યમાં કંઇને કંઇ આફત આવવાની, મનનો વાસ્તવીક રીતે એવો સ્વભાવ છે કે એ સદાય ખાડામાં નાખવાની કોશીશ કર્યા કરે છે. હવે એ મનને જે આધિન હોય તેની સલામતી શી રીતે ચાહી શકાય? જેમ મન રમાડે તેમ જે રમતો હોય અને અગણીત દુર્ઘટ વાસનાઓમાં રૂંધાયો હોય તે મનુષ્ય ઘણા વખત ઠોકર ખાઇ વારંવાર રૂદન કરે છે. સમુદ્રને પી જવો સારો, પર્વતને ઉખેડવો સ્હેલ; પરંતુ મનને કાબુમાં રાખવું એ સર્વ કરતાં બહાદુરી છે. મનને વશ થયેલો માણુસ એવો તો મોટો રોજગાર લઇ બેઠો છે કે, બીચારાને પારકાની નિંદા કરતા ઘડીની નવરાશ કે

ભાઇની પેદાશ નથી. મન એવું ઉડગણુ જેવું છે કે ક્યાંય સ્થિર બેસતું નથી. ઘડીકમાં પૈસો મળવાથી આનંદ માને છે અને પાછો ગુમ થવાથી લાંબી રાડો પાડી બીજાને ભય ઉપજાવે છે. એવી રીતે અસંખ્ય ઉપાધિઓના સમુહથી બનેલું મન જેમ બાળક ઘડીકમાં હસે અને ઘડીકમાં રડે એમ ચેષ્ટાઓ કર્યા કરે છે. અશુભ કાર્ય કરનારાઓમાં પહેલે નંબરે બહાદુર મન લાખો મહેનતથી બનેલા શુભ કાર્યને એક નજીવી બાબતમાં તિલાંજલી અપાવે છે. મનથી નાચનારા માણસે જો મુએલાની હયાતિમાં પ્રશંસા કરી હતે તો વખતે માણસ પોતાની ભૂલ સુધારી સત્ કાર્યમાં કામે લાગતે પણ તેમ નહિં કરતાં જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી તેની અપકીર્તી ગાયા કરી જ્યારે એ માણસ મરી ગયો ત્યારે ઘેર જઇ તેના ગુણ ગાન ગાનારો મનનો મર્કટ કહો ! કેવું સારૂં કામ કરે છે? અને વખતો વખત બીજા માણસની સાથે તેની અપકીર્તી ગાવામાં ભાગ લે છે એમ દરેક ઠેકાણે રખડનારો જીવ દીવાની જ્યોતની માફક સ્થિર બેસતો નથી.

જેને પરમાત્માએ પૈસો આપ્યો હોય તેણે પૈસાથી અને બુદ્ધિવાન હોય તેણે બુદ્ધિથી મનુષ્ય સેવા કરવાની છે. પરંતુ વાણીનો ગેર ઉપયોગ કરી ઉત્તમ જીંદગીને પારકાના દોષો કાઢવામાં અને તેની નિંદા કરવામાં નહિં વીતાડવી જોઇએ. જેની પાસે પૈસો નથી તેની પાસે વાણીરૂપી ધન હોવાથી તેણે સર્વત્ર જીવોનું સારા અને મધુરા શબ્દો વડે ભલું કરતું ધન કરતાં વચનની કિંમત વધે છે બહાદુરે બાહુ બળથી, યોગિઓએ યોગ બળથી, સ્ત્રીઓએ બાળ શિક્ષણથી અને બાળકોએ ભવિષ્યમાં દેશનાયક થવા માટે સદ્‌વિદ્યા પ્રાપ્ત કરી, દેશસેવા બજાવવાની છે.

જેનામાં શ્વાસોશ્વાસ લેવાની શકિત છે. તેણે તો અવશ્ય ગરીબને દિલાસો આપી, સર્વ જીવો પર સરખો પ્યાર રાખી, દેશ સેવામાં લાગી જવું જોઇએ છે. ગરીબ ગરીબના પ્રમાણમાં અને શ્રીમંત શ્રીમંતાઇના પ્રમાણમાં દેશ સેવાને લાયક છે. આપણે ગરીબ અને બળહીન મનુષ્યો તરફ દેશ સેવાની આશા રાખી શકતા નથી એ બહુજ ભુલ કરીએ છીએ. કોઇ દિવસ તેના પર કુદરત એવી સત્તા ઢોળશે કે તેની ગોદમાં દરેક શુરવીર મનુષ્યોને છુપાવું પડશે. એટલા માટેજ સજ્જન પુરૂષો ગરીબ પ્રત્યે દયા ભાવ રાખી તેના હાથમાં ખોરાક આપી રડતાંને છાનાં રાખવાનું કહે છે. તમે ગરીબને ટુકડો આપી કંઇ કાર્ય કરવાનું સુચવશો તો એ રંક પ્રાણી એક ટાઢા ટુકડાના બદલામાં એવું તો તમારૂં કામ કરશે કે એવું કાર્ય એણે પોતાની જીંદગી સુધારવામાં નહિં કર્યું હોય. તમારે ગરીબો તરફ જોઇ મુખ નહિં મરડવું જોઇએ. તમે ધનવાન છતાં ગરીબની દાઝ નહિં હોલવો અને ઝખમી થયેલા ભુખ્યા પેટપર

પાટા નહિં બાંધો તો એ પાપની પ્રચંડ અગ્નિ તમારી દરેક સ્નાયુઓને શંઢ પણાનો આશ્રય લેવરાવશે. તમે પૈસા આપી તમારી આત્મશ્લાઘા કરાવા માગો છો, ત્યારે પ્રશંષા અને પુણ્ય એ જેમાંથી બંને વસ્તુ મળે એમ છે, એવા ગરીબના મુખપર કાં નથી ટુકડો મુકતા? જે માણુસ પોતાની પ્રશંષા કરાવવા માટે ખાસ ઇરાદા પૂર્વક કવીઓને આંગણે બેસાડી અતીશ્યોકિત ભરેલાં ગીતો ગવરાવે છે તેના જેવી મશ્કરીની મુર્તી મેં કયાંય જોઇ નથી. તમારે શ્વાનની માફક ઘેર ઘેર લાકડીઓના માર ખાવા હોય, ગધેડાની પેઠે રાખમાં આળોટી કુંભારના હાથના દંડા ખાવા હોય, તો તમને તમારી પ્રશંષા કરાવવાની છુટ છે. કારણ કે સજ્જન પુરૂષો કોઇ દિવસ પોતાના મોઢે પોતાનાં વખાણ કરતા નથી. કારણ કે પોતાની મોટાઇ ગાવી તેના જેવી એકે બીજી પાતકની રૂઢી નથી, પરજન પાસે પોતાના ગુણ ગવરાવવાથી માણુસ દુનીયાની આગળ મશ્કરી રૂપ મનાય છે. પ્રશંષા એ બુદ્ધિ અને ધન વિનાશક એક જાતનો ખુશામતી પવન છે. એ ઝેરી પવન જેને લાગ્યો તેની કમબખ્તી સમજવી. જેને વગર પૈસે અને કલંકીત થયા વગર સ્હેલાઇથી, બહાદુરી બતાવ્યા સિવાય, પોતાની કીર્તી સાંભળવી હોય તો તેણે બીજાના સદ્‌ગુણો શોધી તેની પ્રશંષામાં લાગી જવું. તમે બીજાના ગુણો ગાવા માંડશો, ત્યારે સામાને તમારી પ્રશંષા કર્યાવિના છુટકો નથી. મેધભલે ધણાં વર્ષ સુધી પોતાની વરસવાની શકિત ભુલી જાય, સુર્ય પ્રકાશ આપવો ભલે બંધ કરે; પણ તમારે પરોપકારી માણુસનું સ્મરણ મગજમાંથી ગુમ થવા દેવું નહિં. એથી સામો માણુસ તમારા બુદ્ધિ બળનાં, જગતને પ્રિય થનાર મીઠી વાણીનાં, પારકાનું ભલું કરવા વિષેનાં, એટલાં બધાં તો વખાણ કરશે કે એ પ્રશંષા સાંભળતાંની વાર રંક, શ્રીમંત તેમજ રાજા મહારાજાઓ આભા બની જશે. તમારા અંતઃકરણમાં દયા, નીતિ, પરોપકાર આદિક શુભ કર્મો ઘર કરી જાય તો પરમાત્માની શી સત્તા છે? કે તમારા પ્રત્યે કંજુસાઇ કરે! પહેલેથી છેલે સુધી તમારી ભાવના એવીને એવી શુદ્ધ હોય તો તમારા આચરણથી મોટા મોટા દેવતાઓ આશ્ચર્ય પામે. ઉંચ વિચારો અને મનની ઉમદા લાગણીઓમાં સર્વ શાસ્ત્રો અને સર્વ સદ્‌ગુણોનો સમાવેશ થયેલો છે. અને એનાથીજ ખરી તથા ખોટી વસ્તુઓનું જ્ઞાન થાય છે.

જ્યારે સ્થિર મન કરી આપણે વિચારોનો ચોપડો ઉઘેલ્યો હોય ત્યારેજ ખરા અને ખોટા વિષયોનું જમા અને ઉધાર પાનું નજરે પડે છે. જેનામાં સત્ય અને અસત્ય, નીતિ અને અનીતિ, પાપ અને પુણ્ય, ધર્મ અને અધર્મ વિગેરેનું જ્ઞાન હોય છે તે માણુસ કોઇ દિવસ બીજાના દોષો જોવા એ વિષેની ખરા અને ખોટા બાબતની

તપાસણી કરવાની વિવેક બુદ્ધિનો લોપ થવા દેતા નથી. જેનામાં સદ્‌બુદ્ધિનાં લક્ષણો હોય તે બીજા જીવોપર અસત્ય આક્ષેપો કરનારા એવા રોજગારને પસંદ કરતા નથી; પરંતુ કેટલાક અજ્ઞાન લોકો પોતાના મનથી પવિત્ર અને અંદરથી મલીન સ્વભાવના હોઇ એવો તો મહાનતાનો ડોળ કરે છે કે કેમ! પોતાના શરીરમાંથી સત્ય જન્મ પામ્યું હોય. અને વાત વાતમાં અભિમાનમાં આવી જઇ ગરીબ માણુસને એવો તો ધમકાવે છે કે હરામખોર! અમે શું તારા જેવા છીએ? તારા અંગપરના જુનાં અને ફાટી ગયેલાં કપડાં તો જો અને અમારા શરીર પરનાં રેશમી વસ્ત્રો તપાસ? તારાં કંઠમાં કાષ્ટની માળાપણ નથી અમારા ગળામાં સુવર્ણના હારો પરીપૂર્ણ ભરેલા છે. માટે ચાલ! અહિંથી! ના લાયક! અમે શું અમારા હોદ્દાના પ્રમાણુમાં તારી સાથે વાત ચીત કરવાને લાયક છીએ? એમ કહી ગાંડાની માફક ડોલતા ડોલતા ચાલ્યા જાય છે. કહો? આનાથી બીજી કઇ અધમતા? જે માણુસ ગુણીઅલ અને બાપ દાદાથી ધનાઢયના નામથી ઓળખાતા હોય, તે આમ બોલી જતા નથી; તેને કોઇ ખરાબ માણુસ બેત્રણ ખરાબ વચનો સંભળાવી દે તો પણ ઉલટા રીસને બદલે હર્ષ પામી ચાલ્યા જાય છે. પરંતુ જેને ભુખે મરતાં અને ઘેર ઘેર ટુકડા માગી ખાતાં ખાતાં પાંચ પૈસા થયેલા હોય, તે નાના મગજમાં ખાનદાની ન સમાવાથી ફાટી ગયેલ ખોપરીવાળા, પોતાના ધન માલનો ગર્વ કરી, બિચારા ગરીબોને સતાવે છે. તેઓ જો પૂર્વની સ્થિતિનો વિચાર કરે તો પોતાના ઘર બહાર તેણે ન નીકળવું જોઇએ. તો પણ હાલ આવું ને આવું ઠારોઠાર બને છે. દરેક માણુસને પોતાના અવગુણો સુધારવાનો વખત નથી મળતો પણ બીજાના દોષો શોધી કાઢવાનો સમય કોણુ જાણે ક્યાંથી મળે છે? એ કાંઇ સમજાતું નથી. હલકા માણુસ કરતાં આપણે વધારે હલકા હોઇએ અગર તો તેઓ જે અનીતિ ભર્યું કાર્ય કરતા હોય તેનાં કરતાં આપણે ડબલ ઝડપથી અને બમણી અનીતિવાળું કામ કરતા હોઇએ; તો પણ આપણે આપણા દોષને દબાવી બીજાની ભૂલને મેદાનમાં મુકશું. દ્રષ્ટાંત તરીકે પતંગને રૂપ ઉપર મરી પડનાર, ચકોર અને ચકવાને ચંદ્ર અને સૂર્યની પાછળ ઘેલા ફરનાર, ભ્રમરને પુષ્પ પર મરનાર, હારલ પક્ષીને લાકડાના કકડા સાથે પ્રેમાધિન વિગેરે દાખલાઓ આપી આપણે તેને ગાંડા ગણીએ છીએ. તો આપણે તેનાથી કયાં ઉતરીએ એવા છીએ. જુઓ આપણે શા માટે સવારમાં વ્હેલા ઉઠી સુર્યના પ્રકાશની રાહ જોઇએ છીએ? શા માટે સ્વરૂપવાન સ્રીની પાછળ પાછળ વાંદરાએ દારૂ પીધો હોય તેમ

રખડીએ છીએ? તેજસ્વી ખનખનાટ કરતી સોના મહોરો જોઇ શા માટે મુખ ફાડીએ છીએ? પારકાની સમૃદ્ધિ તેમજ ગગન ચુંબિત ભવ્ય મકાનો નિરખી કેમ પાઘડી પડી જાય તો પણ ઉંચું જોવાય છે? શા માટે બગીચાઓમાં મધુરરાગી પક્ષીઓના કલરવથી આનંદ પામી, સુગંધી પુષ્પોની હવાથી આભા બની, દાંતમાં આંગળી નાખી ઝોકાં ખાવા માંડીએ છીએ? એથી શું! પારકાના દોષ જોનારાઓને યોગ્ય છે? કે મુઢ પશુ પક્ષીઓ તરફના નહિં એવા દોષોને પોતાના પ્રબળ દોષોની આગળ વધારે પ્રબળ સમજી કટાક્ષ કરે છે. ખરેખર આ જગતના મનુષ્યોનો શું સ્વભાવ હશે? કે ગરીબની ગરદન દબાવી પોતાના અવગુણને ગુણના રૂપમાં ગવરાવવા અને તેના ગુણને અવગુણના રૂપમાં ગાવા. તેઓ એમ નહિં સમજતા હોય! કે આખી દુનીયા રૂપની એટલે તેજ–પ્રકાશની આગળ ઘેલી છે.

ડાહ્યા પુરૂષો કોઇ માણસની નિંદામાં પોતાનું સાર્થક સમજતા નથી પોતાનામાં કેટલી ભૂલો છે? એનો તપાસ કરી તે કેમ સુધરે એને માટે કામે લાગેલા હોય છે. તેવા વિવકી ગુણના ભંડાર, દેશના માટે સર્વસ્વ આપી દેનાર, સમદષ્ટિ સજ્જનોનો સમાગમ એક આશીર્વાદ રૂપ છે. તેના ચરણ સ્પર્શ કોઇપણ સ્થાનને પાવનકારી છે. તેની દેશના રક્ષણાર્થે હર્ષભરી આતુરતા, નિસ્વાર્થતા, સહનશીલતા, મધુર અને નમ્રવાણી આદિક સદ્‌ગુણો તેના જીવનની પ્રશંષા માટે અને સર્વના લાભાર્થે બહુજ અગત્યના છે. તેમની દેશ પરત્વે ઉત્કંઠા, આત્માની અનંત શક્તિ આ બધું જો વિચારીએ તો તેની સત્તાનો પ્રત્યક્ષ પુરાવો છે. વખતો વખત પોતે બંધન સહન કરે છે. શરીરને કસોટીમાં નાખે છે. દેહના ટુકડે ટુકડા થાય તો હરકત નહિં પણ બીજાનું દુઃખ જોઇ નાશી જવું એ તેનાથી બનતું નથી. દુનીયાનાં બંધનો વિદારવા, ધર્મનું રક્ષણ કરવા એ હરવખત પોતાનો ચમત્કારી સત્યમય પ્રયોગ શરૂ કરે છે. તેઓ નીરાંતે ઉંઘતા નથી, પેટપુરતું જમતા નથી, ગમે એવું સંકટ આવે તો પણ લોકોનું દુઃખ નિવાર્યા પછી વિશ્રાંતિ લે છે. તેની દયાળુ વૃત્તિ, મનની શુદ્ધતા, સાગરના જેવાં અગાધ છે. તેના મનોબળના પ્રતાપે અસંખ્ય મનુષ્યો ટટાર ઉભાં રહે છે. સર્વમાં પરોપકાર વૃત્તિ જાગ્રત થાય છે. પોતાની રંકતાને ધિક્કારી મહાનતાને સમજવા શીખી સર્વ તરફ આદરભાવ ઉત્પન્ન કરવાનું શિક્ષણ લે છે.

જુઓ! પરમાત્મા મહામહેનતે કરેલી સેવાનું ફળ લાંબે સમયે આપે છે; પણ એ સજ્જન પુરૂષ તો સહજ વારમાં આખા જગતને પાવન કરે છે. મહાન્ ઉપાધિઓની સાથે અંતઃકરણમાં ચાલતા તર્ક વિતર્કના સંગ્રામોને એક પળવારમાં ફના કરે છે. તેનાથી પરમાત્મા સંકટે

સંહારવામાં વધે કે કેમ? એની શંકા છે. તેનામાં દયા, નીતિ અને સદ્‌ગુણોની એટલી બધી તો લાગણી હોય છે કે તેની પરિશ્રમ ભરેલી કાર્ય સિદ્ધિમાં આખું જગત આનંદ કરે છે. કહેવત છે કે રંકો વધી જાય છે, ત્યારે દૈવ તેની તરફ દયા ભાવ ખાવામાં કંટાળો બતાવે છે, પરંતુ એ મહાપુરૂષો રંકનાં દુઃખો જોઇ ગળગળા બની વખતે રૂદન પણ કરે છે. અને રંકો તરફ દયાળું વૃત્તિ દરસાવી સંકટના મહાસાગરમાંથી બચાવી એવી તો વિજય પતાકા જીતે છે, કે એ નરવીરની કુશળતા જોઇ મહાન્ દેવતાઓ સ્તબ્ધ બની જાય છે. તેઓ વારેવારે નીતિને અંધારે પુરાયલી જોઇ, અજવાળામાં લાવવા મથે છે. શાંતિ, અહિંસા અને અનિતીને નીતિના રૂપમાં લાવી, દુનીયામાં ઐક્યતાનાં ઉંડાં મુળો રોપી, નિર્મળ પ્રેમ ભર્યો અજબ ખેલ કરી બતાવે છે. વિધાતા ભૂલી જાય, રાજા મહારાજાઓ અને સમગ્ર પ્રજા દિવસમાં દશ દશ ભૂલો કરે પણ મહાત્મા પુરૂષો તો કોઇ દિવસ ભૂલ કરે એવું જાણ્યું નથી. કારણ કે તેઓ દીર્ઘદૃષ્ટિવાળું કાર્ય કરતા હોવાથી ભૂલ થવી એ અસંભવીત છે. તેની કાર્યક્રમની નિપુણતા, અગમ્ય રચના ખરેખર વંદનીય છે. સુખકર કલ્યાણકર અને સર્વ સગવડોને પહોંચી વળે એવી તેની માર્ગ દર્શક બુદ્ધિ કષ્ટની ભયંકર કોટીઓમાંથી પસાર કરાવી, જે ધારેલે સ્થળે લઇ જાય છે એજ અમને હેરત પમાડે છે. અત્યંત વિવિધ રચનાઓ રચીને જે પામર મનુષ્યને નિર્ભય સ્થળે લઇ જવાની કોશિશ કરે છે. તેવી સમસ્ત વિશ્વની અસલ સુખમય પ્રતિમાને પરમાત્માએ ભલે અમારી શીરતાજ બનાવી! મહાત્મા પુરૂષોના સિદ્ધાંત, આજ્ઞા અને ઇચ્છા એટલાં બધાંતો હિતકર છે કે એના પર આખું જગત ગાંડુ ઘેલું થઇ જાય છે. દુઃખ સહન કરવાની, આત્મ બળીદાન આપવાની અને સુખ-શાંતિ જેમાંથી પેદા થાય છે એવી સર્વત્ર મહાન્ શક્તિઓ એ દેવના, દેવના હૃદયમાંથી સ્ફુરે છે. અને ભવીષ્યના કાળા અંધકારને નસાડી પ્રાતઃકાલે ઉગતા બાલ રવિનાં જેવા સુંદર જમાનાનાં દર્શન કરાવે છે. પોતાના સત્ય વચનને વળગી રહી, માત્ર એનાથી થતા લાભમાં આનંદ માની, એક મોટા શ્રીમંતના જેવી જીંદગી ગુજારે છે; પરંતુ અસત્યથી મળતા રાજ્ય વૈભવને ધુતકારી દુઃખ મળતું હોય તો ભલે મળે પણ જન સમુહના દુઃખની ધોંસરી ખાંધે ધારી દુઃખને સમુદ્રમાં નાખનારા ખરેખર વિરલાજનો અમારા શીરતાજ છે.

જગતમાં કેટલાંક મનુષ્યો મરણ પર્યંત અજાણ્યુ રહી જાય છે. તેનું કારણ એ છે કે તેણે કોઇ કાર્ય જન સમાજના ભલા માટે કરેલું હોતું નથી. તેમ ન હોય તો બીજાં ખ્યાતિ પામેલા નરવીરોની વાર્તામાળામાં કેમ તેનું નામ આવતું નથી. અકબરે ઉદ્યોગને માન આપવા માટે આખું

મીના બજાર ખોલ્યું હતું, અને સ્ત્રીઓના અંકમાં બાળકો ઉછરતાં હોવાથી પહેલાં પ્રથમ તેને વિદ્યા ઉદ્યોગમાં હુશીયાર બનાવવી જોઇએ કે તેના ખોળામાં રમનારાં સંતાનો અત્યંત કુશળ બને. દુનીયા ભલે તેને ગમે એવા રૂપમાં લાવી મૂકે, અમે તો વિદ્યા હુન્નરને નામે ઉત્કંઠા દરસાવનારને પહેલા નંબરના દેશભક્ત કહીશું, આપણે મનુષ્ય વ્યક્તિ કહેવાયા પછી જો જન સમાજનું ભલું ન કરી શકીએ તો આપણી વિદ્વતા, સત્તા કે બહાદુરી, આપણને મનુષ્ય નથી કહેવરાવતી. કોઇ માણસને આપણા જીવનમાં રસ ન પડે, ત્યારે ન કામા ગણાતા મનુષ્ય કલેવરને અને ચલન વલન કરતી ગરમ સ્નાયુઓને, તેમજ ઘરમાં ભરેલી અઢળક ધન દોલતને શું! સળગાવી દેવી હતી? પોતાના ધર્મની ખાતર, પોતાના દેશને માટે, આપણી સર્વસ્વ વસ્તુઓને બધા ભાઇઓ ઉપયોગમાં લે તેમ પ્રદર્શનમાં ખુલી મુકવાની છે. પારસીઓએ પોતાના ધર્મને માટે પોતાનું વ્હાલું વતન ઇરાન તજ્યું. જે મનુષ્યો જીવ જતાં સુધી પોતાનો સુધર્મ તજી અધર્મના તાજની આગળ ધુંટણી એ પડતા નથી તે માનવ-જાતીના શીરતાજ છે. એવા માણસો દુઃખીને દિલાસો દઇ, તેઓના નાવને દુઃખના મહાસમુદ્રમાંથી પેલે પાર ઉતારે છે. જે માણસ ગરીબો, તેમજ દયાવાન અને સજ્જન પુરૂષોનાં દીલ દુભાવે છે. તેની બ્હોળી સત્તાની પાખંડી પાંખો એક સહજ વારમાં કપાઇ જવાની, એમ અમારો અનુભવી આત્મા સાક્ષી પુરે છે. એવા બળીયા લોકો એમ સમજે છે કે આપણી સત્તા સ્થિર સ્થાયી રહેશે. તેઓ એમ નથી સમજતા કે જે ભુમંડળ પર તું છે તે ભુમંડળ નથી રહેવાનું, ત્યારે એ ભુમીમાંથી ઉત્પન્ન થયેલો સુખનો સમુહ તે કયાં સુધી ટકી રહેશે. મોટામાં મોટી શહેન શાહતો ઘણી એક ફના થઇ ગઇ કેટલીક નષ્ટ થયે એટલાં બધાં વર્ષ થઇ ગયાં કે જેનું નામ પણ કોઇને આવડતું નથી, તો પછી તારી શહેનશાહત ક્યાં સુધી રહેવાની હતી. જે રસ્તે બીજી શહેનશાહતો ગઇ એજ રસ્તો તારી શહેનશાહત પકડશે. ભાઇ! અંધારૂં થતું હોય તો અજવાળા માટે અને અજવાળું થતું હોય તો અંધારાને માટે એમાં જરાપણ શક નથી. સુખની પાછળ દુઃખ અને ચડતીની પાછળ પડતી તેમજ દિવસની પાછળ રાત્રી એમ અરસપરસ એકાબીજાની હરિફાઇમાં ઉતરે છે. ત્યાં આપણું અભિમાન, આપણું સ્થિર સ્થાયીપણું, શી રીતે સંભવે? જ્યાં એ કુદરતનો સ્વભાવ ઠર્યો એનું ઔષધ શું? જો સુખો કાયમ ખાતે ટકાવી રાખવાં હોય તો તમારે નીતિથી ચાલવુ પડશે, અને તેને અંગે થતી અસંખ્ય દુઃખોની જાળમાં સપડાવું પડશે. સુખ, દુઃખને અમ ભાગે છે. બાળકને જ્યારે દાંત આવે છે ત્યારે એ દાંત તેને બહુજ કષ્ટપણે પ્રાપ્ત થાય છે. ત્યારે એ જાતજાતની ચીજો ખાવાને ભાગ્યશાળી બને છે.

વિક્રમ જીવના જોખમે લડાઇમાં ઉતરવાથી સવંતૂ ચલાવી શક્યો. શાલીવાહન શક પ્રવર્તાવતાં મરતાં મરતાં બચ્યો હતો. માટે ખરૂં સુખ અને કીર્તી દુઃખમાં પસાર થયા વિના પ્રાપ્ત થાય તેમ નથી. તમે પ્રયાસથી ઢગલા મોઢે સુખ મેળવી શકો તેમ છો. જેઓ સુખને માટે અને કાયમ સુકીર્તી નિભાવવા સારૂ, રાત્રિ દિવસ મથ્યા કરે છે તેના પ્રત્યે અમારી બે હાથ જોડી અરજ છે કે તેણે પોતાના આત્માને અનીતિમય કાર્યોથી ઘણો દુર રાખવો. કારણ કે દેહમાં રહેલો નારાયણ એથી અતીશય દુભાય છે. નીતીને છોડી અનીતિઓને માન આપવાથી ક્રુર શક્તિઓ પોતાનો વિજ્ય થયો સમજે છે. એથી આપણે સમજવું ઘટે છે કે આપણાં દરેક કાર્યો નીતિથી ઉછરેલાં હોવાં જોઇએ. કે જેનાથી લુચ્ચાઓ આનંદ માની નાચતા કુદતા અટકે. તમારી પ્રસિદ્ધિ માટે અને જનસમુહની પ્રીતિ મેળવવા સારૂ, તમારે જીવના જોખમે જગતના કલ્યાણાર્થે તમારા દેહને ઝંપલાવવો પડશે. જુઓ ગમે તેવી હોનારત હોય તો પણ પોતે મરી બીજાને બચાવનાર તરીકે બહાર પડનારા દયાળું જીવો મહાત્માના નામથી ઓળખાય છે. અને એમાંજ પોતાની સિદ્ધિ સમજે છે. દીન તરફ દયા, બીજાનાં અંતઃકરણ દુભાતાં જોઇ પોતાના દિલને ઝખમી કરનાર, સુકીર્તીના લાલચુ, વીરપુરૂષોનું શુભ જીવન એક જગતને બોધ માટે બહુજ અચ્છો નમુનો છે. જે મનુષ્ય પોતાની જીંદગીમાં સારાં કૃત્યોને ગુમાવી ખરાબ રહેણી કહેણીને પસંદ કરે છે તે બંધા કરતાં હલકો છે.

મનુષ્યે દીનપ્રતિદીન ખરાબ સ્વભાવને તજી, સારા સ્વભાવમાં વધારો કરવાનો છે. અસંખ્ય વિટંબણાઓમાં કાં નથી આવવું પડતું ! જીવ કાં નથી ચાલ્યો જતો પરંતુ સદ્દગુણોની શોધ સમુદ્રને તળીએથી પણ કરવાની છે. કોલંબસે ભૂખ તરસ વેઠી છેવટ ખલાસીઓ તેને પાણીમાં નાખી દેવાની તૈયારીમાં હતા તો પણ હિંમત નહિ હારતાં અમેરિકા ખંડ શોધી કાઢ્યો. તેમ તમારા સાધેલા કાર્યનો કિનારો ન હોય તો જ્યારે કિનારો હાથ લાગે ત્યારેજ પાછા ફરજો. નહિંતર તમારી મુશ્કેલીઓ તમને દબાવી મારશે અને જગતની દૃષ્ટિએ બહાદુર શાણા વિગેરે મટી જઇને એક નિર્માલ્ય તરીકે ગણાશો. વિચારો તો કાર્ય સાધનારાઓને દુઃખ અને ઉપાધિઓ તો પહેલેથીજ લખાએલાં હોય છે. માટે એ સારૂ તેમાંથી બચવાને દરેક માણસે પ્રયત્નશાળી બનવું જોઇએ છે. દુઃખની સામા ન થઇએ અને ગાડરની જેમ ગરીબડા થઇ બેસી રહીએ તો એમાંથી મનુષ્યની કીંમત ઘટે છે. એથી સદ્દગુણ, અવગુણનું રૂપ પકડે છે. જીવન મૃત્યુ સમ બની જાય છે. જેની પાસે જીવનની કિંમત છે, તેની આગળ સાર્વભોમનું મહાન્ રાજ્ય તૃણવત છે. તેની આગળ ગવૈયાનાં ગાન, વાજીંત્રોના મધુર નાદો, નૃતિકાઓનો નાચ

વિગેરે માયાવી રંગથી રંગેલા ચિત્રો બરાબર છે. સમસ્ત વિશ્વની પ્રકૃતિઓની સામે તેની લડાઇ થાય છે. એ વખતે પોતે તેનાથી હાર થશે તો મને જગત રહેવાની જગ્યા આપશે નહિં. એમ ધારી માનવ જન્મનું મ્હોટામાં મોટું અપમાન દુર કરવા માટે માથું ઉઘાડું મુકી પછી તો જ્યાં અનીતિ ભાળે ત્યાં જંગ કરવાને ઘુસી જાય છે. ફતેહની લાલસાએ વિજય માળાની આશાએ, એક તરફ જગત અને એક બાજુ પોતે એમ ધર્મનો સિદ્ધાંત ખરો કરવા માટે આખા વિશ્વની સામે પણ વિગ્રહ કરવાનો સમય લાવી મૂકે છે. ભલે તમારે સમસ્ત જગતનાં દુઃખોમાંથી પસાર થવું પડે, લાભ હાનીનો હિસાબ ભલે અહિંને અહિં પતી જાય, જોગવર નાડીઓ ભલે અશક્ત બને, પરંતુ તમે વિધિના સખ્ત હાથે ઘડાયલા છો હિંમત નહિં હારો. આળસુ પણું તજો, તમારો ઉંઘવાનો અવસર ચાલ્યો ગયો છે, હવે તમારા જાગવાના દિવસો આવ્યા છે, માટે ધ્રુવના તારાની જેમ અચળ અને વજ્રથી મજબુત બની, ઘોર અનીતિના અંધકારમાંથી નીતિને હાથ કરો. તમે નિર્મળ થઇ ધર્મની સપાટ ભુમીમાં ઉભા રહેશો તો તમારી શક્તિથી અનંત કાળની અનીતિ નાશ પામશે અને તમારો ધર્મ આખા જગતના લોકોને તેજસ્વી નીતિ, અરૂણના રશ્મીઓમાં સ્નાન કરાવશે. સુધર્મને પંથે પડતાં કદાચને તમે પાછળ રહી ગયા હશો તો તમારાં સર્વ સંકટોને દાબી દઇ ધર્મ તમારી રાહ જોશે. અને એમ પૃથ્વીના છેડા સુધી તમારી આગળને આગળ ચાલી એ ધર્મ તમારી કીર્તિમાં નવનવો વધારો કરશે.

ભોજ રાજા પોતાનું જીવન નિતિમય ગાળતો હતો અને પ્રજાને સુખી કરી આદર સત્કારથી સંતોષતો હતો. પોતની સભામાં ઘણા એક કવીઓ રાખી વિદ્યા ઉદ્યોગનો રાજ્યમાં વધારો થાય તે માટે કવીઓ અને ઉદ્યોગશાસ્ત્રીઓનો બ્હોળો ખર્ચ નિભાવતો હતો. એક વખત એક કવી નવો શ્લોક. બનાવીને લાવ્યો તેને સવા લાખ સોના મહોર આપી હતી. આ ઉપરથી તમે સમજ્યા હશો કે આવા મહાન્ વિદ્વાન નૃપતિના રાજ્યમાં વિદ્યા હુન્નર કેવાં હશે? જ્યાં નવીન વિદ્વતા ભર્યા પ્રયોગોમાં દરેકને વિદ્યા હુન્નરમાં બ્હોળા પ્રમાણમાં ધાર્યા બહાર ઇનામો મળ્યાં રહે તો એવો કયો આળસુ હોય? કે ઇનામ લેવાને માટે પોતાની મગજ શક્તિને કેળવી પહેલો નબંર ન મેળવે. ભોજ, અકબર, વિક્રમ વિગેરે રાજેન્દ્રો કીર્તીના સ્વામી હોઇ અમારા વિદ્યા હુન્નરના મહાન્ નેતાઓ છે. તે રૈયતને ઉદ્યોગ શાળી બનાવતા અને ગરીબોને મદદ આપી કાર્યમાં ફતેહ મળે તે માટે અગાઉથી ઇનામો આપતા. ખરેખર આવા રાજાઓ ઇશ્વર તુલ્ય કહીએ તો અયોગ્ય નહિં ગણાય. પરોપકારને માટે જગત જનની ગંગાજી બ્રહ્મ લોકમાંથી મૃત્યુ લોકમાં

આવી અને ઉંચ છતાં લોકસેવાને ઉત્તમ માની, તેમ તમે તમારી મોટાઇ છોડી, જનસમુહના લાભાર્થે મહેનત કરવા માંડો તો તમારા દરેક સદ્ગુણો વૃધ્ધિ પામી સત્ કાર્ય રૂપ નિવડશે. તમે દુઃખ પામો પણ બીજાને દુઃખ ન આપો. તમે પોતે નુકશાન સહન કરો પણ બીજાને ન દુભાવો. કોઇ મારે તેને મારવું એ એક જાતનો બદલો કહેવાય માટે બદલો લેવાનો સ્વભાવ તમે પશુઓ પાસેથી છીનવી ન લ્યો. શીંગડું માર્યું તેને શીંગડા વતી ન મારવો જોઇએ, તેને હાથ ફેરવી પીઠ થાબડી મીઠી વાણીથી બોલાવશો તો એ તમારૂં થઇ જશે. તમને જોઇ પોતાની પ્રેમાળ આંખો ટકાવી રાખશે. જ્યારે અજ્ઞાન પ્રાણીઓ આવી રીતે સારૂં અને ખરાબ પ્રિય અને અપ્રિય સમજે છે, ત્યારે જ્ઞાનવાન મનુષ્ય કેમ નહિં સમજે? તમારી દયાભરી વર્તણુંક વિજયને આપવા વાળી છે, તમારી સંપુર્ણ શક્તિનો ઉપયોગ સમસ્ત જગતને કરવા દ્યો પછી તો ભલે દેવનાં સંતાન હોય કે દાનવનાં હોય, ઉચ્ચતમ ભાવનાવાળા મનુષ્યને કોઇ શત્રુ કે મિત્ર હોતું નથી, આખું જગત તેનું છે અને તે જગતનો છે, જે જીવ દુનીયાનાં બધાં મનુષ્યોને ભાઈ બ્હેન તરીકે સમજે છે તેજ આધ્યાત્મિક પ્રગતિવાળો કહેવાય. પોતે ઠગારામાં, લુચ્ચામાં ન ખપે એટલા માટે ડાહ્યો માણસ તરવારની ધાર જેવો વિકટ ધર્મ નિભાવ્યે જાય છે. દુનીયાના વાતાવરણથી બચવું જેવું મુશ્કેલ છે, તેવુંજ નિતીવાનોને અનીતિ ન ધુસી જાય એવા ભયથી કાર્ય કરવું એ દુર્ઘટ છે તેને ડગલે ડગલે ભય લાગે છે કે રખેને મારી ભુલથી ધર્મને બદલે અધર્મ ઘર કરે. જે પુરૂષો હર વખત દરેક કાર્યમાં ભુલ કરી પોતાના આચરણની દરકાર નહિં રાખતાં કઢંગી રીતે પોતાનું જીવન વીતાડે છે, તેને નથી હોતો ભય પરમાત્માનો કે નથી હોતો કોઇપણ સંસારી મનુષ્યનો.

નીતિ રીતીવાળા, કોમળ હ્રદયના, દયાવાન, ધીરવીર પુરૂષો આખા જગતનાં મનુષ્યોને જાગૃત કરે છે તેના સદ્ગુણને લઇને સર્વત્ર જીવો પર તેનો કાબુ હોય છે. એવા પુરૂષો ધર્મના નેતા તરીકે બહાર પડી સ્ત્રી, પુત્ર, ધન, રાજ્ય, દૌલત વિગેરે વૈભવો તજી અને દુનીયાના સમસ્ત લોકના ભલા માટે મેદાન પડેલા છે, તેમજ લાખો જનસમુહમાં અગ્રસ્થાને ગણાયલા મહાત્મા પુરૂષોની પદવી દરેક મનુષ્યોને ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવે છે, એવા નરવીરનો આત્મા દુનીયાના બધા આત્માનો પોશક અને પિતા છે. જેને જેને આમાં અસત્ય જણાતું હોય તેણે મહેરબાની કરી અનુભવ કરવો ધટે છે.

મારૂં પરમાત્મા પાસે એવું કહેવું છે કે સર્વનો આત્મા મહાન્ પ્રતાપશાળી બને, જો તમારા આત્મામાં તાકાત હોય તો તમે નકી સમજ્

સૃષ્ટિને ડોલાવવાને બહાદુર બનો. જો એમ થયું તો તમને મહાન શક્તિઓ હાથ લાગશે. કે જેના વડે લક્ષ્મી આદિક દેવીઓ તમારા દર્શનને માટે તમારા દ્વારમાં ભીડ કરવાની ઇચ્છા કરે છે. તમે તમારૂં સ્વરૂપ ભુલી ગયા છો. તમારી કાખમાં કામળો છે અને ફાંફાં મારો છો બીજે સ્થળે તમારા અંતઃકરણમાં રહેલો કોઇ મહાનદેવ તમને એવી ભૂલોથી બચાવવા માટે ચેતવણી આપી રહ્યો છે પરંતુ જેના પ્રત્યે તમારે અમીધારા વરસાવવી જોઇએ તેવા નિર્દોષ લોકો પર તમે તમારૂં ઉષ્માામય વાતાવરણ બાંધો છો. અને દુનીયાને બોધ દેવા બહાર નીકળ્યા છો એવો ડોળ કરી, તમારી દરેક સ્નાયુઓને માયાની લાલચો વડે તમે આંધળી કરી દીધી છે. જોરદાર ભાષણો કરો છો, ગમે એવો પાશાણ હૃદયનો હોય તો પણ તમારાં વચનોથી ગળી જાય છે; પરંતુ તેના બદલે તેના દીલપર તમારાં ઉચ્ચારેલાં વાક્યોની જરા અસર થતી નથી. કારણકે તમારા અંતઃકરણને તમે શુદ્ધ વાસનાઓથી નહિં પણ મલીન તર્ક વિતર્કોથી ભરી દાબેલું છે.

જે માણુસ માયાની બાથમાં આવે છે તે એવો તો વજ્ર હૃદયનો બને છે કે તેની આગળ મને દરેક કઠિન વસ્તુઓ નરમ જણાય છે. જ્યાં સુધી આત્માને આશાખોર વૃત્તિઓથી જુદો પાડવામાં ન આવે ત્યાં સુધી પહેરેલાં વસ્ત્ર અને સંન્યાસીકે યોગીનું ધરેલું નામ આખી દુનીયાને ધૂળ નાખવા માટે લાયક બનેલાં હોય છે. મુખમાં રામ અને બગલમાં છુરી એ ભાવના હોય તો નક્કી સમજજો કે તમારાં સુકર્મો કરવતમાં લાકડું બન્ને બાજુ કપાય છે તેમ તે કપાવાનાં. તમે જેટલે અંશે જગતને ઠગવાના ઉપયોગ કરો તેટલે અંશે તમેજ હેરાન થવાના તમારી ભૂલ તમને નડવાની. રેશમનો કીડો પોતાનું ઘર બાંધતી વખતે આવવા જવાની બારી નહિં રાખવાની ભૂલના પરિણામે પોતાનો પ્રાણુ બહુજ ક્રુર રીતે ગુમાવે છે. પોતાની જીંદગી કેમ સુખી થાય અને પોતાની સેવામાં દુનીયા કેમ લાગે એવા તર્કથી કોસેટામાં બારી રાખી હતે તો મધુરૂં બોલનારાં પક્ષીઓ કરતાં તે વધારે પ્રિય થઇ પડયો હતે. જે જે ભૂલો કરે છે તે, તેનાં માઠાં ફળ ભોગવ્યા વિના રહેતો નથી. જુઓ કે દરેક જીવો ભૂલના સમુહમાં સપડાયલાં છે; પણ એ ભૂલ એવા પ્રમાણુમાં ન હોવી જોઇએ કે એમાં તેના જીવનું જોખમ સમાયલું હોય, ભ્રમર કાષ્ટના મજબુત પાટડામાં આરપાર ચાલ્યો જાય છે પણ કોમળ કમળની પાંખડી તોડી તેમાંથી નિકળી શકતો નથી. અને અંતે હાથીની દાઢમાં કચડાઇ મોતને શરણુ થાય છે. આ એક ભૂલનો બીજો દાખલો છે. તમે અજ્ઞાન પ્રાણીઓની જેમ ભૂલ કરી મોતના પંજામાં સપડાઇ ગયા તો તેવાઓની વાર્તામાળામાં તમારૂં નામ નોંધાશે. પોતાના દેશની ખાતર, સ્વદેશ ભ્રાતાઓના કષ્ટને માટે, તમારા પ્રાણુ હરાઇ જાય, દેહના ચૂરેચૂરા થાય; તો

પાછા હઠશો નહિ. હાલનો સમય બારીક છે, પૈસા કે બુદ્ધિનો સદ્‌ઉપયોગ કરતાં પાછા પડીએ એમ છીએ, એમ કહી બહાદુરી ગુમાવશો તો તમારા કરતાં રેશમનો કીડો સારો કે ભલે ભૂલ કરે! પરંતુ મરતાં મરતાં ઉમદા રેશમ તો આપતો જાય છે ના! તમે સાક્ષાત ધર્મનું પૂતળું છો, માટે તમારી સત્તાના પ્રમાણમાં અમને તમારા તરફથી કંઇક લાભની આશા રહે છે. તમારા હાથનું નહિં એવું કાર્ય અમને સારાં ફળ આપશે. કોઇની કરેલી મહેનત વૃથા જતી નથી, તેમાંથી કંઇને કંઇ મળી આવે છે, બીજ વાવ્યાં હોય તો કોઇ વખત ફળ ચાખવાનો સમય આવે છે. વેલા મોડો તેમાંથી લાભ તો અવશ્ય મળવાનોજ. કેટલાંક કાર્યો એવાં હોય છે કે તુરતા તુરત ફળ મળે છે. અને કેટલાંક એવાં હોય છે કે તેનો સ્વાદ બહુજ મોડો ચખાય છે, કદાચને એ ફળ જોવાને આપણો વખત ન આવ્યો તો તમારા સંતાનો અવશ્ય મેળવશે સંતાન એ આપણો વેશ બાદલો છે. સંતાનને સુખ મળ્યું તે આપણુંજ સમજી લેવું.માટે ભાઇ! કંઇક ઉમદા કાર્ય આરંભો.

આ કાર્ય હમણાં નથી લાભ આપી શકવાનું પ્રત્યક્ષ લાભ મળે તો કાર્યમાં લાગી જાઉં! આવું બોલનાર માણસ મધરાત્રે સુર્ય ઉગાડવાની ઇચ્છાવાળા જેવો છે, કારણ કે એવી ઉદ્ધતાઇથી સૂર્ય સમય વગર નથી ઉદય થઇ શકતો, તેમ દરેક સારાં અગર તો ખરાબ કાર્યો તેના વખત વગર આપણને નથી ફળ આપી શકતાં, માટે ધીરજ રાખી થોડો થોડો જેમ લાભ મળે તેમ મેળવી હિંમત નહિં હારવી જોઇએ; પરંતુ આરંભેલા કાર્યમાં કયારે સુખનાં ચિન્હો જણાશે તેની રાહ જોયા કરવી, કેટલાક શ્રમ કર્યા વગર ભાગ્ય પર આધાર રાખી બેસી રહે છે, તેવાઓને ઉમદા અવસરની બિલકુલ કદર હોતી નથી. તેઓ એમ નથી સમજતા કે જેને તમે ભાગ્ય કહો છો તે ભાગ્ય મહેનતમાંથી ઉત્પન્ન થયું છે, પૂર્વનાં કે હાલનાં નવાં બંધાતાં ભાગ્યો એ બધાં શ્રમની ઉત્તમ પેદાસ છે, મહેનત ન કરી હોય તો ભાગ્ય બંધાવાં અશકય છે. મહેનત કરતાં ભાગ્યમાંથી કંઇ ન વછુટે તો તમને હું દોષ નહિ આપું પછી સમયને જોઇ લેવાશે કે તે કેમ નથી ફળ આપતો. જે માણસ ભાગ્ય પર આધાર રાખી પરિશ્રમ નથી કરતો તેનાં ભાગ્ય એક અંધારા ખુણામાં બેસી રડયા કરે છે મહેનતની આગળ શું નથી મળતું? શ્રમથી બારીક વખત પણ અનુકુળ થાય છે. ગરમ હવા ઠંડીનું રૂપ ધારણ કરે છે. અગ્નિના તણખાઓ કુસુમ સમાન અને સમુદ્ર ભયંકર છતાં રાજમાર્ગ બની જાય છે. જ્યાં જ્યાં તમારા ઉદ્યોગની વજ્ર છાપ પડતી હોય ત્યાં ત્યાં તમારૂં કાર્ય બમણી ઝડપથી માર્ગ કાપવા લાગે છે તમારી આવી પ્રયત્નશાળી પ્રકૃતિ

જોઇ દુશ્મનો તમારા સ્નેહિઓ બની જશે, વખત પલટી જાય તો તેમ ખુશીથી થવા દયો; પરંતુ તમારી સ્વદેશ હિતની મોંઘા મુલી મહેનતની પ્રેમાળ વૃત્તિને એક લેશમાત્ર ન્યુન થવા દેશો નહિં. એક માણુસ પોતાના પુત્રને મરતાં મરતાં કહી ગયો હતો કે બેટા! તારી વૃદ્ધાવસ્થામાં સર્વત્ર સ્નાયુઓ નરમ પડે, હાથ, પગ, શરીર ધ્રુજવા માંડે, વાણી તોતળી થઇ જાય, આંખે અંધારા આવે, દાંત પડી જાય, બાલ સફેત બને, બોલવાની તાકાત ન રહે; તો પણ તારા અંતઃકરણમાંથી દેશના શુભ વિચારોની લાગણીને જીંદગીનું સાર્થક સમજી ભુંસાવા દઇશ નહિં. તેં દુનીયાના જીવો પર ગમે એટલો ઉપકાર કર્યો હોય અગર તો કાળના મુખમાંથી બચાવ્યા હોય તો પણ તેના મુખની પ્રશંષાના બદલે આશીર્વાદની માગણી કરજે, અને તારા ઉપકારથી તેનો આનંદી આત્મા કેવી રીતે નાડીઓને જોસભેર ચલાવી રહ્યો છે એ તપાસી નાડીની ઉત્તમ ચાલ આશીર્વાદ રૂપ સમજજે. એક માણુસ એક સાધુને પોતાના ગૃહે કંઇ કારણસર જમવાને તેડી આવ્યો ત્યારે સાધુ ભોજન આરોગી જેવો રવાના થયો એટલે ગૃહસ્થ તેનો હાથ પકડી કહેવા લાગ્યો કે મહારાજ! આમ આશીર્વાદ આપ્યાસિવાય કયાં રવાના થયા? મહાત્માએ હસી પડી તેની આવી અજ્ઞાનતાને માટે બહુજ પશ્ચાતાપ કર્યો અને પોતાનો હાથ તેના હાથમાં આપી કહ્યું કે મહાશય! આપ બહુજ ભુલ કરો છો. હું જે વખતે જમ્યો ન હતો ત્યારે અને આપના ગૃહે પ્રસાદ લીધા પછી જે મારી સ્નાયુઓએ ચાલવામાં મતભેદ કર્યો છે, એજ મારા મુખના આશીર્વાદ કરતાં વધારે પુરાવો છે. અને આપને સહજ સમજાય આવશે કે જમ્યા પછી જે મારી નાડીઓ ઝપાટાબંધ દોડધામ કરી રહી છે. એજ તમને છાનો અને આનંદકારી જવાબ આપવાને બસ છે. તમારા મોઢે શું કહું? કે હું તમારા ભોજનથી અત્યંત આનંદ પામ્યો. તમારી બુદ્ધિ હણાયલી હોવાથી તમે એ સંકેતને નથી સમજી શકતા. આવા કારણથી તમારા મનની ધારેલી ધારણાઓ પાર પડતી નથી. તમારે પ્રશંષાની અતીશય ઉત્કંઠા હોય તો તમે દરેક મનુષ્યોને સંતોષી તેની નાડીઓને જોસભેર વ્હેવડાવો. એની મેળે તમને પ્રશંષા અને સાથે સાથે અપૂર્વ આનંદ મળતો રહેશે. જ્ઞાનની દૃષ્ટિએ જોવામાં આવે તો શૂરવીરતા, દયા, દાન, ધર્મ અને મંગળકારી આશીર્વાદો એ તમારી સન્મુખ હાથ જોડીને ઉભા છે. માત્ર અમલ કરો એટલીજ વાર છે. તમે તમારી બુદ્ધિ હાથે કરીને ગુમાવેલી હોવાથી એ જ્ઞાન તમારાથી દુર દુર ભાગે છે. તો પછી એમાં મારે કોને દોષ દેવો? તમારો આત્મા સમગ્ર સૃષ્ટિનો માલિક છે, અસંખ્ય ધન દોલતનો અધ્યક્ષ છે. કીર્તી શૂરવીરતા આદિક અગણીત સદગુણોનો ભંડાર છે.

તો તમને એવી કઇ વસ્તુની ઇચ્છા રહે છે? કે તમે બીજાના મોટે નામ પડાવા નીકળો છો. એક માણુસ ઉતાવળો ઉતાવળો જતો હતો ત્યારે તેના મિત્રે રસ્તામાં મળતાં પુછ્યું કે કેમ ભાઇ! આમ ક્યાં શ્વાસ ભેર! ત્યારે તેણે જવાબ આપ્યો કે ભાઇ! હું સુર્યનારાયણુના દર્શનાર્થે તેના મંદિરમાં જાઉં છું, અને હમણાં દર્શન બંધ થઇ જશે માટેજ આમ ઉતાવળ કરવી પડી છે. ભાઇ! તારા જેવો મેં આજ દિવસ સુધી કોઇ મુર્ખ જોયો નથી. માત્ર તું જેવામાં આવ્યો રામ, કૃષ્ણ, વિગેરેનાં દેવાલયમાં દર્શન એ તો ઠીક કારણ કે એ દેવો જોવામાં આવતા નથી એટલે એનાં દર્શન કરવાને દેવાલયમાં જવું એ કાંઇ મશ્કરી રૂપ ન ગણાય અને નિર્ગુણ બ્રહ્મની ઉપાસના સિદ્ધ કરવા માટે સગુણ બ્રહ્મની ઉપાસના કરવી એ ઉંચ પગથીએ જવાનો પ્રથમ કકો છે; પરંતુ આખા જગતને પ્રકાશ આપતો ભાનુ તારાથી ક્યાં છુપાયો છે? એ કાંઇ હું સમજી શકતો નથી, શું આ તેજસ્વી પ્રકાંશ કેનો છે, એ તને ખબર નથી. ઉંચું ડોકું કર એ તારા માટેજ પૂર્વ પશ્ચિમ ભ્રમણ કરે છે. તો પછી તારે દેવાલયમાં જવાની શી જરૂર છે? કે તું રસ્તામાં પડતો આખડતો ચાલ્યો જાય છે. એ તારી મૂર્ખતા તને નથી શરમાવતી કે? આવી રીતે આપણે ઘણી એક વખત એમ કરીએ છીએ અને ઉંચ દશાપર ગયા પછી એની મેળે ખબર પડે છે કે હું જેના માટે પ્રયાસ કરતો હતો તે વસ્તુ તો મારી પાસે હતી. ખીસામા પૈસા છતાં હું ભુખે મરી ગયો. મારી પાસે એક બદામ મળે નહિં. હવે હું શું કરૂ? કોની આગળ યાચવા જાઉં? શું કોઇ પૈસા વગર આપે છે કે હું લઉં. એમ છતે પૈસે ખીસામાં હાથ નાખ્યા વગર અજાણપણે નિર્ધનતાનો હક પચાવી પાડશો તો હું તમને કપટ કળાની પરિક્ષામાં પાસ થયેલા છો એમ કહીશ. આ કૃત્ય બુદ્ધિમાનનું નથી એ ખાસ તમારેજ સમજવાનું છે. ડાહ્યા થઇ ગાંડા બનો અને પરમાત્માની આપેલી સદ્બુદ્ધિનો ગેર ઉપયોગ કરી નાલાયક થાઓ એ તમારા માટે ઠીક ન ગણાય! આ રહસ્ય ન સમજતા હો તો સજ્જનો પાસેથી શીખી લેજો. પણ હું સર્વત્ર જાણું છું, એમ કહી બુદ્ધિની ખીલવણી ન અટકાવતા, મહાપુરૂષોના સંસર્ગમાં આવ્યા વિના નીતિ, રીતિ શીખાતી નથી. વૃક્ષને પાણી નહિ પાતાં એમ કહેવું કે તેના ક્યારામાં ઘણું પાણી ભર્યું છે. તો તે નકી બળી જશે, કરમાય જશે, એ વૃક્ષ તમારી છાયાને માટે વૃધ્ધિ નહિં પામે. પહેલાં પ્રથમ એક પછી એક એમ બોધ લેવા જેવી વાતોનો મગજમાં સંગ્રહ કરો; પણ મુર્ખના મેનેજર હોઇ બુધ્ધિશાળી હોવાનો દાવો ન કરો. એક માણુસે કંઇક કામસર એક જુવાનને પુછ્યું કે ભાઇ! આ ગામમાં કોઇ ડાહ્યો માણુસ છે? મારે તેમનું બહુજ જરૂરી કામ છે, ત્યારે પેલાએ ઉત્તર

આપ્યો કે હા! આ ગામમાં કંઇક કંઇક ડાહ્યા ગામના દરબાર શ્રી તથા મામલતદાર સાહેબ અને બીજો બધો હું. જુઓ! આનાથી સામા માણુસે કેવો ખ્યાલ કર્યો હશે? તેમ તમે દોઢ ડાહ્યા થઇ પેલા માણુસની માફક ગામની અકકલના ઇજારદાર નહિં થતા, તમારી જેટલી બુધ્ધિ હોય તેટલાજ પ્રમાણુમાં વાતચીત કરજો, એક લાખની મીલ્કત હોય તો દશ લાખની શા માટે કહેવી? તમે એમ નથી સમજતા કે લાંબા હાથવાળો બાથ ભીડી શકે છે. કદાપિ ટુંકા હાથવાળો લાંબા હાથવાળાની માફક જાડા થડ ને બાથ ભરવા જાય તો નકી હાથ તુટી જવાના, સતાના પ્રમાણુમાં વાતચીત બહુજ અગત્યની ગણુાય છે. એક સાધુ રાજાની કચેરીમાં દરેક ગુન્હેગારના દંડના આંકડા ભરતો હતો. નાનો ગુન્હેગાર હોય કે મોટો ગુન્હેગાર હોય તો પણુ સવાસો રૂપિયાની ઉપર કોઇનો દંડ મુકતો નહિં, એક વખત એ સાધુના સવાસો રૂપિયા ગુમ થયા, ત્યારે ગુન્હેગારના દંડની રકમમાં મીંડું મુકયું, એ જોઇ રાજા આશ્ચર્ય પામ્યો કે ગુરૂજી હરવખત દરેક ગુન્હેગારના દંડમાં અમુક અમુક રકમ મુકતા હતા અને આજે આમ કેમ! ગાડીના ગોળ પૈડા જેવું મુકયું, ત્યારે ગુરૂજીએ રાજાને જવાબ આપ્યો કે રાજેન્દ્ર! એમાં નવાઇ જેવું શું છે? મેં આમાં કંઇ ગુન્હેગાર પ્રત્યે દયા નથી કરી; પરંતુ હું જે જે વાત કરતો અને ગુન્હેગારોના દંડ મુકતો તે તે મારી સતાના પ્રમાણુમાં થતું હતું મારી પાસે સવાસો રૂપિયા હતા, તે જ્યારે આગલી રાત્રે ગુમ થયા ત્યારે હું નિર્ધન થયેલો ગણાઉં તેથી મારી સતા ઉપરાંત હું બીજાને શા રીતે દબાવી શકું? એટલા કારણુથી મેં આ માણુસના દંડમાં શૂન્ય મૂકી છે, રાજા! સત્તાના પ્રમાણુમાં વાત કરે છે તેને કદિ પાછા પડવાનો સમય નથી આવતો. જેમ તમે તમારા ભલા તરફ વલણુ રાખો છો, તેમ બીજાના તરફ પણુ હોવું જોઇએ.

અસહ્ય દુ:ખથી કંટાળી તમારા જીવનને ધિક્કારની દૃષ્ટિથી નહિં જોતા. સર્વના તરફ પ્રેમાળ સ્વભાવ અને સંકટ સહન કરવું એજ ખરી બહાદુરી છે. મનુષ્ય કષ્ટની અસંખ્ય વાંકી ચૂંકી ગલીઓમાંથી પસાર થઇનેજ વજ્ર જેવો બને છે ગમે એવાં દુ:ખો હોય તોપણુ તમારા અંત:-કરણુમાંથી એ ભૂંસાયા વિના રહેશે નહિં, કોઇ સારો અનુભવી ગુરૂ મળી જાય તો નક્કી હમણાં એ છાકમછોળ કરતો દુ:ખનો દરિયો સૂકાઇ જવાનો, જે દુ:ખો તમે સ્થિર સ્થાયી સમજો છો તે દુ:ખો કોઇનાં રહ્યાં સાંભળ્યાં નથી, તો પછી તમારાં શી રીતે રહેશે? સબર અને શાંતિ એ વખતે ખરેખરાં કામનાં છે.

પોતાના જીવનને દિવા, જેવું કરવા માટે મહેનત કરવામાં આપણો પહેલો નંબર આવવો જોઇએ. જ્યારે આપણે સત્ય ધર્મને ઓળખતાં શીખીએ એજ વખતે આપણામાં સમગ્ર સૃષ્ટિના ગુણો પ્રવેશ કરે છે.

જેનામાં સદ્દગુણનું નામ નિશાન ન હોય તે શી રીતે ડાહ્યો કહી શકાય ? અન્ય માણસની જેમ ધર્મવીર; અને સદ્દગુણી ગણાતા મનુષ્યમાં કોઇ દિવસ હિંસા, કડવાસ, તીરસ્કાર વિગેરે અવગુણો સ્વપ્ને હોતા નથી. જ્યાં સુધી આપણે દયા ધર્મને માન આપનારો અખતરો ન કરી બતાવીએ ત્યાં સુધી આપણે સત્ય ધર્મના ઉપાસક છીએ કે કેમ એ શંકા જેવું છે. એથી આપણને કોઇ લુચ્ચા, લફંગા, ઠગારા, ધુતારા, પાપી, હરામી એવું કહે છે એટલે આપણે ખીજાઇએ છીએ એજ આપણી શાંતતામાં ખામી જણાય છે, સામો માણસ ભલેને આપણને એવડા પાજી કહે ! એમા આપણું શું ગયું, એ જેવો છે તેવાજ આપણને જુએ છે. પોતાના અવગુણોની પોતાને ખબર ન હોવાથી એ આપણી પાસે પોતાનું નામ પડાવા આવ્યો છે. અને સાથે સાબીત કરી આપે છે કે મારામાં આ ગુણો અગ્રસ્થાને છે. આપણી હલકી મનોવૃત્તિઓથી આપણે તેને પશુ જેવો કહી મનુષ્ય વ્યક્તિને નિંદીએ છીએ. ક્રોધ ચડાવી જેને સુભાષિત વસ્ત્રો વડે શણગારવો જોઇએ તેના બદલે અપશબ્દથી વધાવીએ છીએ એથીજ આપણી કઠોરતા જાહેરાતમાં આવે છે.

જેને પોતાનું જીવન અશુદ્ધ અને નિરસ બનાવવાની ઇચ્છા હોય તેને અમે રાવણના અવતારી કહીશું. તેવા માણસનો સહવાસ અનેક સુધર્મોને નસાડી, અસંખ્ય અધર્મોને ઘૂસાડે છે. અને ભાવાર્થમાં કહીએ તો તેની જતી દરેક પલવિપલ સૂકાઇ જતા પુષ્પના જેવી થતી જાય છે. કોઇકોઇ વખત એવો તો, તે અશાંતિનો અગ્નિ ચેતાવી દે છે કે એમાં સૂકાં અને લીલાં સર્વ ભસ્તી ભૂત થઇ જાય છે. એવા નીતિને બદલે અનીતિના ઉત્પન્ન કર્તાને તેના કારગ્રહ જેવા ખાલી સદ્દગુણ વગરના કલેવરને ખરૂં પુછાવો તો પડી ગયેલાં ખંડેરો પણ નથી પસંદ કરતાં. તેનું અનીતિખોર કપટી મુંઝાયલું હૃદય અને પોતે અધર્મનો અવતાર હોઇ આપણને ક્યાંથી કંઇ યાદ રાખવા જેવું આપી શકે. જેનામાંથી મીઠાં સ્મરણો ન મળી આવે, તાજી યાદગીરીઓ ન મેળવી શકાય સંગીત, વિદ્યા, હુનર, લાજ એમાંનો કંઇ પણ અંશ ન હોય તો એવા દયા ખાવા યોગ્ય માણસનું ઉત્તમ જીવન આમ અચાનક કીર્તિ મેળવ્યા સિવાય ખરાબ રસ્તે ચાલ્યું જાય છે એજ મારા અંતઃકરણને સળગાવી નાખે છે. આવું દ્રશ્ય નજરે પડતાં મને ઉંઘ આવતી નથી, ચોપડી વાંચવી ગમતી નથી, સંગીત કળામાં રસ આવતો નથી અને કવિઓનો સમાગમ ઝેર જેવો લાગે છે. માટે હે પ્રભુ ! તું મારા એવા મુર્ખ લોકોના સહવાસને સુધાર ! જો એમ થશે તો હું મારાં સદ્દભાગ્ય સમજી તારા ચરણમાં મારાં તન, મન, ધન અર્પણ કરીશ.

જે માણુસ અસલ સુખ શાંતિ મેળવવા ઇચ્છતો હોય તેણે પોતાનો ઉત્તમ સહવાસ રચવો જોઇએ. અહંમ, મમત્વ તજી દેહ, ગેહ, જન્મ, મરણ, જરા, વ્યાધિ સર્વને તિલાંજલી આપી પુત્ર, ધન, દારા વિગેરે પર સ્નેહ નહિં રાખતાં મનને સ્થિર કરી તત્વ જ્ઞાનના ઔષધ વડે તંદુરસ્ત કર્યું હોય તો અસંખ્ય જન્મનો રોગ મટી જાય છે અને સાથે સત્ય, ભક્તિ પ્રકટી ખરી સુખ, શાંતિ મળે છે

આ દેહ અસ્થિ, માંસ, રૂધિર, મેદ, મજ્જા વિગેરેથી બનેલો નાશવંત છે. બલકે બધી નજરે દેખાતી સુર્ય ચંદ્ર આદિક વસ્તુઓ ક્ષણભંગુર છે. તો શા માટે વૈરાગ્ય પ્રાપ્ત કરી હરી સ્મરણ ન કરવું ? શુદ્ધ નીતિ ધર્મોને પાળી પોષી, લૌકિક સંકટોનુ છેદન કરી, પોતાના સ્વસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થઇ જાય તો દુનીયાના સર્વત્ર ભોગ, ઐશ્વર્ય આપણી આગળ નાચવા લાગે.

ભલે હજારો માળા એક દિવસમાં ફેરી, શાસ્ત્રો શ્રવણ કર્યાં, શાંત સ્વભાવ કર્યો; પરંતુ શુદ્ધ અંતઃકરણથી કરેલું માત્ર એકજ નિમેષનું મનન એ બ્હોળી મહેનતને દબાવી દે છે. કરેલા શ્રવણનું મનન અને તેના બરાબર મગજમાં ઉતારેલા શબ્દો, લાંબા સમયથી ઘર કરી રહેલ અજ્ઞાનતાને ઘોડેશ્વાર થઇ નસાડે છે. દરેક સદ્ગ્રંથો, મહાત્મા પુરૂષોનાં વચનો વિગેરે સંગ્રહી યોગ્ય સમયે એ શબ્દોનો ચોપડો જો બચ્ચાને સંભળાવ્યો હોય તો એ અમુલ્ય વાણીની વ્હેંચણીમાં તમારે ઘેર અનહદ ભીડ થવાની જે માણુસને મીઠી મીઠી વાણી અને પરોપકાર વિના મોટી મોટી આશાઓ બાધવાની ટેવ પડી ગઇ હોય અને કંઇ પણ શ્રમ વગર ફળ મળ્યાની રાહ જોતો હોય તો એણે ખચીત સમજી લેવુ કે તેને એ સંસારની ઘટમાળ માંથી છુટવું બહુજ મુશ્કેલી ભર્યું નિવડશે.

આપણે ખરો હેતુ પાર પાડવા માટે આવ્યા છીએ, તે પાર ન પડે તો આપણો પંથ અત્યંત લાંબો થવાનો કોઇપણ જીવ તરફ, સજ્જનની પ્રત્યે અને દેશ હિતેચ્છુ તરફ પ્રેમની મીઠી નજર ન ફેંકાય ત્યાં સુધી આપણે ધિક્કારવા યોગ્યગણાઇએ છીએ ? ભાઇ ! મીઠી નજર અને રહેમ એ મહાન્ શક્તિ છે, સર્વ સુધર્મો અને સજ્જન પુરૂષો પ્રયત્ન શાળી એમાંથી બનવા પામ્યા છે. એ ખરેખર મહાદશાનો નકસીદાર નમુનો છે. જે માણુસ એ નમુનાની આબેહુબી મુર્તી બને એ વખતે એને તમે દેવ કહો છો પણ એ દેવ નથી બનતો પણ ખરેખરો મનુષ્ય બને છે. એજ ધર્મો મનુષ્યના છે. દેવના નીતિ નિયમો કંઇ જુદાજ પ્રકારના છે. ઘણે ભાગે આપણી સત્તાના પ્રમાણમાં જનસમૂહનું ભલું કરવું ભૂલી જઇ, જેને તેને સત્તાવણી કરવી એ ધર્મ માની બેસીએ તેમજ ધર્મ ગ્રંથોમાંથી જે લેવા જેવું છે તે નહિં લેતાં કંઇક બીજા પ્રકારનો સાર લઇ લેભાગુ થઇ પડીએ એજ વખત આપણે મનુષ્ય જાતીને હલકી પાડીએ છીએ. મનુષ્યના

અપરાધ રૂપી કલંકમાંથી બચવા માટે 'અસંખ્ય નેતાઓ, રાજા મહારાજાઓ અને નિતિજ્ઞ પુરૂષો દુનીયાનું ભલું કરવા નીકળી પડ્યા હોય એમ જણાઇ આવે છે.

ધર્મનો ખરો શુદ્ધ માર્ગ હું તો સહનશીલતાને કહું છું. એ ગુણ આપણામાં મોજુદ ન હોય તો દેશહિત કરવા જતાં અસંખ્ય કષ્ટોને ભોગવવાની શકિત આપણામાં નથી આવતી, જ્યારે તમે પરોપકારને અર્થે દેશસેવામાં કામે લાગો એ વખતે એ તમને અવશ્ય યાદ આવવાની સહન શક્તિવાળો મનુષ્ય અસહ્ય દુઃખ અને લોકોની કડવી વાણીને ફુલના જેવી વજનવાળી સમજે છે. જ્યારે આપણે સહન શક્તિને ખરીદીએ છીએ એજ વખત આપણી પાછળ સહન શકિતની પરિક્ષા માટે મહાન્ દુઃખનો દરીગો છાકમ છોળ કરતો ચાલ્યો આવે છે. જો તમારામાં સહનશીલતા શોભતી હશે તો દુઃખનો દરીઓ ભલે તમારી સામે વ્યોમ સુધી ઉછાળા મારે. ફિકર નહિ કરતા ! એ જળનું બિંદુ તમારા ચરણના સ્પર્શને પણ લાયક નથી. તમારી સહન શકિત દુઃખને દબાવનારી હોવી જોઇએ. પણ દુઃખથી ડરીને આ કાર્ય હું કાલે કરીશ, આજે નહિ બની શકે એમ કહી બીકણનો સ્વાંગ પહેરશો તો હું તમને સ્વદેશ સેવાને માટે રદ કરી નાલાયક ઠરાવીશ. પછી ગમે તો રીજો અને ગમે તો ખીજો !!

આ ચાલુ જમાનો સ્વદેશ સેવાનો છે. એ વિના આર્યાવર્ત્ત કદી નથી સુધરી શકવાનું. જેઓ કંઇક સ્વદેશ સેવાનું રહસ્ય સમજે છે, તેઓ પોતાના પેટમાં ભૂખ્યા રહી જનસમાજનું ભલું કરવામાં પોતાની સર્વસ્વ શક્તિનો સદુપયોગ કરે છે. માટે પોતાની શક્તિ પ્રમાણે જેમ બને તેમ સ્વદેશ બંધુઓની ખાતર અંધારી કોટડીમાં ભૂખ્યા પડી રહેલા દુઃખી મનુષ્યોની અંતરાગ્નિને શાંત કરવા તમારામાં જે શક્તિ હોય તે અજમાવી દ્યો સિદ્ધાર્થ કુમાર જ્યારે દેશ સેવાને માટે પોતાના ઘર બહાર નીકળ્યા, ત્યારે સ્ત્રી, પુત્ર અને સુખ સામગ્રીઓને જોઇ ગળગળા થઇ ગયા હતા ત્યારે, પોતાના મનને ઠપકો આપવા લાગ્યા કે મન ! તું શા માટે અફસોસ કરે છે ? ઘણાં વર્ષ રાજ્ય સુખ ભોગવ્યું છતાં હજુ નથી ધરાયુ ? તારા દુઃખ કરતાં જગતનું દુઃખ અનંતગણું છે. અધોગતિમાં રગડાતા અને નિરાશાની ઉંડીખાઇમાં ગોથાં ખાતા ગરીબ મનુષ્યોની દશા શું ! તારા ધ્યાનમાં નથી આવતી ? તપાસી જો ? ગરીબડી ગાય જેવી બિચારી રાંકડી રૈયત પશુબળધારી અને ઘંમડીઓના ત્રાસથી ત્રાહ ! ત્રાહ ! પોકારી રહી છે. ઉઠ ! ઉભો થા ! તારૂં દૈવત ન વિસરી જા ! આ સત્યયુગનો સંધિકાળ છે. અદ્દભૂત જમાનો છે.

---

# મિત્રતા.

તમે જે જે મિત્રો કરો તેની બરાબર કસોટી કરી સ્નેહ બાંધો. નહિતર કુમીત્ર મળવાથી તમારા પ્રેમનો ખજાનો ખાલી થઇ જશે. આ જગતમાં સત્ય મિત્ર એક મહા પવિત્ર વસ્તુ છે. આપણા સંતાનોને સારા સોબતી કરવા વિષે ભલામણ કરવી જોઇએ. મિત્રતા કોની સાથે અને શા માટે કરવી? એ પણ શીખવવું જોઇએ. એનાથી બાળકનાં ચારિત્ર્ગ શુધ બને છે. દ્રષ્ટિ વિશાળ થાય છે. મનને પવિત્ર રાખવાનું શીખે છે. સાથે સાથે સુંદર ગુણોનો વિકાશ થાય છે. માબાપ સન્મીત્ર કરવાનું બાળકને ન ભણાવે તો બાળકને ભવિષ્યમાં અપકીર્તિને પાત્ર થવાનો સંભવ રહે છે. તેની આખી જીંદગી ધુળમય થઇ જાય છે. દેશભક્ત અને પરોપકારી થવાને બદલે દેશદ્રોહી અને બીજાઓને દુઃખ દેનારો બને છે. મિત્રતા સંબંધી જે જે દ્રષ્ટાંતો છે, તેથી એમ ચોખે ચોખુ સમજાય છે કે સત્યનિષ્ઠ, કર્તવ્ય પરાયણ, સદ્‌ગુણી મિત્ર મળવો એ સદ્‌ભાગ્યની વાત છે. દુર્યોધનને સુમીત્ર મળ્યા હોતે તો હસ્તિનાપુર તેના હાથમાંથી જતે નહિં અને પાણીપતના મેદાનમાં સો ભાઇઓ, ગુરૂ, તેમજ અન્ય રાજાઓ મરાયા તે પણ ન બનતે. કુરૂક્ષેત્ર એવું નામ પડયું હોય તો સન્મીત્ર વિના એમ કહીએ તો ચાલે. મિત્રના અભાવે રાજેન્દ્ર રાજ્ય કરી શકતો નથી. કોઇ માણસ કેવા સ્વભાવનો સદ્‌ગુણી અને કેવો બહાદુર છે, એ તેના ચારિત્ર્ય ઉપરથી કે ગુણની પરિક્ષા વિના, લાંબા સહવાસ વિના, અગરતો શ્રમવિના, તમારે જાણવું હોય તો તેના મિત્ર વિષે માહિતગાર થઇ અટકળ બાંધશો તો એની મેળે તેના ગુણો તમારા જાણવામાં આવી વીશે. સુખ દુઃખમાં જે મિત્ર મિત્રતા ન છોડે અને શકિત પ્રમાણે મદદ કે દિલાસો આપી, અથથી તે ઇતિ સુધી એવોને ; એવો ભાવ નિભાવી રાખે તેવા મિત્રો મિત્રતા કરવામાં વિશ્વાસ પાત્ર છે. તેનામાં ઉમદા ગુણો હોઇ શકે છે; પરંતુ જે મિત્ર પોતાના સ્વાર્થ માટે આપણી સાથે સ્નેહ કરવાને આવ્યો હોય તે મિત્ર જ્યાં સુધી સારૂં સારૂં ખાનપાન મળે છે, જ્યારે ત્યારે જોઇએ તેમ પૈસાની મદદ મળે છે, ત્યાં સુધીજ પ્રેમ રાખે છે. જ્યારે ગરીબ અવસ્થા પ્રાપ્ત થાય છે, ત્યારે આપણી સામું જોતા નથી, કદાચને જાણ્યે અજાણ્યે રસ્તામાં ભેટો થઇ જાય તો જેમ અંત્યજોથી દુર ખસીને આપણે ચાલીએ છીએ તેવીજ વર્તણુક તે આપણા તરફ રાખે છે. અને આપણી ગરીબીનું કારણ એવા કુમીત્રમાંથી જન્મ પામ્યું છે, એમાં જરા પણ શંકા નથી જે મિત્રમાં મિત્રની શી ફરજ છે, એ ગુણનો અભાવ હોય; ત્યારેજ તેના પ્રત્યે ઉત્તમ સદ્‌ગુણો અખેલા કરે છે.

મનુષ્યના વિજયનું માપ તેના મિત્રોની સંખ્યા ઉપરથી કરી શકાય છે. દ્રવ્યના બળવડે જે કાર્ય થાય છે, તેના કરતાં સહસ્ત્રગણું સારૂં કામ મિત્રોની સંખ્યા કરી શકે છે. જેને મિત્રો નથી હોતા, તેનામાં સદ્‌ગુણોની ખામી સમજી લેવી. સારા મિત્રની આશા ખુદ પરમાત્મા પણ કરે છે. જુઓ ! પાંડવો કરતાં કૌરવોનું પ્રબળ હતું તોપણ શ્રી કૃષ્ણે પાંડવોનેજ મિત્ર અને હિતેચ્છુ તરીકે પસંદ કર્યા હતા. ઇશ્વરને સારો સ્નેહિ ન મળી આવે તો સંસારની ઉપાધિઓ દુર કરવાનું કાર્ય બહુજ મુશ્કેલી ભર્યું જણાય તેમ છે. માન, સન્માન, બુદ્ધિ, બળ, સત્તા એ બધા મિત્રતાના ખરાં અંગત્ સગાંઓ છે, એ સ્નેહિઓ વગર મળવાં મુશ્કેલ છે. જે સ્થળે મિત્રતામાં ન્યાય, સત્ય, નીતિ, સમાનશીલતા ભૂલી જવામાં આવે છે ત્યાં મિત્રતાનો સ્નેહ ઝાઝો વખત ચાલી શકતો નથી, અને તેઓએ એ વખતે જરૂર વિચારવું ઘટે છે કે જ્યાં સ્નેહ એવું નામ પડયું ત્યાં એવા અવગુણોને તો બાળી નાખ્યેજ છુટકો ! ખોટા મિત્રો સંકટ વખતે તજી દે છે અને સાચા મિત્રો સંકટ સમયે જીવનું બળીદાન આપે છે માટે સુખ દુ:ખમાં સરખી રીતે અનુસરતા સ્નેહિઓ કેને પ્રિય ન હોય ? મીઠા, સત્ય નિષ્ઠ, સહાયક અને મૂર્ખતાને હરનારસ્નેહિ કરતાં મને આ જગતમાં કોઇ વસ્તુ અમુલ્ય જણાતી નથી.

જે મિત્રોની સ્નેહ ભક્તિ, સંપત્તિ કે વિપત્તિના સમયમાં સરખી રહે છે અને સંપત્તિ કરતાં વિપત્તિના સમયમાં વધારે ચાહે છે એવા સ્નેહિઓ શા માટે દેવને પ્રિય ન હોવા જોઇએ ? જેની પાસે સદ્‌મિત્રો છે, તેની આગળ અસંખ્ય ધનનો ખજાનો છે. મિત્રતાનો બીજો ગમે તે અર્થ થતો હોય પણ હું તો અહિં મિત્રતાનો અર્થ સ્નેહિના સુખ દુ:ખનો ભાગીદાર એવો કરૂં છું, કાર્યમાં મિત્રનું ભલું થતું હોય તો સ્નેહિ અગણીત ઉપાધિઓ સહન કરી દાખલા દલીલો મેળવી તનથી ન બને તો ધનથી અને ધનથી ન બને તો આત્મભોગ આપીને એક સાચા મિત્ર તરીકે શુદ્ધ અંતઃકરણ પૂર્વક કામ કરે છે. ભવીષ્યમાં મિત્ર કેમ સુખી થાય ? તેને માટે નિ:સ્વાર્થપણે મદદ કરે છે. તેવા મિત્રો કેમ જીવ કરતાં વ્હાલા ન હોય ? પોતાનો મિત્ર જે કામ કરવાને પ્રયત્નશાળી બને તેજ કાર્યમાં મદદગાર થાય છે. મિત્રનો લાભ એજ પોતાનો લાભ એવું સમજે તેવા સ્નેહિઓની ઉદારવૃત્તિ, મિત્રભકિત, આદિક મનોહર ગુણો, સ્નેહિ વગર કઇ વસ્તુમાં મળી શકે તેમ છે. ઉત્સાહી મિત્રોની સ્હાય વગર માત્ર પોતાની અદ્‌ભુત શકિત વડે કોઇ મહાન્ કાર્ય સાધી શકે કે કેમ એ શંકાયુક્ત છે. વિદ્યાર્થીઓ મિત્રની સ્હાયથી અભ્યાસ પાકો કરી પરિક્ષામાં પાસ થાય છે. મિત્રોની સ્હાયથી રાજાઓ જંગ જીતે છે. અને ગૃહસંસારમાં સ્ત્રીમિત્ર વડેજ ગૃહની માન સન્માન વિધિ જાળવી શકાય છે. મિત્રો વગર આ જગત શુન્યવત્ જણાય છે.

જેને મિત્ર ન હોય તેને સભામાં કે જાહેર મેળાવડામાં બજાર કે ચોટામાં કોઇ માન આપતું નથી. જ્યાં જાય ત્યાં સૌની પછવાડે મૌન બેસી રહેવું પડે છે. જો સ્નેહિ હોય તો આવતાં વેંત બધા ઉભા થઇ માન આપે છે. પોતે પોતાની જગ્યા ઉપરથી ઉભા થઇ જગ્યા કરી આપે છે. એવા અનેક સ્થળે માન સન્માનથી વિભુષીત કરનાર સ્નેહિઓ અમને યુગોયુગ સાંપડો.

સદા સર્વદા શ્રેય ઇચ્છનાર, વગર પૈસે કાર્ય કરનાર, દરેક પ્રસંગે આપણા અવગુણોને દાબી દઇ સારો અભિપ્રાય આપનાર, દુર્ઘટ કાર્યમાં ઉત્સાહ રેડનાર, સન્માર્ગે દોરનાર, આપણને હાની કરતા માર્ગોથી ચેતવનાર, એવા સુલક્ષણવાળા મિત્રો જેની પાસે ન હોય તેવા માણસો સારાં કાર્યો કરવાને ભાગ્યશાળી બનતા નથી. સારા મિત્રોએ આપણા દુશ્મને કરેલી અપકીર્તીના વાતાવરણમાં સુધારો ન કર્યો હોત તો સુકીર્તી મેળવવાને લાયક બન્યા હોત કે કેમ ? એ કહી શકાતું નથી, ગૃહકાર્યમાં દરેક સ્થળે સ્નેહિઓએ ઉપયોગી સલાહ ન આપી હોત તો આર્થીક કે માનસીક આપતિઓ સુધારી શકતે કે કેમ એ પણ વિચારવા જેવું છે. આપણી દુર્બળતાનું, આપણા દુષણોનું અને વિચિત્ર સ્વભાવને ઢાંક પીછેડો કરવા માટે આપણા મિત્રો બહુજ સારી રીતે મથે છે, એવા સદ્ગુણી મિત્રોની પ્રશંષા કર્યા વગર મારે કદાપિ છુટકો નથી. એ જ્યારે કમર કસીને આપણા સદ્ગુણો પ્રકટ કરવાને, પ્રયાસ કરી રહ્યા હોય છે, ત્યારે એવા અદ્ભુત મિત્ર મળવાના આનંદને કોણ વર્ણવી શકે તેમ છે. સાચો મિત્ર આંખમાંથી વહતી અશ્રુધારાને લુછે છે. મિત્રના દુભાતા હૃદયથી રૂદન કરે છે. પેટમાં ભુખ્યા રહી, મિત્રના મુખમાં કોળીઓ આપે છે. એવા સુમિત્રનો સ્નેહિ શું કોઇ દિવસ પોતાની આબરૂ ગુમાવે છે કે ?

જે માણસે સ્વમાન અને આત્મસંયમ ગુમાવ્યા હોય તથા ઠેઠ પશુની સપાટી સુધી અધોગત થયા હોય, તેવા જડ હૃદયના મનુષ્યને સાચા સ્નેહિની જરૂર છે. સ્નેહિને માટે, સ્નેહિ મરવું પસંદ કરે છે. વખતો વખત મૃત્યુના પંજામાંથી બચાવે છે. ખરાબ વ્યસનોને છોડાવે છે. ગરીબ સ્થિતિમાંથી તવંગર સ્થિતિએ પહોંચાડે છે. રાત્રિદિવસ મુશીબતો વેઠીને બદફેલી હોઇએ તો નહિં જવા જેવા વેસ્યા ગૃહોએ જઇને અને આપણી શોધ કરીને જીંદગીની આપત્તિમાંથી બચાવે છે. પહાડસિંહે ચાંપરાજને માટે માથું કબુલ્યું. કર્ણ પાંડવ છતાં કૈરવો તરફ મિત્રતાનો હક સાચવવા ઉભો રહ્યો. આપણા રક્ષણને માટે, મિત્ર અહરનિશ મુશીબતો વેઠીને આપણી પાછળ પાછળ ભમે છે. માબાપ, સગાં સબંધીઓ ત્યાગ કરે તો ભલે પણ સન્મીત્રો જીવ જતાં સુધી સ્નેહભાવ તજતા નથી. કહો ! આવા પવિત્ર સ્નેહિ ભક્તનું કોણ માપ કરી શકે તેમ છે ? સ્નેહિઓ જે આપણા જીવનમાં સુધારો કરી શકે છે. તેવો સુધારો આખી જીંદગીના પરિશ્રમથી

આપણાથી બની શકે એમ નથી. અનેક નિરાશાઓમાંથી આશાનાં અંકુરો દેખાડી આપનાર અને સ્નેહિનાં દરેક કાર્ય ઝપાટાબંધ તૈયાર કરી આપનાર સ્નેહિ શું મહાન્ નથી ? પોતાના મિત્રોની અવગણના કરવા કરતાં અને તેઓને હતાશ બનાવવા કરતાં પોતેજ દુઃખ, પીડા તેમજ વિટંબણાઓ સહન કરવાનું પસંદ કરે છે. એવા પરમ પવિત્ર મિત્રને અમારા લાખોવાર ધન્યવાદ હો ! શ્રી કૃષ્ણ ભગવાને મિત્રના મરણની સાથે પોતાનું મરણ સ્વીકારી સહદેવને વચન આપ્યું હતું. એજ શ્રી કૃષ્ણ મિત્રતાના હકે, દુબળી નાડીઓવાળા, રંક અને ફાટલ તુટલ કપડાવાળા સુદામાને હર્ષથી ભેટી, પોતાની વ્હાલી રાણીઓના હાથે તેની સેવા કરાવી હતી. એક મિત્રના શુભ શબ્દમાંથી આપણને જે ઉત્સાહ મળે છે તે અસંખ્ય મનુષ્યોના જીવનમાં મહાન્ ફેરફાર કરનાર થઇ પડે છે. જે મિત્ર પોતાના ઉપર પૂરેપૂરો વિશ્વાસ રાખે છે, અનહદ સ્નેહની લાગણી ધરાવે છે, એવા ખરેખરા મિત્રની ખાતર, મેં ઘણાઓને મિત્રની કાર્ય સિદ્ધિ માટે, ઘણાં એક કષ્ટો વ્હોરી, અનેક પ્રકારના અપવાદો સહન કરતા જોયા છે. મિત્રોનો વિશ્વાસ એ એક પ્રકારનું સતત્ અને ચિરસ્થાયી પ્રોત્સાહન છે. જ્યારે આપણને એમ જણાઇ આવે છે કે આપણા મિત્રોનો આપણામાં વિશ્વાસ છે, ત્યારે આપણને યથાશક્તિ અને યથામતિ પ્રયત્ન કરવાને ઉત્સાહ મળે છે. જેણે પોતાની જીંદગીના ગઢ–કિલ્લાને અસંખ્ય મિત્રોરૂપી લશ્કરથી મજબૂત ન કર્યો હોય, ત્યાં સુધી તેનાથી સંસારિક ઉપાધિઓ હાર પામતી નથી. જેની પાસે મિત્રતાની સીલીક નથી હોતી, તેને આ જગતમાં કોઇ ચાહતું હોય એમ મને જણાતું નથી. મિત્રના સાથ વિના વિકટ માર્ગ કે ભૂલવણીવાળું કાર્ય ઉકલતું નથી, સ્નેહિ એ અનેક માર્ગ દર્શક ભોમીઓ છે. તમે પુષ્કળ મિત્રો કરવા ધારતા હો તો તમે જે બીજા માણસોના ગુણની પ્રશંષા કરો છો, તે ગુણ તમારા શુભ જીવનની કાર્ય સિદ્ધિ માટે, બીજા પાસેથી શીખી લ્યો. ગાઢ મૈત્રિનો આધાર મળતાવડા, ઉદાર અને સત્ય નિષ્ઠ સ્વભાવપર આધાર રાખે છે. જે માણસમાં સહાનુભૂતી, ચિત્તનું ઔદાર્ય માયાળુપણું અને મદદ નીશ થવાની વૃત્તિ આ સર્વ સ્વભાવો વિરાજમાન હોય, તેના મિત્ર થવાને માટે અગણીત મનુષ્યો ખેંચાઇ આવે છે. તમારે બીજા લોકોને મદદ કરવા માટે તેઓનાં કાર્યોમાં બરાબર રસ લેવો જોઇએ; નહિંતર તમે કોઇ માણસને તમારા સ્નેહિ તરીકે ઓળખાવી શકશો નહિં. દંભ, છળ, કપટ, સ્વાર્થ એવા અપવાદમય વિચારથી સ્નેહ લાંબો સમય ટકી શકતો નથી. બંને રાજાઓ અરસ પરસ લડતા હોય અને જ્યારે સંધિકરી મિત્રતા સાંધે એ વખતે તેનામાં અપૂર્વ સ્નેહભાવ ઉત્પન્ન થાય છે; પરંતુ જ્યારે એ સંધિમાં પાછળથી કપટ જન્મ પામે, એટલે

સુધાસમ સ્નેહ વિષ સમ બની જાય છે, માટેજ સ્નેહમાં છળ કપટ તજવા યોગ્ય છે. જ્યારે કોઇ માણસને ચાહવાની તમે શરૂઆત કરો, તે પહેલાં તમારામાં કેટલાક પ્રશંસનીય અને સ્નેહભાવ ઉપજાવે એવા ગુણોનો સમુહ હોવો જોઇએ પ્રશંસનીય ગુણોને લઇને આખું જગત મિત્રતા બાંધે છે. મિત્રતાને છાજે એવા ગુણોથી જે વિરૂદ્ધ ગુણો હોય તેનાથી મિત્રતા મેળવી શકાતી નથી. કેટલાક લોકો મિત્રતા કરવાને અસમર્થ હોય છે, કારણ કે જેની સાથે પોતે મિત્રતા બાંધવાનો વિચાર કરે છે, તેના જેવા ઉદાર ગુણો તેનામાં ન હોવાથી તેઓ મિત્રતા કરવામાં પાછા પડે છે. સરખા ગુણ હોય તોજ મિત્રતા નીભી શકે છે. જેમ બળદ અને ઘોડાને સાથે ન જોતરી શકાય તેમ સમાન ગુણ વિના મિત્રતા સાધી શકાતી નથી. તમે પોતે તીરસ્કારમય ગુણોથી ભરેલા હો એ વખતે કોઇ માણસ તમારી દરકાર કરે એવી આશા હોય તો ફોકટ સમજ જો. જે માણસમાં અરસ પરસ સ્નેહની જ્યોત કાયમ ખાતે પ્રકટ હોય તે માણસ મિત્ર પાસે દિલ ખોલીને વાત કરે છે. જે વાત ઘરનાં માણસો ન જાણતાં હોય તે વાત મિત્ર જાણે છે. પાળી પોષીને મોટાં કરેલાં માબાપે જે સેવા ન ભાળી હોય તે સેવા સ્નેહિઓ નીરખી શકે છે. ઘરમાં સ્ત્રી, પુત્ર, મા, બાપ અને ભાઇઓ કરતાં સ્નેહિનો પ્યાર સ્નેહિ ઉપર વધારે ટકી રહે છે. વળી મુર્ખતાને હરનારો, વાણીને પવિત્ર કરનારો, પાપના પુંજને ભસ્મ કરનારો, એવો બે અક્ષરથી થયેલો મિત્ર એવો શબ્દ ખરેખર કોઇ અદ્દભુત શક્તિનું ભાન કરાવે છે. સમય પ્રમાણે સાથે રહેનાર, વિશ્વાસ પાત્ર, દગો ફટકો નહિં કરનાર, એવા મિત્રની મિત્રતા કેને ન ગમે? દયાહિન, અસભ્ય, નિરૂત્સાહી અને ક્ષુલ્લક મનવાળા જે હશે તેની આસપાસ મિત્રતા કરવાને કોઇ ભેગા મળશે નહિં. ઉદાર અને વિશાળ મનવાળા પુરૂષો તો તેના ઘડીભરના સંસર્ગમાં આવવાનું પણ પસંદ કરતા નથી. તેથી તમે મહાનુભાવ પુરૂષોની સાથે મૈત્રી કરવા ઇચ્છતા હો તો તમારે મહાનુભાવ, દયા, નીતિ, સહિષ્ણુતા આદિક ગુણો મેળવવા પડશે.

ઘણા એક માણસની પાસે થોડા મિત્રો હોય છે, તેનું કારણ એ છે કે તેની પાસે પોતાના મિત્રોને સદ્દગુણોથી સંતોષવાનું બહુજ થોડું હોય છે. અકબર જ્યાં જતો ત્યાં તેનો વિજય થતો. કોઇ જગ્યાએ તેની હાર થઇ હોય, એમ જણાતું નથી. મતલબ કે તેની પાસે મિત્રો અસંખ્ય હતા જેઓ પોતાના મિત્રો પાસેથી કંઇ લેવાની આશા રાખે છે. એજ વખતે સન્મીત્રને ગુમાવવાનાં સાધનો તૈયાર કરે છે. આવી સ્વાર્થ બુદ્ધિ જેનામાં હોય તે દુઃખના સમયમાં મિત્રની મદદ કરે એવી આશા રાખી શકાતી નથી. આનંદી સ્વભાવ

સર્વત્ર સ્થળે હર્ષ ફેલાવવાની તીવ્ર અભિલાષા, બધાની સાથે પરિચય કરી ઐકયતા સાધવાની ઇચ્છા, આ બધા સદ્દગુણો મિત્રતા નિભાવવામાં અજબ સહાય કરે છે. સર્વમાં સ્નેહભાવ ઉત્પન્ન કરવાની, બધાને સદ્દગુણ વડે આકર્ષવાની, જ્યારે તમારામાં શરૂઆત થશે ત્યારેજ તમે ચકિત થશો કે તમને મળવાને કેટલાં બધાં મનુષ્યો ફેરા ખાય છે. મિત્રતાની શોભામાં વધારો કરનારાં, ન્યાય અને સત્ય બહુજ જરૂરનાં છે. એ ઉંચા ગુણો વડે કોઇ દિવસ હાની થવાનો સંભવ રહેતો નથી. ન્યાયી અને સત્યપરાયણ સ્નેહિ ભાગ્ય વિના મળી શકતા નથી. બાકી તો ઉંદરની માફક ફુંકી ફુંકી ખાનારા અને કરડનારા ઘણાએ વસે છે. આપણા સમાજનું બંધારણ ન્યાયી અને નીતીજ્ઞ સુમિત્રોથી રચાયેલું હોવું જોઇએ. ન્યાય અને સદાચરણ પર આખું જગત વારી જાય છે. જેના હૃદયમાં માનની ભાવનાઓ પેદા થાય છે તે માણસ કોઇ દિવસ કુકૃત્ય કરવાને લલચાતો નથી, એવા મિત્રો સદાય વંદવા યોગ્ય છે, જે મિત્ર સત્ય બોલતાં અચકાય છે, ન્યાયની જરૂર છતાં તદ્દન અન્યાય ભરેલું બોલે અને મિત્રની લાગણી દુ:ખાય તેવાં આચરણ કરે તો તે મિત્ર સ્વપ્ને પણ સારો નથી.

મનુષ્ય સ્વભાવમાં એક એવું દૈવત રહેલું છે કે દંભ તરફ તેને બહુજ તીરસ્કાર છુટે છે. એથી કોઇ માણસે છળ, કપટ, દંભ વિગેરે રીતભાતો રાખવીજ ન જોઇએ નહિંતર મનુષ્યજાતિમાં સ્નેહ પ્રસરાવવો એ અતીશય શ્રમભરેલું થઇ પડશે, જે મિત્ર આપણા તરફ સત્યપણે રહી શકતો નથી અને આપણને છેતરવાના ઇલાજો કર્યા કરે છે એવું જાણવામાં આવે તો તેના તરફ કોઇ દિવસ વિશ્વાસનું આરોપણ કરવું નહિં. એતો સૌ કોઇ જાણે છે કે વિશ્વાસ સત્ય મિત્રતાનો પાયો છે, માટે આપણામાં દુર્બળતા વાસ કરે, ઘેર ઘેર ટુકડા માગવાનો વખત આવે, તો પણ મિત્ર પ્રત્યે દગો દેવાનું કે સ્નેહ કરી ખાશું પીશું ! અને આનંદ કરશું ! અને આપણો સ્વાર્થ પુરો થશે એટલે ચાલ્યા આવશું એમ કોઇ દિવસ નહિં કરતા ? જેનામાં એવી વૃત્તિ દોડધામ કરી રહી હોય, તેવા સ્નેહિઓ પોતાના સ્નેહિના મરણનોઘાટ કરાવે છે. રાવણને સ્નેહિ ન હોવાથી લંકા જેવા અજીત ગઢને ગુમાવી બેઠો. તેમજ રાજ્ય જેવું રાજ્ય, ભાઇ જેવા ભાઇ અને પુત્ર જેવા પુત્ર તથા આખું કુટુંબ એક નિમિષ માત્રમાં ભસ્મીભૂત કર્યું. રાજ્ય મેળવવામાં, વેપાર ઉદ્યોગમાં, વિદ્યા સંપાદાન કરવામાં, જેટલો ધનનોજરૂરી ખપ છે, તેટલોજ મિત્રનો પુષ્કળ ખપ છે. એ વખતે મિત્ર જે આપણું કામ કરે છે અને આપણે માટે જે જે તેણે સુખ દુ:ખ વેઠયું છે, તેની જગ્યાએ જો આપણને મુકવામાં આવે તો આપણે સ્નેહિને ચત્રભુજ સમજીએ. કદાચને

એવા મિત્રથી આપણને ઘડી બે ઘડી અલગ કરવામાં આવે તો આપણું જીવન એજ વખત નિરસ અને શુષ્ક રૂપે જણાવવા લાગે છે. અને એજ વખતે પાછો મિત્ર મળી આવે તો જાણે ઇન્દ્રપુરીની સુંદર હવેલીઓમાં, અપ્સરાઓનાં મનહર ગાયનો ન સાંભળતા હોઇએ! અગર તો ત્રિલોકનું રાજ્ય ન મળ્યું હોય!

આપણી જ્યારે ફતેહ થાય છે, ત્યારે એ માન આપણા મિત્રોને ઘટે છે. તમે કોઇ કાર્યની અથવા ધંધાની શરૂઆત કરવા માગતા હો તો કર્તવ્ય નિષ્ઠ મિત્ર શોધી કાઢવાની પહેલી મહેનત કરજો. જેઓ પોતાના જીવનમાં વિજયવંત નિવડયા છે અને પોતાના મિત્ર વર્ગમાં સન્માનને પાત્ર બન્યા છે, એવા લોકોનાં શુભ જીવન ચારીત્રો જાણવામાં આવે તો તેમાંથી બોધ લેવા જેવાં, વિનોદ કારક હિતવાળાં અને ભાગ્યને ઉત્તમ બનાવનારાં રહસ્યોમળી આવે એમ છે. જેણે બાલ્યાવસ્થાથી મિત્રો કરવામાં ઘણીજ ખંત વાપરી છે. અને પોતાના જીવનમાં, મીત્રો તરફ વફાદાર રહેવાનો લાંબો વખત અભ્યાસ કરેલો છે, તેવા માણસો પોતાની અદ્દભૂત શક્તિ બતાવવામાં તેમજ સદ્દમિત્રો કરવામાં પહેલે નંબરે પાસ છે.

જે લોકોનાં દિલો એકજ શબ્દથી આકર્ષાય છે અને જેને પ્રસન્ન કરવાને અસંખ્ય માણસો કામ કરે છે, એવા મનુષ્યો મિત્ર કરવાને યોગ્ય છે. જીવનની શરૂઆતમાં, સારા સોબતીની સહાયથી, જેણે ઉંચ પદવી મેળવી છે, તેવા માણસોએ પોતાના સ્નેહિની ખ્યાતિમાં અગણીત વૃદ્ધિ કરવી જોઇએ; કારણ કે એ તેનો આભારી છે. એમ ન બને તો એ મિત્ર તરફનો ઋણી થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો જેની સ્હાયથી જેણે કીર્તીમાં વધારો કર્યો છે, અસંખ્ય માણસો જેની સહાયમાં એક નીમીષ માત્રમાં દોડ્યાં આવતાં હતાં આ બધું માન મિત્રને છે, દરેક કાર્યમાં ઉત્સાહ, ચમત્કાર અને પોતાનું તથા પારકાનું શ્રેય સાધવાની મહાન્‌શક્તિઓની સાથે કાર્ય કરવાની અભિલાષા, આ બધું જે મળ્યું છે એ બરાબર સમજવામાં આવે તો આખી જીંદગી સુમીત્રના ચરણમાં અર્પણ કરવી જોઇએ. કેટલાક પોતાના હિતેચ્છુને કાર્ય સિદ્ધિ થયા પછી બહુજ થોડું માન આપે છે. અને પોતાનો થયેલો વિજય તેની અતુલ શક્તિના પરિણામે હોવાનો દાવો કરે છે, વળી છાતી ઠોકારી એમ કહે છે કે અમે જોરદાર લડ્યા હોવાથી અને અમારા શૂરવીરપણાના ઉગ્ર લક્ષણથી અમે વિજય મેળવ્યો છે. આવા અહંકારી માણસો નિરંતર પોતાની અહંબુદ્ધિથી હરહમેશાં પોતાના સ્નેહિ તરફનો ખરો પ્યાર ગૂમાવી બેસે છે. જ્યારે કોઇ વખત આફતમાં આવે છે, ત્યારે પોતાની આત્મશ્લાઘાએ થયેલા વૈરથી કોઇ મદદ કરવા ન જાય ત્યારેજ હારખાઇ બહુજ પશ્ચાતાપ કરી

રૂદન કરે છે. અને પોતાની સત્તા, ધન, રાજ્ય, લશ્કર, બુદ્ધિ સર્વ સન્મીત્રના પ્રતાપેજ કાર્ય કરતાં હતાં, એવું તેના જાણુવામાં આવે ત્યારેજ પોતાની કુશાગ્ર બુદ્ધિત્વપર વૈદગ્ધ્ય ઉપર અને પ્રગતિમાન થવાની પોતાની શક્તિ પરનો વિશ્વાસ ઉડી જાય છે. જ્યારે અભિમાન્યુ કોઠા યુદ્ધમાં જોડાયો ત્યારે ઘટોતગચ્છની પાસે એવીજ રીતે અભિમાન કર્યું હતું કે આ બધી જીત મારા બાહુબળનો પ્રતાપ છે તેના પ્રતાપે પોતે હારખાઇ મરાયો હતો. જે વસ્તુઓને મનુષ્ય પોતાના વિજયનું કારણુ સમજે છે તે વસ્તુ વિજયનું ખરૂ કારણુ નથી; પરંતુ સુમિત્રની સહાય એજ ખરી વિજય પતાકા છે. હરવખતે સ્નેહિ જે સહાય કરે છે, તે અતુલ્ય છે. તેનું માપ કોઇ વાતે થઇ શકે તેમ નથી જંગલમાં વૃક્ષ પણુ એકલું હોતું નથી, મતલબ કે એથી ઝાડને સ્નેહિની જરૂર હોય એમ જણુાઇ આવે છે. આ જગતમાં મનુષ્યોને મિત્રતા સિવાય બીજો એકે આનંદ પ્રદ વિષય નથી. અને તે સિવાય તેને કોઇ વસ્તુ આનંદદાયક આપવામાં આવી નથી, માટે મિત્ર કરવાની ટેવને બરાબર કેળવવી જોઇએ. રામચંદ્ર ભગવાને સુગ્રીવ, હનુમાન વિગેરે મિત્રના પ્રતાપે વાલી જેવા મહાબળવાન વાંદરાને માર્યો હતો અને પાછા તેનાજ પુત્ર આદિક બીજા રીંછ વાંદરાની સહાયથી ચારસો ગાઉના લાંબા સમુદ્રપર પાળ બાંધી લંકા જેવા મજબુત દુર્ગને સર કર્યો હતો.

પૈસા ખરચવાથી કે ખુશામત કરવાથી સારા મિત્રો મળવા મુસ્કેલ છે; કદાચને તમે એમ ધારતા હો કે મિત્ર એવી કઇ અમુલ્ય વસ્તુ છે? કે, પાછી ગમે તે વખતે ન મળી શકે? હમણુાંજ ધન કમાઇ તેના મુખમાં બે ત્રણુ દોકડા નાખી હમેશાં સલામ ભરતા કરી દેશું એમ કહેવાથી તમારી બહુજ ભુલ થાય છે. જેને તમે પૈસાથી વશ કરવા ધારો છો તો તે તેમ થશે ખરૂ; પણુ તમારા પૈસામાં મોહ પામી જે સ્નેહિ થવા આવશે તે આડું માથું નહિં આપે! એ તો જ્યાંસુધી મળશે ત્યાંસુધી ભાઇ! ભાઇ! કરશે અને નહિં મળે ત્યારે નવ હાથ નમસ્કાર કરી થાપ દઇ ચાલ્યો જશે. તમારી પાસે બરાબર સ્નેહિ કરવાની પરિક્ષા હશે, તોજ તમે ખાનદાન સન્મીત્ર કરી શકશો. જેની પાસે વસ્તુની કીંમત કરવાની તાકાત નથી તે કોઇ દિવસ કિમતી વસ્તુ મેળવી શકતો નથી. જે માણુસ મિત્રતા કરવાને અને તે પુરેપુરી નિભાવવાને એટલે આવશ્યક ભોગ આપવાને ખુશી છે, એમ જ્યારે લાયક હોય, ત્યારેજ તેને સામો મિત્ર લાયક મળે છે. જેટલો સમય આપણુને સારા મિત્રો કરવામાં જોઇએ છીએ, એટલાજ અરસામાં જો આપણે અસંખ્ય ધન એકઠું કરવાને શક્તિમાન હોઇએ તો દ્રવ્ય સંગ્રહ કરવામાં દિવસ નહિં

ગુમાવતાં ખાસ સારા મિત્રો શોધી કહાડવામાં સમય વ્યતીત કરવો જોઇએ, કે જેનાથી આપણે અઢળક ધન ભેગું કરી શકીએ, વિચારો ! જેઓ આપણામાં સંપુર્ણ વિશ્વાસ રાખે છે અને જેઓ આપણને વિપત્તિના સમયમાં તજી દેતા નથી, એવા પુષ્કળ મિત્રો ભેગા કરવા એ અસંખ્ય ધન સંગ્રહ કર્યા જેવું છે. લાયક મિત્રોની સ્હાયથી આપણે જે સમૃદ્ધિ મેળવી શકીએ છીએ એ સંપત્તિ જગતમાં બીજી કોઇ વસ્તુ વડે મળી શકે તેમ નથી. જ્યાં સ્નેહનું અંગ થયું, ત્યાં સર્વ ઉપાધિઓ પોતાનો વેગ મંદ કરે છે. સ્નેહિ તો સગાભાઇ કરતાં વિશેષ મનાય છે. સ્નેહિને ઘેર સ્નેહિ આવે તો જેમ પોતાના ઘેર પોતે આવ્યો હોય તેમ પોતાને હાથે સગવડ કરી લે છે. કોઇ બીજો અજાણ્યો માણસ આવ્યો હોય તો ભાગ્યેજ પરખી શકે છે, કે આ ઘરમાલિક છે કે તેનો સ્નેહિ છે. સ્નેહિને વધારે વિવેકની જરૂર નથી હોતી. તેઓ પોતાના તરફ સ્નેહિએ બતાવેલા વિવેકને મશ્કરીરૂપ સમજે છે. સ્નેહિને આમંત્રણ નથી હોતું ! કારણ કે સન્મીત્રોએ પોતાના મિત્રો તરફ જ્યારે સ્નેહિને પસંદ કર્યો, ત્યારેજ વિવેકનો, માન સન્માનનો, આમંત્રણોનો, હાવભાવનો, સર્વત્ર ખજાનો એક સાથે અર્પણ કરેલો હોય છે; તેથીજ તેઓ હરવખત એ પંચાતમાં નથી પડતા. સત્ય મિત્રો મળવા એ મહાન્ રાજ્ય મળવા સમાન છે.

જ્યાં સુધી મિત્રતા ન તુટે ત્યાં સુધી, તેની કિંમત કોઇ જાણી શકતું નથી માટે ભવીષ્યમાં સ્નેહ ન તુટે તેવી મિત્રતા કરો. તમારા મિત્રોની વર્તણુક તથા પદવીથી તમારા જીવન પર અદ્દભુત અસર થાય છે, માટે બની શકે ત્યાં સુધી તમારાથી ઉચ્ચતર કોટીના મિત્રો પસંદ કરવાનો ચોક્કસ ખ્યાલ રાખો. જે લોકો તમારા કરતાં વિદ્યા હુન્નરમાં આગળ પડેલા હોય, તેની સાથે નિકટ સમાગમમાં આવો. જેઓને આત્મવિકાસ અને આત્મોત્કર્ષનાં વિશેષ સાધનો હાથમાં આવેલાં છે અને જેઓ વધારે કેળવાયલા છે તેઓને મદદ કરવાને તમે તમારા જીવનનો સદ્ઉપયોગ કરો, અગર તો તમારા સહવાસમાં જે મનુષ્યો આવે તેઓના જીવનમાંથી બને તેટલું સદાચરણ ગ્રહણ કરો, આથી તમારૂં જીવન ઉંચ પદવીપર લઇ જવાને તમને સહેલું થઇ પડશે.

ઘણાએક માણસને અસંખ્ય સ્નેહિઓ કરવાની ટેવ હોય છે અને એ ઘણા મિત્રો વડે એ માણસ ગમે એવું અઘરૂં કામ હોય, કોઇની સત્તાવડે ન જીતાય એવું હોય; તો પણ જય મેળવી શકે છે. જે વખતે જર્મન અને બ્રિટિશ સરકારને જંગ થયો, એ વખતે જર્મને આખા જગતને વશ કરે એવા પાયાપર લડાઇ આરંભી હતી; પણ બ્રિટિશે મિત્રોના પ્રતાપે અને એના બળના સમુહે પ્રતાપી જર્મનને

વશ કર્યો. માત્ર મિત્ર એવી સંજ્ઞા આપનારા મિત્રો વડે કામ સાધી શકાતું નથી, પણ જેઓ સદ્‍ગુણી હોઇ મિત્રના કષ્ટમાં ભાગ લેવા ઉઘાડે પગે દોડયા આવે, એવા સ્નેહિઓ સારાં કૃત્યો કરી શકે છે. તમારા કરતાં ઉતરતી પંક્તિના જીવોની સાથે સ્નેહભાવ રાખશો અને હરહમેશાં તેના સંસર્ગમાં આવશો તો તમે નકી ઉતરતી પંક્તિમાં જવાના. કારણ કે તેઓએ ઉંચે ચડવાનું કે બીજાને ચડાવવાનું પસંદ નહિં કરતાં કનીષ્ટ પદે લઇ જવાનું વધારે પસંદ કરેલું હોયછે. કદાચને તમારામાં એક બે ગુણ સારા હશે તો ખરાબ મીત્રો તેને નસાડી મૂકશે અને ઉંચ અભિલાષને ધુળમાં મેળવવાનો યત્ન આરંભશે.

આપણા મિત્રો આપણા પર કેવી છાપ પાડેછે, એ અગાઉથી નહિં જાણતા હોવાથી, આપણે હરવખત દુ:ખના દરિયામાં આવી પડીએ છીએ. મારૂં તો એમ માનવું છે કે જે માણુસ સારા સ્નેહિઓના પરિચયમાં આવે છે, તે અનેક અવગુણોને સંહારી સારા સદ્‍ગુણોની ભરતી કરેછે. એથી આપણામાં સ્વભાવિક રીતે એવી ટેવ પડી જાય છે કે, ખરાબ કાર્ય તરફ આપણને એની મેળે અણગમો છુટે છે. કેટલાક મિત્રો પોતાના સ્નેહિઓનું દીલ દુભાય એવું કામ કરવા કોઇ દિવસ પ્રેરાતા નથી અને તે કેમ ખુશી રહે; તથા પોતાની મિત્રતા કાયમ ખાતે સુર્યની ઉત્તરાદ્ધ છાયાની માફક કેમ વૃદ્ધિ પામે, એજ હેતુ પર લાગેલા હોય છે. એવાજ મિત્રો ઘણે ભાગે કોઇ દિવસ મિત્રના દોષમાં આવતા નથી, માટે દરેક સ્નેહિઓએ મિત્રતાનો કેમ સંબંધ સચવાય, એની કાળજી રાખવી અવસ્યની છે. તમે ગમે તેટલા વિદ્વાન, પ્રવીણ અને લાયક હો પણ તમારે કોઇ ગરીબ માણુસના સહવાસમાં ન આવવું, તેની સાથે મિત્રતા ન કરવી, એવી મોટપણુની વૃત્તિનો ત્યાગ કરો. ગમે એવો ગરીબ હોય તો પણ તેનામાં એકાદ ગુણ એવો સારો હોય છે કે જે ગુણ સજ્જન માણુસમાં પણ ન હોય. સોમલ પ્રાણ નાશક છે; પણ તેમાંથી વૈદો બહુજ સારી ગુણકારી દવાઓ બનાવે છે. કોઇ માણુસ ગુણી નથી, બધા અવગુણોથી ભરેલા છે મારે તેની સાથે વાત ચીત કરવાનો જરા હક નથી એમ બોલી તમારા ઉતમ ગુણને તજી ખરાબ વૃતિને નહિં આવકાર આપતા, નહિંતર તમારામાં ઉત્સાહ, આનંદ અને ભલમનસાઇ આદિક સદ્‍ગુણો સહજ વારમાં નાશ પામશે. એક માણુસ હરવખત એમ કહેતો કે મારે એકે મિત્ર નથી તેથી આત્મઘાત કરવાના નિશ્ચય પર હું આવી જાઉં છું. જો મને સારો સલાહકાર મિત્ર મળે તો હું હમણાંજ મારાં દરેક કષ્ટદાયી કાર્યોને દેશવટો આપી શકું. જુઓ ! મિત્રતાથી કેટલો બધો ઉત્સાહ જોરપર આવે છે ?

જેઓ દુરાગ્રહી હોય એજ સન્મીત્રના સાથમાં જોડાતા નથી. જે માણુસ હલકા તેમજ સંકુચિત મનના હોય છે, વ્યવહારમાં ચીકણા અને બીજાની ટીકા કરનારા સ્વાર્થી, લોભી અને ઇર્ષાખોર હોય છે તેવા ખોટા તર્ક, વિતર્કને માન આપનારા, સારાં કૃત્યો કરનારા તરફ વૈરભાવ રાખનારા, અવગુણી માણુસોને કોઇ સ્નેહિ તરીકે પસંદ કરતું નથી.

જીવનનાં ધોરણો ઉંચ રાખવા માટે હમેશાં યત્ન કરવો એ એક મહત્વની વસ્તુ છે. જેઓ કાયમ ખાતે ઉંચ ભાવનાઓ બાંધતા આવ્યા છે, તેઓને માટે એ કાર્ય દુર્ઘટ નથી. સામો માણુસ કેવા સ્વભાવનો છે? હમણાં કે પછી આપણા મતને મળતો થઇ સમયાનુસાર વર્તશે કે કેમ? એની પરિક્ષા કર્યા વગર એને મિત્ર કરવાની રીતભાત તમારી ધાત ઉપ્તન્ન કરશે. કોઇ માણુસને કોઇની સાથે મિત્રતા નથી, એવી જો બુમ સાંભળો તો અવશ્ય એવું અનુમાન કરવું કે એ માણુસ કંઇક દુર્ગુણવાળો હોવો જોઇએ. એમ ન હોય તો તેનામાં મિત્રતાનો અભાવ કેમ હોય? પુષ્કળ મિત્રો હોવા એ ગોટાળા ભર્યો રસ્તો નથી; પણ બહુજ પ્રશંપનીય છે. તેવા બ્હોળા પ્રમાણવાળા મિત્રને પસંદ કરનારો માણુસ સત્કારને પામે છે. જેને મિત્ર નથી અને ઘણું ધન છે તે માણુસ ગરીબ ગણાય છે. ગમે તેટલું દ્રવ્ય હોય તે મિત્રતાને સ્થાને શોભી શકતું નથી. એક મિત્ર વગરનો ધનવાન સંસારનો ત્યાગ કરે અને બીજો પુષ્કળ મિત્રોવાળો નિર્ધન માણુસ મૃત્યુવશ થાય તો મિત્ર વગરના ધનવાન કરતાં, ગરીબ સ્થિતિના માણુસની શેરીમાં અસંખ્ય સ્ત્રી, પુરૂષો, શોક પ્રદર્શિત કરવાને માટે ઉભરાઇ નીકળે છે. દ્રવ્યવાન માણુસ ધન એકઠું કરવામાં પોતાનું સાર્થક સમજ્યો હતો અને પેલો ગરીબ માણુસ મિત્ર એકઠા કરવાની સેવામાં રોકાયો હતો, માત્ર પરિશ્રમમાં નહિં પણ ભાવનામાં તફાવત હતો, કૃપણ માણુસને જેટલો ધન પર સ્નેહ હોય છે, તેવોજ સ્નેહ મિત્રની ચાહના કરનાર માણુસને મિત્ર તરફ હોય છે, ધનવાન ધન તરફ લલચાયો હતો અને મિત્ર પ્રાપ્ત કરવાના સદ્દભાગ્યવાળો ઉદાર માણુસ, મિત્ર એકઠા કરવામાં પોતાનું સર્વસ્વ જીવન ખરચતો હતો.

આખા જગતને કુટુંબ સમજનારા માણુસો જ્યારે સંસારમાંથી અદૃશ્ય થાય છે, ત્યારે તેના કુટુંબને નહિં પણ આખા વિશ્વને નુકશાનમાં ઉતરવું પડે છે. આવા સ્વાર્થ બુદ્ધિ વગરના અને લોભ દશાને ધિક્કારનાર ઉદાર દીલના પુરૂષના સમાગમથી કોને લાભ ન થાય? મિત્ર તરફની ઉત્તમ રીતભાત અથવા સભ્યતા નિરૂપયોગી નથી પણ એક વફાદાર અને ખાનદાન સ્વભાવનો અચ્છો નમુનો છે. આરોગ્યતાના નિયમોનું ઉલંઘન કરવું એ શારીરીક પાપ છે, તેમ મિત્રને સન્માન ન આપવું એ મોટામાં મોટું માનસીક પાપ છે. થોડું ઘણું માન એ અઢળક ધનની ભેટ છે.

જો માબાપને પોતાની ઇચ્છાનુસાર બાળકને સદ્દગુણી બનાવવું હોય તો તેણે સારા સ્નેહિઓના હાથ હેઠળ મુકવું જોઇએ. કે જેથી આનંદ, સુખ અને ફતેહનાં વાજાં સાંભળી શકે, સન્મીત્રના સહવાસથી દરેક માણુસ દયાળુ, સાદા મનનો, ચોખ્ખો, ધીરજવાન, વિચારવંત, વિવેકી અને ઇશ્વરીજ્ઞાન તેમજ ઉત્સાહીપણે કાર્ય કરવામાં એકકો બને છે. પારણામાં માબાપના ખોળામાં રમત ગમતમાં જે જે અવગુણો પ્રવેશ્યા હોય તે બધા નષ્ટ થાય છે. એમાંથી વડિલો માબાપ વિગેરેની સાથે કેમ વર્ત્તવું એ પણ શીખવાનુ મળે છે. ધર્મ બજાવવામાં, પોતાના સર્વસુખોનો પાયો ચણવામાં અને દરેક શુભેચ્છાઓને મજબૂત કરવામાં, શક્તિમાન નિવડે છે. દૂર દેશાવરની, કારખાનાંઓની, અદાલતોની, બધી ખાનગી એટલે ન જાણવામાં આવે એવી ગુપ્ત વાતોનો ભંડાર મેળવે છે. સુમીત્રની સ્હાયથી દુનીયાદારીના દરેક કડવા અનુભવોને જાણી શકાય છે. છોકરવાદી, બદફેલી અને દુર્ગણુવાળી અનેક ખામીઓ દુર થાય છે. મોટામાં મોટો મનોરથ; તેમજ નિર્વાહ ચલાવવાનો ઉમદા રસ્તો હાથ કરાય છે. વિદ્યા, ઉદ્યોગ વિગેરે વગર પૈસે હાથમાં આવે છે. સ્વતંત્ર વૃત્તિને, પુરૂષાર્થ અને પરાક્રમને જાણતાં શીખે છે. પરાધીન થઇ પોતાનું સ્વરૂપ ભૂલતાં અટકે છે. પોતાની સત્તા વડે જે મળે તેમાંથી જાડો પાતળો રોટલો ખાઇ, પ્રમાણિકતા અને કુટુંબની પ્રીતિ મેળવવાને ભાગ્યશાળી બને છે. ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ, પરાક્રમ અને ઉત્સાહ એ તેના ઉમદા ગુણો ઠરે છે. મીત્રના પ્રતાપે મનની મજબૂતી, આરોગ્યતા આદિક અગણીત અન્ન વસ્ત્ર પુરી પાડવાની શક્તિ જન્મ પામે છે. જુલમી, કુફેલી, દુર્ગુણી, હરામી, પાપી, વિશ્વાસઘાતી વિગેરે લોકોની અપવાદરૂપ વાણીને પાત્ર ઠરતો નથી. ચતુરાઇ અને ડહાપણુ ભર્યા કાર્યો કરી જગતને સંતોષી શકે છે. આંધળાં, લુલાં, મુગાં, બહેરાં, એવાં બિચારાં હીણભાગીની સેવામાં લાગી જવું; તેને પોતાની કાર્ય સિદ્ધિ સમજે છે. ઢંગધડા વગરની રીતભાતોને ધિક્કારી, ઉમદા રહેણી કહેણીને દાખલ કરે છે. દુનીયાની યાદગિરીમાં રહે એવાં કાર્યો કરી, નીચ માણુસોથી પીડાતા રંક જીવોને બચાવે છે, એવી રીતે પોતાની જીંદગીને સારામિત્રના પ્રતાપે સુધારી એક ઉમદા ગ્રંથકારને હાથે પોતાનું ઉત્તમ જીવન ચરિત્ર લખાવતા જાય છે. દરેક માણુસને મિત્રની જરૂર છે. ધંધામાંથી મુક્ત થયા પછી ખાસ મિત્રની જરૂર પડે છે. બાગ બગીચાઓમાં, ફુરસદનો સમય ગાળવામાં; કે ઉત્તમ સ્થળે રમત ગમતમાં, જો મિત્ર ન હોય તો ભાગ્યેજ આનંદ મળી શકે છે.

બે અદબી અને મુર્ખ માણુસના સહવાસમાં એક ઘડીભર આવવું તેના કરતાં જેલમાં જન્મપર્યંત રહેવું વધારે સલામતી ભર્યું છે. જો

ખરાબ માણુસની સોબત થઇ જાય તો આખી જીંદગીને રીબાવી રીબાવી મારવાની અને મોટી આફતો આવી જવાની ધાસ્તી છે, ખરાબ માણુસની ટોળી, ગપાં સપાં અને બીજાનું સત્યાનાશ કરવાની, વાત સિવાય કંઇ ઉચ્ચારતી નથી. તેઓની વાતો તદ્દન દુરાચાર ભરેલી હોય છે. તેમાંથી કંઇ જાણુવા જેવું મળી શકતું નથી. બકલ કહે છે કે પ્રશંષાને પાત્ર ગણાતા એવા માણુસોએ તો એવા લોકોના રહેઠાણુનાં પણુ ખબર ન પુછવા જોઇએ.

જે માણુસને અસભ્ય વાતો કરવાની ટેવ પડી ગઇ હોય છે; અથવા તો હલકા લોકોની સોબત કરવાનો શોખ પડી ગયો હોય, એવા માણુસની સોબત કરતા અટકજો. દુરાચારને રસ્તે ચડેલા યુવાન માણુસો દ્રવ્ય અને બુદ્ધિની ગમે એવી મોટી બક્ષિસ મળે તો પણુ કદી ફતેહમંદ થતા નથી. તેમ સારા પ્રકારનાં ધોરણો કે વિશ્વાસ પાત્ર વર્તણુકની તેને ઇચ્છા હોતી નથી, એજ તેના અધમ અંતઃકરણુની સાબિતી છે. એવાઓ તરફ અમને બે હદ દયા આવે છે. ખરાબ સોબતીઓની જાળમાં ફસેલો માણુસ લફંગો અને લુચ્ચો કહેવાય છે. જેમ દુર્ગુણુમાં ઉછરીને મોટો થયો હોય તેમ સદ્દગુણુ તરફ કટાક્ષ કરી, હર વખત આફતમાં આવી પડે છે. એવા ખરાબ માણુસો વિશ્વાસ પાત્ર માબાપને, અધમ અને દુરાચરણી બનાવે છે. જો તમારે સદ્દગુણી માણુસની પંક્તિમાં શોભાસ્પદ ગણાવું હોય તો તમને ન્યાયબુદ્ધિવાળા, વિશ્વાસ પાત્ર અને નિમક હલાલ સ્નેહિના મિત્ર તરીકે ઓળખાવજો. સારા વર્તનવાળા દરેક માણુસને સભ્ય, સારી વર્તણુક; તેમજ મોહક. છટાદાર, સત્ય વચનોને ઉચ્ચારનારા સન્મીત્રની જરૂર છે. આનંદ મેળવવા સારૂ મિત્ર હોય છે; કંઇ ગ્લાની ઉપજાવવા માટે હોતા નથી. સૃષ્ટિની રચના બતાવવામાં, પોતાની જાતને સુધારવામાં, મર્યાદશીલ અવસ્થા વિતાડવામાં, સ્નેહિ જે કામ કરે છે તેવું કામ બીજી કોઇ પણુ વસ્તુ નથી કરતી મિત્રથી ઇર્ષાળુ બુદ્ધિ મટી, દરેકના તરફ સ્નેહભાવ ઉત્પન્ન થાય છે. પોતે આપત્તિમાંથી બચી, બીજાને છોડાવી શકે છે. અંતઃકરણુની દરેક ભલી વૃત્તિઓ એકદમ શરણે આવે છે. હાંસી, ખટપટ, અધમ અને ભ્રષ્ટ વિચારો તેનાથી થરથર ધ્રુજે છે. ઉપહાસ્ય અને બિભત્સ શબ્દો બોલવામાં પોતાની જીવ્હાને કુમાર્ગે જવા દેતા નથી. સારી બુધ્ધિ પ્રાપ્ત કરવા હરવખત ફુરસદ લઇ, પુસ્તકો વાંચવામાં પોતાનો સમય વ્યતીત કરે છે. જ્ઞાનમાં આગળ વધી મહાન્ નેતા તરીકે ઓળખાઇ જાહેરાતમાં ન આવે એવા કુળને જગજાહેર બનાવી, સર્વમાં પૂજાય છે. સારા સ્નેહિના પ્રતાપથી ધંધા રોજગારમાં સારૂં માન મળેછે. એક માણુસ એમ કહેતો કે જે માણુસમાં સ્નેહિઓનો દુષ્કાળ છે.

તેવા માણુસો મારા વૈરી અને હું તેનો કટ્ટો શત્રુ છું; કહો ! આ મિત્ર વગરના માણુસની કેટલી બધી અધમ સ્થિતિ ? આપણા દેશમાં ધંધો પડી ભાંગવાનું, મનુષ્યોને ઘેર ઘેર ભીખ માગતા થવાનું, સુલેહ અને સંપ વગરનાં હોવાનં, અશાંતિ અને કષ્ટથી બરાડા પાડવાનું, જો મળી આવ્યું હોય તો માત્ર મીત્ર વગરના માણુસોથીજ સમજી લેવું. સન્મીત્રના સહવાસ વગર તમારા અંતઃકરણુની ગુપ્ત વાત બહાર પાડશો નહિં; નહિં તર લોકો તમને પોતાના સમાજમાંથી પશુની માફક હાંકી કાઢશે. જેમ ખાનપાનાદિક વ્યવહારમાં, બરાબર નિયમ ન રખાય તો યમ ઘર ભાળી જાય તેમ છે, એવી રીતે ગુણુની પરિક્ષા વગર સોબતી સાધી લેવાય તો ખરી રીતે અમુલ્ય જીંદગીને મુઠી ચણા માટે વેચી નાખી ગણાય. તમારો ધંધો ગમે તે પ્રકારનો હોય; પણુ સ્નેહની બાબતમાં તમારા જેવા તેવા સ્વભાવનાં દર્શન કરાવશો નહિં. તમારી મદદને માટે, પૈસા આપીને રાખેલા નોકરને નહિં પસંદ કરતાં તમે ઉત્તમ સદ્ગુણુ વડે પ્રાપ્ત કરેલા શુદ્ધ સ્નેહિને મદદમાં લેજો, પછી જોઉંછું કે કેમ આફત અને મુશીબતો ટકી રહે છે ! તમારી આખી જીંદગીનું જોખમ તમારા ઉપર છે, ચાહે તો સુધારો અગર તો બગાડો. તમારા કાર્યમાં, તમારા વિચારમાં, તમને અણુમોલ મદદ કરે એવા સ્નેહિ શોધી બરાબર વખતનો ઉપયોગ કરતાં શીખો. સારા મિત્રોના પ્રતાપે કુદરતથી મળેલી દરેક શક્તિઓ આપણુને બમણી મદદ કરેછે. જેણે સારાં કાર્યો કર્યાં છે, તે બધા સન્મીત્રોનાં એકજ જીભે વખાણુ કરેછે, કે હું જે જે કરી શકયો તે બધું માન મારા સોબતીઓને છે. મારા વખતનો બરાબર સદુપયોગ કરવા માટે, મારા કાર્યમાં હરવખત ઉત્સાહ રેડતા તેથી મારામાં એટલી તો બ્હોળા પ્રમાણુમાં શક્તિઓ આવી મળી કે એક વરસે પુરૂં થાય એવું કામ હું ચોવીસ કલાકમાં કરી શકયો. મારો મિત્ર મારી એક ક્ષણુ નકામી જવા દેતો નહિં. સેંકડો કે લાખો માણુસોની વચમાં એક સભ્ય તરીકે ઉભા રહેવાનો જે મારો આનંદદાયક અને સુખદાયક સમય જોઇ શકયો છું; તેવા મિત્રના પ્રતાપને હું કેમ જીવન પર્યંત ભુલી જાઉં ? સન્મીત્રના પ્રતાપે ભભકાદાર પોશાકો, ઇલ્કાબવાળી સ્થિતિઓ, ઉંચી ઉંચી અભિલાષાઓ, તવંગરપણું આ બધું મરજી મુજબ મળી શકે છે. વખતો વખત સુગંધી પુષ્પોના હારો કંઠમાં આરોપાય છે. જય જયના પોકારો સંભળાય છે, જેને માટે હજારો માણુસો મરવાને તૈયાર હોય છે. એવા પુણ્યવંત સન્મીત્રના મિત્ર તરીકેની પરામાત્મા પણુ ઇચ્છા બતાવે છે. જેને બોલવાનો હક ન હોય પગવતી ચાલવાને જમીન ન હોય, સ્વતંત્ર છતાં પરતંત્ર બની ગયો હોય, તેને જો વિજય મેળવવો હોય તો; મારા કહેવા પ્રમાણે સન્મીત્રોની ભરતી કરે.

મિત્રતામાં સ્હેજ પણ સંકોચ ન હોવો જોઇએ. મિત્રતા કર્યા અગાઉ તમારે ખુશી પડે એવા સ્વતંત્ર વિચારો કરવાની છુટ છે. મિત્રતા સાધ્યા પછી તમારે એક શબ્દ પણ ખાનગી ન બોલવો જોઇએ. તમને કોઇ બાબતમાં શંકા થાય તો તમારા મિત્ર પાસે ખુલાસો કરો, મિત્ર મનના સમાધાન માટે હોય છે. મિત્રતાનો ખરો હેતુ એ છે કે તમારી જાત કરતાં તમારા સ્નેહિ પર તમારે વધારે સ્નેહ હોવો જોઇએ. કારણ કે સારા સ્નેહિને માટે, તમારી જીંદગીની આહુતી આપતાં સંકોચ ન પામો. તમે મિત્રને માટે માથું આપ્યું હશે તો મિત્ર ખુશીથી તમારા માટે મરશે. અને એવાજ સદ્વર્તનવાળા મિત્રો ઇતિહાસનાં પૃષ્ટ પર પોતાનાં નામો સ્થિરસ્થાપી કરતા ગયા છે.

આપણામાં એક એવી ભુલ માલુમ પડે છે કે આપણે કોઇ વસ્તુ પર સરખો પ્યાર કાયમ ખાતે રાખી શકતા નથી. એથીજ આપણે વિશાળ સાધનો, આશ્ચર્ય ચકિત કાર્યો, યોગ્ય સમય, મહાન્ લાભ; વિગેરે વસ્તુઓ પ્રાપ્ત કરી શકતા નથી. જો આપણે એ અજ્ઞાનતાને છોડી દઇ, સદ્ગુણોની શોધ ખોળમાં મચ્યા રહીએ તો આપણા મિત્રો ખુશીથી આપણને લાભકારક બાબતોની સાથે ઓળખાણ કરાવી આપે એમ છે ભૌત્તિક સંપત્તિને માટે આપણે જેટલી લાગણી બતાવીએ છીએ, તેટલાજ પ્રમાણમાં સદ્ગુણોને દબાવીએ છીએ. એનાથી કેટલાક વિચારો ખીલે છે. કેટલાક એમનેએમ મગજમાંને મગજમાં મરી જાય છે અને કેટલાક અધમુઆ થઇ જાય છે. એથી આપણે અત્યંત અમુલ્ય વસ્તુ ગુમાવી બેસીએ છીએ. કેટલાક સ્વાર્થી માણસોએ મિત્રતાને, શકિતને અને સારા વખતને, એક વેપારમય બનાવી મુકયો છે. સ્નેહનો અંશ થયો એટલે તુરતા તુરત ધન ઉછીતું લઇ ધંધાને માટે લાગી પડયા, પાછી જરૂર પડીતો પાછા લેવા આવ્યા. એતો આમ એક જાતનો વ્યાપારમય પ્રેમ ઠર્યો ગણાય આમાં નિઃસ્વાર્થતાનું કયાંય નામનિશાન પણ ન રહ્યું. તેવા મિત્રો. આવા મિત્રરૂપી પ્રયોગથી, ધન કઢાવવાના જબરા ગારૂડી છે; કારણ કે તેઓએ દ્રવ્ય પ્રાપ્તિમાંજ જીવન કાર્યની શકિતની અને મિત્રતાની ખરી સાર્થકતા માની છે. પુષ્કળ દ્રવ્ય હોય, અગણીત સ્નેહિઓ હોય; પણ સત્ય સ્હાયક મિત્ર એમાંથી ન જડી આવે તો એના જેવી ખરાબ જીંદગી બીજા કેની કહેવાય? કેટલાક એવા સ્નેહિઓ હોય છે કે જેની સત્ય મિત્રમાં ગણુના થઇ શકતી નથી; માત્ર સ્નેહિ છે એમ શબ્દમાં બોલાય છે. જ્યારે મિત્રતારૂપી લતાવિસ્તાર પામે છે, ત્યારે મિત્રના દરેક લાલચુ જનોએ વિપત્તિના સખત આધાત અને અસંખ્ય ઉપાધિઓનાં ઝાપટાંની સામા થવું જોઇએ છે. એક માણુસ એમ ધારતો હતો કે મારી પાસે માથું આપનારા અને સુખ દુઃખના સમયમાં સરખા રહેનારા, અસંખ્ય

મિત્રો છે. જ્યારે એની પાસેથી સર્વ મિલ્કત અદૃશ્ય થઇ ગઇ! ત્યારે બધા મિત્રો તેને તજીને ચાલ્યા ગયા અને એજ વખતે તેણે મિત્રની હડતાળ પડેલી જોઇ. જે મિત્રો તેના પર અપ્રતિમ સ્નેહભાવ રાખતા હતા, તેઓએ તેને તજી દીધો. એટલે એ બિચારો એટલો બધો તો હતાશ થઇ ગયો અને સ્નેહ શૂન્યતાથી તેને એટલું બધું તો દુઃખ થઇ પડયું કે અંતે પોતે પોતાના આત્માને ખોઇ બેઠો. આવા દુઃખદ સમયમાં થોડાજ મિત્રો વળગી રહેનારા હોય છે અને કેટલાક તો એવા હોય છે કે જેને ઘેર પોતે ખાઇપીઇને મોટા થયા છે, તેની જ્યારે ખરાબ સ્થિતિ થાય છે, ત્યારે તેઓ આંગણે આવવા દેવાની પણ ઇચ્છા કરતા નથી ઘણે ભાગે તો દુરથી દેખી સાંકળ લગાવી દે છે. આહાહા! આવા માણસોથી બીજા કયા વધારે ઘાતકી હોઇ શકે? પરંતુ કુદરતે વ્યાજબી કર્યું છે કે એવા હરામી મનુષ્યોને પોશણ કરનારો માણસ એજ દશાને યોગ્ય હોઇ શકે!

જેઓ મિત્રતાને આધારે ધંધો કરે છે; અગર તો મિત્રતાને એક મહાન્ વ્યાપારના સાધન તરીકે સમજે છે, એવા જીવો મિત્રતાને માટે મને યોગ્ય લાગતા નથી. એક કહેવત છે કે, જે માગે તે કોઇ દીવસ મગાવે' મતલબ કે એવા સ્વાર્થી લોકોને આપવાથી આપણો કોઇ દિવસ એવો વખત આવે છે કે આપણે બીજાની પાસે માગવા જવું પડે છે, તેવા માણસોથી ચેતીને ચાલવામાં સાર છે. જે માણસ મિત્રતાની કિંમત સમજે છે, તે મિત્ર પાસેથી કોઇ દિવસ પૈસા લેતો નથી, ખરૂં પુછાવો તો પૈસાની લેવડ દેવડથી શુદ્ધ સ્નેહ નિભતો નથી અને પાછળથી તેના પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જોવાય છે. આ પ્રમાણે જ્યારે મિત્રના અંતઃકરણોમાં આમ વિગ્રહ થાય એ મિત્રના શબ્દથી અત્યંત વિરૂદ્ધ છે. જ્યાં સ્નેહ હોય ત્યાં વિશ્વાસ ગૂમાવવો નહિં. એક બાજુ મિત્ર આપણા માટે સુંદર કાર્ય કરી રહ્યો હોય ત્યારે બીજી બાજુ આપણે તેને ધન માગી સતાવીએ તો કેટલું બધું શોચનીય ગણાય? તેઓનો આપણા તરફ ખરેખરો સ્નેહભાવ એથી નથી રહેતો! કેટલાકનું એમ કહેવું છે કે જ્યાં સ્નેહ હોય ત્યાં એવો અભાવ ન સંભવે અને જો તેમ થાય તો પછી સ્નેહ એવું નામ આપવું એ પણ પાપ છે. આપણામાંના ઘણાખરાને એમાંનો અનુભવ હશે તો તેઓ સમજતા હશે કે ગમે એવો સાચો સ્નેહ હોય પણ પૈસાની લેવડદેવડથી લાંબે સમયે સ્નેહિ તરફથી તીરસ્કારનાં ફળ આવ્યા વિના રહેતાં નથી. એક મિત્ર પોતાના ગરીબ મિત્રની સ્થિતિને સારી રીતે જાણતો હતો, ત્યારે એને એવો વિચાર થયો કે આ સ્નેહિ પોતે સ્નેહિ તરફનો ધર્મ બરાબર સમજતો હોવાથી ભૂખ્યા પેટે સૂઇ રહેશે; પણ મારી પાસે ધનની માગણી કરશે નહિં. માટે તે માણસ મારા પૈસા ખુશીથી વાપરે એવી યુક્તિ કરવી જોઇએ.

એમ ધારી જ્યારે પેલો મિત્ર તેને ઘેર આવ્યો અને આનંદથી વાતો કરી થોડી વારે જવા નિકળ્યો, ત્યારે બોલાવી કહ્યું કે ભાઇ ! આ પાંચસો રૂપિયા આપ આપને ઘેર મારી થાપણ તરીકે પાંચ વરસને વાયદે રાખો. હું ખુશીથી તમારી પાસે અનામત રાખવા ધારૂં છું, એટલે વ્યાજ લેવામાં આવશે નહિં. એમ કહી તે માણસે મદદ આપી, એનાથી એ માણસ ધીમે ધીમે વેપારમાં વધી, તેના સ્નેહિના જેવીજ સમૃદ્ધિવાળો થઇ ગયો. અને પાંચ વર્ષ પુરાં થતાં ઘણાજ હર્ષથી એ પૈસા આપી આવ્યો. જ્યારે લાંબે સમયે પોતાના દયાળુ મિત્રની યુક્તિ તેના ધ્યાનમાં આવી, ત્યારે પોતે બહુજ તેની પ્રશંષા કરવા લાગ્યો, જો આમ બને તો અયોગ્ય સ્થાને નહિં ગણાય. મિત્ર પાસેથી માગીને લીધેલું ધન તો અવશ્ય ગ્લાની ઉત્પન્ન કર્તા છે. આજ કાળ એક વેપાર સંબંધી મિત્રતા વધતી જાય છે, આ મિત્રતાનો લાભ આર્થિક સિવાય કંઇ પણ હોતો નથી. આ મિત્રતા લાંબા સમયે અનહદ હાની કર્તા છે. એવા લોકો ઉપર ચોટીઓ પ્રેમ દેખાડવામાં એવા તો બહાદુર હોય છે કે એ બનાવટી સ્નેહને ઓળખવાની કોઇનામાં તાકાત નથી. સામો માણસ એમજ ધારે છે કે હું ખરેખરો ભાગ્યશાળી છું ! કે મને અત્યારે લાયક મિત્ર મળ્યો છે; પણ ભોળા હૃદયનો માણસ તો ત્યારેજ પસ્તાય છે કે જ્યારે સમય આવતાં થાપ મારી, રૂપિયાની થેલીઓ લઇને, રવાના થાય. આવા લોકો ધીમે ધીમે પોતાની પ્રપંચ જાળ પાથરે છે. અને છેવટે તેમાં ઘણા એક મિત્રો સપડાઇ જાય છે. તેઓના અંગત વિચારો એવા હોય છે કે આ માણસની સાથે સ્નેહ કરવાથી આપણો વેપાર પુરજોરમાં ચાલશે, આપણે ખ્યાતિમાં આવશું, અત્યંત લાભ પામશું, આપણી સત્તા તથા આબરૂ વધશે અને વેપારમાં એટલા બધા તો ગ્રાહકોની વૃદ્ધિ થશે કે ગ્રાહકને સમજાવવાને પુરતા નોકરો નહિં હોય. એક મુંર્ખ માણસ પણ સમજશે કે આવો સ્નેહ અત્યંત ભયકારક છે.

જેઓ આપણને ચાહે છે, આપણા માટે જીવ આપે છે, વખતો વખત સુખ, સમય, લક્ષ્મી અને શરીરને કામે લગાડે છે, એવા મિત્રો જે જે માણસ પાસે હોય, તેણે દરેક સંપત્તિઓને પોતાના ગૃહમાર્ગમાં વેરી નાખી છે; એમ સમજવું. જેના પરિચયમાં આવવા માટે, મનુષ્યો રાહ જોયા કરે છે, નિરંતર તલસ્યા કરે છે, તેવા સ્નેહિઓ તરફ અનુકુળ સંયોગો શા માટે ખેંચાઇને ન આવે ? મારો સ્નેહિ ક્યારે પ્રગતિમાન થઇ શકે ? હું તેને ક્યારે ભવ્ય હવેલીમાં આનંદ કરતો જોઉં ? એવા તેના મગજમાં વિચારો ઘોળાયા કરે છે. સદ્‌ગુણી માણસ કોઇ દિવસ

માતા તરફથી, પિતા કે સસરા, પિતૃ, ભાઇઓ પ્રત્યેથી ધનની માર્ગ પ્રતિક્ષા કરતા બેઠેલા હોતા નથી; પરંતુ એતો બીજાને સ્હાયભૂત થવાને અને કાર્યમાં પ્રોત્સાહન આપવાને મથી રહ્યા હોય છે. કેટલાક સ્નેહિઓને બીજા તરફથી મદદ મેળવવાની આશા બંધાયલી હોય છે, તે કોઇ દિવસ ઉપયોગી કાર્ય કરવાને શક્તિમાન બની શક્તા નથી, જે માણુસ પોતાના બાહુબળ ઉપર, પોતાનો આધાર રાખે છે, તેનાજ કંઠમાં વિજય માળાનું આરોપણુ થાય છે. પોતાનીજ સ્હાયથી દેવલોકની હવેલીઓ ખોલી શકાય છે. એક માણુસે તેના સ્નેહિને કહ્યું કે તમારા પુત્રને તમારી પેઢીમાં કાં નથી નોકર રાખતા? ત્યારે તેણે જવાબ આપ્યો કે, ભાઇ! તમે આમાં ન સમજો હું જે સ્થળે છું એ સ્થળે મારા પુત્રને રાખવા ધારૂં તો કોઇ દિવસ દીલ દઇને સારૂં કામ નહિં કરે. કારણુ કે એના દિલમાં મારા તરફનો ટેકો અને પોતાથી ગુન્હો થશે તો તે મારો બાપ દાબી દેશે એવું પ્રોત્સાહન મળે છે, માટે તેનીજ સતાપર ચાલવાને સારૂં હું કોઇ એવી સખ્ત પેઢી શોધી રહ્યો છું કે અસહ્ય દુઃખના રસ્તાપરથી પસાર થતાં, મારો પુત્ર અસંખ્ય અનુભવો લઇ શકે. દરેક વ્યક્તિમાં સ્વતંત્ર અને પોતાનીજ સતાપર કાર્ય કરવાની ઉમદા ટેવ હોવી જોઇએ. જેઓ સ્નેહિઓને છેતરવા, સ્નેહિઓના કાળજાં ફોલી ખાવા, જન્મ્યા છે તેઓ બીજાના તો શું! પણુ પોતાનાએ મિત્ર થવા લાયક નથી. જ્યાં સુધી આપણે કસોટીના પ્રસંગોમાં મૂકાતા નથી; ત્યાં સુધી આપણામાં રહેલી શક્તિ પોતાની સત્તા અજમાવતી નથી. જીવનના આરંભ કાળમાં જો બરાબર લાયક થવાનું આપણા કપાળમાં લખાયું હોય તો તમારે સમજી લેવું કે કોઇ આ જગતમાં એવું કાર્ય નથી કે તમારી નજર ઠરતાં ચુરેચુરા ન થઇ જાય. મોટા મોટા નેતાઓ અને પરમહંસો એ બધા એવીજ કોટીનાં મનુષ્યો છે, કે જે ઇશ્વરી બક્ષિસની સાથે, સદ્‌ગુણી માણુસોના સહવાસમાં રહી, સદ્‌વિદ્યા પ્રાપ્ત કરી, જનસમુહના લાભાર્થે કમર કસવાથીજ પરમાત્માનાં કાર્યોની સાથે જેનાં કાર્યો હરિફાઇ કરી રહ્યાં છે.

એક માણુસ કહે છે કે, હું મારી પચાશ વર્ષની વયમાં ધન, ધાન્ય, આદર, સન્માન, બળ, કીર્તી, વિજય, વિભવ વિગેરે મેળવી શકયો પણુ સાર્વભૌમ રખડતાં મને કોઇ સ્થળે સદ્‌ગુણી લાયક મિત્ર ન મળ્યો. મારી એ નાનપણુની તૈયારીઓ હતી, છતાં લાંબા સમયના અનુભવ પછી હું એ રત્ન ન મેળવી શકયો. હવે તો મને એજ વિચાર થાય છે કે મારે પુનઃ જન્મ લીધે છુટકો. જુઓ! કેટલી બધી સન્મીત્રની લોલુપતા! સન્મીત્રમાં કેવા ગુણો હોય છે એ આજ માણુસના શબ્દ ઉપરથી નક્કી થાય છે કે મારા મનના ધારેલા સદ્‌ગુણુવાળો મિત્ર મને વૃદ્ધાવસ્થા થઇ છતાં ન મળ્યો, ત્યારે હવે ફરી જન્મ ધરી મેળવવાનો રહ્યો.

સત્તાવાન, બુદ્ધિશાળી અને વિદ્વાન મિત્રની ગુલામી હું રાજ્યાસન જેવી સમજું છું. ભયંકર પ્રતિસમૃદ્ધિથી બચાવી, બેડોળ મુર્ખ પુતળાંને દેવ-મૂર્તિ કરનાર, ઉડાઉપણાથી બચાવી લેનાર, પતરાજીખોર, કૃતઘ્ની વિગેરે કમકમાટી ઉપજાવે એવા શબ્દોને સદ્‌ગુણના રૂપમાં ફેરવી નાખનાર, મિત્ર અમારો દેવનો દેવ છે. વાણીરૂપી કડાં, વેઢ, વીંટીઓ વિગેરે પહેરાવનાર મિત્ર અમારો સાચો ઝવેરી છે. ખરેખરા વિદ્વાન અને શાણા લોકો જેનું ગાન કરી રહ્યા છે અને કીર્તીને ધક્કો ન પહોંચે, દુનીયાને વાત કરવાનો વખત ન આવે એવા સદ્‌ગૃહસ્થ અને ઉત્તમ ગુણોથી અલંકૃત બનાવવાને માટે સતત પ્રયાસ કરનારા મિત્ર ખરા હિતેચ્છુ છે. તેવાઓથી સારો સ્વભાવ, ઉંચ વર્તણુક, ઉત્તમતા, લાયકી વિગેરેનો વારસો મળે છે. જે ખાનદાની લાખો રૂપિયા ખરચે ન મેળવી શકાય, એવા અનેક સદ્‌ગુણોનો, વગર દોકડે સન્મીત્ર ઢગલો કરાવી આપેછે. જે પ્રજા જેને ધિક્કારતી હતી, ઉદ્યોગી અને સરલ સ્વભાવના કહેવા છોડી, આળસુ, નાલાયક અને નામોશી ભર્યા ઇલકાબો આપતી હતી; તેને સ્વદેશ હિતેચ્છુ, સત્યવીર, મહાત્મા વિગેરે યોગ્ય શબ્દોથી મિત્રે વિભુષિત કર્યા છે. જેની રૂઢીને દરેક માણસો ધિક્કારતા હતા, જેનું મુખ જોવામાં પાપ સમજતા હતા, એવા લોકોને સન્મીત્રે બચાવી લીધા છે. જેને જીંદગીની શરૂઆતમાં ઘણી એક ભૂલો થઈ હતી. અવિચાર, દુર્ગુણ, મૂર્ખાઇ વડે જેને કંગાલાવસ્થા પ્રાપ્ત થઇ હતી, નબળા દિવસોમાં અન્ન પાણી ન મળવાથી જેને કંટાળો આવવાથી આપઘાતની તૈયારીમાં હતા તેવાઓને ચાર ઘોડાની ગાડીમાં બેસતા કરનાર, મિત્ર શું! પરમાત્માથી ઘટે તેમ છે? અદ્‌ભૂત ભક્તિ, ભલમનસાઇ, શ્રેષ્ઠતા એ સર્વત્ર સદ્‌ગુણો મિત્રમાંથી ઉદ્‌ભવે છે.

કોઇની રીતભાત ખરાબ છે, એમ ન બોલો; પણ સારા સ્નેહિના અભાવે તેનામાં સભ્યતા, ચતુરાઇ, મધુર શબ્દો, સત્યતા વિગેરે હિતની વસ્તુઓએ પ્રવેશ કરવાના સોગંદ લીધા છે. તાલમેલ, ટાપટીપ, વિદ્વતાનો ખોટો આડંબર, આ બધું મિત્રતાની ખામી જણાવે છે. જો આંખ આડા ચડેલા પડળને દુર કરી, લાયક સન્મીત્રની શોધ ખોળમાં લાગે તો મનુષ્યો હમણાંજ પાછા ઉત્તમ ગુણોને હાથ કરી શકે તેમ છે.

ચલન વલન ક્રીયામાં તથા વ્યવહારમાં દરેક માણુસનીગંભીરતા તથા તેના સોબતીની બધી રીતભાતો જાણવાનું બહુજ સ્હેલ પડે છે. સ્નેહિ તરફ હાવભાવ, અતીશય વિવેક, અનહદ હાનીકર્ત્તા છે. અને હું તો તેને જંગલીપણાની રૂઢી કહું છું. કારણ કે પાણી આપણું જીવન હાર છે; પણ જાજા પ્રમાણમાં પીવાથી જીવને જોખમમાં ઉતરવું પડે છે; તેમ મિત્ર પ્રત્યે જાજું સન્માન એ મશ્કરીના રૂપમાં અને અપમાનના વેષમાં

બદલાય જાય છે. વિવેક જો કે દશમો નિધિ છે પરંતુ સભ્ય તરીકે અને કેળવાયલા માણુસ તરીકે, જેટલા માનભર્યા શબ્દો બોલવા જોઇએ એટલાજ બોલવા નહિંતર પાગલના ખાતામાં ખપવા જેવું છે.

ખરી મિત્રતા વગર ઐકય સધાતું નથી, તેના વિના કુટુંબમાં સુલેહ કે શાન્તિ જળવાતી નથી, માટે જેણે કુટુંબ મજબૂત કરવું હોય, માન મેળવવું હોય, શુદ્ધ અંતઃકરણુ, પ્રીતિ અને પરસ્પર એકા બીજાના શુભ આશીર્વાદો મેળવવા હોય તો પોતાની ખાતર અને દેહહિતના માટે જે માણુસની રજ સાર્વભૌમને પવિત્ર કરે છે; તેની સાથે સ્નેહ કરી. આનંદ, કીર્તી, શાંતિ; તેમજ સ્વતંત્રતાની પ્રસિદ્ધિ કરવા ઐકયતાનાં રણુશીંગા ફૂંકો ?



---

## 'પુત્રનું માતાપિતા તરફનું કર્ત્તવ્ય.'

જ્યારથી બાળકનો જન્મ થાય અને સમજવા શીખે; ત્યાં સુધી માબાપ આપણી જે સેવા બજાવે છે, તેની કિંમત આંકવી બહુજ મુશ્કેલ છે. આતો આપણું ટુંક જીવન છે; પરંતુ હજારો વર્ષનું આયુષ્ય થાય અને ત્યાં સુધી તેની સેવા કર્યા કરીએ તો પણ ઓછી છે. તેનો પ્યાર, તેની બજાવેલી સેવા, દેવને પણ દુર્લભ છે. મતલબ કે દેવને પણ ઇચ્છા થાય છે કે ત્યાં જન્મ ધરી પ્રેમી માબાપના અંકમાં રમી, તેનો અમૃતભર્યો પ્યાર મેળવીએ આપણે જો બરાબર સમજીએ તો માબાપ એજ તીર્થ સ્થાન છે. જે જીવ ભાગ્યશાળી હોય એજ માબાપને પ્રભુ તુલ્ય માન આપે છે. માબાપ એ સ્વર્ગની નીસરણી છે. જે માણુસ માબાપની સેવા તનમનથી આચરે છે, તેજ દેવ ભુમીને નીરખી શકેછે. માબાપ પેટમાં ભુખ્યા રહીને આપણુને મોટા કરેછે. ભણાવી ગણાવી એવાતો હુશીયાર બનાવે છે કે તેનો બદલો વાળવાને આપણી પાસે પુરતું આયુષ્ય નથી. આપણી જીંદગી દુઃખમય ન નિવડે અને કુટુંબનું સારી રીતે ભરણ પોશણ કરી શકીએ; તેથી માબાપ આપણુને માલ મીલ્કત વેચીને કે કરજ કરીને, જે વિદ્યાદાન આપવાને અનહદ પરિશ્રમ ઉઠાવેછે તેનું વર્ણન કરવું અશકય છે. આપણા ઉપર માબાપનો પ્યાર અને માબાપ પર આપણો પ્યાર એ એક બીજાના જન્મસિદ્ધ હકો છે. ખરી રીતે માબાપ આપણા પર અતીશય પ્યાર રાખેછે; પણ આપણે માબાપ ઉપર અથથી તે ઇતિ સુધી એક સરખો પ્યાર રાખી શકતા નથી; તેથીજ સૃષ્ટિ કર્તાએ આપણુને અસંખ્ય દુઃખોમાં ડુબાવતા કર્યા છે. માબાપની ચાહના એ ઇશ્વરની ચાહના છે. એક વખત લક્ષ્મીજીએ પરમાત્માને ઉતાવળથી જતા જોઇ કહ્યું કે કૃપાનિધાન! આજે આપનો જન્મોત્સવ હોવાથી ઘણા જીવો આપના દર્શને આવે છે, ત્યારે આપ આમ કયાં જાઓ છો? એટલે પરમાત્મા કહેવા લાગ્યા કે મારે દર્શને ભલે ગમે તે આવે હું તેને કયાં ના પાડું છું? પરંતુ મારે તો એક ઠેકાણે એક માણુસ માબાપની સેવા કરેછે ત્યાં ચરણામૃત લેવા ગયા વિના છુટકો નથી. કહો! આનાથી બીજી કઇ સેવા ઉત્તમ હોઇ શકે? ખુદ પરમાત્માને પણ ત્યાં જવાની જરૂર પડે છે. આપણું શરીર લીટ, લાળ, મળમુત્ર વિગેરેથી ખરડાયું હોય; તો પણ માબાપ દુર્ગંધીને સુગંધીના રૂપમાં સમજી એક તલભાર પ્યાર ઓછો થવા દેતા નથી. આપણે કજીયો કરી તેની મીઠી ઉંઘને છોડાવી દઇએ તો પણ ક્રોધ નહિં કરતાં ઉલટા આપણુને અસંખ્ય ચુમીઓ વતી મુંજવી દે છે. એનો એ વખતનો પ્યાર આપણી હજારો વર્ષની સેવાને નમાવી દે છે, તેની દયાળુ દૃષ્ટિ અમૃતની હરિફાઇમાં ઉતરે છે, આપણે ગમે તેટલું નુકશાન કર્યું હોય તો બાળક સમજી તે અસહ્ય ગુન્હાની

મારી આપેછે. એક કવી કહી જાય છે કે ગુણ વગરનો મિત્ર, તેજ વગરનો અશ્વ, ફળફુલ વગરનું વૃક્ષ, યશ વિનાની સંપત્તિ, કીર્તિ વગરનું જીવન નિતી વીનાનો રાજા, અને માબાપની સેવા વગરનો પુત્ર; એ બધાં વિના અગ્નિએ બળી જાઓ, કેટલાક મુર્ખાઓ તો માબાપના પ્યારને ગરજાઉ ગણે છે અને ત્યાં સુધી હદ ઓળંગીને બોલે છે કે માબાપ આપણા પર જે પ્યાર કરે છે, તે ખાસ ગરજ વડેજ કરે છે. ગરજ વિના કાંઇ બનતું નથી, ગરજથી સગાં સ્નેહિઓ આવજાવ કરે છે, જુઓ! ગરજથી અર્જુને વ્યંડળનું રૂપ ધારણ કરી ઉત્તરાને વિદ્યાભ્યાસ કરાવ્યો. દરેક માણસો ગરજથી ચાહે છે, રાજા અને પ્રજા અરસ પરસ ગરજથી એક બીજાના ધર્મો સાચવે છે. પતી પત્ની પ્રત્યે અને પત્ની પતી પ્રત્યે પ્યારની જે જે ઘડીઓ વિતાડે છે, તે ગરજનાજ પ્રતાપ છે. એવું બોલનાર મહાશય ભલે ગમે તેમ બોલે પણ માબાપનો સ્નેહ ગરજાઉ કે ઉપર ચળીઓ નથી. બીજા બધા ભલે ગરજથી કામ કરે! પરંતુ માબાપ જે આપણા પર પ્યાર કરે છે તે સાચો અને પાકા રંગનો છે. એ કુદરતી પ્યારને બીજા કહેવાતા પ્યારની સાથે સરખાવતાં આપણે વિચાર કરવો ઘટે છે. ગોવિંદે ભલે ગરજથી ગાયો ચારી, અર્જુને ભલે નાન્યેતર જાતિનું રૂપ પકડયું, ભીમે ભલે રસોઇ પકાવી, ભલે દ્રૌપદીએ દાસીત્વ સ્વીકાર્યું, કદાચને એમ સમજો કે ગરજથી દુશ્મનો ઢળી ઘડે છે તો પણ શું થયું? પરંતુ પ્રેમના પાકા સમુદ્ર જે મા બાપ તેના ગુણની પ્રશંષા વાણીથી કે કલમથી કહી જાય તેમ નથી.

પતંગ દિપક પર મોહ પામી તેમાં પોતાનો પ્રાણ ગુમાવે છે, ભ્રમર કમળમાં મોહ પામી શરીરને ગુમાવે છે, ચકોર ચંદ્રની દિવ્ય જ્યોતિમાં ગાંડો છે, ચકવો હડહડતી અગ્નિ જેવા સુર્યને શીતળ માની ચંદ્રને અગ્નિની શગડી જેવો સમજે છે, ઘુવડ સુર્યનો તીરસ્કાર કરી રાત્રિનીજ ચાહના કરે છે, આમ અજ્ઞાન પ્રાણી જ્યારે એક બીજાનાપર પ્રેમનાં ગાડાં ઢગલા મોઢે ઠલવે છે, ત્યારે સબળ શક્તિમાન મનુષ્ય માબાપની સેવા રૂપ પ્રેમમાં નાના બિંદુ જેટલું અજવાળું નથી કરતો? એ પોતાને ઘેર અસંખ્ય ઉપાધિઓને બોલાવવા માટે કંકોત્રીઓ લખે છે; એમ સમજવું.

વિશ્નુઓ કહે છે કે પરમાત્મા વૈકુંઠમાં રહે છે, સ્માર્તિ કહે છે કે કૈલાસમાં બેઠા છે, રામાનંદી અવધમાં હોવાનું કહે છે, વલ્લભીઓ વ્રજમા સમજે છે, આ કેટલી બધી અજ્ઞાનતા કહેવાય? જેને રૂવાંટે રૂવાંટે અસંખ્ય કોટી બ્રહ્માંડો ઉડી રહ્યા છે, તેવો પરમાત્મા કાંઇ શહેરમાં કે આકાશમાં રહેલો નથી, એવા પરમાત્માને જો તમારે મેળવવો હોય તો માબાપની સેવા કરો? એ એના ચરણમાંથી મળી આવશે. જ્યાં હંસના

પરિક્ષા નથી; ત્યાં કાગડાઓ રાજ્ય કરે છે. જ્યાં ચંમેલીનાં પુષ્પો એમ નેમ વપરાશ વાંકે ખરી પડતાં હોય, ત્યાં આકડાના પુષ્પોની માળાઓ ધારણ કરાય છે. જ્યાં સોમણ તેલે અંધારૂં હોય, ત્યાં એક બતી શું કામ કરે ? મતલબ કે જ્યાં મૂર્ખ માણુસો વસતાં હોય તેની પ્રત્યે અમારો ઉપદેશ કંઇ કામનો નથી. મારૂં તો તમારા પ્રત્યે એટલુંજ કહેવાનું કે તમારામાં સારૂં અગર તો નરતું, ધર્મ કે અધર્મ, એમાનું લેશ માત્ર જ્ઞાન ન હોય તો સર્વ ભેદોનું રહસ્ય અને અપૂર્વ જ્ઞાનનો ભંડાર માબાપની સેવાનેજ સમજો ? સર્વ વસ્તુઓનો સાર એમાં આવી જાય છે. તમને માબાપનો પ્યાર સત્ય ન જણાતો હોય, ગરજાઉ અગર તો ઉપરચળીઓ સમજાતો હોય, તો તમે ખ્યાલ કરો ? કે ગાય જ્યારે વાછરડાથી વિખુટી પડી જંગલમાં જાય છે, એ વખતે તેને ઘર છોડવું ગમતું નથી અને વાછરડા પ્રત્યે એટલો બધો તો પ્યાર કરે છે કે જાણે પોતે ભૂખી અને તરસી તેની પાસે ઉભી રહેવા ન માગતી હોય ! જુઓ ! ધણીની બીકે જંગલમાં ખોરાકને માટે જાય છે તો ખરી; પણ જેવું તેવું ઘાસ ખાઇ પોતાના વાછરડાને મળવા સારૂ ઘર તરફ જોસભેર દોડી આવે છે, તો આપજ કહો ! એમાં ગાયને તેના બચ્ચાં તરફથી કયા લાભની આશા સમાયલી હોય છે ? બીજું નાનાં મોટાં પક્ષીઓ પોતાનાં બચ્ચાં માટે માળાઓ બાંધી કેવો પરિશ્રમ ઉઠાવે છે અને ઉડવા ન શીખે ત્યાં સુધી પોતે નહિં ખાતાં બચ્ચાંને સારૂ મૂખમાં દાણા ભરી, સહર્ષે તેના મૂખની સાથે મૂખ મીલાવી, જે ભરણ પોશણ કરે છે કે જેની પ્રશંપા મારાથી ન થઇ શકે ! આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જેમ પશુ પક્ષીઓને પોતાનાં બચ્ચાંઓ તરફ ગરજ હોતી નથી, તેમ માબાપનો સ્નેહ કોઇ દિસસ ગરજાઉ ગણી શકાતો નથી. તમારા પર આકાશ તૂટી પડે, વજ્રથી તમારા દેહના ટૂકડે ટૂકડા થાય; તો પણ માબાપની સેવા એજ ઇશ્વર સેવા સમજજો. નહિંતર તમારા પર પ્રભુ પ્રસન્ન થશે નહિં. માબાપ પોતાના સંતાનનુ મૂખ જોઇ એવો તો આનંદ અનુભવે છે કે જાણે પોતાને સ્વર્ગનું રાજ્ય ન પ્રાપ્ત થયું હોય ! સંતાનને સુખદાયક કરવા માટે માબાપ જે પોતાનો ધર્મ બજાવી વિટંબણાઓ સહન કરે છે, તેનો ઉપયોગ આપણે ગફલતથી કે ગેરવર્ત્તણુકથી કરવાનો નથી. તમારે તેના અંતઃકરણ પર પ્રેમની છાપ પાડવાની છે; પણ તેના હૃદયને કોતરી ખાવાનું નથી. ઘડપણમાં અનેક કુવાક્યોથી તેને નહિં મુંજવતા મહેરબાની કરી લાકડીને બદલે દાઢી નહિં પકડતા ! કારણ કે વૃદ્ધાવસ્થામાં માણુસનો સ્વભાવ બદલાઇ જાય છે; તથાપિ વૃદ્ધ માબાપના એ સ્વભાવને સહન કરવો એ સારા સંતાનોનો ધર્મ છે. એવી વૃદ્ધ બુદ્ધિમાં પુત્રે માબાપ તરફ માન અને પ્યારની દૃષ્ટિથી જોવું જોઇએ. જેને બુદ્ધિની બક્ષિસ છે, તેણે તો અવસ્ય

માબાપની સેવા પર તન, મન, ધન ચોટાડવાં જોઇએ. માબાપે પાળી પોષી આપણને મોટા કર્યા છે, અજ્ઞાન અને નિરાધાર સ્થિતિમાં સંભાળ લીધી છે, ભણાવી ગણાવી આપણને સદાચરણી બનાવવામાં એમનો આપણા પર અનહદ ઉપકાર છે, જો એણે બાલ્યાવસ્થામાં સંભાળ ન રાખી હોત તો આપણે દુઃખદાયક રીતે મરણને શરણ થયા હોત. અને જીંદગી ખરેખર નિરૂપયોગી નિવડી હોત, માટે માબાપની સેવા કરી વૃદ્ધાવસ્થામાં પહેલાંનાથી વિશેષ માન આપવું એનુંજ નામ ધર્મ કરે છે. માબાપની સેવા કરનારને આખી દુનીયા અંતઃકરણ પૂર્વક માન આપેછે. જે માબાપની સેવાને ધિક્કારી, તેની કરેલી મહેનતમાં ખુશાલીને બદલે શોકાગ્નિ રેડે છે, આનંદમય થવાને બદલે છાતીફાટ રૂદન કરાવે છે એવા રાક્ષસી મનના માણુસને તેના કુકૃત્યના બદલામાં ગળે પથરા બાંધી ડુબાડી દેવો જોઇએ. મોટામાં મોટો આધાર, કુટુંબમાં સુખદાયક જીંદગી, સ્વસ્વરૂપનું જ્ઞાન, સંતોષ, સદ્ગુણો, અંતઃકરણની મોટાઇ, નિરંતર આનંદી ચહેરો અને સ્વર્ગની પ્રાપ્તી એ બધાં માતા પિતા તરફની સદ્વર્તણુકમાંથી જન્મ પામે છે. માબાપ પર અંતઃકરણનો પ્યાર દૃઢ થવા માટે તેના મુખમાંથી પડતા દરેક શબ્દનું પાલન કરવું જોઇએ. વળી નિતી નિયમને મજબુત કરવા માટે આ ઉપાય ખરેખરો રામબાણ છે. દૃઢતાથી માબાપનાં ગમે એવાં વચનોને માન આપવું એનું નામજ ખરી પિતૃભક્તિ છે. માતાપિતાની સેવા કરનારની આગળ કુદરતની દરેક સતાઓ હાથ જોડીને ઉભી રહેછે. સૃષ્ટિ કર્તાએ માબાપના અંતઃકરણમાં બાળકને ઉછેરવાના જ્યારે ભાવો મુકેલા છે, ત્યારે તેજ બાળકના હૃદયમાં તેની સેવા કરવાની ફરજ કેમ ન લખેલી હોય ? આ ઉપરથી બરાબર સમજાય છે કે માબાપની સેવા ન કરવા રૂપ ઇશ્વરી ફરમાનની અવગણનાઆપણે નાદારીમાં નામ નોંધાવીએ છીએ. સુખ મેળવવાને માટે દરેક મનુષ્યે કસોટીમાં આવવાની જરૂર છે, માટે થોડા ઘણા દુઃખના અનુભવ માટે આપણે માબાપની સેવામાં પાસ થવાના પ્રયાસો કરવા જોઇએ. માબાપે આપણને જે લાંબો સમય પાળી પોશીને મોટા કર્યા છે, તેના સંકટનો જો હિસાબ કરીએ તો આપણી કરેલી ઘડપણની બરદાસ તેનાથી સહસ્ત્ર ગણા ભાગે કમતી છે. તેણે આપણી સેવામાં જે સમય ગુમાવેલો છે તે દુઃખમય હોવા છતાં સુખમય સમજેલો છે; પરંતુ આપણે એ બદલો વાળી આપતાં આપણા મનને થરથરાવીએ એજ આપણી હલકાઇ જણાઇ આવેછે. કોઇ કોઇ વખત માબાપ આપણાં દુઃખો જોઇ રડેલાં છે, છાતીમાં મુઠીઓ મારી હોઠ પીસેલા છે, એવી રીતે આપણો જન્મ થતાં માતપિતાને ઘણાં એક દુઃખની બક્ષિસો મળેલી છે; તો પણ પુત્ર અગર તો પુત્રીના જન્મથી આનંદ માની જીવ કરતાં પણ વિશેષ ચાહના કરેલી છે, તે બધું આપણે

ભુલી જઇ, સુવાકયોને બદલે કુવાકયોની સુનાવણી કરીએ, તો આપણે માટે એટલુંજ બસ છે કે જીવ નાશક ઝેરી પદાર્થોનો અર્ક પીઇ નીરાંતે મહાન્ નિદ્રામાં પોઢી જવું. જ્યારે માતા બાળકને ધવરાવતી હોય અને બાળક ખોળામાં રમતું હોય, ત્યારે માતા જે વ્હાલની ચેષ્ટાઓ કરેછે, તેનો દેખાવ વિશ્વંભરની ભરણુ પોશણુ શક્તિથી વધી જાય તેમ છે. આ ઉપરાંત માબાપ જે આપણી ગુલામી કરે છે અને હરવખત જે જે ઉપાધિઓમાં આવી પડે છે તે આપણે સમજણા થયા પછી બધું સમજીએ છીએ, તેથીજ આપણે માબાપની સેવા કરવી એ કુદરતી ભલામણ ઠરે છે. મા બાપની સેવાના ઉમળકા વિનાની જીંદગી મને તો લુખી અને નિરસ જણાય છે. બીજાને તો જેમ લાગતું હોય તે ખરૂં ! સ્કુલમાં ભણુતી વખતે ઘણીક વાર માતાપિતાની સેવાના પાઠો અને કવિતાઓ આવે છે, એ બિચારા કવિઓ પોતાના વખતની નવરાશ લઇ, આપણા માટે સારી સારી કવિતાઓ રચે છે. પણ આપણને એમાંનો કયાં ખ્યાલ છે ? માબાપ આપણી સેવા કરે એ તો જાણે કેમ આપણો તેનાપર હક હોય તેમ સમજી મોટપણે ઘણા એક માણસો જ્યારે વૃદ્ધ માબાપની સેવા કરવાનો વખત આવે ત્યારે તેનાથી વિખુટા પડેલા મેં ઘણાઓને જોયા છે. જુઓ ! બાળકો જો આવી રીતે માબાપને બદલો આપતાં રહેશે તો પછી એનાથી બીજી કઇ જુલમી રૂઢી વધી જાય તેમ છે ? માબાપની આપણાપર એટલી બધી કૃપા છે કે પોતે આપણા નામની પછવાડે રહ્યા છે અને એટલે સુધી પ્રેમની હદ બતાવી આપી છે કે પહેલો પુત્ર અને પછી હું. એવા દયાળુ અને શાંત પ્રકૃતિના મા બાપપર કયો અત્યાચારી હશે કે તેના નામને સદાયને સદાય પાછળ રાખે ? દેશસેવા કરી અનહદ સુકૃત્યો વડે માબાપના નામને ખ્યાતિમાં લાવી, દુનીયાની આગળ એમ સાબીત કરાવી આપવાનું છે કે અમે સારા મા બાપનાં સંતાનો છીએ. આપણે ખ્યાતિમાં ન આવતાં આપણને અને આપણા માબાપને કોઇ ન સંભારે તો મા બાપની સેવાનો ગેર ઉપયોગ કરેલો ગણાય ! આપણે જેના ખોળામાં રમ્યા છીએ, જેની આખી જીંદગીની કમાણી આરોગી ગયા છીએ, તેવા પરોપકારી મા બાપના અપરાધમાં આવતાં શરમાવું જોઇએ છે. તમે ડહાપણ કે હિંમત વડે, જો કાર્ય કરવા ધારો તો હમણાં તમારા હાથમાંથી અસંખ્ય ગુન્હાઓ અને દેશનાં દુઃખો ભાગી જાય તેમ છે. કોઇ એમ ધારે કે શું આપણે માબાપની સેવા કરતા નથી કે આપણને હર વખત સંબોધિને કહેવામાં આવે છે, ત્યારે હું તેના જવાબમાં ચોખે ચોખી ના પાડીશ ; જો તમારી સેવા શુદ્ધ અંતઃકરણની હોય, તન,મન, ધન વડે કરાયલી હોય, તો શા માટે શ્રવણુની જેમ પ્રસિદ્ધિમાં નથી આવ્યા અને જો સેવામાં જીંદગી અર્પણ કરી હોય તો તેમજ થવું જોઇએ ; પરંતુ કંઇ કરેલુંજ નથી. નહિતર આમ કેમ થવું જોઇએ, મા બાપ

બાળકને માટે મરણ પામવાની તૈયારીમાં હોય છે, ત્યારે એજ બાળક એક બાજુ તેનો જીવ લેવાની તકલીફમાં લાગી ગયો હોય છે. કહો ! કેટલો બધો તફાવત? કયાં જીવાડવાની ઇચ્છા અને કયાં મારી નાખવાનું હરામી કુકૃત્ય. આ ઉપરથી દરેક માણસે નકી સમજવું જોઇએ કે આપણી ઉપર જુકી રહેલાં દુઃખનાં વાદળાં એ આપણાં આમંત્રણ કરેલાં મીજમાનો છે. દુષ્કાળમાં માબાપ ભૂખ્યાં રહી, મરણને શરણ થાય છે, પણ બાળકને ખવરાવ્યા વિના રહેતાં નથી. આ વાત લક્ષમાં લઇ દરેક માણસે માબાપ પ્રત્યે ન્યાયી ભરી વર્તણુક રાખવાનો અભ્યાસ કરવો જોઇએ.

આપણા દુષ્ટ મનના સમાધાન માટે અને માબાપના શુદ્ધ સ્નેહને મજબૂત કરવા સારૂ આ પુરાવા ઠીક ન હોય તો તમારા કઠણ હૃદયને પુછી જો જો કે તારે પ્રખર અગ્નિમાં બળી જવાની ઇચ્છા છે ! કે રાઇ રાઇ જેવા ટૂકડા થવાની ઇચ્છા છે ?

માબાપ બાળકને બગલમાં તેડી, ચપટી વગાડી કાલ્લાકાલા બોલો વડે છાનું રાખી વખતો વખત રમત ગમતમાં ઘોડો બને છે; તેજ એની પ્રેમની અમરધારા છે. પશુ પક્ષીઓ બાળકને રાજી કર્યા વિના જમતાં નથી ત્યારે અક્કલમાં આગળ વધેલાં મનુષ્યો પોતાના સંતાન પર અનહદ પ્રેમ નથી રાખતાં એની કઇ સાબિતી છે ? સામાન્ય રીતે કેટલાંક પશુ પક્ષીઓ માણસને દેખીને દુર દુર ભાગે છે; પણ જો માણસ પોતાના બચ્ચાંની આગળ આવે તો તેના શરીર પર ધસી જતાં જરાપણ બીક રાખતાં નથી કહો ! બાળક કરતાં પોતાનો જીવ જેને વ્હાલો નથી, આવા માબાપના અતીશય પ્રેમભર્યા વિષયનો કોઇ પણ અંત ન લઇ શકે છતાં અજ્ઞાન બાળકો આમ કયાં સુધી માબાપના કોમળ હૃદય પર કાપ મૂક્યા કરવાના ? માબાપ બાળકને માટે જંગલમાં દુઃખો ભોગવે છે, ભયંકર જગ્યામાં છૂપાઇ રહે છે, મહાન્ રાજ્ય તજી સુખચેનને વિદાયગીરી આપે છે, હરવા ફરવાની સ્વતંત્રતાને તજી દઇ; બાળકને ઉછેરવાની બરદાસ બેડીમાં પગ નાખે છે. બદસુરતને પસંદ કરે છે. એટલે સ્વચ્છ શરીરને દુર્ગંધીમય બનાવવા ઇચ્છે છે, તેવા અભિમાન કરવા યુકત માબાપના પરિશ્રમને આપણે વૈર લેવાના પલ્લામાં મૂકીએ છીએ આથી આપણી ભયંકર વૈર લેવાની ઇચ્છા હોય એવું જણાય છે.

હવે માબાપની સેવા ન કરનારા ઠારોઠાર થઇ પડ્યા છે, બીજા ભલે માબાપની સેવા કરવામાં પાછળ રહેલા જણાય પણ તમારે બહુજ કાળજી• પૂર્વક ચાલી માબાપની સેવામાં લાગી જઇ મૂર્ખાઓને તમારી જેવા બનાવવાની જરૂર છે, આપણા માટે માબાપ સખ્ત તાપ અને ટાઢ સહન કરે છે, જંગલી જેવી હાલતમાં આવી પડે છે, મજુરી કરી કોદાળી અને

પાવડાની સાથે હાથ મીલાવે છે એવા પુણ્યવંત માબાપની સેવાને તીરસ્કારનારૂં આબેહુબ યમનું સ્વરૂપ, અમારાથી દુર જાઓ ! એવા ગર્વીષ્ટ જનની પાયમાલીનાં કારણો તેને ત્યાં વગર બીકે નાચતાં કૂદતાં ચાલ્યાં આવે છે. અગાઉના લોકોની ભાષાઓ, રમત ગમતની ચેષ્ટાઓ, રૂઢીઓ, લગ્નની રીતભાતો, પહેરવેશ ભલે ગમે તેવા હોય પણ માબાપના પ્યારની એજ ખૂબી છે કે તેણે આપણને ઉછેરવા વિષેનો ધારો હજુ સુધી બદલાવ્યો નથી અને બદલાવવાના પણ નથી.

પૂર્વે આપણા વડિલો વિદ્યા, હુન્નર, કળા અને સંપત્તિથી ભરપુર હતા. અને દરેક માણસો પોતપોતાના ધર્મમાં હુશીયાર રહી, સાહાઇને પણ એવીજ રીતે ચાહતા હતા. આચાર, વિચારોમાં અત્યંત સરલતા અને શુદ્ધતા હતી, ખુબ સુરતી અને કોમળતા હાલના કરતાં હજાર ગણી સારી હતી, વળી અસલના ઇતિહાસો સાક્ષી પુરી કહે છે કે દેવતાઓ અપ્સરાઓને ધિક્કારી ભુરલોકની ભામનીઓ પર મોહ પામતા હતા, અસંખ્ય પરદેશી રાજાઓ સ્ત્રી અને ધનની લાલચે હિંદુસ્તાન પર ચડી આવ્યા હતા અને જ્યાં સુધી હિંદીઓનાં સત્ય ધર્મ મોજુદ હતાં, ત્યાં સુધી કોઇ રાજા હિંદુસ્તાન પર વિજય મેળવી શક્યો ન હતો; જ્યારે એ પોતાના ધર્મમાં પછાત પડયા; તેમ તેમ શૌર્ય, વિજય અને સમૃધ્ધિને ગુમાવતા ગયા. ખરી રીતે તપાસોતો માબાપની સેવા આદિક બીજા કેટલાંક ધર્મના અભાવે આપણામાં કેટલીક પેટ બળતરાઓ ઘર કરી ગઇ છે, ગમે તેમ થઇ જાય, દુર્બળ અને દયામણી સ્થિતિ આવી પડે; તો પણ આપણે આપણા ધર્મના અંકુશમાં રહેવું જોઇએ. માબાપે આપણને બાલ્યાવસ્થામાં અત્યંત વ્હાલથી રમાડી, પોતાનાં કપડાં તમારા મળમુત્રથી રંગેલાં છે. તમારી લીટલાળનો જથ્થો તેના ખંભે જામી ગયો છે; તમને તેડી તેડીને તેની કેડે ભાઠાં પડેલાં છે; છતાં આટલી બધી નિર્દયતા ! તમે મોટા અમલદાર થયા, એટલે કરૂપ માબાપને પાસે બેસવા પણ ન ધો. અને પરમાત્માથી પણ અધિક એવા સદગુણી માબાપને માબાપ કહેતાં પણ શરમાઓ ! જે માણસ આવો ક્રુર હોય અને દુર્ગંધ તેમજ કરૂપ ફાટલ તુટેલ કપડાવાળા માબાપથી શરમાતો હોય, તેણે મારાપર દયા કરી પોતાની બાળવયમાં જે વખતે પોતે પારણામાં નર્કની જોડે પોઢેલો હતો અને લીટ લાળથી પોતાના હાથે આડોડીયાં કરતો હતો, તે સમયને યાદ કરવો. તમે ગરીબ માબાપ પર અપવાદ અને સ્વભાવિક કરડાકીના શરો ન ફેંકો ? એનો આશીર્વાદ તમારી જીંદગીભર સુખરૂપ નિવડશે. એના શુભ વચનમાં તમારી સલામતી સમાયલી છે. મને જો પરમાત્મા કંઇ માગવાનું કહે તો હું સત્ય પ્રતિજ્ઞા કરીને કહું છું કે અમર જીંદગી, ત્રિલોકનું રાજ્ય, એમાંનું કંઇએ ન માંગતાં માતા પિતાની સેવાનીજ

માગણી કરૂં કે જેના વડે હું અમર અને ત્રિલોકનો માલેક થઇ શકું-મૃત્યુને ખુશીથી પસંદ કરૂં; પણ માબાપની સેવા ન કરવી એવા વિચારને સ્વપ્ને પણ ન યાદ લાવું! સ્વભાવ સિદ્ધ વિનય, મહત્વનો વિષય, સર્વોત્તમ શૃંગાર, દિવ્ય સ્વરૂપ, પવિત્રતા, દયા, ધર્મ આદિક અસંખ્ય નિતી, નીયમો એ બધાં માબાપની સેવામાંથી જન્મ પામ્યાં છે. જુઓ! જેનું રક્ષણ કરવાને ઇશ્વરની મરજી ન હોય, તેનું રક્ષણ ખાસ માબાપ કરે છે. સૃષ્ટિના આરંભ કાળથી માબાપના પ્રેમનો ભરેલો કયારો, આપણા સદ્‌ભાગ્યે હજુ સૂકાયો નથી. એમાં પિતા કરતાં માતાનો પ્યાર વધારે કિંમતી ઠરે છે. એ આપણને ભીનામાંથી સૂકામાં સૂવાડે છે. સ્તનપાન કરતી વખતે કદાચને આપણે સ્તનમાં દાંત બેસાડીએ એ સમયે તેનો રડવાને બદલે હર્ષ; એજ પ્રેમનો મહાસાગર છે. માતા જેમ જેમ બાળકનો જન્મ આપતી જાય છે, તેમ તેમ બમણો સ્નેહ વધારી બીલકુલ કંટાળો લાવતી નથી અને તેમાંથી ગમે એવાં દુઃખો જન્મ પામે છતાં એ બધાંને સુખરૂપ માને છે. આપણા પ્યારની ભૂમી એવી જે માતા, તેના ખોળામાં ઉછરીને આપણે જે જ્ઞાન લઇ શકીએ છીએ, એ જ્ઞાન કાશી જેવા મહાન્ વિદ્યા ક્ષેત્રમાંથી પણ મળી શકે એમ નથી. જ્યાં સુધી બાળક શરીરે તંદુરસ્ત ન હોય, તેમજ પૂરેપૂરૂં ધાવી ન શકતું હોય, ત્યારે માતા પોતે બાળકને બદલે કડવાં ઔષધો ખાય છે. સંતાનના દુઃખે ગળગળી થઇ, ચોધારાં અશ્રુએ રડી, બાળકનું શરીર બીંજવી દે છે. કહો! માતાના જેવો પ્યાર આપણે કઇ વસ્તુમાંથી મેળવી શકીએ એમ છીએ? પક્ષીઓ પણ પોતાનાં બચ્ચાંની ઉપર કેટલું બધું હેત કરે છે કે કોઇ તેના માળાની પાસે આવે તો બુમરાણ કરી બીજાં પક્ષીઓને પોતાની મદદે બોલાવે છે. જે વખતે બાળક ચાલવા ન શીખેલું હોય અને ચાલવા જતાં શરીર ધ્રુજતું હોય, ધાવણ ભર રહેતું હોય, પારણાને ગૃહમાની, મળમુત્રને સોડમાં લઇ પોઢેલું હોય એ વખતની જો માબાપની સેવાની રીતભાત તપાસીએ તો શું મૂર્ખ માણસ પણ માબાપની સેવાને ધિક્કારી શકે તેમ છે કે? એવાં સદ્‌ગુણી અને પ્રશંષાપાત્ર માબાપ અવશ્ય જગતપતિનું ભાન કરાવે છે. પોતાના પ્રાણ, પોતાના તન, મન, ધન તેમજ પ્રિય ગણાતીમાલ મિલ્કતને પોતાના બાળકથી તુચ્છ સમજનાર, માતા દેવીથી પણ અધિક છે. પોતાનું બાળક ગમે એવું ઢંગધડા વગરનું હશે; તો પણ પરાયા ખુબસુરત બાળકપર મોહ નહિં પામતાં, લીટ, લાળ વગેરેથી દુર્ગંધ મારતા પોતાના બાળકને વધારે રૂપાળું સમજશે. શ્રવણનાં માબાપે દશરથના મોઢે પુત્રનું મરણ સાંભળી પોતાના દેહનો ત્યાગ કર્યો, માબાપ સંતાનો પર કાયમ ખાતે એવોને એવો પ્યાર રાખતાં આવેલાં છે. માબાપ બાળકોનું જોરાવર શરીર, પરિપકવ બાંધો

અને તેની સુખ શાન્તિને માટે દરેક જાતની માવજત સાચવીને જે ઉભે પગે રહી, છોકરાંને ઉછેરવામાં, કોમળતા અને માયા રાખે છે; તેવા મોહક અને કોમળતાના ગુણો પુષ્પોએ ગૃહમાતાઓ પાસેથી લીધેલા છે આપણાં કપડાં તેમજ શરીરને સાફ કરવા માટે માબાપ વગર પૈસે આપણી ગુલામી ઉઠાવે છે અને આપણે રડતા હોઇએ ત્યારે ખાવાનું પડતું મૂકી, આપણને છાના રાખવા માટે ઝટપટ દોડી પગ્યાં આખડ્યાં પારણા પાસે આવી; છાતી સાથે દાબી, ભલી ચાહના કરે છે, તેની કિમંત તો કોઇ વાતે બની શકે એમ નથી. દશરથ રાજાએ શ્રવણનો શાપ પુત્રને માટે આશીર્વાદરૂપ માન્યો. મરવું પડે તો કાંઇ હરકત નહિં, પણ એનાથી વ્હાલા પુત્રનું મુખતો જોવાશે ના? એમ કહી છેવટે રામચંદ્રના વનવાસ વખતે પોતાના પ્રાણની આહુતી આપી. આનું નામ પ્રેમ! આનું નામ નિઃસ્વાર્થતા! કેટલાંક મનુષ્યો પુત્રને માટે મરેલાં સાંભળ્યાં છે; પણ માબાપને માટે કયાંય સંતાન મરેલું સાંભળ્યું નથી. માબાપ બાળકના ઘોંઘાટથી આનંદ માને છે બાળક ઘડી સુઇ ગયું હોય તો તે કયારે ઉઠી ઘરને કાલાઘેલા બોલોવડે ગજાવી મુકશે? એવી રાહ જોઇ બાળકની વાણીના અભાવે ગાંડાઘેલાં થઇ જાય છે. સંતાનને માટે દુર દેશાવર જઇ, અસંખ્ય ધન કમાઇ આવે છે. ખીચોખીચ ભરેલાં વૃક્ષોવાળી ઝાડીમાં પ્રવેશ કરી, બીહામણા વાઘો સાથે બાથ ભીડે છે. સહી સલામત નીકળશું કે કેમ એવા વીમાવાળા સમુદ્રમાં પ્રવેશ કરે છે. ઝાડુ કાઢવાનું કે વખતો વખત જેમાં જીવની હાનીઓ સમાયલી હોય, એવા ગહન લડાઇના પ્રસંગોમાં આવે છે. આ બધું વિચારીએ તો માબાપ ખાસ આપણા માટે પોતાના દેહની દરકાર નહિં રાખતાં, રાજી ખુશીથી મૃત્યુને ભેટે છે. મારૂં દરેક સંતાન કેમ સુખી થાય? અને તેની જીંદગી કેમ જાહોજલાલીમાં વ્યતીત થાય? એવા વિચાર તેના મગજમાં અહરનીશ ઘોળાયા કરે છે.

આપણા નિર્વાહને સારૂ જ્યાંસુધી માબાપ સારો ધંધો વારસામાં ન સોંપતાં જાય, ત્યાં સુધી પોતાના જીવતરને ધિક્કારી, મરણને અગતિરૂપ સમજે છે. એવા કૃપાળુ સ્વભાવના માબાપને શાબાસી આપવાને કયો માણસ કંજુસાઇ કરે તેમ છે? આરોગ્ય, સલાહ, શાંતિ, પ્રેમ, સંપ, યોગ્યતા નિર્દોષપણું આ બધા સદ્‌ગુણો માબાપની સેવા વગર મળવા મુશ્કેલ છે. ઉપર જણાવ્યા પ્રમાણે તમારે દરેક દિવ્ય શકિતઓ મેળવવી હોય તો સત્વર માબાપની સેવા કરો? એ વિના એવા સદ્‌ગુણો મળવા કઠિન છે. માબાપની સેવા કરનારને, આખા વિશ્વમાં માન મળે છે; તો એવા માનભર્યા પરિશ્રમને ભુલી જઇ, દુર્ગુણના અખાડા કરી, વિશ્વાસપાત્ર અને દયાળુ પરોપકારી માતા પિતાના ગુણને લાત મારી, ખરાબ વ્યકિત કહેવરાવવાને માટે બહાર પડીએ તો શું! આપણને લોકો મુર્ખ નહિં કહે કે? આપણે

આપણા સ્નેહિઓ તરફ પ્રેમભાવ રાખવાને બંધાયા છીએ, ત્યારે માતા પિતાના પ્યાર તરફ કાં ન બંધાયા હોઇએ? જો આંખ ખોલીને બરાબર વિચાર કરવામાં આવે તો હમણાંજ ભુલ માલુમ પડે તેમ છે. માતા પિતાના ગુણો ભુલી જઇ, કેટલાક માણુસો ઘડપણમાં માબાપને રડાવે છે, પેટમાં ભુખ્યા રાખે છે, તેવા કુપુત્રના લાલચુ મા બાપે પુત્રોને કાં ન પસંદ કરી? એક માણુસ પોતે મોજ શોખથી રહેતો હતો અને પોતાના માબાપને રહેવા સારૂ, જુનો પુરાણો મેડો લઇ આપ્યો હતો. પોતે ઉમદા હવેલીમાં રહી, ઉત્તમ ખોરાક ખાતો હતો અને મા બાપને ટાઢો રોટલો કે ત્રણ ચાર દિવસનાં પડતર આથણીયાં લઇ આપતો હતો. એક વખત પોતે પોતાના માટે સારાં સારાં કપડાંઓ લાવ્યો અને પોતાના માબાપને માટે જુના ગુણપાટ લઇ આવ્યો. એ વખતે તેમાંનો એક કકડો તેના નાના દિકરાએ ચોર્યો. જુનો શણુનો કકડો ગુમ થયેલો જોઇ, બધા છોકરાઓને પુછવામાં આવ્યું; કે આમાંનો કકડો કયાં ગયો? ત્યારે નાના છોકરાએ જવાબ આપ્યો કે બાપા! એ ગુણપાટનો કકડો મેં તમારા માટે ચોર્યો છે. જ્યારે તમે વૃધ્ધ થશો અને લાકડીવતી ચાલશો એ વખતે અમે આ ગુણપાટના કકડામાંથી તમને કપડાં શીવરાવી આપશું. જેવી તમે તમારાં માબાપની સંભાળ રાખો છો, એવીજ સંભાળ અમારે રાખ્યા વિના છુટકો છે? બસ! આનું નામજ ન્યાય! આજ સત્ય! ઇન્સાફ! જોએ કોમળ દિલનો હશે તો તો! એનું દિલ વિંધાયુંજ હોવું જોઇએ; પરંતુ જો વાઘનું દિલ હોય તો હું કાંઇ કહેતો નથી. જેવી વર્તણુક તમારી તમારા માબાપ પ્રત્યે એવીજ વર્તણુક તમારાં છોકરાંની તમારા પ્રત્યે. જે માબાપ પોતાનું અરધું જીવન પોતાના સંતાનના ભરણુ પોશણુમાં વીતાડે છે અને જે દુધ તમારી જીંદગીનો ઝરો થયેલ છે, તેવા માબાપને દુઃખ દેવામાં પોતાની જીંદગી ગુજારતો હોય, તેને રાવણુની હરિફાઇમાં મુકવો જોઇએ. ખાસ પુત્રને માટે યુવનાશ્વ રાજાએ પોતાનું પેટ ચીરી, માંધાતાને કાઢયો હતો. એથી માબાપનો પ્રેમ અવર્ણનીય છે, એમ સાબીત થાય છે. જેની દૃષ્ટિ માબાપને જોતાં વેત આનંદી બને, તેવાં સદગુણી અને પ્રમાણિક બાળકો આ જગતમાં ભલે લાંબુ આયુષ્ય ભોગવે! તમારા સંપુર્ણ સુખનું વૃક્ષ અને અમૃત વેલી એવાં જે માબાપ તેની પ્રીતિ અને પ્રસન્નતા એ તમારા ઉત્તમ સુખનું લ્હાણું છે. માબાપની સેવા કરનારને જગત્ દર્શનીય સમજે છે. કુદરતના કાયદા કાનુન પ્રમાણે ચાલી, તમે જો માબાપની સેવાનું અખંડ રાજ્ય સ્થાપો; તો તમારૂં દરેક કાર્ય આખા વિશ્વને વંદનીય થઇ પડશે. કારણ કે દુનીયા અનુકરણ કરનારી છે. તમારી સેવા જોઇ બીજાં બાળકો એમાં બરાબર ધ્યાન આપી માબાપની સેવાને પોતાનો ધર્મ અને કર્તવ્ય સમજશે. આપણે

માબાપની મીલ્કતના માલિક અને હકદાર હોઇએ; તો માબાપની સેવાના શા માટે માલીક ન હોઇએ? જ્યારે કોઇ માણસ માબાપની સેવા વગર તેની મીલ્કતનો માલીક થઇ બેસે છે, ત્યારે એ ઘાતકી જીવાત્માને જોઇ મારૂં અંતઃકરણ ધ્રુજી ઉઠે છે. એવા માણસો કદાચને દુઃખમાં રીબાતા હોય તો કુદરતને હું અદલ ઇન્સાફી સમજું છું અને ખરી રીતે એમજ થવું જોઇએ. જો એમ ન થાય તો કુદરતે તેને ઉત્તેજન આપ્યું ગણાય. એવા જીવો પ્રભુ આગળ માફી માગે, રૂદન કરે, ખોળો પાથરે, આજીજી કરે, ભીખ માગે; તો પણ ઇશ્વરે એમાંનું કંઇએ ન સાંભળવું જોઇએ કદાચને પરમાત્મા દયાળું વૃત્તિથી તેને છોડી દે તો હું તેની બુધ્ધિને કોઇ દિવસ નહિં પ્રશંષા પાત્રગણું સારાં સારાં કપડાંઓ ઉત્તમ ભોજનો અને પુષ્પની માળાઓ તમે માબાપને કોઇ દિવસ આ પેલાં હશે; તો એ તમારી મોટાઇ તેમજ પ્રમાણિકપણું દેવને પણ આનંદકારી છે. વાસ્તવિક રીતે એવા સદ્‌ગુણો, તમારી આગળ વધારે પ્રમાણમાં હોવા જોઇએ. એક બાળકને કોઇ પુછે કે માબાપને શિક્ષા થાય? તો એ એમજ કહેશે; એ શું બોલ્યા! ગાંડા ગયા કે શું! એમ તો નજ બને. છતાં આપણે સર્વજ્ઞ હોઇ મા બાપનો તીરસ્કાર કરી, તેની સામા તકરારમાં ઉતરી, ટક્કર ઝીલીએ એજ વખતે આપણે અનીતિખોરોને સારા કહેવરાવીએ છીએ. કેટલાક અક્કલના બારદાન લોકો મા બાપને, વૃદ્ધપણાની કેટલીક કઢંગી રીતોને લઇને બહુજ હેરાન કરે છે. કમતાકાતને લઇને, નગ્નાવસ્થામાં પડ્યાં હોય; ત્યારે તેનાપર કપડું નહિં ઢાંકતા ઉલટા તેનાપર ગાળોનો વરસાદ વરસાવે છે. ખાધાપીધાનું તો પુછવું ઘેર ગયું! પણ ખાટલા પાસે જઇ નકામની એટલી જોરથી તો રાડો પાડે છે કે તેના કાન ફુટી જાય જો એ મહાશય! એની જગ્યાએ વૃધ્ધાવસ્થામાં હોય તો તેને ખબર પડે કે કેવી રીતે કપડાં સંભાળાય છે. એ તો જે એની દશામાં હોય તેનેજ ખબર પડે કે વૃદ્ધાવસ્થાની કેવી હાડમારીઓ છે. શરીર જ્યારે તંદુરસ્ત અને તાકાતવાન હોય, ત્યારેજ શરીરની સંભાળ રાખવાની ચાલાકી અને સાવચેતી રહી શકે છે. જે માણસ યુવાનીમાં દશ હાથ જમીન એક છલંગમાં કુદી ગયો હશે, એજ માણસ વૃધ્ધાવસ્થામાં લાકડીવતી ચાલે છે, રસ્તામાં નાનો એવો પત્થરો પડયો હોય તો પણ તેને ફરીને ચાલવું પડે છે. મતલબ કે યુવાવસ્થાની તાકાત યુવાવસ્થા ખાઇ જાય છે અને વૃધ્ધાવસ્થાની તાકાત કંઇ જુદાજ પ્રકારની બંધાય છે, કે જેનાવડે લાકડીવતી પણ ચાલવું મુશ્કેલ જણાય છે. રસ્તામાં નાની એવી કાંકરી મોટા પહાડનું રૂપ પકડે છે, ત્યારે મોટા પત્થરો તો શી રીતે ઓળંગી શકાય? એનો ખરેખરો અનુભવતો જ્યારે આપણે તેવી સ્થિતિમાં હોઇએ ત્યારેજ જણાય આવે છે. માટે ડાહ્યા થઇ જરા સમજો? ભાઈ! ચાર્વાકના

મતને માન ન આપો. એ સમય કાંઇ દુર નથી ધીમે ધીમે આપણે પણ વૃધ્ધાવસ્થાની સ્થિતિમાં મુકાવાના છીએ, ત્યારેજ આપણી ખરેખરી હુશીયારીનો મુકાબલો થવાનો છે. જેણે આપણાં મળમુત્ર બહુજ લાંબો સમય ધોયેલાં છે, તો પછી તેનો વ્યાજ સુધ્ધાં બદલો આપતાં શા માટે પાછું હઠવું જોઇએ. જ્યારે દર્શને જઇએ ત્યારે પણ માબાપ કહી પરમાત્માને નમન કરાય છે. ગુરૂ, રાજા, સજ્જન, અને જે જે પુજનીય ગણાય છે તેને બધાને મા બાપની ઉપમા અપાય છે, તેથી એમ રહેજ સમજાય આવે એવું છે કે, દરેક નામને છેડે અગર તો મથાળે મા બાપ એ શબ્દ અત્યંત બંધ બેસતો આવે છે; માટે એ શબ્દમાં કંઇક વધારે તાકાત હોવી જોઇએ. એ શબ્દથી જન સમુહમાં બહુજમાન મળે છે. અમે તો એમ સમજીએ છીએ કે જેને ઇશ્વરની સંજ્ઞા અપાય છે, તે મા બાપ શબ્દનો સાંકેતિક શબ્દ હોવો જોઇએ. કારણ કે ઇશ્વરની માફક જન્મદાતા અને ભરણ પોશણ કરનાર મા બાપ કયાં નથી ગણાતાં? માટે એ પરમાત્માને જે લોકો આકાશમાં આંગળી બતાવી જણાવતા હોય, તો ભલે એ પરમાત્માને પોતાથી દુર રાખે, પણ અમારો પ્રત્યક્ષ પરમાત્મા તો અમારાં માબાપ છે. એ શબ્દમાં એક મહાન્ તત્વ સમાયલું છે. દેવદર્શને ગયા તો ત્યાં ખાસ પરમાત્માને મા બાપ કહીને નમન કર્યું. આથી જગત કર્તાને, વિશેષ ઉપમા નથી યોગ્ય લાગતી એમ સાબીત થાય છે. ખાસ અશ્વસ્થામાને માટે દ્રોણે હથીયાર છોડયાં. અભિમન્યુને માટે અર્જુન મરવાને માટે તૈયાર થયો. કંસના કેદખાનામાં દેવકી અને વાસુદેવે પુત્રને માટે અનહદ દુઃખ સહન કર્યું, અને ભૂખ તરસ વેઠી માત્ર પુત્રની લાલસાએ ઘણો કાળ વ્યતીત કર્યો, છેવટે પુત્ર પ્રાપ્ત થતાં મધ્ય રાતે મજબૂત લોખંડનાં બારી બારણાં તોડી. યમુનાજીના પ્રબળ પ્રવાહમાં, બીહામણાં જળચરોની વચમાં થઇ, ઘોર અંધકારની દરકાર નહિં રાખતાં ઉઘાડે પગે ગોકુળમાં મૂકી આવ્યા. કહો! પુત્રને માટે સર્વત્ર દુઃખો સુખમય સમજી, મૃત્યુથી નહિં ડરતાં એવાં માબાપ ઇશ્વરથી પણ અધિક છે. ખરેખર આ કાર્ય ઇશ્વરીશક્તિ વિનાં ક્યાં બને તેમ છે? માટે માબાપ એજ નક્કી પરમાત્માનો પર્યાય વાચક શબ્દ છે.

માબાપનો પ્રેમ સાર્વભૌમ રખડો તોપણ હાથ આવે તેમ નથી, બિલાડી જેવું અણસમજુ પ્રાણી બચ્ચાંને બીજી દાઢે અને ઉંદરને પણ બીજી દાઢે પકડે છે. વાઘણ જેવા ક્રુર પ્રાણીના હૃદયમાં પરમાત્માએ વાત્સલ્ય ભાવનું ઝરણ વહેતું મૂક્યું છે. વૃદ્ધવસ્થામાં માબાપને આપણે ભલે પાગલ કહી બોલાવીએ, તેનો સ્વભાવ આપણને ભલે ચીઢીઓ જણાય ભલે ગંમે એવી વ્યવહારિક રહેણી કહેણી બદલાઇ જાય; પરંતુ માબાપનો આપણા તરફનો પ્યાર એક તલભાર જેટલો બદલાયો નથી,

માટેજ માબાપ ઇશ્વર ઠરે છે. આપણે માબાપની વૃદ્ધાવસ્થામાં કંઇ હાજત પુરી ન પાડી શકીએ, તો આપણને કોઇ નિર્જન અરણ્યમાં જવાની જરૂર છે. કે જેથી ત્યાં બીલકુલ ઉપાધિ સિવાય સુખેથી નિદ્રા લઇ શકાય. એતો માબાપ એનું ગમે એમ ચલાવી લેશે; એને બિચારાંને એક તો વૃદ્ધાવસ્થાનું દુઃખ અને બીજું તમારી તરફનું દુઃખ, એમ બે જાતનાં કષ્ટો નહિં સહન થઇ શકે. દરેક માણસને પરમાત્માએ જીભ એક અને કાન બે આપેલા છે, તેનો અર્થ એવો થાય છે કે થોડું બોલવાને જીભ એક અને ઝાઝું સાંભળી ગુણ ગૃહણ કરવાને કાન બે આપેલા છે. આપણા જીવનને ઉત્તન ઘડનારા, વિધિ જેવા માબાપને વૃદ્ધાવસ્થામાં સુખી કરવા માટે બહુજ સંભાળ રાખો, દરેક શાસ્ત્રો અને નીતિજ્ઞ પુરૂષોની મીઠી વાણીના શબ્દોને મગજમાં ભરી કંઇક યાદ રાખશો તો હું મારાં સદ્દભાગ્ય સમજીશ કેટલાંક માણસો એમ કહે છે કે શું કરીએ ? અમારી પાસેથી પરમાત્માએ અમારાં માબાપરૂપી રત્નો લઇ લીધાં નહિંતર એવી સેવા કરી બતાવતે કે એક અમર નામાવાળીમાં રહી જાતે અમારા ભાગ્યમાં માબાપનું સુખ લખાયું નહિં, ત્યાં શું કરીએ ? જો જીવતાં રહ્યાં હોત તો એક ઠેકાણે બેસાડી રાખી પુષ્પની માળાઓ ચડાવી, પ્રભુથી પણ વિશેષ સમજી, સેવા ચાકરીમાં લાગી જતે. જો આમાંના કોઇ શબ્દો મગજમાં ઉતરે તો સારૂં છે અને ખરાબ ચાલને મૂકી દઇ જો ભૂલો સુધારો તો મારી મહેનતની સફળતા સમજીશ. નહિંતર ભેંસની આગળ મે તંબુરો બજાવ્યો એમ કહેવાશે અને મારાં વચનો તમારા અંતઃકરણમાં ન ઉતરે તો પછી નક્કી મારે મારા ભાગ્યને દોષ આપવો રહ્યો. આ વિષય ઉપર કંઇ અતીશયોક્તિ કે ઓપ ચડાવવામાં આવ્યો નથી; પરંતુ આ વિષય ખરેખરો સત્ય છે. સુધરેલી કે જંગલી પ્રજા જે હોય તેણે પણ નિર્વાવાદપણે હા પાડી દેવી પડે. કારણ કે જે માબાપના ખોળામાં ઉછર્યો હોય તેણે તો કેમ ના કહી શકાય ? માણસનાં વિશાળ દિલમાં આ ચાલુ જમાનાની માબાપની સેવા ન કરવા વિષેની નામોશી ભરેલી રીતભાતને સુધારી સઘળા પુરૂષોએ સદ્દગુણી થવું ઘટે છે. ઘણી વખત અધમ, હરામી માણસો પોતાના આબરૂદાર સગાં સંબંધીઓને કલંક લગાડે છે.

આપણા ધર્મ પુસ્તકોના સિદ્ધાંત અત્યંત જાણવા જેવા છે. એનાં વચનોનું જો બરાબર પાલન કરવામાં આવે તો હમણાંજ આ ભુરલોક દેવતાઓથી ખીચોખીચ ભરાઇ જાય. જે માતા દેવદુતોની જન્મભુમી છે, ધર્મશીલ અને પ્રતાપવાન છે, તેવાં સ્વર્ગીય માતા પિતાને જે માન આપે છે તેવા માતાપિતાના સેવનીય હિંદસંતાનને સમૃદ્ધિથી અને તંદુરસ્તીથી પરમાત્મા આબાદ કરે જે માતા ઘરમાં ઉત્તમ સ્ત્રી તરી કે. સારા સંતાનની માતા તરીકે અને સારા માલીકની ધર્મપત્ની કહેવરાવવાને માટે

ઉત્તમ ધર્મ પાળી ગૃહમાં રહી, જે આખી જીંદગી પડદાશીન એટલે કેદખાનું સ્વીકારે છે, અને પોતાનું સદ્વર્તનમય જીવન કેમ જાહેરાતમાં આવે એવા અવીચ્છિન ભાવવાળી માતા આખા જગતની પોશક અને રક્ષક, સદ્વર્તનમય જીવનની નેતા, આપણા માટે પ્રભુ મીલનનું શુભ સ્થાન કેમ ન હોઇ શકે? મનુષ્યો અમુક નાનો એવો ગુન્હો કરનાર તરફ રાતાંચોળ થઇ જાય છે. વળી એથી વધારે ગુન્હો કરનારને શિક્ષા કે જેલયાત્રા કરાવે છે. ખુન કરનારને ખુનથી અને હાથ કાન કાપનારને હાથ કાન કાપી બદલો લે છે; પણ જેણે માબાપનાં અંતઃકરણો વિના અગ્નિએ બાળ્યાં હોય, તેની કંઇ શીક્ષા જણાવી નથી; એજ મોટી ભુલ કરી છે. જ્યાં સુધી આપણી શેરીઓમાં, ચૌટામાં, કે જાહેર મેલાવડામાં આપણી પવિત્રતા, મનની મોટાઇ, નાજુકાઇ, સરલતા અને સભ્યતાની વાતો કોઇ માણસ ન કરે! ત્યાં સુધી આપણે માટે રાક્ષસી કુળ ઉત્તમ છે. માબાપને માટે ભવીષ્યની કમાણી ગીરવી મુકી જે પુત્ર દમડાએ દમડી ખરચી નાખે છે અને સઘળી આપત્તિઓ દુર કરી, પોતાનાં અસંખ્ય સંકટો નિર્ભયપણે વહન કરે છે; તેવા મોટા મનના મહાત્માને અમારા લાખોવાર પ્રણામ છે. વકીલો અને બેરીસ્ટરો જે કાયદો લડાવી ગુન્હેગારને સજા કરાવે છે; તેવોજ કાયદો નહિં લડાવતાં, અમોએ માબાપની સેવા ન કરનારને માટે એવી જાતનો કાયદો ઠરાવ્યો છે કે તેને લોહીની ભુખી એવી કુર રાક્ષસીઓના પેટે ખોરાકને માટે બાંધી દેવો જોઇએ. મન કલ્પીત મોજ મજાઓમાંથી છુટો નહિં થતાં, જન્મ દાતાને સંતુષ્ટ નહિં કરતાં, ઉલટો તેની વૃધ્ધાવસ્થાને બમણી કંટાળારૂપ કરે, તેવા દ્વેષી, પિતૃ દ્રોહી, કલેશ અને વૈરભાવના મુનીમ, પ્રપંચખોર, ગર્વીષ્ટ માણસને ભલે નિર્ધનતા, કુરતા, હલકાપણું, બેવકુફાઇ, નિમક હરામી આદિક અવગુણો ઓવારણાં લે. નિરાધાર અને મરણના કાંઠાપર બેઠેલાં, એવાં છેલી દશાનાં પવિત્ર માબાપો, કયાં! આપણને હરવખત તસ્તી દેવાને આવવાનાં છે! એ બિચારાં તમને મોટા કરી, આખી જીંદગી તમારા માટે પ્રયત્ન વડે પૈસાનો સંગ્રહ કરી, બધી મિલકત વારસામાં સોંપતા જાય છે તેનો બદલો આવી ખરાબ રીતે આપવો એજ આપણી કઠોરતાની નિશાની છે. સંપૂર્ણ નિર્દોષ માબાપના પક્ષમાં આખું જગત છે, છતાં કુર હૃદયવાળાનું દિલ ક્યાં પીગળે એમ છે. જેનામાં દયા, નીતિ અને પ્રેમભાવ નથી હોતો તેનામાં અક્કલની ઘણીએક ખામીઓ હોય છે. તેને લઇને કેટલાક આકસ્મિત સંજોગો તેવા માણસને પોતાના ભણી તાણી લે છે પછી એ કુર શક્તિના પંજામાં પડ્યો પડ્યો દળાળુ સ્વરે, અશ્રુથી ભીંજાયલી ચક્ષુએ, આર્દ્ર અંતઃકરણે, કાલા ઘેલા બોલોનું ઉચ્ચારણ કરે છે કે હાયહાય! જ્યારે મારો સમય માબાપની સેવા કરવાનો હતો, ત્યારે મેં તેને

સંપૂર્ણ સુખેથી સંતોષ્યાં નહિં; ખરેખર મેં દુનિયામાં કોઇએ ન કરેલું એવું કુકૃત્ય કરેલું છે. હું જેના રૂધિર અને માંસથી પેદા થયો, તેના તરફ મમતા અને માયાળુપણું રાખવું જોઇએ તેના બદલે ઘણીજ ગેરવર્તણુકથી વર્ત્યો છું. અરેરે ! મેં ઉંઘ વેચીને ઉજાગરો લીધો. વિશ્વાસપાત્ર અને અસંખ્ય મુશીબતોમાંથી બચાવી લેનાર વ્હાલાં માબાપ મને ઝેર જેવાં લાગ્યાં. જ્યારે તે પરગામથી ઘેર આવતાં, ત્યારે અમે તેની સામાં દોડી, ભેટી પડતાં અને ખંભે વળગી તેની સતાવણી કરતાં છતાં તે આનંદી ચહેરો રાખી, ખંભેથી ઉતારી છાતી સાથે દાબી, હાથમાં પેંડો કે શેરડીનો કકડો આપતાં ! તે શું તેની અમર સેવાને ભૂલી જવા જેવું છે કે ? જેનું મગજ અનિતિઓથી ખવાએલું હોય, “ ટકે શેર ભાજી ટકે શેર ખાજાં ” એવો જેની પાસે ન્યાય હોય, તેવા બેદરકાર માણુસને કોઇ વાતે માબાપની સેવાને પ્રશંષાપાત્ર ગણુવાનો સમય આવે છે ખરો કે ? એ પોતાનો ધર્મ બજાવી મરે છે; પણ બાળક તેની સેવામાં એક પલવિપલ જેટલો સમય નથી ગાળતો; એજ ફરિયાદ મોટામાં મોટી છે. અગવડ, સુખ લક્ષ્મી અને ઉમદા અવસરનો ત્યાગ કરી, માબાપ આપણા મૂખ સામું જોઇ રહે છે એવાં ચાતક તલસી માયાળુ માબાપો, અવસ્ય સેવા કરવા યોગ્ય છે. કોઇ કોઇ વખત ક્રોધમાં આવી માબાપને લાતો મારી હશે, બૂમો પાડી હશે, બચકાંઓ ભર્યા હશે, મુછો ખેંચી હશે; તો પણ આપણુને ગીત ગાઇ, હીંચકા નાખી, હાથમાં સાકર આપી, ઉલટાં મનાવી લીધેલાં છે. તત્વજ્ઞાની અને આપણી મગજ શક્તિને જાગૃત કરનાર ભલાં માબાપો આપણા દરેક સત્ કાર્યને જાગૃત કરે છે. જ્યારે આપણે સ્કૂલમાં ભણુતા, ત્યારે આખી રાત્રિ ઉજાગરો વેઠી, જે માબાપની સેવાની કવિતાઓ અને પાઠો ગોખ્યા તેમજ હરવખત તેમાં પડેલી ભૂલને લઇને માર ખાધેલા એ બધું મોટપણે કોણુ જાણે ક્યાં ગયું ? એ કાંઇ સમજાતું નથી. વારંવાર ધર્મગ્રંથોમાં વાંચેલા માબાપ તરફની લાગણીના ફકરાઓ અને નજરો નજર માબાપની કરેલી આપણા તરફની સેવા, એ જો ભૂલી જવામાં આવે તો પરમાત્મા આપણા તરફ પોતાની ફરજ ભુલી જાય છે. તમે હાથમાં સદ્ગ્રંથ રાખી, જ્યારે તેમાંનાં બોધ વચનો વાંચવા લાગો છો; ત્યારે મા બાપ તરફથી લાગણી એકદમ જાગૃત થાય છે અને પાછો એ ગ્રંથ મુકતાંની વારજ સર્વત્ર ભુલી જવાય છે ; તેથી આપણે બુદ્ધિ અને યાદ શક્તિ ગુમાવ્યાં છે, એમ સાબિત થાય છે. કોઇ ગરીબ માણુસને રાડો પાડતું સાંભળી તમને દયા આવે છે, ભુખે કરગરણાં કરતું હોય ત્યારે તમે દ્રવી જાઓ છો, લુલાં, બહેરાં, આંધળા અને મુગાં માણુસોની સ્થિતિ જોઇ અનહદ શોક દરસાવો છો ; ત્યારે માબાપનાં દુઃખો જોઇ જરા દીલ ખેંચાતુ નથી એજ આપણી દયાળુ વૃત્તિનું

માપ થઇ શકે છે. આપણે કાયદાની બહાર જઇ મા બાપની સેવાને ધિક્કારવા રૂપ આખી જીંદગીને દિલગીરીમાં નાખે એવાં કુકૃત્યો કરી મરણપર્યંત ગુન્હાને પાત્ર થઇએ છીએ. આપણે અનર્થ ઘેલછા અને જડપણું છાડી દેવું જોઇએ, ચતુરતા અને ઉદ્યોગી પણું રાખી મા બાપ તરફની સેવાને પવિત્ર ફરજ સમજી સ્હેજે મળેલો અમુલ્ય અવસર નહિં ગુમાવવો જોઇએ, જ્યારે તમે તેની સેવા કરતા નથી એ વખતે તેનું જે મન દુખાતું હશે તેનો જો વિચાર કરવામાં આવે તો આપણાં અનેક સુકર્મો બળીને ખાખ થઇ જતાં હશે! એમ નક્કી સમજાય છે. તેણે મહામહેનતે મેળવેલા ધનમાંથી વૃદ્ધાવસ્થામાં તેને એક અરધીપણ કામ ન લાગે ત્યારે એ ગરીબડાં મા બાપના દુઃખમાં દિલાસો આપનાર મારે બીજી કઇ વસ્તુ શોધી કાઢવી? આવા અનર્થ આગળ તેણે શી રીતે નિર્વાહ કરવો? ઘરમાંથી નિકળી જાઓ! એ વિષેના પુત્રના વચનથી તેણે કયો ઉપાય લેવો? સઘળી દોલતના ખજાનાની ચાવી ગુમ થયા પછી તેને કેની પાસે ભીખ માગવા જવી? માટે બાળકોએ મા બાપને, તેની મેળવેલી સંપત્તિમાંથી કંઇપણ ન આપતાં મખીચૂસપણું નહિં બતાવવું જોઇએ. એ મા બાપ તમને નિર્ધન અવસ્થામાં મૂકી જવું તેને શરમ સમજે છે. તમને વિધાદાન આપવું એ સાર્થક સમજે છે, તમારી તંદુરસ્તીને માટે પ્રયત્ન કરવો એમાં પોતાની કીંમત સમજે છે; છતાં તમે એકદમ પૈસાનો સંગ્રહ કરી, તેની દ્રષ્ટિ આગળ એક પછી એક એમ અનેક રૂપિયા ગણી ખાસ તેનાજ રૂપિયામાંથી ધનનું આવું બ્હોળું કુટુંબ જમાવી, તેના તકદીરમાં ફાટલ તુટલ ખાટલો અને ગોદડાં લખાય, ખાવામાં નાનાં નાનાં બચ્ચાંઓના ખાધેલા ટાઢા ટુકડા અપાય, પગચંપીને બદલે કાષ્ટ ચંપી થાય અને ધર્મ કાર્યમાં તેને એક પાઇ પણ વાપરવા નહિં આપતાં ચારે બાજુ ગોળ કાંકરાઓ ગોઠવી દેવાય, એજ આખા વિશ્વને નિંદા કરવા યોગ્ય છે. તમે હાથે કરી અનિતીનો પગપેસારો ન થવા દો, અનેક આપતિઓને લલચાવે એવી મા બાપ તરફની ગેરવર્તણુકને તજો, ઘાતકીપણું, કૃતઘ્નતા અને માબાપ તરફ કરેલી કેટલીક ગેર વર્તણુક એટલી બધી તો ખરાબ અને નિંદવા જેવી છે કે એવા મુર્ખાઓનો સ્નેહ કે સમાગમ તેના લાંબા સહવાસમાં આવેલા પણ પસંદ ન કરે! જ્યારે જ્યારે શાસ્ત્રો બીજાં પ્રાણી તરફ દયા રાખી તેના પ્રત્યે સ્નેહભાવ રાખવાને ભલામણ કરી રહ્યાં છે, ત્યારે ખુદ ભરણ પોશણ કરનાર પ્રત્યે પરમાત્માથી નહિં ડરતાં આપણે અધમપણાનું રજીસ્ટર કરાવી. સ્તુતિ કરવા યોગ્ય મા બાપને સતાવીએ, એ આપણા શીરપર મોટામાં મોટું તહોમત છે. મા બાપની સેવા કરવામાં, દરેક નાનાં મોટાં સંતાનો પ્રત્યે મારો છેવટનો એજ અભિપ્રાય છે કે માબાપની સેવા માટે અને તમારી જીંદગીની શુભ

સાર્થકતાને જાહેરાતમાં લાવવા સારૂ, તમારી નિર્દયતાની ફેંણને કાપી નાખી, હિચકારા, પાપી, ક્રુર, કઠોર વિગેરે નામોને માબાપની સેવા વડે બહિષ્કૃત કરો! માબાપને સતાવનારી રૂઢીને જોઇને મને તો કમકમાટી છુટે છે અને એવા નીચ લોકોને હું તો શું પણ આખી આલમ ધિક્કારે છે. આવી રીતે પવિત્ર શાસ્ત્રોના ફરમાનને માન ન આપવાથી દૈવ તેના તરફ કોપે છે, સંખ્યાબંધ ન્યાયી માણસો તેની ક્રુર ભરી રીતભાતને રાક્ષસી રિવાજની ઉપમા આપી તેનું મુખ જોવું પસંદ કરતા નથી, એના પાપના પ્રાયશ્ચિત માટે કંઇ પણ ઇલાજ નથી, એવો માણુસ પોતાના પ્રાયશ્ચિત માટે જે જે તીર્થસ્થાને જાય, તે તે તીર્થસ્થાનને અને ગંગા જેવી પવિત્ર દેવ સરીતાને પણ કલંક લાગે તેવું છે.

મારા ધારવા પ્રમાણે પહેલાં ગંગાજી હાથોહથ માણસનાં ફુલ લેતાં પણ અપરાધી લોકોને સ્નાન કરાવી પવિત્ર બનાવવાથી, તેનું પાપ તેને લાગ્યું હોવાથી, હવે એ સત્ય ગુમાવી બેઠાં છે, અને પહેલાના કરતાં હવે મહત્તા ઓછી થઇ ગઇ છે. જુઓ! એવા પાપી મનુષ્યો જેના જેના સંસર્ગમાં આવે છે, તેને પોતાના જેવા બનાવી, સજ્જનના ગુણમાં ઘટાડો કરે છે કોઇ દુ:ખી માણુસને મદદ કરવા ઇશ્વર બંધાયો છે; પણ પિતૃદ્રોહી જીવાત્માને ઉગારવાની તદ્દન ના પાડે છે. આ ઉપરથી માબાપની સેવા કરનાર માણુસ ખરેખરો માણુસાઇને યોગ્ય છે, એમ નિર્વિવાદે સિદ્ધ થાય છે.

માણુસે પોતાના સદ્વર્તનમાં દિનપ્રતિદિન સુધારો કરવાનો છે પણ ઘટાડો કરી, ફટકેલા મગજના બની, કઢંગી વર્તણુક અને ખરાબ વ્યક્તિ તરીકે અધર્મની ખુરસીપર બેસવાનું નથી. દુનીયામાં ઘણાખરા અધર્મો પિતૃ-દ્રોહીની ખરાબ ચાલથી ઉત્પન્ન થયા છે, સાચા સદ્ગુણનો ઉપયોગ કરી, અક્કલમાં તલભાર જેટલો પણ મૂર્ખતાનો અંશ ન આવવા દેવો હોય તો તમારે માબાપના હકો લુટવામાં, તેમને ઠગવામાં, તીરસ્કાર કરવામાં, તમારા આયુષ્યની એક મિનિટ પણ ન ચિતરો. અથવા તો ખરાબ બોધ આપનારી, ખોટી અસર કરનારી, વ્હેમથી ભરેલી, અસંભવિત, વિપરીત ફળ આપનારી વિગેરે હરામખોરોની સોબતથી તમારે સદા દુર રહેવું. કારણ કે એવા નામોશીભરેલા ખરાબ માણુસની સોબતથી અસંખ્ય દુર્ગુણોની જાળમાં ફસાઇ જવા સંભવ છે. કુકૃત્યોમાં પરોવાઇ જવાથી, માબાપની સેવામાં રોકાણ થઇ શકતું નથી અને સારી સ્થિતિ ખરાબીનું રૂપ પકડે છે. મગજશક્તિના પ્રમાણમાં વત્તા ઓછો અધર્મ ધુસી જવાનો પણ ડર લાગે છે. તમારાં ચરિત્રો બીજાને બોધ લેવા જેવાં બનાવો, તમારે બીજાનો બોધ લેવો પડે

એવા હલકી કોટીના જીવો બનતાં અટકો દરેક માણુસ પોતપોતાના સદ્‌ગુણુના પ્રમાણુમાં, તેમજ રીતભાતના પ્રતાપે, માનભર્યા શબ્દને લાયક છે; પરંતુ સુકૃત્ય કર્યા વગર આત્મબડાઇમાં, બેહદ ઉંચાઇએ જનારા; ભયંકર હવાના કિલ્લાકરો કોઇ દિવસ સર્વ મનુષ્યોમાં માન સન્માન મેળવી શકતા નથી, જેમ માણુસો ગૃહવ્યવહારમાં હરિફાઇમાં ઉતરે છે, તેમ જો માબાપ તરફની સેવામાં સ્નેહ અને પ્રશંષાને પાત્ર બનવાની શરત કરે તો કીર્તી દ્રવ્ય તેમજ મુક્તિ એની મેળે શ્રમ વિના મળી જાય તેમ છે તમે માબાપ તરફ પ્રીતિ અને પ્રસન્નતાથી વર્તો તો કાંઇ નવીન કરેલું ન કહેવાય ? એ તમારો જુનો પુરાણો ધર્મ છે. તમે તમારી ફરજ પ્રમાણે ચાલી દરેક સૂચનાઓને બરાબર લક્ષમાં રાખી, અનુસરો તો હું આશા રાખું છું કે તમારી લાંબી જીંદગીમાં તમને સંપૂર્ણ સુખ મળશે. તમારા એ કર્ત્તવ્યને તમે જેટલે દરજ્જે સમજવા માંડશો એટલેજ દરજ્જે તમારા મહત્ત્વને માન મળશે સૌથી સારાંમાં સારી અગત્યની ફરજ માબાપની સેવા વગર કોઇ જાણુવામાં આવી નથી. દરેક માણુસને ચતુરાઇ, બળ તથા બહાદુરીના પ્રમાણુમાં તેને અમુક જાતનું માન મળે છે; પરંતુ જન્મદાતાની સેવા કરનારની મહાન શક્તિથી ઇન્દ્રને પણુ શરમાવું પડે છે. તમારા શુભ આયુષ્યને કુકૃત્યરૂપી ડાઘ ન લાગે અને માબાપની સેવા ન કરવા વિષે મનુષ્યના મુખથી ગવાતી અપકીર્તીના યોગે તમારે નીચું ન જોવું પડે; માટે તમે તમારી ગેરવર્ત્તણુકને સુધારો, સદ્‌ગુણુને નિહાળતાં શીખો, માબાપ તરફ આજ્ઞાંક્તિપણું, દાસત્વ અને સત્યતા રાખી. સ્વભાવિક રીતે પ્યાર, કૃપા અને ન્યાયના ધોરણુ પ્રમાણે ચાલી, તેના દરેક શબ્દો ઝીલી લ્યો ! એથી તમારી અસંખ્ય ઉપાધિઓ બાતલ થશે.

તમે જ્યાં સુધી તમારી ફરજ ન સમજી શકો ત્યાં સુધી આ જગતમાં કોઇ પણુ વસ્તુ તમોને હક્ક અપાવવામાં મદદ કરશે નહિં. શત્રુથી દેશનું રક્ષણુ કરવું એ એક જાતની ફરજ છે. સદ્‌ગુરૂને માન આપવું એ પણુ ફરજ, ન્યાયી રાજાને મદદગાર થવું, ગરીબો પર દયા, સ્વદેશ પર પ્રીતિ, આ બધાં આપણી ફરજનાં કર્ત્તવ્યો છે. ફરજ એ ખરેખરો ધર્મ છે. ફરજ ન સમજાય ત્યાંસુધી અજ્ઞાનની અવધિ ગણુાય, આ વાત તમારા સ્મરણુ સ્થાનમાં લક્ષ રાખી કોતરી રાખો, ગરીબને તેની ગરીબીને લઇ ધિક્કારતા નહિં, એ તમારા જંગલી વિચારને કાઢી નાખો; પરંતુ માબાપની સેવા ન કરવાથી ન્યાય, દયા, ધર્મ અને અક્કલને ગુમાવ્યાં હોય તેને ફિટકાર આપો. એવા દુર્ભાગ્ય જીવાત્માને તેના દુર્ગુણોના બદલામાં ઘાતકી, ઉદ્ધત અને નિર્દય અંતઃકરણુવાળાને, નાશના ભયંકર વાવાઝોડામાં, પ્રખર અગ્નિમાં, પાણીના પ્રબળ પ્રવાહમાં; તથા ઉડતા અસંખ્ય પહાડોના યુદ્ધમાં; જોરથી ફેંકી દ્યો. સાફાઇ. પ્રિયતા, જ્ઞાન,

ઉદ્યોગ અને ખંત આ બધાં માબાપની સેવામાં પ્રત્યક્ષ પ્રમાણો છે. માતૃભાવથી આપણે આપણા હક્ક તથા સદ્વર્ત્તનને બચાવી શકીએ છીએ, એ રીતભાતથી દિવસાનું દિવસ શીતળ છાયા મળતી રહે છે, વૈભવની વૃદ્ધિ થાય છે, બુદ્ધિ તથા ઉત્તમ રહેણી કહેણી જાહેરાતમાં આવે છે.

જે માણુસ મૂર્ખના સહવાસમાં ઉછર્યો હોય તે માબાપની સેવા નહિં કરતાં ઠારોઠાર તકરારનું મૂળ રોપી, નિર્ધનતા, અનિતિ, કષ્ટો, ભય, ગુન્હા એ આદિક સર્વત્ર ભયાનક બાબતોને ખરીદી લાવે છે અને વખતો વખત લોહિની નદીઓ પણ ચલાવે છે, ફિતુર, બંડ કે વખતે જનસમાજના ભાગલા કરે છે. જ્યાં સરલતા હોય, ત્યાં સખ્તાઇનો વહિવટ શરૂ કરે છે. પોશણ કરવાની શક્તિને ભક્ષણના સ્વભાવવાળી બનાવે છે, તો માબાપ કે જે પુત્રના મરણથી આખી જીંદગી ગમગીન અને શોકાતુર રહે છે, તેનો ગુણ કોઈ દિવસ નહિં વિસારો. તમારે કદાપિ વિવેક બુદ્ધિનો ત્યાગ કરી, અધૈર્ય કે ઉતાવળથી સદ્વર્તનનો ત્યાગ કરવો નહિં. પરંતુ સારા લોકોના સદ્ગુણોને હિંમતથી અને તેના અંતઃકરણમાં ઉંડા ઉતરીને, ચોરી લેવા તમે જે પ્રયત્નશાળી બની, એકદમ સત્કાર્યો કરવાને બુદ્ધિ, ઉદ્યોગ અને ચતુરાઇ દાખલ કરો તો હમણાંજ ઇશ્વર ઇચ્છાથી તમારા અંતઃકરણનો સડો તથા વિજયની અપુર્ણતા સદૈવ લાભના રૂપમાં બદલાય જાય, આપણે માબાપની સેવા રૂપ, નિર્ભય રસ્તો બતાવનાર સુકાની ગુમાવ્યો હોવાથી, જ્ઞાન લાયક એકે શબ્દ અંતઃકરણમાં ઉતરતો નથી. વિસ્મૃતિનો પડદો મહા મહેનતથી ઉત્પન્ન કરેલા તમારા જ્ઞાનમય અંકુરને, ઢાંકી દે છે, અને જ્યાં જ્યાં શિખામણ લેવાના પ્રસંગો છે, ત્યાંથી વિમુખ રાખે છે. જે વાત સત્ય છે, તેને અસત્ય કરી બતાવે છે. પરોપકારમય કાર્યને, પાપરૂપ સમજાવે છે. જે કૃત્ય ખોટું છે, નિંદ્ય છે, તે કરવાને પ્રેરે છે. અમલમાં ન મુકવા જેવું હોય, તેને જાહેરાતમાં લાવે છે. ભાઇ! આનાથી તમે બીજી અયોગ્યતા કોને કહો છો? આ પૃથ્વી પર એવા માતાપિતાની સેવા વગરના પશુઓનું શું કામ છે? એવા પુરૂષો જ્યાં બ્હોળા પ્રમાણમાં હોય, ત્યાં મોટી ખરાબી થાય છે. દ્રવ્ય અને કીર્તિનો નાશ થાય છે. દેશની પાયમાલી અને દરિદ્રતા વૃદ્ધિ પામે છે. હિંમતવાન બાળકો, ના હિંમત બને છે. માટે પિતૃ ભક્તિના દોષવાળો જ્યાં જાય, ત્યાં અજવાળાના બદલે અંધારૂં દાખલ કરે છે. એ કાર્ય જો મહેરબાની કરી પોતે સમજે તો અત્યંત અઘટતું છે, શકિત, સ્થિતિ અને પદવીને ઉથલાવી પાડનાર છે, માટે સત્ય અને ન્યાયનો પક્ષ કરનારી, બુદ્ધિને માન આપો. માબાપની સેવા કરતાં કંગાલાવસ્થા આવી પડે તો પણ અરધા ભુખ્યા રહી, જે પોતાનો ધર્મ બજાવે છે, તેમેજ ધન્યવાદ ઘટે છે.

માણુસ જાતમાં સારાસારની સમજ, વિવેક, કે વિચાર ન હોય તો ડાહ્યા માણુસો તેને નરપશુના નામથી ઓળખાવે છે. શીક્ષા ગુરૂઓ અને ઉપયોગી પુસ્તકો તમારા માટે સર્જાયલાં છે, છતાં એની મહેનતને માન ન આપતાં તમે બુદ્ધિશાળી હોઇ તમારા કર્ત્તવ્યને વિસરી, ધર્મને સમુદ્રપાર મુકી આવો, એજ દ્રષ્ટાંતો દુનીઆની નજરે અપવાદના રૂપમાં ઠરે છે. આપણે બીજાની ભલી વાત પર લક્ષ ન આપીએ તો સદા ગર્વીષ્ટ અને હલકા તેમજ અયોગ્ય, અવિનયી ગણાઇએ. ભાઇ! અકલ અંધારે વ્હેંચાએલી છે; એટલે એમ નહિં સમજતા કે આમાંથી કંઇ ગ્રહણ કરવા જેવું નથી, તમારા સુકૃત્યથી આખા દેશને ફાયદો થાય તેમ છે. માટે પિતૃભકિતથી, આખા વિશ્વમાં, વિશ્વમાં નહિં તો દેશમાં દેશમાં નહિં તો પોતાના વતનમાં એવી રીતે તમારા સદ્વર્તનના પાઠો બધાને લખી આપો કે જેથી સર્વત્ર પ્રજા, ઇર્ષા ભરેલી રીતભાતને તજી, ઉત્સાહ અને સારી લાગણીથી કામ કરવાને ઉસ્કેરાય; અગર તો બીજા લાયક માણુસની મદદમાં પોતાનું કર્ત્તવ્ય સમજે, અને અઘોર હુમલાની સામે ટકર ઝીલી, દેશને ભય અને ત્રાસમાંથી બચાવે, વળી એનાથી પણુ લાંબુ લક્ષ રાખીને પોતે એમ સમજે કે મને જે ભુમીએ શુભ જન્મ આપ્યો છે, તે ભુમીના રક્ષણુ માટે હું મારા દેહની પરવા નહિં રાખતાં એ સંકટોમાંથી મારા દેશબંધુંઓને છોડાવીશ. જે સ્વતંત્રતા, મોટાઇ તથા કીર્તી આપણા પૂર્વજો આપણા માટે કમાઇ ગયા છે એ સદ્ગુણો આપણુને એવી આજ્ઞા કરે છે કે સ્વદેશ વાત્સલ્યની ઉર્મી; માણુસ જાતના અંતઃકરણુમાં કુદરતે આરોપણુ કરેલી છે; તેથી આપણે સ્વદેશ બંધુઓ ઉપર સ્નેહ રાખવો એવું ફરમાન ઠરે છે. એને લઇને પોતાની વ્હાલી ભુમીને દાસત્વનું નિર્બળતાનું, અપમાનનું અને અપકીર્તીનું સ્થળ બનવા દેવું તેના કરતાં તે ભુમીમાં વસનારા, પ્રત્યેક માણુસે પોતાના સર્વસ્વનો ભોગ આપવો એ મને લાખ દરજ્જે સારૂં લાગે છે અને એવાજ નરવીરોથી અમારી ભુમી શોભા પામો!



# ‘ બ્રહ્મચર્યની મહત્તા ’

આપણા શાસ્ત્રમાં મુખ્ય ચાર આશ્રમો વર્ણવેલા છે, એમાં સર્વત્ર વ્યવહારોની સમાપ્તિ થાય છે. મુખ્યમાં બ્રહ્મચર્યનું નામ છે, ત્યાર પછી ગૃહસ્થાશ્રમ, સંન્યસ્ત અને વાનપ્રસ્થ એમ અનુક્રમે અનુક્રમે નામો છે. પહેલું બ્રહ્મચર્યનું નામ હોવાથી એમાં કાંઇ વધારે મહત્તા હોવી જોઇએ માટે જે બ્રહ્મચર્યનો ઉપાસક હોય તે પુજવા યોગ્ય છે. બ્રહ્મચર્યનો અર્થ વિર્યનું રક્ષણ એવો થાય છે. ઉપનીષદમાં વીર્યને યજ્ઞ બરાબર માન્યું છે. માથે ઝટારાખી, ભસ્મચોળી, ઘેરઘેર ભીક્ષા માગતા ફરે તેને બ્રહ્મચર્યવૃત્તધારી કહેવાય નહિં. પણ ખરેખરો નીતિ ધર્મનો પાયો તો બ્રહ્મચર્યવૃત ધારણ કરી, વીર્યનું રક્ષણ કરવું એજ છે. વીર્યનું રક્ષણ એ તાકાત અને ચૈતન્યનો અપૂર્વ ખજાનો છે; માટે દરેક માણસે બાલ્યાવસ્થામાં તેમજ યૌવનાવસ્થામાં બ્રહ્મચર્યવૃત્તનું પાલન કરવું જોઇએ. તમારી પ્રજાના શુભ જીવનને અર્થે તમે બ્રહ્મચર્યવૃત્તપાળી, તમારા સંતાનને તેમ કરતાં શીખાવો. મા બાપનાં લક્ષણો અને અપલક્ષણો બાળકને વારસામાં મળે છે; તેથી તમે બ્રહ્મચર્ય પાળેલું હશે તોજ તમારાં સંતાનો પાળશે. વિચારો! જે તેજથી જગત ઉત્પન્ન થયું એ તેજ બ્રહ્મચર્યનું હતું. બ્રહ્મચર્યનો ભંગ કરવાથી એટલે તેનું પાલન ન કરવાથી જેટલી હાની થાય છે, તેટલી હાની બીજા કશાથી થતી નથી. વીર્યનો વિનાશ એ આખા દેહનો વિનાશ સમજો. સમયને અનુસરીને જો વીર્યનો ઉપયોગ થાય તો કાંઇ એમાં પાપ કહેલું નથી, પરંતુ જો તેમ ન થાય તો એવા વીર્યને ગુમાવનાર, નરપશુનું દરેક સંતાન મુર્ખ અને શંઢ બને છે; માંટે જે દેશમાં એક બુંદને માટે રડનાર અને હજારો બુંદને ગુમાવતાં હર્ષ પામનાર વસતા હોય, તે દેશની પાયમાલીનાં ચિન્હો દરેક વિદેશીઓની મુઠ્ઠીમાં છે એમ સમજી લેવું. વીર્યનો ગેર ઉપયોગ કરવાથી સંતાનની શંખ્યામાં ઘટાડો થાય છે. બલ્કે કોઇ કોઇ વખત થતાં પણ નથી અને તેને લઇને કેટલાકને પોતાને સંતાન ન હોવાને લીધે મેં રડારોળ કરતાં સાંભળ્યાં છે. મુર્ખતા, ના હિંમત, અંધતા, કમઅક્કલ, વિદ્યા હુન્નરમાં પછાત, સદ્દગુણોનો અભાવ, દુર્બુદ્ધિ વિગેરે મુખ સંતાડવા જેવા ખરાબ દુગુણો આ બધા વીર્યનો ગેર ઉપયોગ કરવાથી વૃદ્ધિ પામે છે. વાર્યના રક્ષણથી લોહી સ્વચ્છ બને છે, શરીરમાં જઠર, હૃદય, ફેફસાં, સ્નાયુઓ વિગેરે બહુજ મજબુત થાય છે.

હું તો વીર્યના રક્ષકને આખા વિશ્વનો રક્ષક સમજું છું. એવો પુરૂષ પોતાનો અને આખા જગતનો તારક બને છે. જુઓ! હનુમાને કેવું

અદ્દ્ભૂત કાર્ય કરી બતાવ્યું. એક ગુલાંટની અંદર વિશાળ સમુદ્ર ઓળંગી ગયો. બ્રહ્મચર્યના પ્રતાપે મલ્લો કુસ્તીઓ જીતે છે, મોટા મોટા રણધીરો સંગ્રામમાં વિજય મેળવે છે. જુઓ ! એવા મહા બહાદુર વિરનરના પ્રતાપે હાલના રાજાઓ અને આપણે વગર ચિંતાએ મોજ મજા કરીએ છીએ. માથું પડી ગયા પછી જો ધડ લડતું હોય અને બાર બાર કે વધારે કોશ સુધી દુશ્મનોને મારી મરેલા હોય; તો માત્ર બ્રહ્મચર્યનોજ પ્રતાપ ? જે બ્રહ્મચર્યને એકઠું કરે છે તેનું તેજ શુક્લ પક્ષની જેમ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું જાય છે. બ્રહ્મનો અર્થ પ્રકાશ એવો થાય છે. ત્યારે તેજ–પ્રકાશનો ઉપાસક શા માટે તેજસ્વી ન હોય ? એવાં માતાપિતાનાં સંતાનો બહુજ બળવાન અને શરીરે મજબૂત એવા તો જાડા કદાવર થાય છે. તેમજ હાડનાં એવાં તો વજ્ર જેવાં બને છે કે એની બરોબરી હાથીઓ પણ ન કરી શકે. અને એવાજ પુરૂષના સંતાનની નસેનસમાં સ્વદેશ હિતનું રકત જોસભેર વહી રહ્યું હોય છે, તેવા બહાદુર નરવીરના હાથથીજ દેશ બચી શકે તેમ છે; બાકીના બીજા તો મોઢેથી બકે લખે અને વાંચે એટલુંજ છે.

પશુઓ આપણા કરતાં હલકે દરજ્જે છતાં બ્રહ્મચર્યવૃત્ત પાળી, એવી તો મજબૂત પ્રજા આપતાં જાય છે કે જે પ્રજા ભૂતની હરિફાઇમાં ઉતરી, ખેતીના કામમાં લાગી, આખા વિશ્વનું ભરણપોષણ કરે છે. દ્રોણાચાર્યે બ્રહ્મચર્યના પ્રતાપે સપ્ત તાપમાં અકળાઇ ગયેલા દુર્યોધનની તૃષાને શાંત કરી અને નિર્જળ વનમાં પાણી ઉભરાવી કુવાને માથા સુધી ભરી દીધો બ્રહ્મચર્યના રક્ષણે શરીર આરોગ્ય અને મજબૂત જોરાવર બને છે. તેઓનાં ગૃહો વૈદોથી તદ્દન અજાણ્યાં હોય છે. બોલવા ચાલવાની શક્તિ, શરીરમાં તાકાત, આંખોનું તેજ. દાંતની મજબૂતી અને કાને સાંભળવાની શક્તિ, બીજાના કરતાં બમણી હોય છે, બીજાની માફક તેઓનાં શરીર બેવડ ત્રેવડ વળી ગયાં હોતાં નથી, લાકડીથી ચાલવાનું તેને કંઇ કારણ નથી. આહાર વ્યવહારની તાકાતમાં તેને સબળતા હોય છે. જે દેશમાં વધારે મરણ નિપજ્યાં હોય, અને માણસોની વૃદ્ધિના કમી આંકડા લેવાયા હોય તો તમારે નક્કી સમજી લવું કે તે સ્થળે બ્રહ્મચર્યની ખામી હતી. પૂર્વનાં મનુષ્યો જ્યારે એ કાર્યમાં એક બીજાની હરિફાઇમાં ઉતરતાં હતાં, ત્યારે હાલનાં માણસો તેનો ભંગ કરવામાં પોતાની હુશીયારી સમજે છે. આવો અન્યાય થયો છતાં, હાલના મૂર્ખાઓ હજુ ક્યાં સમજે તેમ છે ? જે વખતે રાવણની સભામાં વિષ્ટિની માટે અંગદ ગયો અને દુર્યોધનની સભામાં શ્રી કૃષ્ણ ગયા, ત્યારે શું ! એ અજ્ઞાની રાજાઓ સમજ્યા હતા ? તેમ અત્યારે અમારૂં પણ તમારા પ્રત્યે એમજ થયું છે. વિચારો તો પાંડવોના પિતા ભિસ્મ તે બ્રહ્મચર્યના પ્રતાપથી, આખા

વિશ્વના દાદા કહેવાય છે. જે વખતે રામ રાવણનું યુદ્ધ થયું, ત્યારે મેઘનાદ અને લક્ષ્મણજી સામા સામા યુદ્ધમાં ઉતરે તેમ હતા; પરંતુ મેઘનાદ તો બ્રહ્મચર્યના અડગ ઉપાસકના હાથેજ મરે તેમ હતો, જેણે બાર વર્ષ સુધી મનમાં અપવિત્ર વિચાર ન કર્યો હોય, તેજ ઇન્દ્રજીતને હરાવે. અને રામના બ્હોળા લશ્કરમાં મેઘનાદને મારવાની કોઇ હિંમત કરતું નહતું, છેવટે બ્રહ્મચર્યના અખંડ પ્રવીણ ભકત વીર લક્ષ્મણજી એકજ બાણથી ઇન્દ્રજીતનો પ્રાણ લઇ શકયા. ધન્ય હો! એવા ભારત સંતાનને! કે, જ્યારે ત્યારે તેના વિજયશાળી નામને યાદ કરાય છે. જે માણસ શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે બ્રહ્મચર્યનું પાલન નથી કરતો તેનામાં જ્ઞાન બુદ્ધિ કે જગતનું ભલું કરવાનું એક બિંદુ જેટલું પણ અભિમાન નથી હોતું? કારણ કે પોતે સત્તાહિન હોય તે બીજાને શી રીતે છોડાવી શકે?

વિષય વાંચ્છના જો કે દરેક જનસમુહમાં વીંટાયલી છે પણ જો તેનું યોગ્ય પ્રસંગે પાલન કરવામાં ન આવે તો એજ વિષય વાંચ્છના તેને સંહારે છે. દાખલા તરીકે વિર્યનો સમય વગરનો ઉપયોગ કરવો એ બહુજ નુકશાની ભર્યું છે. અભિમન્યુંનું આમજ મૃત્યુ થયું છે. જેનું અંતઃકરણ પવિત્ર ન હોય, જેણે બ્રહ્મચર્યને થડ મુળમાંથી ઉડાવી દીધું હોય, તેને કોઇ દિવસ વિજય મળે છે ખરો કે? મારૂં તો એમજ માનવું છે કે આખો હિંદ પરાધીનતાની બેડીમાં મજબુત બંધાઇ, દુઃખમાં લવારી કર્યા કરતો હોય, તો પોતાની બ્રહ્મચર્યને ન પાળવા વિષેની ભુલનુંજ પરિણામ સમજી લેવું? જો દિલ શુધ્ધ હોય અને અનીતિનું કયાંય નામ નિશાન ન હોય તો, સામાની શી તાકાત છે કે તમારી સામે ટક્કર ઝીલે. જે માણસો બ્રહ્મચર્યને માન આપી, પોતાની શારીરીક શકિતને કમી થવા દેતા નથી અને વીસ વર્ષ સુધી લગ્ન શી વસ્તુ છે એ એના મગજમાં ખ્યાલ હોતો નથી તેવા માબાપનાં દરેક સંતાનો એવાં તો બળવાન થાય છે કે જેની સામુ જોવાને કોઇ હિંમત નથી કરતું, જેણે બ્રહ્મચર્ય વૃત્તિને દિલ સાથે જડી રાખી છે તેનાં સંતાનો શા માટે શૂરવીર ન બને!

જેનું મન નિરોગી હોય, તેનું શરીર કેમ ન આરોગ્ય હોવું જોઇએ? આનાથી ખુલે ખુલ્લું સમજાય આવે છે કે જે માણસ બ્રહ્મચર્યને માન નથી આપતો તે પોતાની આત્મીક અને જ્ઞાનેન્દ્રિયને નથી ઓળખતો. જ્યાં સુધી પોતાની શકિત મુજબ બ્રહ્મચર્યને માન ન મળે, ત્યાં સુધી તેને કયાંય માન મળતું નથી. પારાશર મુનીએ લાખો વર્ષની તપશ્ચર્યા એક મચ્છગંધાના સમાગમથી ગુમાવી અને નિમીષ માત્રમાં આમ બધું ચૈતન્ય હરાઇ ગયું; તેને લઇને લમણે હાથે લગાવી, વૃક્ષની નીચે બેસી ગયા. કહો કેવી અગ્નિ? કેવું હળાહળ ઝેર? અનહદ પ્રયત્ને સંગ્રહી રાખેલી શકિત સ્હેજ વારમાં ગુમાવી બેઠા. જો તેમ ન વ્યાધિમાં

આવવું પડતું હોય અને સંસાર વ્યવહારમાં દુઃખના દરિયાનો અનુભવ ન થતો હોય તો શુકદેવજી શા માટે ઘરભણી ન જતાં જંગલ ભણી ચાલી નીકળ્યા ? એવીજ રીતે પારાશરની જેમ વિશ્વામીત્ર રૂષિ મેનકા સાથે પ્યારમાં જોડાઇ અદ્ભુત શકિતને ગુમાવી બેઠા અને પાછો પશ્ચાતાપ કરી, બ્રહ્મચર્યનો સંગ્રહ કરવા લાગ્યા. પૂર્વના ભરતવાસીઓ જો લાખો બંધ શૂરવીરોનાં હથીયારો છોડાવી શકતા હોય તો માત્ર બ્રહ્મચર્ય શકિતનાજ પ્રતાપ. જેણે ઇશ્વરી સત્તાને તુચ્છકારી, નવી ભૂમીઓ રચેલી હોય, સમુદ્રનું એકજ અંજળીમાં પાન કરી ગયા હોય, તો ખાસ બ્રહ્મચર્યનીજ મહત્તા એ બ્રહ્મચર્ય જેણે જેણે સેવ્યું છે, તેણે તેણે આખા જગતનો ઉદ્ધાર કરેલો છે. મહાત્મા વ્યાસ કે જેણે અગણીત ધર્મ ગ્રંથો રચી જે આપણી આગળ અપૂર્વ જ્ઞાનનો ભંડાર રજુ કર્યો છે, એ બધું શાથી આપી શકાયું ? જો ! લાંબી નજરે વિચાર કરવામાં આવે તો એના લાંબા આયુષ્યને માન નથી પણ બ્રહ્મચર્યને માન મળવું જોઇએ છે. આપણો વિજય, આપણો ધર્મ, સતા, નીતિ કે કોઇ પણ જાતની ઉદ્યોગિક શક્તિ આ બધું બ્રહ્મચર્ય રૂપી ક્ષેત્રમાંથીજ મેળવી શકાય છે; ગાર્ગીએ અગાઉથી બ્રહ્મચર્ય પાળવાનું વૃત લીધેલું હોવાથીજ આખા વિશ્વમાં નગ્નાવસ્થામાં ફરતી હતી અને બ્રહ્મચર્યના પહેલા બે અક્ષરવડેજ બ્રહ્મજ્ઞાનીની પંક્તિમાં ગણાય ગઇ છે. બ્રહ્મચર્યની ઉપાસના ન હોય તો બ્રહ્મજ્ઞાની શબ્દ ધારણ કરવો મુસ્કેલ છે. નાના નાના જીવ જંતુઓ બ્રહ્મચર્યની ઉપાસના કર્યા કરે છે, ત્યારે મનુષ્ય વીર્યના ગુમાવવા રૂપ એવો તો પાપનો ભોક્તા થાય છે કે તેનાથી મનુષ્ય વધનાં પાપો હલકાં ગણાય છે. બ્રહ્મચર્યનો વિનાશ કરવાથી, મગજ તંતુઓ નબળાં પડી જાય છે. શુભકાર્ય કરવાના વિચારો નાશ પામી, જીંદગીના દિવસો કમી થાય છે.

બાળક જ્યારે ગૃહ આંગણે રમતું હોય ત્યારે ધુળની નાની નાની ઢગલીઓ સાથે રમતગમત કરતાં ધરાતું નથી અને વધારે વધારે કાર્યમાં ઉત્સાહવંત બનતું જાય છે, તેનો બરાબર વિચાર કરીએ તો તેનામાં બ્રહ્મચર્યના નાશનાં અંકુરો નથી સ્થાપયલાં હોતાં. માટેજ એ બીજા જીવોની માફક હિંમત હારતાં નથી. તેઓને પાંચ, છ કે સાત વખતનો ખાધેલો ખોરાક હજમ થઇ જાય છે. વળી આખો દિવસ દોડધામ કરી ઉપાધિ કે શ્રમના નામ નિશાન વગર, નિદ્રા કરી ઘરનાં બધાં માણસોની પહેલાં જાગૃત થઇ, બધાંને જાગૃત કરવા રૂપ વ્યક્તિનું કાર્ય પોતે બજાવે છે. આ બાબતથી કોઇ અજાણુ હોય, અગર તો તેને બ્રહ્મચર્યના રક્ષણથી થતા અસંખ્ય લાભોની ખબર ન હોય, તેણે તો અવશ્ય અનુભવ કરી, બીજા વિષય લોલુપતામાં રખડનારા ભાઇઓને તેનું રહસ્ય સમજાવવું જરૂરનું છે.

હિંદુસ્તાનમાં આ વિષયને પહેલાં બહુજ માન મળતું હતું અને બ્રહ્મચર્યના રક્ષણ કરનારને બ્રહ્મચારી એવું નામ આપી તેના તરફ બહુજ પ્યારની દ્રષ્ટિથી જોવાતું ? દરેક મનુષ્ય પોતાની પહેલી અવસ્થામાં બ્રહ્મચર્યને માન આપી અને ખરેખરા શુધ્ધ અંતઃકરણ પૂર્વક તેનો સ્વીકાર કરી, વિદ્યાભ્યાસ કરવાને મંડી પડતા. બ્રહ્મચર્યનો ઉપાસક ન હોય તો ગુરૂઓ શિષ્યોને ઉપદેશ આપવો બંધ કરતા; કારણ કે જ્યારે શીષ્ય બ્રહ્મચર્યની શક્તિને ગુમાવે છે એટલે તેનામાં યાદશક્તિ રહેતી નથી, ગુરૂનાં કહેલાં વચનો બરાબર યાદ રહેતાં નથી; તેથીજ શિક્ષણ ગુરૂઓ એવા શિષ્યો પ્રત્યે વિદ્યાદાન આપવાને ના પસંદગી બતાવે છે. કેટલાક વિદ્યાર્થીઓને બ્રહ્મચર્યના નાશવડે પરિક્ષાઓમાં નાપાસ થતા આપણે જોયા છે. શું ! તેઓને એમ ખબર નહિં હોય ? કે એક નહિં એવી ભૂલ મોટું ભયંકર દુઃખનું સ્વરૂપ પકડશે. હજારો વિદ્યાર્થીઓ બ્રહ્મચર્યની સીલીક વિના, અધરા વિષયોની ગોખણપટી કરવાથી, મગજશક્તિને નબળી કરી, માંદગીને ખાટલે સૂવે છે અને એ પોતાની ભૂલને લઇને ક્ષય, સંગ્રહણી, ત્રિદોષ વિગેરેના દુઃખથી રીબાઇ ઘણી વખત મરણને શરણ થાય છે. તેઓના એવા ગુપ્ત ગુન્હાને લઇને બીજા વિદ્યાર્થીઓના મનમાં ખોટી અસર થાય છે અને એમ સમજે છે કે ફલાણો માણસ ફલાણી જાતનો અભ્યાસ કરવાથી મગજતંતુઓની નબળાઇને લઇને, જાજો પરિશ્રમ વેઠવાથી, મરણ પામ્યો. તે બિચારો જેમ મરી ગયો તેમ હું પણ આ અભ્યાસના સંકજામાં આવી મરણને શરણ થઇશ. એમ ધારી આગળ વધવું બંધ કરે છે. તેઓને એમ ખબર નથી હોતી ? કે એ માણુસ બ્રહ્મચર્યના સંગ્રહ વિના, મગજ પર બ્હોળો બોજો નાખવાથી, મગજતંતુઓને ખરાબ કરી અંતે (!) તેને લઇને બીજા અનેક જીવલેણ રોગો લાગુ પાડી સ્વર્ગ પ્રત્યે સિધાવી ગયો. આવા માણુસો પોતે મરી બીજાઓને મારી દેશની પડતીના ઉપાયો શોધી કાઢે છે, માટે તમારે તમારા દેશના ભલા માટે, બ્રહ્મચર્યને માન આપવું જોઇએ. બ્રહ્મચર્યથી તમામ જ્ઞાનને ઉત્પન્ન કરનાર શક્તિઓ મજબૂત થાય છે અને સર્વને પોશણ મળવાથી, એ બધી દિવ્ય શક્તિઓ તમારા તરફ પ્રેમભાવ બતાવે છે. માટે તમારા નાશનાં કારણો તમે તમારે હાથેજ બાળીને ભસ્મ કરો ! પશુઓ પણ અજ્ઞાનપણે બ્રહ્મચર્યનું પાલણ કરતાં હોવાથી તેઓ માનભરી દષ્ટિએ જોવા લાયક છે અને ખરી રીતે શાબાશી પણ આપવી જોઇએ. બળદ, હાથી, ઘોડા, ઉંટ, ખચ્ચર વિગેરેનાં બળવાન સંતાનો મોટી મોટી લડાઇઓ જીતી આપણને દુઃખમાંથી બચાવે છે. તેની બ્રહ્મચર્યની જબરી શક્તિવડે આપણે તેનાં સંતાનોપર સ્વાર થઇ દુશ્મનના પંજામાંથી ઘણી વખત બચીએ છીએ. એક કલાકમાં સાત,

આઠ કે વખતે વધારે ગાઉ ચાલી રેલ્વેની સાથે તેનાં સંતાનો દોડધામમાં ઉતરી, જીત મેળવે છે. એ દિવ્ય શક્તિ પક્ષીઓમાં પણ મોજુદ હોવાથી, આકાશ માર્ગે ઉડી ઘણીજ લાંબી મજલ કરે છે. સખ્ત તાપમાં ઉભા રહી, ભયંકર વાવાઝોડામાં તેમજ મોટાં મોટાં મેઘનાં બિંદુઓને સહન કરી શકે છે. આ બધી બ્રહ્મચર્યનીજ તાકાત સમજો! અગાઉ આપણા પૂર્વજો અહિંથી આકાશ માર્ગે ઉડી દરેક બ્રંહ્માડોમાં ભ્રમણ કરતા એને હું તો સત્ય સમજું છું, મને જરાપણ એમાં અતીશ્યોક્તિભર્યું જણાતું નથી. જેને બ્રહ્મચર્યના રક્ષણની દિવ્ય શક્તિઓનું જ્ઞાન ન હોય, તેને તો તેની સત્તા પ્રતાપ કે તેનાથી જન્મ પામતી, દિવ્ય શક્તિઓનું તો ક્યાંથી જ્ઞાન હોય? પહેલાં બ્રહ્મચર્ય પાળવું એ આર્યોનો સાર્વજનિક ધર્મ હતો પરંતુ તેવો ઉમદા ધર્મ હાલ ઠેઠ પડતી દશાએ પહોંચેલો છે. આપણે જો હાલ બ્રહ્મચર્યના સ્નેહિ થઇએ તો કાળની ગતિને રોકવાને શક્તિમાન થઇએ અને એવી તો શક્તિ આવે કે મોટાં મોટાં વૃક્ષો અને પર્વતોને ઉખેડી શકીએ. મહાભારતમાં ભીમે વૃક્ષોને મૂળીયાં સાથે ઉખેડી નાખવાની અને રામાયણમાં હનુમંતે પર્વતો તોડી પાડવાની, વાતો તમે નથી સાંભળી કે? બ્રહ્મચર્ય એ સર્વત્ર શક્તિઓનું કેન્દ્રસ્થાન છે. એનાથી અદ્‌ભૂત સામર્થ્ય આવે છે.

હાથી ઘોડાના કરતાં, બળદ અને પાડામાં તમને ઓછી શક્તિ જણાતી હોય તો તેનાં માબાપના વીર્ય રક્ષણની ખામીઓને લઇને નહિં; પરંતુ આપણને તેનું દુધ અને ઘી કે જે યુક્તિથી કાઢેલી પશુના દેહની ચરબી છે, તેનું વ્યસન થઇ ગયું હોવાથી તેને પૂરેપૂરૂં દુધ ન મળવાથી એ બિચારાં થોડાં ઘણાં કમતાકાત જણાય છે. જો તમે એનો જન્મ સીદ્ધ હક ન છીંનવી લ્યો, તો હમણાંજ એ જીવો આકાશે ઠેકડા મારે તેમ છે. તેનામાં બ્રહ્મચર્યના પ્રતાપે ઘાસ હજમ કરવાની શક્તિ છે. આપણાં પૂર્વજો પૂર્વે વિર્યનું રક્ષણ કરવાથી વેલા પાંદડાંઓને ખોરાકમાં લઇ, શરીરને કૌવતવાળું બનાવતા હતા. હાલમાં જેમ બ્રહ્મચર્યને વિદાયગીરી આપી તો હવેનાં મનુષ્યોને ભાત દાળ જેવું હલકું અનાજ પણ પેટમાં ભારે જણાય છે. તમારે મજબૂત થવા સારૂ તમારી જાતી ઉપરના અધઐાધ કષ્ટને વિદારી નાખવાનું તમને મન થતું હોય, અને દરેક શહેરનો મહોલો પ્રજાજનથી ઉભરાવી દેવો હોય, તો બ્રહ્મચર્ય વૃત્તનું પાલન કરો? વૃક્ષ સાથે જેટલો બીજનો સંબંધ નજીકનો છે, એવીજ રીતે સત્યની સાથે વીર્ય રક્ષણનો સંબંધ નીકટનો છે. ઇશ્વરી નિયમ એવો છે કે જ્યારે તમે ધર્મનું પાલન કરવા નિકળો છે, એ વખતે નીતિ, નીયમોનું છેદન કરનાર કોઇ રાક્ષસી શક્તિ તમારી સામે ધસી આવે છે; પણ એને મારી હઠાવવી એ આપણે ધર્મ સમજશું તો એજ વખતે આપણું વિકાળ સ્વરૂપ જોઇ એ શક્તિ એકદમ પલાયન થઇ જશે.

જે વખત તમે વીર્યના રક્ષણ માટે પ્રસિદ્ધિમાં આવો છો એજ વખતે તેનો તમારા હસ્તે ત્યાગ થયેલો જોઇ જે વિષય વાંચ્છનાઓએ તમારામાં આનંદ લીધેલો હશે, એજ વિષય લાલસાઓ, તમને તમારા સત્ય માર્ગ પરથી, ઉથલાવી પાડવાનો ભગીરથ પ્રયત્ન આરંભશે. જો તમે એને વશ થયા તો નક્કી સમજી લેવું કે જ્યારે જ્યારે તમે એવી રીતે તમારો ધર્મ બજાવવા બહાર પડશો તેટલી વખત એ તમને તુચ્છ સમજી, હરાવશે, અને પોતાનું સામ્રાજ્ય સ્થાપવામાં પહેલે નંબરે વિજયપણાની કીર્તી, તેને વરમાળ આરોપશે. પછી તે તમારા દરેક સિદ્ધાંતને જાણી જવાથી, તમોને ડગાવવા એતો એક હલકામાં હલકું કાર્ય સમજશે. તમે બ્રહ્મચર્યવૃત્ત પાળોતો તમારૂં મગજ તાજું થઇ હિંમત, સ્વાશ્રય અને સદ્‌ગુણોની મજબૂત તીજોરી થશે. બુદ્ધ, કૃષ્ણ, રામ, શંકરાચાર્ય વિગેરે પરમાત્મા સ્વરૂપ મહાત્માઓએ વીર્યના રક્ષણથી જગતને સદ્‌માર્ગ બતાવી, અનહદ ઉપકાર દરસાવ્યો છે અને લોકોના ભલા માટે તેણે ઘણી એક આફ્તો વેઠેલી છે. અને બ્રહ્મચર્યવૃત પાળી અનહદ પરિશ્રમે ન મળે એવી આધ્યાત્મિક તથા માનસીક શક્તિ કેળવી જગતના લોકોને આભારી બનાવતા ગયા છે. શાસ્ત્રોનું અધ્યન કરી, અનેક કળાઓને સંગ્રહી, ઉત્તમજ્ઞાન પ્રાપ્ત કર્યું છે. વિદ્યા ઉદ્યોગમાં નિપુણતા મેળવી, દેશના કલ્યાણમાં આગેવાનીનું કામ કરી, જનસમાજનું ગાડું ઉંન્નતિને માર્ગે ઘસડી ગયા છે; તેમજ પોતાના સામર્થ્યથી અગણીત દુષ્કર્મોને અટકાવી, સમસ્ત પ્રજા આગળ ઢોલ પીટાવી, ગુરૂમંત્ર આપતા ગયાછે કે! વીર્યનું રક્ષણ, જગતને ચકિત કરી નાખનાર, રાજા મહારાજાઓને નમાવનાર અને સમગ્ર દિવ્ય શકિતઓને જાગૃત કરનાર, મોટામાં મોટું જગત સુધારણાનું દિવ્ય શસ્ત્ર છે.

બ્રહ્મચર્ય ચિત્તને સ્વસ્થ બનાવે છે, પોતાના કર્તવ્યનું ભાન કરાવે છે, સર્વના તરફ પ્રેમભાવ રાખવાનું શીખવે છે. અને ઇશ્વરની શોધ કરવાને માટે તેમાં ચિત્તને લીન કરવાનું જે ભણતર ભણાવે છે; તેવું જ્ઞાન સદ્‌ગુરૂઓ પાસેથી પણ ન મળે, ઇશ્વરને છેતરવાની, રડી રડી પથારી ભીની કરવાની, આત્મબળને ન સમજવાની, એવી કેટલીક અજ્ઞાનતાઓને દુર કરે છે. આથી વિર્ય રક્ષણ ખરેખર કોઇ અદ્દભુત શક્તિ ઠરે છે. દુર્બળ મનવાળો જેમ આત્મલાભ લઇ શકતો નથી; તેમ બ્રહ્મચર્ય વિના કોઇ કાર્યની સિદ્ધિ થતી નથી. એનામાં એવી શક્તિ છે કે વિશ્વ અને વિશ્વનાથને પ્રસન્ન કરી શકાય છે. બ્રહ્મચર્ય સુખની મોટી ખાણ છે. ચમત્કારોનો ભંડાર છે. હિંમતનો થેલો છે. અમે રણશુરનું રણગીત કહીએ તો પણ ચાલી શકે તેમ છે. બ્રહ્મચર્યથી આપણામાં આપણું કર્ત્તવ્ય બજાવવાની, પવિત્રતાના શુભ સંસ્કારની અને અત્યંતજ્ઞાન માર્ગની વૃદ્ધિ થાય છે. એવી

મહાન્ શકિત જેનામાં ન વિરાજતી હોય એને માટેજ બધાં કષ્ટો નિર્માણ થયાં છે. આકાશમાં ભ્રમણ કરતા બે મોટા ગ્રહો બ્રહ્મચર્યની શકિતવડે તેજસ્વી અને લાંબો માર્ગ જલદી કાપવાને ભાગ્યશાળી બન્યા છે. ચંદ્રે બ્રહ્મચર્યની એટલે વીર્ય રક્ષણની દરકાર છોડી તો આખા જગતને કૃષ્ણ પક્ષના અંધકારથી મુંજવી, પોતાનું મોઢું કાળું કર્યું. વીર્યના રક્ષણમાં સાવચેતી ન રાખનાર જીવ, પોતે ડુબી બીજાને ડુબાડે છે. બ્રહ્મચર્ય એ ખરેખરૂં તેજ છે. આ સંસારમાં પ્રભુએ જગતનો ઉધ્ધાર કરવા માટે એને નિર્માણ કર્યું છે, તેનો સેવક હવામાં કિલ્લા બાંધતો નથી, જાહોજલાલી, અને ઐશ્વર્યને તુચ્છ સમજે છે. દારિદ્રતા, અને અવનતિ વિગેરેને ક્ષણિક વાદળની છાયા જેવાં માને છે. આત્મકૃપાના સારને સમજે છે. અહંકારને છોડી, નિત્ય અને અનિત્ય વસ્તુને બરાબર ઓળખી; માત્ર સત્ય તત્ત્વનેજ વળગી રહે છે. તેના દિલમાં જ્ઞાનની દિવ્ય જ્યોતિ કાયમ ખાતે પ્રકટ હોવાથી તેઓને સર્વત્ર સ્થળે આનંદનો અનુભવ થાય છે. સૃષ્ટિના ઉત્તમ પદાર્થો, રિદ્ધિ, સિદ્ધિ, જેની ગુલામી કરે છે; એવા આનંદના નિવાસ સ્થાન પાસે શોક, મોહ, ભય વિગેરેનું તો નામ નીશાન કયાંથી હોય? પ્રત્યક્ષ દેખાતી ખુબસુરતી વાળી, વિષયવાસનાઓને ઝેર સમાન જાણનારા, પવિત્ર હૃદયવાળા પર શા માટે દુનીયા વારી ન જાય? આપણી ભુમી બ્રહ્મચર્યનું કેન્દ્રસ્થાન છે. તેની જન્મભૂમી છે. ત્યાં બ્રહ્મચર્યની અછત એજ શરમાવા જેવું છે. જે દેશમાં બ્રહ્મચર્યથી ચલિત કરવાને આકાશ માર્ગેથી દેવ લોકની વારાંગનાઓ ઉતરી પડતી, તે દેશ કેટલો બધો વીર્ય રક્ષણમાં આગળ વધેલો હશે? એ દ્રષ્ટાંત્ ઉપરથી સ્હેજ સમજાય એવું છે. ત્રિલોકના અધિકારનો ત્યાગ કરી દેતા; પરંતુ બ્રહ્મચર્યનો વિનાશ થવા ન દેતા. સ્ત્રીના મોહ જાળમાં જેનું મન લુબ્ધ નથી થયું! તેને માટે વૈકુંઠના અધિકારની પદવી ઓછી છે. તેવા ધર્માત્મા બ્રહ્મ ઉપાસક નરવીરને અમારા લાખો વાર પ્રણામહો. એક ગ્રંથકાર લખે છે કે જે માણસ વીર્યનું રક્ષણ નહિં કરતાં પશુ વૃત્તિને વશ થઇ, દિવસમાં બે ત્રણ વખત વીર્યનો નાશ કરે છે; તેવા પુરૂષો સૃષ્ટિ વિનાશનાં ઝેરી શસ્ત્રો છે. જ્યારે માણુસ વીર્ય રક્ષણમાં બે દરકાર હોય, ત્યારે કુદરતની સંહાર લીલા અત્યંત ક્રોધે ભરાઇ એવા જંગલી મનુષ્યોને મારવા માટે ઘણી જાતના રોગો–દુઃખ દર્દોનું મોટું લશ્કર મોકલી, ઠારોઠાર હાંડમાંસના હમલાઓ ગોઠવે છે. પૂર્વના મનુષ્યો સ્વર્ગનું સામ્રાજ્ય મળતું; તો પણ બ્રહ્મચર્યને છોડતા નહિં. મરવું પસંદ કરતા; પણ મહામહેનતે મેળવેલા બ્રહ્મચર્ય પર કોઇ દિવસ લુટ થવા દેતા નહિં, ત્યારે હાલનાં મનુષ્યો એનાથી ડાબુ બાજુની રીતભાત સ્વીકારે છે. કયાં! સ્વર્ગની પદવીને તુચ્છકારનારૂં બ્રહ્મચર્ય! અને કયાં! ગાંઠના પૈસા આપીને બ્રહ્મચર્યનો

ભંગ કરનારા અક્કલના બારદાનો ! જો આ મોઘા મુલો કાયદો સમજવામાં આવે તો દરેક માબાપની પ્રજા સ્વર્ગના દેવોને હરાવી શકે ! રૂતુ પ્રમાણે વીર્યને વ્યાજબી રીતે, વપરાય તો ઘેર ઘેર સત્ય ધર્મના વાવટાઓ ઉડવા લાગે. અને સગાં સબંધીઓનો સબંધ ઓળખાવા લાગે.

તમારે આખા જગતને દુઃખમાંથી બચાવી લેવાનો ઇરાદો હોય તો બ્રહ્મચર્યનો આશ્રય લ્યો ? આપણે દરેક ધર્મ ગ્રંથો વાંચી જઇએ છીએ; પરંતુ તેમાંનું કંઇએ પાળતા નથી. બ્રહ્મચર્યના પ્રતાપથી આયુષ્ય, બુદ્ધિ, તેજ, જ્ઞાન, ધર્મ વિગેરેની વૃદ્ધિ થાય છે. એવું સાંભળેલું છતાં અને પ્રત્યક્ષ અનુભવ કરીએ છીએ; તો પણ તેમાંનુ કંઇએ ન પાળીએ તો આપણા કરતાં પશુઓ સારાં કે પુસ્તકો વાંચ્યા વિના, કાનમાં ગુરૂમંત્ર લીધા વિના અને કંઇ સમજુતી વગર, પોતાના સમય વિના વિર્યનો ગેર ઉપયોગ થવા દેતાં નથી. ત્યારે હવે મારે તમને શાની ઉપમા આપવી ? મને તો કુકરોની પણ રીતભાત આપણા કરતાં કંઇ નિયમિત જણાય છે, પરંતુ આપણા તરફ આ એક અફસોસની વાત છે કે આપણે આપણો ધર્મ ગુમાવી બેઠા. પૂર્વે બ્રાહ્મણ તેમજ ઉપવીતના સંસ્કારવાળી દરેક પ્રજા સમજણી થયા પછી, બ્રહ્મચર્યનાં તત્ત્વો જાણવા માટે; માબાપના સાથ વિના અઘોર જંગલમાં કોઇના ડર વગર ઠેઠ કાશી સુધી ચાલી જતી. હાલની માફક માત્ર કાશી ભણવા જવાને, દેખાવ કરી બાળકને રસ્તામાંથી તેના મામાઓ પકડી લેતા નહિં. ઐશ્વર્ય અને વિજયનો આધાર જેનાપર છે, એની દરકાર નહિં રાખતાં કદાપિ આપણી ભૂલને લઇને આપણે હાર પામ્યા, પરાધિન થયા, ગુલામીમાં જોડાવું પડયું, માર્યા ગયા, રીબાયા એવી એવી ફોકટની રાડો પાડવી એ શું કામની ? નારદ મુની વીર્યના નાશ માટે પ્રેરાયા તો દેવની સભામાં મર્કટનું મૂખ થયું, કહો ? આનાથી બીજી કઇ ખરાબી હોઇ શકે ? જગતમાં જ્યાં જ્યાં ઐશ્વર્ય અને સંપત્તિનું સામ્રાજ્ય છે, ત્યાં ત્યાં બ્રહ્મચર્યના ઉપાસકની સત્તા જામેલી છે. તમારે બ્રહ્મચર્યને બરાબર પાળવા વિચાર હોય તો સત્ય વાણી રાખો, શાસ્ત્રોનું અધ્યન કરી નીતિ પ્રમાણે ચાલો, અહંકાર અને સ્વાર્થી વૃત્તિને દુર રાખો, પરધન અને પરદારા જોઇ મોહાંધ ન બનો, જગતની લાલચો, મલીન વાસનાઓ અને ધમકીઓના જાદુમાં ન ફસાઓ. સ્વતંત્રતા અને આત્મબળ ઉપર વિશ્વાસ રાખો, દૃઢ મન, દૃઢ વૃત્તિ અને સર્જ્જનો પર પ્રેમ આટલા જો વિષયો પાળવામાં આવે તો બ્રહ્મચર્ય એકદમ વૃદ્ધિ પામવા માંડે અને તમારા ઘરના પત્થરાઓ પણ સર્વને બ્રહ્મચર્યનું શિક્ષણ આપનારા બને. બ્રહ્મચર્ય સંજીવની વિદ્યા છે. એવી કિંમતી વસ્તુનું મૂલ્ય જે સમજતો નથી, તેને કોઇ ભારેમાં ભારે બદનામીનો ચાંદ બક્ષિસ તરીકે આપવો જોયએ અપચાથી અશક્તિ અને ઉચાટ ઉત્પન્ન થાય છે તેમ વીર્યના

વિધ્વંશથી પાપ ઉપ્તન્ન થાય છે. જે વિર્યના કોશને ખાલી કરી, સદ્વર્ત્તનને ગૂમાવી, પોતાની ઉન્નતિને ત્યાંજ ને ત્યાં સુવાડી દે છે તેવા દુર્બળ મનના, દુર્બળ શક્તિના અને વિર્યની મુડી વગરના, માણસને નર્ક સિવાય ક્યાંય પણ સ્થાન નથી હોતું ! જ્યાં સુધી આ બાબતને વ્યવહારમાં મૂકી. તેનાથી થતા ગુણ અવગુણને ન સમજાય ત્યાં સુધી આપણે સર્વત્ર દેશોની ગુલામી સ્વીકારી, તેની ગલીઓમાં ઝાડુ કાઢવું પડશે.

હું તમને એ હાથ જોડી કહું છું કે તમારે કુદરતનાં ક્રુરમય સંકટોમાંથી બચવું હોય તો એ પ્રાચીન યુગથી ચાલતા આવેલા અને અગત્ય ધરાવતા તત્વજ્ઞાનના શીર છત્ર બ્રહ્મચર્યનો ઉદ્ધાર કરવા માટે, તમારી કમર મજબૂત કસો ? કે જેના પ્રતાપે દેવો અમર થયા છે. જેને બ્રહ્મચર્યના લાભનો અનુભવ થયો છે. તેના હૃદયમાંથી આધ્યાત્મિક તેમજ ઉદ્યોગિક શક્તિનો નિર્મળ ઝરો છુટે છે અને તેને લઇને દેશ જ્ઞાનવાન, સ્મૃદ્ધિવાન; તેમજ આખા વિશ્વમાં વિજયશાળી બને છે. તેનાં દિવ્ય બાણો સહન કરવાને વજ્ર જેવા મોટા મોટા પર્વતો પણ શક્તિમાન નથી હોતા ! તેની દૃષ્ટિ ભલભલાને ગાળી નાખે છે. તેના બાહુમાં આવેલો જીવ પોલાદ જેવો છતાં નરમ બની જાય છે. આવી દિવ્ય શક્તિનું જમાપાનું જેની પાસે ખીચોખીચ ભરેલું હોય, તેને ત્યાં સત્યનો વરસાદ વરસે છે, જ્ઞાનનો પ્રવાહ ચાલે છે અને સર્વ ગુપ્તભેદોનું રહસ્ય સમજાય આવે છે. સત્ય શોધો, યુક્તિઓ અને સારા વિચારો, બ્રહ્મચર્ય વિના નિકળવા મુશ્કેલ છે. જ્ઞાન, શૌર્ય, પ્રેમ, ઉદારતા, મહાન્ શક્તિ એ વિગેરે એ દિવ્ય વસ્તુમાંથી પ્રાપ્ત થાય છે. અસલના રૂશી મુનીઓ શ્રાપ આપતા, આશીર્વાદ આપતા, કુદરત તરફના દુઃખોથી બચાવી લેતા, આ બધું જ્ઞાન બ્રહ્મચર્યમાંથી પ્રાપ્ત થતું ! તમારા વૈભવનો સૂર્ય અસ્ત પામ્યો, ઘેરઘેર ભીખ માગતા શીખ્યા, સગાં સ્નેહિઓ તરફ વૈરભાવમાં આગળ વધ્યા; તો પણ હજુ આંખ ઉઘડતી નથી ? તેનું શું કારણ છે ? તમારા આનંદ દરબારમા તેને શું માન નહિં મળે ? એ દિવ્ય શક્તિ તરફ આટલો બધો અણગમો ! હજુ ચેતો તો વધારે સારૂં છે. તમે તો મુઆ પણ તમારા સંતાનોને શા માટે મારો છો. અરે ! તમારા ખુદ સંતાનોપર તમને દયા નથી આવતી ? રાક્ષસી હૃદયને ફાડી નાખી દેવનાં દીલ રાખો. આથી તમારી કીંમત થાય છે. તમને ક્યાંય માન મળતું નથી. ઉત્તમ ભુમીમાં અવતર્યા પણ. બીજા નમાલા દેશોની આગળ તમે મુર્ખ ગણાયા, માન વગરના થયા, આખા વિશ્વમાં ઉભા રહેવાની જગ્યા ન રહી, અપકીર્તીને પાત્ર બન્યા, તેજસ્વી કપાળમાં કાળા ડાઘ થયા, ઉજ્જવલ ચહેરો મટી કાળું બદન થયું, આંખો તેજસ્વી મટી અંધ બની, જે મગજમાંથી નવીન શોધોનો ઝરો વહેતો હતો, તેમાંથી લીટ, લાળ

નીકળવા માંડી, સુવર્ણથી શરીર લચી પડતાં ત્યાં લોહની સાંકળો દેખાવા લાગી, રાજા મહારાજાઓ જે વાણીની ઇચ્છા કરતા તે વાણી ઢેડ, ભંગી પણ નથી સાંભળતા, હાય હાય! કેટલી બધી અધમ દશા? મંગળ ગીતોને બદલે હૃદય ફાટની મોટી બુમો થાય, વસ્તીનો બીજો ભાગ તદ્દન રંકતાની સ્થિતિએ પહોંચી ભુખ્યાં તરસ્યાં ગલીએ ગલીએ હાથપગ પછાડતાં હોય; છતાં આવી ત્રાસદાયક બીનાનું ધોરણ સુધારવામાં ન આવે તો સારા લાયક માણસોની ટોળીને ઘડી બે ઘડી પેલા ગરીબોના હક આપવા જોઇએ. અને હાથમાં રામપાત્ર દઇ એજ ગરીબોની પાસે ટાઢા ટુકડાઓ મંગાવવા જોઇએ. એ વિના મારાથી ગરીબોનાં ત્રાસદાયક કષ્ટનો હેવાલ કલમથી કે વાણીથી ચિતરી શકાય એવો નથી. એને માટે તો ખાસ અનુભવની જરૂર છે. પેટભરા બનવું એ કાંઇ ઉન્નતિ કરવાનો નિયમ નથી. તમારાજ દેશ બંધુઓ ભુખે ટળવળે. અને તમે ચાર ઘોડાની ગાડીમાં બેસી, તેનાજ પેટપર ચક્ર ફેરવો, એ તો કંસના વખતનો કાયદો ગણાય? મુદ્દાની વાત એ છે કે તમે જ્યારે ધર્મ ચુકયા; ત્યારેજ તમારા બંધુઓની આ દશા આવી પડી. તમે જો સત્ય ધર્મે ચાલી, બ્રહ્મચર્યને સ્થાન આપ્યું હોત તો આવી કોઇ કાળે રડારોળ સંભળાતે નહિં. મનસ્વીપણે બ્રહ્મચર્યને ન પાળવાથી, મગજ શકિતની ખરાબીએ, વિદ્યા હુન્નરોવૃદ્ધિ ન પામવાથી, ધંધા વગરનાં બિચારાં ગરીબ પ્રાણીઓ રીબાય છે. આ બધા દોષને પાત્ર આપણે ગણાઇએ છીએ.

આવી રીતે પૂર્વનું બંધારણ ફરી ગયું. એટલે ધંધા રોજગારના અભાવે, ઉન્નતિને બદલે દેશની પડતી થઇ. કમતાકાતે ઘર ઘાલ્યું, અક્કલ વગરનાં અભિમાન વધી ગયાં, સંપત્તિને બદલે, આપત્તિનો જન્મ થયો. કહો? હવે તમને શું જોઇએ છે? જે તમારી ખેતીનું વાવેતર હતું એ તમને મળી ચુકયું. તમે પોતેજ જુલમી લોકોના હાથીયાર થયા વિચારો તો સારૂં શીક્ષણ, સારૂં જ્ઞાન વિગેરે મગજમાં બરાબર બંધ બેસતાં ગોઠવવા માટે, તમારે બ્રહ્મચર્ય વૃત્તિની જરૂર છે. બ્રહ્મચર્યનુ તેજ ન હોય તો નામર્દ, બાયલો, શંઢ—નાન્યેતર જાતિ એવી એવી સંજ્ઞાઓ અપાય છે. એ કયાં તમે સમજતા નથી? આવી અગત્યની બાબત નિરાશાના રૂપમાં ફેરવાય જાય એજ અફસોસ કરવા જેવું છે. આ તો મગજ સ્નાયુઓને ખાય અને સ્નાયુઓ ચામને ખાય, એવું થયું? આ વસ્તુને આટલું બધું મહતા આપવાનું કારણ એ કે તેને ગુમાવવાથી, શરીરયંત્ર બગડી જાય છે. અપવિત્રતા, દુર્બળતા અને વ્યાધિ ઝટપટ મૃત્યુને બોલાવી લાવે છે. મનુષ્ય-જન્મ દુર્લભ છતાં કડવો ઝેર બની જાય છે. આળસ, ઉંઘ, થાક અને અસંખ્ય પેટ બળતરાની સાથે ફેફસાં પર દબાણ થવાથી, કેટલાક ફેરફારો થઇ બધી શકિતઓ અંતે નકામી નિવડે

છે. મરકી, કોલેરા, શીતળા આદિક રોગો મોટું સ્વરૂપ પકડી, ભક્ષ કરવા માંડે છે. તમારૂં આયુષ્ય અને આરોગ્યતા વધારવા માટે તમારે તમારી દરેક નસમાં બ્રહ્મચર્યનો પવન ભરવાનો છે.

જેણે દેશ બંધુઓની વારે જવાનો ઇરાદો કર્યો હોય, આડોશી પાડોશીનાં દુઃખો આડાંથી લેવાની મરજીહોય, તમારા દેહને દેશભકત, દેશાભિમાની, સ્વદેશ રક્ષક એવા શબ્દોથી રક્ષિત કરવો હોય તો, તમારા માટે મેં એક એવી નવીન યુકિત શોધી કાઢી છે કે, તમારે મનને શુદ્ધ કરનાર દયા, ધર્મ તથા નિતીનાં સ્તોત્રો શીખવનાર, વ્હેમો અને અંધશ્રધાનો નાશ કરનાર, યથાર્થ જ્ઞાન તથા ઉદાર શકિતને ઉત્તેજીત્ કરનાર, એવા બ્રહ્મચર્યને માન આપો ? એ નિયમોનો અભ્યાસ કરશો એટલે આખા વિશ્વનું ભણતર તમે ભણી જશો. સર્વત્ર ભાષાઓ, સર્વત્ર દેશો અને સર્વત્ર લોકો તમારી મુઠીમાં આવી જશે. કુદરતનું ગમે એવું તમારા પ્રત્યે ઉંચ, નીચ પરિણામ હશે; તો પણ એ બધું બ્રહ્મચર્યના પ્રમુખપણા હેઠળ તમારા લાભમાંજ ઉતરશે. હું તમને કહું છું કે તમે એ બ્રહ્મ એટલે તેજ સાગરમાં સ્નાન કરેઃ એમાંજ ડુબકી મારી તેજસ્વી થઇને બહાર આવો અને તમો તેજસ્વી કેવી રીતે થયા, એનું જ્ઞાન કરાવી તમારા ભાઇઓ પર દયા લાવો અને મહાન્ નાશના ચક્રના આરામાંથી બચાવો. જો અવસર એમ નેમ એળેગયો તો સમજજો કે તમારી દરેક શુભ ઇચ્છાઓના ચુરેચુરા થઇ જશે. તેને બચાવવાની જરૂર છે. જો તેમ નહિં થાય તો તેનું રક્ષણ નહિં કર્યાનો ગુન્હો તમારે શીર રહેશે. તમારાં બાળકો, તમારા ભાઇઓ તમારી દૃષ્ટિ સમીપ આમ ભયંકર રીતે રીબાય, પીલાય, કચડાય એ તમારાથી કેમ જોવાય છે ? ખરેખર ! આ ઉપરથી તમારા હૃદયમાંથી મોટી મોટી પોલાદની ખાણો ઉત્પન્ન થયેલી હોવી જોઇએ. હાલમાં તમારી સ્થિતિ સારી હોય તો અભિમાન નહિં કરતા ? એ નજરમાં દેખાતો સારો અવસર તમને છેતરે છે. એ અવસર તમને એવી તો ભુલ થાપ ખવરાવશે કે એક સાથે બસો સુર્ય ઉદય પામે તો પણ હાથ લાગશે નહિં. સમજો ! વિચારો ! ગયો વખત પાછો નહિં આવે. તમારી શક્તિને અજમાવવાનો ખરેખરે આજ અવસર છે. તમારૂં આયુષ્ય તમને દગો દઇ ચાલ્યું જવાનું છે. એનો વિચાર તમને યાદ નથી આવતો ? માટે તમે તમારી મેળે સમજી, તમારી પ્રકૃત્તિને બગાડનાર, કુવાસનાઓને તજો અને વીર્યનો સંગ્રહ કરવા માંડો. તમે ડાહ્યા છતાં આમ ગાંડા બની ક્યાં સુધી વીર્યને ગૂમાવવા રૂપ ઘેલછામાં પડ્યા રહેશો ? જો સમજવા છતાં આપણે ખરાબ કાર્યો ક્યાં કરીએ તો આપણને ગુલામ, હરામખોર, પાપી, વિશ્વાસઘાતી એવા એવા અસંખ્ય શબ્દો લાગુ પડશે. એથી આપણે સમજવાની જરૂર છે કે, બ્રહ્મચર્યથી જ્ઞાન મળે છે અને જ્ઞાનથી

મોક્ષ મળે છે; પરંતુ વિષય વાસનામાંથી જ્ઞાન કે મોક્ષ મળ્યાં સાંભળ્યાં નથી. વિષયના સેવનમાંથી તો રીંછ, વાંનરાં, કુક્કર, ગીધ અને પશુ પક્ષીઓનાં સ્વરૂપો મેળવી શકાય છે તથા પાછા સંસાર ચક્રમાં અટવાઇ, વીજળીના જેવી ઝડપવાળી દોડધામમાં ફાંફાં મારી ફક્ત હાંરી ગયા સિવાય કાંઇ મળતું નથી. તમારા દિલમાં તમે ગમે તેમ સમજો પણ હું તો તમને જગતના તારક તરીકે જોવા માગું છું. તમારી કાળજી ભરેલી તાલીમમાં અમને કંઇક આશા સમાયલી હોય છે. અમારાં ગળાંપર કાપ ન મૂકતા? આ દુનીયામાં એવો કોઇ નહિં જન્મ્યો હોય કે જેને સુખ અને વૈભવમાં જીંદગી વિતાડવાની આશા ન હોય! એ ખરેખરૂં સુખ અને વૈભવ કયો? એ તમે બરાબર સમજ્યા હશો? એ આપણું તિમીર નાશક, માત્ર વીર્યનું રક્ષણ એજ છે. માણસ જાતને અનેક મોટામાં મોટી મુશીબતો આવી પડવાનું કારણ પોતાની ફરજો નહિ બજાવવાથી ઉમન્ન થાય છે. એવાને માટે પિતા પાછળ સંપત્તિ મૂકી જાય, સારી કેળવણી આપવામાં આવે, ધંધાને માટે કંઇક પ્રવૃત્તિ કરે; તો પણ શું થાય? જેને પોતાનું શરીર આરોગ્ય રાખવાની જરૂર નથી તેને અઢળક ધન શું કરી શકે તેમ છે? આમાં જીંદગીને મજબૂત કરી આપનાર, બ્રહ્મચર્ય વૃત્તની પહેલી જરૂર છે.

તમે ઉત્સાહ પૂર્વક કાર્ય કરવા માંડો તો તમને તમારી આત્માની અંધશ્રદ્ધા નહિં દબાવે? તમે સ્વપ્નામાં પણ નહિં ધારો કે મારી ફત્તેહ નહિં થાય એ કાળી બાજુને એક તરફ રહેવા દો? એ અનર્થ કારક હલકી મનોવૃત્તિઓજ તમને અસંતોષ અને નામર્દની લીટીપર લઇ જાય છે. જ્યારે તમને એમ ભાસ થાય કે હું મારી ઉગ્ર શક્તિઓની વચમાં રહી મારી ફરજ બજાવવાને બહાર પડયો છું, એજ વખતે તમને તમારા હેતુમાંથી ચલાયમાન કરનારી કોઇ પણ મહાન્ શક્તિ દખલગીરી નહિં કરી શકે; પરંતુ તમને તમારૂં કાર્ય, તમારા ધાર્યા પ્રમાણે વધારે કઠણ જણાય, અને કદાચને ઓછા આત્મબળે કોઇ તમને વધારે વિઘ્ન કર્ત્તા લાગે; તો પણ અસ્થિર ચિત્તે એ કાર્ય સિદ્ધ કરવાના વિચાર પરથી એક તલભાર જેટલા પણ ન ડગો, એમાંજ તમારા જીવનના દરેક કષ્ટોની આહુતી અપાશે. એ બ્રહ્મચર્યના અખાડામાં જેવી તેવી બાબતો તો નામ સાંભળતાની વારજ વાયુ વેગે જવાની અને મોટી મોટી બાબતો માત્ર દૃષ્ટિપાત કરી શકશે પણ તેને એ કુંડાળમાં પગ મૂકવા દેવાની સત્તા તો તમારે હાથેજ રહેશે? જ્યારે તમને બહારની ઉપાધિઓ નહિં સતાવે, એટલે મનની બળતરાઓ પણ એની મેળેજ પતી જવાની. જેના જીવન રસ્તાઓ પર બ્રહ્મચર્યનાં વૃક્ષો નવપલ્લવીત થયાં છે, તેના માર્ગમાં આડખીલી નાખનાર કોઇ જન્મ્યોજ નથી. કહો જોઇએ? શાંત અને શુદ્ધ સાત્વિક સ્વભાવના માણુસ સાથે કોણુ ઐકય ન રાખી શકે? વર્તમાન સ્થિતિ ભલે ગમે તેવી

હોય; તો પણ તે પ્રત્યેનું આપણું શુદ્ધ વર્તન અને પુરે પુરી પવિત્રતા રાખવામાં આવે તો એ સમય એની મેળેજ તમારા મનગમતો બની જાય તેમ છે. અને સૃષ્ટિની દરેક અનુભવની પાઠ શાળામાં તમે પ્રમુખ પદ ભોગવશો. બ્રહ્મચર્યની વૃત્તિ અસંખ્ય આપત્તિઓને બાળી ભસ્મ કરશે. જ્યારે જ્યારે તમે આફતમાં આવો ત્યારે ત્યારે જો બ્રહ્મચર્યની ઉપાસના કરો તો તમને દુનીયાનાં દરેક કષ્ટો સુખરૂપ જણાવા લાગશે. આનો બરાબર અનુભવ કરશો તોજ હું તમારી સમક્ષ લેખને સત્ય કરી શકવાને ભાગ્યશાળી થઇશ! નહિંતર હું પણ તમારાથી હિંમત હારી જાઉં છું.



## ‘ પુસ્તકદ્વારા જ્ઞાનનો સાક્ષાત્કાર ’

કોઇ ગ્રંથ તમે હાથમાં લ્યો એટલે તેને વાંચ્યા વગર મહેરબાની કરી મૂકી દેશો નહિં. એ મોટામોટા કવીવરો અને સર્જન મહાત્મા પુરૂષોની અમૃત વાણીનો અપૂર્વ ભંડાર છે. તેમજ તેઓ જાણે આપણી સમક્ષ વાતો કરી રહ્યા હોય નહિ ? તેવા સર્વજ્ઞજ્ઞાની પુરૂષોના પ્રત્યક્ષ સમાગમને ગૂમાવવા રૂપ પાતકમાં નહિં પડતા જે કવીઓ રાજેન્દ્રોની સભામાં રત્ન તરીકે ગણાતા હતા અને જેની વાણીનો સ્વાદ લેવાને માટે મોટામોટા ગૃહસ્થો પણ ભાગ્યશાળી નહોતા, તેવા ઉંચ બુદ્ધિવાળા, નરવીરોની અમૂલ્યવાણી તમારી આગળ પુસ્તકરૂપે ઉપસ્થિત થઇ છે, તેથી તમારાં સદ્‌ભાગ્ય સમજી એવા મોંઘા મુલા અવસરને ગૂમાવવા મહેરબાની કરી મૂર્ખાઓની પંક્તિમાં નહિં બેસતા. પુસ્તકો વાંચવાથી અદ્‌ભૂત જ્ઞાન મેળવી શકાય છે. ઘડીભર મન ઉદ્વેગમાં હોય તો બહુજ સારી રીતે વખત નિર્ગમન કરાય છે. તેનાથી મન કેળવાય છે, કસાય છે, મનપર બોધની ઉંડી અસર થાય છે. નિશાળમાંથી જે જ્ઞાન મેળવાય છે અને જેનાથી ઉમદા લેખકો તથા મહાત્માઓ તેમજ ન્યાયાધિકારીઓ બને છે; તે ખરૂં પુછાવો તો વાંચન શક્તિના પ્રતાપ છે. વાંચ્યા વિના જગતના વીરનરોની કીર્તી અને મહાત્મા બનેલા મનુષ્યોની વાણીનો લાભ લઇ શકાતો નથી. પુસ્તકો દ્વારા પૂર્વજોની શક્તિનો જે આપણને અનુભવ થાય છે, એવો અનુભવ બીજા કશાથી થતો નથી. પુસ્તકનું જ્ઞાન બહુજ અગત્યનું છે. માણસ ગમે તે સ્થિતિમાં હોય. છતાં પુસ્તકો વાંચવાનું તો ભૂલવું નહિં, તેનું જ્ઞાન થવાથી આખા વિશ્વની માહિતી મળે છે. તેવા માણસને દરેક મનુષ્યો સારી રીતે ચાહે છે, તેનામાં અસલની વાતોનો સંગ્રહ હોવાથી સર્વત્ર મનુષ્યો તે જાણવાને આતુર હોય છે, ખરેખરૂં સગું, ખરેખરા ગુરૂ, મિત્ર, વ્હાલામાં વ્હાલી વસ્તુ સદ્‌ગ્રંથો છે. માન, વિવેક અહંભાવનો નાશ; એ બધું પુસ્તકો વાંચવાથી સારા પ્રમાણમાં પ્રાપ્ત કરી શકાય છે. મારા ધારવા પ્રમાણે તો મોટા મોટા કવીઓ અને ગ્રંથકારો વાંચન શક્તિથી અને દરેક પુસ્તકોના જ્ઞાનથી, પ્રસિદ્ધિમાં આવ્યા છે. પુસ્તકોનું જ્ઞાન મેળવવા સારૂ બધા માણસોએ પોતાનામાં જેટલી શક્તિ હોય તેટલું બળ અજમાવી દેવું જરૂરતું છે. પરંતુ એ જ્ઞાન પર નિર્વાહ ચલાવવાની આકાંક્ષા નહિં રાખવી પોતાનો જે ધંધો હોય તે ધંધો ચાલુ રાખી, આત્માના ભલા માટે અને દુનીયાની દરેક હકિકત જાણવા માટે આ ભલામણ ખાસ ભાર દઇને કહેવામાં આવે છે. જુઓ મહાભારત, રામાયણ, શ્રીમદ્‌ભાગવત, ગીતા, વિગેરે પુસ્તકો વાંચવાથી આપણામાં કેટલી બધી શકિત આવે છે ? કદાચને આપણે આપણા માર્ગની હદ ઓળંગીને બીજે આડકતરે રસ્તે જતા હોઇએ તોપણ તેમાંથી બચાવી; આપણી દરેક ભુલોને સુધારી,

જડવસ્તુ છતાં શીક્ષા ગુરૂનું કામ કરે છે. એથીજ સ્હેજ સમજાય આવે છે કે પુસ્તકોમાં કેટલી બધી તાકાત અને સત્તા છે? કેટલાંક વિદ્યા સંપાદાન કરી, ભણી ગણીને હુશીયાર થયા એટલે પોતાનો ધંધો કરતાં શરમાય છે અને તેને લઇને દેશમાં ધંધાની ઉન્નતિ થતી નથી; તેમજ ધંધો પડી ભાંગવાનું પણ આ એક સબળ કારણ છે. નાનો એવો ધંધો કરી ઉદર ભરવું એ સારૂં પણ વિદ્યાભ્યાસ પ્રાપ્ત કર્યા પછી બ્રાહ્મણના વંશમાં જન્મ્યા એટલે ભીખ માગવાનો બાપદાદાનો ધર્મ છે; એમ સમજી સદ્‌વિદ્યાને ભીખ માગવાના રૂપમાં બદલાવી નાખવી એજ પાપ છે. ભિક્ષાવૃત્તિમાં અપમાન અને અગણીત કષ્ટો સમાયલાં છે; છતાં એ વારસામાં મળ્યાં છે એમ પોતાનો ધર્મ સમજી, ભીક્ષાવૃત્તિમાં કુટુંબનું ભરણ પોશણ થાય તો દરેક માણસની રહેણી કહેણી અને દરેક સ્નાયુની સાથે, આખું શરીર હરામનું થઇ જાય છે માગી ખાવાની મુર્ખતા ભરેલા વિચારો એજ બસ દેશના સંહાર માટે પુરતાં સાધનો છે. પુસ્તકો વાંચી જ્ઞાન મેળવવું એ જો કે ઘણુંજ ઉપયોગી અને પ્રશંષાપાત્ર છે; તોપણ એજ વિદ્યાવડે આમ ધનિકોની આગળ લાંબા હાથ થાય એજ આપણી અને આપણા દેશની પડતીનાં ચિન્હો છે. મનુષ્યે લાયક બનવા માટે પુસ્તકો વાંચવાં અને તેના બરાબર અર્થ, ભાવાર્થો અંતઃકરણમાં ઉતારી, દરેક કાર્યની શરૂઆત કરે. તો કોઇ કાર્ય તેનાથી વિરૂદ્ધ પક્ષમાં જવા સંભવ નથી. પ્રત્યેક ગ્રંથ વાંચી જવો એ જો કે બહુજ સરલતા ભર્યું છે; પણ તેના અર્થ કરવા એ અત્યંત અઘરા છે, તેમાંએ વળી એ શબ્દના ભાવાર્થ પર પોતાના જીવનની રીતભાત ગુકાવવી એજ ખરેખરી બહાદુરી છે, જો યાદ શકિત ન હોય તો હું તેઓને પુસ્તકો વાંચવાની પણ ભલામણ નથી કરતો?

જે કંઇ વાંચી લખી સમજી જાણે છે, તેનેજ દરેક સદ્‌ગ્રંથો ઉપયોગી છે; તેઓ જો સર્વત્ર પુસ્તકોની વાણીનો સાર લઇ મગજમાં ભરે તો ઠીક નહિંતર એજ ગ્રંથના શબ્દો કાંઈ જુદીજ રીતે મગજપર ઠસાય તો એમાંથી નાસ્તિક થઇ જવાનો ભય રહે છે, માટે સદ્‌ગ્રંથો લઇ તેમાંથી યોગ્યલાગે તેટલું થોડું ઘણું જ્ઞાન ગૃહણ કરવાની જરૂર છે. કેટલાક તો એવા હોય છે કે જેને પાટીપર લીટો દોરતાં આવડતો નથી અને પુસ્તકોના અઘરા અર્થનું ભાન પણ હોતું નથી; છતાં સજ્જન પુરૂષોના સમાગમથી અને જાતજાતનાં પુસ્તકો સાંભળવાથી તેનામાં દિવ્ય જ્ઞાન ખીલી નીકળે છે, ગટુલાલ પંડિત જન્મથી આંધળા હતા; પરંતુ પારણામાંથી તેને વિદ્યા સંપાદાન કરાવવામાં આવી હતી. તેના પિતાશ્રીએ તેને જે જ્ઞાન આપ્યું છે, તેની કિંમત અમારાથી ન આંકી શકાય! એક આશ્ચર્યની તો વાત એ છે કે તેઓ અંધ છતાં તેને લોકો શત વિધાની કહેતા, સો માણસો એક સાથે જુદા જુદા કાર્યમાં જોડાય અને જુદી જુદી રીતે કોઇ

હિસાબ તો કોઇ વાતચીત અને કોઇ કવિતા બનાવે એવાં જુદાં જુદાં કાર્યો એક સાથે દરેકને કહી આપે કે તમે આ કર્યું, તમે આમ બોલ્યા, તમે આટલા ટકોરા માર્યા, તમે આ હિસાબ પુછ્યો અને એનો આ જવાબ. કહો ! એક આંધળો માણસ અને તે વળી જન્મથી. આવો સો આંખો, સો કાન અને સો જીવ્હાવાળો જે કામ ન કરી શકે તે એક જન્મથી આંધળો માણુસ કરી શકે. આ બધું માન માબાપની કેળવણી અને ઉમર લાયક થયા પછી તેની આગળ વાંચી સંભળાવેલાં પુસ્તકોને છે. જે દેશમાં પ્રજા વધારે અભણ હોય, તે દેશને મોટી શીક્ષા ભોગવવી પડે છે. જે ન ભણેલા હોય તેણે ભણીને, અગર તો સારા વિદ્વાન માણુસનો સમાગમ કરીને, તેને મોઢેથી સારાં સારાં પુસ્તકો સાંભળી, તેના બરાબર અર્થ મગજમાં ઉતારી લાયક બનવું જોઇએ. જ્યારે આંધળો માણુસ શીખ્યો, ત્યારે બીજા ચક્ષુવાળાઓ ન શીખી શકવાનું બાનું શી રીતે બતાવી શકે તેમ છે ? હું કહું છું કે તમો ભણો એનાથી તમારા મનની માનેલી સંપત્તિઓનો ઢગ થવા લાગશે. લક્ષ્મી વિદ્યાની ગુલામ છે. ચીનના વજીર વિષે એક એવી વાત છે કે તે બહુજ ગરીબ હતો, તેને વિદ્યા સંપાદન કરવાને કે રાત્રે દિવો કરી વાંચતા લખતાં શીખવાને એક પાઇ પણ ન હતી, છેવટે જીણા મલમલના ટુકડામાં અસંખ્ય પતંગીયાં ભરી, ચોપડી પર બાંધી મૂકતો, તેના પ્રકાશથી તે વાંચી લખી, એક વખત મહેનતના પરિણામે ચીનનો વજીર થયો હતો.

તમારે એ યાદ રાખવું કે જે પોતાને મદદ કરવા તૈયાર છે, તેને મદદ કરવાને ઇશ્વરને અગાઉથી ઉભું રહેવું પડે છે. તમારી મહેનતથી મેળવેલી વિદ્યાની હુશીયારી આખા વિશ્વને હેરત પમાડે છે. શુદ્ધ અને ચોખી મીઠી ભાષા સાંભળવાને દુરથી મનુષ્યો દોડી આવે છે. કાલિદાસ પંડિત જન્મથી મૂંગો હતો; પરંતુ સરસ્વતીના પ્રતાપે તેનામાં અપૂર્વ કવિત્વ આવ્યું હતું અને એ કવિરાજ, મોટામોટા કવિઓ અને વિદ્વાનોના સમાગમમાં આવી એટલી હદ સુધી વખણાઇ ગયો છે કે હજુ સુધી તેના જેવો કવિવર થયો નથી. તેનાં પુસ્કો અનહદ બુદ્ધિનો સાક્ષાત્કાર કરાવે છે અને મેઘદુત, કુમાર સંભવ, રઘુવંશ કાવ્ય, વિગેરે ગ્રંથો એટલે સુધી પ્રશંષા પાત્ર થઇ પડ્યા છે કે તેમાંની કવિત્વ શક્તિ, વીરરસ, શૃંગાર તેમજ કરૂણા રસનો આબેહુબ ચિતાર ખરેખર દેવતાઓની બુદ્ધિને યોગ્ય છે. તેના ગ્રંથો કોઇ વાંચે અગર તો સાંભળે તો તેનામાં એકદમ જ્ઞાનનો આવીર્ભાવ થાય છે અને કવિત્વ શક્તિમાં આગળ પડતો ભાગ લે છે. આવો મોટો કવિશ્વર પણ કંઇ એ સરસ્વતીના વરદાન વડેજ આટલી બધી કવિત્વ શક્તિ ધરાવી શક્યો એ કાંઇ એકદમ માની લેવાનું નથી, તેણે સાથે સાથે સંસ્કૃત ગ્રંથો તેમજ બીજાં કેટલાંક બોધ લેવા જેવાં પુસ્તકો પણ જીવ્હાગ્રે

કરેલાં હતાં. વળી જાજે વખત કવિઓના સમાગમમાં આવવાથી આટલી બધી ઉંચ પદવીએ પહોંચ્યો હતો. વાંચનથી એકદમ બુદ્ધિનો વિકાશ થાય છે. એનો આ પૂરાવો છે.

ગ્રંથોની બાબતમાં પ્રવીણ થવું એ મહાન્ રાજ્ય પ્રાપ્ત કર્યા જેવું છે. કવિઓ, ગ્રંથકારો અને સદ્‌ગ્રંથોના વાંચકો એવું તો જીવન વ્યતીત કરે છે કે જે જીવન લાખો રૂપિયા ખરચે ન મેળવી શકાય! આ વાત મુખ્ય કરીને યુવાન માણસને શોભા આપનારી છે વળી ભર્તૃહરિ કવિતો ત્યાં સુધી કહે છે કે જેનામાં સદ્‌વિદ્યા રૂપી પ્રકાશ નથી, તેની જીંદગી પશુવત્ છે અને તેઓ ધાસ નથી ખાતા એજ પશુઓનાં સદ્‌ભાગ્યની વાત છે; નહિંતર બીજાં પશુઓને ખોરાકની તંગી જણાતે આવાં મનુષ્યો નાહકના ભૂમીને ભારરૂપ હોઇ મનુષ્યાકારમાં મૃગના જેવી જીંદગી વ્યતીત કરે છે, માટે દરેક માણુસને વિદ્યા મેળવવાની અગત્ય છે. તમારૂં ઉત્તમ રહસ્ય ભરેલું જીવન, નીચ ખુશામત કરવામાં કે મૂર્ખ માણસોની સોબતમાં ન ગૂમાવો! પરંતુ શાસ્ત્રોના વાદવિવાદમાં જય મેળવો? દુનીયામાંના નરવીરોમાં હેના તમે પણ એક છો એમ કહેવરાવવામાં તમારી જીંદગીનો સદ્ઉપયોગ કરો? વિદ્વાનો ઘણાજ થોડા હોવાનું કારણ એ છે કે તેઓએ વિદ્યા સંપાદાન કરવામાં બહુજ કંજુસાઇ વાપરી છે, જેવું જોઇએ તેવું ધૈર્ય પૂર્વક કાર્ય નથી કર્યું હોતું અને ગુંચવણ ભરેલી બાબતમાં કંટાળી તેઓ સૂઇ ગયા હતા; માટેજ તેઓ નાઉમેદી ભર્યા કાર્યથી કવીવરો અને વિદ્વાનોની પરિક્ષામાં નાપાસ થયા.

તમારા હાથમાં પહેલ વહેલું ગમે તેવું નિરસ પુસ્તક આવે તો પણ તેને ઉમદા માની પૂરેપૂરૂં વાંચી લીધા પછી હાથમાંથી મૂકી દેજો, એવાં નાનાં પુસ્તકો વાંચવાથી મોટામોટા અઘરા ગ્રંથોનાં રહસ્યો જાણી શકાય છે. પહેલું વહેલું કોઇ માણુસના હાથમાં પંચદશી, આત્મબોધ, અપરોક્ષાનુંભૂતી, વિવેકચૂડામણી વિગેરે વેદાંતના અઘરા ગ્રંથો આપવામાં આવે તો તે શું સમજી શકે? મેં પોતેજ નાની વયમાં ભવભૂતીનું ઉતરરામચરિત્ર, બાણુભટનું કાદંબરી અને ભારવીનું કિરાતાર્જુનીય; તેમજ કાલિદાસનું મેઘદુત વિગેરે કેટલાક ઉમદા ગ્રંથો છોડી દીધા હતા અને સદેવંત સાવળીંગાની વાર્તા પસંદ કરી હતી. મારા પિતાશ્રી મને ગીતા, શ્રીમદ્‌ભાગવત્ મહાભારતમાંની વિદુર નીતિ વગેરે વાંચવાનું કહેતા પરંતુ હું તો એ સર્વને પોપલીલા સમજી ચૂડાબહોતરી, કાષ્ટઘોડો બત્રીસ પુતળી વિગેરેની વાર્તા ઉપર વારી જતો અને એ વાર્તાઓ ઉપર એટલો બધો તો, પ્યાર લાગ્યો હતો કે મને ખાવા પિવાનું પણ ભાન ન રહેતું. કોઇ કોઇ વખત રાત્રે દીવો માંડીને પણ વાંચવા બેસતો. જ્યારે એવાં બધાં પુસ્તકો મારા હાથ હેઠળ નીકળી ગયાં, એટલે

પછી બીજાં સારાં પુસ્તકો વાંચવાનો સમય આવ્યો. જ્યારે નાના પુસ્તકોનાં રહસ્યો મારા જાણવામાં આવ્યાં, ત્યારે મને બીજાં અઘરાં પુસ્તકોમાં ધ્યાન પડવા માંડયું અને આજે જેના પ્રતાપે હું મહાન્ ગ્રંથકારોના ગ્રંથો વાંચી તેઓનો અત્યંત આભારી થયો છું; એટલે તે બધું માન નાનાં એવાં પુસ્તકોને ઘટે છે કે જેના વડે હું વેદાન્તના ઉત્તમ ગ્રંથો વાંચવાને ભાગ્યશાળી થયો.

નવીન નવીન પુસ્તકો વાંચવાથી તેમાં હરહમેશાં કંઇ જુદોજ આનંદ અનુભવાય છે, વિચારીએ તો ભર્તૃહરિ શતક, પંચતંત્ર, હિતોપદેશ, શંકરાચાર્ય દિગ્વિજય અને શ્રુતિ સ્મૃતિઓ; તેમજ ન્યાય શાસ્ત્રો, પ્રતાપી પુરૂષોનાં જીવન ચરિત્રો આપણામાં જે ચૈતન્ય અને દૈવત રેડે છે તે અવર્ણનીય છે. મને તો એમજ ભાસ થાય છે કે હું જ્યારે જે ગ્રંથ વાંચતો હોઉં ત્યારે તેનો કર્તા જાણે મારી સમક્ષ મારા લાભને માટે મને કંઇક નવીન ઉપદેશ કરી નવીન રહસ્ય ન સમજાવી રહયો હોય! એવા પરોપપકારી પુરૂષોનો આત્મા જે જે સ્થળે વિરાજતો હોય તે તે સ્થળે સુખ શાન્તિ ભોગવો. સ્વામી રામતીર્થ, વિવેકાનંદ વિગેરેના ગ્રંથો જે આપણને બોધ આપી રહ્યા છે, તેનો બદલો વાળી આપવાને આપણી પાસે પુરતી વાણી, ધન કે કોઇ જાતનું સામર્થ્ય ન હોવાથી માત્ર મનસ્વી આશીર્વાદો સિવાય અત્યારે કંઇ નથી આપી શકતા, મારા અંતઃકરણમાં નાની નાની વાર્તાઓ ઉપરથી પ્રેમ, ઉત્સાહ અને અંસખ્ય સંકટોમાંથી પસાર થઇ ઉંચસ્થાને વિરાજેલા મનુષ્યોના દાખલાઓએજ અસર કરી છે અને તેમાંથી હું જે શીખ્યો છું તેવું જ્ઞાન, પુસ્તકો સિવાય હું કોઇની આગળથી ન લઇ શકતે, એમ સિદ્ધ થયું છે. કલાપિનો કેકારવ, પ્રવીણસાગર, બીજા નાના મોટા ઇતિહાસો અને પ્રેમ રસથી ભરેલાં નોવેલો એ બધાં ખાસ મારા માટેજ શ્રમ લઇ ન બનાવેલાં હોય! એમ સમજી જેમ ગુરૂ દત્તાત્રયે ચોવીસ ગુરૂ કરી, સંપુર્ણ જ્ઞાન મેળવ્યું હતું તેમ મેં પણ એના કરતાંએ અસંખ્ય ગુરૂઓ કરી, જડ પુસ્તકો પાસેથી અજડ વસ્તુઓ મેળવી છે. તમને થાક લાગે, તમારામાં નાઉમેદી ઘર કરે, કંટાળો આવે; તો પણ હિંમત નહિ હારતાં જો પુસ્તકો વાંચશો તો તમને એમાંથી પ્રેમના વિષયો, ઉદ્યોગનાં તત્ત્વો, શૂરવીરતાના દાખલાઓ અને મોક્ષગામી પુરૂષોનાં ચરિત્રો એવાં તો મળી આવશે કે એનાથી આ ભવનાં તેમજ પરાભવનાં કાર્ય સિદ્ધ કરી શકશો.

સારૂં પરિણામ મેળવવા માટે ઉતાવળા નહિં થતા? દ્રઢપણે આગળ વધો. ઉંઘ આવવા લાગે તો સત્વર જાગૃત થાઓ તમે બરાબર યાદ રાખો કે કાર્ય શરૂ કરેલું પડતુ મુકાશું તો તમારૂં કરેલું બધું કાર્ય વૃથા થઇ જશે. તમે દરેક પુસ્તકો વાંચી તેમાંની એકેક બબે લીટીઓ યાદ રાખો અને એક બે લીટીમાંથી બીજી દશ વીસ લીટીઓ તમે બનાવી શકો એવી મગજ શકિતને

કેળવો ખરાબ ભાષા કાઢી નાખી, સારી અને છટાદાર ભાષા વાપરો, વિચાર શકિતને લંબાવી, સદ્વર્તન અને સત્કાર્યપર સ્થિત કરો, એટલે પછી તમે પણ એક ગ્રંથકાર તરીકે બહાર આવશો.

બધા ગ્રંથકારોએ કાંઇ સર્વત્ર શબ્દો પોતાના હૃદય કપાટમાંથી કાઢેલા નથી હોતા! તેઓએ એક પછી એક એમ સદ્ગ્રંથોના ઉમદા ફકરાઓ યાદ કરેલા હોય છે. કેટલાકને સદ્ગ્રંથોના ફકરાઓ યાદ ન હોય તો ગ્રંથકાર થવુંએ બહુજ મુશ્કેલીભરેલું જણાય છે. તમારે નકી સમજવું કે પુસ્તકો વાંચ્યા વિના, તેનો અનુભવ કર્યા વિના, ગ્રંથકાર થવું એ બહુજ મુશ્કેલ છે. કોઇ માણસ પુસ્તકોને કોરે મુકી હાથમાં કલમ અને કાગળ લઇ લખવા બેસે છે, ત્યારે તે શું યાદ કરે છે. એ તમે સમજ્યા? એ વાંચેલાં પુસ્તકોના સારા સારા બોધ લેવા જેવા ફકરાઓ યાદ કરે છે એમ છતાં કદાચને અભિમાન કરે કે આ ગ્રથ મારી સ્વકૃતિનો છે તો તેમ કહેવા દેજો ભલે ગમે તેમ બોલે તો પણ પોતાની શુદ્ધ સ્વકૃતિનું તો કંઇએ હોતુંજ નથી, આપણે જે ભાષા બોલીએ છીએ એ પણ આપણી નથી. કેમકે તે ભાષા આપણે આપણાં ઘરનાં માણસો કે આડોશી પાડોશી પાસેથી શીખેલી હોય છે. વ્યાસે જે મહાભારત અને ભાગવત તેમજ ગીતા બનાવ્યા છે, એ ગ્રંથો મુળ હિંદના ત્રેતાયુગ, દ્વાપર અને સત્યયુગના ઇતિહાસ રૂપે છે. તેમાં પરોપકારી પુરૂષોનીબહાદુરીનાં વર્ણનો; તેમજ પરમાત્માની જન્માદિકની હકિકતો હોવાથી, અત્યંત માનને પાત્ર છે. એકતો મહાત્મા પુરૂષને હાથે લખાયલો અને બીજું જગત્ ઉદ્ધારક વીરનરોની બહાદુરીનો આબેહુબ ચિતાર હોવાથી, બંને વાતે પુજવા યોગ્ય અને માન આપવા યોગ્ય છે; પરંતુ એ ભગવાન્ વ્યાસને હાથે લખાયલા ગ્રંથો પણ આપખુદી ભાષાના કે પોતાની મગજ શકિતથી ઘડી કાઢેલી વાતોનો સગ્રંહ નથી; પણ એ તો બની ગયેલી ભુતકાળની પરિસ્થિતિ છે, માટેજ એ તેની સ્વકૃતિ નથી; એમ સાબિત થાય છે. મનુસ્મૃતિ, યોગવાસિષ્ટ, રામાયણ, અને શાસ્ત્રો એ બધાંનું એવીજ રીતે સમજવું. બ્રહ્માના રચેલા વેદ એ પણ પરમાત્મા પાસેથી લીધેલું તેનું જ્ઞાન છે; એમ સૌ કોઇ જાણે છે. માટે આ ઉપરથી એમ સમજવાનું કે કોઇ માણસ એમ અભિમાન કરતો હોય કે આ ગ્રંથ મેં ખુદ મારી સતા વડેજ બનાવેલો છે, તો એ મહાશય બહુજ ભુલ કરે છે. એ એમ સમજતો નહિં હોય કે હું એક પૈસાની કિંમતવાળી આંકની ચોપડીનો પણ આભારી અને શિષ્ય છું.

કદાચને કોઇ માણસ કંઇ મુળ મંડાણ વિના, કંઇ બની ગયેલી ઘટના વિના; અગર તો કંઇ સાંભળેલી વાતવિના કે વાંચ્યા જોયા વગર, કંઇ લખવા બેસે તો કોઇ દિવસ ગ્રંથ બનેજ નહિં. અને બને તો કોઇ હાથમાં ગ્રહણ

પણ ન કરે. અને કદાચને બન્યું તો એ કાગળનાં પાનાઓ ગાંધીની દુકાને ઔષધો બાંધવામાંજ કામ લાગે. જેઓ દેશ પરદેશની વાતોથી માહિતગાર હોય, પોતાના દેશના નરવીરો, મહાત્મા પુરૂષો, વિદ્વાન કવીઓ, લેખકો વિગેરેની જન્મભુમી તેમનાં કર્ત્તવ્યો, તેમની રીતભાત સાંભળેલી કે વાંચેલી હોય, ત્યારેજ ગ્રંથરચી ગ્રંથકારોની પંક્તિમાં બેસી શકે છે અને ત્યારેજ તેના પુસ્તકોની પ્રતો પુરી પહોંચતી નથી. જેમ વ્યાકરણ વિના વાણીની શુદ્ધતા ન હોય અને ઇતિહાસ વિના રાજા મહારાજાઓનાં કાવતરાં, તેમની બહાદુરી, દગા, ફટકા, હુશીયારી, રાજ્યની ચઢતી, પડતી જાણવામાં ન આવે. ભુગોળવિના દિશાનું દેશનું શહેરોનું, સમુદ્રો, પર્વતો, નદીઓ, રાજ્યની સીમાઓ વિગેરેનું જ્ઞાન ન થાય તેમ સર્વત્ર ગ્રંથકારોનાં પુસ્તકો વાંચ્યા વિના અને તેમની અમૃતવાણીનો સંગ્રહ કર્યાવિના, કોઇ દિવસ પુસ્તક બનેજ નહિં, કદાચને કોઇ એ વિના બનાવવાની વાત કરે તો તમારે નકી આકાશ કુસુમવત્ કે ગંધર્વનગરના સુંદર મહાલયો જેવીજ સમજવી. આમાનું બરાબર યાદ રાખો આ વાકય સ્વતઃસિદ્ધ પુરાવારૂપ છે. જ્યારે માણસ વિદ્યાર્થી અવસ્થામાં હોય છે ત્યારથીજ તેને ભુગોળ, વ્યાકરણ, ઇતિહાસ તેમજ જાતજાતનાં પુસ્તકોનો પરિચય થાય છે અને હું ધારૂં છું, કે આ જીવનમાં એ બાબત યાદ રાખવી અત્યંત ઉપયોગની છે; માટે એ અવસર નહિં ગુમાવતાં જેટલું શીખ્યા, જેટલો અનુભવ થયો, તેટલુંજ જ્ઞાન ટકાવી રાખો; પણ ભણી ગયા એટલે ભુલી ન જાઓ. દરેક માણસે શીખેલી બાબતો ન ભુલી જવાય, એ ઇરાદાથી સારાં સારાં પુસ્તકોની ભરતી કરી રાખવાની છે કે જ્યારે જોઇએ ત્યારે કામ લાગે. જેને ઘેર એ કે જાતનું સારૂં પુસ્તક નથી, તેની જીંદગી અંધારા ઓરડા જેવી સમજવી માણસો દિનપ્રતિદિનના સમાચાર જાણવા માટે, બ્હોળા પૈસાનો સદ્ઉપયોગ કરી, માસીકો, સાપ્તાહિક પત્રો; તેમજ કેટલાંક રોજીંદા પત્રો મંગાવી જ્ઞાનની ખીલવણી કરે છે, ત્યારે બીજા પુરૂષો પશુના જેવી જીંદગી ગાળી, તદ્દન અભણ રહે છે. જેઓ વિદ્યા સંપાદાન કરી, પુસ્તકો વાચવા લખવામાં પોતાનું જીવન ગીતાડે છે, તેઓ ભવીષ્યમાં બહુજ સમર્થ બની અસરકારક અને ઉપયોગી કાર્ય કરે છે. બાળક જ્યારથી બે ત્રણ ચોપડી ભણી. તેમાં પાસ થાય અને ચોથી પાંચમી ચોપડીનો અભ્યાસ શરૂ કરે, ત્યારે તેને પુસ્તકોના વાતાવરણમાં ઉછેરવું. જોઇએ. તેઓના હાથમાં જો હમેશાં પુસ્તકો ફરતાં હોય અને ઘડીક વાંચે અને ઘડીક મુકી દે તો પણ તેનામાં અજાણપણે જ્ઞાન આવી જાય છે. માટે કોઇપણ માણસે પોતાનું ગૃહ ગ્રંથવિના રહેવા ન દેવું જોઇએ. શરીર પર કપડાં અને પગરખાં ન હોય તો હરકત નહિ; પણ પુસ્તક વગરતો ન રહેવું જોઇએ. જીંદગીની સુધારણા વિષે બીલકુલ કરકસર ન રાખો, તમારા

ઘરની રહેણી કહેણી તમારા બચ્ચાંને જીવન પર્યંત અસર કરનારી છે. તમારે વિદ્યાવંત અવસ્થા ગુજારવી એતો પહેલામાં પહેલી આવશકયતા છે. આપણામાં કેટલેક ઠેકાણે બચ્ચાંઓને કેળવણી લેવાની ઇચ્છા હોય છે; પણ ગ્રહમાં બરાબર પ્રવૃતિ જોઇએ એવી ન હોવાથી એ સંતાનોના મનનો ઉમળકો ત્યાંને ત્યાં સમાઇ જાય છે. કોઇ ઠેકાણે એવું પણ હોય છે કે માબાપને કેળવણી અપાવવાનો ઉત્સાહ હોય અને બચ્ચાંઓ નમાલા હોય છે, તો માબાપના મનમાં હરહમેશાં બાળકો મૂર્ખ રહેશે, એવી ઉપાધિ લાગી રહે છે; માટે માબાપે પોતાની ફરજ સમજી જ્યારથી બાળક સમજવા શીખે ત્યારથી શામ, દામ, ભેદ અને દંડ એ રાજનીતિનાં રહસ્યો વડે સમજાવી પટાવી વિદ્યા સંપાદાન કરાવવા માટે યુક્તિઓ રચવી. જ્યારે એ સમજે કે હું આ વિષયથી સારૂં સુખ ભોગવી શકીશ, ત્યારે પછી તેને સમજાવવાપણું રહેશે નહિ.

હાલમાં વ્યાપારીક ઉદ્યોગવાળાનેજ ભણવું એવી ફરજ બાર દઇને બતાવવામાં આવે છે; પણ આ શબ્દ બોલનાર અર્ધાગાંડાઓ એમ નથી સમજતા કે વિદ્યા સંપાદાન કરવી એ દરેક માણસોની ફરજ છે. કદાચને કૃશિકારનેજ વેપાર કરવાની મરજી થઇ આવી તો પછી એ વખતે તેને કયો ઉપાય શોધવો! ત્યારે શું અર્ધી અવસ્થાએ પાછું, એકડેએક કરવા બેસવું અને નવેસરથી જીંદગીની શરૂઆત કરવી? એવી સંકડામણથી બચવા માટે અને પોતે દરેક ઉદ્યોગો કરી શકે એટલા માટે વિદ્યાની જરૂર છે. કાંઇ બ્રાહ્મણો ભણે અને બીજાં વર્ણો અભણ રહે એવું ન હોય તો તો એકજપર આધાર રાખનારી પ્રજા ગણાય. બ્રાહ્મણોજ ભણેલા હોય એટલે ત્યાં બધાને કાગળીયા વંચાવવા જવા? રાજપુતો લડાઇક કામ કરે એટલે એજ રાજ્યની બઢતીમાં કામ લાગે? બીજી બધી કોમો નમાલી? વૈસ્યો વ્યાપાર કરે બીજાથી ન થઇ શકે? ત્યારે તો બીજા અક્કલ વગરના ઠર્યા? શુદ્રો નોકરીનું કામ કરે એટલે બીજા બધા શ્રીમંત ગણાય? આમ થવાથીજ દેશની પાયમાલી અને વિદ્યા, ઉદ્યોગ, કળા, કૌશલ્ય કમતી થયાં છે. પૂર્વે તો જે વિદ્યા ભણી ભણાવતા તે બ્રાહ્મણો કહેવાતા અને સર્વમાં પુજ્યપદ ભોગવતા, જુઓ! વિશ્વામિત્ર ક્ષત્રી છતાં રામ લક્ષ્મણને ધનર્વીદ્યા ભણાવી અને શાસ્ત્રોમાં પારાંગત કર્યા હતા. પૂર્વે લડાયક બાબતમાં જે હુશીયાર હોય તેજ ક્ષત્રીય કહેવાતા. વ્યાપાર ઉદ્યોગમાં હુશીયાર તે વૈસ્ય ગણાતા અને જેનામાં બહાદુરી, કળા, કૌશલ્ય કે કોઇપણ જાતનું નુર નહતુ તે. દરેક વર્ણની ગુલામી–પગચંપી કરી પોતાનો નિર્વાહ ચલાવતા.

દરેક જાતનો ધંધો કરવાને બધાને છુટ હતી અને જેવો ધંધો કરે એવીજ છાપ પડતી આ બાબતનો સાબિત પુરાવો શાસ્ત્રો પણ હજુ આપે

એમ છે અને ડાહ્યા પુરૂષો સમજી શકે એમ છે કે એ ત્રણે કોમો અરસપરસ ખાવાપીવાનો અને સાથે લગ્ન સંબંધી પણ વ્યવહાર કરતી. જ્યારે એક કોમ હોય ત્યારેજ એ ખાવાપીવાનો અને લગ્ન સંબંધી વ્યવહાર થઇ શકે છે. જેવું કાર્ય કરે એવી બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય કે શુદ્ર એવા નામથી ઓળખાણ હતી અને શુદ્ર લોકોપર ગુલામીનો આક્ષેપ તો એટલા માટેજ નાખવામાં આવ્યો હતો કે તેઓ પોતાના નોકરીચાકરીના ધંધાથી કંટાળી સારા રસ્તાપર આવે અને સારા ગણાતા માણસોની પંક્તિમાં બેસવા માટે ઉંચ થવાને પ્રયત્ન આરંભે.

પોતપોતાના વર્ણ પ્રમાણેજ કામ કરે તો હાલમાં કેમ કંઇ સારી વ્યવસ્થા ? નથી વૈશ્ય સિવાયના બધા વ્યાપાર કરે છે. ક્ષત્રીય સિવાયના બધા લડાયક કામમાં ખપ લાગે છે અને બ્રાહ્મણ સિવાયના બીજા બધા વિદ્યાસંપાદાન કરી, ભણે છે અને ભણાવે છે. શુદ્ર સિવાયના બીજા બધા બ્રાહ્મણ, વૈશ્ય અને ક્ષત્રિ ગમે તે વર્ણની ચાકરીમાં લાગ્યા છે. જો આ ઉપરથી તમારો સંદેહ દુર ન થયો હોય તો હું તમને આ વાત ઉપરથી સાબિત કરી આપું છું, કે દરેક માણસો દરેક કામ કરવાને લાયક છે. જો તેમ ન હોય તો હાલની સ્થિતી જોતાં સ્હેજ જણાઇ આવે એવું છે કે તમે હાલના જમાનામાં જે વર્ત્તણુક કરો છો, તે પૂર્વના રીત રિવાજોનો વારસો છે. એમાં જરાપણ શક નથી. વ્યાસમુની બ્રાહ્મણ પિતા અને ક્ષત્રીય માતાના સંતાન તરીકે આખા હિંદમાં વિદ્વાન અને બ્રાહ્મણ હોવાને માટે જગ જાહેર છે, માટે ધંધો એજ કોમ હતી એમ નિર્વિવાદે હા પાડવી પડે છે; પરંતુ જેમ સગોભાઇ ખરાબ કામ કરે અને નીતિને છોડી, શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે ન ચાલે અને બીજો ભાઇ છોડી દે; તેમ પોતપોતાની નિતીમાં, ધર્મમાં કે શાસ્ત્રોમાં બતાવ્યા પ્રમાણે ન ચાલવા માંડ્યા એટલે નિતીવાન પુરૂષોએ તેની સાથે ખાવાપીવાનો સંબંધ રાખવો પાપરૂપ માન્યો; એટલે તેનાથી વિખુટા પડી, વર્ણભેદ બાંધ્યો અને તેમાંથી એ વળી તારણ થતાં થતાં અત્યારે અગણીત વર્ણો થઇ ગયા છે. પૂર્વે નોકરીનું કામ સવંત્ર કોમ કરતી એ દુર્યોધનની લડાઇમાં ઉતરેલા, રાજામહારાજાઓ અને બ્રાહ્મણ કુળ દિપક દ્રોણાચર્ય અને કૃપાચાર્યના દાખલા ઉપરથી સાબિત થાય છે. ક્ષત્રિયનો એવોજ ધર્મ હોય કે તેણે લડાઇમાં મરવું કાં મારવું તો શા માટે ! લડાઇમાંથી નાસી આવતા; પરંતુ જે બહાદુરી બતાવે એ ઉપરથી રાજપુતો અગર તો ક્ષત્રિયો એવું નામ આપતા બ્રહ્મણોજ માગતા તેમ ન હતું, સર્વત્ર ભિક્ષા માગતા. જે વખતે ગૃહસંસાર ચલાવી, તેમાંથી મુક્ત થઇ, સન્યસ્ત લેતા એ વખતે દરેક કોમ આગળથી તેઓ ભિક્ષા માગી, ઉદર પોશણ કરતા. વળી દુઃખને વખતે બીજાની મદદ માગવા આવે તે ભિક્ષા નહિં તો બીજું

શું? ઘેરઘેર માગે તે ઉદર પોશણ કરવાની ભિક્ષા અને બીજી કોઇ જાતની મદદ માગવા આવે તે આબરૂ અને આત્મા ઉગારવાની ભિક્ષા દુર્યોધન જે વખતે શ્રી કૃષ્ણને ઓશીકે આવી કંગાલ મૂખ કરી, બેસી ગયો તે શા માટે? ધર્મ રાજાની સામે યુદ્ધમાં ઉતરવું હતું, માટે શ્રી કૃષ્ણ મદદે આવે અને આબરૂ તથા આત્માને બચાવે, તેમજ સ્ત્રીઓના મંગળમય ચિન્હોને હાની ન આવે માટેજ ભિક્ષા માગવા આવ્યો હતો. ભાઇ! બીજી બધી નાની નાની ભિક્ષાઓ અને આ પહેલા નંબરની ભિક્ષા.

વિદ્યા સંપાદાન કરવા માટે સર્વત્ર કોમો બ્રાહ્મણને ઘેર જતી. જુઓ! શ્રી કૃષ્ણ ક્ષત્રિ અને સુદામા બ્રાહ્મણ બંને એકજ ગુરૂને ઘેર વિદ્યાભ્યાસ કરવાને ગયા હતા અને ત્યાં તેણે જે કાર્ય બજાવ્યું છે તેની તો હદજ નથી. ગુરૂને માટે કાષ્ટના ભારા લેવા જતા હતા, પોતે એક રાજેન્દ્ર કુમાર હતા; પણ ગુરૂની સેવા માટે રાજેન્દ્ર પદ તુચ્છ ગણ્યું, ભૂખ્યાં તરસ્યાં છતાં જેને મુઠીભર ચણા ન મળ્યા તોપણ એવી વિશાળ ઉપાધિમાં જીવન ગાળી, વિદ્યા સપાદન કરી હતી. પૂર્વની માફક જો હાલમાં કાશી જેટલે વિદ્યાભ્યાસ કરવા જવું પડતું હોત, તો તો બધી પ્રજા અભણ રહી હોત. ભાઇ! બહાદુરી કોઇની નથી. બાજીરાવ પેશ્વા જાતનો બ્રાહ્મણ છતાં, અસંખ્ય લડાઇઓ જીતી અમર નામ કરી ગયો છે. હેમુ જાતનો વૈસ્ય છતાં, પોતાની બહાદુરી વડે, વજીર અને સેનાપતિની પદ્વી પામ્યો હતો. વસ્તુપાળ અને તેજપાળ જાતીના વૈસ્ય હતા, પણ અણહીલપૂરના રાજા વીરધવળના રાજ્યમાં બહુજ વધારો કર્યો હતો. અકબરના વખતમાં બીરબલ અને ટોડારમલે બહુજ બહાદુરીનાં કામો કર્યાં હતાં. બીરબલ બ્રાહ્મણ અને ટોડારમલ લાહોરનો રહીશ જાતે ખત્રી હતો પણ ક્ષત્રિઓની સાથે હરિફાઇમાં ઉતરતો હતો. જો રાજપુતોજ બહાદુરીનાં કામ કરે અને એજ એનો ધર્મ હોય તો મુસલમાનોએ કેમ બહાદુરી કરી, તેનું રાજ્ય પચાવી પાડયું, માટે આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે કોઇ ધંધો કોઇના વારસાનો નથી; પણ સાર્વજનિક છે. અસલ ધંધા ઉપરથી ન્યાત જાતો બંધાતી; પણ પહેલાંની માફક હવે બહાદુરી કરનારને ક્ષત્રિની ન્યાતમાં બેસવા દેતા નથી, કદાચને બ્રાહ્મણની જાતમાં શૂરવાર થયો તો બ્રાહ્મણજ રહેવાનો, વૈશ્યમાં વિદ્વાન કે બહાદુર થયો તો તે વૈસ્યજ રહેવાનો, તેમ શુદ્રમાં કોઇ સારો વ્યાપારી થાય તો વૈસ્ય નહિં કહેવરાવતાં શુદ્રજ રહેવાનો અને ક્ષત્રિયમાં કોઇ નોકરી ચાકરીનું કામ કરે તો જે એની જાત હોય તેજ રહેવાની પરંતુ શુદ્રની નાતજાતમાં નહિં આવવાના આ હાલના રિવાજો છે.

આમનેમ દાખલા દલીલોથી સમય ગૂમાવીએ તો મૂળ વાત અદ્ધર રહી જવાની, વિદ્યાભ્યાસ કરવો એ દરેક કોમની પહેલામાં પહેલી

ફરજ છે. જેટલી તમારામાં તાકાત હોય તેટલા પ્રમાણમાં વિદ્યાભ્યાસ કરો. હું તમને બૂમો મારીને કહું છું કે જેટલું બને તેટલું વાંચો અને વાંચો; પરંતુ ગયાં સપાં મારવામાં વખતનો ગેર ઉપયોગ ન કરો. જીવન અત્યંત ટુંકું છે, સમય અત્યંત કિંમતી છે, માટે ટુંકા જીવનમાં કીંમતી સમય ન ગૂમાવવા સારૂ તમારે ઉત્તમ નીતિ રીતિના ભરંપૂર વિષયોવાળું, જ્ઞાન ઉત્તમ પુસ્તકો વાંચી મેળવવું જોઇએ.

તમને પોતાને સ્વતંત્ર વિચાર કરતાં શીખવે અને તમારામાં બીજાઓ પોતાનો વિશ્વાસ દ્રઢત્તર કરે, તેવા ગ્રંથો હરહમેશાં વાંચી તમારા સ્નેહિઓમાં, સગાં વ્હાલાંઓમાં, સજ્જનોમાં તેમજ રાજ્યાધિકારીઓમાં, વિશ્વાસ ઉત્પન્ન કરો; પરંતુ જે ગ્રંથોમાંથી ગૃહની પવિત્રતાનો નાશ થાય, સદ્વિચારો ક્ષીણ પામે અને ધર્મ ઉપરથી શ્રદ્ધા ઓછી થાય, તે બાબતવાળું પુસ્તક જેની પાસે હોય તેનીજ પાસે પડયું રહેવા ઘો. એવા નિરસ પુસ્તકને દુરથી નમસ્કાર કરો. તમે વિચાર કરો તો તમારા ગૃહમાં પુસ્તક રૂપે એ મોટામોટા કવિ મહાત્માઓ વિરાજે છે, તો ધનવાનની ઇચ્છા ન કરો; પણ દેવને દર્શનીય એવા પરમપવિત્ર વાણીના વેપારીને તમે ગરીબ હો અગર તો તવંગર હો, તો પણ તેને માન આપતાં અચકાઓ નહિં. જ્ઞાની મહાત્માઓનાં તેમજ તર્ક શક્તિવાળા કવિઓનાં દરેક વાક્યો અમૃતથી પણ અધિક સમજો. તેઓની વાણીનો જથ્થો મિત્રતાનું કામ કરે છે, એ ગ્રંથો તમારા પર દયા કરી તમારૂં અજ્ઞાનપણું નાશ કરે છે. એ તમારો સરલ અને શાંત સ્નેહિ તમારી મૂર્ખતાથી ખીજાતો નથી. તમારૂં ધ્યાન તેના તરફથી ફેરવી બીજી તરફ લગાડો તો પણ તેને ગાંઠું લાગતું નથી. તેને કોઇ જાતનો બદલો ન આપો તો પણ હરકત નહિં તમારી સ્મરણ શક્તિમાં દાખલ થઇ જ્યારે બોલાવો ત્યારે હાજર થાય છે. એ સ્નેહિ તમારી સેવાની આશા રાખ્યા વગર, તમારી પોતાની સેવા કરે છે. જેવો તમારો ભાવ એવાજ ગુણ તમારામાં બક્ષે છે. તમે જાજો સમય નહિં તો પંદર મિનિટ વાંચવાની ટેવ કેળવો, તો તમે વીસ વરસ સુધી માથાફોડ અભ્યાસ કરનારાના કરતાં બમણું જ્ઞાન બે ત્રણ વરસમાં લઇ શકશો. નવલકથાઓ, ઇતિહાસો, કવિતાઓ, જીવનચરિત્રો એ આ જમાનાનાં અમુલ્ય ઝવાહિરો છે, માટે એ ઝવાહિરોને પરખવા માટે તમે તેનો વાંચી, લખી, ઉપયોગ કરી, સારામાં સારા ઝવેરી બનો. એ સર્વ મહાનતા પ્રાપ્ત કરવાનાં મુળતત્ત્વો છે. સુવિખ્યાત ગ્રંથકારોનાં રચેલાં પુસ્તકો વાંચવાથી આપણામાં એક નવીન પ્રકારની બુદ્ધિ વિકાસ પામે છે. તમને જે પુસ્તક ન ગમતું હોય તે ન વાંચો; પણ સારાની નાપસંદગી બતાવી ખરાબને પસંદ નહિં કરતા? કહેવત છે કે જે વસ્તુ તમે શોધો છો તે વસ્તુ તમને પણ શોધે છે. જેવી મરજી કરશો એવાં પુસ્તકો અને ગુણ ગૃહણ

કરી શકશો. કોઇને શૃંગારનો શોખ હોય તો ભલે તે શૃંગારિક ગ્રંથો વાંચે, કોઇને વીરરસનાં કે ભક્તિરસનાં પુસ્તકોપર શોખ હોય તો તેમ થવા દો, એમાં કાંઇ હરકત નહિ. એ એની મેળેજ ઠેકાણે આવશે. એ શૃંગારિક ગ્રંથો વાંચનો હોય, ત્યારે તેને કોઇ વખત તે ગ્રંથ ઉપરથી સ્હેજ સમજાય આવશે કે મારે કંઇ બીજાં જુદીજ જાતનાં પુસ્તકો વાંચવાં જોઇએ, અગર તો શૃંગારમાં ફસાઇ પડેલાં મનુષ્યો કેવી રીતે હેરાન થઇ, દુનીયાની દ્રષ્ટિએ ખરાબ મનાય છે, એમ ખ્યાલ બાંધવાથી તેના સ્વભાવમાં ફેરફાર થશે અને ત્યાર પછી સારાં બોધ લેવાં જેવાં પુસ્તકો વાંચવા પર તેનું એકદમ દિલ દોરાશે. એક માણસ એમ કહે છે કે મને પુસ્તકો વાંચવાનો બહુ શોખ હતો, મારી ગરીબ સ્થિતિ હોવાથી કોઇ સારૂં પુસ્તક ખરીદી હું વાંચી શકું એવી મારી તાકાત ન હતી, એટલે મારી પુસ્તકો વાંચવા વિષેની તૃષા એકદમ વધતી જતી હતી. એક માણસ મને રેલ્વેમાં સંગાથે થયો, તેના હાથમાં એક ગ્રંથ હતો તે જોવાને મને ભારે ઉત્કંઠા થઇ; પણ સામા માણસની મુખમુદ્રા ઉપરથી મેં એમ જાણ્યું કે એ પુસ્તક મને જોવા દેશે નહિં, છેવટે પુછતાં મારા અંત:કરણની ધારણા સોળે સોળ આના ખરી પડી. વળી મેં વિચાર કર્યો કે તે ગ્રંથનું નામ તો પુછી જોઉં કે જો વાંચેલું હોય તો માથાકુટ ઓછી; તોપણ એ મહાશયે પુસ્તકનું નામ પૂછતાં નકાર સિવાય કંઇએ દયા ન કરી જ્યારે બીજું સ્ટેશન આવ્યું ત્યારે તેને પાણીની તૃષા લાગેલી હોવાથી પોતે પાણી પીવાને નીચે ઉતરવા લાગ્યો, એટલે મારી પાસે લોટો હોવાથી મેંજ તેને પાણી ભરી આવી પાવાનું ઉચીત ધાર્યું અને એ મહાશયે મરજી પણ બતાવી મેં પાણી ભરી આવી તેને પાયું એટલે તે મહાશય મારા ઉપર ખુશી થયો અને મને એક પૈસો આપવા લાગ્યો. મેં તદન, ચોખ્ખી ના પાડી. મારે તો પેલું પુસ્તક ઘડી બે ઘડી વાંચવાની મરજી હતી અને મેં તો તેનીજ માગણી કરી, તેણે મને પહેલી જોવાની ના પાડી હતી; તેમજ આગળ વધીને નામ પણ જણાવવાને નારાજ હતો તે હવે ચોપડી મારા હાથમાં દેવાને બહુજ અચકાયો મતલબકે શરમાવા લાગ્યો. પણ શું કરે ? મારી મહેનતના પ્રમાણમાં જો એ માણસ હોય તો ના પડાય તેમ ન હતું, એટલે તો એ ચોપડી મને વાંચી ઝલદી પાછી દેવાનું તેણે કહ્યું. હું એ વિષે મારૂં અપમાન થયાનું કે શરમાવવાનું કંઇએ સમજતો ન હતો. ગુણ અપમાન લાયક શબ્દો સહન કરવાથી પ્રાપ્ત થાય છે. ઘોડાઓ લાત મારે છે, તો પણ તેનાપર સામાન મંડાય છે. કારણ કે ગમે તેમ પછાડા મારે પણ સામાન માંડયો હશે તો ખુશીથી વીસ પચીશ ગાઉની મજલ ખેંચાશે. એમ તમે શોચ કર્યા વગર, અપમાનની ભીતિ રાખ્યા વીના, કોઇ પણ જાતની ઓળખાણ પડાવવાની જરૂરીયાત વગર ગમે તેની

પાસેથી ગ્રંથ વાંચવા માંડો તેમ ન બને તો પુસ્તકાલયમાંના મિત્રો પાસે જાઓ અને મૂક ભાવધારી શાણા સજ્જન પુરૂષોને ઇચ્છાનુસાર પસંદ કરો. અસંખ્ય ગ્રંથો વાંચવાથી ઘણાંએક માણસો વિદ્વાન અને બુદ્ધિશાળી બની જાય છે અને તેમાંના ગ્રહણ કરેલા શબ્દો જો અંતઃકરણમાં ઉતારેલા હોય તો દીનપ્રતિદીન આનંદમાં વધારો કરી, સંપત્તિ વા વિપત્તિમાં, કીર્તી કે અપકીર્તીમાં, ચડતી કે પડતીમાં દરેક પ્રસંગે એક સાચા સ્નેહિઓની માફક કાર્ય કરી આપણને દિલાસો આપી સમજાવી કાયમ ખાતે પાસે અને પાસે રહે છે. સુંદર કાવ્યો કે રસિક નવલકથાઓ અગર તો ધર્મના ગ્રંથો ગમે તે વાંચો પણ સ્મરણ શકિતનો ખજાનો બીજી ખરાબ વાતોના સંગ્રહથી ન ભરો. જ્યારે એ પુસ્તક તમે વાંચ્યું એટલે તેના બધા શબ્દો મગજમાં બરાબર પાકા કરીને ગોઠવી રાખો કે જ્યારે જરૂર પડે ત્યારે યાદ થઇ આવે.

હું તો જ્યારે નવું પુસ્તક મારા હાથમાં મૂકાયલું સમજું ત્યારે જાણે મને નવો સ્નેહિ પ્રાપ્ત થયો છે, એવો અનુભવ કરી જ્યારે ત્યારે આનંદમાં રહું છું. હજુ પણ શું છે ? પ્રથમ વાંચેલુ પુસ્તક નજરે પડે ત્યારે એ મારા પરમ સ્નેહિને મળવા માટે હું તે પુસ્તક હાથમાં લઇ, છેવટ કર્ત્તાનુંજ નામ વાંચી તેને સ્પર્શ કરવું ભૂલી ગયો નથી.

કોઇ માણસ પોતાનો અમૂલ્ય અવસર નકામો ગાળી, સરસ્વતીરૂપ પુસ્તકનાં દર્શન કરવાં ભૂલી જાય છે અને પોતાને સદ્ વસ્તુઓ પ્રાપ્ત થાય એવી પુસ્તકરૂપે વિરાજતી વાગ્દેવીને નથી યાદ કરતો અગર તો તેમાં રહેલાં તેમની વાણીનાં મધુર પુષ્પો એમ નેમ કરમાવા દે છે, તેવા પુરૂષોની જીંદગી જંગલી જાનવરો કરતાં પણ નકામી છે. તમે જે કરવા ધારો તે કરી શકો તેમ છો. ઉપયોગી અને ઉત્સાહશીલ મનુષ્ય આગળ એવી કોઇ વસ્તુ નથી કે તેના પ્રત્યે અણગમો બતાવે. જ્યારે તમે ચાના ઉકાળા પકાવવામાં, તમારો બજો વખત ગાળો છો, એમ જો સારાં પુસ્તકો વાંચવામાં સમય વીતાડો તો મગજ શકિતમાં બમણો વધારો થાય તેમ છે. તમે નથી સમજતા કે ચા વડે તમારી મગજ શકિત આળસુ અને ઉંઘણસી બની જાય છે. જો તમારે થોડું ખાવું હોય, થોડું જીવવું અને ઉમદા કેળવણીને વિસરી જવાની સાથે શરીરે આરોગ્ય ન રહેવું હોય તોજ ચાના પ્યાલા અને દારૂના પ્યાલા પીજો. ચાના ઉનાં પાણીથી મોઢે કરેલાં દરેક પુસ્તકો ભૂલી જવાય છે. દારૂ પીવાથી કેટલી બધી અનીતી ઉત્પન્ન થાય છે, તેની તો હદજ નથી. કોઇ ઠંડા દેશમાં તેને ઉપયોગી ગણતા હોય તો ભલે પણ આપણા આ ગરમ દેશમાં તો એ આપણાં આંતરડાં કાપવા સિવાય કંઇ પણ ધંધો કરતાં નથી. કસાઇ જેમ અસંખ્ય ધંધાને પડતા મૂકી, નિરાપરાધી જીવોને મારવામાં પોતાનો ધંધો સમજે છે

અને અજ્ઞાન હિંદવાસીઓ તેવા ધંધાને તેના વારસા તરીકે ઓળખાવી, ખાસ પોતાની જીભ્હાના સ્વાદે આવા પાપના રસ્તાઓને ઉત્તેજન આપે છે, તેમ ચા, કાફી અને દારૂ વિગેરેને આનંદનું કારણ માની, ઉત્તમ ખાદ્ય પદાર્થોને તેમજ અમૃત જેવા દુધના પ્યાલાને તજી દે છે, તેની અક્કલની તો હું શી વાત કરૂં? ચા, કાફી અને દારૂથી હૃદયને કેટલો બધો ધકકો પહોંચે છે અને તેનાથી શરીરની દરેક સ્નાયુઓને કેટલું સહન કરવું પડે છે, એ વિષેની બિચારા વૈદો વાતો કરે તો પણ કયાં ગળે ઉતરે તેમ છે. જે પોતાના દેહનું નથી ભલું કરતો, તે બીજાનું શી રીતે કરે? ચાનો વ્યસની ઘેર ચા ન મળ્યો હોય તો હોટલોમાં જવાને માટે આમથી તેમ દોડ ધામ કરી રહ્યો હોય છે. આ હોટલમાં ન મજા આવી તો બીજીમાં ગયા અને ત્યાં મજા ન આવી તો ત્રીજીમાં ગયા, એમ ઘણી એક હોટલોમાં કેટલાક દુર્ગંધી મારતા મુખવાળાના પીધેલા અને વગર ધોયેલા પ્યાલામાં કંઇ વર્ણભેદ રાખ્યા વગર, ઉનાં પાણી પી, પોતાનો વખત આનંદમાં ગયો એમ સમજે છે.

આ બાબત નાબુદ કરવા માટે, ઘણી વખત ગુજરાતી પેપરોમાં બહુજ અસરકારક લેખો આવ્યા હતા પણ શું કરે! બિચારાને ઘડીક ચા ન મળ્યો હોય તો આખો દિવસ ઉદ્વેગમાં અને બગાસાઓ ખાવામાં જાય છે. એ પોતાના મનમાં સમજે છે કે અમે આ અત્યંત ખોટું કામ કરીએ છીએ, અમે ઉત્તમ છતાં ગમે તે વર્ણના માણસોના પીધેલા પ્યાલામાં ચા પીઇ જે આ હોટલોના દ્વારમાં ભીડ કરીએ છીએ, એ ખરી રીતે દેશમાં દારિદ્રની ભરતી કર્યા જેવું છે. તેઓ હોટલનો અર્થ નથી સમજ્યા હોટલનો અર્થ એવો થાય છે કે જો તું હિન્દુ હોય તો અહિં આવ અને તારી શુદ્ધ જાતિમાંથી બાતલ થા મતલબ કે "હિંદુ હોટળ" હિંદુ હો તો ટળી જા ખરાબ થઇ જા તેઓને ભાગ્યેજ ખબર હશે કે જે વખતે યુરોપીયનો અમેરિકામાં ગયા ત્યારે તેના વતનીઓને દારૂના વ્યસની બનાવી, તેના ગામ ગરાસ છીનવી લઇ, જંગલના વાસી બનાવ્યા અને વતન વિનાના કરી મુકયા; છેવટે વસ્ત્ર રહ્યાં તે પણ ખુંચવી લીધાં. તો આ અખતરો તમે એવોજ સમજો અને લાંબે સમયે એજ રૂપ પકડશે. ઘરબાર વગરનાં હશે, એ ભુખે મરશે અને ઘરબારવાળાં હશે એ જંગલમાં રહી છેવટ હેરાન થઈ પોતાનો આત્મઘાત કરશે. છેવટે આટલું થયા પછી બાજી વિરામશે. એમ લાંબા ટુંકાં લખાણોથી કે મોઢામોઢ સમજાવ્યેથી લોકો સમજે એમ નથી એ તો અમેરિકાની જેમ પ્રત્યક્ષ પ્રમાણ માગે છે. જો નહિં સમજે તો એ ખરાબ આદત તેને કેવી રીતે હેરાન કરે છે તે થોડા ઘણા દિવસમાં એ અને અમે બંને જોશું. જેને આવાં ખરાબ વ્યસનોમાંથી વખત લેવાનો સમય નથી તે કેવી રીતે વિશ્રાંતિ લઇ કલાક બે કલાક પુસ્તકો વાંચવામાં વખત

ગાળે, તેને પુસ્તકોના ગુણોનો ઘણો ખરો અનુભવજ હોતો નથી. જો ખરી રીતે તેમાંથી સમય બચાવી વાંચવાની ટેવને પ્રોત્સાહન આપે તો એ ખરાબ આદત ખુશીથી છુટી જાય તેમ છે. આજ થોડો વખત લીધો તો કાલે વળી બીજો વખત લીધો, એમ જો કાયમ ખાતે થોડી થોડી વાર પુસ્તકો વાંચવામાં આવે તો રફતે રફતે ખરાબ ટેવ નાબુદ થઇ, ગ્રંથો વાંચવા તરફ દીલ લલચાય અને કવીઓની મીઠી વાણીઓમાં લોભાઇ, સારા ગુણોને ગૃહણ કરી, સત્વર સજ્જન બની જાય એમ છે. એમાં જરા સંદેહ નથી. જે ઉપયોગી બાબતોને નિરૂપયોગી સમજે છે, તેના તરફ જન સમુહ આદર સત્કારવાળો નથી હોતો. જેઓ પોતાનાં કાર્યો નિયમસર બજાવી જાણે છે અને સમયની કિંમત બરાબર સમજે છે એજ પુરૂષો ગમે એવું મહાન્ કાર્ય હોય તો પણ સ્હેજવારમાં કરી શકે છે. સારો સ્વભાવ, મજા, આનંદ, વિવેક ઉત્સાહ, બળ, ચૈતન્ય એ બધું ગ્રંથાવલોકનથી થાય છે. એક કવી કહે છે કે ઘણાં પુસ્તકો વાંચવાં એ ચાતુર્ય આપવાવાળું કાર્ય છે. અજબ ચૈતન્ય અને વિલક્ષણ ઉલ્લાસ આ સદ્ગ્રંથોનાં વ્હાલામાં વ્હાલાં સગાં છે. જે માણુસ એક દિવસમાં અસંખ્ય પુસ્તકોપર હાથ મુકી જતો હોય, તો કાંઇ તેનાથી જ્ઞાન પ્રાપ્ત થતું નથી. એ તો માત્ર સમય ગુમાવવાને માટે કરે છે, એવું ઠરે. જેમ બુકસેલરની દુકાને રહેનારા નોકરો પુસ્તકને જોતા વેંત કહી આપે છે કે આ ફલાણા નામનું પુસ્તક છે અને જ્યાં એનો હાથ પડે ત્યાં એ ધારેલું પુસ્તક હોવુંજ જોઇએ, તેમ તમે જે ગ્રંથો વાંચ્યા હોય તેજ ગ્રંથ જોતાંની વખત તમારા મનમાં તેમાં રહેલા ઉમદા શબ્દોની ઘટમાળ તમને તેજ વખત યાદ થવી જોઇએ અને ત્યારેજ તમે એ ગ્રંથ વાંચી કંઇક સમજ્યા છો એમ કહી શકાય. મનને ઠેકાણે રાખી, વાંચવાથી મગજનાં તંતુઓ એ બધા શબ્દોને બરાબર ગૃહણ કરી તમે જ્યારે માગો ત્યારે બમણાં વ્યાજ સુદ્ધાં પાછા આપે છે. તમે જ્યારે વાંચવા બેસો એ વખતે તમારૂં દિલ કયાંય બીજે જવું ન જોઇએ. જો તેમ થશે તો બધાં ફેરવેલાં પાનાં ફોકટનાં મહેનતરૂપ ગણાશે. પુસ્તક ભલે બીજાનું બનાવેલું હોય પણ વાંચી બરાબર યાદ કરો તો એ બધાં વ્યાખ્નો ઉપરથી તેના કર્તાનો હક ઉડી જાય છે. પુસ્તકોમાંથી નવીન નવીન જ્ઞાન લેવા માટે, વાંચકોએ વિચારક થવાની જરૂર છે. જો તેમ ન થાય તો માનસીક બળમાં વધારો થતો નથી અને માનસીક બળમાં વધારો કરવા માટે, તમારે તમારૂં હાથમાં લીધેલું પુસ્તક વાચતી વખને, જ્યાં બોધ લેવા જેવાં વાકયો આવે ત્યાં બંધ કરી દેવું. પછી થોડીવાર બરાબર મનન કરવું તોજ તે બધા વિચારો તમારા અંતઃકરણમાં ઘર કરશે. વાંચન, વિચાર અને મનન આ ત્રણ બાબતો જ્ઞાન સંપાદાન કરવામાં બહુજ સારી ભૂમીકા ભજવે છે. પરંતુ સવારમાં વ્હેલા ઉઠી વાચવા માંડે

અને પાછા જમવાનો વખત થાય, એટલે જમી લઇ ચોપડી વાંચવામાં આખો દિવસ ગાળે, જો એવી રીતે એમ નેમ મનન કર્યા વગર આખી જીંદગી વાંચવામાં ગાળે તો કાંઇ જ્ઞાન મળે નહિ, કારણકે તેઓ વાંચનદ્વારા જ્ઞાનને આરોગે છે પણ તે બરાબર તેના અંતઃકરણને પચતું ન હોવાથી, વાંચેલો એક અરધો અક્ષર પણ યાદ થતો નથી. કેટલાક તો હરવા ફરવામાં, ઘરમાં, ગાડીમાં, બગીચામાં જ્યાં જાય ત્યાં હાથમાં પુસ્તક વિના જતા નથી અને તેને જ્ઞાન મેળવવા તરફ એટલો બધો તો શોખ લાગી ગયો હોય છે કે બાજુમાં થઇ કોણ ચાલ્યું ગયું એ પણ તેને ભાન રહેતું નથી, એવા લોકો જો અમુક લીટીઓ અને અમુક પ્રકરણ વાંચવાની ટેવ ન બાંધે તો તેને મગજ શક્તિ ગુમાવવાનો વખત આવે છે, માટે થોડું થોડું વાંચી. મુખ પાઠે કરવું એજ તેના જીવનમાં શ્રેયસ્કર છે અને એનાથીજ એ મોટો વક્તા તેમજ મહાન્ લેખક થઇ શકે છે. સારાં પુસ્તકોને ચાહનાર, આનંદ લાયક અને સુખકારક મંડળીનો લાભ લઇ શકે છે. જ્યારે મારા હાથમાં કોઇ ઉમદા ગ્રંથ આવે છે, ત્યારે હું પૃથ્વીતલથી કોઇ ઉચ્ચપદે હોઉં એમ ભાસ થાય છે અને મને એટલો બધો તો આરામ મળે છે કે તે સંપૂર્ણ વર્ણન કરવાને મારી પાસે સાધનો નથી. જ્યારે કોઇ માણસ દુઃખથી પીડાતો હોય, વ્યાધિથી ગ્રસ્ત હોય, અથવા તો આર્થીક સ્થિતિથી હતાશ થઇ ગયો હોય ત્યારે તે માણસને આશ્વાસન આપવાને માત્ર સારાં સારાં પુસ્તકો સિવાય બીજું કોઇ વાતાવરણ લાયક હોય એમ મને સમજાતું નથી. જેમ સારૂં પુસ્તક વાંચવું એ ઉત્તમ કાર્ય છે તેમ સારૂં જીવન વહન કરવું એ પણ એક ઉત્તમ વાત છે.

જે વસ્તુ દુનીયામાં લાખો ઉપાય કર્યાર્થી ન મેળવી શકાય એ વસ્તુ ઉત્તમ જીવનના પ્રતાપે, વગર પૈસે પ્રાપ્ત કરાય છે અને તેના વડેજ માણસની કદર થાય છે. જે સ્ત્રીપુરૂષો વિદ્યા વિનાનું વય ગાળે છે, તેઓ ઘસડાતા ઘસડાતા કઇ દિશા તરફ જાય છે, એ વિધિ પણ જાણતો નથી. દરેક માણસે પોતે પોતાના ગુરૂ બની, પુસ્તકોમાંથી જ્ઞાન લઇ, એક સારા માણસ તરીકે અંતસ્થાને પહોંચી જવાનું છે. ઘડીયાળમાં બધાં ચક્રો મોજુદ હોય, મૂલ્યવાન રત્નો હોય; પણ જો કમાન ન હોય તો જેમ નકામું ગણાય છે. તેમ મનુષ્ય પાસે વિદ્યારૂપી કમાન ન હોય; તો ભલેને હાલે ચાલે, એથી શું થયું ઘણાંએ જીવ જંતુઓ ચલન વલન કરે છે. જે આપણાં કરતાં વધારે સંસ્કૃતિને પામ્યા હોય, આપણા કરતાં જેનામાં વધારે જ્ઞાન, વિવેક, નીતિ, રીતિ હોય તેના સહવાસમાં અગર તો તેઓનાં બનાવેલાં ગ્રંથોના સહવાસમાં આવવાથી આપણે નક્કી કંઇક ઉંડા અનુભવી નિવડીએ છીએ, આ જીવન ક્ષેત્રમાં જે માણસ વિદ્યારૂપી બીજ નથી વાવતો, તેની જીંદગીના કિનારાપર કાદવ કીચડ સિવાય કશુએ હોતું

નથી. તેનું ભાગ્ય તેને કોઇ બીજીજ તરફ ઉંચકી જાય છે અને પોતે પોતાના સંકેત સ્થાને જઇ શકતો નથી; માત્ર જેમ દેડકાં કુવામાં પડ્યાં રહે છે તેમ ઘરમાં પોતાનું જીવન ગાળી અંધકારમાંજ વિરમી જાય છે. મતલબ કે હતા ન હતા થઇ જાય છે.



"ૐ"

'તત્સત્ પરમાત્માને નમઃ'

## કાઠીરાજ પુરોહિત ઉદ્ધારક વર્ગ.

રા. રા. મારા જ્ઞાતિ બંધુઓ,

આ ચાલુ જમાનામાં તુચ્છમાં તુચ્છ વસ્તુ પણ પોતાનો ઉદય સાધી શકી છે; છતાં આ નવયુગની નવચેતનમય કાળક્રમની મનહર લહરી જેનાં હૃદયને ન સુધારી શકે એ તેના કયા પાપનું પ્રાયશ્ચિત ?

કોઇપણ વસ્તુનો ઉદય અને અસ્ત કરવો એ કુદરતનો સ્વભાવ અને અટળ નિયમ હોય એવું દરે છે. સમુદ્રમાં ભરતી અને ઓટ ચંદ્રને શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ જેમ લાગુ પડે છે; તેમ દરેક વસ્તુઓપર એવાજ પ્રકારનો કુદરતનો અખત્યાર ચાલુ છે. તેથી કોઇને પસ્તાવા જેવું નથી રહેતું, પરંતુ ઘણાં વર્ષ અધોગતિની ઉંડી ખાઇમાં ગોથાં ખાધા પછી અને શીરપર અગણીત આક્ષેપોનો મારો ચાલ્યા છતા, આપણે કંઇપણ ન સમજીએ! એજ આપણાં કમભાગ્ય સૂચવે છે. વિદ્યા, હુન્નરની હરિફાઇમાં ઉતરવાને આ સમય આબેહુબ છે. અદ્દભૂત છે. તમે એમાં નથી આંખ ઉઘાડતા! એથીજ મારા હૃદયમાં ભારે પરિવર્ત્તન થઇ રહ્યું છે. ભાઇઓ! આપણા કેટલાંક પાપો પ્રભુને ચોપડે હજુ બાકી હશે? કે, હજુ તેની ભરપાય નથી થઇ રહી!

વિદ્યા અને હુન્નર કે જેમાંથી પશુ, પક્ષીઓ અને દરેક માનવજાતિ અભ્યુદયને શિખરે જઇ પહોંચી છે; તોપણુ આપણા તરફ મૃત્યુ લોકનાં માનવીઓને સન્માર્ગે દોરે એવું અને આપણને અભ્યુદયમાં લાવે એવું દિવ્યશક્તિનું એક બિંદુ પણ નથી ઉડયું એજ ઉપાધિથી હું આપણી સમસ્ત જ્ઞાતિના કમનસીબનું માપ કરૂં છું.

આપણા દુઃખી બાંધવોના અંતરના ઉંડાણમાંથી નિકળતો કરૂણ સ્વર વજ્ર હૃદયવાળાને પણ રડાવે છે. ભાઇઓ! એ ભયંકર ધ્વની મારૂં તો હૃદય અવશ્ય કોતરી ખાય છે. નિર્બળતા, અવિદ્વતા, કંગાલસ્થિતિ આ બધાં આપણી પાયમાલીનાં સબળ કારણો છે. આપણી નસેનસમાં એ બાબતો એવી તો વણાઇ ગઇ છે, કે એનો ઢાંકપિછોડો કરવા છતાં નથી ગુપ્ત

## 'અંત્યજો પર ભાવ રાખો'

ઢેડ અને ભંગી એ નામો સાંભળતાં મારા અંતઃકરણમાં કંઇ જુદા પ્રકારનો ભાવ ઉત્પન્ન થાય છે. મને એ વખતે હરિશ્ચંદ્રના વખતનો સત્યુગ કાળ કર્મ યાદ થઇ આવે છે. એ ઢેડ, ભંગી કોણ હશે ? ક્યાંથી આવ્યા હશે ! એનો મને હરવખત ખ્યાલ થઇ આવે છે, કદાચને એમ પણ થઇ આવે છે કે રખેને એ લોકો રાહુ અને કેતુની ભૂમીમાંથી લથડીને અહિં આવી પડેલા હોય, નાના ! તેમ તો ન હોય ! મેં ઘણી વખત સાંભળેલું છે કે પરમાત્માની બનાવેલી દરેક સૃષ્ટિઓમાં મનુષ્યોના આકાર જુદા જુદા હોય છે. ત્યારે આનું કેમ થયું ? એના દેહનો રંગ આકાર અને ક્રિયા બધી મળતાવડીજ છે. તો પછી તેના તરફ આમ અણગમો કેમ થાય ? શા માટે ન અડકાય ? મન ભલે ગમે એવા ઘાટ ઘડે, પણ એ પ્રજા ખુદ આ પૃથ્વીમાંજ ઉત્પન્ન થયેલી છે. એમાં કોઇ શંકા કરે તો કેમ આપણા કરતાં તેનામાં એક આધું અંગ વધારે કે ઓછું નથી ? અગર તો કુદરતના કાયદા કાનુનોમાં કેમ કંઇ તફાવત નથી, ? હા ! હવે હું બરાબર સમજ્યો. એ રચના અહિંના લોકોના ઘર-કાયદાનીજ હોવી જોઇએ. તેઓને અલગ અલગ રાખવા એવો આપખુદી કાયદો તેઓની સત્તાનો હોવો જોઇએ. હવે તેઓને શા માટે જુદા રાખવામાં આવ્યા છે ? એ તપાસીએ. આજ દિવસ સુધી જાણે આપણને કોઇએ ન

---

રહેતી. આપણામાંથી અનાદિ કાળની એટલે પૂર્વજોથી ઉતરતી આવતી મહાન્ શકિત, પ્રશંષાપાત્ર રૂઢીઓ, ધર્મ, પવિત્રતા એ બધાં કોણ જાણે કયાં ગયાં ! કે, હજારો ભાનૂ પ્રકાશમાન થયા છતાં પણ નથી હાથ લાગતાં. બધા અવગુણોની માતા અજ્ઞાનતા તો જાણે કેમ આપણે માટે અવતરી હોય ! તેમ પીછોજ છોડતી નથી, કે જેના શબ્દે શબ્દે અગ્નિ ઝરે છે.

હું મારા બંધુઓ આગળ કદી નહિં દિલ ચોરૂં બ્રહ્માંડ ફરે તોપણ નહિં અચકાઉં. સાચું કહેનારો કદી નથી ગુન્હેગાર ઠરતો. ખુશામતીયા ભલે ખુશામત કરે !

આપણાં કર્ત્તવ્યોજ આપણો રંગબદલો કરે છે. સત્યને અસત્ય મનાવી દિવ્ય ભૂમીમાં નહિ જવા દેતાં કોઇ એવી અંધારી ગર્ત્તામાં ફેંકી દે છે, કે જ્યાં રાડો પાડી પાડીને મરી જઇએ તોપણ કોઇ ન સાંભળી શકે કે ન બચાવી શકે !

જગતની સાંકડી ગલીમાંથી તમારા ભારે થયેલા શરીરને ન પસાર થવા દો; પણ એવા વિશાળ રસ્તાપર લઇ જાઓ કે તમે તો શું ! પણ તમારૂં આખું કુટુંબ સુખેથી વિહાર કરી શકે. તમારી જ્ઞાતિ સદ્ગુણોનું

સમજાવ્યા હોય? અગર તો તેઓ પવિત્ર છે. સરલ અને વિવેકી છે, સહધર્મી છે. એવું ન બતાવ્યું હોય. તેમ આપણે જાણતાં છતાં આંખો આડા કાન કરી બધું સાંભળ્યા કર્યું. છે. તેઓ આપણા વૈરી ન હોય અગર તો બાપદાદાના વૈર લેવાના વિચારો આપણા મગજમાં હજુ સુધી અનામત ન પડ્યા હોય, તેમ આપણે તેના પર આજ દિવસ સુધી દુઃખ દેવામાં ખામી રાખી નથી. અને હજુ બિચારાંઓને કેટલું રીબાંવું હશે, એ કાંઇ હું કહી શકતો નથી. ખુદ શ્રી કૃષ્ણ ભગવાને શ્રીમદ્ ભગવદગીતામાં સજ્જન માણસના ગુણની પ્રશંષા કરી છે કે જેનો આત્મા ઢેડમાં અને બ્રાહ્મણમાં, ગાયમાં અને શ્વાનમાં, સોનામાં અને લોઢામાં, સરખો કલ્પાયલો હોય એજ ખરા જ્ઞાની અને સત્ય ધર્મિષ્ઠ મનુષ્યો છે. એવા પ્રકારનાં બોધ વચનો ખાસ આપણને હરહમેશાં સ્મરણમાં રહે તે માટે, નિત્ય પાઠોપયોગી શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં લખી આપણી ભૂલોને સુધારવા માટે વ્યાસ કહેતા ગયા છે. પણ આપણે એવા ક્યાં ભોળા છીએ કે તેને બધાં વચનો પાળી આપીએ.

આપણને જે ઇરાદાથી કહેવામાં આવ્યું છે, તે બાબતમાં સુધારો વધારો નહિં થતાં, ઉલટો દ્વૈતભાવ વધતો ગયો છે, એજ આપણા દયાળુ વાતાવરણની ખુબી છે. આપણને આપણા જેવાં મનુષ્યાકારના જીવોપર જે ભેદભાવ બુદ્ધિ જાગૃત થઇ છે, તેના પ્રત્યે જે નિર્દયતા વાપરી છે, તેની તો હદજ નથી. મને તો એક અફસોસ થાય છે કે જો તેને મનુષ્ય

---

કેન્દ્રસ્થાન છે. પવિત્ર ધામ છે. તેને સ્મશાનવત્ નહિં બનાવી મૂકો. વિચારો! તેના પર લુટ થઇ છે. હરામખોરોએ તમને નમાલા, ગરીબ અને પશુ જેવા બનાવી નાખ્યા, તોપણ તેને તમારા ગૃહમાં આવવા દેવાને રસ્તો બતાવી રહ્યા છો; એજ મારા હૃદયમાં હુતાશન પ્રકટાવે છે. સત્યનેજ રસ્તે ચાલનારા, માથું જાય તો જવા દ્યો; પરંતુ લેશ માત્ર નીતિથી ન ડગનારા તેનાં સંતાનો અપમાન, કંગાલતા, મૂર્ખતા અને અપવિત્રતાનો મોટો હિમાલય જમાવી તે પર ચડી પછી રાડો પાડે છે કે, આ સત્યયુગના સંધિકાળમાં એટલે નવીન ચૈતન્ય આપનારા દિવ્યઅરસામાં અમે પછાત રહ્યા તે માટે શરમાઇ મુખ નથી બતાવી શકતા. તો બંધુઓ! એમાં કેનો ગુન્હો? આપણો કે પરમાત્માનો? ભાઇઓ! ઘેલછા છોડી સદ્‌વિદ્યા પ્રાપ્ત કરો. સંપ અને સલાહ કરી, ઘર કરી ગયેલ મૂર્ખતાને દેશવટો આપો આટલું થયા છતાં નહિ સમજો. આ કાર્ય તમારા હસ્તકનું છે નહિ કે બીજાનું.

કાઠીરાજ સરદારો કે જેના પૂર્વજો એક વખત શાલીવાહનની સાથે શકપ્રવર્તાવવામાં સામેલ હતા. અને જેના નામથી વિશાળ પ્રદેશનું નામ કાઠિયાવાડ ધારણ થયું. તેના ગુરૂઓ રાજગોરો પોતાના ગામ ધણી અને મહાન્ રાજ્યના સ્વામી યજમાનોના હાથ હેઠળ અજ્ઞાનતા ભોગવે,

તરીકે આપણી સામે વાતચીત કરવાનો કે આપણી જોડે બેસી આનંદ કરવાનો હક નથી, તો પરમાત્માએ બીજાં પશુની માફક તેના ચહેરામાં કેમ તફાવત ન રાખ્યો ? જો આપણે વિચાર કરીએ તો તે નિરાપરાધી મનુષ્યોને જાનમાંથી બાતલ કરવાના ગુન્હાથીજ આપણી હરવખત દુઃખી સ્થિતિ બને છે. મને એના તરફ એટલો બધો પ્યાર છુટે છે કે એવો પ્યાર સગાં સ્નેહિઓ તરફ નહિં વરસ્યો હોય. કેટલાક યુગો ચાલ્યા ગયા ત્યાં સુધી કોઇએ તેને આવા ત્રાસદાયક બનાવમાંથી છોડાવવા માટે, ઉપાય આદર્યા હોય એવું જણાતું નથી, શ્રી કૃષ્ણે જે ગીતાજીમાં ઢેડાઓ પ્રત્યે સ્નેહભાવ રાખવાનો સંકેત કર્યો છે. એથી બહુજ આનંદ માની તેઓને માન આપવા જેવું છે. ત્યાર પછી સ્વામી રામતીર્થે એમના સદ્‌ઉપદેશ નામક ગ્રંથમાં અંત્યજોને સારી રીતે લાયક બનાવવા અને માન તેમજ સરખા ભાવથી વર્ત્તવા વિષે હિંદીઓને બહુજ ભલામણ કરી છે. તેઓશ્રીએ અંત્યજનાં મહાન દુઃખોને અંગે અહીં અને અમેરિકામાં આંસુઓ પાડ્યાં હતાં, તેમજ મહાત્માશ્રી ગાંધીજીની એ વિષેની ચળવળ તો ખરેખર તેના દયાળુ સ્વભાવની ઓળખાણ કરાવે છે. હું અત્યારે જે કંઇ કહેવા ધારૂં છું, તે ભાવના મને તેઓનાં અમૂલ્ય બોધદાયક વચનોને લઇને જાગૃત થઇ છે. તેથી હું તેનો સર્વાંષે આભારી છું. વિચાર કરીએ તો આપણે ગીતાને જેટલું માન આપીએ છીએ, તેના કરતાં બમણો અપરાધ તેનાં વચનોનો સ્વીકાર ન કરવા વિષે કરીએ છીએ. એ ઢેડ, ભંગી એવાં સરલ સદ્‌ગુણી અને

---

દુઃખી થાય, માન વિનાના ગણાય એ કેટલું બધું શોચનીય કહેવાય છે ? તેઓશ્રી સમજે તો સારૂં છે નહિંતર કોણ કહે છે ? કે ભાઇ ! તમે આવા !

અમને અમારી જ્ઞાતિનો ઉધ્ધારક પ્રભુ જોઇએ છે ધનપતિ; પરંતુ દાનેશ્વરી ! પછી તો ભલે તે જ્ઞાતિબંધુ હોય કે વિજાતીય હોય.

જેઓ કંઇ ભણેલા છે, જ્ઞાતિસુધારણાની બાબતો સમજી શકે એમ છે, થોડી ઘણી પણ મનુષ્યસેવાને માટે મહેનત ઉઠાવેલી છે, તેઓજ જ્ઞાતિસેવા કરી શકશે. માટે તેઓના તરફ અણગમો બતાવી આ ભાઇ સુધરેલા છે ! એવું કટાક્ષ કરશો નહિ. આવીજ તમારી રીતભાતથી બિચારા કેટલાક જ્ઞાતિહિતમાં ભાગ લેનારા હિંમત હારી ગયા છે. તેઓ ને તમે ઉદર પોશણનો ધંધો લઇ બેઠા છે એમ કહી તેઓના સુવિચારની મેડીઓને તોડી પાડો છે. આથી આખી જ્ઞાતિની સુધારણા અટકે છે. બંધુઓ ! તમારાં દીલ વિશાળ જોઇએ. તમે બધી જ્ઞાતિ કરતાં પછાત રહ્યા છો; માટેજ તમારે તેઓનાં હિત વચનો કાને ધરવા જોઇશે. પરંતુ પોતાને આવડે નહિં અને બીજાનું સાંભળવું નહિં. એ કયાંનો ન્યાય ! ભાઇ ! એમ ન કરો. આવાજ અભિમાનથી આપણે જ્યાં ત્યાં ગાંડા

નમ્ર સ્વભાવનાં છે કે એવી નમ્ર પ્રકૃત્તિ અને સદ્‌ગુણો સજ્જન પાસે પણ જાજા પ્રમાણમાં નહિં હોય. ઇશ્વરે એનામાં અંગની ન્યુનાધિકતા ન રાખેલી હોવાથી બીજા આપણને અડકવા અને સાથે હરવા ફરવાનાં હક્કવાળાં મનુષ્યો છે તેના જેવોજ હક્ક તેને આપવો જોઇએ. તોજ આપણે મનુષ્ય છીએ, એમ કહી શકાશે. જ્યારે યૂરોપવાસીઓ સહધર્મિની વૃદ્ધિ કરવામાં લાખો ગાઉથી આવી આંહી ઉઘાડે પગે અને ભૂખ્યાં તરસ્યાં કામ કરે છે, ત્યારે આંહીનાં મનુષ્યો પોતાનાજ સહધર્મિઓમાં ઘટાડો કરવાને તનતોડ મહેનત કરી રહ્યા છે, એ ઉપરથી પોતાના ધર્મ નેતાના કરેલા ફરમાનમાં તે કેટલા બધા આડકતરા અને વિરૂદ્ધ ઉતરેલા છે એજ આ બાબતથી સાબિત કરી શકાય તેમ છે. આખી સૃષ્ટિમાં હિંદુની જેટલી ઓછી સંખ્યા કોઇ પણ જાતીની નથી, છતાં એમાંથી ઘટાડો કરી કમતી થવાને દોડધામ કરી રહેનારા એના જેવા બીજા મૂર્ખા હોય ? મારા ધારવા પ્રમાણે જો હિંદીઓ હરવખત હાર પામી પોતે અને પોતાના સંતાનોને લઇ સ્મશાનમાં સૂતેલા હોય, તો આ કાર્ય બહુજ સારી રીતે પુરાવારૂપ ઠરે છે. જે માણુસ આજુબાજુની સ્હાયતાને નબળી પાડે છે. તે પોતાનો વિજય થશે એમ અનુમાન કરે તો તેના જેવી મૂર્ખતાની બાબત

---

ગણાઇએ છીએ. આમાંના કોઇ શબ્દો ખોટા હોય તો મને પાછા આપજો અને સાચા હોય તો ભુલ સુધારજો તો મોટો ઉપકાર થશે.

ભાઇઓ ! ગામોગામ ફરીને અને જ્ઞાતિબંધુઓ પાસેથી જ્ઞાતિહિત સેવાના ફાયદા સમજાવીને, ફંડ ઉઘરાવે એવા સ્વયંસેવકો જોઇએ છે, પરંતુ મહાન્ ઉપાધિઓની સામે દ્વંદ યુધ્ધમાં ઉતરે એવા! નહિં કે દુઃખની લાલચોળ આંખથી ડરી જાય ! પલાયન થઇ જાય !

વગર પૈસે એટલે પોતે પોતાના સેવક બનીને જ્ઞાતિ માટે તપાસ કરવા જેનું જીગર ન ચાલતું હોય તેવાઓને ફંડ ઉઘરાવવા માટે સારો પગાર આપવામાં આવશે પરંતુ આવા માણસોને જ્ઞાતિહિતના સારાં છટાદાર લેકચરો આવડવાનું, તેમજ વફાદાર રહેવાનું અને દિનપ્રતિદિન જ્ઞાતિમાં પ્રીય થઇ પડવાનું મહાન્ લક્ષણ હોવું જોઇશે.

અમારો હેતુ અમુક અમુક ભાગમાં બધા જ્ઞાતિબંધુઓનાં બાળકો સદ્‌વિદ્યા પ્રાપ્ત કરી શકે એવી રીતે જુદી જુદી બોર્ડીંગો સ્થાપવી અને ત્યાર પછી એક માસીક કાઢી સાહિત્યની ખીલવણી કરવી. એવી મરજી છે. પછી તો હરિ ઇચ્છા !

(કાઠીરાજ પુરોહિત ઉદ્ધારક વર્ગ તરફથી)

**લખનાર:—રાજગોર ભગવાનજી ભીમજી જુનાસાવર.**

**બી. એસ. રેલ્વાઇ, કાઠિયાવાડ.**

**પત્રવ્યવહાર એ શીરનામે કરવો.**

કોઇ પણ ન સમજવી. ઢેડ, ભંગીઓની જેટલી પ્રશંસા કરીએ એટલી ઓછી છે. એના જેવા દુ:ખના સકંજામાં કોઇ આવે તો નક્કી આત્મઘાત કરવાને તૈયાર થઇ જાય. એ બિચારાં ગામમાં રહેતાં હોય છતાં જંગલના વાસા જેવી સ્થિતિ અનુભવે છે. એ બિચારાં માંદગીમાં હોય ત્યારે તેને કોઇ એક પૈસાની દવા આપતા નથી. કદાચને એતો ખર્ચવાળી વાત છે; પરંતુ સારાં વચનોની પણ આપણા તરફથી તેને આશા હોતી નથી. જેવી રીતે પશુની માંદગી વખતે બેદરકારી રાખવામાં આવે છે, તેના કરતાં વિશેષ બેદરકારી આપણે એ મનુષ્યો તરફ રાખીએ છીએ. એક પૈસાભાર સોનામુખીથી આરામ થાય તેમ હોય, છતાં તેઓ અજાણ હોવાથી દવા કોઇ ન બતાવનારના અભાવે એ બિચારાં લાંબો સમય રોગમાં રીબાઇ અંતે મરણને શરણ થાય છે. જે ગામમાં નદીકે તળાવ ન હોય તે ગામમાં તેના કષ્ટની તો હદજ નથી, જે જાનવરો નર્કનો ચારો કરી હવેડામાં પાણી પીતાં હોય તેજ હવાડાનું પાણી તેના તકદીરમાં લખાયલું હોય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આપણે જેટલી પશુની દરકાર રાખીએ છીએ, એટલી દરકાર તેની રાખતા નથી. આપણે જે હવાડો બંધાવેલો હોય છે, તે માત્ર પશુઓને પાણી પીવા માટે; પરંતુ ઢેડ, ભંગીઓ પર દયા કરીને ખર્ચ કરેલો હોતો નથી. એ બિચારાં તો આપણા ઉપકારપર વારી જઇ એ હવાડો અમારા માટે બંધાવ્યો છે, એમ બોલી ઉપકાર ગૃહણ કરવો ભુલી જતાં નથી. કહો ? એ કેટલાં બધાં મોટાં મનનાં છે. તેના જેવી ધરીભર પ્રકૃતિ નિભાવી રાખવી અને તેના દુ:ખનો બોજો સ્હેજ વાર સહન કરવો એનેજ મહાન્ પુરૂષોનું સંબોધન અપાય છે. પણ એ બનવું અશકય છે. દરેક માણસ સુખની ચાહના કરે છે. દુ:ખને રામ રામ ! કરવા કોણ તૈયાર હોય ? ઘણા એક મનુષ્યો જીવદયાને માટે તનતોડ મહેનત ઉઠાવતા નજરે પડે છે, પણ અંત્યજોનાં દિલ શાંત કરવા કોઇએ એક શબ્દ પણ ઉચ્ચારેલો નથી, એજ પડતીનાં ચિન્હો જણાઇ આવે છે. દરેક ધર્મના નેતાઓ અરસ પરસ અડકવા યોગ્ય પ્રજાઓમાં પણ ન અડકવારૂપ બોધ આપી રહ્યા હોય છે. ત્યારે કાયમથી જુદી રહેલી પ્રજા તરફ તો શાની દયા કરે ? જૈનોએ પોતાના શ્વાસથી અસંખ્ય જીવ જંતુઓ મરે છે એવું સાબિત કરી આપ્યું છે અને ખરેખરૂં સત્ય પણ છે. ત્યારે આપણા ઢેડ ભંગી તરફના અત્યાચારથી તેનાં હૃદયો કેટલાં શોકાતુરથી નિશ્વાસ ભર્યા જોરબંધ ચાલતા હશે ? અને એ શ્વાસને જોરે કેટલાં દુરનાં જીવ જંતુઓ મરતાં હશે ? એનો કાંઇ વિચાર કરેલો જણાતો નથી. હું તો એ જીવદયાને બિલકુલ વખાણતો નથી. જે માણસ પોતાનું ધન પશુ, પક્ષીઓના લાભાર્થે વાપરે છે, તેના કરતાં ચોથા ભાગનું મનુષ્યના લાભાર્થે વપરાય તો ઘણુંજ દયાનું કામ ગણાય.

ગામની બહાર પક્ષીઓનાં ખોરાક માટે દાણાના ઢગલા પડેલા હોય અને ગામમાં મનુષ્યો ભુખ્યાં તરસ્યાં સુઇ રહેતાં હોય, તેવા ધર્મીષ્ટ મનુષ્યોની કેટલી બધી દયાળુ વૃત્તિ છે, તેનું આ ઉપરથી માપ થાય છે. હું તો ધારૂં છું કે જેટલો જમણો હાથ ઉપયોગી છે, તેના કરતાં બમણો ડાબો હાથ મહત્વનો છે. એ જે ન સમજતા હોય તેણે મહેરબાની કરીને એક દિવસ માત્ર જમણે હાથેજ ચલાવી લેવાનું છે, એટલે તેને પ્રત્યક્ષ જણાઇ આવશે કે આપણી માન્યતા કેટલી બધી ભુલ ભરેલી છે. જેમ આપણે તેનો તીરસ્કાર કરીએ છીએ એમ જો અંત્યજો આપણોબહિષ્કાર કરે તો હમણાંજ આંખ ઉઘડી જાય તેમ છે કે કેટલી વીસે સો થાય? કેટલાક આગળ વધીને ત્યાં સુધી જણાવે છે કે ઢેડાઓને અડકવાથી આપણી આજુબાજુનું વાતાવરણ ખરાબ થઇ જાય છે અને તેની આસપાસનો પવન દુર્ગંધમય હોય છે, ત્યારે આવી મહાન્ શોધ કરનારને અસંખ્ય ધન્યવાદો આપવા ઘટે છે. અરે વિજ્ઞાન શાસ્ત્રીઓ! જરા વિચાર તો કરો? શું પરમાત્માએ તેને માટે અને તમારા માટે જુદું વાતાવરણ બનાવેલું છે કે તમારી આસપાસ સારો સુગંધીમય પવન હરે ફરે છે અને તેની આજુબાજુ દુર્ગંધી પવનની ધારા છુટે છે. તમારા કહેવા પરથી તો એમજ સિદ્ધ થાય છે કે તેઓ દુર્ગંધીવાળા પવનના પીતા છે અને ખરાબ હવાનો જન્મ તે લોકોમાંથીજ થાય છે. મહેરબાન સાહેબો! જો તમે બે ત્રણ દિવસ ન સ્નાન કરો અને કપડાં ના સાફકરો તો તમે પણ નથી દુર્ગંધીને પેદા કરનાર થતા કે? એ લોકો જ્યાં સુધી પોતાના કાર્ય પર રોકાયલા હોય છે, ત્યાં સુધીજ તેઓ અશુદ્ધ છે. પરંતુ ન અડકવા યોગ્ય એકે વસ્તુ તેની પાસે નથી. જેને આપણે અડકવામાં પાપ નથી સમજતા તેવા કેટલાક આપણામાંના લોકો ઢેડ ભંગીના જેવું કામ કરે છે, છતાં આપણે તેને કેમ અડકીએ છીએ? આ ઉપરથી આપણે મતભેદ રાખ્યો છે, એમ જણાઇ આવે છે. મને આશ્ચર્ય થાય છે કે અમેરિકામાં અને ઈંગ્લાંડમાં અમુક અમુક ગણ્યા ગાંઠા વિજ્ઞાન શાસ્ત્રીઓ ઉત્પન્ન થયા છે, પણ સદ્‌ભાગ્ય છે. હિન્દુસ્તાનનાં કે ઘેરઘેર વિજ્ઞાન શાસ્ત્રીઓ વિરાજે છે. આ ભારતવર્ષ દેવતાઓને જન્મ લેવાને યોગ્ય ગણાય છે. પણ એકબીજાને અડકવાના દોષના પાપને લઇને હવે એ લોકોએ અહીં અવતાર ધારણ ન કરવા માટે વિચાર બહાર પાડયો છે. એની સાબિતીમાં હું તમને એટલુંજ કહીશ કે પહેલાંની માફક કોઇ દેવ અહીં અવતાર ધારણ કરી, આપણાં દુઃખોને નાશ કરવાની હિંમત કરે છે કે? આપણું દૈવત, આપણી બુદ્ધિ કે આપણું ધન, કોઇ બીજી વસ્તુ પર વેગ કરી રહ્યું છે. આપણે જ્યાં સુધી આપણી શક્તિ એવાં ગરીબ પ્રાણીઓ પર ન ઉપયોગમાં લગાડીએ; ત્યાં સુધી આપણી પેટ બળતરા

ધન્વંતરી જેવો મહાન્ વૈદ પણ ન મટાડી શકે. આપણા ધર્મના રસ્તા બધા ઉલટા છે. આપણને ધર્મની ખરી કુંચી હાથજ નથી લાગી ! આપણે કોઇ મહાન્ પુરૂષના વચનને માન આપતાં શિખ્યાજ નથી, નહિંતર કયા શાસ્ત્રમાં અને કયો મહાત્મા પુરૂષ એમ કહી ગયો છે કે તમારે મનુષ્ય જાતીનો તીરસ્કાર કરવો ? એતો બિચારા ત્યાં સુધી કહી ગયા છે કે મનુષ્યે બધા જીવોને સરખા ગણવા એમાં કયે ઠેકાણે એવો અર્થ થાય છે ? કે તમારે તમારા સહધર્મિ અંત્યજોને દુરને દુર રાખવા. જુઓ ! ધર્મને મહાન્ પગથીએ બેસનારા સંન્યાસીઓ, વાનપ્રસ્થો અને પરમહંસો એ પણ ઢેડ ભંગીને અડકવાથી પાપ સમજતા નથી અને તમને સંકેત ઇસારો કરી જાય છે કે તમારાથી ઉંચ ભાવનાના શિખરે પહોંચેલા છતાં અમે તેઓથી નથી ભ્રષ્ટ થતા ! ત્યારે તમે કેવી રીતે આને અડકવામાં પાપ સમજો છો ? તમે એને ન અડકવા વિષેના પાપમાં ગુંગળાઇ રહ્યા છો, તેનો તમને ખ્યાલ નથી આવતો તમે તમારો ધર્મ ચૂકયા છો. કહેવત છે કે જે પોતાનો ધર્મ ચૂકયો તેની આખી જીંદગી ગઇ. જેમ જેમ મનુષ્યો વિવેકી અને ડાહ્યાં બને તેમ તેમ તેના તરફથી દરેક પ્રાણીઓને રહેમ મળવી જોઇએ. આતો આપણે સુધરતા ગયા, તેમ બીજાઓને ખરાબ માનવા લાગ્યા. બીજા લોકો અંગ્રેજોને ભલે ગમે એવા કહે પણ તેણે અંત્યજોને સુધારવાનું કાર્ય હાથમાં લીધેલું હોવાથી, તેણે આપણા તરફ દયા દરસાવી છે, એમ સમજુ છું. કેટલાક એમ પણ કહેશે કે એણે ઢેડ ભંગીઓને સુધારવાનું કાર્ય હાથમાં લીધું તેમાં ઢેડાઓને પોતાના ધર્મમાં લાવવા વિષેની ગરજ હતી તો ભલા ! તમે કેમ એવી ગરજ ન રાખી ? ત્યારે શું તમને તમારા ધર્મની વૃદ્ધિ કરવાની નથી ઇચ્છા થતી કે ? જો એમ ન થતું હોય તો તમે નકી ખોટાં ટીલાં ટપકાં કરી ઇશ્વરને ઠગો છો, એમ કહેવાય. આપણે ગીતામાં કહેલાં શ્રીમુખનાં વચનો પણ ભુલી ગયા. ભાગવત અને ઉપનિષદોને નમસ્કાર કરી વિદાયગીરી આપી, સર્વે જ્ઞાન લેવા જેવા સદ્ગ્રંથોને સમુદ્રપાર મુકી આવ્યા ; તેમ ન હોય તો તમેજ કહો કે શા માટે અંત્યજો પ્રત્યે આટલો બધો કોપ વરસાવો છો ? આ બાબતની બીજા દેશોમાં કોઇ ખબર કરશે તો તમારી થયેલી સર્વત્ર પ્રશંષા ધુળમાં મળી જશે. જેઓ તમને માનની દ્રષ્ટિથી જોતા હશે તે અપમાનના રૂપમાં નજર ફેંકશે.

એ બીચારાંની હાલમાં આપણા તરફથી એવી તો સ્થિતિ ખરાબ થઇ છે કે કોઈ મુર્ખ માણસને એનું રહસ્ય સમજાવવામાં આવે તો એકદમ દયાનો જન્મ થાય. શાસ્ત્રો અને સજ્જન પુરૂષો તમને એની સાથે ભોજન લેવાનું કયાં કહે છે ? પણ તમને અડકવામાં શું પાપ લાગે છે તે તો કહો ? પરમાત્માને અડકવામાં પાપ હોય તોજ ઢેડાઓને અડકવામાં પાપ હોય.

તમે તેની સાથે કંઇ વસ્તુમાં જુદાઇ જણાવો છો, ઇશ્વરે તમને અને તેને જન્મ મરણ અને ખોરાક એ બધું એક સરખુંજ આપેલું છે, છતાં જુદાઇ રાખવાનું શું કારણ છે? સુર્ય પ્રકાશ આપવામાં ખામી રાખતો હોય, મેઘરાજા તેના ઘર તરફ ન વરસતો હોય, તોજ તમે તેને અડકવામાં પાપ સમજો. જ્યારે એ ખ્રીસ્તી ધર્મમાં દાખલ થઇ તમારી સન્મુખ કોટ, પાટલુન અને ટોપી પહેરી ઉભો રહે, એટલે તમે તેને અડકતાં ન ભ્રષ્ટ થાઓ અને તમારો પોતાનોજ સહધર્મી હોય ત્યારે તેને અડકવામાં પાપ સમજો એજ તમારી અક્કલની ખુબીઓ છે. પૂર્વજોએ તેને માટે મહેનત કરી જે જે સુધારવાના પ્રયાસો કરેલાં છે અને અત્યંત કષ્ટોની સાંકળોમાં જોડાયા છે, તેબધું આપણે છિન્ન ભિન્ન કરી, તેની કરેલી મહેનતપર પાણી ફેરવી, તેઓને ગાંડા કહેવરાવવાને માટે ઉઘાડું માથું મુકીખુલે મેદાને ઉભા છીએ. જે દેશ પુર્ણ સમૃદ્ધિમાં આવી એક વખત આખી સૃષ્ટિમાં સુવર્ણ ભુમી તરીકે ઓળખાતો હતો તે દેશ અત્યારે લોખંડને લાયક બન્યો છે. જેનાં સંતાનો ક્ષુધાતુરને અન્ન ખવરાવી આનંદ પમાડતાં હતાં, તેનાં સંતાનો મુઠીભર ચણાને નથી પામી શકતાં. જે દેશ મોટા મોટા મહાત્મા પુરૂષોની જન્મભૂમી હતી તે સ્મશાનવત્ દેખાતાં ચોધારાં અશ્રુએ રડવું પડે છે. ઇન્દ્રનું નંદનવન આજે સપાટ મેદાન બની ગયું છે જે સૂર્ય પરાક્રમ ભર્યાં રશ્મીઓ ફેંકતો હતો તે નમાલાં અને કલંગ લગાડે એવાં કાળાં કિરણો ફેંકે છે. રંક વિદેશીઓને લાખોપતી બનાવી. સહર્ષ વિદાયગીરી આપતો દેશ જમ્યા વગરનો નિદ્રાવશ થાય છે. આ બધું જો તપાસીએ તો નક્કી આપણી ભૂલનું પરિણામ છે. આપણા શાસ્ત્રોમાં કહ્યું છે કે શુદ્રો વિરાટ સ્વરૂપ પરમાત્માના ચર્ણમાંથી ઉત્પન્ન થયા, ત્યારે શું ! ચર્ણની મહત્તા ઓછી છે? મહાત્માંનુ પુરૂષોની ચરણરજ મુશ્કેલ છે. જે સ્થળે મહાત્મા પુરૂષો ચાલ્યા ગયા હોય તે રસ્તે ભાવિકજનો તેના પગનાં ચિન્હો જોઇ ભૂમી ચૂંમવા લાગે છે. કોઇ માણસને પગ ન હોય તો તે માણસ લંગડો કહેવાય છે. તેને હાલવા ચાલવા વિષે કેવી અગવડતા ભોગવવી પડતી હશે તે તો તેનેંજ ખબર. તમે ઢેડાઓને ચરણની ઉપમા આપતા હોતો તમારા ચરણને તમારે સાફ રાખવા જોઇએ. તેને બરાબર મજબૂત બનાવવા જોઇએ. ચરણમાં જોર ન હોય તો કોઇ કાર્ય સિદ્ધ થતું નથી। પગ વડે ચાલી ગમે એવું અઘરૂં કાર્ય હોય તો પણ સ્હેલાઇથીકરી શકાય છે. જેના પગ બિમાર છે, જેના પગ પાકેલા છે, જેને પગમાં ફોલ્લા થયા છે, તેણે પોતાની બધી જીંદગી એળે ગઇ સમજવી. અમે તો ચર્ણને ઉત્તમ સમજીએ છીએ, જે વખતે પૃથ્વીનો પ્રલય થાય છે એ વખતે બાળમુકુંદ ભગવાન પીપળાના પાન પર

શય્યા કરી અંગુઠાના પાનવતી જીવન ગુજારે છે. ત્યારે આપણે આપણા ચર્ણુને અને પરમાત્માના જીવન દ્વારના સ્તંભરૂપ પગને શા માટે ભૂલી જવા જોઇએ ? એક વખત સાબરશીંગું પોતાના શરીરની મજબૂતી જોઇ બહુજ ખુશી થયું, શીંગડાના જથ્થાને જોઇ અત્યંત હરખાવા લાગ્યું, પરંતુ પોતાના પાતળા પગને ધિક્કારવા લાગ્યું જેવું શરીર અને શીંગડાં છે. તેવું પગનું બંધારણ નથી, એટલે પોતે અત્યંત દિલગીર થઇ જમીન સાથે પગને પછાડી ત્યાંને ત્યાં ખરી પડવાનું કહેવા લાગ્યું. એવામાં અચાનક સિંહની ભયંકર બુમ થઇ સાબર બહુજ અકળાયું, સત્વર એ પાતળા પગવડે વેગ કરી દુર નીકળી ગયું, અને રસ્તામાં દોડતી વખતે પોતાના વજદાર શરીરને તથા વૃક્ષની ડાળીઓમાં અટવાતા લાંબા શીંગડાને, ધિક્કારવા લાગ્યું. જે પગવડે પોતે લાંબી જમીન માપી શક્યું, એવા જીવનદાતા ચરણને હજારો વાર ચૂંબન કર્યું. જુઓ ? જાડું અને મજબૂત શરીર, તેમજ મોટાં શીંગડાં દુશ્મનથી ભાગતી વખતે અનહદ વિઘ્ન કર્ત્તા જણાયાં અને પાતળા પગનેજ ધન્યવાદ કે મોતના પંજામાથી બચાવ્યું. એવી રીતે આપણે શરીરને વખાણીએ છીએ, ઢેડ ભંગી કે જે આપણા પગ છે, તેને ધિક્કારીએ છીએ. એ આપણા પગ આમ નાબુદ થવાથી અને આપણે પગને સમુળા કાપી નાખ્યાથી, આપણી આ હાલ બે હાલ દશા થઇ છે. તો પણ આપણે હજુ સમજ્યા નથી. આપણી હિંદુ કોમ ઓછી થતી જાય છે. આપણી જાતનું શૌર્ય અભીમાન ધર્મ વિગેરે કમતાકાત થતાં જાય છે, તેનો તો ભાઇઓ વિચાર કરો ? આપણા વડિલો જેને માંસાહારી મટાડવાને માટે આપણા સંસર્ગમાં લેવાનું મહત્વ સમજાવતા ગયા છે, પણ આપણે એ મર્મને ન સમજતા હોવાથી ઉલટા તેને જુદા રાખી દારૂ માંસાહારી કરવાને ઉત્તેજન આપીએ છીએ. જ્યારે પશુને અડકવામાં પાપ નથી ગણવામાં આવતું ? ત્યારે આ જુલમ કયાંનો કે મનુષ્યોને આડકવામાં પાપ થાય ? અરેરે! પશુના જેટલી તેના પ્રત્યે આપણી લાગણી નથી. આપણે પૂર્વજોનો બતાવેલો ધર્મ બરાબર પાળતા હોઇએ અને અભિમાન કરી અંત્યજોને ન અડકીએ તો એક જુદી વાત છે, પણ ઢેડ ભંગી કરતાંએ દયા, નીતિ, ધર્મમાં પછાત હોઇએ અને સિદ્ધાર્થ હોવાનો દાવો કરીએ તો આપણે પશુઓ કરતાં નથી ચડી શકતા. જ્યાં આપણું નથી ચાલતું ત્યાં આપણે મનનું સમાધાન કરી ચલાવી લઇએ છીએ અને જ્યાં આપણી સત્તા ચાલે છે, ત્યાં આપણે તેને અશુદ્ધ ગણીએ છીએ. રેલ્વેમાં સંગાથે બેસાય છે, રેલ્વેને ચલાવનાર ઢેડ ભંગી હોય તો દરકાર નહિં રાખતાં ખુશીથી ભાતાં તાતાં ખવાય છે. જ્યારે પવિત્ર ગણાતી ભુમીપર ઉતર્યા એટલે પાછું હતું એવું ને એવું વૈર. જુઓ! આ હિંદનો ધર્મ! ખુશી થવા જેવો છે કે નહિ?

ખરેખરો મનુષ્ય તો એજ કહેવાય કે જે સર્વે મનુષ્યો એકજ પિતાનાં સંતાન હોવાથી સર્વત્ર સમાન હકવાળાં છીએ એમ સમજી અંત્યજો કે બ્રાહ્મણોને પોતાના સગા ભાઇના જેવા જાણી, આ પૃથ્વીમાં ચલનવલન કરે છે. અહિંના મુસલમાનો દુર દેશમાં આવેલું તુર્કસ્તાન તેના પર અત્યંત સ્નેહ રાખી તેના દુઃખે દુઃખી અને તેના સુખે સુખી બને છે, ત્યારે આપણે આપણા પડોશમાં રહેતા એવા અંત્યજો અને વળી આપણાજ સહધર્મી તેના પર ક્રોધ કરી, અત્યાચાર કરીએ એ કેટલું બધું મનુષ્ય જાતને માટે હલકું છે? આપણે સારા અને બીજા બધા ખરાબ! આ કેટલી બધી આપવડાઇની જડ કહેવાય? બંધુઓ આ ભુલ તમારી કોઇ વાતે સુધરશે? તો હું મારાં સદ્‌ભાગ્ય સમજી તમારા ચરણની રજ માથે ચડાવી કૃતકૃત્ય થઇશ. આપણે અંત્યજોને રીબાવવાને હદ ઓળંગી છે. જ્યારે બિલાડું ઢેઢવાડામાંથી તમારા ઘેર આવે અને ઉંદરને પકડી ફાડી ખાય, ત્યારે એજ નખ અને પગવડે તમારા દુધના વાસણમાં મોઢું નાખી દુધ પીએ, ત્યારે ખાસ એ અંત્યજ પોતાનું કાર્ય પરવારી પાણી વડે હાથ પગ ધોઇ, સાફ થઇને બહાર આવે છતાં તેને અશુદ્ધ કહેવામાં આવે એજ શરમની વાત છે, હાલમાં બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો ડોકટરની પરિક્ષામાં પાસ થતી વખતે અંત્યજોની માફક વાઢકામ કરે છે અને આખું શરીર લોહી અને માંસથી ખરડાય છે, ત્યારે તમે કેમ અશુદ્ધ કહી તેનાથી દુર રહેતા નથી? તમે કહેશો કે એ પોતાના હાથ પગ ધોઇ ક્યાંય કપડા પર લોહિના ડાઘા રહેવા દેતા નથી તો તમે કયે વખતે ઢેડ ભંગીના શરીર કે કપડાં પર રૂધિરના છાંટા જોયા? તમે જ્યારે ખુદ તમારા ધર્મના સહોદરને નહિ સુધારો ત્યારે બીજું કોણ સુધારશે? આતો મોઢું બાંધીને મારવા જેવું ઠર્યું. પોત્તાને સુધારવા નહિં તેમ તેને અડકવું પણ નહિં જો તેને બરાબર બોધ આપવામાં આવે તો એ બિચારા બીજા ધાતકી પ્રાણીઓ જેવા છે કે સમજાવ્યા ન સમજે? એતો જરા પ્રેમની લાગણી બતાવો એટલે હમણાંજ માંસાહારી મટી જાય તેમ છે. જેને વિધિ બ્રહ્મા ઉપદેશ કરે તો પણ માંસાહાર એ અમારો અનાદિનો ધર્મ છે, એમ બોલી ન સુધરનારાને તમે સાથમાં લઇ તમારી પંકિતમાં બેસારો છે અને પ્રતિજ્ઞા પૂર્વક સુધારવા બહાર નિકળો તો હમણાંજ તમારા કરતાં સારા પાયાપર આવનારને તીરસ્કાર બતાવી, આમ અંતઃકરણપર કાપ મુકવો એ ઘણે ભાગે ઠીક નથી ગણાતું. કદાચને તમે એ લોકો માંસાહારી છે, દારૂડીયા છે, માટે તેને ન અડકવું જોઇએ. તો વિચાર કરો તમે જેની સાથમાં બેસો છે તેઓ શું ઉપરોકત કૃત્ય નથી કરતા? કે તેઓને પવિત્ર મનાય અને ઢેડાઓને અશુદ્ધ ગણવામાં આવે! ઝાડુ કાઢે

છે માટેજ અપવિત્ર ગણુવામાં આવતાં હોય તો તમારા ઘરમાં કોણુ ઝાડુ કાઢેછે ? નર્કના ટોપલાં ઉપાડવામાં અશુદ્ધ હોય તો સૌ સૌનાં બાળકનુ મળમુત્ર કોણુ નાખી આવે છે ? અગર તો પોતાની અંગ શુચિ કોણુ કરે છે ? આટલું કોઇ રહસ્ય સમજાવશે તો ઘણો ઉપકાર થશે.

વળી તમે એમ કહેશો કે તે મુએલાં ઢોરનું માંસ ખાય છે, માટે અશુદ્ધ છે. તો હું તમારી ભુલને જેવી તેવી નહિં ગણું. જે લોકો જંગલમાં જઇ, બિચારાં બીન ગુન્હેગાર પ્રાણીઓને મારી, પોતાના રસાસ્વાદને તૃપ્ત કરે છે, તેના કરતાં કોઇ જીવની હિંસા વગર, મુએલાં ઢોરનું માસ ખાઇ, પોતાની ઇન્દ્રિયને તૃપ્ત કરનાર ઢેડાઓ કઈ રીતે અપવાદને પાત્ર છે ? સાથે સાથે બીજું પણ હું તમને કહીશ કે જે માણસને દારૂ કે માંસની લત પડી હોય છે તે કોઇ દિવસ ખાધા વગર રહેતાં નથી ત્યારે જો ઢેડાંઓ મુએલાં પશુઓનું માંસ ન ખાતાં હોત તો એને નક્કી બીજા પારધીઓની જેમ જંગલમાં નાનાં નાનાં પ્રાણીઓને મારવાની ફરજ પડી હોય હોતે, માટે મુએલાં પશુઓનું માંસ ખાતાં હોવાથી તેઓ બીન ગુન્હેગાર અને જંગલમાં જીવો મારવા ન જતાં હોવાથી, ધર્મીષ્ટ એમ બંને વાતે લાયક ઠરે છે. એમાં વળી મુએલાં ઢોરોનું માંસ ખાવામાં ઢેડાઓનો એક બીજો આશય સમાએલો હોય છે, તે એકે મુએલાં ઢોરનું માંસ તે ખાસ તમારા લાભને માટેજ ખાય છે. તમને એ કોહેલા માંસમાંથી ઉત્પન્ન થતાં ઝીણાં જંતુઓ તમારા દેહને સ્પર્શ કરી તમારી તંદુરસ્તીને આડે ન આવે, માટેજ એ દુર્ગંધવાળુ માંસ પોતાના શરીરમાં પધરાવે છે; છતાં એને અશુદ્ધ ગણુવામાં આવે એજ અજાયબી છે.

જેની આંખમાંથી અમીધારા છુટતી હોય, જેને આખું જગત પ્રિય જણાતું હોય. અને જેનું વલણુ મોક્ષ તરફ હોય, તેજ ઢેડને અડકી શકે. બીજો કોઇ અડકવા જાય તો નક્કી કંપારી છુટવી જોઇએ. એનામાં અપુર્વ તાકાત છે. જેનો આત્મા જગતના આત્મા સાથે જોડાયો હોય, સ્ત્રી, પુત્ર, ધન, દૌલત, રાજ્યપાટ જેણે જન સમુહના લાભ માટે કુરબાન કર્યાં હોય, એજ ઢેડને અડકી શકે. જેને માટે ઇન્દ્રની સભામાં હોડ થઇ હોય, સ્ત્રીપુત્રથી વિખુટો પડી જંગલો જંગલ ઉઘાડે પગે સુર્યના પ્રખર તાપમાં ભમતો હોય, અને એ હાલ અવસ્થામાં આવી મરવાની તૈયારીમાં હોય, તેજ ઢેડાઓને અડકી શકે. એને અડકવા માટે સંપુર્ણ જ્ઞાનની જરૂર છે. જો બધા ઢેડાઓને અડકે તો મહાનતામાં અને દુર્બળતામાં કંઇ ભેદ ન રહે. માટે તમારે દુર્બળતા છોડી મહાનતા પકડવાની જરૂર છે. આપણે જેને હલકા કહીએ છીએ એજ ઢેડાઓને અડકી તમારી જોડમાં બેસે છે અને તમારાજ મુખમાં કોળીયા દે છે. વળી એક બીજી અજ્ઞાનતા તો એ રહી છે કે કોઇ હિંદુભાઇ ઢેડને અડકી

જાય તો પાસે ઉભેલા મુસલમાનને પાણીનો ધુનો એટલે ઝરો સમજી તેને અડકવાથી પોતે પવિત્ર થયા માને છે. કહો? આ અજ્ઞાનતા સર્વ કરતાં વધી જાય તેવી છે કે નહિ? આપણે મુસલમાન જેવાં શુદ્ધ નથી. અને ખરી રીતે થવું જોઇએ પણ તેમ જે પોતાના સહધર્મીને તેમજ પોતાના અસલ વતનીને અડકવામાં પાપ સમજે છે, તેવા લોકો સદાય અશુધ્ધ છે. મારા બંધુઓ! આવી અંધ શ્રધ્ધા ન રાખો. એ અંધ શ્રધ્ધા તમારી ના લાયકી બતાવે છે. તમે ડાહ્યા થઇ આમ અજ્ઞાનતાના મોટા મોટા લેખ લખાવશો, ત્યારે પછી મારે સજ્જનોને કયાં ખોળવા જવા? એજ મારી આપદાની વાત છે. આવા ધર્મો કાંઇ ઇશ્વરને પ્રિય નથી હોતા એવો માણસતો ઇશ્વરને હિરણ્યાક્ષ જેવો જણાય છે. તમે મુર્ખાઓને માન ન આપો, ભાઇ! ડાહ્યા બનો ઢેડાઓને બરાબર સમજાવો તેઓને લાયક બનાવી આર્યબંધુઓનો સમુહ કરો, પણ તેને તમારા બાળમાંથી ઓછા કરવા જરા પણ વિચાર ન કરો. આવોને આવો ઇર્ષાનો ફેલાવો કરી, તમે માત્ર અહિંનીજ મોટાઇ ગ્રહણ કરી, બધાને તુચ્છ ગણશો તો હું તમને સ્વર્ગના દ્વારપર ઉભેલા નથી જોતો. કદાચને ભુલથો ત્યાં જઇ ચડો તો તમે નકી સમજજો કે જેવું વલણ તમે અહિં રાખો છો તેવુંજ વલણ ત્યાંના લોકો તમારા પ્રત્યે રાખશે. મતલબકે એ અહિંના ઢેડા તો તમે ત્યાંના ઢેડાઓ. આ વાત બનાવટી નહિં સમજતા! હું ખરેખરૂં કહું છું. જેવા તમે એવું જગત્ તેઓ ગુણીયલ છે, લાયક છે, હાડના ગરીબ છે, તોફાની નથી, ઘાતકી નથી, પ્રેમી છે, આપણને ઇશ્વર તુલ્ય સમજે છે. રસ્તામાં મળ્યા હોય તો તેની ધુટણીએ પડી ખરા અંતઃકરણના નમસ્કાર, એ સમજો તો એના સ્વભાવની અને ગુણની પરિસીમા છે. છતાં આપણે તેના સ્નેહભાવ ઉપર અને પ્રેમાળ વૃત્તિપર સદાય લાત મારી કોઇ બીજી દિશા તરફ દોડયા જઇએ છીએ. જુઓ! પરમાત્માના ભક્ત નરસિંહ મહેતાની ચરણ રજથી પવિત્ર થયેલા અને વિભુની દયાથી અકેક નાગરની વચમાં બેસી જમનારા ઢેડાઓ શું અશુદ્ધ છે? રામના પિતામહ હરિશ્ચંદ્રના હાથથી સેવાયલા અને પોશાયલા ઢેડાઓ શું અશુદ્ધ છે? એવા સારા અને પ્રમાણિક આપણા દેવમંદિરમાં આવવા યોગ્ય, દુનીયાના હાથ પગ અને ભોળા ઢેડાઓ શું અશુદ્ધ છે? માટે એવા ગરીબો પ્રત્યે દયા રાખો તોજ પરમાત્મા પ્રસન્ન થશે નહિંતર ગમે તેટલાં દાનધર્મો કરો તોપણ ફોકટ ગયેલાં સમજજો.

આમાંથી કેટલાક લોકો એવો પ્રશ્ન ઉઠાવે છે કે જો ઢેડાઓને આપણી સાથે ભેળવીએ તો એને માટે બીજા નવા ઢેડાઓ ઉત્પન્ન કરવા પડે. એમ તેઓ બોલતા હોય તો તેઓ બહુજ ભુલ કરે છે, એને આપણે સાથે બેસાડવા માંડીએ તો કાંઇ એ એનો ધંધો છોડી દે એવો કોઇ જાતનો

ભય રહેતો નથી. એથી એ ઉલટા બમણા સુધારવાની આશા રહે છે. એનાથી એની કેટલીક કુટેવો ચાલી જશે, કપડાં અને શરીરને સાફ રાખતાં શીખશે, આપણા સહવાસમાં આવી કેટલુંક નવું જાણી હુશીયાર બનશે, એનો આત્મા એટલો બધો તો આનંદી થશે કે આપણને લાખોગણા ધન્યવાદ આપશે. દેશમાં વિદ્યા હુન્નર અને કળા કૌશલ્ય વૃદ્ધિ પામશે, કોઇ દિવસ પડતી એવું નામજ નહિં સંભળાય. આપણે આપણા દેશની અરધી પ્રજાને અજ્ઞાત રાખતા હોવાથી, યૂરોપની જેમ આપણા દેશને આબાદ કરી શકયા નથી. અને જ્યાં સુધી એમ ન થાય ત્યાં સુધી આપણી ચડતીને માટે ઇશ્વરના ઘરનો શ્રાપ રહેશે. આપણે કોઇ બીજા ધંધાદારી માણસના સહવાસમાં આવીએ છીએ, તોપણ આપણે કેમ આપણો ધંધો છોડતા નથી, એમ એ લોકો આપણા સહવાસમાં આવી પોતાનો ધંધો છોડશે નહિં. જો તમારે તેને માંસ ખાતા અને દારૂ પીતા અટકાવવા હોય, તો માત્ર છેલ્લામાં છેલ્લો આ આ ઉપાય છે. કે તેઓને ન્યાય આપો કદાચને તમે આગળ પગલાં ભરી એમ કહેવા લાગો કે એને જો આપણે સંગાથે બેસવા દઇએ તો ઢેડાઓ મરેલાં પશુઓને ન ઉંચકે, એટલે તેના બદલે આપણે ઉંચકવાં પડે. એતો તમારાં સદ્‌ભાગ્ય છે કે એ બિચારાં આપણા પૂર્વજોના દાબથી કંઇ હજુ પોતાનું કાર્ય બજાવ્યે જાય છે. હમણાં ના પાડે કે લ્યો આ તમારી નોકરી ને લ્યો આ તમારી ચાકરી, ત્યારે તમે શું કરી શકો તેમ છો? એતો બિચારા સરલ અને ભોળા છે, કે પોતાના કામને પોતાનો ધર્મ સમજી આટલા બધા તમારા અત્યાચારને સહન કરી રહ્યા છે. જેમ કોઇ પરદેશ જઇ કંઇ ધંધો કરે છે તેમ તેઓ પણ પરદેશ જઇ કંઇ બીજો ધંધો કરી ખાય તો તમારી પાસે એવી કઇ સત્તા છે કે તેને મારી કુટી રોકી પાડો. મરશું પણ કામ નહિં કરીએ. ત્યારે તમે શું કરશો ? અગર તો ખ્રીસ્તી ધર્મમાં ભળી અંગ્રેજોના આશ્રીતો બનશે, ત્યારે તમારૂં કયું જોર ચાલશે? જરા વિચારો તો ખરા! એ કેવું સરસ વણાટનું કામ કરે છે. એતો આ નવા જમાનામાં મીલો થઇ, નહિંતર એજ આપણને નગ્ન ફરનારને ઉત્તમ વસ્ત્રો આપી સંતોષતા હતા.

આપણાજ દેશના વતની એજ અંત્યજો વીસ લાખ ખ્રીસ્તી ધર્મમાં ભળ્યા છે, સહધર્મિ મટીને વિધર્મિ થયા છે; તો પણ હજુ આપણને આપણા કરી લેતા કયાં આવડે છે. અપકારનો બદલો ઉપકારથી આપતાં શીખવું જોઇએ પણ ઉપકારનો બદલો અપકારથી નહિં આપો. એ આપણા પગ છે, પહેલા તેને સંભાળો, જ્યાં જવાય ત્યાં પહેલો પગ મૂકાય છે; માથું મૂકાતું નથી. ત્યારે એવા આપણનેજ ગુલામી ખત લખી આપનારા અંત્યજો પ્રત્યે શું આપણે આવીજ રીતે ઉપકારનો બદલો

આપશું કે ? અને આજ હિંદુસ્તાનનો ધર્મ છે એમ મારે સમજવું કે ? જ્યારથી આપણે બીજાને ગુલામીમાં રાખતાં શીખ્યા ત્યારથીજ બીજાએ એ સ્વભાવ અને રીતભાતને આપણી પાસેથી શીખી લઇ આપણા પર અજમાવી છે. તમારે એમાંથી બચવું હોય તો ઢેડાઓ તરફનું તમે ગુલામી ખત ફાડી નાખો.

સુવિચાર અને જ્ઞાનથી પરિપૂર્ણ ઘણાએક લેખો પ્રકટ થાય છે, પણ જ્યાં સુધી અંત્યજોની આપદા આપણા હૃદયમાં વાસ ન કરે ત્યાં સુધી આપણી વિલક્ષણ તેજસ્વીતા, ઔદાર્યતા અને ગહન વિષયને સમજવાની મધુર વાણીને હું સન્નિપાતમાં ગણી કાઢીશ, જેઓ ઉપદેશથી પોતાની કુટેવોને સુધારી ઐક્યતા મજબૂત કરવા માટે રાત્રિ દિવસ મથે છે, તેનેજ ઉત્કર્ષની ખરી ચાવી હાથ આવી છે; એમ કહેવાય મુક્તિ ફોજના સંસ્થાપક મહાત્મા જનરલ બુથે એક વખતએક માણસને તેના પ્રશ્નનો જવાબ આપ્યો હતો કે તમે અમને ભભકાથી આકર્ષનારા કહો છો, પણ હિંદ બહારની ધામધુમથી ખેંચાય છે; માટેજ અમે ધામધુમથી તેને અમારી તરફ ખેંચીએ છીએ. અમારા ગુરૂનું એવું ફરમાન છે કે જે હિંદીઓ પોતાના ભ્રાતાઓનો તીરસ્કાર કરી, તેના તરફ દ્વૈતભાવથી જોવા માગતા હોય, તેવા રંકજનોને દિલાસો આપી તમારે આપણા ધર્મમાં લાવવાની મહેનત કરવાની છે. આપણો ધર્મ સર્વને માટે નિર્માણ થયો છે. ભલે ગમે તે આવે. મીસ્તર ! એટલા માટેજ અમે તમારા બંધુઓને સંતોષવાને આ સંસ્થા ઉભી કરી છે. હિંદીઓના ધર્મના ઉંડા સિદ્ધાંતો ભલે ગમે તેવા હોય, પણ સદાને માટે ઉપયોગી એવા લોકોને પોતાનાથી જુદા રાખી, લક્ષ્મીને ભોંયરામાં દાટી ભૂખે મરતા લોકોના ઉપયોગ માટે ન વાપરે તો પછી અમે હજારો ગાઉથી અહિં આવી, તેના દુ:ખને દુર કરવા માટે પ્રયાસ કરીએ અને તમે અમારા તરફ ઇર્ષાની નજર કરો ત્યારે શું ? તમારા અંત:કરણમાં વિંધી દયા, ધર્મનું ખાતું ગોઠવતાં ભૂલી ગયો છે કે શું ? જે ઉત્તમ ધર્મના આચાર્યો અને અનુયાયીઓ પોતાના ધર્મના ખરા સિદ્ધાન્તો ભારી રાખી, દીન લોકોના અસંખ્ય બાળકોને દયા, ધર્મ કે નીતિ વડેથી અગરતો કંઇ સારો ધંધો શીખવાવાને પાપ સમજે, તેવા આપમતલબી ભાતખાઉ મનુષ્યોને પડ્યા રહેવા ઘો જ્યાં પડ્યા હોય ત્યાં તેઓનો અમારે કંઇ ખપ નથી. એ બિચ્ચારાં તમારે આશ્રયે ભૂખે મરે છે, તેનાં ગળાં રેંસાય છે, શિક્ષણ અપાવતા નથી, સ્પર્શ કરતા નથી, સડેલું અન્ન ખવરાવો છો તેનો પડછાયો પડે, તો ન્હાય નાખો છો. કદાચને ભૂલથી અડકી જાય તો માર મારવો પણ ભૂલતા નથી. કહો ! આ કેટલી બધી ઉદ્ધતાઇની માત્રા ખાધી કહેવાય ? આપણે એ મહાત્મા બુથનાં વચનોને બરાબર સમજવાં જોઇએ છે. એ

લોકોને તમારે તમારાં ધર્મના રહસ્યો સમજાવી લાયક બનાવવાં હોય તો તેને વિદ્યાદાન આપવું જોઇએ છે. એ અભણ હોઇ વાંચી લખી જાણતા નથી, એટલે સારાં સારાં પુસ્તકોનું જ્ઞાન તેને હોતું નથી, માટે તેના અને આપણા લાભ સારૂ તેને વિદ્યાદાન આપવાની જરૂર છે. ધર્મની વૃધ્ધિ કરનારા, મહાત્માપુરૂષોની તો આ મોટામાં મોટી ફરજ છે. વિદેશીઓને જ્યારે તેનાપર દયા આવે છે ત્યારે અહિંના ધર્મ આચારીઓ તેનાપર દયા નહિં લાવતાં ઉલટા તેનાથી અલગ રહેવાનો બોધ કરે એ બાબતની બધી શરમ તેનાજ શીરપર રહેવી જોઇએ. જો શરમ ન રાખે તો ભાગ્ય દેવીએ તેના વિજયનાં ચિન્હો બીજાને આપી દીધાં છે, એમ કહેવાય અંત્યજોને આપણે આપણા સમજીએ તો તે લોકો આપણુને પોતાના સમજી કેટલું બધું કાર્ય સારી રીતે બજાવે ? હિંદના મનુષ્યો પોતાના સાથને દુબળો કરી, વિજયની આશા રાખે છે; એ કેટલી બધી ભુલ છે. જ્યારે એવા ગરીબો ધડાઇ કેળવાઇને હુશીયાર બનશે, ત્યારેજ હિંદ ભવીષ્યમાં વિજેતા થવાની આશા રાખે તો કાંઇ અયોગ્ય સ્થાને નહિં ગણાય, વડોદરા નરેશ 'શીયાજીરાવ મહારાજાએ અંત્યજોને કેળવણી આપી, લાયક બનાવવા માટે પોતાના દરેક ગામમાં જે અંત્યજ શાળાઓ ખોલી છે. તેની પ્રશંષા સાર્વભૌમ ઉપર રાજ્ય કરતી ગવર્નમેન્ટ સરકાર કરતાં વધી જાય તેમ છે. તેઓશ્રીનો કેળવણીનો ઉંચ આશય કોને વખાણવા લાયક ન હોય ? જ્યારે દરેક સ્ટેટ આ દાદ હાથમા લે તો હમણાંજ હિંદુસ્તાનને હું સમગ્ર સૃષ્ટિમાં વૈભવના શીખરે પહોંચેલું જોઉં હિંદુસ્તાનના મનુષ્યો સમજાવ્યા સમજે એવા નથી, માટે સ્વામી રામતીર્થે અમેરિકામાં અંત્યજોને સુધારવા માટે પ્રાર્થના કરી હતી અને દયાળું હૃદયે તેઓશ્રીએ એવાં તો ગરીબો તરફનાં કરગરણાં કર્યાં હતાં કે જો કોઇ મહાશયે મહાત્માશ્રીનું અમેરિકાને અપીલ એ પ્રકરણ વાંચ્યું હોય તો તેને ખરેખર આંસુઓજ આવ્યાં હશે. પરંતુ વજ્રનું હૃદય હોય તો કાંઇ હું કહેતો નથી. જે મહાત્મા પુરૂષો થયા છે તે આવીજ રીતે તમારા તરફથી માથું કુટતા ગયા છે, પણ આપણને એક તલભાર તેઓના વચનપર વિશ્વાસ આવ્યો નથી. અને પછી દુખમાં રીબાઇ ઓય બાપ મરી ગયા ! ભુખ ભેળા થયા ! હેરાન હેરાન થઇ ગયા ! ધરમાં મોઢામાં મુકવા પૈસો રહ્યો નહિ ! એવી રાડો પાડી કરેલી ગુન્હાની શીક્ષા ભોગવીએ છીએ. જેમ અઠંગ ઉઠાવગીર જેલમાં ઝાઝો ટાઇમ રહે અને પાછો જેલમાંથી મુકત થતી વખતે જેલરને કહેતો જાય કે મારી જગ્યાએ કોઇને બેસવા દેશો નહિં, હું હમણાંજ પાછો આવું છું અને ઇશ્વર ઇચ્છાએ કરે પણ તેમ એવી રીતે તમે હાથે ગુન્હો કરી, હરવખત દુઃખના દરિયામાં સ્નાન

ફરી, પાછા મુક્ત થયા એટલે એવી ને એવી રીતભાત રાખી, પાછા કષ્ટના પીંજરામાં પુરાઇ, દુઃખની રાડો પાડી, એને એ હાલતમાં અધું આયુષ્ય ગાળો છો એજ હસવા જેવું છે.

ઢેડાઓને સારૂં ઘર નથી, ખાવાને તમારૂં એઠું મળે છે, બજારનું ઝાડું કાઢે છે, ગટરો સાફ કરે છે, છતાં આ બદલો કે? જ્યાં ધર્મ પર સામાન્ય રીતે બેદરકારી હોય અને પોતેજ આરોગ્યું એટલે આખા જગતે આરોગ્યું એવી જ્યાં રહેણી કહેણી હોય, "પૈસો મારો પરમેશ્વર હું પૈસાનો દાસ" એવાં સુત્રો ગવાતાં હોય, ત્યાં અવધુત યોગી પણ શું વીસાતમાં કે તેઓને સમજાવી શકે. તમે એમ નહિં કહેતા કે સારા મહાત્મા પુરૂષો જો સમજાવે તો કોણ ન સમજે? તો મહાત્મા પુરૂષોનો એવો સ્વભાવ નથી કે તમને સિધ્ધ બનાવી દેવા. જો તેમ હોય તો ઘણાએ મહાત્મા હિંદમાં થઇ ગયા છે અને અસંખ્યજનોને બોધ પણ કરેલા છે, છતાં કેમ અસંખ્યજનો મહાત્મા થયા નહિં, માત્ર આ ઉપરથી એટલું કહેવાનું કે જેવો શ્રોતા એવોજ તેનો ભાવ, સારો લાયક વક્તા હોય તો સારાબોધ વડે શ્રોતાઓને સમજાવવા એ એનું કામ પણ સમજવું એ શ્રોતાના હાથમાં રહેલું હોય છે, માટે બરાબર સમજણ પૂર્વક મહાત્મા પુરૂષોનાં હિત વચનોને હૃદયમાં ઉતારવાં, એજ સજ્જન પુરૂષોની ફરજ છે. પહેલાં આ હિંદમા કૃષ્ન, બુદ્ધ, શંકરાચાર્ય, રામાનુજ સ્વામી, કબીર વિગેરે મહાત્માઓ થઇ ગયા છે અને સમજાવતા ગયા છે પણ તેના વચનોને કોણે માન આપ્યું છે?

કેટલાક એમ કહે છે કે તેણે ક્યાં અમને કહ્યું છે કે અમે તેઓનાં વચનો પાળી આપીએ તો એમ કોણ કહી શકે એમ છે? કે તેઓ આપણને નથી સદ્માર્ગનો બોધ આપતા ગયા, આપણું વાતાવરણ કોઇ અવળા માર્ગ પર રચાયું હોવાથી જલદી સમજાય એવું નથી, એતો ત્યારેજ સમજાય કે "દટન સો પટન" અમે તો એમ સમજીએ છીએ પણ સન્નિપાતનો રોગ લાગુ પડયો હોવાથી કહ્યા વગર છુટકો નથી. ભારતનું કમભાગ્ય આમનેમ ક્યાં સુધી પગ ભરાવી પડયું રહેશે? એ આપણા વિરૂદ્ધમાં ઉતરે છે, આપણા સદ્‌ભાગ્યની ગરદન દબાવે છે, અલૌકિક સત્તા અને સત્ય ઉન્નતિના તેજસ્વી કિર્ણોના પૂર્ણ પ્રતાપને દાબી દઇ, આશાભર્યા અકળીત સુખની વૃધ્ધિ કરનાર, આપણા સદ્વર્તનનો વારસો છિનવી આપણને શુધ્ધ ગંગાજીના પાવન ભર્યા પ્રવાહને બદલે કાદવ કીચડમાં રોળે છે, છતાં આપણી આંખ નથી ઉઘડતી એજ આપણી પડતીનો અજબ નીશો છે. તમે જાઓ? ઉતાવળ કરો? કયાંય પણ નહિં રોકાતાં એ તમારાં ભારતનાં ભાવિ વિજયનાં ચિન્હો એવાં જે અંત્યજો તેનો ઉધ્ધાર કરો? જ્યારે કોઇ દેશનો ઉધ્ધાર થવાનો હોય ત્યારે એની મેળે વિદ્યા, કળા અને તત્વજ્ઞાન વૃદ્ધિ

પામે છે. અને દેશ છિન્ન ભિન્ન થવાનો હોય ત્યારે એ બધું અલોપ થઇ, અરસપરસ વૈરની રૂઢીથી વર્તવું તે ગૌરવ મનાય છે. હું ઘણી વખત કહી ગયો છું કે આપણા ભારતને કાળચક્રમાંથી બચાવવા માટે ઘણાએક મહાત્મા પુરૂષો થઇ ગયા, પણ કુદરતના નિયમાનુસાર આપણાં કર્મભાગ્ય હોવાથી આપણે તેના પવિત્ર કાર્યના સંકેતને સમજી શકયા નહિં. સુખલાલસાનો પવન શી રીતે હિંદમાં વૃધ્ધિ પામે? એ બાબતની આપણી પાસે આજ દિવસ સુધી કુંચી આવીજ નથી. અને આ વિશાળ રાષ્ટ રોતુંજ રહ્યું છે. અને છાના રાખનારને એકદમ કાળ ઉપાડી ગયો અને આપણી દુઃખદર્દ નાશક અમરવેલીને જડમૂળમાંથી ઉખેડી નાખી. એવી રીતે કેટલાંક કિંમતી રત્નો ભરતખંડમાંથી સપાટાબંધ ઉપડી જાય છે, તો પણ આપણે મારવાડના ઉંટની માફક ઘડીક ઉંચુ નીચું મૂખ કરી પાછા ચરવા મંડી પડીએ છીએ.

જે માણસ બીજા માણસ તરફ અણગમો બતાવી તેનાથી દુર દુર ભાગે તે તરફ દૈવ ક્રોધિષ્ટ બની, સર્વત્ર રિદ્ધિ સિદ્ધિઓને બાર બાર ગાઉ દુર રાખે છે. જે આંતર ઐકયતાના સત્ય ખડક પર ઉભા રહીને, જેઓ દ્વૈતનાં લક્ષણો શાખેલા હોય તેને અદ્વૈતતાનો પાઠ શીખવે છે, તેજ ખરૂં જીવન વહન કરે છે એમ ગણાય. જે માણસ બધા જીવોમાં પોતાનું સ્વરૂપ દેખે છે, તેને માટે સ્વર્ગનાં દ્વાર સદા ખુલ્લાં રહે છે. ખરી રીતે પુછાવો તો જ્યારે આપણે આપણા હકકોને વળગી રહીએ છીએ, ત્યારે બીજાના હકકોને આપણે શા માટે કબજામાં રાખવા જોઇએ. જેવા આપણા હકકો એવાજ તેના હકકો. આખા જગતને ચકિત કરી નાખવું તેના કરતાં આપણાથી ચોથા ભાગના અંત્યજોને ચકિત કરી નાખો ? એટલે એની મેળે આખું જગત તમારામાં મોહ પામશે. ગરીબના ઉદ્ધાર માટે પરમાત્માને જન્મ ધરવાની ફરજ પડે છે, ત્યારે એ ગરીબને આડે આવતા તમે શા માટે ? અંત્યજોના વૈરી બની હરિના હાથે તમારા રક્ષણને બદલે નાશ કરવાનું કાર્ય વ્હોરી લ્યો છો. આપણો એવો સ્વભાવ છે કે આપણે પારકાના દોષો જોવાને માટે ઉત્સુક છીએ, પણ આપણા દોષો સુધારી લાયક બનવું એ આપણે ભણ્યા નથી, આપણામાં કોઇ સારો સ્વદેશ હિતેચ્છુ થાય, એટલે એ બિચારાના તો ભોગ મળ્યા. બસ ! એને તો તોડી પાડવાનાજ ઉપાયો યોજાય છે.

કદાચને માણસમાં કંઇ દોષો દેખાતા હોય તો એટલાજ સામા ગુણો પણ હોય છે. પરંતુ આપણને તો કાળી બાજુજ જોતાં આવડતી હોવાથી ગુણની તો ક્યાંથી પરિક્ષા હોય. પવિત્ર અને અપવિત્ર આ બે ઘંટીના મોટા પડ નીચે આપણે ભારે દબાતા આવ્યા છીએ, બીજાના દોષો જોવામાં આપણે જેટલો વખત ગાળીએ છીએ, તેટલોજ સમય જો આપણું વર્તન શુદ્ધ બનાવવામાં વિતાડીએ તો આપણું મનુષ્ય બળ

કેટલું છે તે હમણાંજ જણાઇ આવે તેમ છે. ગુલાબને ભલે કાંટા હોય, પણ ફુલ બહુજ છટાદાર અપ સુગંધીમાં સારૂં હોય છે. તેમ ઢેડાઓ ભલે ગમે તેવા નાલાયક રહ્યા, પણ તેનામાં જે અપૂર્વ તાકાત છે, તેનું તો માપ થઇ શકે તેમ નથી. અરેરે! જરા વિચાર તો કરો! સરોવરમાં કદાચને દુર્ગંધી હોય તો શું તેમાં ઉગેલું ઉમલ સુગંધી વગરનું છે? આપણી પડતી દશાનું આજ કારણ છે. આપણે શું ગંદા ખાતરમાંથી બનેલાં ફળ ફુલો, શાક, ભાજી અને અનાજ વિગેરેને પવિત્ર અને ઉમદા માની નથી આરોગી જતા કે? જે જીવ દીન જનોની તરફ ખરી લાગણીથી જુએ છે, એજ ખરો ઉદારાત્મા છે. બધા જીવો પણ દ્વૈતભાવ રાખવાથીજ જગતમાં ઠારોઠાર અનર્થની રાડો સંભળાય છે. એ બિચારાં આપણા નર્કનાં ટોપલાં ઉપાડે છે, હાથે પાયખાનાં સાફ કરે છે, તો પણ તેના દુર્ગુણોજ ગવાય છે. જ્યાં સુધી આપણે પારકાના દોષ શોધ્યા કરીએ, ત્યાં સુધી કોઇ દિવસ તમારામાં સુલક્ષણો આવે એમ સમજતા નહિં. ઉલટા તમારામાં સામા માણસના અવગુણો આવવા સંભવ છે. પોતાના જીવનની તિલાંજલી આપવા તૈયાર હોય તેજ બીજાને સુધારી શકે છે. સામા માણસની ભુલો શોધવાથી, તેને ઉત્સાહ ભંગ કરવાથી, કોઇ દિવસ સુધરશે નહિ. ગટરનો કાદવ કાઢી નાખવો હોય તો તેની અંદર નિર્મળ પાણીનો પ્રવાહ ચલાવવો જોઇએ. કાદવથી કાદવ સાફ ન બને. આપણા અને સામા માણસમાં દ્વેષ ઉત્પન્ન કરે છે, એવી ખરાબ પ્રકૃતિનેજ અંત્યજ કહો? એટલે જે તમારામાં એ અંત્યજ વાસ કરીને રહ્યો છે, તેને તમે ન અડકો, તેની સાથે વ્યવહાર ન કરો તેનાથી દુર ભાગો, ન બોલો, પણ તમારા ગામના વતનીઓ તેને આમ અંધશ્રદ્ધાથી ન રીબાવો! ન મારો! બધી નદીઓ સમુદ્રમાં મળતી હોવાથી કહો? ત્યાં કેટલો બધો પાણીનો જથ્થો થાય છે, એક નાના નદીના પ્રવાહને રોકાય, જ્યાં ઘણી નદીઓનો જથ્થો થઇ, મોટો જળનધિ બનેલો હોય, તેને રોકવાને બાંધવાને કોણ સમર્થ છે?

તમે ઐક્ય સાધો તો તમને કોઇ વસ્તુ તમારી દુશ્મન નહિં જણાય. તમે પશુ પ્રત્યે એક પ્રેમની નજરે ફેંકો છો તો પણ ઘાતકી જાનવરો તમારા તરફ માયા દરશાવી ચાલ્યા જાય છે, તમારા હિંદમાં આજે કળાકૌશલ્યનું નામ નિશાન રહ્યું નથી. એનું એ કારણ છે કે ઢેડાઓ તરફ આપણે તીરસ્કાર કરીએ છીએ. તેને મદદ આપવી તો ઘેર ગઇ પણ તેનાથી અલગ રહી તેઓને ઝુંપડામાંથી કાઢી મુકવાને પણ ચુકતા નથી. જ્યાં ઉદ્યોગી પ્રત્યે તીરસ્કાર થતો હોય, ત્યાં સમૃદ્ધિમાં શૂન્ય સમજી લેવી. એવા દેશમાં ભુખ બમણા વેગે ચાલી આવે છે. તમારા અંતઃકરણની

અશાંતિ દુર કરવા માટે, તમારી પાસે એક ઉત્તમ ઔષધ છે, તે અજમાવો એ ઔષધ તમારાથી અજાણ્યું છે, માટે હું તમને વારંવાર સંબોધને કહું છું કે મેલાં કપડાવાળા પણ અંતરના શુદ્ધ એવા અંત્યજોને ચાહો? એ ભારતમાતાના દરેક પુત્રની ફરજ છે. રવાંટે રવાંટે જ્યાં સુધી આવી સ્વદેશ હિતની લાગણી ન પ્રસરી જાય, ત્યાં સુધી લુખી અને નિરસ લાગણીના દરેક નેતાઓ છે એમ કહેવાય. આપણે હિંદ માતાના ચૈતન્યને જડવત કરી મૂકયું છે ખોટી ખોટી ધરગતુ મોટાઇના મેનેજરો બિચારાં ગરીબ પ્રાણીઓને સતાવે છે, તેઓ એમ નથી સમજતા કે જમીન પર ઉભા રહેતાં સર્વ મનુષ્યનાં માથાં નથી સરખાં હોતાં, પણ પગતો સરખા હોય છે. માટે એ અજ્ઞાનતાની ઉંધમાંથી ઉઠી હવે તાજા થાઓ? આપણો આ સમયમાં જન્મ થયો તે ઠીક થયું. અંત્યજો, ગરીબ અને અત્યંત ક્ષુધાએ પીડાતાં લોકોની સેવા કરવાનો અવસર આવેલો હોવાથી તમે તમને ધન્ય સમજો. એકત્ર થવાની ટેવ, અને બંધુ ભાવના રાખી તનતોડ મહેનત કરી, અંત્યજોને સુધારવાની ઉજ્જવલ પ્રકૃતિને માન આપો? સર્વ આફતો સર્વ ચિંતાઓ અને વિપત્તિઓ માત્ર સ્વાર્થ બુદ્ધિમાંથીજ ઉત્પન્ન થાય છે. તમારા મનમાં એમ છે કે આપણાથી બીજાને હલકા બનાવીએ તો આપણે વગર મહેનતે ઉચ્ચ કહેવાએ, પરંતુ એમ સત્કર્મ વિના કયાં મોટાઇ મળે તેમ હતી? રાવણ બ્રાહ્મણ હતો પણ દુષ્કૃત્યને પ્રતાપે રાક્ષસ ગણાયો, જો તમારે આખા વિશ્વમાં માન મેળવવું હોય તો ઇશ્વરને વ્હાલામાં વ્હાલા એવા જે અંત્યજો તેને સુધારવા માટે તમારી જાતને કુરબાન કરો.



---

# 'સ્ત્રી કેળવણી.'

આપણે જ્યાં સુધી આપણી ચડતીનું કાર્ય ન સમજીએ ત્યાં સુધી આપણાં કમભાગ્ય કહેવાય કારણકે સ્ત્રી શિક્ષણ એજ દેશની સમૃધ્ધિ છે તેથી એ માન ખરેખર સ્ત્રી શિક્ષણનેજ છે. જ્યાં વિદ્યા હુન્નર અને સંપનાં વૃક્ષો નવપલ્લવીત થયાં હોય ત્યાં જુઓ તો લક્ષ્મી ઢગલા મોઢે ધસડાઇ આવે છે જે દેશ દુ:ખી હોય તેનું તમે ન સમજ્યા હો તો હું તમને સમજાવું છું કે જે રાષ્ટ સ્ત્રી કેળવણીમાં પછાત હોય, ત્યાંના વતનીઓએ પોતાની જીંદગી ઉત્તમ જાહોજલાલીમાં વીતાડવાની આશા છોડી દેવી જોઇએ. જે માણસ સ્ત્રી કેળવણીને ધિક્કારે છે, તે પોતાની જાતને ધિક્કારે છે. સ્ત્રી કેળવણી એજ આપણી ચડતીનું મુળ છે. કદાચને અજ્ઞાન માણસો પોતાની વાચાળ શકિતથી સ્ત્રી કેળવણીના દોષો આપણી આગળ રજુ કરે તો પણ તેમાંથી તલભાર જેટલી સ્ત્રી શિક્ષણની શ્રધાને ઓછી થવા દેવી નહિં. જે માણસ હીણભાગી હોય એજ સ્ત્રી કેળવણીને ધિક્કારે છે. અનસૂયા, સીતા, દ્રૌપદી, ગાર્ગી, દમયંતી વિગેરે ભારતની ગૃહદેવીઓએ આપણને કયે ઠેકાણે કલંક લગાડયું? સ્ત્રી કેળવણીથી અનર્થપાત થાય છે, એમ બોલનાર મહાશય બહુજ ભુલ કરે છે. જે વખતે જગતગુરૂ શંકરાચાર્ય પોતાના ધર્મનો દિગવિજય કરવા નીકળ્યા, ત્યારે ફરતા ફરતા જૈન પંડિત મંડનમિશ્રના નગરમાં આવ્યા હતા ત્યારે ત્યાં બંનેને ધર્મ સંવાદ થયો. એ વખતે એ બંનેમાં કોણ હારે જીતે છે, તેનો તોડ ઉતારવા મંડનમિશ્રનાં ધર્મપત્ની લીલાદેવી વચમાં ઉભાં રહ્યાં. કહો! આ વાત કેટલી બધી પ્રશંપાપાત્ર છે? જૈનપંડિત મંડનમિશ્ર અને જગતગુરૂ શંકરાચાર્યના વાદવિવાદનો તોડ ઉતારવો એ કાંઇ જેવું તેવું ન હતું. જ્યારે તેનાથી સવાઇ વિદ્વતા હોય ત્યારેજ તેની હાર જીતની ખબર પડે છે. એ ફેસલા વખતે લીલાદેવીમાં એક એવી ખુબી અને રહસ્ય સમાયલું હતું, કે જેની પ્રશંષાજ ન થઇ શકે! પોતાના પતિને સંન્યાસ લેવો પડશે એવી ખબર છતાં શંકરાચાર્યને ખરેખરો ન્યાય આપ્યો વાહ! વાહ! એવો ન્યાય તો વિદુષી લીલાદેવીજ આપી શકે! ધન્ય હો શિક્ષણ પામેલી દેવીને કે કંઇ પણ પક્ષપાત રાખ્યા વગર પોતાના પતિને સાફ સાફ કહી દીધું કે, આમાં તમારી હાર થઇ છે! નકી તમારે જગતગુરૂનું શિષ્યપદ સ્વીકારવું પડશે. ભાઇ જો એ વખતનો જમાનો યાદ કરીએ તો આપણા કરતાં પશુઓ સારાં કે એક વખત બતાવેલો માર્ગ અને બતાવેલું કાર્ય ભૂલી જતાં નથી. જે દેશમાં સ્ત્રીઓ મુંગી અને મુર્ખ હોય, તે દેશનાં સંતાનો ડાહ્યાં શી રીતે સંભવે? અને કદાચને ડાહ્યાં બનેલાં હોય તો એમાં મૂર્ખતાનો અંશ તો હોવોજ જોઇએ. જેમ એક હાથે તાળી

ન પડે, એક પૈડે ગાડી ન ચાલે, તેમ પુરૂષ ભણેલો અને સ્ત્રી અભણ હોય, તેનો ગૃહસંસાર મુએલોજ સમજવો, આપણે અનાદિકાળથી દુઃખના ચક્રમાં અટવાતા હોઇએ તો સ્ત્રીને શિક્ષણ નથી આપતા એજ મોટું કારણ છે. જે દેશમાં સ્ત્રીઓ હજારો માણસોમાં લેકચરો આપતી હોય. મહાન વકતા તરીકે સુપ્રસીદ્ધ હોય, તે દેશની ભુમી દેવ ભુમી હોવી જોઇએ. એવી ગૃહદેવીઓ જો ગૃહે ગૃહે વિરાજતી હોય તો, એવો કોઇ નથી જન્મ્યો કે તેવા દેશની પાયમાલીનાં ચિન્હો શોધી કાઢે તમારે દેશને પુર્ણ સ્મૃદ્ધિવાળો બનાવવો હોય. તો જે સ્ત્રીઓ ભવિષ્યમાં માતાઓ થવાની છે, દેશનાં ઉદ્ધારનાં રત્નો સોંપતી જવાની છે, તેને ઉત્તમ શીક્ષણ આપો ? કે તેના ખોળામાં રમનારાં બાળકો સારાં ડહાપણ ભરેલાં લાયક અને આબાદ શૂરવીર બને. તમારા જીવનની સાર્થકતા માટે તમારે મજબૂત કિલો બાંધવો હોય, તો એકદમ સ્ત્રી શિક્ષણ આપવા માંડો? તમારામાં શું એટલી શક્તિ નથી ? કે પુત્રને શિક્ષણ આપો અને બાળાને ન આપી શકો ! શું તમારાંજ ખુદ સંતાંનોમાં આટલો બધો મતભેદ અને જુદાપણું ! તમારા પૂર્વજોને આવી તમારી લુચ્ચાઇની ખબર પડશે તો બિચારાં રોશે અને કળકળશે અને બીજા દેશના પૂર્વજોની પાસે શરમીદું મૂખ લઇ, વિના સન્માને ઉભું રહેવું પડશે. પૂર્વે દધીચી મુનીએ દેવતાઓના આત્મરક્ષણાર્થે પોતાના શરીરનાં હાડકાં પરદેશી ઇન્દ્રને જીવતાં છતાં કાઢી આપ્યાં ત્યારે શું ! તમે તમારાજ દેશનાઅર્થે એ ગરીબ બાળાઓની દાઝ ન હોલવી શકો ? અહાહા ! કેટલી બધી નિર્દયતા ! તમે એ નિરાપરાધી બાળાઓને વિધાદાન આપો તો તમારા દેશના ઉદ્ધારનું એક ઉત્તમ શસ્ત્ર બનશે. જે દેશમાં સ્ત્રીઓને શીક્ષણ ન મળતું હોય તે દેશ સ્ત્રીના શ્રાપે વેરાન બની જાય, છે, સ્મૃદ્ધિવાન હોવા છતાં અગણીત દુઃખો વાજતે ગાજતે પધરામણી કરે છે, પુણ્ય ભૂમી પાપક્ષેત્ર બની જાય છે, વીરનરો બાયલા અને ફોશી બને છે, સજળ વ્હેળા પાણી વગરના થઇ જાય છે, સર્વ ભૂમીઓનું અન્ન ક્ષેત્ર સાર્વભૌમને ખાવા દોડે છે, હરવખત દુષ્કાળો પડી જનસમુહને પીડે છે. જે સ્થળે અમૃતની ધારા છુટતી હોય, ત્યાં રક્તનો સબળ પ્રવાહ જોસબંધ વ્હેવા માંડે છે, પરમાત્મા જગ સ્વામી અને દયાળુ પરોપકારી છતાં પોતાની એ પદવી છોડી દઇ સર્વત્ર મનુષ્યોનો કટ્ટો વૈરી બની જાય છે, સ્નેહિઓ ભાઇનું નહીં પણ કસાઇનું કામ કરે છે. માટે પરમાત્મા જે સ્ત્રી કેળવણીના અભાવે તમારા પર ઝેર વરસાવી રહ્યો છે, તેના તરફથી દયા મેળવવાને માટે તમે સ્ત્રી શિક્ષણ આપવાની શરૂઆત કરો ?

જે માણુસ સ્ત્રી શિક્ષણને માટે સારા વિચાર ધરાવતો હશે એ પરમાત્માને વ્હાલો છે. જે સ્ત્રી પતિને ઉત્તમ કીર્તિની વૃદ્ધિ કરાવી, ઘરમાં

એક સાચી ગૃહિણી તરીકે જીવન ગાળે છે, તેની લાયક સ્ત્રીઓને જે મુંગી રાખવાના ઇરાદાવાળો હોય તેવા હલકટ મનના માણસને શા માટે લાયક ગણવો જોઇએ ? જે સ્ત્રી આપણી સુખ, શાન્તિમાં અને ધર્મમાં તેમજ ગૃહકાર્યમાં આપણી સહાયકારી છે અને પ્રેમ તથા સેવા એ એના ધર્મનો બીજ મંત્ર છે, મન, વચન અને કર્મ વડે જે પતિની સેવામાં આખી જીંદગી ગુજારે છે, એવી ગૃહ લક્ષ્મીને શા માટે અભણ રાખવી જોઇએ ? જેઓ પતિના હિતાર્થે, યમ, નિયમ આદિક સાવિત્રી વૃત્તો પાળી, આયુષ્યને ચાહે છે અને વખતો વખત આત્મભોગ આપી આપણી કીર્તીમાં વધારો કરે છે. એવી સ્ત્રી પ્રત્યે દયા કરો.

એ સ્ત્રી એક વાતે દેશ પુત્રી છે. દેશભક્તની માતા છે. ગૃહ દેવી છે. માટે એ ત્રણ ઋણ આપણી પાસે તેનાં રહે છે તેથી તે ઋણ અદા કરવા માટે આપણે સ્ત્રીઓના લાભમાં ઉતરવું જોઇએ. આપણા લાભને માટે જેઓ કડવા અનુભવોને મીઠા સમજે છે, એવી દેશની અને આપણા ભાગ્યની ઉન્નતિકાર દેવી, ખરેખર પ્રશંસાપાત્ર છે. નાની વયમાં માબાપને ઘેર ઉછરી, પુખ્ત વયમાં સસરાને ઘેર જઇ, જે સ્ત્રી વિશ્વાસપાત્ર બને છે અને ત્યાં સર્વની આજ્ઞામાં રહી, જે જે સેવાઓ બજાવે છ તેના બદલામાં આપણે તેની કદર કરવી જોઇએ છે. બાળકને ઉછેરવામાં જે સ્ત્રી કાળજી અને ખંત રાખે છે તે ભવીષ્યમાં આપણને બહુજ લાભ કર્ત્તા છે. દેશનું ભલું કરવામાં સ્ત્રી અગ્રેસર છે. એમ જાણતાં છતાં આપણે વ્યવહારમાં તેના પરત્વે જે જે સ્વાર્થઅંધતા રાખીએ છીએ અને તેને ગુલામની માફક સમજી, તેના સર્વત્ર હકકો છીંનવી લેવા કરડાકી કરીએ છીએ, તેનાં ફળ આપણે બરાબર ભોગવવાનાં છે. આવા પ્રકારની જુલમી સ્વામીવૃત્તિ ન હોય ! તમારે શુદ્ર વૃત્તિ તજી દઇ દાતાર બનવાનું છે. તેમાં કંજુસાઇ ન કરો ! તમારાથી એ હકકો સુરક્ષિત્ર નહિ રહે ! તેનો હોય તે તેને આપો અને તમારો હક હોય તે તમે રાખો. તમારા હક્કને તમે વળગી રહો તો સ્ત્રીના હકકો એની મેળેજ તમને નમન કરશે. ખાસ તમારીજ બળતરા મટાડવા માટે આ કહેવામાં આવે છે.

તમારો ધર્મ સ્ત્રીના ધર્મ કરતાં વિકટ છે. હાલમાં તમારા તરફથી જે સ્ત્રીઓને ભોગવવું પડે છે તે રાક્ષસી ન્યાય છે. અનહદ અન્યાય છે. મોટામોટા શહેરોમાં કેળવાયેલા નિતિવાન પતિની ભાર્યાઓને. કદાચને સ્ત્રીના દુઃખ દર્દની ખબર નહિં હોય, પરંતુ અભણ પતિની પત્નીઓ પોતાના ઘરમાં સત્યપણે કાર્ય કરતાં છતાં, જે ગુલામીમાં રગદોડાય છે; તેની તો સીમાજ નથી. તેઓ તો સ્ત્રીને ચારસો, પાંચસો કે હજાર, બે હજારની વેચાતી લીધેલી કાયમની ગુલામ સમજે છે. એ પીડા તેનેજ પુછવામાં આવે તોજ આબેહુબ વર્ણન થઇ શકે તેમ છે.

પુરૂષો ! સમજો તો એ તમારૂં અર્ધું અંગ છે. તમે અર્ધું અંગ ગંદુ રાખી જનસમાજમાં જશો તો તમારી મશ્કરી થશે. કોઇ તમને માન આપશે નહિં જનસમાજની સાથે આખી આલમ સ્વચ્છતા અને ઉજ્જ્વલતાની ઘેલી છે. એ તમે નથી સમજતા ? તમારી સ્ત્રી પ્રત્યેની મનની જે જે ભલી લાગણીઓ જાહેરાતમાં આવે એજ તમારી સજ્જનતામાં વધારો કરે છે. તમે સ્ત્રી તરફ માન, કે ભાવ નહિં રાખો તો દુનીયાની દરેક પવિત્ર દેવીઓ તમારા હૃદયને ફડફડાવશે, આંખમાંથી ઉન્હાં આસુઓની ધારા વ્હેવડાવશે.

તેઓનો આશીર્વાદ તમારી આગળ અપ્સરાઓને નચાવશે. ન્યાયાધિશ જ્યારે ન્યાયપર બેસે છે, ત્યારે તેમાં ન્યાયનો સંચાર થાય છે. અને જો તેમ ન થાય તો તેને અન્યાયનું નામ આપવામાં આવે છે. તેમ તમે કોઇ દિવસ ગૃહસ્થાશ્રમની ગાદી પર બેસી, તમારા ગૃહનાં માણસોને સારો ન્યાય આપ્યો છે ? અને જો ન્યાયની તરફેણમાં ઉતર્યા હશો તો તો ઠીક; નહિંતર તમો પણ બડા સ્વાર્થ બાજીના ખેલનારા શકુનીના સ્નહિવર્ય છો. હીરાની પરિક્ષા કરો છો, મોતીઓને પરખો છો, પણ તમારા ગૃહમાં અમુલ્ય રત્ન એવી જે ગૃહિણી છે, તેની તમારી પાસે કિંમત છે ? શાસ્ત્રો, શ્રુતિ સ્મૃતિઓ ભલે ગમે તેવા મત ખેંચી પોતાનો ધર્મ સાબિત કરે. પણ મને તો એજ રહસ્ય અને એજ તત્વ હાથ લાગ્યું છે કે કોમળ હૃદયનાં મનુષ્યો પર આઘાત નહિં કરો! તમારા ચરણુમાં જેણે આખી જીંદગી કુરબાન કરી છે. તેને સંતોષો ! સર્વ મહાત્મા પુરૂષો એ સેવાને અસંખ્ય બ્રહ્માંડોનું પોશણ કહે છે.

જ્યારે પુષ્પની સુગંધ લઇએ ત્યારેજ નાકની ખરી તાકાત જણાઇ આવે છે. તેમ સ્ત્રી ગૃહકાર્યમાં, માન સન્માનમાં, દેશના ભાવિ ઉદ્ધારકોને પાળવા પોશવામાં જે શ્રમ ઉઠાવે છે ત્યારેજ તે દેવી હોવી જોઇએ એમ નક્કી સિદ્ધ થાય છે. ત્યારે એ અતુલ ભાગ્યની માતા શા માટે સુખને લાયક ન હોય ? શાસ્ત્રોમાં કહ્યું છે કે શરણે આવેલાંને નાઉમેદ ન થવા દેવાં એજ મોટામાં મોટો ધર્મ છે, તેમ સ્ત્રી તમારે શરણે છે. પૃથ્વીનો આશ્રય લઇ દરેક મનુષ્યો ચલન વલન કરે છે, તેમ ગૃહસ્થાશ્રમના આશ્રયે બધા આશ્રમો અને ધર્મો રહેલા છે, તો જેને લઇને ગૃહસ્થાશ્રમ એવું નામ પડયું છે અને જેને લઇને સારાં સારાં સુકૃત્યો થઇ શકે છે, એવી ગૃહ દેવીનો તીરસ્કાર, એજ પડતીનું જબરૂં હથીયાર છે. તમને જેમ દુઃખ થાય છે તેમ બીજાને પણ થતું હશે એ સુત્ર ભુલી જઇ તમે શા માટે ગૃહ દેવીઓના ગળાપર કાપ મુકો છો ? ધૃતરાષ્ટ પ્રત્યે વિદુરજીએ કહ્યું છે કે કોઇ પણ સંકટ આવી પડે તો મનુષ્યે પોતાની વ્હાલી વસ્તુનો

પણ ત્યાગ કરી દેવો. આખા કુળનું હિત થતું હોય તો ગમે એવું સગું હોય તો પણ તજી દેવું. કદાચને ગામનું હિત થતું હોય તો કુળને તજી દેવું. દેશનું હિત થતું હોય તો ગામ ખુશીથી છોડી દેવું. વળી આત્માનું હિત થતું હોય તો દેશને તજી દેવામાં કાંઇપણ હરકત નથી, તેમ તમે સ્ત્રીઓના હક ખુંચવી લીધેલા હોવાથી એ ગૃહદેવીઓના પોતાના અભણ અને ગુલામ આત્માને શી રીતે મુકત કરવો. એનો જવાબ તમે સત્વર આપો ?

મોક્ષપદ પ્રાપ્તિવાળાઓએ પોતાના માર્ગમાં સ્ત્રીનો સંસર્ગ સલામતીભર્યો નથી, એમ દરસાવ્યું છે. પણ તેને લઇને હવે ગૃહસ્થાશ્રમવાળાઓ પણ પેલાની જેમ બોલવા લાગ્યા છે. પરંતુ એમ નથી સમજતા કે કદાચને ત્યાગીને સ્ત્રી વિઘ્નકર્તા હોય પણ તારે શું છે? તને તો ગ્રહસ્થાશ્રમમાં એક મિત્ર તરીકે સ્ત્રી કામ લાગે છે. આખી જીંદગીની ગુલામગીરી સ્વીકાર્યા છતાં તેને બદલો તો આજ આપવાના કે ? એને બિચારીને ઠેઠ નર્ક સુધી તો પહોંચાડી આવ્યા અને વખતોવખત સુવાકયોને બદલે ગીરી પુષ્પોથી પણ વધાવો છે. અને વળી ઉપરથી સ્ત્રી નર્કની ખાણ જેવી છે, એના શરીરમાં એકે પદાર્થ લાયક નથી હોતો, એમ કહો છો ત્યારે મારા બંધુ! રાજા હરિશ્ચંદ્રના અવતાર! તારા શરીરમાં એવો કયો સ્ત્રીના કરતાં ઉત્તમ પદાર્થ છે કે તું તેની નિંદા કરે છે ? મોટા મોટા યોગીઓ પણ સ્ત્રીને આલિંગન કરવા માટે બહુજ વેગથી દોડેલા છે. કટાક્ષો પણ તેણેજ ફેંકેલા છે. ફસાયા છે પણ પોતે અને પોતેજ તેને હેરાન કરી, પાછા પોતે પવિત્ર રહી, કલંક પણ સ્ત્રી ઉપરજ લગાડયું છે, ભાઇ! હું તને સાચું કહું છું કે તું કોઇની આડે નહિં આવે તો તારી આડે કોણ આવનાર છે? જ્યારે મોટા મોટા વૈભવવાદીઓ, ઇન્દ્રનું રાજ્ય પ્રાપ્ત કરવા માટે, તપશ્ચર્યામાં જોડાતા, ત્યારેજ ઇન્દ્ર તેની આડે આવી વારાંગનાઓને મોકલી તેના કાર્યમાં વિઘ્ન નાખતો.

જેને કોઇની પજવણીની વૃત્તિ નથી હોતી તેને કોઇ સતાવે છે ખરાકે? ઘણાએક મુનીઓ થઇ ગયા છે, કાંઇ બધાઓની આડો ઇન્દ્ર આવ્યો હોય એવું સમજાતું નથી. ભાઇ! તારામાંજ દોષ હોવાથી તું બીજાની પર દોષ ઢોળી પાડે છે. કોઇ સ્વરૂપવાન સ્ત્રી નીકળે છે, એટલે તું એની સામું જોઇ નિશ્વાસ નાખે છે અને બાપ દાદાઓ મરી ગયા હોય તેમ રાડો પાડી મોવાળે છે. તો શું! તને તારા મરી ગયેલા પૂર્વજો યાદ થઇ આવ્યા છે? જો તેમ ન હોય તો મહેરબાની કરી અમને શામાટે ભ્રમણામાં નાખે છે? તું જે સ્ત્રી પર ગાંડો ઘેલો થઇ જાય છે. તે સ્ત્રીમાં તારા કરતાં કોઇ ઉત્તમ

પદાર્થ નથી. તું ભુલથી ઉત્તમતા માને છે. કુદરતે બનાવટ સરખી કરી છે. એનું પણ તને ભાન નથી? મારા વડિલ ભ્રાતાઓ! આ તમારી ભુલ સુધારો. સ્ત્રીની પાછળ પડનારા પણ તમે અને તમારા દોષને છુપાવી તેને ફટકા મારનારા પણ તમે. મને કોઇ ઠેકાણે એવું બતાવશો? કે પુરૂષની પાછળ સ્ત્રી વનવન રખડતી જોઇ. હું દરેક પુસ્તકો પરથી સાબીતી આપુ છું કે પુરૂષોજ ગુન્હાને પાત્ર છે. જેમકે રીસાળ માણસ એક વસ્તુ પડી ફુટી જાય કે એની સાથે બાજી બધી વસ્તુઓને ક્રોધે ભરાઇ ફેંકી દે, તેમ તમે પણ એમજ કર્યું છે. હાથે કરીને અધર્મના ઉપાસક ન બનો? તમારાથી બીજો એકે સુધર્મ ન બની શકે તો આ વગર ખર્ચની તમારી ભગિનીઓ પર મીઠી નજર ફેંકવાનું ન ભૂલતા. તેના તરફ માન અને દયાની પવિત્ર વૃષ્ટિ વરસાવો? વિચાર કરો! એ સંસારમાં સાચો સુકાની છે. જ્યારે તમે પુખ્ત વયમાં આવ્યા હો અને તમારા પર ગ્રહસંસાર ચલાવવો એવું પ્રજાપતિનું ફરમાન આવે, ત્યારે તમને સુહૃદની માફક સ્ત્રી લાભ કર્તા છે. સુખ દુઃખમાં ભાગ લઇ, આખી જીંદગી અમુલ્ય સેવા બજાવે છે. જે માણસ આવા અનહદ ઉપકાર પર આમ અસંખ્ય કુવાક્યોના ફટકા મારે એ ખરેખર મનુષ્ય વ્યકિતને શરમાવા જેવુ છે.

તમે આટલેથી ધરાયા નથી. જાણે કેમ તમે સ્ત્રીના દોષોને જાહેર કરવા લાંબો વખત ન લીધેલો હોય, એવું જણાય છે. એ આપણા માર્ગમાં આડખીલી છે. નર્કની ખાણ છે, મળમુત્રનો ભંડાર છે. એ પ્રપંચી જાળ છે. પુનઃજન્મના ફેરામાં નાખનાર છે. નર્કના કીડા હોય, એજ એમાં મોહ પામે. એ માંસની પુતળી પુરૂષોના રૂધિરનું પાન કરનાર ભયંકર યક્ષણી છે. પરમાત્માએ ઇરાદા પૂર્વક સ્ત્રી રૂપી દિપક પુરૂષરૂપી પતંગીયાને બાળીને ખાખ કરી નાખવા માટે રચેલો છે. જેની બુદ્ધિ ભ્રમીત થઇ ગઇ હોય એજ હાડમાંસ અને નમોની ગુથણીવાળી સ્ત્રીના શરીરપર મોહ પામે. જેમાંથી મળ, મુત્ર અને રૂધિરનો પ્રવાહ ચાલ્યા કરે છે, તેવી સ્ત્રી સુંદર શી રીતે હોઇ શકે? સ્ત્રીરૂપી લોહની ખીલીઓ પુરૂષરૂપી જડભૂમીમાં મારવા માટેજ બનાવેલી છે. અગ્નિ જેમ બધી વસ્તુઓને બાળવામાં પહેલો નંબર લે છે, તેમ સ્ત્રીઓ પણ પુરૂષોનાં અંતઃકરણો બાળવામાં તેનાથી ક્યાં ઉતરે એમ છે. જેની સોબતથી સદાય જોખમમાં ઉતરવું પડે છે, એવી સંકટના સાત સમુદ્રોની માતા જરૂર મૃત્યુને ઉભું કરે છે. એમ કહી તેનાપર આક્ષેપોનો કંઇ હિસાબજ રાખ્યો નથી. એવી રીતે જુઓ તો સ્ત્રીઓની આંતરીક દશા કેટલી બધી દુખમય હશે? એ

સ્હેજ જણાઇ આવશે. એ બિચારી અભણ હોવાથી તમને કોઇ રીતે સામો ઉત્તર આપી શકે એમ નથી અને ઘણું કરીને એને અભણ રાખવામાં તમારો એવોજ હેતુ હોવો જોઇએ કે જો તેને ભણાવશું, સારી લાયક અને સ્વતંત્ર બનાવશું, તો પછી આપણાથી મન માન્યા અપવાદો આપી શકાશે નહિ. પુરેપુરી આપણી સેવા પણ નહિ કરે. મુળ આવાં તમારાં સ્વાર્થી કાર્યોને લઇને તમે એને દુઃખ દેવામાં ખામી રાખતા નથી, અને જો પહેલેથી દાબમાં રાખીએ તો આખી જીંદગી ઉંચુ માથું કરી શકે નહિ, તમારી મોટામાં મોટી આ ખુબી છે.

ભાઇઓ! પરમાત્માએ નાનાં નાનાં જીવ જંતુઓમાંથી મનુષ્ય જેવું દેવ પ્રાણી બનાવ્યું છે, એને જો રાક્ષસ કહેવામાં આવે તો ઇશ્વરી કૃતિને ધિક્કારવા જેવું થાય આ તો ભુલ આપણી અને દોષ બીજાને? સ્ત્રીની પાછળ મરી ગયો મજનુન અને દોષ આપ્યો લયલીને તેમાં મજનુનની ઘેલછાને કેમ ન ગાવામાં આવી? સ્ત્રી જો પુરૂષની પાછળ પાછળ ભમી તેને જ્યાં ત્યાં હેરાન કરતી હોત તો મારે અવશ્ય સામી એવીજ લીટી દોરવી પડતે કે સ્ત્રીઓ હવે તો પુરૂષોનાં કલેજાં ખાઇ ગઇ છે. જ્યાં જુઓ ત્યાં પાછળને પાછળ! પરંતુ તેમ તો કાંઇ નથી? પુરૂષોએજ સ્ત્રીઓનાં હરણ કરેલાં છે. ફરહાદ પણ તેવીજ રીતે મરણ પામેલો છે.

"આમાં એક ઉત્તમ તત્વ સમાયલું છે, તમો જેને હલકી કહો છો? તે તમારા કરતાં અમુલ્ય છે. જે વસ્તુપર આપણે તણાઇએ તે વસ્તુ આપણા કરતાં તાકાતમાં વધે છે. મોહ પામનાર કરતાં મોહક વસ્તુ કિંમતમાં, સત્તામાં વધે છે. સામી વસ્તુ જ્યારે આપણા કરતાં વધારે ગુણવાળી હોય, ત્યારેજ આપણે તેના તરફ તણાઇએ છીએ; માટે સ્ત્રી આપણા કરતાં તેજસ્વી, પરાક્રમી, સદ્‌ગુણી અને લાયક હોવી જોઇએ, એમ સાબિત થાય છે. સ્ત્રીનાપર મોહ કર્યાથી, અંતઃકરણમાં જખમ થાય તો એમાં બીચારી બાળા શું કરે? તમારૂં હૃદય નબળું હોવાથી તુટી ગયું! જેનું અંતઃકરણ કાચું અને જર્જરીત બનેલું હોય તેનુંજ હૃદય રદ થઇ જાય છે. બાતલ બને છે. તમારૂં દીલ ઠેકાણે નથી એટલેજ તમે હજારો ફાં ફાં મારો છે અને તેને લઇનેજ તમે મહાનતા ગુમાવી બેઠા છો. સમગ્ર સૃષ્ટિના નરવીરોને, મહાત્મા પુરૂષોને ઉત્પન્ન કરનાર મહાન દેવીઓને તમે યક્ષણીના નામથી બોલાવી ગુલામડી, ચાકરડી. નીચ સ્વભાવની એવાં એવાં સંબોધનો આપો છો; એ બધું જોખમ તમારે શીર છે. એ દરેક અવગુણોનો આરોપ તમારા પર આવશે..

જુઓ! તમે સ્ત્રીને ગુલામ કહો છો તેથી તેની પ્રજા સ્વતંત્ર નથી બની શકતી! પૂર્વે સ્ત્રીઓની ગણના દેવીઓની પંક્તિમાં થતી, તો તેની પ્રજા સાર્વભૌમ કે બલ્કે ભુવરલોકને પણ વશ કરવા શક્તિમાન હતી. આ વાત ખોટી જણાય તો મહાભારત, ભાગવત, રામાયણમાં હજારો દાખલા મળી આવશે.

જે સ્ત્રી પુરૂષો પશુ વૃત્તિથી સંતાન ઉત્પન્ન કરે છે, અરે! શીવ! શીવ! હું પણ ભુલી ગયો. પશુઓ ઉપર નાહકનો આક્ષેપ આપી દેવાયો! આપણાં કરતાં પશુઓ પણ વિષયમાં નિયમીત હોય છે અને આપણું હિંદનું વાતાવરણ બીજાના દોષો જોનાર અને ખોટા આક્ષેપો લગાડનાર હોવાથી, બિચારાં લાયક પશુઓને પણ હલકાં ગણવામાં કયાં પાછી પાની કરે તેમ છે, માટેજ વિષયવાસનાને પશુવૃત્તિ એ પ્રત્યય નહિં લગાડતાં, હું એમ કહું છું કે 'મનુષ્ય શુદ્રવૃત્તિ' જ્યારે મનુષ્ય શુદ્ર વૃતિવડે સંતાન ઉત્પન્ન કરી શકે, ત્યારેજ દેશને મધ્ય દરીયે ડુબી જવું પડે. અને ત્યારેજ અભ્યુદયની આશા ન રાખી શકાય. જ્યારે આપણે સ્ત્રીને દેવી કહીએ ત્યારેજ આપણે દેવતા બની શકીએ. શ્રીકૃષ્ણ પરમાત્મા, બુદ્ધદેવ, રામચંદ્ર, મહાવીર સ્વામી, પરશુરામ, ધર્મરાજા, એવા એવા મહા પુરૂશોત્તમોની માતા કે જે સ્ત્રી જાતિ છે, તેને યક્ષણીઓ, રાક્ષસી સ્વભાવની વિગેરે શબ્દો કહેતાં કેમ જીભ ઉપડવી જોઇએ. આપણે સ્ત્રીઓને ડાકેણ કહીશું તો ભલા ડાકેણના ઉદરમાં ઉત્પન્ન થયેલા શું કહેવાય? જુઓ! આપણેજ હાથે કરીને પલીત બન્યા કે નહિ? સ્ત્રીને પહેલેથીજ દેવીના ઉપનામથી બોલાવી હોતે તો એક મહા પ્રતાપિ દેવી તરીકે પ્રસિદ્ધમાં આવી, દરેક સંતાનને દેવતા સમાન બનાવી આપતે. આપણે એ નિરાપરાધી બાળાઓ પર, આવા આક્ષેપોનો મોટો ગાંઠડો મૂકી, એક હલકામાં હલકી ગણી કાઢી છે. ધર્મરાજાએ પોતાની સ્ત્રીમાં દેવીનો અંશ છે, તે મહા પ્રતાપશાળી શક્તિ છે, એવું જાણવાથીજ પોતે તેની પગચંપી કરી હતી, એ મોટા મનની સદ્ગુણી સ્ત્રીઓને માટે લાખોવાર દારૂણ યુધ્ધો થયેલાં છે એના રક્ષણને માટે લાખોના જાનમાલ ઉડી ગયા છે, એ પ્રતાપી આત્માને હરકત ન થાય, તેથી અસંખ્ય બુરજજો બંધાયા છે, માટે એ ઉપરથી સાબીત થાય છે કે તેમાં કોઇ અદ્દભુત ઇશ્વરી શક્તિ રહેલી છે, એ આખી સ્રષ્ટિની જન્મ ભુમી, સબળ શક્તિમાન દેવી, સર્વથા પ્રશંષનીય છેં. એના ગેરલાભમાં જેટલા શબ્દો બોલાય, તેટલા બધા અતીશ્યોક્તિ ભરેલા ગણાય. મનુષ્ય જેમ જેમ સાત્વિક વૃત્તિને ધારણ કરતો જાય, તેમ તેમ લાયક અને સજ્જન બનતો જાય પરંતુ આપણે તો જુઠાનેજ માન આપતાં શીખ્યા જ્યારે કોઇના પણ દોષ

જોવાની વૃતિ નાબુદ થઇ જાય, એટલે પછી તેના દિલમાં સદા દેવ વાસો કરે છે. ગમે તેવી ખરાબ વસ્તુ હોય, તોપણ તેને પોતાના સહવાસમાં લાવી ઉમદા બનાવો? એ સ્ત્રી તમારા કપાળમાં જડાયલી છે, તમારી આખી જીંદગીનું જોડાણ છે, ખરાબ હોય નાલાયક હોય, તો તમે સારા સજ્જન હોવાથી કાં નથી સુધારતા? તમે લાયક હો તો તમને એ લાયકાત ખરાબને સારા કરવાથીજ પ્રાપ્ત થઇ છે. શું! તમારા લાભની વાત છે તો પણ નથી બની શકતું? મને એમ લાગે છે કે હવે તમારી પાસે સ્ત્રી સુધારણાનું તત્ત્વજ નહિં રહ્યું હોય? એટલે બચાવને માટે તેનાપર દોષો ઢોળી નાખો છો. એ પણ તમારા દોષોને જાહેરાતમાં લાવે, પરંતુ બિચારી બીન કેળવાયલી હોવાથી લાચારકે કંઇએ નથી બોલી શકતી. પરમાત્મા કરશે અને કુદરતને બદલો લેવાની ખરી શકિત હશે, તો થોડાજ દિવસમાં હું તમારાપર આક્ષેપોનું વાદળ આવતું જોઉં છું. એ બાળાઓ પોતાના દોષ ઉતારવા માટે પ્રયત્ન કરી રહી છે અને વખતે વખતે બોલે છે પણ ખરી.

માતાને ડાકેણ કહેનાર સંતાન શી રીતે દેવ બની શકે? કદાચને રાક્ષસ બન્યા હોય તો એમાં અમે શું કરીએ 'જેવી એની ભાવના એવીજ એને ફળ પ્રાપ્તિ' ભાઇ! વાણીના પૈસા પડતા નથી, જો કાંઇ કાંઇ તસ્તી પડતી હોય તો માત્ર જીવ્હાનેજ છે, એ પણ ન કહી શકાય કારણ કે બોલવું એ જીવ્હાનો ધર્મ છે. સારૂં નિકળતાં ખરાબ નહિં કાઢવું જોઇએ. અને એમાંએ વળી પોતાની માતા પ્રત્યે? કેળવણી પામ્યા પછી દરેક માણસે, ઉદ્ધત માણસનાં ઉચ્ચારેલાં આવાં કુવાકયો દુર કરવા માટે પ્રયાસ કરવો જોઇએ. તમારીજ માતાને આવી અપકીર્તી લાગુ પડે છે, એ તમે બીલકુલ નથી સમજતા! કેમકે સ્ત્રી જાતીમાં આપણી માતાઓ પણ આવી જાય છે. માટે તેને ઉંચસ્થાને વિરાજનારી, શૂરવીર દેશભકિતોની માતા તરીકે, તેનો જયઘોષ કરો? તમારી દિવ્યદૃષ્ટિ તમનેજ દિવ્યતા પ્રાપ્ત કરાવશે, ખરાબવૃત્તિ રાખશો તો તેજ ડુબાવશે. તમે દેવાલયમાં જાઓ છો, એજ વખત શ્રદ્ધાળુ અને પરોપકારી હો એમ ઠરે છે. પણ સ્તુતિમાં એમ કહો છો કે હે પ્રભુ! હું પાપી છું! અધમ છું! મને તારી લે! મારો છુટકો કર! આનું નામજ જીંદગીનો કંટાળો. આનું નામજ ઘોર કૃતઘ્નીપણું કેટલું બધું ખોટું! કેટલી બેઅદબી! આખા દિવસમાં કંઇ પાપ ન કર્યું હોય અને ઇશ્વર પાસે ખોટા ચોપડા ઉખેળી, પાપના ખાતામાં બે ત્રણ હજાર જીવ મારી નાખ્યાની ખતવણી કરાવવી, એ કેટલું બધું અનર્થકારક છે. તમે કહેશો કે શું આપણે પાપ નથી કરતા કે? જો તેમ હોય અને તમને

ખરી ખાતરી હોય કે અમે પાપ કર્યું છે, તો તમે જાણી જોઇને એ કેમ થવા દીધું. એવાં જાણી બુજીને કરેલાં પાપો શું એમ માફ થઇ જવાનાં છે કે ? પરમાત્મા એવો બાળક નથી કે તમારા સાકરના કકડાથી લોભાય જાય અને તમને છોડી મુકે. એ તો ખુનનો બદલો ખુનથી લેશે, એ બરાબર સમજી રાખવાનું છે. એ ઠગબાજી ત્યાં નહિં ચાલે. તમે ઇશ્વરની પાસેથી ક્યારે ભિક્ષા માગી શકો ? કે તમારી અમૃત નજરમાં સદાય અમૃત જરતું હોય. તમે ઇશ્વરની પાસે જઇ અધમના રૂપમાં તમારૂં વાતાવરણ રચી બતાવો, તો કોઇ દિવસ તમે તમારા હાથથી સુકૃત્ય નહિં કરી બતાવવાના તમારે સદાય ઉર્જ્વલતા ધારણ કરી, પરમ પવિત્ર અને સત્ય, નરવીર, વીરમાતાના સંતાન તરીકે બહાર આવવાનું છે. જો માતાઓ ડાકેણ અને પોતે અધમ એવી બે જાતની કાયમ ખાતે મગજમાં ધુન ભરાય તો પરમાત્માનો એવો નિયમ છે કે રટન કરનારને તેની ભાવનાનાં ફળો આપવાંજ જોઇએ. એક નાનું એવું પ્રાણી ભમરાનું ચિંતન કરે છે, તો થોડા રોજમાં ભમરારૂપે દૃશ્યમાન થાય છે. માટે તમારી ખરાબ ભાવનાને ભસ્મ કરો ? નરવીર રત્નોને પેદા કરનારની તરફ યક્ષીણીઓ અને પિશાચણીઓ એવા અપવાદો ન મૂકો ? તમારે પરિક્ષા કરવી હોય તો હમણાંજ એ ગૃહદેવીઓને સારા સંબોધનથી બોલાવો, તો એ સારા પ્રતાપશાળી પુરૂષોની માતા તરીકે ઓળખાવા લાગશે. અને ભવિષ્યમાં તમને પણ સ્વદેશ ભક્તના પિતા તરીકે ઓળખાવાનું માન મળશે. સ્ત્રી પ્રત્યેના જે જે આક્ષેપો છે તે બધા વિરાગી કહી શકે તો કાંઇ હરકત જેવું નહિં ગણાય. પણ એમાં એ થોડોક વાંધો આવે છે. ત્યાગી પુરૂષ ખરી રીતે સ્ત્રી તરફ, આક્ષેપ લગાડવાને શક્તિમાન નથી ઠરતો. કારણ કે જો તેનું મન દૃઢ હોય તો ભલેને શુકદેવની આસપાસ અપ્સરાઓ રમતી હતી એમ રમે ? પણ તેના મનની દુર્બળતાએ એ સ્ત્રીને ખરાબના રૂપમાં ગણી કાઢે છે. કદાચને એ કહે તો તેને ખુશીથી કહેવાય ઘો ? તેને હક છે પરંતુ ગૃહસ્થાશ્રમીથી તો એક અવળો કકો પણ ન બોલાય ‘ સ્ત્રી પ્રપંચની જાળ જેને હોય તેને રહેવા ઘો. સ્ત્રી તો પુરૂષને માટે સંસાર સાગરમાં નાવરૂપ છે. મજબૂત સ્તંભ છે. ગૃહસંસારનો પ્રવીણ પ્રધાન છે. યજ્ઞયાગમાં વિગેરે શુભ કાર્ય પ્રસંગે એનો પહેલો ખપ પડે છે. સ્ત્રી ન હોય તો એવાં શુભ કર્મો મુલતવી રહી જાય છે. એના વિના કોઇ કાર્ય સિદ્ધ થતું નથી. એવી સકલ સંસારમાં મનાતી ઉત્તમ સૌભાગ્ય દેવી શું ! વિષનીવેલી ! ડાકેણ ! રાક્ષસી ! નીચ ! હરામી ! ચાકરડી ! એવા એવા નહિં બોલવા યોગ્ય શબ્દોને લાયક છે ? જેનાથી જગતની શરૂઆત થાય છે, તેનાં મુળ કાપવાથી બંધુઓ તમારો વિચાર શું પરમાત્માની

શીલાને અહિંજ વિરામી દેવાનો છે કે શું ? એ કાંઇ હું સમજી શકતો નથી. તમે હરહમેશાં તેને ખરાબ વ્યક્તિરૂપે જાહેરાતમાં લાવશો તો ઘણી સારી અને લાયક હશે તો પણ નિર્લજ, કુલટા અને વ્યભિચારિણી, સ્વચ્છંદી તેમજ કુફેલની મહારાણી બનતાં વાર નહિં લાગે ! તમારા મળમુત્ર જેના અંગને સ્નાંન કરાવતાં હતાં અને જેણે તમારા માટે પોતાનું હાડપિંજર ખાલી કરી નાખ્યું છે. એવી પરોપકારી માતાઓને દેવી કહેતાં તમને કયું કલંક લાગે તેમ છે ? ઉપકારને ભૂલી જઇ શા માટે ભાઇઓ ! અપકારની અસીધારા વરસાવો છો. સ્ત્રી અને લક્ષ્મી એ જોકે લક્ષબિંદુને ચૂકાવનાર છે, એ ખરૂં, પણ ક્યારે ? જ્યારે છેલ્લી દશાપર આવ્યા હોઇએ ત્યારે એ સિવાય સ્ત્રી અને ધન ન હોય તો પછી જોઇ લ્યો ગૃહસ્થાશ્રમની મજાકે કેવી રમણીય જણાય છે ? વેદાન્ત ધર્માનુસાર ગ્રહસ્થાશ્રમ ચલાવ્યા પછી સંન્યસ્ત અને વાનપ્રસ્થ એમ એ પાછળના આશ્રમના ઉપાસકોને સ્ત્રી ભોગવવાનું ફરમાન નથી. કારણકે તેણે તો જગત વ્યવહારના સર્વત્ર અનુભવ કર્યા પછી આ છેલ્લી દશાને પ્રાપ્ત કરી છે. એમાં જો સ્ત્રી સામે નજર કરે તો પછી તેને લક્ષ્ય બિંદુ ચુકનાર તો શું પણ અસખ્ય જન્મોના સદ્ભાવને કાપી નાખ્યા છે એમ કહેવાય, મચ્છીમારે જેમ માછલાં પકડવા માટે જાળ પાથરેલી હોય, તેમ પરમાત્માએ અધમ જીવોને માટે સ્ત્રીરૂપી જાળ પાથરેલી છે. જે નીચ સ્વભાવના જીવો હોય, તેજ એવા બંધનમા બંધાઇ પોતાનો જીવ ગુમાવે છે અને ખરી રીતે એવા લોકોએજ પોતાની ભુલને લઇને સ્ત્રીઓ પર ખોટાં આળો ઓઢાડી અંતરની દાઝ શાન્ત કરી હોય, એમ જણાય છે. જુઓ ! કિચકે દ્રૌપદી પર લોભાઇ બાપનું કુળ બોળ્યું. રાવણે સીતા પર આશક થઇ રીદ્ધિ સિદ્ધિ અને મહાન રાજ્ય સાથે લાંબુ આયુષ્ય ગુમાવ્યું. વાળીએ સુગ્રીવની સ્ત્રીને બળાત્કારથી ઘરમાં બેસાડી તો શું સ્થિતિ થઇ ? તે તપાસો ! એમ નીચ લોકો તરફથી સ્ત્રી પર આવાં આળ આવી પડયાં હોય તો કાંઇ કહેવાય નહિં. આપણે આપણી ભુલને સુધારો. જો તમારામાં દોષ હોય તોજ તેમાં હોય ! તમે તમને પવિત્ર અને સ્ત્રીને ખરાબ જાણુતા હો તો સ્ત્રી અને પુરૂષ એવું જોડલું રચનાર પરમાત્મા પણ ભુલ્યો કહેવાય. તમને અને સ્ત્રીને પરમાત્માએ સરખા હક આપેલા છે. તમારી પાસે તાણુ હોય, અગર તો તમે તમારા હક ગુમાવ્યા હોય, તોજ તેના હક છીનવી લ્યો. એ દયાળુ છે, તમારી સેવા એજ તેનું સાર્થક છે, એમ સમજનાર વિવેકી અને શાણી ગ્રહદેવીઓ પોતાના હક તો શું ! પણ તેના પ્રાણુ આપતાં પાછી નહિં ફરે. એ દેશ

માતાઓ કોઇ દિવસ ગુલામ પદને લાયક નથી: જે કૌમારાવસ્થામાં દેશપુત્રી તરીકે, યુવાવસ્થામાં દેશભક્તની સુભાર્યા તરીકે અને ભવીષ્યમાં દેશભક્તની માતા તરીકે, ખરેખર પુજવા યોગ્ય છે. જેવી રીતે સ્ત્રી આપણી સાથે માન સન્માનથી અને સ્નેહથી રહે છે, તેવીજ રીતે આપણે પણ રહેવાની જરૂર છે. તમારે જન્મથીજ તેને અપવાદો આપવાની ટેવ પડી ગઇ છે. આપણે સ્ત્રી રત્નની કિંમત ન જાણતા હોવાથીજ આપણે તેની પાછળ ખાઇ પીઇને પડયા છીએ. એ અંધારે ખુણે સડે છે, એ કુમળું પુષ્પ છતાં આપણે તેને જન્મ થતાંનીવાર જ પથરો એવું સંબોધન આપી બોલાવીએ છીએ, સુકર્મી માતા પિતાનું સંતાન હોય, ગાય સમાન ગરીબડી હોય, પ્રેમની પ્રતિમા હોય, છતાં વખતો વખત કુતરી, ગધેડી એવાં એવાં નામોથી બોલાવાય છે. પતી જીવતો હોય છતાં રાંડ કહી તેના સૌભાગ્ય ચિન્હને આપણે નથી જોઇ શકતા. પતીવ્રત પાળી, સાસુ સસરાની સેવા કરતાં છતાં, વેશ્યા કુલટા વિગેરે અયોગ્ય શબ્દો વડે બોલાવતાં ધરાતા નથી. સારી હોય, લાયક હોય, કેળવાયલી હોય, તોપણુ જંગલીનું નામ હજુ ભુંસાયુ નથી. ગુણવાન પુત્રપુત્રીની માતા હોય છતાં માત્ર વાંઝણીજ કહેવાય છે. શરીરે સ્વચ્છ રહે તોપણુ ફુવડ અને સ્ત્રી ધર્મમાં પ્રવીણ છતાં કુભાર્યા કહેવાય છે. કોઇની આઘાપાછી ન કરે, શુદ્ધ અંતઃકરણની હોય, પાક વિદ્યામાં હુશીયાર હોય, મરણ કરતાં મર્યાદાને કિંમતી માને, એવી લજ્જાળુ, માયાળુ દેવીઓને દુઃખના ગિરી શીખરથી ગબડાવવી એ ક્રુરતાની નિશાની નહિં તો બીજું શું છે? એ બાળા આપણી મોંઘેરી થાપણ છે. આપણાજ હાથે તેનો ઉદ્ધાર છે. જ્યારે આપણે આમ દગો દઇ તેને અમૃતને બદલે વિષ ખવરાવશું, ત્યારે તો હદજ આવી રહી કે નહિ?

હવે આપણી અજ્ઞાનતાને સુધારે એવુ બીજું કયું સાધન છે? તમે જે લગ્ન ગ્રંથીથી બંધાયા છો તેનો બરાબર ઉપયોગ કરો. ઉંચ અને દિવ્ય વર્તણુક રાખી શુભકાર્યોમાં સહાયભુત, ધર્મ અને નીતિમાં વૃદ્ધિ કરનાર, ધર્મશીલ, પ્રતાપવાન દેવીઓનુ જીવન કેમ સાર્થકરૂપ નીવડે તેનો ઉપાય યોજો. આવો દંપતિ ધર્મ આખી જીંદગી નિભાવો તો દેશનું હમણુાંજ ભલું થાય તેમ છે. દેશસેવાને અર્થે વીરપુરૂષોને ઉત્પન્ન કરનાર, ભગવતી, દેશાભિમાની, શારીરીક શકિત મજબુત કરવા માટે બાળકોને ખંતથી ઉછેરનાર, ઉદ્યોગી, શીલવતી, ગૃહદેવીઓ સન્માન કરવા યોગ્ય છે. છતાં એ સ્ત્રીઓને બહુજ અન્યાય મળી રહ્યા છે, માટે એવી દેશના ઉદયના સાધનરૂપ સ્ત્રીને, આખા દેશના જીવની, સર્વ શુભકાર્યોની અધ્યક્ષ, સમસ્ત દેશની શકિત, મહાદેવી તરીકે હુ

અગ્રસ્થાન આપું છું, દેશની ઉન્નતિનું મુળ માતાઓ છે. એ પ્રવીણ પ્રધાન વગર ઘર સંપત્તિ. જ્ઞાન, વિદ્યા, રાજ્ય, પાટ વિગેરે ધુળ સમ જણાય છે.

જ્યાં સ્ત્રીઓને માન ન મળતું હોય, તે દેશની અને તે દેશના દરેક ગૃહની સ્થિતિ કંગાળ સમજવી, જે ગૃહે સ્ત્રી ન હોય તે ગૃહ રત્નથી પરિપુર્ણ હોય, તોપણ સ્મશાન જેવું સમજવું, એ લાયક ગણાતી ગુણમયી ગૃહદેવીઓના લાભાર્થે અંધતા, મૂર્ખતા અને બીજા કેટલાક અપવાદોને તજો. તેનો તમારે દુઃખમાંથી બચાવ કરવા માટે પુરેપુરો પ્રયત્ન કરવો જોઇએ છે. જેનામાં જ્ઞાન, શકિત અને અનુભવ છે, તેણે તો અવશ્ય સ્ત્રીના લાભમાં ઉતરવું જોઇએ. ડાહ્યા અને વિવેકી પુરૂષો તેની ભાર્યાઓના સદ્‌ગુણોથી વાકેફદાર હોય છે, માટે એવા પુરૂષો જો સ્ત્રીના માનમાં વધારો થાય, તેને સદાય ન્યાય મળતો રહે, એવો પ્રયાસ કરે તો તેવા દેશના હિતચિંતક, સજ્જન શીરોમણીને મારા ધુંટણીએ પડી શીર ઝુકાવ નમસ્કાર છે. અને જેઓ સ્ત્રીઓને અપવાદના રૂપમાં ગાયા કરે છે, તેઓનું મુખ હું નથી જોવા માગતો! દરેક ગૃહદેવીઓને મારી વિનતી છે કે પોતે અગર તો જો પોતાનો પતિ લેખક, કે કવિ હોય તો તેને સ્ત્રીના લાભમાં ઉતરવા વિનતી કરવી, કે જે ચળવળ વડે, લાંબા વખતથી ચાલતો આવેલો અપવાદનો ડુંગરો આ ચાલુ જમાનામાં બળીને ભસ્મ થઇ જાય સ્ત્રીઓ જ્યારે આ કાર્ય પોતાના હાથમાં લેશે ત્યારેજ અપવાદનો અંત આવી તેને ન્યાય મળશે. કહેવત છે કે "આપ મુઆ વગર સ્વર્ગે ન જવાય" તેમ સ્ત્રીઓ જ્યારે પુરૂષની મુંડકી ઝાલી, તેના પર આવેલા અપવાદો વ્યાજ સુદ્ધાં પાછા ફેંકે ત્યારેજ હું ભાગ્યશાળી થયો ગણાઉં કોઇ મને કહે કે તારે વચમાં આટલી બધી દાઝ શાની ? તો તેના જવાબમાં માત્ર એટલુંજ કહીશ કે હું તમને પુછું છું કે કોઇએ ખુન કર્યું હોય અને બધું આળ તમારા પર ઓઢાડી દેવામાં આવે તો તમારા અંતઃકરણ પર કેટલો બધો જખમ થાય ? તેમ સત્ય છુપાવી, અસત્યનો પડદો રજુ કરી, નિરાપરાધી બાળાઓના પર ગુન્હો ઢોળી નાખવો એના કરતાં સત્ય વાતને જાહેરાતમાં લાવી, અસત્ય અપવાદોને દાટી દેવા, એમાં કયુ ખોટું કામ છે ? આપણે એમ જાણીએ કે આ માણુસ બહુજ ખોટું કામ કરે છે; તોપણ એ દોષ નહિં સુધારતાં તેના દોષની વૃદ્ધિ કરવામાં સંગાથે મળી જઇએ, તો એનેજ હું તો પાપ સમજું છું, અનીતિ કહું છું. એ રિવાજ જંગલી જાનવરોમાંજ હોઇ શકે, પછી તો તમારી મરજી.

એક તરફ આપણે દુનીયાને અનીતિખોરના નામથી ઓળખાવીએ છીએ અને બીજી બાજુ આપણે એના કરતાં હલકુ કામ કરવા જતાં

શરમાતા નથી અને બિચારી નિરાપરાધી બાળાઓને વેચી, દેશમાતાઓનાં અંતઃકરણો દગ્ધ કરવાને સારો પાઠ ભજવીએ છીએ. આ વિષે આપણે માટે ઘણાએક લેખો બહાર પડે છે, છતાં બહેરા હોવાથી સાંભળતાં નથી. પુરૂષો સ્ત્રીઓને ગુલામગીરીમાં રાખી તેના માટે ગમે એવા કાયદા ઘડી રાખે અને ગમે એવો અત્યાચાર કરે; તોપણ એ બિચારી મુંગે મોઢે સહન કરે છે. સ્ત્રી મરી ગઇ કે તુરતા તુરત પુરૂષ બીજી સ્ત્રી કરવાને તૈયાર થઇ જાય છે. જ્યાં સ્ત્રીના સ્વતંત્રપણાની અને તેને સારે રસ્તે ચડાવી, વિદ્યા હુન્નરમાં પ્રવીણ બનાવવાની વાત આવે, ત્યાં તો પુરૂષોની આંખો લાલચોળ થાય છે અને વાચાળ માણસ તો સ્ત્રીની તરફેણમાં ચડનારની ધૂળ કાઢી નાખે છે. હું ઠારોઠાર એજ રાડો સાંભળું છું કે અરેરે ! ફલાણો રાજા આપખુદી કાયદો ચલાવે છે. અમોને ગુલામ બનાવી અમારા જન્મસિદ્ધ હકકો લઇ જાય છે. અમારો દેશ, અમારૂં શરીર અને અમારી જીવ્હા અમારા ઉપયોગમાં આવતાં નથી. અમે અમારા સંતાનોનું ભરણપોશણ કરી શકીએ, એવો અમારી પાસે, અમારા સ્વતંત્ર હક્કનો ધંધો નથી. આનાં કરતાં એ યમસદન પણ સારૂં હોય. એવું બોલનાર મહાશય્ કુદરતના અટળ નિયમને નહિં સમજતો હોય ? કુદરત એકબીજાનો અરસ પરસ બદલો લેવા દેવાનેજ જન્મ પામી છે. તમોએ તમારી બ્હેનો, દિકરીઓ અને સ્ત્રીઓના હકકો લઇ લેવાને કયાં ધોળે દહાડે ન્હોતી ધાડ પાડી ? તેને લઇને દુઃખ ભોગવવું પડયું હોય તો એમાં શું ખોટું થયું છે ? સ્ત્રીઓ જ્યાં, ત્યાં પોતાના હકકો સુરક્ષિત રાખવા માટે પુરૂષોની આગળ વાત કરે તો પુરૂષ આડું માથું મારી કંઇક બીજીજ વાત ઉડાવે અને દાખ બતાવી ચોખું ફુલ જેવું કહી બતાવે કે તમારે તો ઘરમાં રાંધ્યા કરવું, બાળ બચ્ચાંઓને ઉછેરવાં, રાત્રે અમારી પગચંપી કરવી અને વખતો વખત કપડાં સાફ કરી, અમારી સેવામાં આઠે પ્રહર વીતાડવા સિવાય તમારૂં કલ્યાણ કોઇ વસ્તુમાં છે નહિં. આવી રીતે હરવખત બોલી તેઓને આશા ભંગ કરતાં આપણે બિલકુલ શરમાતા નથી. અમારો ધર્મ અમારા પ્રત્યે ટકાવી રાખો પણ અમારો ધર્મ તમારા પ્રત્યે બજાવતાં અમને નવરાશ નથી જે વખતે આપણે સ્ત્રીની ફરીયાદ સાંભળવાને મૂખ મરડીએ છીએ એજ વખત અસંખ્ય વિદેશીઓ આપણી મશ્કરી કરે છે અને આપણે તેની દૃષ્ટિએ પડ્યા કે તુરતા તુરત તીરસ્કારની દૃષ્ટિએ જુએ છે અને આંગળી બતાવી કહે છે કે જુઓ ! આ પેલા હિંદીઓ કે જેણે નિર્દોષ બાળાઓના આત્મબળ ઉપર આગ લગાડી છે, તે આ ઘાતકી આર્યો અરે ! જે પ્રજા આપણા પછી લાયકાતમાં આવી છે અને પહેલાં જંગલી હતી તે હવે લાયક થઇ સુધરેલી એવું નામ ધારણ કર્યું છે, એ પ્રજા આપણને જુના અનુભવીને જંગલીના નામથી બોલાવે એજ

આપણો લાયકી સુધરાઇ અને ચતુરપણાનો વારસો છીંનવી લઇ આપણને પોતાનું જંગલીપણું આપે છે, એમ કહેવાય વિચારો! દેવતાઓ પણ સ્ત્રીઓને માન આપે છે, જુઓ! તેઓ ખુશી પડે ત્યાં વિચરે છે, વરદાનો આપે છે, પુજાય છે એમાં ધણીની જરા ના પસંદગી હોતી નથી ત્યારે તમે આમ કરવામાં કઇ મોટાઇ માનો છો? કોઇ સ્ત્રીની સ્વતંત્રતાવાળો દેશ હિંદને વખાણે એ સ્વપ્ને પણ સમજશો નહિં વિદેશી સ્ત્રીઓને જો ઘડી બે ઘડી હિંદના ધારાધોરણમાં રહેવાનું કહેવામાં આવે, તો સાફ સાફ કહી દે કે ગળાપર છુરી લગાવો તો બહેતર; પરંતુ હિંદની સ્ત્રીઓની હાલતમાં અમે એક મિનિટ પણ ન રહી શકીએ. આવા જુલમથી સ્ત્રીઓનું સુખ નાબુદ થાય છે, એમ નથી! પણ સાથે આપણું સુખ સૂકાય જાય છે. તેને રીબાવી રીબાવી મારવા કરતાં, એક સંગાથે તેનો જીવ નિકળી જાય એવી યુક્તિ રચવામાં આવશે તો એ કાર્યને સ્ત્રી હજાર દરજ્જે ઉત્તમ માનશે. સ્ત્રીઓના પર એકદમ મોટો કાર્યનો બોજો નાખવાથી તેની તંદુરસ્તીમાં બગાડો થાય છે. તેને લઇને સંતાનોને પણ ભોગવવું પડે છે. બાળકોના જન્મ કરતાં મરણની સંખ્યા વધી જાય છે તેથી એ બાળકો સ્વર્ગે સીધાવતાં એવો તો શ્રાપ દઇ ચાલ્યા જાય છે કે અમારા પ્રાણ હરનારા તમે, અગણીત ઉપાધિઓના કરવત નીચે બંને બાજુ કપાજો? કુટાજો અને ઝેર થાજો. આ પ્રમાણે બાળકોની હત્યા શું ઓછા પાપની છે? કદાચને તેવા પાપના ભોક્તા મનુષ્યો પ્રભુની દયા માગે તો એ પાપમાંથી છુટી જવાય એમ તો નથીજ તેવાઓના પર દયા ખાવાને માટે કાંઇ ઇશ્વર નિર્માણ થયો નથી, એતો અનિતિ ખોરોનાં મૂખ મર્દન કરવાને માટેજ અવતરેલો છે. ભાઇ! આપણે આપણી બ્હેનો દિકરીઓને આમ ક્યાં સુધી પીલ્યા કરશું? આથી કેટલીક અનિતિઓ વરસી રહી છે, છતાં નહિં જાગૃત થઇએ તો ક્યારે આંખ ઉઘડશે? જ્યારે જુલમનો જવાળામુખી ફાટી નિકળશે ત્યારે? સ્ત્રીઓનું સન્માન એ સર્વત્ર ઐશ્વર્યનું આદરમાન છે. સ્ત્રીના અભાવે ગૃહ ખાલી જણાય છે. ગૃહનું નુર ઉડી જાય છે, ગૃહરત્ન વિના રત્નથી પરિપુર્ણ ગૃહ બંધ રહે છે, જેના ઘરમાં એ ગૃહિણીરૂપ ભાગ્યદેવી ન હોય તેણે પોતાની રિદ્ધિ સિધ્ધિઓને બહાર રૂદન કરતી સમજવી. તમારી વૃત્તિ, તમારૂં કાર્ય એ બધાં સ્ત્રીને દાસત્વ ઉત્પન્ન કરનારાં છે; તોપણ એ સર્વને ભોળા હૃદયની ભામનીઓ પોતાના ઉત્તમ ઇલ્કાબરૂપ સમજીને, શુધ્ધ સ્નેહથી સ્વીકારે છે. એમાં પછી સેવા કે ગમે એવું જીવનું જોખમ આવે છતાં નહિં ડરતાં, ગુલામ, કેદી અને મોટા મોટા જીવ લેણ કાર્યમાં જોડાય છે. તમારૂં દીલ જો કોમળ હોય, દયાળુ હોય, પરોપકારી હોય, તો

તમારે એને ગુલામીમાંથી છોડાવવાની કોશિશ કરવી જોઇએ. તમે જ્યારે તમારા આશ્રીતને ગુલામ બનાવશો અને વિશ્વાસઘાત કરી મિત્રને કેદમાં પુરશો, ત્યારે તમે શી રીતે અનામત રહેશો? એનો કાંઇ વિચાર કર્યો છે? આથી તમારી આજુબાજુની મદદ ટળે છે, તમારો વિશ્વાસ રદ થાય છે, નવાં નવાં કાર્યો અટકી પડે છે અને તમને દેશભકત બનવાનું માન નથી મળતું.

એ બિચારી સ્વર્ગસમાન સુખોને તુચ્છકારી, તમારી સેવા કરી રહી છે. ગૃહસ્થાશ્રમ એ તમારૂં નવું બદલાયલું સ્વરૂપ છે, તેને સુધારો? તમે હરહમેશાં રસ પડતાં કાર્યો કરો છો, વિદ્યા અને હુન્નર તમને દિનપ્રતિદીન નવો નવો આનંદ આપતાં રહે છે, જંગલી મટી ઠેઠ દેવ પંકિતએ પહોંચ્યા છો, છતાં હજુ જુની જંગલીપણાની રીતો નથી કાઢી નાખતા તેથી તમારી ઘેલછા પૂર્વની છે એમ સાબિત થાય છે. કુદરત તમારે માટે ગુપ્ત વાતોનો ભેદ અને નવી નવી રચનાઓ રચ્યા કરે છે, તેનો છાની રીતે તમે તપાસ કરો અગર તો બરાબર જાણુવા શીખો તો જ્યાં જ્યાં દેશનો ઉદ્ધાર થયો છે, તે સ્ત્રીના વિના નથી થયો, એમ દેશપરદેશના ઇતિહાસો સાબિતી આપે છે. જગદેવ પરમારની પત્નિ વીરમતીએ લડાઇમાં બહુજ સારો ભાગ ભજવ્યો હતો. સ્ત્રીઓ બહાદુર હોઇ પતિને શૌર્ય ચડાવતી હતી, નામર્દ પતિની પત્ની તરીકે પણુ ઓળખાવવામાં પાપ સમજતી હતી. પતીમાં શૌર્ય ન હોય તો પોતે લડાઇમાં ઉતરી અન્નદાતાનો બદલો વાળી આપતી હતી. છેવટે હાર થતી તો ઘરબાર સળગાવી અગ્નિમાં પોતાના દેહની આહુતીઓ આપતી હતી, કદાચને પતિ નિમકહરામ થતો તો સ્ત્રી એવા વિશ્વાસઘાતી પતિનું ખુન કરી પોતાના ઉપરથી કુલાંગારની સ્ત્રી તરીકેનું કલંગ ઉડાવવા મથતી હતી, જુઓ! હમ્મીરને અને અલાઉદીનને લડાઇ થઇ એ વખતે રતિપાળ હમીરનો સેનાપતિ હતો તેને અલાઉદીને પોતાના પક્ષમાં લઇ લીધો હતો, તેથી તેની રાણી વસુમતીએ તેના પતિને સૈન્ય શિબિરમાં જઇ અરધી રાત્રે કટાર ભોંકી મારી નાખી પોતાના ઉપરનું કલંગ વિદારી નાખ્યું હતું. કેટલીક વીરરાણીઓ તો હાર ખાઇ આવેલા પોતાના ધણીનું મોઢું જોતી ન હતી. અને એટલે સુધી બળ રેડતી કે પતિ ફોશી હોય, ન માલો હોય; તોપણુ સમરાંગણુમાં ગયા વિના ચાલતું નહિં. એવી દેશ ઉધ્ધારક, મહાન્ ગુણુવાન દેવીઓનો શામાટે તીરસ્કાર હોવો જોઇએ? એ બિચારી રીબાય છે, પીડાય છે, અનેક સંકટોથી આચ્છાદિત થાય છે, હવે સંભાળ લેવામાં નહિ આવે તો પંદર કરોડમાંથી કોણુ

જાણે દ્રોહકરોડ બચેતો ! તમારો દેશ છેક પાયમાલ થવા આવ્યો, તોપણ સમજણ નહિ આવે? એ દાસત્વને ભસ્મીભુત કરો. તમારી ભુખમરાની, ગરીબાઇની અને નિર્ધનતાની મોટી દિવાલો બંધાય છે. સાંભળો ! કંઇ સાંભળો ! તદ્દન બહેરા નહિં બનો જો સ્ત્રીઓને આમ રીબાવવા દેશો તો આખો દેશ એક થોડીજ મુદતમાં દુઃખથી ઘેરાઇ જશે. એ બિચારી વ્યાધિમાં હોવાથી શરીરે અશક્ત બની છે. ડોલવા લાગી છે. ફેર આવે છે. સ્તનોમાં દુધ ન હોવાથી બાળક ભુખે રાડો પાડે છે. વફાદાર, ધૈર્યશીલ અને નિમકહલાલ એવી વીરાંગનાઓને તમારી બેવકુફીમાંથી બચાવો. તમારો ઉદ્યોગ, વિદ્યા, બહાદુરી એ બધાં નષ્ટ થયાં તોપણ નહિં સમજો? આ તમારી કમઅકલ તમને બહુજ ઉંડા ભયંકર વમળમાં લઇ જાય છે. આથી નિરાશા અને આપત્તિઓ તમારાં ઓવારણાં લે છે. દરદીને બહુ નહિં સતાવો. એકતો અબળા અને અને બીજી બાજુ તમારી સતા, સખ્તાઇ. આ કાયદો રાક્ષસી છે. તમારૂં કર્તવ્ય શું છે? પહેલાં શા અર્થે તમારૂં એની સાથે જોડાણ થયું? એ વિચારો. જેવું તમારૂં હાડમાંસનું શરીર, એવુંજ તેનું. છતાં લોખંડનું શરીર જે કામ કરે તેવુંજ તે કરે છે. તમારા માટેજ એણે જન્મ લીધો છે, તમારીજ સેવામાં પોતાની સજ્જનતા સમજે છે, એના ઉપર જુલ્મોનો આટલો બધો મારો ન ચલાવો. એ મનુષ્ય છે, છે, ભુત નથી. હો ! જરાપણ દયા નહિ આવે?

તમે બરાબર સમજો તો મુસલમાન બાદશાહોએ જે તમારાપર જુલમ ચલાવ્યો છે અને કોઇપણ પરદેશી હાલ તમારી કનડગત કરતો હોય તો આ તમારાં જુલમી કાર્યનાં ફળ સમજી લેવાં. સ્ત્રીઓ જ્યારે હુશીયાર હતી, ભણેલી અને લાયક હતી, ત્યારે સમગ્ર સૃષ્ટિમાં હિંદ એક હિરો ગણાતો હતો અને એની ચડતી કળા એક જુદા પ્રકારની હતી, જે વખતે અમેરિકાખંડની શોધ થઇ એ વખતે ‘હિંદ’ એક દિવ્ય ભુમી તરીકે ગણાતો હતો. હિદની ઓરતોના હાથે વણાયલા રૂમાલો ઇગ્લાંડની રાણી અલીઝાબેથ ખરીદી મન માની કિંમત આપતી હતી. ઢાંકાના મલમલે તો આખી દુનીયાનું મન આકર્ષ્યું હતું, હાલમાં એમાનું કંઇએ ન મળે. કારીગરી નાશ પામી, ભોંયરામાં રેંટીયા માંડી, ઝીણું સુતર કાંતનારી સ્ત્રીઓ કોણુ જાણે કયાં અદૃશ્ય થઇ ગઇ? નકસી કામ કયાં ચાલ્યું ગયું? આ બધાં વિચારીએ તો સ્ત્રીઓ બીનકેળવાયલી માટે આ બધું સહન કરવું પડે છે.

એ બિચારી કોમળ અંતઃકરણની સ્ત્રીઓ તમારા ગુન્હામાં ન હોય, છતાં તમે બહારથી ક્રોધ કરીને આવ્યા હો તોપણુ એને મારવા માંડો એથી એ બીકે બિચારી ધ્રુજે છે. કંપે છે. એ ચિંતાથી તેનું શરીર સુકાય ગયું છે. એ તમારા રાક્ષસી ભયથી જાજુ

બોલી શકતી નથી. કહો ! ડાહી અને વાચાળ ક્યાંથી બને? એ તમારી ઘણી એક ખુશામત કરે છે, તમે રાતને દિવસ કહો? તોપણ એનાથી રાત્રિ કહેવાય એમ નથી. એ તમારી બે પરવાએ અજ્ઞાન રહે છે, આપત્તિમાં આવે છે. મન હલકું અને નબળું બની, હિંમત અને લાયકાતને ગુમાવે છે. ગુણ, જ્ઞાન, સત્તા બાહોશીપણું એ બધું તમારી અનીતિભરી વર્તણુંકમાં તેને કંઇ કામ આવતું નથી. તમે એને શીક્ષણ નથી અપાવતા એટલે એ બિચારી એ દુઃખથી જેઠ મહિનામાં પાદરકે ગોંદરે રડવા જાય છે અને વિદ્યા હુન્નર પોતાના ભાગ્યમાં નથી હોતાં માટેજ રોઇ ધર રાખે છે, અને નકામું મન બાળી પાછી ઘેર આવે છે. આ તમારા દેશની કેળવણી.

જે માતાઓનો આશીર્વાદ તમને કલ્યાણકારી છે, ને માતાઓને ભણાવો. પણ તેને રડાવી, કુટાવી જીંદગીની ખરાબી નહિં કરાવો, એને ખાવું ભાવતું નથી. એનું મન દુઃખાય છે, જાણે કેમ શોકસાગરમાં ડુબી હોય તેમ લમણે હાથ દઇ, બળતી શગડીની જેમ, અંતઃકરણને મશાણની માફક સળગતું રાખે છે, તેમનાં કલેજાં બળીને ખાખ થઇ જાય છે. વખતો વખત એજ વ્યાધિમાં જીવ ગુમાવતી હોય તો કાંઇ ખોટું નહિ કહેવાય, આવી અઘોર ચિંતામાં આપણે કોઇ દિવસ રહ્યા હોઇએ એમ મને સાંભરતું નથી. જો વિચારો તો તમને આવા સ્ત્રીના કોપથીજ મહેનત કર્યા છતાં ફતેહ મળતી નથી, તમે એમ કહેશો કે આ માણસ તો આપણા દેશના વતનીઓનું વાંકુજ બોલ્યા કરે છે, તો માફ કરજો આપ આપની ભુલ હમણાં સુધારો તો અનહદ પરિશ્રમથી બનાવેલું પુસ્તક હું હમણાંજ દાટી દઇશ, તમને કલંક લાગે તેવું નહિં રહેવા દઉં. અને હું હાજર નહિ હોઉં તો મારા વારસને કહેતો જઇશ કે ભાઇ ! જ્યારે તારા બંધુઓ પોતાની ભુલ સુધારી, દેશભક્ત તરીકે પ્રસિદ્ધિમાં આવે, ત્યારે આ પુસ્તક તેને અપકીર્તી રૂપ હોવાથી દાટી દેજે.

તમે તમારો ખરો ધર્મ સમજતા હો તો તમારે તમારી પત્નિને શિક્ષણ આપવું જોઇએ. જે પુરૂષ પોતાની સ્ત્રીનો અધ્યાપક કે સદ્‌વિદ્યાનો આચાર્ય નથી તેના દંપતિ જીવનમાં કંઇ પણ રસ હોતો નથી. અને જે પુરૂષ પોતાની સ્ત્રીના માટે સુખનાં સાધન કે જ્ઞાન, સ્વતંત્રતા નથી લાવી શકતો તે મહા અધમ છે. બડો સ્વાર્થી છે, દેશદ્રોહી છે. તમારે સ્ત્રી તરફ સંપ અને દયા રાખવાનાં છે. તેને તમારી જેવા પતી મળ્યાના સુભાગ્યને દુર્ભાગ્યના રૂપમાં નહિં ફેરવી નાખો, તમે ગૃહસ્થાઇ દેખાડવા માટે દશ દશ રૂપિયાની નોટમાં તમાકુ ભરી પી જાઓ છો અને સ્ત્રીને કેળવણી આપવામાં એક રૂપિયો પરખાવતાં કેમ ત્રણ કલાક વિચાર કરો છો? તમને રેશમી ધોતી જોટા, રેશમી પાઘડી, ઉમદા

રેશમી ડગલો એ કંઇએ શોભાસ્પદ નથી. માત્ર તમારી દેશમાતાઓને કેળવણી આપો, એજ તમારો ખરો શૃંગાર છે. મોટરમાં બેઠા એટલે શ્રીમંતાઇ નહિં સમજો એ વાયુની લહરી છે. દિવસ દિવાળીઓ છે, વાદળની છાયા છે, વિદ્યુતનો ચમકારો છે. સમજો! દિલમાં વિચારો! ભુલ નહિં ખાઓ! પૈસો સાથે નહિં આવે, કીર્તી અમર છે. કરોડો માણસો મરી ગયાં પણ થોડા ઘણા કીર્તીકારોજ યાદ કરાય છે.

ગૃહદેવીઓ તમારે પગે પડી તમને વિનવે છે, તમારી પાસે પોતાની સેવાનો બદલો માગે છે, તેનું રક્ષણ કરવું એ તમારા બળની વાત છે. તમારી સત્તાની રીતી છે. ઉઠો! દરેક પુરૂષ દીઠ એક એક રૂપીયો કરશો તો પણ અઢાર કરોડ રૂપિયા થશે, તેનાથી એ બાળાઓનો આશીર્વાદ તમોને અબજો રૂપિયા અપાવશે. તમે એમ નહિ કરો તો એના ઉંડા અંતઃકરણમાંથી નીકળતો દુઃખનો આર્તનાદ નકી પરમાત્માને ઉભો કરશે. અને નકી લક્ષ્મી પોતાની ભગીનીઓને મદદે પોતાના સ્વામીને મોકલશે. સ્ત્રી રાષ્ટ્રિય ચેતન પ્રકટાવવા માટે અચ્છું ચેતન રેડે છે, તેથીજ તેઓ રાષ્ટ્રની માતાઓ કહેવાય છે. ભુમી–પૃથ્વી સ્ત્રી જાતી હોવાથી જ્યાં જ્યાં સ્ત્રીઓને દાબમાં રાખવામાં આવે છે, ત્યાં ત્યાં દેશની ભુમીનો ઉધ્ધાર થતો નથી. સ્ત્રીના જ્ઞાન અને તેની સ્વતંત્રતામાંથી દેશનું છુટાપણું જન્મ પામે છે. સ્ત્રીઓના હાથમાં કાર્ય ગયા વિના કાર્ય દ્રઢતા પકડશે નહીં અને એજ સ્ત્રી પરાધિનતાની અધમ બેડીમાંથી છોડાવી આધ્યાત્મિક આગેવાનીના એક નવીન પ્રકાશ તરફ દેશને લઇ જશે, તથા પુરૂષના ગૃહ સંસારને સ્વર્ગસદન સમાન બનાવી, દેવતા સમાન અનુભવ કરાવી આપશે. જ્યાં સુધી સ્ત્રીઓનો આત્મા સુતો છે, ત્યાં સુધી આખું રાષ્ટ સુતું છે, એમ સમજવું. કદાચને જાગતું હોય, બોલતું હોય, તો તેની સ્વપન્નાવસ્થા ગણી લેવી. ત્યાંના પુરૂષો સત્યવીરના નામથી ઓળખાતા નથી. ધારો કે સત્યવીર અને ઝનુની થઇને રણયજ્ઞમાં કુદયા તો શત્રુની હાકલ તેના પ્રાણ ખેંચી કાઢે છે. અજાણ્યો હોવાથી આડકતરા માર્ગમાં અફળાય છે. ભવિષ્યની સ્વતંત્રતા તેના તરફ ઝેર વરસાવે છે, અને તેની સાથે રૂઢીના, સ્વાર્થના, વ્હેમના, અસત્યના, દુર્ગુણના મોટા અખાડાઓ બંધાય છે. નવાં રાષ્ટ સ્થપાવાના પ્રયોગો શરૂ થાય છે. આનાં એવાં તો માઠાં ફળ આવે છે કે પુરૂષોને એ દુઃખથી હરવખત લડાઇઓમાં ઉતરવું પડે છે, તેના શબો લોહીની નદીઓમાં તણાય છે, હાડ અને માંસનાં ઢગલા પર ગીધ પક્ષીઓ નાચ કરે છે. હું તમને એમ નથી કહેતો કે તમે વિદેશીઓની માફક, નોકરની પેઠે સ્ત્રીની આગળ પાછળ ચાલો. માથા પર છત્રી

ધારણુ કરી રાખો, એ બેસે અને તમે ઉભા રહો, પરપુરૂષ તેનું કાંડુ પકડી લઇ જાય, અને તમે ભુલ્યા હો તેમ બીજે રસ્તે જવાની શોધ કરો. ઘર આંગણે પરપુરૂષોનાં પગરખાં જોઇ, બારણેથીજ પાછા વળી જાઓ. તમારાથી સ્ત્રીને કંઇ કહેવાયજ નહિં. સ્ત્રીના તમે ગુલામ બનો કે સ્ત્રી તમારી ગરદન દબાવી છાતી પર ચડી બેસે. તમારામાં જેવો તેવો ગુન્હો હોય કે તુરત, સ્ત્રી તમને રીવોલ્વરથી ફુંકી દે. તમે બેઠાહો અને તમારી અદબ રાખ્યા વિના સ્ત્રી કોઇ પણ વ્યવહારમાં જીભ છુટી મુકી દે. તમે પરસ્ત્રી ગમન કરી આવ્યા હો અને સ્ત્રીથી ન બોલાય તેમ સ્ત્રીએ કરેલા પર પુરૂષ સમાગમથી તમે ન બોલી શકો. એમાંનું હું તમને કંઇએ કહેતો નથી, ઉલટો હું તો એ રીતને ધિક્કારૂં છું, એને હું ઉદ્ધતાઇ કહું છું. કદાચને એવી સ્ત્રી હોય તો તેના છુટાછેડા કરવામાંજ સાર છે. એનાથી સ્ત્રીઓને અને પુરૂષોને બહુજ જાણુવા જેવું મળે છે. જો તેમ ન કરીએ તો સ્ત્રી પોચું ભાળી બમણો રસ લે છે. વળી એક વાતે આપણે તેને ઉત્તેજન આપ્યું કહેવાય; માટે આ બાબતમાં મારૂં કહેવુ કંઇ જુદા પ્રકારનું છે. તમે સ્ત્રીઓને હરકોઇ પ્રસંગે સારૂં રસભર્યું બોલવા ચાલવાની છુટ આપો. સ્ત્રીઓને ભણાવવાથી અનર્થપાત થાય છે, એવી તમારી બે અક્કલને તજી દો. વળી તમે કહો છો કે સ્ત્રીઓએ તો ઘરમાં અને રસોડામાં; તેમજ પરચુરણ કાર્યમાં રૂંધાઇ રહેવું અમારાં બાળબચ્ચાંઓનાં મળમુત્ર સાફ કરી આખી જીંદગી અમારી ગુલામી કરવી, ગૃહને સાફસુફ રાખી અમારી આગતા સ્વાગતામાં ઉઘાડે પગે ઉભું રહેવું, અમે સ્નાન કરીએ ત્યારે અમારૂં શરીર ચોળી તેલ મર્દન કરી, ધોતીયાં સાફ કરી આપે. રાત્રે પથારી બિછાવી, અમને લાંબે પંખે પવન નાખે, દિવસમાં ત્રણુ વખત ચા પકાવી, રકાબી પ્યાલા સાફ કરે શાક, ભાજી, રોટલા તૈયાર કરી, ઉઠો સ્વામીનાથ ! જમવા. એમ નમ્રતાથી બોલાવા આવે એવા અસંખ્ય ગુલામીના ધારા છે કે જો લખવા બેસું તો આખી ચોપડી એનીજ લખવી પડે માટે તેને તજો.

ભાઇઓ ! એ તમારૂં એટલું એટલું કામ કરે તો પણ એ બિચારી બહુ બોલે તો બોલકી કહો છો, ધીરૂં બોલ તો મૂંગી, કોઇ કાર્યમાં પૈસા વધારે વાપરે તો ઉડાઉ અને ઓછા વાપરે તો લોભી, કંજુસ, ચાંડાળ કાર્યમાં પાછળ રહે તો ઢીલી અતીશય આગળ જાય તો ઉતાવળી, આગ્રહ કરે તો હઠીલી અને આગ્રહ ન કરે તો પોચી, ખુશામત કરે તો લાલચું ગુન્હેગાર. દોષીત, હલકી, કોઇ જાતની વાક્ય ચાતુર્યતા ન વાપરે તો ગર્વિષ્ટ. અભિમાની, વિગેરે એવી રીતે એને કોઇ વાતે લાયક ન કહેવામાં આવે, એ પહેલાં પ્રથમતો તમારી ભૂલ છે. એના પ્રત્યે તમારે કોઇ દિવસ વિશ્વાસ નથી, આવ્યો એને લઇનેજ તમારી ભાવનાથી તેનામાં અનીતિએ

વાસ કર્યો છે. અણુવિશ્વાસુ બની છે, વ્યવહારનું બધું કાર્ય તમે કરો એટલે એને અભણ રાખી, એક બાર હાથના ઘરમાં ગુંગળાવી મારો છો. તેથી એ મૂર્ખ હોઇ તમને નથી મદદ કરી શકતી એથી તમારા મગજ પર બહુજ બોજો આવી પડવાથી તમને કાર્યમાં કંટાળો આવે છે. મોટાં મોટાં દાનવીર સ્ત્રી પુરૂષો થઇ ગયાં તેની તો તેને અભણ હોવાથી ખબર નથી, ત્યારે એ ક્યાંથી લાયક અને ખાનદાન બને ? આવી ઘણી. એક જાતની તમારી અન્યાય ભરી વર્ત્તણુક છે, એને તમારે સારા રૂપમાં ફેરવી નાખવી ઘટે છે. સ્ત્રીઓએ પણ સાદાઇ, મનની મોટાઇ, પુરૂષ તરફ માયાળુંપણે અને સ્નેહની સાથે શુદ્ધ પતિવ્રત્ત ધર્મ પાળી, ગૃહસંસારને મોક્ષના સાધનરૂપ બનાવવો જોઇએ. પણ મીજલસમાં જવા માટે પુરૂષનો પોશાક પહેરી તૈયાર ન થવું. પતિની રજા સિવાય અપવાદનો બોજો આવી પડે એવા કાર્યયાં જોડાતાં બહુજ ધ્યાન રાખવું.

હું કહું છું કે સ્ત્રી જયારે મનની અને દરેક બાબતની શુદ્ધતા મેળવી શકે છે ત્યારેજ પુરૂષની રજા સિવાય એ તેનું ઉપરીપદ ભોગવે છે. અને પતિ ગમે એવો મૂર્ખ હોય તો પણ એનાથી એ સમજવા માંડે છે, કે આ સ્ત્રી ગુણીયલછે માટે સ્ત્રીએ પોતાનું આત્મબળ સંપૂર્ણ વધારવા માટે કંઇક જુદા પ્રકારની દિવ્ય રહેણી કહેણી રાખવી પડે છે કે જેની શક્તિ આખા જગતને જીવાડવા અને મારવાની તાકાતવાળી હોય. ચારણ પત્ની નાગદે જે વખતે 'રા' માંડલીકને શ્રાપ દેતી હતી એ વખતે તેના મૂખમાંથી અગ્નિના તણખાઓ ઝરતા હતા, તારૂં રાજ્ય મુસલમાન જીતી તને ભિખ માગતો કરશે. એમ કહી બળી મરી, જુઓ ! આનું નામ દિવ્ય શકિત. એ શક્તિ શુદ્ધ સ્વામી ભક્તિથી મેળવી શકાય છે. જો હું પુર્વની વાત અમારી આગળ રજુ કરતે તો તમે કદાચને ન માની શકતે; પરંતુ આ વાત હમણાંની બનેલી છે પૂર્વની ભારતીય માતાઓની વાતો તો કંઇ જુદા પ્રકારનો બોધ આપી રહી છે. એ માતાઓને દેવતાઓ નમન કરતા. દુશ્મનો સ્ત્રીઓને માટે પુરૂષોના જાન લેતા પણ સ્ત્રીઓમાં દૈવત્ નીરખી પગે પડતા. પરંતુ તેને સતાવતા નહિં જુઓ ! સિદ્ધરાજે આખા સૈરાષ્ટ્રને બાર વરસ સુધી હેરાન કર્યું, રાણકદેવીને માટે રાવખેંગારને માર્યો; અને અંતે દેવી પર જુલ્માત કર્યો, પરંતુ તેના કોપને અંતે ન સહન કરી શકવાથી, છેવટે માતા કહેવી પડી, સ્ત્રીએ પતીને માન આપવું. અને પતીએ સ્ત્રીને માન આપવું, આ એક પ્રકારની દિવ્ય સ્નેહ શકિતનું જોડાણ છે. માટે આ ઉપરથી સ્હેજ સમજાય ગયું હશે કે સ્ત્રીત્વને અત્યંત પવિત્રતાથી ઉંચ પદે લઇ શકાય છે એને ઉત્તમપદ આપનારો માણુસ જંગલમાં, ગામમાં, ઘરમાં કે પરલોક વાસમાં ગમે તે સ્થળે અને વધારે કહીએ તો સ્વપ્નામાં પણ તે સ્વતંત્રજ છે.

એના માટે કંઇ પ્રતિબંધ હોતો નથી, જે કુટુંબમાં સત્ય સ્નાત્વ ન હોય, ત્યાં હરવખત કંકાસ થવાનો ભય રહે છે.

સ્વરૂપમાં વધારો કરવા માટે રેશમી કપડાં ઘરેણાં વિગેરે પહેરી બજારમાં પાછું વાળી જોતાં ચાલ્યા જવું, એ સ્ત્રીને લાભકારક નથી. ખોટો આડંબર તજી દેવો જોઇએ. ખરેખરૂં શરીરનું સૌંદર્ય આત્મની તેજી છે કે જે શકિત વડે નિબંધમાં નામ નોંધાય છે શરીરની સાદાઇમાંથીજ સ્વચ્છતા જન્મ પામે છે. જ્યારે આપણો આત્મા પવિત્ર હોય, ત્યારેજ એ સ્વચ્છતા અને કપડાં સારા લાગે છે, નહિંતર બીજા ઘણાંએ સ્ત્રીપુરૂષો નરવાંનરના રૂપમાં ભટકે છે. હિંદની માતાઓ જ્યાંસુધી પોતાની પળ વિપળ આળસમાં વિતાડે, ત્યા સુધી સમસ્ત દેશ પાયમાલ થવાને માટે પોટલાં બાંધી તૈયાર થઇ રહ્યો છે, એમ સમજી લેવું. એવી સ્ત્રીઓને સુધારવા માટે દરેક સુશીલ સ્ત્રીઓની ફરજ છે, અને જો એમ નહિં બને તો હું ભારતની ગૃહદેવીઓને આ ગુન્હાની ગાંઠડી માથે ચડાવીશ. આત્માની શુધ્ધતા એજ ખરૂં જીવન છે. એજ જ્ઞાન બુધ્ધિને મજબુત બનાવે છે, માટે સ્ત્રીને કેળવણી આપવાની દરેક હિંદ સંતાનોને ફરજ પાડવામાં આવે છે. જે વખતે આપણે સ્ત્રીઓને ન ભણાવવી જોઇએ એમ બોલીએ છીએ, એજ વખત આપણે આખા વિશ્વની કતલ કરાવવા માગીએ છીએ. હું તો કહું છું કે આપણે અભણ રહીએ તો સારૂં પણ સ્ત્રીઓ અભણ ન રહેવી જોઇએ. કારણ કે જે માતાઓના ખોળામાં આખું વિશ્વ ઉછરે છે, આપણને પણ માતાના ખોળામાંથી જ્ઞાન મળે છે; પરંતુ આપણા અંકમાં કાંઇ બાળકો રમતાં નથી કે હુશીયાર થાય જેવી માતા એવાંજ બાળકો. માતા ડાહી હોય તો તો ઠીક નહિંતર માતાની અજ્ઞાનતા સંતાનને વારસા તરીકે મળે છે. કેળવાયલી માતાનું સંતાન ઉત્સાહીત બને છે. અનેક મદદ કરી જગતને કષ્ટમાંથી બચાવે છે, જે માણસ પોતાની અડગ શ્રધ્ધાવડે સ્ત્રીઓને શીક્ષણ આપવામાં પોતાના કાર્યને મજબુત બનાવે છે, એજ સર્વને સ્વતંત્રતા અપાવશે, એજ ગરીબનો ઉધ્ધારક બનશે, અને સ્ત્રીઓને ગુલામીનો ચાંદનાબુદ કરી, હમણા સુખના તખ્તપર માનસહીત બેસાડશે.

તમારી ભુલના પ્રતાપે આ અસહ્ય દુઃખ પેદા થયું છે. તેની કડવાશથી પરમાત્માએ તમારા પ્રત્યે ગુસ્સાનું રૂપ પકડયું છે, માટે તેને મનાવવા હોય તો તમે એ દેવ દુતીકાઓને સાત્વન આપો. એ વિશ્વેશ્વરની મોકલેલી પરમજયોતિ છે. એના અજવાળાથી શ્રીકૃષ્ણ, બૌદ્ધ, રામ, હરિશ્ચંદ્ર, વિક્રમ, અર્જુન, વિગેરે જેવા અગણીત વીરનરો ઉત્પન્ન થઇ, સાર્વભોમમાં સુખશાન્તિના વાજાં વગડાવશે અને ઠારોઠાર દેવદુતો સિવાય કંઇ જોવામાં નહિં આવે.

તમારા પાપનો અને તમારા અપરાધનો નાશ કરવા એ પ્રભાવશાળી ગૃહદેવીઓને સદ્વર્તનશાળી બનાવો તમારામાં હજુ કંઇ અજ્ઞાનતા રહી હોય તો તેને ફેંકી દો. એનો સંહાર કરો. હવે તમારે સ્ત્રીઓને દિલાસો આપવો જોઇએ. વિચારોતો ખરૂં તત્વજ્ઞાન તો શું પણ તેને હરહમેશાં વપરાશમાં આવતી વસ્તુઓનાં નામો પણ આવડતાં નથી, એ બિચારી બાળાઓએ પોતાની પ્રતાપશાળી અક્કલને ગુમાવી છે. માબાપ, ભાઇ, ભાંડુ, સગાં વ્હાલાં બધાંને એક બાજુ મુકી, ખાસ તમારા પર આધાર રાખેલો છે. તમે સ્ત્રીઓને ભણાવી તમારા જેવી બનાવો તો તમે નકી સમજશો કે અમે દેવ છીએ કે મનુષ્ય, સ્પૃર્ધા, દ્વેષ, આશા, તૃષ્ણાઓ જે કંઇ રહી ગઇ હોય તે જ્યાં અનિતિનું સામ્રાજ્ય જામ્યું હોય ત્યાં કાયમ ખાતે મૂકી આવો. તમારી પ્રશંસાને માટે તમારા હિતની ખાતર, જરા મારા પર દયા લાવી એ સ્ત્રી કેળવણીનાં સુધારામાં વધારો કરી, હિંદની ચડતીની દરેક શક્તિઓનો વિકાસ કરો. આરંભ કરો. તમારી ભયંકર બાબતને કાપી નાખો જગતના પ્રત્યેક પદાર્થથી આપણે ઉત્તમ છીએ, પણ હમણાં સૌથી હલકા પડયા છીએ. વંશપરંપરાનો ચાલતો આવેલો રિવાજ ભુલીએ છીએ. આપણા પર અંધકારનું સામ્રાજ્ય ચાલે છે. નાની બાળકી પર આપણો ઇંગ્લિશ કુતરાઓ જેટલો સ્નેહ નથી, તેને ખોળામાં બેસારીએ છીએ પણ પુત્રીને જરા ધીરજ આપી એમ નથી કહેતા કે બેટા! હું તને સારૂં શિક્ષણ અપાવી, તારી જીંદગીને સુખરૂપ બનાવીશ, તારા પર અમારી સર્વ શક્તિઓનો વિકાસ કરી, તારી અદભુત શક્તિમાં વધારો થાય એવી રીતે તને સમસ્ત વિશ્વ પર વિજયશાળી બનાવીશ.

હિંદુસ્તાનનું વાતાવરણ કોણ જાણે કેવા પ્રકારનું છે, અગર તો આપણી કમદશાએ આપણને આવો સમૃદ્ધિવાળો દેશ નહિં મ્હાતો હોય; એમ હોય, અથવા તો ગમે તેમ હોય. પરંતુ સ્ત્રીઓને શિક્ષણ આપવું નહિં તેમ શુદ્ર હોય તે શુદ્ર રહે અને વૈશ્યનો પુત્ર વૈશ્યજ રહે. ક્ષત્રિયનો પુત્ર ક્ષત્રિયજ રહી શકે અને બ્રાહ્મણ તે બ્રાહ્મણજ કહો! આ કેટલું બધું અંધેર? બ્રાહ્મણને ભિક્ષા માગવી, શુદ્રને સેવા કરવી, ક્ષત્રિયને મારફાડ કરવી અને વૈશ્યોને ખુશાથા ત્રણે પ્રજાને ફોલી ફોલીને ખાઇ જવી આ અદ્ભુત જમાનો પરમાત્મા ન જાળવી શકયો એટલે ઠીક આ ઝાળ અહિં ગોઠવી દીધી. એ પણ ઠીક બહાદર છે, જેને જેવું જોઇએ છીએ, એવુંજ તેને આપે છે. એ કાંઇ અમુક વ્યક્તિ, નાત કે જાત અગર તો પદવિ એનો ભેદ ભાવ રાખ્યા વગર, વ્યવસ્થ

રીતે કામ કરે છે. મતલબ કે સ્ત્રી અને પુરૂષો કેળવણી લેતો હમણાંજ એ ઝાળમાંથી આબાદ છટકી શકે તેમ છે.

વૈશ્યબ્રાહ્મણની વિદ્યા ભણે, બ્રાહ્મણ ક્ષત્રીની વિદ્યા ભણે અને ક્ષત્રિયો વૈશ્યનું કામ કરે, તથા શુદ્રો ત્રણે વર્ણનો ધંધો ઉપાડી લે તો કાંઇ એ ભેદભાવમાં ઇશ્વરી હાથ નથી કે તે ધંધો ન કરવા દેવાને આડે આવે. એતો અહીંના આપ સ્વાર્થી લોકોના ઘરનો કાયદો છે. તમારે એ મેદાનની સમશેર સમજી લેવી. શુરવીર હોય તે ઉપાડે. હિંદમાં શુદ્રને વિદ્યા ન ભણાવવી કે એકબીજાનો ધંધો કરવા દેવામાં અગવડતા બતાવવી અને બીજું સ્ત્રીઓને અભણ રાખવી, પોતાને વિદેશમાં જઇ વિદ્યાહુન્નર શીખી લાવવાં એ પાપ સમજવું, બીજા ગમે એવા પોતાથી હુશીયાર હોય, તેને મુર્ખ સમજવા. વિગેરે આવી આવી કેટલીક બાબતો દેશની પડતીને માટે બસ થઇ પડી છે. સ્ત્રીઓને અભણ રાખવાથી તેને મોટો ફટકો પડે છે, એ તેઓ સમજતા નથી. હજુ વ્હેલા સમજે તો સ્વર્ગનું સામ્રાજ્ય હમણાંજ સ્થપાય તેમ છે. સ્ત્રીઓનું મગજ તીવ્ર હોય છે. શરીરમાં મજબુત છે અને ભકિતમાર્ગમાં પણ દૃઢ વિશ્વાસુ છે, છતાં વિદ્યાના અભાવે તેની સર્વત્ર શકિત નિરૂપયોગી થઇ પડી છે. જડતા, સજ્જડ જડાઇ ગઇ છે. અદ્દભુત પરાક્રમ છિન્ન ભિન્ન થઇ ગયું છે. જ્યાં સુધી તમારી આળસુ પ્રકૃતિ છે, ત્યાં સુધી તે સુધરશે નહિ. એ તમે બરાબર સ્મરણમાં રાખજો. તમારી ગંભીર ભુલ તમને કારાગ્રહમાં યાદ થઇ આવશે, ત્યારેજ તમને ખબર પડશે કે પહેલેથી જ્ઞાન અને શીક્ષણમાં સ્ત્રીઓને અગ્રેસર બનાવી હોત તો સારૂ થતે. કેળવણીને જગત જો સ્વીકારી લે તો હું તેના ગુન્હાને નહિં આગળ ધરૂં એવી કઇ પ્રજા હશે? કે સ્ત્રી શિક્ષણને ધિક્કારી, પૃથ્વીની સંપત્તિને કોરે ખસેડી મુકે. હિંદુસ્તાનના લોકો ધર્મને માટે મરી પડે છે, એ કહેવત આગળની હોવી જોઇએ. હમણા નહિં! જો તેમ ન હોય તો સ્ત્રીને ભણાવવી એ પોતાનો ધર્મ છતાં કેમ ભુલી જાય છે? દરેક મનુષ્યો મહાત્મા વ્યાસનાં અઢારે પુરાણ, રામાયણ, શાસ્ત્રો વિગેરે વાંચી જાય છે. પણ કોઇ સુધારો અમલમાં મુકતા નથી. પહેલાંના યોગિઓ યોગમાં જોડાયા છતાં પ્રજાનું દુઃખ સાંભળી દોડી આવતા હતા અને સો સો ગાઉ ચાલી લોકોને સત્ય રહસ્ય સમજાવતા હતા. જે વખતે મહમદ ગીજની હિંદુસ્તાનમાં પોતાનો ઇસ્લામ ધર્મ પ્રવર્તાવવા આવ્યો એ વખતે બદ્રીનારાયણમાંથી અસંખ્ય યતિઓ હિંદીઓને ચેતવણી આપવાને માટે બહાર નિકળી પડયા હતા અને દરેક હિંદુને સારી રીતે સમજાવતા હતા; તોપણ હિંદનું વાતાવરણ આભડછેટવાળું હોવાથી, મહમુદ ફાવી ગયો અને બોધ આપવાને બહાર પડેલા યતિઓને ગુલામ બનાવી ગીજની લઇ ગયો.

ધન્ય હો! તેવા પરમાર્થીક હૃદયના મહાત્માઓને કે દેશના ભલા માટે ગુલામ તરીકે વેચાયા. હિંદુઓએ મુસલમાનના થુકવાથી પોતે ભ્રષ્ટ થયાનો ખોટો વ્હેમ કાઢી નાખ્યો હોત તો મુસલમાનો કદી આપણને થુકીને ભ્રષ્ટ કરતે નહિં. અને તેઓ એટલેથીજ સમજી જાત કે આ લોકો થુકવાથી ભ્રષ્ટ બની આપણો ધર્મ સ્વીકારતા નથી. એટલે એ જુલમને આપણે અહિંથીજ લંબાવવા ન દેવો. આપણે આવા રિવાજથી ખરી રીતે પુછાવીએ તો એ લોકોને પ્રોત્સાહન આપ્યું છે. અને આજે નવ કરોડ મુસલમાન થયાનું પાતક આપણે શીર છે. એ બિચારાઓને નાતમાં આવવાની મરજી છતાં, આપણી અંધ શ્રધાએ એ નહિં કબુલ્યું. તેથી આપણે આપણા સહોદરના ગળા પર કરવત મુકી, અસંખ્ય ગુન્હાઓનું પાતક વ્હોરી લીધું છે. આજ દિવસ સુધી જે વૈર ચાલ્યું આવ્યું છે, તે આ પ્રકારનું છે.

આપણે આપણા સહધર્મીઓને આવી રીતે રીબાવતાં અને જુદા પાડતાં જરા દયા ખાધી નથી, તેનાંજ આ માઠાં પરિણામ છે. એને વિખુટા પાડવાથી આપણે કેટલા દુર્બળ થશું? એનો આપણે વિચાર કર્યો નહિં. ક્યાંથી સદ્‌બુધ્ધિ આવે? જેની વિજેતા દેવી મરી ગઇ હોય, જેના કાયદાઓ પોતાનેજ બંધન કર્તા હોય, જેને પોતાનાજ હું પદથી મોટાઇમાં વિરાજવું હોય, તેનામાં સદ્‌બુધ્ધિ હોય એ એક વિચારવા જેવું છે. જો તેમ ન હોય તો હાલ જે વસ્તુમાં પોતાનું શ્રેય છે, તેના પર શામાટે જુલમાત કરે? મનુષ્યોનાં દુભાવેલાં દીલ, અગણીત યજ્ઞોને ફના કરે છે. એમાં પાછી સ્ત્રીઓની આંતરીક વ્યાધિ કે જે એકજ નિશ્વાસથી આખા દેશને બાળી નાખે છે, જ્ઞાતિનો સુધારો રદ થાય છે, એકાં બીજાંઓ હળીમળીને રહેતાં નથી, સબંધ તુટતો જાય છે. હેત વધતું નથી, બાલિકાઓ પોતાનાં માતાપિતાથી અને સ્ત્રીઓ પોતાના પતિથી વિખુટી પડે છે અને એનાથી દિનપ્રતિદિન સ્થિતિ ખરાબ થતી જાય છે. હિંદુસ્તાનમાં કેળવણીના અભાવે ભુખમરાની દેવી જલદી સંહાર કરી. પૃથ્વી તટપરથી તેઓનાં નામ નિશાન રદ કરે છે,

અવિદ્યાને પ્રતાપે આ દેશમાં જબરો વ્યાધિ જનસમુહને પીડી રહ્યો છે. તેથી તમારા દેશના માટે તમે લાગણી ઉત્પન્ન કરો, એ બિચારી સદ્‌ગુણી બાળાઓનો અધઃપાત થતો અટકાવો. તમારી શક્તિનો જો એમાં ઉપયોગ કરો તો તમારો દેશ હમણાંજ સોનામહોરોની છાકમછોળ કરશે. જગતને ધનિક બનાવવા માટે, તમારાં ભાવિ સંતાનોના લાભને માટે, અને તમારી જાતને મદદ કરવા સારૂ, તેઓને ડાહી બનાવવા યત્ન કરો, સત્યના આગ્રહી સત્યને માટે, દેહાર્પણ કરનારા તમે કેમ!

નહિં મદદ કરો ? આળસુ કેમ બન્યા ? પ્રતાપી મહારાજા શિવાજી અને પ્રતાપરાણાના વતનના રહીશો શું જરાપણ તન, મન, ધન અર્પણ નહિં કરો ? તેઓ એટલી બધી મુર્ખ. ગરીબ, નમ્ર, સહનશીલતાવાળી અને અજ્ઞાન છે કે તમારા શિક્ષણથી એનામાં કેટલાક અવગુણો નાશ પામી, સદ્‌ગુણો પ્રવેશ કરશે. તમારો આભાર ભુલી જશે નહિં. સત્યના પંથમાં આત્મભોગ આપનારા કર્મવીરો, મુક્તિ અને નિતીને ઉત્પન્ન કરો. એ સ્ત્રીઓ તમારા દુઃખમાં ભાગ લઇ, ચીંથરે હાલ સ્થિતિમાં આનંદ માને છે. સંતોષ અને ક્ષમા એ જેના વાસ્તવિક ધર્મો છે. ભૂખમરાને સહન કરી, સૂકી રોટલી ખાઇ, અગરતો વખતો વખત ભૂખ્યાં, તરસ્યાં સૂઇ રહી, અગણિત મુશીબતોને તમારા સાથમાં વ્યતીત કરે છે. ઉત્સાહ ભર્યે હૃદયે, તમારા કાર્યમાં ઉભે પગે રહી, સુખોની, શરીરની, મોજ વિલાસની તેમજ દરેક જાતની કાર્ય સિદ્ધિને તિલાંજલી આપે છે. તમો વિદેશમાં જઇ તેનો ઉદ્ધાર કરો પરોપકારને માટે વિદેશમાં જવું એ ધર્મ છે. આપણા પૂર્વજો દેશને વિદ્યા, હુન્નરમાં પ્રવીણ બનાવવા માટે ગ્રીસ, જર્મન, મીસર, જાવા વિગેરે સ્થળે જઇ આવ્યા હતા. તે હવે તમે પરદેશમાં જવું એ પાપ સમજનારા ક્યાંથી થયા ? એ સિદ્ધાંત મારા ધારવા પ્રમાણે તો તમારી અપદશાએજ શીખાવ્યો હોય એમ જણાય છે. તમારી ભલે દુનીયા નિંદાકરે, આપણા નવમા ભગવન્ અવતાર બૌદ્ધે ઘણો ભાગ વિદેશમાં રહી, ત્યાં ધર્મોપદેશ કર્યો હતો જુઓ ! હજુ ચીન, જાપાન, ટિબેટ અને ગ્રીસ વિગેરે સ્થળે તેઓનો ધર્મ ચાલે છે.

સ્ત્રીઓને વિશાળ ભાવનાવાળી બનાવવા માટે અન્ય દેશોની ચડતી નિહાળી, તમારે અનુકરણ કરવાનું છે. આપણને ખરાબ લાગે એવું એકે શિક્ષણ અપાવવાનું નથી પણ અંગ્રેજોની ઔરતો જે વિદ્યા હુન્નરમાં પ્રવીણ છે તે શિક્ષણની આપણે જરૂર છે. તેનાથી સ્ત્રીઓના અંતઃકરણનો ઘા રૂજાશે. અને બીજી અનેક મુશ્કેલીઓ એની મેળેજ નાબુદ થઈ જશે. આ શિક્ષણ સમગ્ર વિશ્વને સ્હાય કર્યા સમાન છે. તમને આ જમાનામાં એ સ્ત્રીઓનો ઉદ્ધાર કરી, અગણીત આશીર્વાદો મેળવવાની તક મળી છે; તેથી તમે તમને ધન્ય સમજો. ઉંચ વૃત્તિઓ અને મહાન્ પ્રયત્નોને કેળવવાનો આવો શુભ અવસર નહિં ગુમાવતા. જે ગૃહમાં તમે જન્મ્યા છો, જેણે તમને ઉલ્લાસ ભર્યા પ્રસન્ન ચિતથી ઉછેરીને મોટા કર્યા છે, તેનીજ પુત્રી એટલે તમારી બગિનીની સ્હાય કરો. એ તમને જગતનાં પ્રાણીઓ સાથે કેમ ઐક્યતા અનુભવવી એ શીખવશે. સ્ત્રી જગતમાં અજ્ઞાન રહેવા લાયક નથી પણ એ સદ્‌વિદ્યા સંપાદન કરી એક ઉત્તમ ગૃહિણી તરીકે, પ્રસિદ્ધ થવાને લાયક છે. પત્ની પાસેથી લીધેલા જ્ઞાનમાંથી, કે સ્ત્રીઓના વિશુદ્ધ પ્રેમની લહરીમાં જેવો આત્મા આનંદી બને છે તેવો બીજા કશાથી થતો નથી એમ

જાણતાં છતાં જે જીવ તેના લાભાર્થે પોતાની શક્તિ નથી વાપરતો એ નરાધમ પુરૂષને લાખોવાર ફિટકાર છે, ધિક્કાર છે. તમે સારાં મકાનો બાંધશો અને તેમાં રહી કાર્ય કરનારી સ્ત્રી મૂંગી હશે, મૂર્ખ હશે તો તમારા ઘર બંધાવવાના લાખો રૂપિયા પાણી થશે. તમારે ઘર આંગણે સ્ત્રી અને પુત્રીઓ તમારી આગળ અભણ જીંદગી ગુજારે એ તમને કેમ ગમે છે ? એમાં વળી પુત્રી તમારી બે દિવસની મેમાન છે. એ તમારે ઘેર ઉછેરી, અજ્ઞાનપણે અભણ અવસ્થામાં પરઘેર એટલે સાસરે જાય, એ તમારી આબરૂમાં, ધન મીલકતમાં અને તમારી જીંદગીમાં ધૂળ નાખ્યા બરાબર છે. તમારો ગૃહસંસાર ધન્યવાદને પાત્ર કરવો હોય તો સ્ત્રીઓને ભણાવો ! એને પ્રકાશમાં લાવો ! તેને ઉન્નત કરો! આજ મહાત્ સ્વાગત્ છે. તમારા સગા કુટુંબીઓમાં તમારે આજ જ્ઞાનનું પોશણ કરવું જોઇએ. પૃથ્વીને સુર્ય આસપાસ ફરવાનું કહી જુઓ કે તેને સ્વાધિનતામાં રાખે છે, પરંતુ તેના પર વસનારાં દરેક પ્રાણીઓને પ્રકાશ અને પોશણ આપે છે. તમે તો માત્ર એકજ પરાધિનતામાં જકડી રાખવાનું શીખ્યા છો. આપણી એ ખરાબ ચાલને જે જે વિદેશીઓ અહિં આવે છે તે વખોડે છે. આપણી નિંદા કરે છે. આપણે જગતથી વિરૂદ્ધકામ કરીએ છીએ, એ સ્ત્રીઓના શીરપર જાજો બોજો મુકી આપણે પાણીથી છલી જાતિ નદીમાં ઉતરવાનું કહીએ છીએ, માટે વિચાર-શીલ, સુચરિત્રવાન યુવકો જો આ કાર્યની રૂઢીઓમાં ફેરફાર નહિં કરે તો એની પ્રશંસા મારે અપવાદના રૂપમાં મુકવી પડશે. તમારી ઘેલછાથી એ બાળાઓનું જીવન અંધારી કોટડી જેવું બની ગયું છે. બુદ્ધિ વિદેશ ચાલી ગઇ છે. તેની ચતુરાઇ ઘણી ઉમદા છે, પણ કંઇએ કામ આવતી નથી. તમારી આ રૂઢી પશુઓને વ્હાલી નથી, ત્યારે મનુષ્યને તો કયાંથી વ્હાલી હોય! આવી નીચ રહેણી કહેણી જોઇ આકાશના ગૃહો કંપે છે. સ્ત્રીઓ પોતાની સ્હાયતાને માટે તમારી આગળ કોમળ હાથ ધરેછે શોકાતુર ચક્ષુએ, ટગર ટગર તમારી સામું જોઇ રહે છે. આવી નિષ્પાપ ભવાનીના રૂદન સામે નજર નહિં કરતાં, કયાં સુધી તેના નિશ્વાસ લીધા કરશો? આમ કરવાથી તમે પવિત્ર નહિં ગણાઓ. આમાં તમારી શાબાસી નહિં કહેવાય. તરવારના ઘા ખાયને પણ એ તમારૂં કલંગ દુર કરો, દુષ્ટ કાર્ય કરવામાં શરીરને ધ્રુજાવો. આયુષ્યનો સદ્ઉપયોગ કરીને સ્ત્રીઓને ઉન્નતિ માર્ગ પર લઇ જાઓ. તમારા મનોરથો સુફળ કરવાને, માત્ર આજ એક સરળ માર્ગ છે. આપણા જનસમુહનું અજ્ઞાન અને સ્ત્રીઓમાં વિદ્યા સંબંધી અંધકાર, એ બધું આપણી ભુલનું પરિણામ છે. તમે તમારી ઉન્નતિ સાધો, દેશનો ઉદ્ધાર કરો, નહિંતર

દેશ હેઠ રસાતળ ઉતરી જશે. આ પવિત્ર કાર્ય તમારે માથે આવી પડયું છે. જો ભારતને જીવંત રાખવો હોય તો સ્ત્રી કેળવણીનો પ્રચાર જોરબંધ થવો જોઇએ, કોઇપણ સ્ત્રી અભણ ન રહી જવી જોઇએ. તમારા મુખપર કાળું કલંગ લાગ્યું છે, તેને ધોઇ નાખવા સ્ત્રીઓને કેવળણી આપો, શરમ નહિં રાખો. એનાથી તમને શરમ લાગતી હોય તો તમારી નેવી રીતભાતને હું ધિક્કારૂં છું. બિચારી ધનહિન અને અશિક્ષિત સ્ત્રીઓને સાત્વન આપો. તેઓને શિક્ષારૂપી પ્રકાશનું દાન આપો. આ કાર્ય જેટલું સાત્વિક અને પવિત્ર છે, એટલુંજ તમારૂં કલ્યાણ કરનારૂં છે. ગરીબ માણસો અને સ્ત્રીઓને શીક્ષણ આપવું એ તમારૂં પરમ કર્ત્તવ્ય છે. એ કાર્યની પૂર્ણતા કરવાથીજ તમારી ઉન્નતિ થશે, એ વિના આશા નહિં રાખતા, પ્રથમ તો તમારે તમારા અંતઃકરણમાં શ્રદ્ધારૂપી ઝરણુ વહેતું મુકવું જોઇશે, એ વિના કાર્ય પુર્ણ થઇ શકશે નહિં. એવા શ્રદ્ધાવાન દેશાભિમાની લોકો અમારા ધર્મધુરંધરો છે, તેની કીર્તી એ અમારા દેશનું દિવ્યશસ્ત્ર છે, તેનાં દરેક કાર્યો અમારાં વિજયનાં ચિન્હો છે.

મનુષ્ય ગમે તેવું ઐશ્વર્ય ભોગવતો હોય, પણ સ્ત્રીના ઉદ્ધારની ઘડી બે ઘડી વિચારમાળા તેના દીલમાં ન ગુંથાય, ત્યાં સુધી તેની જીંદગી શબવત્ ગણી લેવી જ્ઞાન અને વિદ્યાનું રત્ન ભંડાર એવું હિંદુસ્તાન એક વખત જંગલોમાં અને પહાડોમાં વિદ્યાશાળાઓથી ભરેલું હતું. આજથી ત્રણ હજાર વર્ષ પૂર્વે હિમગીરીમાં, અર્બુદાચલમાં વિંધાચલમાં વિગેરે પર્વતોમાં અગણીત વિદ્યાશાળાઓ હતી, ત્યાં અસંખ્ય સ્ત્રી પુરૂષો ઘર છોડીને ભણવા જતાં હતાં. એકેકી શાળામાં સો સો, બસો બસો વિદ્યાર્થીઓ ભણતા હતા. જુઓ ! પાંડવો વનમાં ગયા એ વખતે દુર્વાસામુની પોતાના અસંખ્ય શિષ્યો સહીત તેના આશ્રમભણી આવ્યા હતા, ત્યારે એ વખતે હિંદમાં કેટલો બધો વિદ્યાનો પ્રચાર હશે તે સ્હેજ જણાઇ આવે એવું છે. આખા વિશ્વને એક મહાન્ કુંટુંબ બનાવવાની અને બહાદુર બનાવવાની પરમાત્માની પણ મરજી છે, છતાં મનુષ્ય વ્યક્તિમાં આમ કેળવણી પરત્વે અસંખ્ય મતભેદો એજ ભૂલ તરીકેની ઓળખાણ છે. ભૂલ કરે, ઠોકરો ખાય, આફતમાં ફસે, દુઃખના પ્રબળ પ્રવાહમાં તણાય; તો પણ ન સમજે. એજ મને ગુચવણમાં નાખે છે.

બાળાઓ અભણ રહેશે તો દેશ આબાદ નહિં બને, એવું જાણતાં છતાં, અસંખ્ય મુશ્કેલીઓથી ડરી જઇ સ્ત્રી ઉદ્ધારનું કાર્ય પડતું મૂકે તેવાઓને અસહ્ય કષ્ટની શીક્ષા થાય એજ બસ છે. સદ્‌ભાગ્યવશાત્ સરલમાં સરલ રસ્તો મનુષ્યને નથી ગળે ઉતરતો, અગર તો ઉચભાવનાવડે સારાં ફળ ચાખી શકીશું એવું નથી સમજતો, તે પોતાના

ઉત્ક્રાંતિક્રમની સીડી ઉપરથી લથડી પડે છે. સ્ત્રીના શિક્ષણદ્વારા તમારે તમારૂં સત્યમાર્ગનું અને મનુષ્ય તરીકેનું વલણ સાબિત કરવાનું છે. તમે તમારાં બાળકોનાં દિલો ચોળી નાખ્યાં છે. તેમન મન સંકુચિત કર્યાં છે, અને અસંખ્ય સદીઓ થઇ ગઇ તો પણ હજુ ગરીબને સામે આક્રમણ કરવાનું ભૂલી ગયા નથી. એથીજ આપણાપર આફતની રેલ ફરીવળી છે. જે દેશનાં માણસો 'હું' અને 'મારૂં' એવી ભાવના છોડી, ખરી વાતને પ્રકાશમાં લાવે, તો હમણાંજ દુઃખનો નિવડો થઇ જાય તેમ છે. આપણે જીંદગીના નવા રસ્તાપર ચડવા માટે ભણ્યા એટલે બસ ! બીજાને શું કામ છે ? આવી જે ભાવના રાખવામાં આવે છે તેના શીરપર અગણીત દુઃખનો બોજો લાદવા માટે જગતનાં દરેક ક્રુર કાર્યો તેને ચેતવણી આપે છે. મનુષ્યો પશુઓની જેટલી ભૂલો નહિં કરતાં હોય, એમ હું આજ દિવસ સુધી સમજતો હતો; પરંતુ હું જ્યારે મોટો થયો ત્યારે મને ખબર પડી કે માણુસ અજાણ્યે અને જાણી જોઇને પણ ઘણી વખત ભૂલો કરે છે, એથી હું ઘણો વખત અજાયબીમાં પડું છું. મારીતો એવીજ ધારણા છે કે મનુષ્યને માટે સદ્‌સર્ત્તન, સારૂં કર્ત્તવ્ય એ સારામાં સારો માર્ગ છે દરેક મનુષ્યે પોતાનાં બાળ બચ્ચાં કેમ ઉત્તમ જીંદગી વિતાડે, એવી પરમવૃત્તિ જાગૃત કરવી જોઇએ અને એજ જીંદગીનું ખરૂં સાર્થક છે. ધીરજ, નિડરતા, આત્મભોગથી આનંદ, નિઃસ્વાર્થતા આ બધા ગુણો માત્ર સ્ત્રીકેળવણી માટે આરંભેલા કાર્યમાંથીજ જગતમાં ઉત્પન્ન થયા છે. આપણે આપણી જીંદગીમાં કંઇપણ ભુલો ન કરી બેસીએ તે માટે ખ્યાલ રાખવાનો છે કોઇ અને કોઇ ભુલ આખી જીંદગી અને મુઆ પછી નવી સૃષ્ટિ ન રચાય, ત્યાં સુધી આપણા નામની પાછળ ન જોડવામાં આવે, એવી રીતે આપણા કાર્યને પસાર કરવાનું છે કે જેથી ઇતિહાસમાં અમર થનારાઓની પંક્તિમાં આપણું નામ લગાડવામાં આવે. સ્ત્રીને લાયક બનાવવાની કોશિષો માનવ હૃદયમાંથી ધિક્કાર અને દુર્લક્ષનો સદાય નાશ કરે છે. જગતમાં શાંતિ અને માધુર્ય ફેલાવી, આખી માનવજાતીપર ઉપકાર કરી, તનતોડ મહેનત વડે જે કંઇ સ્ત્રીના લાભમાં કાર્ય કરે છે એજ હેતુ વિશ્વને આનંદનીય બનાવે છે. અને મુર્ખતા તેમજ ગેરસમજુતી દુર કરવા જે પ્રયત્ન આદરે છે, તેને માટે આખું જગત્ તેનું આભારી છે, તેના કાર્યની શરૂઆતથીજ વિકાસક્રમના મોટા પાયાપર ભવ્ય ઇમારતો ચણાય છે અને એ મકાનપર બેસનારા, રહેનારા મનુષ્યો ગમે એવા ગરીબ હોય તોપણ તવંગર બને છે. ઘેલા ડાહ્યા થાય છે. દુર્બળ સબળ થાય છે. કુમતી સુમતી થાય છે. પડતીનો ક્રમ ચડતીના આવેશમાં આવી જાય છે.

જે વખતે તમે સ્ત્રીઓને વિદ્યા નહિં અપાવવાનો વિચાર કરો છો કે ઇર્ષા બતાવો છો, એજ વખ્ત સ્ત્રીઓ તમારા તરફથી પોતાની શુદ્ધ ભાવના પાછી તાણી લે છે. જેવા વિચારો આપણા એવાજ સામાના, એમાં કંઇ પણ અસત્ય નથી, જે મનુષ્ય પોતાની શકિત, ધન કે અધિકાર વડે સામા માણસને સારા રસ્તાપર લાવવાનો વિચાર કરે છે કે તુરત સામા માણસનું પ્રેમાળ અંતઃકરણ તેની તરફ મિત્રતાનું રૂપ પકડે છે, અને તેનું દરેક કાર્ય તન, મન, ધનથી આચરે છે. આવી પરોપકાર બુદ્ધિ જે માણસના હૃદયમાં વાસ કરીને રહી છે તે જ્ઞાનવાન, અને પ્રેમાળ જીવાત્મા પોતાના જીવન વ્યવહારમાં ખુશીથી શાંતિનો ઉપયોગ કરી દરેક કાર્યો સત્વર પોતાનાં કરી લે છે. આવા પરમ શાન્તિદાર જીવાત્માની છત્ર છાયામાં પુણ્યશાળી અને ધર્માત્મા મનુષ્ય સુરક્ષિત રહે છે. સ્વાર્થી અને મદાંધ લોકોના ત્રાસમાંથી બચાવી, તેઓ દુઃખી અંતઃકરણોને આશ્વાસન આપે છે. હારી ગયેલા માણસને હિંમત આપી, વિજેતા કરે છે. અને પવિત્ર લોકોને તો એવા પુરૂષો શાન્તિનુંજ ધામ છે.

જ્યારે બરાબર સર્વ જીવોના દિલમાં શાન્તિ પ્રસરે છે, ત્યારેજ લોભ, મોહ, શોક, પશ્ચાતાપ, પાપ, સ્વાર્થ, આશા, તૃષ્ણાઓ એની મેળે કુવામાં ગળે પથરો બાંધી પડે છે. માટે ઉપર કહેલાં દરેક સુખો મેળવી લેવાં હોય તો કયાંય પણ ફાંફાં નહિ મારતાં ગરીબ, અને બિચારાં હિંદના વ્હાલાં સંતાનોને સદ્વિદ્યા પ્રાપ્ત કરાવો. એનાથી તમારા સન્માર્ગની દરેક આડખીલીઓ દુર થતી જશે, કઠિન વસ્તુઓ નરમાઇ ગ્રહણ કરશે. જેઓ પોતાની દેશમાતાઓની ખાતર કાયમ ખાતે મહેનત કરી રહ્યા છે, તેવા આનંદના સાગર, ઉપકાર જ્યોતિ સ્વરૂપ, માનવંતા મહાશયને ચારે તરફ પ્રેમનું વાતાવરણ બંધાઇ જાય છે, સર્વત્ર દુર્ગુણો નાશ પામી, શાન્તિ ઉભરાય નિકળે છે. મનુષ્યો અને સત્ય તરફ પ્રિય ભાવ ઉત્પન્ન થાય છે ઉદાસીનતાને પરહરી, માનવજાતિ પર મોટી અસર કરી શકે છે. એ દૈવી શકિત જુના શત્રુઓને હરાવે છે, તેને વિજય મેળવતાં ઢીલ થતી નથી.

હાલના પુરૂષો આ અજ્ઞાન સ્ત્રીઓને કયા અંધકારના વમળ તરફ લઇ જાય છે તે તો ઇશ્વર જાણે! જો આમાંથી અનર્થ થશે તો હિંદ પોતાનું સ્થાન ગુમાવી બેસશે. અને દરેક વ્યક્તિ મનુષ્યપણાનો દાવો નહિં કરી શકે. સ્ત્રીઓની સ્થિતિ બહુજ શોચનીય છે, તેઓ વિદ્યાવંત બને તોજ લોકો ઉન્નત થશે. હિંદુસ્તાનના લોકો દુર દેશમાં પ્રસરી જઇ, આલસ્ય નષ્ટ કરશે, દેશને અજ્ઞાનતાનો ઓછો બોજો વહન કરવો પડશે. આ બાબત તમે સત્યમાનો, સ્ત્રીઓને વિદ્યાદાન આપવાથી તેઓને આપણા તરફ

સ્નેહભાવ રહે છે. તેઓ આપણને ઇશ્વર તુલ્ય માને છે. એકબીજામાં સંપનું મધુર જોડાણ થાય છે.

ગૃહમાં સ્ત્રી સાથે અણબનાવ હોય તો ગૃહદેવીના કંકાસથી લક્ષ્મી રીસાઇ જાય છે. જુઓ! ગૃહ કુસંપથી હિંદુઓનાં દરેક રાજ્યો મુસલમાનો ગળી ગયા, ગૃહસંસાર તો શું! પણ ચક્રવર્તી રાજાનું રાજ્ય નષ્ટ થાય છે. સ્ત્રી પ્રત્યે પુરૂષનું સદવર્ત્તન હોય તો સ્ત્રી પુરૂષને બહુજ ચાહે છે. અરસપરસ સ્નેહભાવથી રહે, ત્યારેજ તે માણસાઇમાં ગણાય છે. દંપત્તિ કેળવાયલાં હોય તોજ તેમનો વંશ સારો લાયક બની શકે છે. સ્ત્રી મીજમાનોનો આદર સત્કાર કરી, આબરૂમાં વધારો કરે છે. સ્ત્રી કરતાં ગૃહકાર્યમાં પુરૂષ ઉતરતો છે. સ્ત્રી જો બરાબર લાયક હોય તો પોતાની બ્હેનપણીઓની સાથે જ્ઞાનવર્ધક વાતો કરી, નીતિના પાઠો શીખે છે. પતિ થાક્યો પાક્યો ઘેર આવે તો તેને મધુર વાણીથી બોલાવી મનરંજન કરે છે. હરવખત ઉપયોગી સલાહ આપી, આદિથી તે અંત સુધી પતિની સાથે નિર્મળ સ્નેહથી દુનીયાદારીનું સુખ ભોગવે છે, અભણ સ્ત્રી છોકરાંને ઠોઠ, વ્હેમી અને મુર્ખ બનાવે છે. નવી નવી તકરારો ઉભી કરવામાં પહેલો નંબર લે છે. ગ્રહકાર્યમાં ફુવડ રહી, આબરૂ ગુમાવે છે. એથી પુરૂષનું મન સદાય ઉદ્વેગમાં રહી, બુદ્ધિ વિકાસ પામતી નથી; માટે સ્ત્રીને વિદ્યાદાન આપવું અત્યંત લાભકારી છે. સ્ત્રી અને પુરૂષ એ એકજ પરમાત્માની પેદા કરેલી માણસ જાત છે, માટે તેને ભણાવી ગણાવી સારા હકો આપવા એજ સલામતી ભર્યું છે, પહેલાં સ્ત્રીઓ ઇચ્છાવર વરતી. એ સુશિક્ષિત સ્ત્રીઓની દરેક કાર્યમાં સલાહ લેવાતી, તેમને પૂર્વે ઇચ્છાવર વરવું એ સારામાં સારો હક આપેલો હતો. સ્ત્રીઓ વિદ્વાન હોવાથી તેમણે કેટલાક ગ્રંથો બનાવ્યા હતા. એ એની કેળવણીની સાબિતી છે. અગાઉ સ્ત્રીઓને બહુજ છુટ અને સદ્દવિદ્યા આપવામાં આવતી હતી. માબાપ જેમ પુત્રને સારૂં ધન ખર્ચી ભણાવે છે, એકાદ સારો ધંધો શોધી આપે છે, સારાં સારાં પુસ્તકો લઇ આપી બુધ્ધમાં વધારો કરાવે છે, તેમ જો સ્ત્રીઓને ભણાવવામાં આવે તો શામાટે પુરૂષના જેવાં કાર્યો કરી શકે નહિં? એને હાલના જમાનામાં બહુજ દુ:ખદ સ્થિતિ આવી પડી છે. જે દેશ વિદ્યાહુન્નરમાં, સર્વત્ર દેશોનો શીક્ષાગુરૂ હતો તેના સંતાનોને કોઇ વિદ્યા ભણાવતું નથી. તે દેશની બાળાઓની જીંદગી પશુના કરતાં હલકી છે. તેઓ વિદ્યાના અભાવે રીબાય છે. વળી તેનાપર માબાપની ક્રુરતાની અનેકાઅનેક આપખુદી કાયદાની કલમો છે. એક તો તેઓને વિદ્યા ન અપાવવાની ભુલ અને બીજી તેઓની ગમે તેવા ગાંડાઘેલાઓની

સાથે પરણાવી દેવાની અધમ રીતી આ એ ધારા ધોરણો એ બીચારી ગરીબ બાળાઓની પડતીને માટે બહુજ ખરાબ ઔષધો ગણાય છે. માબાપ પોતાની પુત્રીને કાંડુ ઝાલીને, ગમે તે પુરૂષની સાથે પરણાવી દે છે. એમાં તેની પસંદગી લેવામાં આવતી નથી અને એ એવો તો મુંગે મોઢે મારી નાખવાનો રિવાજ છે કે પુત્રી એ વિષે કંઇક વિચાર જણાવે તો પુત્રીને છાકટી, હલકટ અને વ્યભિચારિણી એવા ચાંદો આપવામાં આવે છે, તેથી એ ગરીબડી ગાય જ્યાં દોરે ત્યાં જાય છે. એથી એની દુઃખી જીંદગીનો હેવાલુ આ લેખતાં મારી કલમ ધ્રુજી ઉઠે છે. અંતઃકરણ દ્રવી જાય છે. અહાહા! કેટલી બધી કરૂણાજનક વાર્તા જે વધારે પૈસા આપે તેની સાથે માબાપ તેને પરણાવે છે. પછી તો ભલે ઘરડો હોય, આંધળો હોય કે મુંગો બ્હેરો હોય. કેટલીક બાળાઓનાં વૃદ્ધ સ્વામીની સાથે લગ્ન થયેલાં હોવાથી થોડા દિવસમાં એ રાંડીને ઘેર આવે છે, એટલે જીવે ત્યાં સુધી તેને વિના અગ્નિએ પોતાના શરીરને દગ્ધ કરવું પડે છે. માબાપને જ્યાં પોતાનાજ સ્વાર્થની વાત હોય, જ્યાં પૈસાને માટે માબાપ મરી પડતાં હોય, ત્યાં પુત્રીના લાભની તો વાતજ શી! તેને કેળવણીતો મળેજ કયાંથી! આવા અધમ કાર્યને અંગે તે બાળાની જીંદગી બહુજ દુઃખમય થઇ જાય છે. એથી એ બાળા પોતાના બાપને અને આવા ધારા ધોરણો બાંધનારને શ્રાપ આપી ચોધારાં અશ્રુએ રડે છે. જ્યાં જુઓ ત્યાં જે ગૃહ અને જે જ્ઞાતી ખરાબ હાલતમાં હોય, તો તેઓના આવા અધમ રિવાજોના પ્રતાપે હાલ બેહાલ થયા છે, એમ સમજી લેવું. ભણેલો, ધનવાન, ગુણવાન, તેજસ્વી શરીરે નિરોગી કન્યા કરતાં બમણી ઉમરવાળો આવો પુરૂષ પતિ થવાને યોગ્ય છે અને માબાપ એવો પતિ પોતાની વ્હાલી પુત્રીને ન શોધી આપે, અને લાકડે માંકડું વળગાડી પોતાને દશ, બારકે પચીસ હજાર રૂપિયા મળ્યા એટલે બસ! પછી ભલે પુત્રી પડે કુવામાં, એવા કાર્યનો કરનાર અધમ પિતા રાવણનો અંશાવતાર અને હિરણ્યાક્ષનો સગો ભાઇ છે.



## 'સ્વદેશાભિમાન'

આ ચાલુ જમાનામાં દેશાભિમાન એ મોટામાં મોટો સદ્‌ગુણ છે. સદાચરણ છે. કોઇ દેશની આબાદી તેના કિલ્લા કોટ કે મહેસુલપર નથી, પણ તેના દેશાભિમાની લોકોનાપર રાષ્ટની આબાદી સમાયલી છે. એવા સદાચરણી લોકો દેશની મિલ્કત છે. માટે દરેક મનુષ્યે એવી રીતે દેશનું ભલું કરવામાં અભિમાન અને જુસ્સો રાખવો જોઇએ. અને પોતાનું દેશ પ્રત્યે શું કર્તવ્ય છે. એ બરાબર સમજાય તોજ દેશનું ભલું થઇ શકે તેમ છે. જે માણુસને દેશાભિમાન નથી. તેનું જીવતર નકામું સમજવું પશુ અને તેની વચ્ચે માત્ર શીંગડાં અને પુછડાનો તફાવત છે. દેશાભિમાન એ પાંચ અક્ષરનો નાનો શબ્દ છે, પણ તેમાં ઘણો મોટો અર્થ સમાયલો છે, સત્ય બોલવું, પોતાની પડોશનાં અને સર્વત્ર દેશના જીવો પર પ્યાર રાખવો, જુઠાપણું વ્યભિચાર અને સ્વાર્થાંધતાનો નાશ, જીવ જતાં પરોપકાર ન છોડવો વિગેરે એ શબ્દના અર્થો છે. જુઓ ! એક પૈસાદાર માણુસ હશે તેના પર કોઇ મનુષ્યો મરી પડશે નહિં, પરંતુ જેનામાં સ્વદેશભિમાનનું નુર જળકતુ હશે, તે વીર એકાને માટે લાખો મનુષ્યો અસંખ્ય હરકતો વેઠીને પણ તેની જોડમાં ઉભાં રહેશે. મુળ આજ દેશાભિમાનનું રહસ્ય છે, સત્વ છે. બાળકો ભવીષ્યમાં દેશને લાભ કર્ત્તા થાય, તે માટે માબાપે દેશાભિમાની બનવું જોઇએ કે જેને લીધે બાળકો પોતાનું અનુકરણ કરે. મેક્સમુલર કહે છે કે માણુસમાં અક્કલના થોકે થોક હોય, પણ દેશાભિમાન નથી હોતું તેને લઇને તેવા માનવીઓની ગણુના મનુષ્યમાં નથી થતી. માણુસ અને બીજાં પ્રાણી વચ્ચે માત્ર આજ સમજણનો તફાવત છે, મનુસ્ય હોય તેણે તો અવસ્ય એવા ગુણો રાખવા જોઇએ. એથીજ માણુસ ઉંચપણું લઇ શકે છે. એવો સ્વદેશ હિતચ્છુ, માણુસ આ જગતમાં બહુજ ખપનો છે. તે ભલે લાંબુ આયુષ્ય ભોગવે. એ અમારા અંધકારના વિનાશનો તેજનો ગોળો છે. સદાચારથી ગૃહની શોભા વધે છે, તેમ એવા વીરપુરૂષોથી દેશની શોભા વધે છે. એવા માણુસના પ્રતાપે દેશમાં સુખ શાન્તિની પાદશાહી સ્થપાય છે. એ આખા દેશનો રક્ષણુ કર્ત્તા અમારો જગત્ ગુરૂ છે. અમારા ઘરનાં બાળક, સ્ત્રી, નોકર, રાજ્યપાટ વિગેરે તેના પર કુરબાન છે, અમારો પૈસો, વૈભવ, સત્તા અને અમે તેના ઘરના ગુલામો છીએ. એવા પુરૂષો પોતાના હાથથી કોઇ દિવસ અસત્ય કાર્ય આરંભતા નથી. એ માણુસ પરમેશ્વરને પ્રિય હોય છે, ત્યારે મનુષ્યોને કેમ ન હોય ? એ સૃષ્ટિના આધારને ઇશ્વરી કોપ, રાજા મહારાજાઓ તરફનો અન્યાય, કંઇએ બાધ કરી શકતાં નથી. એ અહિંના અને પરલોકના બંનેના લાભ માટે જન્મેલા હોય છે. આમ્રવૃક્ષ

ફૂળે ત્યારે નીચું નમી રસ્તાપરના પથિક મનુષ્યને પોતાના રસનો આસ્વાદ લેવાને બોલાવે છે, તેમ તેઓ જન સમુહમાં દિનપ્રતિદીન સંપ અને સલાહ વડે નમતા ભજતા ચાલે છે. બીજાની માફક અક્કડબાજ થઇ, સ્મૃદ્ધિનો કે સત્તાનો ગર્વ કરી ખોટા અભિમાનમાં તણાઇ જતા નથી. કદિ દ્વેષ કરતા નથી, કોઇને ચાહતા નથી એમ નથી; પણ દરેક પ્રાણી માત્ર તેને પ્રાણથી વિશેષ હોય છે, નરમાશ. સદાચરણ, વિવેક, સહનશીલતા, ધીરજ, દયા, ધર્મ, નીતિ એ એના સામાન્ય સદ્‌ગુણો છે. ખુશામત તેઓને સ્વપ્ને પણ વ્હાલી હોતી નથી. મારા ધારવા પ્રમાણે તો તેઓના હાથથીજ અધમતાનો ક્ષય થઇ, સુધર્મના વાવટાઓ ફરકતા હોવા જોઇએ. જેને સારી રીતે જીવન ગુજારવાની આકાંક્ષા રાખવી હોય, તેણે તો અવસ્ય દેશાભિમાન રાખી પોતાના દેશ બાંધવોનું ભલું કરવું જોઇએ.

પરમાત્માએ બધાં માણસોને સરખી બુધ્ધિવાળાં બનાવ્યાં નથી, કારણકે કોઇમાં જાજી બુધ્ધિ તો કોઇમાં થોડી માટે જગત કર્તાએ અકકલમંદને થોડી અકકલવાળાની સ્હાયતા કરવા માટેજ સર્જેલા છે. જો તેમ ન હોય તો એકજ પિતા પરમાત્માની સંતતિમાં આમ કેમ ભેદ હોવો જોઇએ. કુદરતી કાયદાના બંધારણથી એમ સમજાય આવે છે કે આ સંસારમાં નબળાને સબળાની, ગરીબ ને શ્રીમંતની અને મુર્ખ ને જ્ઞાનીની એમ અરસ્પરસ જરૂર હોય છે. પારકાના ઉપયોગ માટે પૈસો, બુદ્ધિ અને પરાક્રમ અર્પણ કરવાં એ ઇશ્વરી લક્ષણ છે. ભુખે મરનારની સામે દયા બતાવી તેઓને સંતોષવાં, દેશના લાચાર જીવોને મદદ કરી ઉધમે લગાડવાં, નિરાશ્રીત ફંડો કાઢી કેળવણીને ઉતેજન આપવું, અજ્ઞાન મનુષ્યને જ્ઞાન પ્રકટ થાય એટલા માટે ગામોગામ રખડીને ભાષણો આપી સમજાવવા, આ બધી પરોપકારની સાથે દેશાભિમાનની રૂઢીઓ છે. જાત, ધર્મ કે ઉંચ, નીચ કંઇ પણ ભેદ ભાવ રાખ્યા વગર જેઓ પરોપકાર કરવામાં પોતાનો ધર્મ સમજે છે, તેને હજારોવાર ધન્યવાદ છે. તેઓ કોઇ પણ પ્રાણીને દુઃખ ન દેવું, એનેજ સુકર્મ સમજે છે, કોઇ જીવની દુઃખી સ્થિતિ જોઇ તેના શરીરમાં એકદમ દયાનો આવીર્ભાવ થાય છે. એટલે તેનું દીલ દ્રવિ જાય છે. એટલા માટેજ દયાને બધા ધર્મમાં ઉત્તમ ગણી છે. માણસ બીજાંના દુઃખે દુઃખી અને સુખે સુખી ન થાય તો પોતાનું સુખ એક ઘડીવારમાં ખોઇ બેસે, નાત પ્રત્યે, દેશ પ્રત્યે, માબાપ પ્રત્યે, સ્ત્રી અને બાળ બચ્ચાં પ્રત્યે, દયાની પહેલી જરૂર છે. દયા એ શબ્દમાંથી દેશાભિમાન એ નામના પાંચ અક્ષરનો જન્મ થયો છે, માટે દયા એ પંચદેવનો જન્મ

આપનાર ખરી કર્તવ્યનિષ્ટ માતા છે. હાલમાં કેટલાક માણુસો પોતાના પૈસાને દયાને માર્ગે સદ્‌ઉપયોગ નહિં કરતાં નાચ પાર્ટીમાં, વરઘોડામાં, દારૂના બાટલાઓમાં, નાતવરામાં, ફરનીચરોમાં, ચીની વાસણોમાં, ધનનું પાણી કરે છે; તેઓ પોતાની ફરજ બજાવવી ભુલી જઇ વિચારો તો ઘણુંજ શરમ ભરેલું કાર્ય કરે છે. પણ ભુખ્યા મનુષ્યના રૂપમાં વિરાજતા નારાયણુને કોઇ મુઠીભર ચણા આપતું નથી. શ્રીમંતો પ્રત્યે શ્રીમંતાઇ કંઇએ કામની નથી; પરંતુ ગરીબોના દુઃખને તમારી અંગત વ્યાધિ સમજી દુર કરો અને પરોપકારથી તમારા આત્માને વિભુષીત કરો. ધનાઢ્ય થવું, સુખી થવું, રાજ્યપાટ મેળવવું એ ભલે આપણા ભાગ્યમાં ન લખાયાં હોય, પણ દેશના ભલાની લાગણી એ આપણા કપાળમાં આખું જગત જુએ એમ મોટા અક્ષરે લખાયલું હોવું જોઇએ. ગમે તેટલું નુકશાન થાય; તો પણ હરકત નહિં. તમારો પરોપકારી ધર્મ બરાબર બજાવો. એ સર્વ વિજય સાધનોનો ઉત્કૃષ્ટ સ્તંભ છે. એજ સત્ય જીવનનો સાર છે પ્રમાણિકપણે વર્તી સત્ય અને દયા એ બંનેની વચ્ચે ચાલી મનને ખરાબ લાલચોથી પાછું વાળી પરોપકારી, સંતોષી અને ઉદ્યોગી સ્વભાવ ધારણ કરો સર્વ સદ્‌ગુણોના પોશક અને રક્ષણ થવું એજ મહાનતા છે, જે માણુસ પોતાના દેશને ઉંચ દરજ્જે ચડાવવાને પ્રયાસ કરે છે, તેજ માણુસ સ્વદેશ પ્રેમ અને સ્વર્ગની ગાદી લઇ શકે છે. એ થવો જોઇએ તો અહિંનો પાદશાહ પણુ આ સલ્તનત તેના કરેલા પ્રયાસના બદલામાં બરાબર નથી હોતી માટેજ તેના માટે વિભુએ કોઇ ઉંચ દરજ્જો પસંદ કરેલો હોય છે. 'સારા અગર તો નરતા વિગેરે પ્રસંગે દેશને પ્રેમથી ચાહી તેની ચડતીને માટે તનતોડ પ્રયાસ કરવો, એનું નામજ દેશદાઝ અગર તો દેશાભિમાન છે. બીજો કોઇ જાતનો ગર્વહાની કર્ત્તા છે, પણ સ્વદેશાભિમાન એતો ખરેખર એક ઉત્તમ સદ્‌ગુણ છે. જુઓ! અંગ્રેજો હિંદુસ્તાનના અન્ન પાણી વડે પોશાયલા હોય છતાં તેની સ્ત્રી સગર્ભા થયા પછી પોતાનાં બાળકો એંગ્લો ઇન્ડીયન ન કહેવાય એટલા માટ ઠેઠ વિલાયત સુધી લઇ જાય છે. અને બાળકને શુદ્ધ અંગ્રેજી કહેવરાવી પાછા હિંદમાં આવે છે. આનું કારણુ એક જુદા પ્રકારનું છે. એ લોકોના મગજમાં એવું ઠસાઇ ગયું છે કે જો કોઇ પણુ અંગ્રેજ લેડી, પોતાના બાળકનો હિંદમાં જન્મ આપે તો એ બ્રિટનનું ભલું કરે નહિં અને યુરોપમાં આવે તો પણુ ભરતખંડના ભલા માટે, માથાકુટ કર્યા કરે; માટેજ એ લોકો પોતાના દિશનું અભિમાન જાળવવા માટે અને કાયમ બાળકોના મગજમાં દેશની લાગણી ભરાય રહે, તે માટે ત્યાં પોતાના બાળકનો જન્મ થવા ઇચ્છે છે. તેનામાં દેશાભિમાનનો આટલો બધો જુસ્સો છે, ત્યારે

આપણે આપણાં ભરતખંડનાં સંતાન આર્ય નહિં પણ બ્રિટીશ બોર્ન થવા ઇચ્છીએ અને વિલાયતમાં જઇ લાંબી મુસાફરી કરી, હજારો રૂપિયા ધૂળધાણી કરી અંતે દેશની પાયમાલીનું અચ્છું ધારબંધુ હથીયાર બનાવી સ્વદેશ તરફ પાછા ફરીએ એજ શરમાવા જેવું છે. માટે અમે કહેવું છે કે અંગ્રેજો પોતાના દેશનું અભિમાન જાળવવા માટે તેમ કરે તો વ્યાજબી છે અને તેને માટે અમે તેને ધન્યવાદ આપીએ છીએ; પરંતુ આવા લોકો ખાસ આર્ય મટી, પોતાનાં સંતાનને બ્રિટીશ બોર્ન થવા ઇચ્છે એને માટે અમારે કયો વિચાર બાંધવો ? એ ઇશ્વરના હાથમાં છે,

જેઓ માનવ જાતીના જીગરો પર સારી અસર કરી શકે એજ મનુષ્યો છે. તેઓ, એ તો દેશની પડતી અને સર્વ અનર્થકારક શકિતઓને હરાવવા માટે બ્હોળો પરિશ્રમ ઉઠાવવો જોઇએ અને એ કાતિલ યુદ્ધમાં અનહદ બળ વડે આસુરી માયાને વીણી વીણીને સંહારવી જોઇએ, તેમજ દૈવી રાજ્યાસન પર વિરાજી પ્રચંડ થતી ઉથલ પાથલોને અટકાવી, અને અનીતિપ્રલયને માર્ગે મનુષ્યોને ન ઘસડી જાય તેવા ઉપાયો યોજવા જોઇએ. દુનીયાની જુદી જુદી પ્રજાને, કુદરત તરફથી જુદી જુદી જાતની ઉપાધિઓ નડે છે. તેનો વિનાશ કરવાંથી કોઇ વખત મનુષ્ય સુખ શાન્તિ જોઇ શકે છે, પણ ખાસ પોતાના હાથે મુશ્કેલીઓ ઉભી કરે, તેનો ગણગણાટ સત્વર બંધ થઇ જાય એ મુશ્કેલી ભર્યું છે. દુઃખ એ આપણી કરેલી ભૂલની શિક્ષા છે. અને સુખ એ આપણા ઉદ્યોગના યત્નથી પ્રાપ્ત થયેલું અમર ફળ છે, માટે કરેલી ભૂલથી, આવી પડેલા દુઃખમાં કુદરતનો હાથ હોય છે, તેથી સંભાળ પૂર્વક કાર્ય કરી આપણે દેશની ચડતીના નિમીત્ત તરીકે ઓળખાવું જોઇએ. સારાં કાર્યો કરી ખરાબ બાબતથી ડરી. સદ્‌ગુણી થવું એજ ખરી દેશ સેવા છે. જેમાંથી પોતાની આબરૂ વધે, કુલીનતા જાહેરાતમાં આવે એવું કાર્ય પણ દેશ સેવાને લાયક છે. અમારૂં કુળ ઉત્તમ અમે જે કાર્યો કરીએ તે ખરાબ હોયજ નહિ. એવી આપવડાઇ એજ દેશની પડતી છે. જ્યારે દેશ નબળી હાલતમાં હોય, ઘણી નીતી રીતી ઉલટી હોય છતાં, અમારો દેશ જાહોજલાલીમાં છે, સર્વવાતે ઉત્તમ છે, ઘણીજ સુખ શાન્તિ છે, આવું બોલનાર માણસ આખા દેશનો વૈરી છે. તેણે તો પુછનારની આગળ બરાબર દીલ ખોલીને ઉતમ કે મધ્યમ જેવી દેશની સ્થિતિ હોય, એવી વાત કરી દેવી અને આપણી થયેલી પડતીની ભુલને સુધારવાની કોશિષ કરવી, એજ ખરૂં દેશાભિમાન છે.

દેશનું ભલુ કરવું, એમાં પોતાના ભલાની વાત આવી જાય છે. કેટલાક લોકો એવા હોય છે કે પોતાનું સારૂં થયું, એટલે પારકાની દરકાર

રાખતા નથી. એ તેઓ બહુજ ભુલ કરે છે. તેઓને એમ ખબર નથી કે ન્યાયી કુદરત મારૂં સર્વ સુખ કંગાલ લોકોને ભાગે પડતું વ્હેંચી આપશે. જો બીજાને મારા જેવા બનાવું તોજ મારા સુખમાંથી કોઇ ભાગ ન પડાવે. જે માણસ દેશ, પરદેશથી ધન ભેગું કરી, પોતાનાં સ્ત્રી પુત્રોને નહિં આપતાં સ્વદેશ અર્થે વાપરે છે, તેવા મનુષ્યો મારી ત્વચાની મોજડી કરી મને મારી દીધેલા ઉપકારમાંથી બચાવે તોજ હું મારાં સદ્‌ભાગ્ય સમજીશ એક હલકું પ્રાણી પોતાની જન્મ ભુમી તરફ નજર ફેંકે છે, ત્યારે મનુષ્ય કેમ લાગણી ન બતાવે? કહેવત છે કે ઉંટ મરે તોપણ મારવાડ સામેથી નજર ન ચોરે, તેમ જે માણસ પોતાના દેશાભિમાનને અંતઃકરણમાં નથી સ્થાન આપતો એવા મુર્ખના સરદારને મનુષ્ય કહેવામાંજ અધર્મ છે. પોલાંડના લોકોએ પોતાના દેશને રશિયાના હાથ તળેથી છોડાવી લેવા માટે તેની સાથે ઘણીવાર યુધ્ધ કર્યું હતું પણ થોડા પ્રમાણમાં માણસો હોવાથી એ સબળ શકિતમાન બાદશાહને ન પહોંચી શકયા. અને હારી ગયા, તેથી હાલ પણ શોકની ખાતર કાળાં વસ્ત્રા પહેરે છે.

આપણા દેશમાં જુદા જુદા ધર્મો અને જુદા જુદા વર્ણો હોવાથી અરસપરસના કુસંપે અંદર અંદર ખટપટ કરી વિદ્યા, કળા, હુન્નર અને સમૃધ્ધિને ગુમાવી દરિદ્રપણાને વ્હોરી લીધું તમારે સ્વદેશ હિતમાં નાત, જાત કે ધર્મ જોવામાં રોકાવું નહિં. દેશનું સગપણ બધાને સરખું છે, માટે પોતાની બધી શક્તિ દેશ સેવામાં અર્પણ કરી દેશને ઉત્તમ સુખના અજવાળામાં પ્રકાશીત કરવો એજ ખરી દેશ સેવા છે, એજ ખરો સુધર્મ છે રાજાએ પણ પોતાની જન્મભુમીના જીવોને પોતાના ભ્રાતા તુલ્ય સમજી અને પોતે રક્ષક હોવાથી બીજી રીતે તેનેબાળક સમજી. પોતાના નીચ સ્વાર્થોને તજી દઇ, અજ્ઞાનપણું, અન્યાય વિગેરે કોરે મુકી નવા નવા હુન્નર વડે, લોકોને ઉદ્યોગમાં લગાડી દેશને પુષ્કળ સમૃધ્ધિમાં ભરપુર કરી, ઉંચ મગજ શકિતવાળાઓને વિદેશમાં મોકલી નવો હુન્નર શીખી લાવવા પૈસાની મદદ કરવી જોઇએ. રાજાએ જેટલી બને તેટલી શકિત વાપરી દેશોત્કર્ષમાં પોતાનું તન, મન લગાડવું કે જેથી ખરા રાજા તરીકે અને પૂર્વના લોકોએ તેની કરેલી રાજાની ગણના બરાબર ન્યાયમાં ગણાય.

દરેક પ્રાણી અને પદાર્થમાં ચડતી પડતીના પટ લાગી ગયેલા હોય છે, એ દરેક માણસે કાયમ ખાતે યાદ રાખવાનું છે, જો આપણા કાર્યમાં આપણે ભુલ ન પડવા દીધી હોય તો ખરાબ સમય જોવાનો વખત ન આવવો હોય તો ન આવી શકે. આપણો દેશ એક વખત સોનું, રૂપું અને મોતી, માણેકથી પરિપુર્ણ હતો.

એક વખત એશીયામાં રહેલો સિંહલદ્વીપ કે જેને આપણે પુરાતની લંકા તરીકે ઓળખાવીએ છીએ, તે તદ્દન સોનાનો હતો. આ બધી સ્મૃદ્ધિ કયાં ગઇ? તો હું તમને કહીશ કે એ બધી સ્મૃધ્ધ આપણી ભયંકર ભુલો ઓગાળી ગઇ. લોકો નીતિમાન શૂરા હતા; તોપણ આ નમાલી દશા થઇ જે વખતે મહમુદ ઘોરી હિંદમાં આવ્યો, ત્યારે શૂરા રજપુતોની સામે લડવામાં નહિં ફાવતાં હાર ખાઇ ચાલ્યો ગયો. એમ ત્રણ ચાર વખત બન્યું. છેવટે મહમુદ તેના મનમાં સમજ્યો કે હિંદુઓ ધર્મ ચુસ્ત છે. માટે આપણા લશ્કરની આસપાસ ગાયો ગોઠવીએ એટલે એ ગાયો પર હથીયાર નહિં ચલાવે. પછી આપણે ધીમે ધીમે આગળ વધી, તેના કિલ્લા સર કરશું અને છેવટે થયું પણ તેમ! હિંદુઓએ પોતાનાં મુસ્તકો લોહીમાં તણાવા દીધાં, પોતાના બાળ બચ્ચાંઓની કતલ થવા દીધી, સ્રીઓ, મોટાં મોટાં નગરો અને સાથે આખો હિંદ અગ્નિમાં ભસ્મીભુત થવા દીધો પણ પોતાને ગાયનું રક્ષણ કરવું એ શ્રુતી વાકય છોડયું નહિં જુઓ કે આ પ્રશંષાપાત્ર છે પણ સ્વામી રામતીર્થ આ વિશે આપણી ભુલ બતાવે છે અને કહે છે કે જો હિંદુઓ ગાયની પરવા રાખ્યા વિના લડયા હોતે તો મુસલમાનો કદી ફાવતે નહિં પણ આપણે 'એક બે ગાયને બચાવવાની ખાતર આખા દેશને પાયમાલ કરી, અસંખ્ય ગાયોનો વધ શરૂ કરાવ્યો.

આ હિંદુસ્તાનની ભુમી શૂરવીરો અને તરેહ તરેહની વસ્તુઓથી ભરપુર હતી, રાજાઓ સંલાહ અને શાન્તિથી રાજ્ય ચલાવતા હતા, લક્ષ્મી વૈભવ તથા વિદ્યા હુન્નર એટલાં બધાં પ્રકાશતાં હતાં કે દુરદેશનાં મનુષ્યો તેમાં અંજાઇ મોહાંધ. બનતાં હતાં. તો પણ અંતે આપણી ભુલને લઇને કુસંપથી, ઇર્ષાથી અને પોતાના કાયરપણાથી આખા દેશને લોહ બેડી આવી પડી. વિદ્યા, હુન્નર બંધ થઇ ગયાં. સારા કારીગરો ગુલામ તરીકે પરદેશ વેચાયા. દેશના શિક્ષકરૂપે પુજાયલા બ્રાહ્મણો ભીક્ષા માગવાની લતમાં પડી શરીરને હરામનું કરી બેઠા, ધર્મના નેતાઓએ જુદા જુદા બાણું લાખ ધર્મો ફેલાવી, મનુષ્યોના મનમાં વિગ્રહ કરાવ્યો. શૂરા રજપુતો કુસંપી બન્યા, કેટલાક ધર્મીઓ જીવ જંતુને મારવાથી અધર્મ થાય છે એવું સમજ્યા હોવાથી, સમશેરો કટાઇ ગઇ. રંજપુત રાજાઓ મુસલમાન રાજાઓને કન્યા આપી, બીજા રજપુત રાજાઓને આપવા ભલામણ કરવા લાગ્યા. અને કદાચને કોઇ ન આપતો તો બધા ભેગા મળી તેના રાજ્ય પર હલ્લો કરતા. આવી આવી કેટલીક કઢંગી રૂઢીઓથી આપણે દેશને પાયમાલ કર્યો દેશી,

રાજાઓ કરતાં પરદેશી રાજાઓને વધારે ચાહવાથી અહિંના રાજાઓ રૈયતને પીડવા લાગ્યા. વળી પાછળથી તેઓનું પણ મુખ મર્દન કરવા સારૂ દુર દેશના મનુષ્યોને કુદરતે ભેજી દીધા અને સુધરેલી ફેશન પ્રમાણે યુધ્ધ કળામાં હુશીયાર હોવાથી નબળા રાજાઓને જેર કરી, મોટા રાજાઓ કે જે અરસપરસ લડી લડી નબળા પડયા હતા તેને મારી, હઠાવી અત્યારે આખો હિંદ દેશ ગોરી ચામડીના લોકોએ પોતાની ગાદી તળે રાખ્યો છે.

આપણે પોતાની વિદ્યા, કળાને પાછી આણવા માટે, સંપ અને સલાહથી ઉદ્યોગ, તેમજ બીજા સદ્દગુણો વડે સ્વાર્થ વૃત્તિનો ત્યાગ કરી આખાં દેશની દાઝ હોલવવા સારૂ સતત પ્રયાસ કરવો જોઇએ.

માણુસ માત્રને દુઃખ ન પડે તો તેને સાવચેત રહેતાં આવડતું નથી. એનાથી કેટલાક અનુભવ મળે છે. કહેવત છે કે જેટલી ઠોકર ખાઇએ તેટલાં લક્ષણુ થઇએ. જેમ આપણે અવિચારી કામ કરીએ, તેમ તેમ દુઃખરૂપી શીક્ષા આપણુને પાછળને પાછળ રાખે છે. માટે કોઇ વખતે દુઃખ ન આવી પડે, માટે તેથી સંભાળ રાખવાની છે. દુઃખથી જે ગભરાતો નથી, એજ આબરૂમાં વધારો કરી સ્વદેશ સેવા કરી શકે છે. મતલબકે મહેનત કરી ધન એકઠું કર્યું હોય તો વૃધાવસ્થામાં સુખેથી ખવાય છે, જુઓ! એ મહેનતરૂપી દુઃખમાંથી સુખ ઉત્પન્ન થયું. તમે દુઃખ સહન કરી દેશ સેવા નહિ કરો તો તમારી આબરૂ જશે. શું! તમને તમારા સાડાત્રણુ મણુના દેહમાં પાંચભારતું નાક પ્રિય નથી? જેની કીર્તી સારી નથી. તેને અંધારી ભોંયરામાં પુરી રાખ્યો હોય તો વધારે સારૂં, નહિંતર બીજાઓને પણુ અપકીર્તીનો ચેપ લગાડી પોતાના જેવોજ પાઠ ભણાવશે. જે માણુસ પોતાની આબરૂમાં રહી મરે છે, તેનું મૃત્યું પુત્રના જન્મોત્સવ જેવું છે, માટે હિંમતથી, સ્વપરાક્રમથી દેશનું ભલું કરો! એથી તમે પ્રભુને વ્હાલા લાગશો, આબરૂ મળશે, દરેક માણુસો તમારી પ્રતિમાનું પુજન કરશે. હિંમતથી ફ્રાન્સનો મહા યોધ્ધો નેપોલિયન બોનાપાર્ટ એકજ શબ્દથી સર્વત્ર લશ્કરી માણુસોનાં હથીયાર છોડાવી દેતો હતો. હિંમતવાન માણુસ પોતાને અને આખા દેશને લાભ કારક કામ કરી બતાવે છે. હિંમતથી કરેલું કાર્ય બીજાને બે હદ આનંદ ઉપજાવે છે. વરાળયંત્રની શોધ કરનાર જેમ્સવોટને ત્રીસ વર્ષ સુધી હિંમત અને ખંતથી મહેનત કરવી પડી હતી. ગભરાઓ નહિં. હિંમત રાખો. ભલે કાર્યની પાછળ ગમે તેટલાં વર્ષ થાય, પરંતુ તમારા હાથમાં આવેલું કાર્ય જો તમારા હાથમાંને હાથમાં હશે, તોએ કાર્ય પોતાની ફરજ નકી બજાવશે, અને ધારેલી વસ્તુ એની મેળે તમારા ખોળામાં પડશે. સીતાજીને રામનું સ્મરણુ હતું તો ભયંકર સમુદ્ર આડો છતાં, સ્વપ્ને જે વાત ન બની શકે, તે વાત પ્રત્યક્ષ જણાઇ અને રામચંદ્ર ભગવાનને મુદ્રીકામાં

જોઇ શક્યાં, કહો ! આ હિંમતનું પરિણામ કેવું રમ્ય ? વળી જુઓ. જાપાને કેવું માન મેળવ્યું છે. એક નાનકડું રાજ્ય કે જે પૃથ્વીના અરધા ભાગમાં રહેલા અમેરિકાની હરિફાઇમાં ઉતરે એ પણ એક હિંમતનો, પરાક્રમનો આબેહુબ નમુનો છે. જેનું મન ડગમગ થયા કરે છે તે ભાગ્યેજ કાર્યમાં ફતેહ મેળવે છે. આજ કરૂં કે કાલ, કાલ કરૂં કે પરમ એમ વિચાર કરતાં ઘણા દહાડા વીતી જાય છે, પણ જો હિંમત કરી કાર્યની શરૂઆત કરે તો હિંમત કરતાં કાર્ય દૃઢ હોતું નથી, કે હિંમતને હાર પમાડે ? સર આર્કરાઇટ કપડાં વણવાંના સંચા કે જેને આપણે મીલો કહીએ છીએ, તેણે જુઓ તો હિંમતથી અજાયબ શોધ કરી બતાવી છે તેમ માર્ટિન લ્યુથરે પ્રોટેસ્ટંટ ધર્મ સ્થાપ્યો, ત્યારે તેને બહુજ હિંમત ધારણ કરવી પડી હતી.

માણસ જો પહેલેથી ખંતથી કાર્ય કરતાં હોત તો આ સ્થિતિ આવતે નહિં. પશુ પક્ષીઓ પણ ઘરબાર ન છતાં પરિશ્રમ વેઠી ખોરાકનો સંગ્રહ કરે છે અને જાણે કેમ બાળ બચ્ચાં પરણાવવાં હોય ! તેમ આખો દિવસ યત્ન કરે છે. તારામંડળ, સમુદ્ર, ઝાડ, પહાડ, એ બધાં કામે લાગેલાં હોય છે. તેથી કર્મ એ પ્રાણી માત્રને જન્મની સાથેજ પેદા થયાં હોય એવું જણાય છે. ઉદ્યોગ વિના મનુષ્ય જીવન ટકી શકતું નથી આ પ્રમાણે હિંમત, ખંત અને ઉદ્યોગને આપણે અસલ ધર્મ અને વારસો સમજી દરેક કાર્યમાં પોતાનો સમય વ્યતીત કરવો જોઇએ. વેપારી પોતાનો ઉદ્યોગ ન કરે તો ભાગ્યેજ પોતાની મૂડી લાંબો વખત પહોંચાડે. રાજા પરિશ્રમને માન ન આપે તો લડાઇમાં નક્કી હારખાઇનેજ પાછો આવે. તેમ આપણે આપણી વિદ્યા, ધર્મ, સુખ, શાન્તિ વિગેરે મહેનત વિના ગૂમાવ્યાં છે, એમ સાબિત થાય છે. જેમ કોઠીમાં દાણા ખુટી ગયા હોય તો પણ નજર કરી ન જોવામાં આવે અને વેળાસર ગોઠવણ ન કરી શકાય. તો ગાંડા ગણાઇએ તેમ કરેલી મહેનત એટલે સુખ ખાઇ ગયા તો પણ પાછાં સુખ ટકાવી રાખવા સુખને બદલે દુઃખ વેઠી કંઇ પણ પ્રયત્ન ન કરતાં રડવા લાગીએ એજ આપણી કાર્યની પદ્ધિતિ, રૂઢી, સ્વભાવ વિગેરેની ઓળખાણ કરાવે છે. જો આપણે આપણા મનને તેમજ શરીરની દરેક સ્નાયુઓને જગતના ભલા માટે કામે લગાડીએ તો એજ વખત આપણો ધર્મ આપણને એ કાર્યમાં મક્કમ રહેવાને અને કર્ત્તવ્ય નિષ્ટ બનવાને ભલામણ કરે છે.

આપણે જ્યાં સુધી લોકોના અંતઃકરણના ઘા ન રૂઝાવી શકીએ; ત્યાં સુધી આપણા જીવનમાં સંતોષકારક અને શાંતિનું વાતાવરણ જામે એ નીરર્થક સમજજો મનુષ્યને માટે આપણે ઉઘાડે પગે ન ઉભા રહીએ તો પરમાત્માના કરેલા ફરમાસની જુબેસ આપણા પર આવી પડે છે. માટે

આપણે દુરવર્તનથી ડરતા હોવા જોઇએ. સભ્યતા, સંભાષણ, વિવેક આદિક થોડા ઘણા ગુણો પણ સાથે હોવા જોઇએ.

દરેક મનુષ્યના લાભ માટે આપણા મનુષ્ય તરીકેના શું શું ધર્મો છે તે બરાબર પાળવા જોઇએ. આપણી બધી આશાઓનો સ્વદેશહિતનો પાકો રંગ ચડાવી, આપણામાં જે મનુષ્યો સારાની આશા રાખે છે એ આશાને વિજયના રૂપમાં લાવી મૂકો ? તમે સાચી ધન દોલતને એકઠી કરવા માગતા હો, તો દરેક માણસને વિદ્યા, લક્ષ્મી અને બુદ્ધિ વડે ઉન્નત કરવા પ્રયાસ કરો દુઃખીને દિલાસો આપો. અનુપમ જન્મ પ્રાપ્ત કરી જે માણસ આત્મહિત જાણતો નથી તે આત્મઘાતક છે. રાજ્ય, લક્ષ્મી ભલે જલદી નાશ પામે, તરવારની ધારો ભલે એકદમ ગળાપર આવી પડે, કાળ કાલ નહિ તો આજજ ભલે માથું ઉતારી જાય; પરંતુ પારકાના દુઃખનો વિચાર કરનારી જેની દિવ્ય વિચાર શક્તિ લેશમાત્ર ગુમ થતી નથી એવાજ મોટા મનના ઉદારાત્માઓ બે ધડક દેશનું ભલું કરી શકે છે. એવા માણસો પાસેથી કંઇક સારાની આશા રાખી શકાય છે. અને તેજ આપણું કલ્યાણ કરે છે.

જે માણસ લક્ષાધિપતિ થવાને માટે મહેનત કરી, રાત્રિ દિવસ ઉંઘતો નથી, પેટપુરતું ખાતો નથી અને પોતાની ફરજ નહિં બજાવતાં ફોકટનો આમતેમ રખડ્યા કરે છે, તથા પોતાના શરીરે દુઃખ વેઠી એમ તેમ આશા તૃષ્ણામાં પોતાની જીંદગી સમાપ્ત કરે છે; તેવા પોતાનાંજ સુખનાં સાધનો તૈયાર કરવામાં પૂરેપૂરી મતલબ સાધનારા આત્મ દરદી માણસ પાસેથી શી રીતે આપણે લાભ લઇ શકીએ ? સ્વભાવિક રીતે જે માણસમાં સદ્‌ગુણના અંકુરો સ્ફુરે છે, તે માણસ બેશક આગળ જતાં સંસારની હરકતો બેધડક દુર કરી શકશે. જેમ વિચાર એ વાણીનું ભુષણ છે, તેમ વિનય, શુદ્ધતા, સરલતા, યથાયોગ્યતા અને મનના સ્વતંત્ર વિચારો આ દેશભક્તનાં મહાન્ લક્ષણો છે.

આપણે સદાય ગરીબો તરફ દયા રાખવાને બંધાયલા છે. જ્યારે ગરીબોની દયા ખાઇએ ત્યારેજ આપણામાં સ્વદેશહિતની કેટલી લાગણી છે ? તેની લોકો ધારણા બાંધે છે. જેનાં હાડપીંજરો આપણે નરી આંખે દેખાય છે છતાં, તેઓના પ્રત્યે દયા નહિં લાવતાં ઉલટા તેને દુર્બળ બનાવવાને પાછળ પડીએ ત્યારે તો આપણી અનીતીની હદ આવી રહી ગણાય. બાપ ! એવા ગુન્હાની જોડ કોઇ ઇતિહાસમાંથી મળી આવતી નથી આપણે પૂર્વેના સર્વત્ર જુલ્મીઓ કરતાં વધી જઇ જુલ્માત કરવા મંડીએ તો મનુષ્ય પ્રત્યેના અને ઇશ્વર પ્રત્યેના એમ બે ગુન્હાઓના જવાબો જરૂર આપવા પડશે. એ ભૂલી જઇએ તો આપણે ખરેખર નાલાયક કહેવાશું. મનુષ્યોને થરથરાવી મૂકવાની અને ખોટી રંગપુરણી કરી,

ધર્મિષ્ટ કહેવરાવવાની જે લત આપણામાં લાગી છે તેજ આપણી કુટેવોનો આબેહુબ ચિતાર છે.

તમે કોઇ પણ માણસના અન્યાયને વખાણી ન્યાયને ધિક્કારો તો તમે મર્દાનગીનો લોપ કરી, બાયલાપણાંને વધાર્યું કહેવાય. કેમકે અહિત કરનારની સામે પ્રીતિ બતાવી, તેની ડાકલીના ભૂવા થવું એજ મોટામાં મોટું પાતક છે. હું તો તેઓની સામે થવામાં સદ્ગુણ સમજું છું. જેને નીતિ પ્રત્યે માન છે, તેણે તો ઇરાદાપૂર્વક પ્રજા હિતની ખાતર, અત્યાચારોની સામે ભવીષ્યમાં શુદ્ધ, શાંત, સુખમય વાતાવરણ ફેલાવવા માટે સત્વર કાર્ય આરંભવું જોઇએ. અને એને આપણી ફરજ સમજવી જોઇએ. જો એ ધર્મ ચુકયા તો આપણે અશાંતિનો મંત્ર ભણેલો ગણાય. દેશાભિમાન એ કાંઇ કોઇ પ્રજાનો વારસા હક નથી પણ જેનામાં શ્રધા, હીંમત અને સહનશક્તિ વિરાજમાન હોય તેજ સત્યવીર, સરલ અને વિવેકી હૃદયના ધર્મધુરંધર પુરૂષો દેશાભિમાની અને વીરનરો છે. જે માણસ દયા રાખી સંતોષ, અને પરોપકાર વૃત્તિને સ્થાપે છે, તેજ ખરેખરા લાયક ગણાય છે. જેને મનુષ્ય સેવા કરવી છે તેણે તો ધર્મમુર્તી બની, પોતાના જીવની પણ દરકાર નહિં રાખવી જોઇએ. એક રીતે તપાસીએ તો ખુદ પરમાત્મા હર વખત મનુષ્યોના ઉદ્ધાર માટે ગર્ભાશયમાં નવ માસ દુઃખ સહન કરે છે, ત્યારે મનુષ્ય મનુષ્યની સેવા કરવા તત્પર થઇ જાય તો કાંઇ નવાઇ જેવું ગણાય નહિં. સ્વામી રામતીર્થે એક અમેરિકન પ્રોફેસરને પુછયું હતું કે આપ વૃદ્ધ થયા છતાં હજુ કયાં સુધી વિદ્યાભ્યાસ કર્યા કરશો? હવે તો હેઠા બેસો? કાંઇ થોડી ને ઘણી અગીયાર ભાષાઓ તો તમને આવડે છે, છતાં આમ વૃદ્ધાવસ્થામાં શા માટે શાંતતા નથી ગ્રહણ કરતા? ત્યારે તેના જવાબમાં તે અમેરિકન બુઢ્ઢાએ જણાવ્યું હતું કે અમારા ઉદ્દેશથી તમે તદ્દન અજાણ્યા છો તમારા દેશનો રિવાજ અને અમારા દેશનો રિવાજ બહુજ જુદી રીતે ગમન કરી રહ્યો છે. તમારામાં વૃધ્ધ થયા એટલે એમ બોલે છે કે હવે તો કંટાળીને કાંઠે આવી ગયા, થાકી ગયા, એમ કહી લમણે હાથ દઇ બેસી જાય છે અને કોઇ નવા કાર્યની શરૂઆત કરવા ભલામણ કરે તો સાફ સાફ કહી દે છે કે હવે શું! કરીએ પાકેલ ઘડે કાંઠા ચડે તેમ છે? હવે તો અમારો જમાનો ગયો છોકરાઓ! હવે તમારો વારો આવ્યો છે. મહાશય! અમે એમ બોલતા નથી, અમે તો પાકલ ઘડે કાંઠા ચડાવીએ છીએ. હું વૃધ્ધ થયો છું. છતાં રૂશીયન ભાષા શીખું છું, તેનામાં એક ભૂસ્તર વિદ્યાનો અદ્ભુત ગ્રંથ લખાયો છે. એથી હું તેનું ભાષાંતર કરી શકું તેટલા માટેજ આ વૃદ્ધાવસ્થામાં મારા દેશબાંધવોને તેમાંથી

કેવી રીતે લાભ મળે ? એવા પ્રાયાસની શરૂઆતમાં છું. હું દેશસેવા એજ ઇશ્વર સેવા સમજું છું. મને મારૂં કર્ત્તવ્ય બહુજ પ્રિય છે. કદાચને તે બજાવતાં હું નર્કે જાઉં તો હરકત નહિં. મારા દેશ બાંધવોને સુખ થતું હોય તો હું હજાર વાર નર્કે જવાને ખુશી છું. આ જન્મમાં લોક સેવાનો લાભ છોડી નર્કના ડરથી એટલે અદૃશ્ય સૃષ્ટિને માન આપી, આ સ્વર્ગ કરતાં પણ અધિક પ્રત્યક્ષ સૃષ્ટિને હું નથી ધિક્કારી શકતો. પારકાની સેવા એજ શ્રેય છે. સુખી થવાનો કાળ વર્ત્તમાન કાળજ છે. ખરૂં સુખ મેળવવાનો રસ્તો બીજાઓને સુખી કરવા એજ છે. જે માણસ દેશસેવા એ શબ્દ પડતો મૂકી અનીતિખોર બને છે અને કોમળા દિલનાં મનુષ્યોની નસેનસ ચૂસી, નેવાનાં પાણી મોભે ચડાવી, મદદ ને બદલે વિશ્વાસઘાત કરે, તેવા યમદુતોને કઇ શિક્ષા યોગ્ય હોઇ શકે ? એ કહી શકાતું નથી. નિતીમાનનું સ્વાગત દરેક મનુષ્યો બૃહસ્પતિના જેવું કરે છે, છતાં અધમ લોકો, એવા લોકોની રહેણી કહેણીને છોડી દઇ કર્ત્તવ્યનિષ્ટ, સત્ય ધર્મપરાયણ, પરોપકારી લોકોપર આક્ષેપો મુકતાં ધરાતા નથી તેથી કુદરત તે કેમ સહન કરે છે? અને તેઓના પ્રત્યે કુદરત કંઇ જુલ્મ નથી કરતી ! એજ મોટું પાપ કરે છે. એવા લોકોનો અધમ વ્યવહાર, દયાળુ લોકોને પીડવાની પ્રકૃતિ, કયાં સુધી મનુષ્યોનાં દિલદગ્ધ કર્યા કરશે ? તેનું કુદરતે બરાબર વિચારવું ઘટે છે. જે માણસ નાનપણથી સત્યવાદીપણાનો પાઠ શીખે છે, એના જેવું બીજું કઇ માતાનું સંતાન શ્રેષ્ટ હોઇ શકે ?

દરેક માણસમાં ઇશ્વરી તત્વ હોય છે એ તત્વનો જે માણસમાં વધારે જમાવ થાય તેનેજ પરમાત્મા કહેવામાં આવે છે અને એજ મનુષ્ય બધાનું ભલું કરે છે. એજ આપત્તિની સામે સંગ્રામ કરી, સર્વત્ર સ્થળે શાંતિ ફેલાવે છે. એવા દયાળુ મહાત્માને અમારા પ્રણામ છે. તેઓ અમને મરવાનું કહે તો અમે મરી જઇએ, અમે તેના સેવક છીએ, તે દ્રઢ મનના ઐશ્વર્યવાન પુરૂષની હિંમત, લક્ષ્મી અને કાર્ય અમારાં વજ્ર બંધનોને ઉડાવી દેનાર છે. સજ્જન પુરૂષો અનીતિને તોડવા માટે પોતાના દેહના અંતને પરમ લ્હાવો સમજે છે. અત્યાચારી લોકોને અત્યાચાર અટકાવવા માટે પોતે બેહાથ જોડી વિનવે છે. ભાઇ ! આ તમારૂં કાર્ય ઘણુંજ અણુઘટતું થાય છે, દુનીયાને દુ:ખદાઇ છે. આ કાર્ય રાક્ષસોના ધંધાને શરમાવનારૂં છે. આપનાથી આ અધમ કાર્ય છુટી શકે તો બહુજ સારૂં છે. એમ કહી પગે પડે છે અને પોતાના ભાઇઓને કષ્ટમાંથી બચાવવા સારૂ, કોઇએ નહિં કરેલું એવું હલકું કામ કરે છે. જુઓ ! જે વખતે વાસિષ્ટ મુની વિશ્વામીત્રને સમજાવવા માંડયા કે ભાઇ ! આ હથીયારો રાખવાં એ આપણું યોગીઓનું કામ નહિં. આપણે તો તપશ્ચર્યા એજ આપણાં વજ્રનાં હથીયારો છે. આ શસ્ત્રોને છોડી દ્યો તો બહુજ સારૂં થાય.

કારણ કે એનાથી આપણા બધા ૠશીકુમારોને એબ લાગે છે. તો પણ વિશ્વામીત્રે માન્યું નહિ. એટલે વાસીષ્ઠે તેને 'બ્રહ્મર્ષી' નહિં કહેતાં 'રાજર્ષી'એ નામના સંબોધનથી બોલાવવા લાગ્યા. તેથી વિશ્વામીત્રે તેને અત્યંત હેરાન કર્યા, છેવટે તેની પર્ણકુટીમાં પ્રવેશી મારી નાખવાના વિચારપર આવી ગયા. એવામાં વાસિષ્ટ અને અરૂધંતિનો સંવાદ પોતાને કાને પડયો અને પોતે સમજ્યો કે મને બ્રહ્મર્ષી કહેવરાવવાને માટેજ વાસીષ્ટ મુની તકરાર ઉઠાવે છે, તે સાચીજ છે. અરેરે! હું તેનો સંકેત ન સમજ્યો હજુ મારામાં બ્રહ્મર્ષીનાં લક્ષણોજ આવ્યાં નથી. હું જ્યાંસુધી શસ્ત્ર ધારણ કરૂં ત્યાં સુધી રાજર્ષીજ રહેવાનો? મારે મારી ભુલ સુધારવી ઘટે છે. મેં નાહકના અજ્ઞાન પણામાં એ મહાત્મા પુરૂષને હેરાન કર્યા. એવો પશ્ચાતાપ કરી, વિશ્વામિત્રે બધા હથીયારો બહાર ફેંકી દઇ, વાસીષ્ટ ગુરૂને શરણે નમ્યા અને પોતાની ભુલ સુધારી તો જુઓ. તેને રાજર્ષી કહેતા એજ એને બ્રહ્મર્ષી કહેવા લાગ્યા. જ્યાં સુધી આપણે આપણા મનુષ્ય વેશને ન છાજે એવાં કાર્ય કરી, આંખો મીંચીને અંધકારમાં દોડયા જઇએ, એજ આપણી ભુલનો અજબ નમુનો છે. આપણે હરવખત એવું સાંભળીએ છીએ અને બોલીએ છીએ કે 'ધર્મે જય અને પાપે ક્ષય' તો પણ તેમાનું કંઇએ ન સમજતાં આપણા હૃદય પર જે શોક અને ચિંતાના મોટા મોટા પર્વતો લાધેલા છે, તેનેજ આપણે બમણા વજનદાર બનાવીએ છીએ. ભાઇઓ! તમે ધર્મવીરોના કાર્યમાં મદદ કરો. નકી તમારા કાર્યમાં દેવતાઓ મદદ કરશે. તમારૂં કાર્ય પરજનને લાભકારી છે, એવું દેવોને માલુમ પડે છતાં તમારી સ્હાય ન કરે તો હું દેવોનાં કમનસીબ સમજીશ. શુદ્ધ સાત્વીક વૃત્તિવાળા જ્યારે ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ સ્વીકારે છે, ત્યારે અવિદ્યા, માયા, અનીતિ, કુકર્મ એ બધાં એ કલ્યાણ કરનારી ઇશ્વરી શકિતનું સ્વરૂપ ધારણ કરે છે. કાર્યમાં અત્યંત પરાક્રમ રેડે છે. અનહદ પ્રોત્સાહન આપે છે. આંખમાં અમીધારા, દિલમાં વાત્સલ્ય ભાવ, શાન્તિ, પ્રસન્નતા અને સાત્વીક સદ્‌ગુણોની એકદમ વૃદ્ધિ કરાવે છે. કોઇનું દિલ દુભાય એવું કાર્ય કરવાનું તેને સ્વપ્ને પણ ભાન થઇ આવતું નથી. અને તેના પ્રતાપે કુવાસનાઓને નષ્ટ કરી, બીજા જીવોને સંતોષવાની સાફલ્યતામાં પોતાના જીવનને રોકી, પરોપકાર વૃત્તિમાં વિરાજતાં ગાંડાઘેલા થઇ જાય છે. તેની નિર્મળ ભાવના અને તલ્લીનતા જોઇ, અસંખ્ય માણુસોને પ્રત્યક્ષ પરમાત્માનાં સ્વરૂપ નજરે પડે છે. એવા મહાત્મા પુરૂષો અસંખ્ય યુગોનો ધર્મ બતાવી, આપણાં દરેક દુઃખદર્દોને બાળી ભસ્મ કરે છે. જ્યારે આપણે તેની નજીકમાં વિરાજતા હોઇએ, ત્યારે આપણું

અંતઃકરણ શુધ્ધ કાર્યોની શરૂઆત કરવાને ઘાટ કરતું જણાય છે. બસ! એજ તેની ખુબી છે. એજ તેનામાં અપૂર્વ પરાક્રમ છે. ગમે એવો ઘાતકી જીવ તેના સંસર્ગમાં આવે તો પણ અચ્છો ધર્માત્મા બની જાય છે. એવા સજ્જન દયાળુ પુરૂષોની દયાળુ લાગણીની તો હદજ નથી. કોઇ માણસ પુષ્પ તોડે અગર તો દેવને ચડાવવા બે ત્રણ કળીઓ ચુટે, તો પણ સામા માણસને એવી રીતે બોધ આપે છે કે ભાઇ! તું એ કોમળ પુષ્પની કળીઓને તોડી શા માટે! તેના સ્થાનથી ભ્રષ્ટ કરે છે? તુ જે પરમાત્માને માટે લઇ જાય છે, તે પરમાત્મા શું! આ વૃક્ષના રૂપમાં નથી રહ્યો કે? તારે નાહકની આવી મહાન ઉપાધિમાં આવવું પડે છે. ભાઇ! એ પુષ્પ કળીઓ ભલે વૃક્ષના રૂપમાં વિરાજતા પરમાત્માના વિસ્તીર્ણ દેહ પર વિરાજતી એ પણ પરમાત્માના મસ્તકે ચડેલી છે. એ પુષ્પ કળીઓ પરમાત્માના શરીરપરજ ચડેલી છે. એવી તારી ભાવના મજબૂત કરવા માટે સજ્જન પુરૂષોની સેવા કર. કહો! આવા પુરૂષો પુષ્પની કળીઓ ચૂંટવાથી પણ દુભાય છે, ત્યારે મનુષ્યોનાં અંતઃકરણો દુભાવવાનું તો તેને ભાનજ ક્યાંથી હોય? આપણે મહાત્મા પુરૂષોની વાણીને બરાબર સમજતાં ન શીખીએ, તેનાં વચનો દિલમાં ન ઉતારીએ અને દુનીયાનાં મનુષ્યો મારાં કુટુંબીઓ છે એવું ન સમજીએ, ત્યાં સુધી આપણી માણસાઇ નકામી છે. અને જીંદગીનું સાર્થક બનવું પણ અશક્ય છે. દુનીયાનો ઉધ્ધાર કરવા નિકળેલા મહાત્મા પુરૂષોની શૈલી અસંખ્ય મનુષ્યોનાં દુઃખ નીવારવાનું ઔષધ છે. મહાત્મા પુરૂષોની પાછળ ગરીબ માણસો પોતાના લાભને માટે દોડે છે, પણ ગરીબની પાછળ મહાત્મા પુરૂષો તેના દુઃખે દુઃખી બની મદદને માટે દોડે છે તેમાં તેમનો કંઇએ લાભ હોતો નથી એથીજ મહાત્મા પુરૂષો અને બીજા લોકોમાં આટલો તફાવત છે, એથી આપણે સજ્જન પુરૂષો પાસેથી આ નસ્વર શરીરે ઘણું એક સારૂં કાર્ય કરવાનું શીખીએ છીએ. તથા મોક્ષ માર્ગની કુંચી મેળવીએ છીએ. અને પોતાની કૃપણતા છોડી ધર્મવીર થવાનું શીક્ષણ લઇએ છીએ કહો! એથી સજ્જન પુરૂષોનો સમાગમ પાપોની પુર્ણાહુતી કેમ ન કરી શકે! સજ્જન પુરૂષો પોતાની વાણી, પોતાનો સ્વભાવ, પરોપકારી પ્રકૃતિ, શાન્તતા એ બધા ગુણો બધાના વાસણમાં સરખી રીતે પીરસી રહ્યા છે. જેને જેટલી ભુખ લાગે તેટલું તે આરોગી શકે છે. જેનું દીલ અગણીત અવગુણોથી ભરેલું હોય તે તેનો એક કોળીઓ પણ લઇ શકતો નથી. મુમુક્ષુ હોય, દયાળુ હોય, પરોપકારી હોય એજ આરોગી શકે છે. કહેવત છે કે જેવો રોગી એવુંજ ઔષધ. આપણા જીવનની દિવાલ

પછવાડે આપણે માટે શું શું કાર્યો રચાય છે, તે જોવાને આપણે સત્ય પુરૂષાર્થ કરવો ઘટેછે. કારણુ કે એથી આપણે ભાગ્ય અને પ્રયત્ન એ બે બારીઓની જંગી કવાયતની વચ્ચેથી પસાર થતાં શીખીએ છીએ.

કોઇનું સારૂં કરવું એ બહુજ મુશ્કેલી ભર્યું છે. એમાં દયાળુ લાગણી જોઇએ છે. ઇમારતોને ભાંગવી સ્હેલ પણ ઉભી કરવી મુશ્કેલ. આપણે બીજાનું બગાડવાને તૈયાર થઇએ તેમ જો તેનું ભલું કરવાને એક સેકન્ડ પ્રયાસ કરીએ તો કેવુ સારૂં થાય? ખરેખરા પ્રયત્નશાળી અને ધર્માત્માતો ત્યારે કહેવાઇએ કે, સામાના દીલમાં આપણા શુભ કાર્યના પટા લાગી જાય. આપણા અવગુણુની કડવાસ જ્યાં સુધી આપણામાં હોય ત્યાં સુધી આપણે દુનીઆની આગળ મીઠા નથી બનવાના, નીતિવાન પુરૂષો પોતાનું શરીર બળવાન બનાવવાને બદલે, પારકાના ભલાને માટે ઘસી નાખવાનું પસંદ કરે છે. અને કંગાલના દિલમાં પણુ એવા પ્રકારનું આત્મબળ રેડે છે કે એવું બળ મહારથીના શરીરમાં પણુ નહિં જામેલું હોય! તેઓ ધીરજ રાખી દિવ્ય શકિતને કેળવે છે, પછી દેશ ભકત નામ ધારણુ કરી, ધર્મ કર્મનો બોજો વધારે ને વધારે શીર પર લાધી, એવાને એવા શુભ કાર્યમાં દટાવાનું પસંદ કરે છે, વિદ્વાન અને શૂરવીર આગેવાનોની ભરતી કરી, ઐકયતાનાં ઉંડા મુળો રોપવા માટે જીવનની સંપુર્ણ મહાનતા ઘડી, બીજાઓને માટે પર્વતની જેમ પોતાના દેહના ટુકડા કરાવવા અચળ ઉભા રહે છે. જેને ધર્મ પ્રિય હોય તેઓ તો શા માટે અનીતિનું સન્માન કરે? જેને ગામના પાદરમાં ગંગાજી ચાલ્યા જતાં હોય તે શા માટે ગટરનું ગંદુ પાણી પીવાને દોડે?

જેનાં શરીર અનિતીએ નિચોવી લીધાં હોય, પીસી નાખ્યાં હોય, રસ કાઢયો હોય, તેવાઓને બચાવવા માટે આપણો ધર્મ, આપણી શુરવીરતા વીગેરે હોય છે. પણ તેને રીબાવવાને નથી હોતું. મનુષ્યનું રક્ષણુ કરવા આપણે સત્ય પ્રયોગ શરૂ કરવો ઘટે છે. આપણે દુઃખીઓનો આર્તનાદ કાને ન સાંભળીએ તો અસંખ્ય ઉપાધિઓને આમંત્રણુ આપ્યું કહેવાય એક વખત રોમનો પાદશાહ નીરો અગણીત સમૃદ્ધિથી ભરપુર પોતાના શહેરને બાળી નાખવા તૈયાર થયો. બીચારા ગરીબ લોકોની દયામણી રાડ તેણે કાને ન સાંભળી. એતો શહેરની આગ જોવાનો શોખિન હતો. ગમે તેમ થાય, લોકો ઘરબાર વગરનાં બને, શહેરની ભલે પાયમાલી થાય; તોપણુ પોતે પોતાની હલકી વૃત્તિને તાબે થઇ બસ! આગ લગાડી અને દુર ઉભો રહી આનંદમાં આની વાંસળી વગાડવા લાગ્યો.

કહો ! આમાં કયાં અનીતિનો સીમાડો છે ? કોઇ રાજા પોતાના શહેરને સુધારવાને અને પડી ગયેલાં મકાનોનો જીર્ણોદ્ધાર કરવાને તનતોડ પ્રયાસ કરે છે, ત્યારે આવા જુલ્મી રાજાઓ ગરીબોની બુમ સાંભળ્યા વિના નગરની ભસ્મ ઉડાડવાથી આનંદ માને છે. ગરીબના પર ચીડાઇ જ્યારે આપણે લાલચોળ આંખ કરીએ એજ વખત આપણે હરવખત આફતમાં આવી બલાના પાશમાં બંધાઇએ છીએ અને એજ વખત આપણું ભલું કઇ વસ્તુમાં છે તેનું આપણને ભાન હોતું નથી, માત્ર આપણે આપણું તલભાર જેટલું ભલું થતું હોય તો બીજાના અચળ સુખને તોડી પાડવા ડરતા નથી, કેટલાક માણસો પોતાના દેશ માટે, પારકાના ભલા માટે પોતાના દેહના ટુકડા થવા ઇચ્છે છે. ત્યારે કેટલાક માણસો બીજાનું બુરૂં કરવામાં પોતાની બહાદુરી માને છે. જે માણસ પોતાના દેશની ખાતર ત્રણ તસુની કોપિન ધારણ કરી, વ્હાલી લાગતી સર્વસ્વ દૌલતને ફના થવા ઇચ્છે, તેવા નરવીર, દેશાભિમાની મહાત્માને મારા લાખોવાર નમસ્કાર હો. જે વસ્તુમાં દેશનું અહિત હોય તેને હિત સમજી, આગળ બુદ્ધિ નહિં ચલાવનાર મિથ્યાભિમાની અને 'કાલા કાલા સબ જાંબુ' જાણનારા મારા ભોળા ભાઇઓ શી રીતે દેશનું ભલું કરે ? માત્ર છેતરપીંડી કરવાની ઇચ્છાએ સ્વદેશહિતનો ઉપલો ડોળ બતાવી, નહિં શોભે એવા વિદેશી આકારનાં કપડાંઓ પહેરી, શ્વાનને ભસાસતા અને યુરોપીયનોની માફક ચામડીને ગોરી બનાવવા માટે અત્તર તેલ લગાવી, અંતે નાશીપાસ થઇ મહેનત કરવા છતાં એમનેમ કાળાં મુખ રાખનારા, મારા ભાઇઓ શી રીતે દેશનું ભલું કરે ? પોતાના હાથથી અન્ય વર્ણનું ખાતાં ન અભડાય અને કોઇ અન્ય વર્ણ બળાત્કારથી ખવરાવે તો ભ્રષ્ટ બને તેમજ પોતે જાણે કેમ અમુક પૈસા આપીને ઉત્તમતા મેળવી આવ્યા હોય તેમ બીજા વર્ણને પોતાથી હલકા સમજી વિદ્યા હુન્નર અને કળામાં કુશળ માણસોને ગુંગળાવી મારી પોતાથી સોઇનું નાકું ન બને પણ બીજાના ઉમદા હુન્નરને વખોડી, માત્ર ખાઇ પીઇને સુઇ રહેનારા પેટભરાઓ શી રીતે દેશનું ભલું કરે ? જાપાન, ચીન, વિલાયત આદિક દેશોમાં હિંદને રેશમ પુરૂં પાડવા માટે કરોડો કીડાઓને ઉછેરીને ધગધગતા પાણીમાં નાખવામાં આવે છે, છતાં તેવા પાપથી બનેલા રેશમને પવિત્ર માની, તેનાથી થતી હત્યાના ભાગીદાર અને પાકીટ, પટા, ઘોડાનાં જીન આદિક ચામડાથી થતી વસ્તુઓની બમણી વપરાશ કરી ઘેટાં, બકરાં, હરણ, ગાયો, ભેંસો વિગેરેને ગોળી બહારથી કે, સંચાથી વધારે કપાવવાનો ધંધો ખોલી આપનારા અક્કલના બારદાનો શી રીતે દેશનું ભલું કરે ? ફ્રેંચ, ચીન, અને જાપાની લોકો કે જેઓ

ખીસામાં પૈસા ન હોય છતાં સ્ટીમરમાં છેવટે બીજાઓના બુટ સાફ કરી, જળ માર્ગે અમેરિકા કે વિલાયતમાં જઇ, નવો હુન્નર શીખી લાવી, પોતાના દેશને સ્મૃદ્ધિમાં પરિપૂર્ણ બનાવે છે; પરંતુ પરદેશ જવું તે પાપ અને બીજાને ધંધો શીખવવો તે નાલાયકી એમ સમજનારા અને મરતી વખતે વિદ્યા, હુન્નર કે કળા કોઇને નહિં બતાવતાં સાથેજ કબરમાં લઇ પોઢનારા આપ મતલબી માણસો શી રીતે દેશનું ભલું કરે ? આપણા દેશમાં જેટલા મહાત્માઓ થઇ ગયા તે ઘણાજ સારા; પરંતુ દારૂ માંસ, વાપરવાને જે ના કહી ગયા છે, તે તેઓએ વ્યાજબી નથી કર્યું એમ બોલી બમણા ડોજ ચડાવી, રસ્તામાં અને ગટરમાં લાંબા થનારા, અને પરદેશમાં જઇ અસંખ્ય પૈસાનું પાણી કરી શહેરો અને પર્વતના મોટા મોટા પત્થરાઓ નીરખી, એક મુઠ્ઠીભર સ્વાર્થને માટે આખા દેશને આગ લગાડી તેમજ માથે મોતના વાજાં ગડગડતાં છતાં, શીદી બાઇની સબુરીની જેમ બાવન કિલ્લા ગુમાવનાર ગર્વિષ્ટ પુરૂષો શી રીતે દેશનું ભલું કરે ? હિંદમાંજ ગરીબોની વસ્તી છે, બીજા કોઇપણ દેશમાં નથી. એ શા માટે કંઇ ધંધો શોધી કાઢતા નથી ? એમ કહી તેની દાઝ નહિં ધરનારા, જાડાં વસ્ત્રોથી આબરૂ જાય, માટે બારીક વસ્ત્રો પહેરવાં જોઇએ. એમ બોલી બારીક વસ્ત્રોથી અરધાં નગ્ન દેખાતાં લોકો શી રીતે દેશનું ભલું કરે ? ગાયનેજ બચાવવી જોઇએ. એનાથીજ આપણો ઉદ્ધાર છે. એજ આપણી માતા છે. સ્મૃદ્ધિ છે. એમ કહી બીજાં પશુઓ તરફ દયા ભાવ નહિં દરસાવતાં ઘેટાં, બકરાં, ભેંસો, પાડાઓ વિગેરેની કતલ કરવાની છુટ આપનારા શી રીતે દેશનું ભલું કરે ? આપણેજ સ્વર્ગ જેવા સ્થળમાં રહીએ છીએ. આપણેજ બુદ્ધિશાળી છીએ. દરેક દેશનાં વિદ્યા હુન્નરોનું જન્મ સ્થાન આપણોજ દેશ છે, એવી આત્મશ્લાઘા કરી, ફક્ત કલમથી લખી, વાંચી જાણનારા માત્ર માસિક કે સાતપાહિક પત્રોના શોખિન, સ્ત્રી પુરૂષો શી રીતે દેશનું ભલું કરે ? બંદુક કે તોપના અવાજથી ડરી જઇ, ઘરમાં કે દુકાનમાં ઘૂસી કાનમાં આંગળીઓ નાખી, બીજાઓને આડા દઇ, થરથર ધ્રુજનારા અને મોઢેથી વાતો કરી જબરાઓના ગાઢ છોડાવી મારનારની સામે ટગર ટગર જોઇ છપનીઆઓનાં રંકનું રૂપ ધારણ કરનારા શી રીતે દેશનું ભલું કરે ? ઉત્તમ વર્ણના છતાં જાતી તેમજ દેશાભિમાન છોડી દઇ, બ્રાહ્મણને નામે ઢેડ અને ભંગીઓના હાથથી બનેલી વસ્તુઓને પવિત્ર માની, હોટલમાં કે રેલ્વેમાં એકજ વાસણમાં ભેગા બેસી ખાનારા અને પીનારા; તેમજ પોતાની ભૂલ પહેલે નંબરે છતાં બીજાની નાની એવી ભૂલને મોટી માની મનમાંને મનમાં બળી બળી ખાખ થનારા મારા વ્હાલા ભાઇઓ શી રીતે દેશનું ભલું કરે ? ધર્મને અર્થે એક ફુટીબદામ પણ નહિં આપતાં માત્ર

દેહથી બને તેટલામાં દયા નીતિવૃત્ત સંયમ વિગેરેનો સમાવેશ કરી કાશીમાં કરવત મુકાવી આત્મઘાત કરનારા અંધશ્રધાળુ લોકો શી રીતે દેશનું ભલું કરે? સ્વદેશમાં બનેલી વસ્તુ કે જે કીફાયત ભાવે મળે છે તેનો વિદેશી કાપડથી બમણો ભાવ કરી સ્વદેશી માલને આવી રીતે મોંઘો કરી તેના પ્રત્યેથી સ્વભાવિક રીતે સ્નેહ ઉઠાડી અને આગલી તેમજ પાછલી ખાધ પુરી પાડવા માટે રૈયતનાંજ ગળાં કાપનારા મારા આપ મતલબી ભાઇઓ શી રીતે દેશનું ભલું કરે? સ્રીને પુરૂષ અડકે તો તેની આબરૂ ગયેલી ગણાય; પણ પુરૂષને સ્રી અડકે તો આબરૂમાં ખામી ન ગણાય એવા લજ્જા વગરના અને જાહેર મેળાવડામાં કે સગાં સ્નેહિઓમાં જતી વખતે ખોટા શ્રીમંતાઇનો ડોળ કરવા ઘરેણાંઓને માગી ભીખી પહેરી, મોખરે ઉભા રહી, ખાધા હોય કુશકા અને મોઢે ઘીનો વાટો દેનારા શી રીતે દેશનું ભલું કરે? બાળકને સીંહથી ન ડરે એવું શીક્ષણ આપવું જોઇએ. તેના બદલે પારણામાંથી જો બાવો આવ્યો! જો પોલીસ આવ્યો! એવું ડરપોકનું શીક્ષણ આપનારા, અમલદાર થયા એટલે ગરીબ માબાપ અને કાકા મામાનો અંગત સંબંધ ઉડાવી દેનારા, શરમાળ ભાઇઓ કહો! કહો! શી રીતે દેશનું ભલું કરે? શરીરે ભસ્મ ચોળી લોકોના ભલા માટે બહાર પડેલા છતાં માણસની મદદમાં નહિં મળતાં તેની મશ્કરીમાં ભાગ લેનારા, દુઃખે ત્યાં સુધીજ પેટ કુટી તેનું ઔષધ નહિં કરતાં પાછો રોગ ઉભરાઇ નિકળે ત્યારે ઓય મા! અને ઓય બાપ! એમ કહેનારા શી રીતે દેશનું ભલું કરે? બ્રાહ્મણો દેશના ગુરૂ છતાં શિષ્ય બની, ઉપવીત કે જે દરેક ધર્મ કાર્યમાં કામ લાગે છે તેનો ઉપયોગ યજ્ઞ જેવા મહાકાર્યમાં કે દરેક શુભ પ્રસંગે બની શકે છે. તેના બદલે તેની પવિત્ર બ્રહ્મસુત્ર દેવીને સોગંદ ખાવામાં, પીડનો મેલ ઉખેડવામાં અને નકામી કુંચીઓના ઝુડા બાંધવામાં ઉપયોગ કરનારા, માગવું એનેજ માત્ર ધર્મ સમજી પોતાનો ધર્મ ભુલી, આખા દેશમાં દરેક વર્ણને માગતાં શીખવનાર મનુષ્યો શી રીતે દેશનું ભલું કરે?

કોઇ માણસ કંઇ કાર્યની શરૂઆત કરે તો તે કાર્ય શરૂ થયા પહેલાં તેને વખોડી કાર્યને તોડી પાડવા દરેક જન પ્રયાસ કરે છે. તેને હિંમત આપવી તો ઘેર ગઇ પણ વાણીના પ્રહાર કરી, એવાતો મન ભંગ કરે છે કે તેની વાતજ નહિં આ માણસ શું કરવાનો હતો? તેનું મોઢું તો જુઓ! એ એનું કામ છે? એના જેવા ઘણાએ થઇ ગયા એનાથી ન થયું તો શું આ કરવાનો હતો? કર્યું તેના બાપનું કપાળ. એમ બોલી અસંખ્ય માણસોને

નાસીપાસ કરનારા શી રીતે દેશનું ભલું કરે? જે વખતે સિકંદર દુનીયા જીતવાને તૈયાર થયો, ત્યારે તેના ગુરૂ એરીસ્ટોટલે તેને એવી શિખામણ આપી હતી કે તું ગમે તેવા મહાન દુર્ગો અને પર્વતોને તોડી પાડજે, પણ કોઇના સદ્‌વિચારને ખરાબ અને આડકતરાં વચનો વડે તોડી ન નાખતો ભાઇ! વચનની હિંમત જબરી છે. પૈસો જે કામ ન કરે એ કામ વચન કરી શકે છે. પશુને પીઠપર હાથ થાબડી શાબાસી આપીએ છીએ, ત્યારે તેનામાં કંઇ અજબ ચૈતન્ય આવે છે. કુદે છે. નાચે છે. ત્યારે મનુષ્યને તેના કાર્યમાં ખરાબ વચનો વડે નાસીપાસ કરીએ; એજ આપણી મૂર્ખતા જાહેરાતમાં આવે છે. મહાન્ કાર્ય કર્તાઓ કાંઇ એવા માણસોના વચનોથી હિંમત હારી જતા નથી; તો પણ તેના મનમાં થોડી ઘણી અસર થયા વિના રહેતી નથી. અને ઘણે ભાગે દચુપચુ મનવાળા કાર્યને સંકેલી પણ લે છે. માટે દરેક મનુષ્યને વાણીનો ઉત્સાહ ઘણોજ જરૂરનો છે. રજપુતો જ્યારે લડાઇમાં જતા, ત્યારે તેને ચારણ ભાટો એવો તો વચનો વડે ઉત્સાહ આપતા કે જરૂર વિજયજ મળતો. આ વાત ભુલી જતા નહિં જગત ભલે ગમે તેમ બોલે, તમે તમારા હાથમાં લીધેલું કાર્ય છોડી દેશો નહિં. દેશ સેવામાં આખી જીંદગી વહી જાય, ગમે તેટલાં સંકટો પડે, તો પણ ધારેલું કાર્ય બરાબર પાર પાડવું. જો તેમ ન બને અને ધારેલું કાર્ય પાર ન પડે તો પરવા નહિં રાખશો. કારણકે તમારા શ્રમની હવા બધાને તમારા જેવાજ બનાવશે. મતલબકે તમારી ગેરહાજરીમાં તમારૂં કાર્ય પડતર નહિં રહેતાં એવું ને એવું ધમધોકાર ચાલશે. મારે શું પરવા છે? જેને પેટમાં દુખતું હશે એજ રાડો પાડશે. આખી દુનીયાને માટે મારે શા માટે હેરાન થવું જોઇએ? જ્યાં વાતાવરણ બગડેલું હોય ત્યાં દુર્ગંધીજ હોય, આવું ભયંકર વાતાવરણ સુધારવાને શું હું શક્તિમાન છું? એતો એની મેળે કુદરત સુધારશે હું તો કંઇ કરતો નથી. જેને માથાકુટની ટેવ પડી હોય તે ભલે તનતોડ મહેનત કરે! એમ કહી તમે કોઇ દિવસ માથું ખંખેરી ચાલ્યા જશો નહિં. નહિંતર તમારા શીરપર નાન્યેતર જાતિનો આરોપ આવશે. મહેરબાની કરી સ્વદેશ હિત થાય એવું કાર્ય કરવા મહેનત કરશો તો તમારા જેવા અસંખ્ય દેશબંધુઓ સ્વદેશ સેવામાં હાજર થતાં એકદમ તમારા વિજયની નોબત ગડગડવા માંડશે. તુચ્છમાત્ર એવું પતંગીયું પોતાના ભાતાઓ દિપકમાં અંજાઇ ન મરી જાય, તેટલા માટે દીપકને હોલવવા પોતે પોતાના પ્રાણની આહુતી આપે છે. જુઓ! કેવી બંધુ સેવા? તેના જેવી

કોઇ માણસ સેવા બજાવનો હોય તો મારી સન્મુખ હાજર કરો હું તેના ચરણ ધોઇ ધોઇને મારી તૃષાને શાન્ત કરૂં. સ્વદેશ હિતનું કાર્ય એવું છે કે તમે ગુફામાં કે અંધારી કોટડીમાં કાર્ય કરવા મંડી પડયા હશો તો પણ તમારી શોધ કરતા કરતા હજારો માણસો ત્યાં વંદનને માટે ભીડ કરશે. દુનીયા પરનાં કોઇ જીવનું બુરૂં થાય એવી તમારી ભાવના ન હોવી જોઇએ. આ સૃષ્ટી પરના સર્વત્ર જીવો પરમાત્માનાં પ્રિય સંતાનો છે. તેના પર અણગમો કરી તેના પેટપર પાટુ નહિં મારો પણ તેને સુધારવાના અને અત્યંત કૃષ્ટમાંથી છોડાવવાના ઇલાજો કરો તો હું કહું છું કે ભલે ગમે એવી અશાન્તિ હોય; તોપણ શાન્તિના રૂપમાં બદલાય જાય છે કે નહિં? તમારૂં કાર્ય પારકાને દુભવનારૂં છે એવું જો કોઇના જાણવામાં આવશે તો સમગ્ર સૃષ્ટિની સાથે પરમાત્મા પણ તમારા કાર્યમાં વિઘ્ન નાખશે.

સર્વ મનુષ્યો અરસપરસ સગાં સંબંધી છીએ એવું આપણાથી ન સમજાય, ત્યાં સુધી જગત પર રડારોળજ રહેવાની? તમે સર્વના પર પ્યાર રાખો તો કોઇ એવી વસ્તુ નથી પેદા થઇ કે તમારા પ્રબળ પ્રેમના પ્રવાહમાં ન તણાય જાય. તમારો દુશ્મન તમને મારવા આવે તો તેને પ્રેમથી ભેટવા ધારશો તો એવો પ્રેમાધિન થઇ જશે કે તેના જેવી મીઠી નજર તમોએ તમારા સગાં વ્હાલાંઓ પ્રત્યેથી નહિં મેળવી હોય. કમળ કોઇ દિવસ ભ્રમરને આમંત્રણ આપવા જતું નથી પણ ભ્રમરનો પ્યાર કમળ પર લાગેલો છે તો એની મેળે ઘસડાઇને આવે છે. તેમ જો તમારી ચાહના મનુષ્યો પર હશે તો તમારા પ્રેમના પ્રવાહમાં તેને તણાયા વિના છુટકો નથી. પછી ભલે તે જીવ સ્વર્ગમાં હોય, પાતાળમાં હોય કે લોહની કોઠીમાં હોય. જુઓ. પ્રેમથી પરમાત્મા પ્રસન્ન થઇ અગણીત ઇચ્છીત વસ્તુઓ આપી સંતોષે છે અને એટલા બધા તો પ્રેમમાં ઘેલા થઇ જાય છે કે આ જીવાત્માને હું ફલાણી વસ્તુ આપી દઇશ, તો મારા દુઃખનું કારણ થઇ પડશે કે કેમ? એનું પણ તેને ભાન હોતું નથી. પ્રભુએ જે વખતે હિરણ્યાક્ષને વચન આપ્યું ત્યારે શું તેને ભાન રહ્યું હતું કે આ ભક્ત મારી વ્હાલી પ્રજાને રંજાડશે! કે મને પણ અકળામણમાં નાખશે! આનું ખરૂં કારણ તપાસતાં એવું જણાઇ આવે છે કે પરમાત્મા ભક્તના પર એવા તો પ્રેમથી ગાંડા થઇ જાય છે કે એને પોતાના દેહનું ભાન રહેતું નથી. રામચંદ્ર ભગવાને પ્રેમને વશ થઇ સીતાના વિયોગે ઉન્હાં આંસુઓ પાડ્યાં હતાં. પ્રેમ એ સુવર્ણની સાંકળ છે. હીરની દોરી છે. અમૃતની ધારા છે અને એની આગળ કોઇ વસ્તુ વિસાતમાં નથી. પરમાત્મા પર સ્નેહ બંધાતા સુરદાસે પોતાની આંખો ફોડી નાખી. જો એવો પ્રેમ તમારી

આંખમાં ઝળહળી રહ્યો હોય તો સમગ્ર સૃષ્ટિમાં તમને સર્વ વસ્તુઓ સ્નેહિસમ દેખાવા લાગશે. તમારો સ્નેહ જે જે વસ્તુ પર લાગે તેને પાછો ખોટો આક્ષેપ નહિં લગાડતા પરંતુ જેવાજ પ્રેમથી ચાહતા હો તેવાજ સ્નેહથી ચાહજો, તેવાજ પ્રેમથી જોજો. તમે તમારી આવી દ્વૈતબુદ્ધિથીજ હેરાન થાઓ છો. ઘડીકમાં ધનને જગતનો સૂર્ય કહો છો અને ઘડીકમાં દુનીયાને હેરાન કરનાર પાપિણી છે, એમ કહો છે. તમે જે વસ્તુને વખાણો છે તેનેજ નિંદો છે. આમ કરવાથીજ તમારી ખરી બુદ્ધિ હણાઇ ગઇ છે. ઘડીકમાં એક વસ્તુ પર પ્રેમ તો પાછો બીજી વસ્તુ પર અભાવ અને વળી જો ત્રીજી કોઇ સારી જોવામાં આવી તો વળી કાગડાની જેમ ઠેકડા મારતા મારતા તેની શોધમાં બહુજ કઢંગી રીતે કુદતા ફરો છો. માટે સાચાને ખોટું અને ખોટાને સાચું એમ કહી તમારા મનને ભ્રમીત બનાવશો નહિં. તમે બધી વસ્તુઓ પર સરખી રીતે પ્યાર આપ્યા કરશો તો દરેક વસ્તુઓ તમારૂં સ્મરણ કર્યા કરશે. જુઓ ! શીરીન અને ફરહાદે પ્રેમ કરવામાં પહેલો નંબર લીધો છે તો તે શું નથી યાદ થતાં કે ? લયલી અને મજનુંન શું ! નથી જાહેરાતમાં આવ્યાં કે ? મૂળ તમારી વૃત્તિમાં ભેદ ભાવ ન હોવો જોઇએ. તમે જે વાતને સ્થાન આપો, એજ વાતને ટકાવી રાખો. પછી ભલે દુનીયા તેને ખોટી કહે. એ લાંબે સમયે સત્ય થતાં સર્વત્ર મનુષ્યો તમારૂં અનુકરણ કરવા લાગશે. તમારી દૃષ્ટિમાં દોષ હશે તો જગત દોષિત દેખાશે. તમે નિર્મળ ભાવનાથી બધાને જોવા માગો તોજ તમારા ભાગ્યની ચડતી છે જેનાં ભાગ્ય ચઢીયાતાં હોય તેજ બધાને પોતાના સ્નેહિ જેવા સમજે છે. ઝાડો પણ જીવે છે, પશુ પક્ષીઓ પણ ચલન વલન કરે છે; પરંતુ સાચું જીવન તો તેનુંજ કે જેનું મન દુનીયાની ભલમનસાઇમાં રોકાયું હોય. આ વૈભવો સ્વભાવત્ છે. તેમાં રીબાવું અને તનતોડ પ્રયાસ કરી, નિરાંતે ખાવું પીવું નહિ, તેનેજ અજ્ઞાનતા કહેલી છે. વિચારીએ તો ક્ષણભંગુર ઘરમાં ધન એકઠું કરવું તેના કરતાં ભવિષ્યના મજબૂત ઘરમાં શા માટે ન ભરવું ? કારણ કે જો સુકૃત્ય નહિં કરતાં અહિં પડયું રહેશે, તો કંઇ કામ આવવાનું નથી. વાયુને બાંધી શકાય, આકાશનો ખીલી શકાય, પણ મરવાના સમયમાં મરી જનારો દેહ કે જે તનતોડ મહેનતથી મેળવેલી અખૂટ સંપત્તિને છોડીને ચાલ્યો જાય છે તેવા શરીરનો ભરૂસો ન કરી શકાય. તેથી ભાઇ ! સત્ કર્મમાં જોડાઇ જા.

વૃક્ષો લાકડાં છે. હીરાઓ પત્થરના છે, પૃથ્વી માટીની છે, ચલનવલન કરનાર જીવો હાડ માંસના બનેલા છે, સર્વ ધનના સમુહો માત્ર ધૂળનીજ બનાવટ છે. તો પછી તેમાં મોહ પામવા જેવું શું છે ? અને તેને મેળવવા માટે લાખો જીવની આહુતી આપવાનું શું કારણ છે ?

વળી તમેજ કહો, કે તેના પર મોહ કરનારની શી વ્યવસ્થા થાય છે? સાંભળો.- એનો મોહ એવો તો ઝેરી છે. કે બીજાં વિષો મંત્ર, તંત્ર કે ઔષધથી નિવારી શકાય છે. પણ માયાનું વિષ તો પ્રાણ લીધેજ છુટકો કરે છે. અને એવાં તો ઠગાઇ ભર્યાં કામ કરે છે કે ગમે તેવો ધીરવીર હોય, તો પણ પરાજય પામ્યા વિના રહેતો નથી. જ્યાં સુધી કોઇ પણ માણસના અંતઃકરણમાંથી મોહાદિક અંધી ન ગઇ હોય, ત્યાં સુધી તેની ચક્ષુઓ સદાય ફુટેલી રહે છે. સદ્‌ગુણનો સમુળો નાશ પામે છે. મારા ધારવા પ્રમાણે તો સ્ત્રીનાં ચપળ નેત્રો અને વિદ્યુતના ચમકારા; તેમજ અગ્નિના તણખાઓ પણ મોહમાંથીજ ઉત્પન્ન થયા હોય, એમ જણાય છે. બાળપણમાં જેવી રીતે મનુષ્યો ચેષ્ટાઓ કરે છે, તેવી રીતે જો મોટપણમાં કરતા હોય તો મારે બધાને ગાંડા કહેવા પડે, પણ જેમ ઉમર લાયક થતા જાય તેમ તેમ સુધરતા જાય છે, તેથી બધા ડાહ્યા હોય એમ જણાય છે. પણ સમજણ આવ્યા છતાં ખરાબ કે સારી કંઇ પણ વસ્તુના ગુણ જાણ્યા વિના મોહ પામી, પોતાના હાથે પોતાની ગરદન કપાવે છે, એજ અફસોસની વાત છે. કોઇએ એક માણસને પુછ્યું કે ભાઇ! બધા મોહમાં ફસાય છે. તે મોહનું ઘર ક્યાં છે? મહેરબાની કરી બતાવશો! એટલે પેલે માણસે શુળી તરફ આંગળી કરી સમજાવ્યું કે ભાઇ! જો, આ મોહનુ દ્વાર, વાહવાહ કેવો પ્રત્યુત્તર! મોહમાં ગાંડા થનાર માણસને કોઇ દિવસ સુખ શાંતિ મળીજ નથી અને મળવાની પણ નથી. હારલને જે લાકડા પરનો મોહ છે તે તેના પ્રાણીની સમાપ્તિ કરે છે. એવા ઘણાએક દાખલાઓ છે કે જે મોહ શુળીનુંજ સગું છે. માટે મોહ શુળી નહિં તો બીજું શું? ચલનવલન કરનાર જીવો સિવાય બીજા જીવો જેવા કે ધાન્યાદિક ઘોર નિદ્રામાં પડેલા છે, જેને કાપો, બાળો તો પણ કંઇ ખબર પડે એમ નથી. તેમ માણસનું પુતળું તેના કરતાં વધારે ઘોર નિદ્રામાં સુતેલું હોય, એમ જણાય છે. નહિંતર પોતાના ભલા માટે કેમ કંઇ યત્ન ન કરે?

માણસ પોતાની ભુલ વિના કોઇ દિવસ દુઃખી થતું નથી. તેઓ જો વિચાર પૂર્વક કાળજીથી સારા ઉપાયો હાથમાં લે, તો આવો બ્રહ્માંડને ગજાવનારો દયાજનક સ્વર એની મેળેજ બંધ થઇ જાય. માણસોને સોંઘો મંત્ર અને મોંઘો મંત્ર માત્ર આપણેજ શીખવીએ છીએ. એકવાર દેશને સર્વ દેશોનો મુકુટમણી આપણે કહેતા અને હાલ નિર્માલ્ય પણ આપણે કહેવા લાગ્યા. 'જેવો તમારો ભાવ. એવુંજ જગત્' કેટલાક એમ કહે છે કે ભાઇ! શું કરીએ? બાજીઓ બદલાઇ ગઇ, માણસો બદલાઇ ગયાં, કાયદાઓ ફરી ગયા, જુની રીતભાતો પલાયન થઇ ગઇ એને લીધે અમારી આવી દશા

થઇ છે. નહિંતર અમે કોઇ દિવસ આવી બુમો પાડીએ કે? માત્ર તેના પ્રત્યે મારે એટલુંજ કહેવાનું કે જ્યારે બધાં જુનાં ચાલ્યાં ગયાં અને નવાં દાખલ થયાં, ત્યારે તું પણ કયાં જુનો છે? જેમ કાયદાઓ અને રીતભાતો નવાં છે. એમ તું પણ હમણાનોજ જન્મેલો છે, છતાં આવો ખોટેખોટો બીજાઓને તથા સમયને દોષ આપી શા માટે કકળાટ કરે છે. ફકત એટલું કહેને કે મારામાં ભુલ છે. પછી બીજાને શા માટે દોષમાં ડુબાવી તું ચોખો રહેવા ધારે છે. મારા વ્હાલા બંધુ! તું તારે હાથે ભુલ કરી હું બહુ આફતમાં આવ્યો, હું બહુ હેરાન થયો, હવે હું શું કરીશ! મારૂં શું થશે! એવી રીતે શા માટે બોલે છે? જો તારામાં બરાબર હિંમત ન હોય, અગર તો કરેલી ભુલને નિભાવી લઇ સારો અનુકુળ વખત ઘડવાની અક્કલ ન હોય, તો મહેરબાની કરી સીધે સીધો જંગલમાં ચાલ્યો જા, કે કોઇ જાતની તારે અને અમારે ઉપાધિ ન રહે. નહિંતર તું બીજાને પણ તારા જેવા નાહિંમત બનાવી રડાવશે, કુટાવશે. કોઇ માણુસ તને એક બાળકથી બની જાય, એવું કામ બતાવે છે કે તુરતાતુરત તું વીલે મોઢે પાછો આવે છે અને તન, મન, ધનથી કામ નહિં કરતાં શ્રધા વિના, કાર્ય આરંભી કાર્યની સીદ્ધિ નહિં થતાં એકદમ રડવા માંડે છે. કહેવત છે કે રોતો રોતો જાય એ મુઆના ખબર લાવે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે તારી સુરત એવી છે કે બીજાને તું રડેલોજ માલુમ પડે. વાંદરાઓ તુચ્છ પ્રાણી કહેવાય છે, પણ માલીક જેમ કહે તેમ કરતાં માલીકને પૈસાના ઢગ કરાવે છે. રામના કાર્યમાં જે કાર્ય મોટા મોટા વિદ્વાનોથી ન બની શકે, એવું રાવણની સભામાં રામના તરફથી વિષ્ટિનું કાર્ય વાંદરાઓએ બજાવ્યું હતું તો શું! એ સાંભળી માણુસજાતને શરમાવા જેવું નથી કે? આ ઉપરથી દરેક માણુસે ખ્યાલ રાખવાનો છે કે કોઇ પણ વસ્તુને નાલાયક ગણુવાની નથી. માણુસ દેખાવડી અને ઉજ્જવલ વસ્તુને પસંદ કરે છે અને હલકીને ખરાબ કહી છોડી દે છે એ એમ નથી સમજતા કે હલકી વસ્તુમાં એક એવો સારો ગુણ રહેલો હોય છે કે તેના બધા અવગુણોને ઢાંકી દે છે. કસ્તુરી ભલે કાળી રહી પણ ઘડી બે ઘડી જીવનને ટકાવી રાખવું હોય તો ટકાવી રાખે છે સોમલ ઉજ્જવલ અને દેખાવડો છતાં, એક નિમીષ માત્રમાં પ્રાણ હરી લે છે. માણુસે ઉજળું એટલું દુધ સમજવાનું નથી. રામચંદ્ર ભગવાને માણુસોને મદદમાં નહિં લેતાં, વાનરાંઓને સ્હાયતામાં લીધાં અને દરેક જીવાત્માઓને દેખાડી આપ્યું કે મનુષ્યો શું નથી કરી શકતાં? ધારે તો મનુષ્યોને દેવ અને

એક તુચ્છ વસ્તુઓથી મોટા મોટા રાજાઓને હરાવી શકે છે. જુઓ ! હથીયાર વગર વાંદરાઓએ રાવણને હરાવ્યો જે વસ્તુમાં મહાનતાનો ગુણ છે, તેને મહત્તા આપો એમાં શું નવાઇ ? કારણ કે એતો કુદરતી રીતે મહત્તાને પામેલી છે; પરંતુ કનીષ્ટ વસ્તુઓને મહાન્ બનાવો ત્યારેજ તમારી લાયકાત ગણાય. ગરીબને ગરીબના રૂપમાં નહિ રાખતાં, સારા ધંધાપર ચડાવો જો ગરીબને ગરીબ રાખશો તો તમે દેશની પાયમાલીનાં હથીયાર ગણાશો. માટે સર્વ મનુષ્યોમાં ગરીબને પહેલો નંબર આપો.

દુનીયામાં ગરીબ એવું નામ ન હોત તો તવંગર શબ્દ પણ જન્મ ન પામ્યો હોત. રાજા મહારાજાઓ અને શેઠ શાહુકારો ગરીબ વડેજ મોજમજા મારે છે. ગરીબને શેઠની ગરજ નથી, પણ શેઠને ગરીબની એટલે નોકરની દરકાર છે. જો નોકર ન હોય તો શેઠની શેઠાઇ અને રાજાની જાહોજલાલી એક પલવારમાં ફનાં થઇ જાય. રાજાઓ તેમ શેઠ શાહુકારોને કદાચને પોતાના હાથે ચલાવી લેવું એવી ખુમારી હોય, તો એ મહેરબાની કરી કાઢી નાખવી ઘટે છે. કેમકે તાબેદારી ઉઠાવવામાં નોકર જે શ્રમ ઉઠાવે છે, એવો શ્રમ આપણે માટે પણ આપણાથી બની શકે એમ નથી. પહેલાં પ્રથમ તો તમને બાઇ ! ભાઇ ! કહી સાહેબજી એ નામ વડે સલામ કોણ ભરે ? તમારા અરધા વચનમાં આખું વચન સમજી, તમારી તાબેદારી કોણ ઉઠાશે ? આ ઉપરથી તમારે પોતાને ખ્યાલ રાખવાનો છે કે તમે રંકને પહેલો નંબર આપો. તેમ નહિં બને તો તમે એકડાની પાછળ મીંડા ગોઠવેલાં ગણાશે. કારણ કે આગળ એકડો અને પાછળ મીંડા હશે તો એકડાની કિંમત તદ્દન નકામી જણાશે, પણ પાછળ એકડો અને આગળ મીંડા હશે તો એકડાની કીંમત હજારો અને લાખો ગણી વધતી જશે. માટેજ ગરીબને પહેલો નંબર આપી, પછી તમે વિરાજો. તમારા વચનોનો, તમારા ધારા ધોરણોનો તેના મગજમાં બરાબર ખ્યાલ આવવાથી, એ થોડાજ સમયમાં તમારી જેવા થઇને ઉભા રહેશે. જે માણસ ગરીબને સારા રસ્તાપર ચડાવવાના ઉપાયો કરે છે, તે પોતાના દેશની સ્મૃદ્ધિ હજારો ગણી વધારવાની આશાવાળો કહેવાય છે. જે દેશમાં એકજ માણસ ભીક્ષા વૃત્તિનો ધંધો કરે છે. અને તેને લઇને બીજા તેની જાતવાળા અસંખ્ય લોકો માંગવાનો ધંધો લઇ બેસે છે, એથી દેશમાં થોડાં વર્ષમાં ભીખારીઓની એટલી બધી તો ભુમરાણ થઇ પડે છે કે એની રાડો દુર દેશમાં સંભળાતાં ત્યાંના ભીખારીઓ પણ નાચતાં કુદતાં પોતાના ભાઇઓને મળવા આવે છે. તમારા તરફ મારૂ એવુ કટાક્ષ નથી કે તમારે ધર્મદાન કરવું નહિં, જેને કમાવાની તાકાત ન હોય, જેનું કોઇ પણ અંગ કામી ખાય એવું ન હોય, તેવાઓને

આપો; પરંતુ મરતાં ત્રણ સિહો ધરાય તેવા માણુસને આપવાથી દેશમાં પાયમાલી સત્વર તખ્તશીન થાય છે, જે માણુસને હાથ, પગ, આંખ વિગેરે કમાવાનાં સાધનો અનામત હોય, છતાં મહેનતથી ડરી જઇ હરામનું ખાવાને તત્પર હોય, તેવા દેશની પાયમાલી કરનારના મુખમાં ચપટી ભરી ધુળ નાખો. જે માણુસ અંગે મજબુત છતાં એક આધિ માટે કાનને હરકત કરે એવી ખુમરાણુ મચાવતા હોય, તેના કરતાં ભંગીઓ પણુ સારા કે બિચારા પોતાના ઉદર પોશણુને માટે નર્કનાં ટોપલાં ઉપાડે છે. જે માણુસ આવો હલકો ધંધો નહિં કરતાં પોતાના દેશબંધુઓની મદદમાં લાગી જાય છે, તેની યશસ્વી ભરેલી પરિશ્રમની પ્રશંષા પ્રભુના દરબારમાં ગવાય છે. અને યશસ્વી પુરષોની અમુલ્ય નામાવળીમાં તેનું નામ નોંધાય છે. કસ્તુરીની સુગંધ સોગંદ આપીને સીદ્ધ કરાતી નથી; પરંતુ એ તો એની મેળેજ સ્ફુરી ઉઠે છે, તેમ તમે પરોપકારી છો, બીજાને દુઃખે દુઃખી બનો એવા છો, એવી જો જગતમાં જાણુ થાય તો તમારી કીર્તી હમણાં દેશ વિદેશમાં પ્રસરી જાય, એમાં શંકા નથી. તમે અપકાર ઉપર ઉપકાર કરતાં શીખો. પણુ ઉપકાર ઉપર અપકારનો પાઠ ન શીખો. તમારા પર કોઇ કુદૃષ્ટિ કરે, તો તમે તેને વ્હાલથી વધાવો. તમારાથી અપકાર ઉપર ઉપકાર અને દાઝનો—બળતરાનો બદલો શાન્તતાથી વાળતાં ન આવડે, તો તમારે એટલું તો અવશ્ય ખ્યાલમાં રાખવું કે ખુનથી વધારે ખુન ન વરસવું જોઇએ. તમારો અસલી ઉદ્ધત સ્વભાવ ઉછળી આવે, અને દેશબંધુઓનાં દુઃખે હૃદય ન દ્રવી જાય, અગર તો ઉપકારને માટે ખોટી બદામ ન અપાય, શરીર કામે ન લગાડાય, સદ્દબુદ્ધિ ન કામ લાગે, તો તમારે નકી ગળે પથરા બાંધી કુવામાં પડવું જોઇએ. કેટલાક લોકો પોતાના યશને માટે ચારણુ ભાટની પાસે અસંખ્ય પૈસાઓ આપીને પોતાની ખુશામત કરાવે છે, પોતાની કીર્તી ગવરાવે છે, તો એવા માણુસો નકી ઝેરને સાકર કહેવરાવવાની ઇચ્છા કરતા હોય એમ જણુાય છે. એવા માણુસો પોતાનો પૈસો આમ આત્મશ્લાઘા કરાવવા માટે ફના કરે છે, તેણે તો મારા પર દયા લાવી ભર ઉંઘમાં સુઇ જવું. જો તેઓ જાગતા હશે તો પોતાની ફોકટની સુકૃત્ય કર્યા વગરની આત્મશ્લાઘા ગવરાવવામાં બીજા હજારોનાં માથાં કપાવશે. જેમ કાચુ અનાજ પેટમાં ગબડે, તમે દચુપચુ મનવાળો અર્ધ દગ્ધ માણુસ દેશના હિતમાં આગળ પડતો ભાગ લેનારા ઉદાર જીવાત્માઓના કાર્યમાં ભારરૂપ છે. જો એના સહવાસમાં કોઇ ઘડીભર આવી જાય તો નકી સારી બુદ્ધિમાં ફેરફાર કરી તેને

પોતાના જેવાજ બનાવે. તમે સદ્‌વર્તનશાળી બનો, તો તેના પ્રતાપે ખરાબ માણુસ પણ સારૂં થઇ જાય તેમ છે સારાં વસ્ત્રોના પ્રતાપે શરીર પણ સારૂં દેખાય છે, તેમ સારા વિચારથી અને સદ્‌વર્તનથી તમે અને જગત કેમ સારાં ન દેખાઓ? દયા, ધર્મ, નીતિ અને સદ્‌વર્તન એ શું છે? પરોપકાર શું કહેવાતો હશે? એ વાત તમારા મગજમાં બરાબર ન બંધ બેસ્તી આવે તથા હિત કે અહિત શું છે? એન સમજાતું હોય તો એવા માણુસે ખાસ મોતને બોલાવવું જોઇએ કે તે તેને સીધો અને સરલ માર્ગ બતાવે. આપણે પરમાત્માની આપેલી બુદ્ધિ વડે બધું જાણીએ છીએ, છતાં તેનો સદ્‌પયોગ ન કરીએ અને કંઇક જુદુંજ વાતાવરણ ઘડીએ તો આપણે કસાઇને લજાવીએ છીએ. કસાઇ જો કે દિલનો ક્રુર હોય છે, પરંતુ પોતાનાં બાળ બચ્ચાં અને સગાંવ્હાલાં પર અનહદ પ્યાર રાખે છે, માટે આપણે દુનીયાપરના જીવો એકજ પિતા પરમાત્માનાં બાળકો છતાં વૈરભાવ રાખી કુસંપથી કપાઇ મરીએ એ ઘાતકીપણું કસાઇથી પણ વધી જાય તેવું છે. વેદાંત જેને કુટુંબ કલહ કહે છે, તેનું નામ આ કુટુંબ કલહ કુટુંબ કલહ વિના વિશ્વંભર પણ વિનાશ ન કરી શકે! જુઓ! લોહના કુહાડામાં જો કાષ્ટનો હાથો હોય તોજ વૃક્ષો કપાય છે. લોખંડ લોખંડની છીણી વડેજ કપાય છે, હિરણ્યાક્ષ હણાયો, તે પ્રહલાદના પ્રતાપે, રાવણ મરાયો તે વિભિક્ષણના યોગે. સુગ્રીવના ઇસારાથી વાલીનો અંત આવ્યો. કૌરવો પણ પાંડવોના હાથે હણાયા. પૃથ્વરાજનું રાજ્ય અને સમગ્ર દેશ પરાધિનતાની બેડીમાં આવ્યો, તે એના ક્ષત્રીય બંધુની ઇર્ષાના પ્રતાપે, એવી રીતે કુટુંબ કલહથી પાયમાલી થયાના ઘણા એક દાખલાઓ છે. હરહમેશાં તમારે એ યાદ રાખવું કે ઘર ફુટયા વિના ઘર સળગતું નથી. પુર્વે જ્યારે રાજાઓ એકાબીજા લડતાં લડતાં થાકી જતા, ત્યારે ફત્તેહને માટે સેનાપતિ કે મોટા અમલદારને ફોડતા અને તેનાથી વિજ્ય મેળવતા. છાની વાતો અને ગુપ્ત રહસ્યો જાણવા માટે જાસુસો રાખતા અને ઘણે ભાગે અંદરના માણસોને ફોસલાવી પટાવીનેજ કામ કાઢતા. એમ તમારૂં કાર્ય કુસંપ કે કપટવાળું ન હોવું જોઇએ કે જેનાવડે તમારા કુળનો અંત આવી જાય. તમે નથી સમજતા કે કુસંપથી આપણે આ દુનીયાના પ્રદર્શનમાં ખરાબ વ્યક્તિરૂપે ઉપસ્થિત થઇએ છીએ. દરેક માણસે હરહમેશાં એવી રીતભાત રાખવી જોઇએ કે જ્યાં સંપ ન હોય ત્યાં સંપ કરાવવો, જ્યાં ધર્મ ન હોય ત્યાં ધર્મ ઉપસ્થિત કરાવવો, આવી જેનામાં બુદ્ધિ હોય તેનેજ મનુષ્ય એવું નામ અપાય છે. અને બીજા

તો ઘણુંએ ખડખાનારાં પશુઓ મનુષ્યના રૂપમાં રખડયા કરે છે. કેટલાક તો એવા હોય છે કે પોતાની જેવી તેવી અકકલના અભિમાનમાં તણાઇ જઇ, જેવા તેવાઓની પાસે તો બેસવામાં અને તેને સમજાવવામાં પોતાની નાલાયકી સમજે છે. અને કહે છે કે તેવા મનુષ્યો પ્રત્યે અમે કયાં અમારાં પોથાં થોથાં ખોલવા બેસીએ? જ્યાં આપોઆપ કપાઇ મરતા હોય, ત્યાં અમારી બુદ્ધિ શું કામ કરે? એક સાધુ આગળ એક માણસે વિનતી કરી કે મહાત્મા તમે અમારી આગળ રામાયણની બે ત્રણ ચોપાઇઓ વાંચશો? ત્યારે સાધુએ પુછયું કે તમને રામાયણ આવડે છે? ત્યારે પેલે માણસે ના પાડી. એટલે સાધુ બોલ્યા કે તમને આવડતી નથી એટલે તમારી આગળ શું કહેવું? એમાં તમે ન સમજો ત્યારે બીજા નજીકમાં ઉભેલા માણસે કહ્યું કે એ માણસને તો નથી આવડતું અને નથી સમજતો એટલે તમારૂં કહેવું વ્યાજબી છે, કે તે ન સમજે. પણ હું થોડું ઘણું સમજું છું. માટે મને મહેરબાની કરી સમજાવશો? ત્યારે મહાત્માએ પોતાનો બચાવ કરી ઉત્તર આપ્યો કે તમને આવડે છે, ત્યારે શા માટે ફોકટની માથાકુટ કરવી જોઇએ? તમે તો સમજો છો. આવી રીતે પેલા સાધુની જેમ તર્કવિતર્ક વડે મનુષ્યોને બોલતાં બંધ કરી તેવાઓની સાથે કયાં કડાકુટમાં ઉતરીએ, એમ બોલી તેને નિરાશ કરશો નહિં. તેવાઓની સાથે અમારે શું પ્રયોજન? તેવા માણસના સહવાસમાં આવવાથી અમારી વાકય ચાતુરી પ્રફુલ્લીત થાય એ મુસ્કેલ છે, એમ બોલવું એનું નામજ પડતી, મુર્ખતા અને અભિમાન. એવા વિચારો તેનેજ અપદશાના ચિન્હ તરીકે ઓળખવામાં આવે છે. એવા હઠ્ઠા મશ્કરીયા અને ખોટા દાવ પેચના વિચારો મારા ધારવા પ્રમાણે તો એ નાલાયકીનો ઇસારો છે. અમે શું શ્રીમંત તેવાઓની સાથે બોલવાને લાયક છીએ? એ તો અમારા પગની જુતી. બંધુઓ! તમારે એમ સમજવાનું નથી. તમે જેને ગરીબ કહો છો, તમારા પગની જુતી તરીકે વર્ણવો છો, તે નિર્માલ્ય લોકોની સ્થિતિમાં કુદરત સત્વર હેરફેર કરી નાંખશે. ત્યારે તમારે તેની આગળ લાંબો હાથ કરવો પડશે કુદરત રાજા ને રંક અને રંકને રાજા બનાવવાને માટે નિર્માણ થઇ છે. મેં ઘણા વખત જંગલને ઠેકાણે મંગળ અને મંગળને ઠેકાણે રાડોરાડ થતી સાંભળી છે. શ્રીમંતને પણ કાળક્રમના પ્રમાણમાં ગરીબની આગળ દયાને પાત્ર થવું પડે છે. વૈભવ એ એક જાતનો ફરતો સુર્ય છે. સુર્ય જેમ ભિન્ન ભિન્ન પ્રદેશમાં પોતાનાં કિરણો જુદી જુદી રીતે ફેંકે છે અને મનુષ્યોના સ્વભાવમાં, વર્ણમાં અને

બુદ્ધિમાં ફેરફાર કરે છે, તેમ સુખ અને દુઃખ દરેક માણસની પછવાડે પછવાડે ભમ્યા કરે છે. 'કોઇ આજ સુખી તો કોઇ કાલ દુઃખી' એમ અસ્ત અને ઉદય થયા કરે છે. કોઇ માણસ ભર નીદ્રામાં સુતું હોય તો તેને જાગ્યા વિના છુટકો નથી, તેમ જ્યારે દુઃખી માણસનાં ભાગ્ય ખુલી નિકળશે, ત્યારે ચાણકયની ચતુરાઇથી ચંદ્રગુપ્તે જેમ સર્વને આંજી દીધા, તેમ ગરીબના પ્રકાશેલા વૈભવમાં તમારે અંજાઇ ગયા વિના છુટકો નથી, પરશુરામે પૃથ્વીને એકવીશ વાર નક્ષત્રી કરી, તો એજ ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલા એક નાના બાળક રામને હાથે તેને પરાજય પામવો પડયો, પહેલાં કદાવર માણસો ઠીંગણાં મનુષ્યોને હરામખોર કહીને બોલાવતા હતા; પરંતુ જ્યારે બધાં મનુષ્યો ઠીંગણા થવા લાગ્યાં; ત્યારે એજ ઠીંગણાં માણસ કદાવર માણસને 'બ્હોત લંબે બેવકુફ ! એમ કહીને બોલાવવા લાગ્યા. માટે કુદરતનો એવો ન્યાય છે કે ગાંડાને શાણો અને શાણાને ગાંડો કહેવરાવે છે. જે ઠેકાણે પુત્રના જન્મની વધાઇ વાગી હોય, ત્યાં કોઇ દિવસ મરણના સમાચાર મળવાનાજ. જેમ સમુદ્રમાં ભરતી અને ઓટ થાય છે, તેમ આ પવનના મહાસાગરમાં દરેક જીવાત્માઓની જીંદગી પર સુખ અને દુઃખની અસર થતી હોય એમ માલુમ પડે છે. સુખી માણસ એમ સમજે છે કે મારૂં સુખ કાયમ ખાતે રહેશે. અને દુઃખી માણસ એમ સમજે છે કે મારૂં દુઃખ કોઇ દિવસ ટળવાનું નથી; પરંતુ એ એમ નથી સમજતો કે સુખ અને દુઃખ બંને એકજ પિતાનાં સંતાનો એકાબીજાને ઘેર મીજમાનીઓ લીધા વિના રહેશે નહિં. યાદ કરો ! કયાં રાવણની અનીતિ અને કયાં રામરાજ્યની તુલના ? કયાં કૌરવોની ક્રુરતા અને કયાં પાંડવોની ધર્મ નીતિ ? રજપુત રાજ્યની કેવી પ્રજાપાલન રીતી અને કયાં, અલાઉદીન, ઔરંગજેબ વિગેરેની દમન નીતિ ? એવાં એવાં કેટલાંક સુખો દુઃખો કોઇનાં કાયમ નથી રહ્યાં, ત્યારે તારી પણ સુખદુઃખની સ્થિતિ કયાં સુધી રહેવાની છે, કે નાહકની રાડો પાડી દુનીયાને બીક પમાડે છે. એક વખત કૃપાચાર્ય અને દ્રોણાચાર્ય બ્રાહ્મણો પાણીપતના મેદાનમાં રણશુર રજપુતોને પણ પુરા પડે તેવા હતા, તો હાલ તેનાં સંતાનો ઘેર ઘેર ભીક્ષાવૃત્તિનો ધંધો લઇ, નીચ નોકરીમાં પોતાનું જીવન ગાળે છે. અને સાંજ પડતાં શીયાળીયાંની બીકે ઘરમાંથી પણ બહાર નીકળતા નથી. એક વખત જે દેશ સર્વ દેશોમાં પોતાના સંતાનોને ઉજ્જવલ કહેવરાવતો હતો, તે દેશ અત્યારે પોતાના સંતાનોના દેહનો અને હૃદયનો રંગ કાળો બનાવી રહ્યો છે. અને સર્વ દેશનાં મનુષ્યોએ ત્યાંનાં વતનીઓને કાળાં મનુષ્ય એવું ઉપનામ લગાડી આપ્યું છે. એ બિચારાં ઘણી પોતાની લુચ્ચા

સફેદ કરવા મહેનત કરે છે, પણ પાકેલી ખરી ચામડી હોવાથી લાલ થવાને બદલે ઉલટી કાળાશ પકડતી જાય છે. એનું જો ખરૂં તત્વ શોધવા બેસીએ, તો કૂર કુસંપના ઝેરી પવનના પ્રતાપે બધાનાં મુખ કાળાશ પકડી ગયાં છે. હમણાં સંપ, દયા અને પરોપકાર વૃત્તિની વૃદ્ધિ થાય, તો હું જોઉં છું કે કેમ કુદરત નથી તેજસ્વીપણું આપતી? દરેક વસ્તુ આપણા માટે કામે લાગી ગયેલી છે, પણ આપણે કોઇના કાર્યમાં ન મદદ કરીએ તો પછી મુખ કાળાશ ન પકડે તો બીજું શું કરે? એવા હરામી માણસોના સંહારથી કુદરત પોતાની સાફલ્યતા સમજે છે. અને કાળ એવો તો ઝડપથી ભક્ષણ કરવા માંડે છે કે થોડા દિવસમાં હાડ અને ચામના મોટા ઢગ થાય છે. અને રૂધિરનો એવો તો જોર બંધ પ્રવાહ ચાલે છે કે તેમાં પથરાઓ પણ તણાવા લાગે.

આ શરીર પારકાના ભલા માટે કામે ન લગાડાય, તો ઉપરથી મનોહર લાગતું અને મહા મહેનતે ટકાવી રાખેલ શરીર હાસ્યસ્પદ નહિં ગણાય કે? આ શરીર કે જે અગણિત રોગોને છુપાવી અંતે મરણની ઇચ્છા કરે છે. બાળપણ, યુવાની અને વૃદ્ધાવસ્થા એ અનુક્રમે અનુક્રમે જો સત્વર એકાબીજાની એડીઓ દબાવતાં ચાલ્યાં આવતાં હોય, તો માત્ર આ દેહના નાશ માટેજ. આ શરીર કે જેને અત્તરાદિક સુગંધી વસ્તુઓનો લેપ કરો તોપણ દુર્ગંધી તજતું નથી. બાળપણ, યુવાની અને વૃદ્ધાવસ્થા એમ ત્રણ અવસ્થાઓ જુદી જુદી રીતે પસાર કરી, અંતે મરણને શરણ થાય છે.

બાળપણમાં આ આત્મા મળમુત્રમાં પડયો રહે છે, શ્વાનની માફક થોડું ઘણું ખાવાને મળે કે તુરત રાજી રાજી થઇ જાય છે, એક વસ્તુ મળી કે તુરત બીજી વસ્તુ લેવાની મરજી કરે છે, એ જો ન મળે તો કોણ જાણે! એવા નાના મગજમાં એટલું બધું કયાં પાણી ભરાઇ રહેલું હોય છે, કે આખો દિવસ રડી રડી મુખ આંસુઓથી ટપકતું રાખે છે. જડ વસ્તુઓની માફક પોતાનું દુઃખ દુર કરવાની શકિત ન હોવાથી પારણામાં પડયો પડયો રડયા કરે છે. ખાવા પીવા અને અશુદ્ધ વસ્તુઓને અડકવા સિવાય તેની પાસે બીજો એકે ધંધો હોતો નથી. આ ઉપરથી એમ સમજાય છે કે પરમાત્માએ મનુષ્યને તેના કરેલા ગુન્હાના બદલામાં ખાસ બાળપણ આપેલું હોય, એમ જણાય છે. માંડમાંડ દુનીયાની વ્યવહારીક બાધિઓને ન સમજનાર બાળપણ ગયું, તેટલીજ વારમાં અનીતિઓની સહોદરી યુવાવસ્થા ડોકું કાઢે છે. કામદેવરૂપી મોટો પિશાચ, એ યુવાવસ્થાની સાથે ગાઢ મૈત્રી કરી, એવો તો આ દેહને રીબાવે છે કે એવું દુઃખ નર્કના વતનીઓએ પણ નહિં જોયલું હોય, યુવાવસ્થામાં સ્ત્રીપુરૂષો અરસપરસ પ્રેમને વિયોગે, દાવાનળ અગ્નિમાં જેમ સુકા અને લીલાં વૃક્ષો બળે તેમ

બળ્યા કરે છે. અંતઃકરણ શુધ્ધ હોય તોપણ મલીનતાને ગૃહણ કરે છે. યુવાવસ્થા આ દેહમાં થોડી મુદત રહી, એવો તો ધકકો મારે છે કે જેની આગળ મને કાળની ક્રુરતા કૃપામયી જણાય છે. દૃષ્ટાંત રૂપે, ઠગારો કામદેવ પોતાના દેહને હેરાન ન કરે એટલા માટે મહાદેવ–શંકર પ્રકાશને માટે ચંદ્રને કપાળમાં ધારણ કરે છે. એ લુચ્ચી યુવાવસ્થા સર્વ પવિત્ર માણુસોને પણ અપવિત્ર બનાવવામાં બહુજ ચાલાકી બતાવે છે. બાળ બચ્ચાંઓ પર એવો તો સ્નેહ કરાવે છે કે તેમાંથી હાય હાય અને છાતીફાટ રૂદન સિવાય બીજું કંઇ પણ સત્વ મળી શકતું નથી. જ્યાં બાળપણ માંડમાંડ વિતાવ્યું, યુવાવસ્થાની અનેક ઉપાધિઓમાંથી પસાર થયા, કે તેટલીજવારમાં વૃધ્ધાવસ્થા સત્વર આવી પહોંચી અને આ શરીર પાસેથી બાળપણ અને યુવાનીનું વૈર વ્યાજ સુધ્ધાં લેવાને જગત સમક્ષ ઉભી રહી. જે મુખાકૃતિને મનુષ્યો સ્નેહથી જોતાં તેને વૃધ્ધાવસ્થા એવું તો કદરૂપું બનાવે છે કે જોનારને નકી ભુતનુંજ ભાન થાય. વૃધ્ધાવસ્થામાં વાંકા વળી ગયેલા અંગને લોકો ઉંટની ઉપમા આપે છે. મગજ શક્તિની નબળાઇને લઇને થોડી બુધ્ધિ હોવાથી ઘરડા માણુસને બધા મુર્ખ કહીને અગર તો પાગલ કહીને બોલાવે છે. ઉજડ થયેલું નગર શોભે, વરસાદ વગરની પૃથ્વી શોભે; પણ વૃધ્ધાવસ્થાથી ઘેરાયલો દેહ કોઇ દિવસ શોભતો નથી. ઉધરસ, દમ, સંગ્રહણી અને એ સિવાયના અનેક વાત, પિત્ત, કફ, ક્ષય વિગેરે રોગોના ઘરરૂપ તથા લાકડીથી ચાલનારી કઢંગી બુઢ્ઢી જરા સર્વ મનોરથોને ધુળમાં મીલાવી મૃત્યુને એકદમ બોલાવી લાવે છે. એટલે મૃત્યુ સત્વર પ્રબળ અગ્નિની માફક ઘોડેસ્વારની પેઠે આવી પહોંચે છે. પોતાના ઉદર પોશણ સિવાય જેને કાંઇ પણ ધંધો નથી એવો કાળ આ દેહને બાળ, યુવા અને જરા એમ ત્રણ અવસ્થાઓને લાગુ પાડી, પાકેલા ફળની માફક ખાઇ જાય છે. મોટા મોટા રાજાઓ પણ કાળના બક્ષણ માટે તકરાર કરે છે, કાળ અસંખ્ય બ્રહ્માંડોને સૂર્ય ચંદ્રને અને દરેક જડ, ચેતન પદાર્થને દીનપ્રતિદીન તેની આયુષ્યમાં ઘટાડો કરી, નિસ્તેજ બનાવતો જાય છે. જમીનમાંથી રસકસ ઓછો કરે છે. પર્વતોને તોડી પાડે છે સમુદ્રને સુકવી નાખે છે. શુધ્ધ પવનને અશુદ્ધતાના રૂપમાં મુકી આખો જમાનો ફેરવી નાખે છે.. જંગલ હોય ત્યાં શહેર અને શહેર હોય ત્યાં જંગલ. પૃથ્વી હોય ત્યાં પાણી અને પાણી હોય ત્યાં પૃથ્વી. એમ અગણીત ફેરફારો કરી કાળ સૌને નચાવે છે. મનુષ્યોને દેવ અને દેવને દાનવના

રૂપમાં લાવે છે. બારીક દ્રષ્ટિએ તપાસ કરીએ તો સ્હેજ સમજાય આવે એવું છે કે કાલ રાત્રિ અને દિવસ એમ કાઢી કાઢીને આખા જગતની સાથે બ્રહ્મા વિશ્નુ અને મહેશને પણ ગળી જાય છે. આયુષ્ય ચપળ છે, દિવસ ચોવીસ કલાકમાં ખલાસ થાય છે, આ બધો કાળનો વેગ છે. સમુદ્રની ઉપરા ઉપરી લહરીઓ, મેઘની ગર્જના, જવાળામુખી પર્વતો, ધરતીકંપ, આકાશના અને ભુમીના ભયંકર અવાજો આ બધા કાળના ફેરફારો છે. આપણે કોઇ મોટા પૂલ નીચે બેઠા હોઇએ, તો ત્યાં પણ બારીક અવાજ એટલે કોઇ કાંકરા મારતું હોય તેવું થતું સંભળાય છે, રહેવાના ઘરમાં પણ જીણા જીણા અવાજો થાય છે. વૃક્ષની નીચે બેઠા હોઇએ, ત્યારે જે સુસવાટી બોલે છે. એ બધા કાળના ગેબી અવાજો છે. રાજ્ય, પાટ, અસંખ્ય ઉપાધિઓનું કુળ છે, ધન રહેવાનું નથી, સ્ત્રી પુત્રાદિક ચોધારાં આંસુએ રડાવનાર છે, મૃત્યુ બહુજ કઠીન છે, પારકાનું સુખ જોઇ ખુશી થવું એ તો બહુજ દુર ગયેલું છે, દુર્જનનો સમાગમ અને મેળાવડા ઠારોઠાર વધી પડેલા છે, રાજા અને પ્રજાઓમાં પણ જ્યાં જોઇએ ત્યાં તકરાર જામી પડેલી છે, દિન પ્રતિદીન જગત મોહને વશ થતું જાય છે, તેને લઇને સુખ અને શાન્તિનો પ્રવાહ કયાંય જોવામાં આવતો નથી. આ ઉપરથી એમ સિધ્ધ થાય છે કે આ બધી રમતો કાળની હોવી જોઇએ. જ્યાં સુધી કાળ ન દ્રસ્યમાન થયો હોય, ત્યાં સુધી સંપ અને સુલેહ ટકી શકે છે. કાળ જ્યારે નજીક આવ્યો એટલે પ્રિય થઇ પડેલું બધુ શત્રુ સમ જણાવા લાગે છે. અહાહા! કાળની કેવી ગતી છે? જે શરીર હાર અને તોરાઓથી શણુ ગારાયલું હોય, તે શરીરને કોઇ અડકતું નથી અને ખમા! ખમા! કહેનારાઓ તેને અગ્નિમાં પધરાવવા કે જમીનમાં દાટવા તૈયાર થાય છે. માટે આવા ક્ષણિક સુખના દાબમાં દબાયલા, ક્ષણભંગુર શરીરનો ભરૂસો રાખી જે માણુસ થોડાક પણ અમુલ્ય જીવનમાં સંપ અને સુલેહ નથી રાખતો તેનું જીવન શ્વાનની માફક ઘેર ઘેર બાંધુઓ ખાનારૂં છે. વળી વિચિત્રતાતો એજ છે કે સગાભાઇઓ પણ એકા બીજાના જાન લેવા તતપર થઇ જાય છે, ત્યારે બીજાના પરતો સ્નેહભાવ રાખવો એ શી રીતે બની શકે? એવા લોકોના પ્રતાપેજ દેશની પાયમાલી થાય છે એવા વિદ્રોહીઓને જો મારા વચનો અંતઃકરણમાં ઉતરે તો હું મારા પ્રયત્નની સાફલ્યતા માની તેઓશ્રીનો સદાનો આભારી થઇ રહીશ. એવા માણુસોને સુધારવામાં પહેલું મનુષ્ય યત્ન અને પછી ઇશ્વરકૃપા જોઇએ છે. જુઓ, સ્વાંતી નક્ષત્રનાં બિંદુઓ છીપના મુખમાં જવાથી સાચાં મોતી થાય છે અને સર્પના મુખમાં જવાથી વિષ બની જાય છે. બિંદુઓ એક છે પણ પાત્રની જુદાઇએ જુદા જુદા ગુણો ગ્રહણ કરે

છે. જુઓ ! અમૃત સમ બિંદુ વિષ સમ બની ગયું ! સ્વાંતી નક્ષત્ર જો પોતાનાં બિંદુઓ સરખી રીતે પૃથ્વીપર ફેંકે છે. તો કોઇ વખત સર્પના મુખમાં ગયેલાને પણ સાચા મોતીથી અધિક એવો મણી બનાવી શકે છે. તેમ મનુષ્યો એવા માણુસો પ્રત્યે પોતાની ફરજ બજાવ્યે જાય તો કોઇ વખત મુર્ખ માણુસ પણ શાણો થવા સંભવ છે. વકતાઓ પોતાની મીઠી વાણીથી અગર તો પુસ્તકો દ્વારા તેને ઉપદેશ આપે તો હું ધારૂં છું કે મુર્ખ એક નિમીષ માત્રમાં સુધરી જાય તેમ છે. મુર્ખ મનુષ્ય તો શું ! પણ પથરાઓ પોતાની કઠિનતા છોડી દઇ પાણીમાં તરવા લાગે. કેટલા શ્રીમંતો ગરીબ માંણુસો પ્રત્યે કુદ્રષ્ટિ કરી, તેના તરફ રહેમ નજરથી જોતા નથી. તેને સારી બુધ્ધ આપી સારા રસ્તા પર ચડાવવ એ એના મગજમાં સ્વપ્ને હોતું નથી. અને કોઇ અમુ બાબત પૂછવા આવે તો રસ્તો નહિં બતાવતાં ઉલટા એમ કહેવા લાગે છે કે અમે શું તમારા માટે નોકર રહ્યા છીએ ? અમે અમારા માટે ભણ્યા છીએ કંઇ તમારા માટે નહિં કે વગર પૈસાની માથાકુટમાં–ફોકટના ધંધામાં અમારો વખત ગાળીએ. અહાહા ! કેટલી બધી અધમતા ! એક તો પોતાની સદ્‌બુદ્ધિનો પરિચય ન કરાવવો તેમ કોઇ જાતની મદદવ સુધારવાના ઉપાયો ન હાથમાં લેવા, ત્યારે તો એમજ કહોને કે તમારી ઇચ્છા એ ગરીબોને એનીએ સ્થિતિમાં રાખવાની છે. તમે બરાબ ખ્યાલમાં રાખજો કે જ્યાં સુધી ઉપરની બાબતો પર ધ્યાન ન અપાય ત્યં સુધી ભલે માથું કુટીને બધાએ મરી જાય તો પણ પૃથ્વીના પ્રલય સુધી દેશ જાહોજલાલીમાં આવવાની હું સાફ ના પાડું છું. તવંગરની ખુશામત કરવાને આખી દુનીયા વળગી રહે છે, પણ ગરીબ માણુસો તરફ કોઇ ધ્યાન ખેંચતું નથી. એથી એ પોતાની મુર્ખતા જણાવી આપે છે, ! જુઓ ! અમને સૂર્ય દેખાતો નથી. અમે તેની શોધ દીવો સળગાવીને કરીએ છીએ. લક્ષ્મી ખાસ દુર્બળોની રક્ષા કરવા માટે છે, કાંઇ એન અંતઃકરણો દુભાવવાને માટે નથી. તરૂવર સૂર્યનો પ્રખર તાપ સહન કરી વટેમાર્ગુની શાન્તિને માટે આખી જીંદગી ઉઘાડી પીઠ કરી ઉભુ રહે છે. તો મનુષ્ય પ્રાણી પારકાના ભલા માટે કંઇ પણ ઉપાય ન કરે એ કેટલી બધી શરમાવા જેવી વાત છે. શ્રીમંતૂ લોકો પોતાની શ્રીમંતાઇમ ઉંધી રહે છે. કોણુ સુખી છે. અને કોણુ દુઃખી છે. એ એને સ્વપ્ને પણ ભાન હોતું નથી તેથી સ્વામી વિવેકાનંદ કહે છે કે હિંદુસ્તાનના લોકો દુઃખી માણુસોની પંચાતમાં પડતા નથી, તેને લઇને દુઃખનાં મૂળ હિંદમ પાતાળ સુધી પ્રસરેલાં છે. શ્રીમંતો, ગરીબો સામે આંખ ઉઘાડી નજર કરતા નથી, એટલે તેઓ પ્રત્યે મારૂં એટલુંજ કહેવાનું કે ભાઇ હમણાં તો ઘડી બે ઘડી આંખ ઉઘાડી જાગૃત થાઓ અને ગરીબને

દિલ શાંન્ત કરો, પછી તો તમને બહુજ લાંબી નિદ્રા મળવાની છે. એટલે લાંબા થઇ સૂઇ જજો. તમને કોઇ આંડે આવે તો તેનો જોખમદાર હું છું. તમારી બુદ્ધિનો પૈસાનો તથા સત્તાનો સદ્પયોગ નહિં કરો તો તમારી પ્રજા નમાલી અને બુદ્ધિહિન થશે, અને તમને એવું તો નીચતાનું સંબોધન લગાડી આપશે કે જેના પ્રતાપે તમારી ત્રણ પેઢીને પાપનું ભોક્તા થવું પડશે. તેથી તમારી પ્રજાઓ, તમારા બાપદાદાઓ તમારા સહવાસમાં આવવાથી પોતાને હજારો વાર ધિક્કારશે.

તમારા દિલમાં જે જે કાર્યો કરવાનું સ્ફુરી આવે, તે તે સત્વર અમલમાં મૂકો. નહિંતર ધ્વજાની પૂછડીની માફક ફરતું ચપળ મન તમે જેવા આજે છો તેવા કાલે નહિં રહેવા દે. માટેજ શાણા માણસો કાર્યની ઝલદી શરૂઆત કરી, "જેવું આજે છે તેવું કાલે નથી" એમ કહે છે. આ કામ આજે નહિં તો કાલે કરીશ. એમ જો દરેક કાર્યમાં લાંબા લાંબા પગલાં ભરશો અને લક્ષ્મીનો સંગ્રહ કરતાં કરતાં યમદૂતો તમને ઉપાડી જશે, તો તમારી બધી આશાઓ ધૂળ ફાકતી થઇ જશે. લોભી માણસો પોતાની લક્ષ્મીનો સદ્‌ઉપયોગ નહિં કરતાં; માત્ર પત્થરાની માફક જમીનમાં દાટી રાખે છે. તો મારા સમજવા પ્રમાણે જમીન પરનો અરધો દટાયલો અને અરધો બહાર રહેલો એવો સુવર્ણનો મેરૂ પર્વત શું આપણે માટે નથી કે? એણે તો થોડા ઘણા પૈસા દાટેલા હશે, પણ આપણે તો અબજો ખાંડી દાટેલા છે. એથી એના કરતાં આપણે સમૃદ્ધિમાં વધી ગયા. કોઇ માણસે લક્ષ્મીને જમીનમાં દાટી આનંદ માનવાનું નથી, પણ તેને પરોપકારાર્થે વાપરી હર્ષ પામવાનું છે. ભર્તૃહરિએ કહ્યું છે કે નજીવું મૃદંગ મોઢામાં લોટનો કોળીઓ આપવાથી એવો તો મધુર રાગ આલાપે છે કે ત્યાં તણાઇને ગયા વિના છુટકો નહિં. તેમ સજીવન વસ્તુ એટલે મનુષ્યના મુખમાં નહિં એવો પણ કોળીઓ આપશો, તો તેના આત્માની શાન્તિ તમારા આત્માને આનંદ પમાડશે. તમારો પૈસો, તમારી વાણી, દેહ એ સર્વ દેશબંધુઓના હિતમાં નહિં લગાડો તો ધણીના કામમાં આવતા ગર્ધવથી પણ આપણે કનીષ્ટ કહેવાશું. દરેક વનસ્પતિ પોતાનાં મીઠાં ફળો ચખાડી તમને આનંદ પમાડે છે, તો તમોએ કયા જીવોને સંતોષ્યા, એ મને ઝલદી જણાવો. એમાં આત્મશ્લાધા કહેવાશે નહિં.

ખરૂં જીવવું તો તેનું ગણાય કે જે જીવ જતાં સુધી સ્વદેશ હિતમાં પાછો ન પડે. તમે દેશના ઉદ્ધાર માટે ગમે તે સ્થળે વિચરો, ગમે તે કાર્ય કરવા તત્પર થાઓ; પણ તમારા મરણ પછી તમને કોઇ એમ ન કહે કે ફલાણો મરી ગયો તે પાપ

છુટયો. તમારે મરણ પછી આખા જગતને રડાવવું હોય તો તમારૂં તન, મન. ધન પરોપકારમાં લગાડો. તમારી વાણીમાં મધૂરતા હોય. તમે સ્વદેશ હિતને માટે મરી પડતા હો, તો આ જગતમાં એવો કયો વજ્ર છાતીનો છે કે તમારા મરણમાં આંસુની ધારા ન વ્હેવડાવે. ફળોમાં સ્વાદિષ્ટતા અને સાકરમાં મિષ્ટતા. એમ જુદા જુદા ગુણો રહેલા છે. તેમ જે માણસમાં ધર્મ, દયા, નીતિ અને પરોપકાર વૃત્તિ ન હોય તો પરમેશ્વરની પણ ભૂલ થઇ છે કે મનુષ્યાકૃતિ બનાવતાં શીંગડું અને પુછડું ભુલી ગયો. પક્ષી જાતીમાં ગણાતી કોયલ પોતાની મીઠી વાણીથી દરેકનાં મન વશ કરે છે, છતાં આપણે કોઇ માણસને મીઠી જીભથી ન આકર્ષી શકીએ, તેમજ એકાદ સદ્‌ગુણ ન રાખીએ, તો મનુષ્ય ગણાતા પુતળાને કુદરત કેવા પ્રકારની શીક્ષા કરશે? એવું વિચારી મારૂં અંતઃકરણ ભરાઇ જાય છે. જે માણસમાં દયાળુ વૃત્તિનાં અંકુરો ન ફુટેલા હોય, તેની નસેનસમાં સર્પનું ઝેર રેડયું હોય, તો પણ કમતી છે. પરોપકાર કરતાં ગમે તે સંકટ પડે છતાં પાછી પાની ન કરે તેવા સત્ય વીરના પ્રતાપે અસંખ્ય અનીતિઓ નાસભાગ કરવા માંડે છે, થરથરે છે, કંપી ઉઠે છે, અગણીત સ્હાય કરનાર શક્તિઓ હાથ જોડીને ઉભી રહે છે. બૌદ્ધદેવ વનમાં તપશ્ચર્યા કરવા ગયા. એ વખતે જંગલમાંજ બધી શક્તિઓ તેને પગે પડી પોતાને સ્હાયતામાં લેવાને તથા યોગ્ય સમયે કામે લગાડવાને વિનતી કરવા લાગી. જંગલમાં, શહેરમાં કે કોઇ પણ ગુપ્ત સ્થળે તેને જે જે સંકટો પડતાં તે બધાં સુખ રૂપમાની ધિરજથી નિવારી નાખતા. સંકટને સત્યની કસોટી સમજતા. પુષ્પ જેમ તોડવા છતાં સુગંધી છોડતું નથી, ચંદનને જેમ જેમ બાળો તેમ તેમ વધારે સુગંધી આપતું જાય છે, તેવીજ રીતે સત્ય પર વધારે સંકટ પડવાથી બમણી ઝડપે વિજય આગળને આગળ દોડે છે. એવું તેનું માનવુ હતું પરમાત્માએ દુઃખ સર્વ જીવોનું સામર્થ્ય જોવા માટે ઉત્પન્ન કરેલું છે. તો જે વસ્તુમાંથી આપણી કિંમત જડી આવે એમ છે અને ઇશ્વર પણ આપણને ધન્યવાદ આપે એવું છે તો તેવા કષ્ટને કેમ તમે ચાહતા નથી? ઉઠો, અને પ્રેમથી ભેટો. પછી તમે જોઇ લ્યો કે તમને સંકટના અનુભવમાંથી સુખ સાંપડે છે કે નહિં. જ્યાં સુધી તમારામાં નબળાઇ ઘર કરી રહેશે, ત્યાં સુધી નાનું એવું તણખલું પણ તમને મેરૂ પર્વત જેવું જણાશે. તમે તમારી હિંમત અને અદ્‌ભૂત પરાક્રમ વૃત્તિ દુનીયાને નજરો નજર દેખાડી આપો. તો જડ અને ચૈતન્ય બન્ને પ્રકૃત્તિ તમારા કાર્યમાં મદદશીલ બની, તમારી મોરલીની નાચનારીઓ થશે. માટીનુ ઢેફું પણ વરસાદથી પિગળી જાય છે, લોખંડ પણ અગ્નિમાં બળવાથી લાલ-

ચોળ બની જાય છે, ત્યારે તમે પારકાના દુઃખે દુઃખી બની તેઓને મદદ કરવામાં તમારી સર્વત્ર શક્તિઓનો સદુપયોગ કરો તો તમારી કાર્ય સિદ્ધિ હમણાંજ તમારા નામનો વિજયધ્વની ગાવા લાગે, પરમાત્માએ તમને હાથ, પગ, નાક, કાન, મુખ વિગેરે અનુકૂળ સાધનો આપ્યા છતાં તેનો કાંઇ ઉપયોગ ન થાય તો આપણુને એ વસ્તુ આપ્યાથી પરમાત્માની મહેનત ફોકટની ગણાશે.

તમે તમારા પર અસંખ્ય દુઃખ પડવા છતાં તમારી પીડ કંઇ બોલ્યા ચાલ્યા વગર મેંઢાની માફક ખાવા દેશો, તો તમારી કોઇ પણ ખબર પુછે એ સ્વપ્ને સમજશો નહિ. તમારાથી જે કાર્ય ન બની શકે એવું હોય, તે બીજાને મદદે બોલાવી નિવારી નાખો, પણ કોઇને કહ્યા વિના એમ નેમ મૂંગે મોઢે સહન કરવું તેને ડહાપણ નહિં પણ એક જાતની ઘેલછા કહેવામાં આવે છે. તમે કોઇને તમારા કાર્યમાં મદદે બોલાવો તો તમારા દુઃખનો ઝલદી નિવેડો આવશે. દર્દી જો વૈદ્યને પોતાનો રોગ ન જણાવે, તો સારા ડોકટરની પણ તાકાત નથી કે તેના રોગને હટાવી શકે. મતલબ કે તમારાથી ન બને તો તમારાથી હોંશીહાર માણુસને તમારા દર્દની–દુઃખની વાત કરો અને દશ, બાર કે પંદર સારા લાયક માણુસો સંગાથે મળી અમુક જાતનો સુગમ ભર્યો માર્ગ શોધી કાઢો, દરેકને દુઃખ નિવારણનો પાઠ ભણાવી, તમારી સદ્વૃત્તિનો પ્રતિધ્વની ચોમેર ગજાવો અને આ વિશ્વદેવાલયમાં તમારા કાર્ય સિદ્ધિની નોબત વગાડો. પછી જુઓ ! કે તમારી અને તમારા દેશ બંધુંઓની કષ્ટજાળ સમુદ્ર પાર જાય છે કે નહિં વિશ્વામિત્ર મુનીએ પોતાથી જે કાર્ય ન બન્યું, તે કાર્ય દશરથના પુત્ર રામ લક્ષ્મણના હાથથી સમાપ્ત કર્યું અને એવી વિદ્યા ભણાવી કે અંતે રાવણ જેવા મહાન યોધ્ધાને મારી શકયા. વિશ્વામિત્રનું આ રહસ્ય જુદા પ્રકારનું હતું. વિશ્વામિત્રને રાવણના અનુચરો યજ્ઞયાગમાં હરકત કરતા હતા, તેથી જો રામલક્ષ્મણને પોતાની સર્વત્ર શકિતઓ અર્પણ કરે, તો પછી નિર્વિઘ્ને યજ્ઞ થાય અને રાવણનો અંત આવે આવી રીતે શ્રીકૃષ્ણ ભગવાને પણ પોતાથી ન બન્યું તો બીજાઓને સ્હાયતામાં લઇ પોતાનું કાર્ય પાર પાડયું હતું. વળી કાયમ ખાતેથી એવો નિયમ ચાલતો આવ્યો છે કે એકાબીજાની મદદ વિના કાર્યની સિદ્ધિ થવી મુશ્કેલ છે. પછી તો નબળાની સાથે સબળા હોય કે સબળાની સાથે નબળા હોય. માટે તમારા ખ્યાલમાં જે વખતે સ્વદેશ હિતનો વિચાર ઉદ્ભવી આવે, એ વખતે ઝલદી બહાર પાડો. કારણ કે અસંખ્ય માણુસો પોતાનો લાભ સમજી માથું આપ્યા સિવાય રહેશે નહિં.

સ્વદેશહિતના વિચારો જો મનમાંને મનમાં જમા થવા દેશો, તો તમારા કરતાં ઘણાજ હોંશીયાર છોકરાઓ સ્કુલમાં ગોખણ પટી

કરનારા વસે છે આપણે જે ભૂમીમાં અવતાર ધારણ કર્યો અને જે ભુમીમાંથી ધાન્યાદિક ઉત્પન્ન કરી આ દેહને પોષણ આપ્યું, તે દેશ જ્યારે આફતમાં આવે ત્યારે તેના કલ્યાણને માટે કાંઇ પણ યત્ન ન કરીએ તો આપણને નકી નિમકહરામનુંજ સંબોધન લાગુ પડશે. એકને દુઃખ થતું હોય. ત્યારે બીજાને વેદના થતી નથી એ વાત ખરી છે. પણ આપણે બીજાને દુઃખમાં મદદ ન કરીએ તો આપણને કોઇ સ્હાય કરવા આવશે નહિં. જ્યારે આપણે દુઃખ સહન કર્યું હોય, ત્યારેજ આપણને બીજાના દુઃખનું ભાન થાય છે અને એ વિના પારકાનું હિત સાધવું એ બુધ્ધિ પ્રકટ થવી અશકય છે. આપણા પગમાં કાંટો વાગ્યો હોય અને જેવી આપણને પીડા થાય તેવીજ બીજાને થતી હશે. એવું જ્યારે સમજાય ત્યારેજ આપણામાં પરોપકાર વૃત્તિ જાગૃત થાય છે. જે માણસ બીજાનું દુઃખ જોઇ કંઇ પણ દયા નહિં કરતાં મુખ મરડીને ચાલ્યો જાય છે, તેનું મુખ કુદરત સદાય વાંકુને વાંકુ રાખે છે.

જે માણસમાં સ્વદેશાભિમાનની લાગણી નથી. તે માણસ કુદરતનો કટ્ટો શત્રુ છે. જેમ એક ઘરમાં પાંચ માણસ ખાવાવાળાં હોય અને કમાણી કરનાર એક હોઇ એ પાંચેનું પુરૂં ન કરી શકવાથી જેમ તેને તજીને ચાલ્યો જાય તેવીજ રીતે કુદરત નિરૂદ્યમી, આળસુ, ઇર્ષાખોર વિગેરે લોકોથી કંટાળી તેને સંહારવાને માટે અનેક ઉપાયો રચે છે. કેમકે કુદરત પોતાની સત્તા ઉપરાંત કોઇને એક આધાકે રાતી બદામ આપવાને બંધાયેલ નથી, છતાં જે દેશમાં નિરૂદ્યમી ઠારોઠાર રખડતા હોય, તો કુદરતને એવા આળસુઓનું પેટ ભરવું ભારે થઇ પડે છે. મતલબ કે પોતાને જેટલી શકિત હોય, એટલાનેજ જીવાડી બીજા નિરૂદ્યમી લોકોનો કચ્ચરઘાણ વાળે છે. એનાથી અસંખ્ય રોગો ફાટી નીકળે છે, લડાઇઓ શરૂ થાય છે, ધરતીકંપ અને દુષ્કાળ હાહાકાર વર્તાવે છે. એ જુલ્મી કુદરતના કાયદાથી, તવંગર અને ગરીબ બધાં કાળને વશ થાય છે. એવા ક્રુર બનાવોથી બચવા માટે કુદરતને મદદ કરવાના ઉપાયો હાથમાં લઇ જો દરેક માણસ ધંધાપર લાગે અને એકાબીજાની સ્હાયતામાં દોડે, તો કુદરત હમણાંજ સુકાની પાછળ લીલું બાળી નાખવાનું કાર્ય બંધ કરે એમ છે.

દુનીયામાં હજારો કંગાલોની ઉત્પતી કરનાર શ્રીમંત અને તેઓને ભુખે સુવાડનાર પણ શ્રીમંત. એ લોકો દયાની પુછડી થઇ આઠ કે દશ દહાડા અગર તો મહીનો બે મહીના કે વર્ષ બે વર્ષ સુધી પોતાના નિયમાનુસાર ગરીબોને પુરી, લાડુ વ્હેંચે છે, એનાથી હજારો માણસો ખાવા નિમીત્તે દોડયાં આવે છે. અને માગવાના ધંધાવાળાઓ પોતાની જાતવાળાને અહિંયા લુટ પડી છે એવું

કહેણુ મોકલે છે. ત્યાં મીઠાઇઓ લેવાને માટે મારા ધારવા પ્રમાણે તો બીજાઓ પણ ઘડી બે ઘડી ભીખારી બની લાડુનો અને પુરીનો આસ્વાદ લેવાને આવે છે. અને ઘણી વખત એમ બનતાં પણ મેં જોયેલું છે. જ્યારે એ મહાશયનું વ્રત સમાપ્ત થાય, એટલે પાછાં બધાં ભિખારીઓ ભુખે મરે છે. અને બીજાઓને પણ મીઠાઇ દાઢે લાગેલી હોવાથી ભીખ માગવાનો ધંધો પોતાના વારસા તરીકે સમજે છે. એથી અસંખ્ય લોકો ભુખે રાડો પાડતાં સંભળાય છે. હરામનું શરીર થઇ ગયેલું હોવાથી પછી ભીક્ષાવૃત્તિને અંગે મહેનત પણ બનતી નથી. પછી મહેનત કરે શા માટે? જેને માટે પરિશ્રમ વેઠવો છે, એતો એને ફોકટનું મળી રહે છે. આ ઉપરથી તમે સમજ્યા હશો કે આવી ગરીબોની સંખ્યા વધારી દેનારા શ્રીમંતો દેશના કટા વૈરી છે. હું તો ગરીબને પાછો ગરીબના રૂપમાં ન રાખે એવું ધર્મ કાર્ય કરનારાને પ્રશંપાપાત્ર ગણું છું. એક ટંકને માટે પાશેર કે અરધો શેર અનાજ ગરીબના મુખમાં નાખવું એતો ગરીબને ગરીબ રાખવાને ટેકો આપેલો કહેવાય. તમે ગરીબને તેવીને તેવી સ્થિતિમાં નહિં રાખો. ટુકડો આપો પણ તેની સાથે વિદ્યા હુનર કે બીજાં કોઇ પણ સાધન વડે તેને કાયમનો રોટલો સાંધી આપો. તોજ તમારી શ્રીમંતાઇ કહેવાશે, નહિંતર તમારામાં અને તમારી સમક્ષ ઉભેલો રંક તેમાં શું તફાવત? શ્રીમંતો જરા વિચાર તો કરો. કંગાલતા એવી મહાન્ શક્તિ નથી, કે વૈભવને દબાવી શકે.

સર્વે માણુસો પોતાના લાભ માટે કોઇને ખબર ન પડે તેમ અસંખ્ય ગુપ્ત કાર્યોની શરૂઆત કરે છે; પરંતુ બીજાના લાભ માટે કંઇએ શુભ કાર્ય ન કરતાં જેટલો બીજાં કાર્યોમાં માણુસનો ડર રાખે છે એટલો ઇશ્વરનો નહિ એજ અજાયબીની વાત છે. તમે શ્રીમંત હોવાથી સર્વ કાર્ય કરી શકો તેમ છો. કારણકે પારકાનું ભલું કરવાનાં સંસારિક કાર્યો લક્ષ્મીના ગુલામ છે. એ ઉપરથી તમારા તરફ પ્રભુની દયા છે, પણ તેનાં સંતાનો તરફ માયાળુ ભાવ નહિં રાખો તો તમે નકી સમજજો કે તમારી લક્ષ્મી, વૈભવ કે અભિમાન એમાંનું કંઇએ રહેશે નહિં. તમારી અઢળક સંપત્તિમાં પરમાત્માના ગણુતા, સર્વ સંતાનોનો સરખો હક્ક છે. છતાં તેઓને રાતી બદામ પરખાવતા નથી, તેથી તમે તમારા સહોદરોના હક્ક ડુબાવનાર છે, એમ વગર મહેનતે સાબિત થાય છે. દુનીયાની પાયમાલી અને હરવખત વિગ્રહો શરૂ થયા હોય તો આવી ધનીકોની આંખ મીંચામણી એજ ખરું પુરાવારૂપ ઠરે છે. એ શ્રીમંતો અમસ્તા ધર્મ કાર્યમાં એક આધી વાપરતા હોય એમ જણાતું નથી. એતો જ્યારે લુટારા લઇ જાય, ત્યારેજ એ મર્શિષ્ટ, "લક્ષ્મીના લાલચુ" હાથમાં

રામપાત્ર લઇ, પોતાના ગરીબ ભાઇઓની પંક્તિમાં ઉભા રહે, ત્યારેજ તેને ખબર પડે કે જો પૈસો ગરીબના લાભાર્થે વાપર્યો હોત તો કેવું સારૂં થતે આનું નામજ કુદરતનો ઇન્સાફ! એજ ન્યાય!

કેટલાક એવું કહે છે કે દુનીયા પરના દરેક જીવો અરસ પરસ લુટ કરી ધન ખુંચવી લેતા હોય, મારામારીઓ થતી હોય, મોટાં મોટાં રાજ્યો નષ્ટ થઇ ગયાં હોય, અસંખ્ય રમણીઓ બળી મરી હોય, નગરો ઉજ્જડ થયાં હોય, ઘેરઘેર માતાપિતા વગરનાં બચ્ચાંઓ રાડો પાડતાં હોય, તો ખાસ પરમાત્માએ જે સૃષ્ટિની શરૂઆતમા સમુદ્ર મંથન કરતી વખતે દેવોને અમૃત અને રાક્ષસોને મદીરા આપ્યો તેવા ભેદભાવ અને કપટ ભરી વર્ત્તણુકને, લઇને, આ બધી દુનીયા એ પ્રમાણે ધારાધોરણ શીખી ગઇ છે. નહિંતર પરમાત્માને પોતાને બધાં સંતાનો સરખાં છતાં આમ કપટકળા રચવાનું શું કારણ? માટે આપણને પરમાત્મા એ પાઠ ભણાવી ગયા હોય એમ સિદ્ધ થાય છે. તેઓનું કહેવું સર્વાંશે ખરૂ છું, પણ તેનું રહસ્ય તેઓ બરાબર સમજ્યા હોય એવું જણાતું નથી. પરમાત્માને એવી રીતે કપટકળા કરવામાં તેની ખાનદાની સમાયલી હતી. વિભુને બધાં સંતાનો સરખાં, પરંતુ જેમ આપણને કમાઉ દિકરો વ્હાલો તેમ ઇશ્વરને બુદ્ધિશાળી, ધર્મ, દાન, તપમાં પ્રવીણ એ પુત્ર વધારે પ્રિય છે, પરમાત્માએ દેવને અમૃત અને દાનવોને વિષ આપી, એવી રીતે સાબિત કરી આપ્યું છે કે જુઓ! આ મારાં દરેક સંતાનમાં મને મારો ભક્ત–પરોપકારી પુરૂષ વધારે વ્હાલો છે. જે પારકાના ભલામાં, દયામાં અને મારામાં દૃઢ મનવાળો હોય તે મને મારા પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે. જે માણસ આખી જીંદગી વૈરમાં અને કુફેલમાં વીતાડે છે, તે મને ઝેર જેવો જણાય છે.

ખરેખરી શુભ જીંદગી તો તેની કહેવાય કે જેણે પોતાનું આયુષ્ય પારકાના ભલા માટે વાપરેલું હોય. દેહ દિનપ્રતિદીન ક્ષય પામતાં એક વખત સ્મશાનનો યાત્રાળુ થવાનો છે, એમ જાણતાં છતાં એક ઘડી, કે પળ વિપળ સર્વ જીવોના કલ્યાણ અર્થે ન વિતાડવામાં આવે તો જગકર્ત્તાની પાસે આપણે અનહદ શરમાવાનો વખત આવશે. આપણે નાની અવસ્થામાં સંતાન ઉત્પન્ન કરી, કેડમાં તેડી તેને ચપટીવતી છાનું રાખીએ છીએ, એજ વખત પરમાત્મા આપણા તરફની ભલાની આશા છોડી દે છે.

સર્વ વસ્તુઓ અસ્થિર છે, માત્ર ધર્મ અને દયા બે વસ્તુ સ્થીર છે. તેમાંએ વળી જેમાંથી સત્ય, દયા, ધર્મ વિગેરે ઉત્પન્ન થયાં છે. એવી પરોપકાર વૃત્તિ સર્વ કરતાં સ્થિર છે. જેને દેવતાઓ અમૃત કહીને બોલાવે છે- અને જેનામાંથી ખરૂ અમૃત પ્રકટ થયેલું છે. એવી પરોપકારની લાગણી જે મનુષ્યમાં ન હોય, તેને પશુની ઉપમાં આપવામાં આવે છે. તમારૂ રાજ્ય, તમારૂં ધન, તમારૂં કુટુંબ બધે ગમે

તેટલું મહાન હોય, પણ પરોપકાર વૃત્તિ સિવાય કંઇએ અભિમાન કરશો નહિ. તમે તો શું ! પણ મોટા મોટા મેરૂ પર્વત જેવા પ્રલયના વાતાવરણમાં રજકણની માફક ઉડે છે. એ વખતે તમારી સ્થિતિ કેવી હશે ? તેનો વિચાર તમારે પોતાને કરવાનો છે. જ્યાં સુધી તમે ગરીબને માટે લાગણી બતાવતા નથી, સગાં કુટુંબીઓમાં માન મેળવતા નથી, ત્યાં સુધી મહેરબાની કરી મુંછો પર હાથ ના લગાડતા. જે માણસ બીજાના દેહનું રક્ષણ નહિ કરતાં માત્ર મળ મુત્રથી ભરેલા પોતાના દેહને રક્ષવામાં ગુંથાયલો રહે છે, તે પોતાના નામને છેડે બહુજ ખરાબ પ્રત્યય લગાડતો જાય છે. જેટલો ફાયદો આપણા માટે સમજવામાં આવે એટલોજ બીજાના માટે સમજાય, ત્યારેજ જગત આપણું થાય છે. કોઇ વખત મેં ઘણાઓને મોઢેથી સાંભળ્યું છે કે અમે શું કરીએ ? અમારામાં ફલાણાની જેટલી અક્કલ કે લક્ષ્મી છે કે તેના જેટલું સારૂં કામ કરી શકીએ. અમારી પાસે એનાં જેવા સાધનો હોત તો અમે એના કરતાં પણ બમણું કામ કરી બતાવતે. આવું બોલનાર મહાશયો, બહુજ ગંભીર ભૂલ કરે છે, એ એમ નથી સમજતા કે સુતરના તાતણાઓ એક સાથે એક એમ મળવાથી હાથી જેવા જોરાવર જાનવરને બાંધી શકે છે. તો પછી તમે જો એક પછી એક એમ અસંખ્ય સારા વિચારોને મગજમાં ભરી સર્વની આગળ રજુ કરવા મેદાનમાં ઉભા રહો, તો એવો કોણ બહાદુર છે કે તમારા સુવિચારોના જથ્થાને તોડી કે ઉથલાવી શકે ? તમારૂં અને જગતનું દિલ એક થયા વિના હું એવા વિચારોને ધિક્કારી કાઢું છું. ભાઇ ! જ્યારે તમે બીજાને ઇજા કરો, ત્યારે તમારા દિલમાં એમ થવુ જોઇએ કે હું મને પોતાનેજ નુકશાન કરૂં છું નાનો જંતુ અને હું પરમાત્માની અદાલતમાં બને સરખા. એ "નાનો અને હું મોટો" કાળના ઝેરી પવનના ઝપાટો બંને એકજ લહરીમાં. માત્ર સમજણની તફાવતે શા માટે ખોટી માથાકુટ કરવી જોઇએ ? બંને રૂપ ગુણમાં અને ઇશ્વરી સંકેત પ્રમાણે સરખાંજ છીએ. એ પણ જગતનો જીવ અને હું પણ જગતનો જીવ ! એ મારો અને હું તેનો ! આવું જે માણસ બોલતો હોય તે જગતમાં સર્વત્ર જીવોના શીર પર સુગંધી પુષ્પની માફક શોભે છે.

માણસ શત્રુ અને મિત્ર એ બે બેડીઓ વડેજ કષ્ટ પામે છે શત્રુ અને મિત્ર, સુખ અને દુઃખ એમ નામજ ન પાડ્યાં હોત તો તેનું નામ નિશાન હોતજ ક્યાંથી ? આપણે સુખ અને દુઃખ એવાં નામો પાડ્યાં છે, અને પેદા પણ આપણે કર્યાં છે. પાછા તેમાં રીબાઇ અણગમો પણ આપણેજ બતાવીએ છીએ. આજ આપણી ખુબી છે.

ભાઇ ! જુદા જુદા ધર્મો કહાડી જુદી જુદી જાતીઓ ઘડી ખાસ પોતાની ધન લેવાની ઇચ્છાએ અને સર્વમાં મહાન કહેવરાવવાને માટે જે પ્રયત્ન થાય, તેનેજ હરામખોરી એવું નામ અપાય છે. આનેજ સ્વાર્થખોરવાળી કુસંપની ઝાળ કહેવાય. આમજ સ્વાર્થી માણસો ફાવી ગયાં છે. ધર્મને બ્હાને અસંખ્ય ધન ભેગું કરી, ધર્મના અધ્યક્ષ થઇ કહેવરાવવું ગોગીન્દ્ર અને બેસવું ચાર ઘોડાની ગાડીમાં. આતો શામળભટની કવિતાની જેમ થયું. "નામ ધરાવે જોગીદાસ વનિતાઓ બે રાખે પાસ" પોતાનામાં ધર્માત્માના જોઇએ એવા ગુણો ન હોય, પરંતુ વાચાળ શક્તિથી બધાને વશ કરી, ઉંચ આસને વિરાજી આ ગંદા અને આ ચોખા, આ ખરાબ અને આ સારા, આ અડકવા ગોગ્ય અને આ તજવા ગોગ્ય, 'અંત્યજ' આવા આવા અખાડા કરી મનુષ્ય જાતમાં વિગ્રહ કરાવે છે. કોણુ જાણે ! ઇશ્વરી ખુબી શું છે? કે તેનેજ લગતા એવા ખાતાના જીવો કયાંથી ભેગા થયા હોય છે કે ત્યાંજ ગરદી થાય છે. પોતે સમજે છે કે અમે આ કાર્ય અધમતાનું કરીએ છીએ; પરંતુ અધમતાનો લાંબો વખત થયાં અભ્યાસ હોવાથી તેમાં તેને મીઠાશ આવતી હશે કે કેમ? છતાં તે છોડવાની મરજી કરતાં નથી. પ્રભુ તેવાઓને વેળાસર સદ્બુદ્ધિ આપે અને પોતાની રીતિભાતમાં સુધારો કરી, કેટલીક અધમતામાંથી બચે. ઘણુાખરા વિદેશીઓ આવા જુદી જુદી જ્ઞાતિઓ, જુદા જુદા ધર્મો અને કેટલીક ઇર્ષાભરી રીતભાતોથીજ ફાવી ગયા છે. કહેવત છે કે 'બેની તકરારમાં ત્રીજો ફાવે.' આના કરતાં હું કેમ નાનો કહેવાઉં? એ મારા કરતાં મોટો થઇ જાય તો મારે હલકા ગણાવા જેવું છે. માટે બસ! તેનું નિર્મુળ કરૂં, તોજ મને શાંતિ થાય. હું તેનાથી સવાયો કહેવાઉં મનેજ બધા વંદન કરે. એનો મત મારા મતથી વધી જાય તેમ નથી. એની સાબિતી કરવામાં ભલે લાખો રૂપિયા કે હજારો માણસોનાં માથાં કુરબાન થાય, પણુ ફલાણો મારાથી કેમ ચડે? આવા હલકા મનોરાજ્યથી હિંદમાં માઠી દશા ગાદીપર આવી છે. ભાઇ! છળ, કપટ, ઇર્ષા, ધુતારાપણું, શત્રુતા વિગેરે જેનાં હોય તેને પાછાં આપ. એ તારૂં મનુષ્ય વ્યક્તિનું કામ નથી. એતો રાક્ષસી નિતી રીતિઓ છે. એ ધર્મ કહેવાય નહિં. વિચારો! યાદ કરો! આ હેરાન થાવાના ઉપાયો છે. ભવિષ્યમાં માંન ભંગ થવાના. અને ઇશ્વર તુલ્ય ગણાતા પૂર્વજોને કાળો ડાઘ લગાડનારા છે. આવી તૃષ્ણાઓ જગતનું સત્યાનાશ વાળે છે. મને તો એજ અજાયબી થાય છે કે હવે સંપ, શત્રુતા સમાન અને કુસંપ તો ઠારોઠાર ઘરના રમકડા સમાન થઇ પડયો છે. જેમ કડવી વેલ

બહુજ ફાલે ફુલે છે, તેમ કુસંપનું કુટુંબ અત્યંત જોરદાર થયું છે. આ જમાનામાં સંપ અને કુસંપના વિગ્રહમાં કુસંપનો વિજય થયો હોય એમ જણાય છે. સંપ ગયો છે કયાં? એ કાંઇ સમજ પડતી નથી. રખેને પરમાત્મા પાસે ફરિયાદે ગયો હોય, તો સારાં પરિણામ આવશે નહિ. એનાથી આપણે બધાને નીચા જોવું થશે. આપણે સંપને પાળવાનું કબુલ્યું છે, કંઇ તેને હાંકી કહાડી, કુસંપને માન આપવાને બંધાયા નથી. વિચારો! કુસંપના પ્રતાપે દેશે કેવું સ્યામતાવાળું સ્વરૂપ પકડયું છે. જુઓ! જાહોજલાલી એક તરફને ખુણે બેઠી રડે છે.

ધર્માત્માઓ, તથા ધર્મના અધ્યક્ષો; તેમજ શ્રીમંત લોકો પોતાની લાયકી કયારે બતાવી શકે કે તેણે ઉંચ અને નીચ બંનેના તરફ સમાનતાવાળી દૃષ્ટિ કરી હોય. માત્ર માનવજાતિમાં ભેદભાવ પ્રસરાવી, બીજાનાં અંતઃકરણો દગ્ધ કરનારને હડહડતી અગ્નિમાં નાખી દીધો હોય તોપણ શીક્ષા કમતી છે. ઉંચ અને નીચ બંનેની આકૃતિ સરખી છે, પણ આપણી નજર વાંકી થઇ ગયેલી હોવાથી એ બધાં લોકો આપણને જુદાં જુદાં માલુમ પડે છે. આ માણસ આપણા મકાનમાં આવવા યોગ્ય નથી, તેને અડકવું ન જોઇએ, આપણો ધર્મ એના કરતાં શ્રેષ્ટ છે, એવો બોધ કરી પોતાના માર્ગને વખાણી બીજાના માર્ગને વખોડે તેમજ હુંજ પરમાત્માનો ફિરસ્તો છું. હુંજ બધાને તારી શકીશ. એવું મનમાં અભિમાન લાવી ઘોડાગાડીમાં બેસી, વાજીંત્રોના નાદ સાથે માથે ધ્વજાપતાકા ધરાવતા બજારમાં ચાલ્યા જતા હોય, તેવાઓ પ્રત્યે ધર્માત્માનો નહિં પરંતુ પાપાત્માનો શબ્દ લગાડી આપવો જોઇએ. તેઓ એમ નથી સમજતા કે અમે લોકોની સેવા કરવાને આવેલા છીએ પણ લોકોની પાસે સેવા કરાવવાને નથી આવ્યા. જો તેને ખોટું જણાતું હોય તો વાંચી જુઓ ધર્મના ગ્રંથો! ખુદ પરમાત્મા પણ લોક સેવાને માંટે આવે છે, ત્યારે એ દયાળુ કરતાં પણ તમે વધી ગયા કે? લોક સેવા ભુલી જઇ શા સારૂ બીજે માર્ગે દોડો છો? સાત્વિક વૃત્તિવાળા કોઇ દિવસ તમારી માફક નથી કરતા, એતો મનુષ્ય સેવાથીજ મહાનતા મેળવવી એનેજ ઉત્તમ સમજે છે. દુનીયાના સઘળા જીવો પ્યારા પ્રભુનાં સંતાનો છે. સર્વ ધર્મો તેના ફણગાઓ છે. પોતાના ભ્રાતાઓને માટે સિંહનું સ્વરૂપ ધારણ કરી મેદાનમાં કુદી પડે તેનું નામજ રણધીર, સ્વદેશ હિતેચ્છુ, પરોપકારી, કહેવાય. તમારા ધર્મ ગ્રંથોમાં અને બીજાઓના ધર્મગ્રંથોમાં બરાબર તપાસ કરીએ તો અંતે એકનું એકજ રહસ્ય મળી આવે છે, તેમાં અને તમારામાં કંઇપણ ભેદભાવ નથી, સર્વત્ર ધર્મો તમારા પોતાના

૨૨

છે. એમ બધાને દેખાડી આપવા માટે તમારે સર્વત્ર ધર્મોને માન આપવું જોઇએ. કોઇ માણુસ પાછળથી કે પ્રત્યક્ષ એમ ન બોલવું જોઇએ કે આ માણુસ ફલાણા ધર્મની નિંદા કરે છે.

ફલાણા ધર્મ દેવાલયમાં જવાથી પાપ થાય છે, એવું બોલનાર માણુસ પોતાનો અને પોતાના સંતાનોનો વૈરી છે. તમે તમારા સંતાનોને એવો પાઠ ભણાવો કે એ પણ સર્વ ધર્મોને માન આપી, તમારીજ રહેણી કહેણીને અનુસરે. બાઇબલ, કુરાન અને તેવાંજ બીજાં પરધર્મનાં ગણાતાં પુસ્તકો એવાં તો જ્ઞાનરસથી ભરેલાં છે કે એક એકથી ચડી જાય. માત્ર તેના અનુયાયીઓ ભલે ગમે તેવી વર્ત્તણુક રાખી ગમે તે દિશામાં પળે; પરંતુ તમારે એથી એ ધર્મને કલંક લગાડી દેવાનું નથી. જે માણુસ ખરાબ વર્ત્તણુક રાખશે તે પોતે જોખમદાર છે. કાંઇ ધર્મનાં તત્ત્વો ખરાબ નથી કે તેઓ હરામખોર થયાનું તહોમત ધર્મ કે સદ્ગ્રંથોપર ઓઢાડી શકે. એમાં ધર્મનો કે તેના ગ્રંથોનો કાંઇપણ દોષ નથી. વચમાં તમારે એના ધર્મને ડાઘ લગાડી પાપમા પડવાનું નથી. એ અને પ્રભુ સમજે.

તમારે તમારા દેશને નંદનવનનો એક ભાગ બનાવવો હોય તો સત્વર જ્યાં દુ:ખ હોય ત્યાં સુખની સ્થાપના કરો. સૂર્ય વિનાસ્વાર્થે અને વિના દ્રવ્યે, પોતાનું તેજ પ્રસરાવી અંધકારને હણે છે. અને આખા જગતમાં એણે એવો વિશ્વાસ બાંધી આપ્યો છે કે કોઇ દિવસ એના ઉદયને એ થોભાવશે નહિં. એજ મોટા પુરૂષોનો નિયમ છે. બસ એજ ન્યાય છે. કે વિનતી વગર બધાંના દુ:ખો નિવારે છે. તમારી રહેણી કહેણી જ્યારે પારકાના લાભ માટે નિ:સ્વાર્થી બને, ત્યારેજ તમે વંદનને લાયક ગણાઓ..

તમારે કોઇ દિવસ કોઇના વિનાશનો વિચાર કરી પારકાના સુખને કાપનાર કુઠારનું સ્વરૂપ નહિં પકડવું. તમારે તેના સુખની વેલી કેમ વૃદ્ધિ પામે એમ ગોઠવણુ કરવી જોઇએ. કે કોઇ દિવસ એ વેલી તમારા મગજને શાન્તિ પમાડે. કોઇ માણુસ ભલે કોઇની પરવા ન રાખે, ભલે ગમે તેમ બોલે, આ લોક કે પરલોકને ન માને, પુન:જન્મનો કાયદો અને વેદાંતના વિચારોને કાપી નાખી ગમે તેવી રીતભાતો રાખે પરંતુ જ્યાં સુધી માથે કાળની બીતી રખાય છે, ત્યાં સુધી માથે કોઇ માલીક નથી એમ તેનાથી કહી શકાશે નહિં.

માણુસ અનીતિ ભરેલાં કાર્યો ઘણું કરીને છાનાં કરે છે, કોઇ ન દેખી જાય તો સારૂં; એમ વિચાર રાખે છે. વળી એવાં કાર્યો એકાન્ત વિના બનતાં નથા. ઘાતકી હૃદયનો હોય તો પણુ કિંચિત ભય રાખે છે. માટે એનાથી બમણો પુરાવો મળે છે કે આપણા પર કોઇ સત્તાધિશ મહાન્ આત્મા હોવો જોઇએ. કે જેનાથી આપણે ડરવું પડે છે. આપણે

આપણું માલીકના હુકુમ પ્રમાણે ધર્મ કાર્યમાં જોડાવાને જન્મથી બંધાયા છીએ, અને કાયમ ખાતે શીરપર મૃત્યુનો ભય આપણને સુકૃત્ય કરવાનું સૂચવે છે. માટે જેનાથી આખા વિશ્વમાં માન મળે છે, બધા જીવો સંતોષાય છે, જેના માટે કીર્તિ સ્તંભો છાતી ખુલ્લી કરીને સૂર્યના સખ્ત તાપમાં ઉભા રહેલા છે, એવા પરદુઃખભંજન મહાત્માને અમે અમારી શાન્તિનો શહેનશાહ કહીએ છીએ. આપણને પરમાત્માએ જોઇએ એવાં સુખનાં સાધનો રચી આપેલાં છે. હાથ, પગ, કાન, નાક અને યોગ્ય વિચાર કરવાને મગજ શક્તિ તેમજ જોવાને આંખ, જોઇએ એટલો સમય અને દુનીયાને વશ કરવાને મીઠી જીભ્હા, એ બધું જો વિચારીએ તો એક એકથી ચડિયાતું આપેલું છે, છતાં આયુષ્યને પંથે પળી સત્કાર્યો પ્રત્યે કંજુસાઇ કરવી, એ ભવીષ્યની સ્થિતિમાં નુકશાનકારક છે. તમારે જગતનાં સર્વ રહસ્યો ખીસામાં લાવવાં હોય, જ્ઞાની થવું હોય, ધરોધર તમારા નામના વિજય વાવટાઓ ફરકાવવા હોય, સમગ્ર સૃષ્ટિના બાદશાહ બનવું હોય, ઉદાર અને પરાક્રમી થવું હોય, તો દરેક જીવોના પર વ્હાલની વૃષ્ટિ વરસાવો. પછી તમને જગત કેવા પ્રકારે ચાહશે? એનું વર્ણન હું અને તમે નહિં કરી શકીએ. દરેક માણુસનો સર્વત્ર માણુસમાં પ્રિયભાવ બંધાય, ત્યારે તેને મનુષ્ય કહેવામાં આવે છે; પરંતુ બીજાઓને જંગલી કહીએ ત્યારે આપણે પણ વિચારવું ઘટે છે કે પહેલાં આપણે પણ જંગલી હતા અને એ સ્થિતિ પસાર કર્યા પછી હમણુંજ શાણુાની લાઇનમાં આવ્યા છીએ.

મનુષ્ય જ્યારે જંગલીસ્થિતિમાં જીવન વહન કરી, કંઇ પણ સતકાર્ય કરતો નથી, ત્યારે તેને દેહાત્મા કહેવામાં આવે છે. જ્યારે તે જંગલી અવસ્થામાંથીઆગળ વધી અર્ધ જંગલી અવસ્થામાં આવી શરીર ઉપરાંત પ્રાણુ તત્ત્વમાં જીવતો થાય છે, ત્યારે તે પ્રાણાત્મા કહેવાય છે. શુદ્રની સ્થિતિમાં કામાત્મા કહેવાય છે. મનશક્તિ ખીલવીને તે શક્તિનો ઉપયોગ કરી, વૈભવ વધારવામાં કામે લગાડે, ત્યારે જ્ઞાનાત્મા કહેવાય છે. જ્યારે નીતિમય જીવન ગાળે, ત્યારેજ તે જીવાત્મા તરીકે ગણાય છે. અને જીવાત્મારૂપે જીવે છે તથા બીજામાં પણ તેવોજ જીવાત્મા જોઇ બીજાની સાથે તેવીજ નજરથી વર્તે છે, ત્યારેજ તેને વિજ્ઞાનાત્મા કહેવામાં આવે છે. જે માણુસ આખી માનવજાતિ તરફ પ્રેમ રાખતાં શીખે અને આખી માનવજાતિનું કલ્યાણ કરવામાં ગમે તે દુઃખ સહન કરી મરવાને માટે ઉભો રહે, ત્યારે તેને આનંદાત્મા કહે છે. કારણકે તે સ્થિતિમાં તેને અનહદ આનંદ મળે

છે. એવાજ પ્રકારના આનંદમાં જ્યારે પરમપ્રેમની મુર્તિ બની, સર્વત્ર આત્માઓનું ઐક્ય સાધી, સદા સર્વદા પરમાત્માનાં દર્શન કરે, ત્યારે તે વ્યક્તિને મહાત્મા એવું સંબોધન લાગુ પાડી શકાય છે અને જે કાર્ય મનુષ્યથી ન બની શકે તે કાર્ય જે માણુસ કરી બતાવે; તેમજ અસંખ્ય કાર્યો અજાયબીભર્યાં અને આખા જગતના હિતથી તરબોળ થયેલાં બનાવે એવા પુરૂષને પરમાત્મા એવા નામથી બોલાવી શકાય છે. હવે એ પરમાત્માની પદ્વી ભલે પરમાત્મા પાસે રહી, પણ તમે તમારી મનુષ્યજાતની ફરજ પાર પાડો. ખરેખરો કવિરત્ન. શુરવીર અને આનંદી મનવાળો અને જીવનમુક્ત તો એજ કહેવાય કે, જેણે કોઇ દિવસ મનમાં પારકાનું બુરૂં કરવાનો અપવિત્ર વિચાર ન કર્યો હોય મનની પવિત્રતા આખા જગતને નિર્મળ બનાવે છે. પવિત્રતાની પ્રશંષા આપણે સર્વત્ર સ્થળે, સર્વ ધર્મમાં અને સર્વ મનુષ્યોને મુખે સાંભળીએ છીએ. માટે પરમાર્થીના માર્ગમાં વધનારા અભ્યાસીને તો તે બહુજ જરૂરની વસ્તુ છે. ખરી પવિત્રતા વિના, આત્મ વિકાસ થઇ શકતો નથી. મનુષ્યમાં બીજા બધા ગુણો હોય, પણ જો મનની પવિત્રતા ન હોય તો બધાં સાધનો ખોટાં સમજવાં. જ્યાં સુધી મનની પવિત્રતા ન હોય, ત્યાં સુધી પરોપકાર વૃત્તિ જાગૃત થવી અશક્ય છે. જેમ જેમ મન તત્ત્વ ખીલતું જાય છે, તેમ તેમ શારિરીક સુખો કરતાં માનસિક સુખો તેને વધારે રમ્ય જણાય છે, એથી પણ આગળ વધે તો માનસિક સુખો કરતાં આત્મિક આનંદ વધારે મહત્ત્વનો જણાય છે. એનાથી પોતાની ખરાબ કુટેવોનું ભાન થાય છે. અને તેને સુધારવાને માટે બનતા પ્રયાસો કરે છે. આપણને હલકા સ્વભાવ પર તિરસ્કાર છતાં અને તેના પર જય મેળવવાની ઇચ્છા છતાં, ઉંચ જીવન ગાળવાની મરજી છતાં, આપણે તેમાં વિજય મેળવી શકતા નથી. ત્યારે આપણે એમ સમજી લેવું કે આપણામાં હલકી વૃત્તિઓનો ઘણો સમૂહ છે. આત્માની લાગણી તો સદાય ઉંચ જીવન ગાળવાની હતી અને છે. પણ એ બધી અડચણો જીવનને ઉંચ બનાવવામાં આડે આવે છે અને તેનાથી અંતઃકરણમાં એક ખરાબ ભાવનાઓનો મોટો કિલ્લો બનેલો છે. તેનો વિજય ન થવા દેવો હોય તો તમારે એ કિલ્લા પર એકદમ હલ્લો ન કરતાં ધીમે ધીમે મનોવૃત્તિઓ સુધારી કિલ્લો સર કરવો જોઇએ. પવિત્ર અને ઉંચ ભાવનાઓમાં સર્વદા મનને રોકવું જોઇએ. ભાઇ! ખરાબ વિચારો મગજમાં ભર્યા હોય, તો તેને રદ કરવા માટે એકજ ઉપાય સિદ્ધ છે. કે મગજમાં સારા વિચારો ભર્યા કરવા કે જેથી ખરાબ વિચારને પોતાનું સ્થાન બદલી ગયા વિના છુટકોજ ન થાય. હલકા સ્વભાવ પર અને બીજાનું બૂરૂં કરનાર વૃત્તિ પર વિજય મેળવવો હોય તો

અપવિત્ર વિચાર કે તેવી વસ્તુ પર મનને ન જવા દેવું. તો આપણને બરાબર ખ્યાલ આવશે કે આપણેજ આજ દિવસ સુધી ખરાબ વિચારોનો સંગ્રહ કરી, સારા વિચારોને માન ન આપવારૂપ ભૂલ કરી. પવિત્રતા છે, ત્યાં બળના થોકે થોક છે. હલકો સ્વભાવ જ્યાં સુધી મનુષ્ય જીવન પર સત્તા ભોગવે છે, ત્યાં સુધી તે માણસ શરીરથી, મનથી અને નીતિરીતિ કે ધર્મથી નબળો છે. પવિત્રતા એજ ખરો બળનો, શક્તિનો પ્રકાશનો તેમજ અમરત્વનો ખજાનો છે. પવિત્રતા વગર પ્રભુતા હોતી નથી. અમે તો પવિત્રતાને ધન્યવાદ આપીએ છીએ, કે જેના વડે પ્રભુ અને પૃથ્વી ચાહવા લાગે, અને જેના વડે પરોપકારનાં કાર્યો થાય. દરેક ધંધામાં, દરેક પ્રવૃત્તિમાં, વિજયનું મોટું પ્રબળ સાધન મનની પવિત્રતા છે.

કાર્ય નાનું હોય કે મોટું હોય, પણ તે એકાગ્ર ચિત્તથી આરંભવું જોઇએ. એકાગ્ર ચિત્તથી આરંભેલું કાર્ય બહુજ સારી રીતે પાર પડે છે. એટલુંજ નહિં પણ સાથે જ્ઞાન શક્તિ ખીલે છે, તે આપણને આપણી દયાળુ વૃત્તિમાં બહુજ કામ લાગે છે. જેમ ભટકતું મન રાખી આખો દિવસ પુસ્તક વાંચીએ તેના કરતાં અરધો કલાક મન ઠેકાણે રાખી કંઇ વિષય વાંચ્યો હોય તો તેમાંથી અત્યંત જાણવાનું મળી શકે છે. તેમ આ પ્રમાણે ચિત્તની એકાગ્રતા વિના આત્મ માર્ગમાં આગળ વધવું એ હાથ, પગ વગર પાણીમાં તરવા જેવું છે. જે માણસ પોતાના જીવનનો શું હેતુ છે એની ખબર વગર પોતાનું જીવન ગાળે છે, તેની જીંદગી ઘણા નજીવા વિચારોથી દબાયલી રહે છે. જો આપણે આત્માના પવિત્ર માર્ગમાં આગળ વધવું હોય તો આવી કેટલીક દુઃખભરી અને દયાજનક સ્થિતિમાંથી મુક્ત થવા માટે પ્રયત્ન કરવો જોઇએ અને તે વાસ્તે તો ઉત્તમોત્તમ એજ રસ્તો છ કે આપણે જે કામ કરતા હોઇએ, તે કાર્યમાં બરાબર લક્ષ આપવું. વાંચવાનું, લખવાનું વાતો કરવાનું, વાતો સાંભળવાનું હરકોઇ કામ કરતા હોઇએ, ત્યારે એજ મય બની જવું જોઇએ, પછી આપણને દરેક કાર્યમાં એવી મજા આવશે કે જાણે આપણે કોઇ નવીન આરામ તરફ ન વળેલા હોઇએ !

આપણે બાળપણથી માંડીને તે વૃદ્ધાવસ્થા સુધીમાં જે જે કાર્યો કર્યાં હોય, તેમાં ઘણો ભાગ પરોપકારભર્યાં કાર્યોનો હોવો જોઇએ. કોઇએ પ્રભુને રાજી કરેલા હોય, જેઓ સમગ્ર સૃષ્ટિમાં પુજાયલા હોય, ચિંતા અને ભયને તિલાંજલી આપી હોય, તો માત્ર દરેક જીવોના લાભને માટે રોકેલા આયુષ્યના પ્રતાપે. જેમાં કોઇ માણસનું હિત સમાયલું હોય, તે હિત તમારી નસેનેસમાં એવું તો વ્હેવડાવો કે જેના ધબકારા ચારે તરફ સંભળાવા લાગે. તમે બહારથી ઉદારતા બતાવી, બીજાના અંતરપર આભારનો બોજો મુકવાનું

માંડી વાળજો. કારણુ કે એથી સામાના મન ઉપર તેની ખહુજ અસર થાય છે. દુઃખ ઉત્પન્ન થાય છે અને એથી એ તમારા પર ધિક્કાર વરસાવશે. ક્રોધાવિષ્ટ થશે. અને તમે જો લાયક હશો તો તો તમને કંઇ કહેવામાં મણા નહિં રાખે. આવા લાયક અને કેટલાક વિવેકી સજ્જ્યો, પારકાના લાભ માટે પોતાના ભવિષ્યની ઇમારત મજબુત કરવા માટે શા સારૂ આ સ્થુલલક્ષ્મીનો ત્યાગ કરી ઉદારતા નહિં બતાવી શકતા હોય? કયાંથી બતાવી શકે! જેના મનમાં હજારો ગણી આશા તૃષ્ણાઓની લહરીઓ રમત કર્યા કરતી હોય, તે કેવી રીતે પોતાને છેડેથી દામ છોડી શકે? એતો પૂર્વે ગયું. પુર્વના મહાત્માઓ તેમજ દરેક લાયક માણસો જે જે શુભ કાર્યોની શરૂઆત કરતા તે તે બધી પરમાત્મા અર્થે થતી, અરે! મોટું કાર્ય તો શું, પણ ખાદ્ય પદાર્થની સાથે સોપારીનો કકડો પણ પરમાત્મા પ્રીત્યર્થ થતો, ત્યારે બીજી વ્યવહારિક આશા તૃષ્ણાઓ તો કયાંથી તેને ભોળવી શકે? હાલના મનુષ્યો દેશાટન કરી તીર્થયાત્રાને બ્હાને ઘણાએક પૈસાનો ખોટો ખર્ચ કરે છે. હું ધારૂં છું કે તેવા મનુષ્યો પુર્વના મનુષ્યોને માફક પરમાત્મા પ્રીત્યર્થ નહિં તો કંઇ પણ આશાની નિમીત્તે, પોતાના પૈસાનો ખરાબ રસ્તે વ્યય નહિં કરતાં સતકાર્યમાં વાપરે તો કેવું સારૂં થાય? પુર્વનાં મનુષ્યો જે જે વસ્તુઓ આપતા તે મોક્ષ માર્ગના લાભ માટે, તો હાલના જમાનામાં બધાં પુણ્યદાનો સ્વર્ગ પ્રાપ્તિને માટે કરાય છે. કોઇ રાજા બાદશાહ મરી ગયો, તો સ્વર્ગે સિધાવ્યો એવું કહેવામાં આવે છે; પરંતુ તેઓ એમ નથી સમજતા કે તેને સ્વર્ગમાં ઝાડુકાઢવું પડશે. કાંઇ પુર્વજો ઘેલા નહિં હતા કે નજીકના સ્વર્ગ કરતાં દુરના મોક્ષધામને વધારે લાયક ગણે. જેને તમે દિવ્ય વૈભવક્ષેત્ર કહો છો તે સ્વર્ગ ભૂમી, આનંદ ભૂમી નહિંપણ કરેલા ગુન્હાની શીક્ષા માટે પેદા થયેલી આંખફુટામણી–ઉજ્જવલ ભૂમી છે. અહિંયા સત્યવૃત્ત નીયમ પાળી પતીવૃત્તા કહેવાતી સ્ત્રીઓ ત્યાં ઇન્દ્રની દુતીકાઓ બને છે. વખતો વખત તેને વ્યભિચારનું પણ કાર્ય કરવું પડે છે, જુઓ! વિશ્વામિત્રને ચળવા માટે મેનકા અને શુકદેવને ચળવા માટે રંભા એ આદિક અસંખ્ય સ્વર્ગની સ્ત્રીઓ અહિં વ્યભિચાર કરવા આવેલી છે. ઇન્દ્રને કોઇ આડી ફાટ જણાયતો જલથી એ દૂર કરવા માટે અપ્સરાઓને જહાંગીરી હુકુમ કરી દે કે જાઓ! ફલાણે ઠેકાણે ફલાણો તપશ્ચર્યા કરવા બેઠો છે. માટે ત્યાં જઇ હાવભાવ અને કામ કટાક્ષવડે કરો કાર્યની ફતેહ જુઓ! આ સ્વર્ગની સુંદરીઓ. જેનું મન કામમાં વિવ્હળ બન્યું હોય, તેને તો ત્યાં નવેનીદ્ધિ છે. પણ વૈરાગ્યવંત જીવ ત્યાં જાય તો તો નક્કી સમજો કે આના

કરતાં ભુરલોક શું ખરાબ છે ? કે જેના વડે ગમે તે ભૂમીકાઓને મેળવી શકાય. સ્વર્ગમાં તો પારકાની સમૃદ્ધિ જોઇ જ્યાં સુધી જીવીએ ત્યાં સુધી બળાપો કરવો પડે છે. અહિં તો વ્યાપાર ઉદ્યોગમાં ધન કમાઇને સારા સારા મહાલયો બનાવી શકીએ; પરંતુ ત્યાં તો જે મળ્યું તેજ સોનાનું. ગમે તેટલી મહેનત કરો, તો પણ સુખ વૈભવમાં વૃદ્ધિ થવાની નહિં. વળી ત્યાંનો રાજા એવો તો મશ્કરો છે કે કોઇ કોઇ વખત એવો હુકમ કરે છે કે ગુરૂ બૃહસ્પતિને પણ કેડે મૃદંગ બાંધી નાચવું પડે છે. ખાવા પીવામાં અમૃત સિવાય કંઇએ નથી હોતું, ફળ ફુલો અસંખ્ય છે, પણ ઉપયોગમાં આવતાં નથી માત્ર શોભાની ખાતર કુદરતે લટકાવી રાખેલ છે. મધુર રાગી પક્ષીઓ પણ તેનો ઉપભોગ કરી શકતાં નથી. મોજમજામાં વિષય સુખ વિના કંઇએ ભાળવું નહિં. ગર્ભાધાનનાં દુઃખો અહિંના કરતાં સ્ત્રીઓને ડબલ ભોગવવાં પડે છે. સંતાનો નષ્ટ પણ ઘણાં થાય છે અને અવતરે છે પણ ઘણાં. જેને માટે વિરકત પુરૂષો દુર દુર ભાગે છે, તે સ્ત્રીઓ તો મળવા માટે સોળે શણગાર સજી સ્વર્ગને બારણે રાહ જોઇનેજ ઉભેલી છે. તમે ભલે ગમે તે ઉપાય કરો પણ જન્મ મરણ તો બધી ભૂમીકાઓને ગુરૂમંત્રમાંજ આપેલાં છે. જપ, તપ, સત્ય, મહર, ગમે તે ભૂમીમાં વિચરો, પણ તમારે માતાના ઉદર સિવાય કોઇ રીતે જન્મ લીધા વગર છુટકો નથી. જ્યાં સુધી સુકૃત્ય હોય, ત્યાં સુધી બસો, પાંચસો કે એથી વધારે વખત રહી પાછાં તે પુણ્યો પુરાં થતાં જેવા દિવસો પહેલાંના એવાજ દિવસો પાછા એકડે એકથી ગણવા પડે છે દેવતાઓને સ્વર્ગમાં મરણની ખબર હોવાથી ત્યાંથી પતન થવાના ભયથી હરહમેશાં ગળગળા થઇ જાય છે. સુખ વૈભવ છીનવી લેનાર વ્યક્તિનું નામ પોતાના મરણ અગાઉ પોતાની દિવાલ પર લખાઇ જતું હોવાથી પેટ બળતરામાં સુકાઇને ખાખ થઇ જાય છે. સ્ત્રીઓ બાળહત્યા કરે છે, તેને પાણીમાં તરતાં મૂકે છે. જુઓ મેનકા શકુંતલાને છોડીને ચાલી ગઇ હતી. પરોપકારના કાર્યમાં આગળ પડતો ભાગ લીધા વિના અને હરિસ્મરણ કર્યા વિના જન્મ મરણ ટળી જવાની ખટખટ જેને ઉડાડી દેવાની મરજી હોય તો તમારે સમજી લેવું કે તે માણસમાં ભૂત ભરાઇ ગયું છે. તમારા દેહને અગ્નિમાં હોમવામાં આવે, તમારા હથોડા વતી ચૂરેચૂરા કરવામાં આવે, તો પણ તમે જેમાં સત્ય રહેલું છે. એવા બાબતને તરછોડી દેશો નહિં. નહિંતર તમે સત્ય ધર્મને તોપના ગોળાથી ઉડાવી દો છો એમ કહેવાશે. સત્યને વળગી રહેવાથી એક પછી એક એમ અસંખ્ય બ્રહ્માંડોના દેવતાઓ તમને વંદન કરવા લાગશે. સત્યને પંથે પડતાં તમને કોઇ અસત્યના ઉપાસકો ગ્નાતી બહાર મુકે અગર તો અપવાદના રૂપમાં લાવી મુકે, તો પણ વજ્ર સ્તંભની માફક ઉભા રહેજો. એ હરામીઓના મુખ મર્દન કરવા માટે.

પરમાત્મા એવી જાતનાં દિવ્ય શસ્ત્રો બનાવે છે. કે તેને પરાજય પામ્યા વિના છુટકો નથી. એ મુર્ખાઓ એમ નથી સમજતા કે આ સૃષ્ટિ પરના સર્વ જીવો, સર્વત્ર સ્થળે, પૃથ્વીના ગમે તે ભાગમાં આપણી સાથે સરખો હક ધરાવી શકે છે. અને તમે એવો કોની પાસેથી ચાંદ લઇ આવ્યા છો કે બધાની સાથે ખુશીથી હરીફરી શકો અને બીજાઓ તમારી હારમાં ઉભા રહેવાને પણ લાયક નહિં આ ન્યાયની રીતિ નથી. આ ગરીબને ગુંગળાવવાની ખરી જડીબુટી છે. તમારામાં એવા પ્રકારનો સ્વભાવ જોઇએ કે તમારી રીતભાત દરેક લોકોને પસંદ પડે. જંગલના પશુ પક્ષીઓ, તેમજ દરેક ધાતકી પ્રાણીઓ તમારા હાથમાંથી પોતાનો ખોરાક લઇ જાય અને ભર્તૃહરિના કહેવા પ્રમાણે તમારી પીઠમાં હરણાંઓ પોતાની શીંગડીઓ ઘસે. મતલબ કે તમારામાં એવો ભાવ ઉછળતો હોવો જોઇએ કે તમે બધાને સાચા સ્નેહિ અને ખરા હિતેચ્છુ તરીકે જણાઓ. સ્નેહિ અને વૈરી તમને સરખી નજરથી વધાવી લે. આવાજ સમીચીન માણસો એક નિમીષ માત્રમાં કંઇ એ ઉપાધિ કર્યા વિના, કોઇનો આત્મા દુભવ્યા વિના, અને ઘરબાર કે સંપત્તિ લુટ્યા વિના, માણસનો જાન લીધા વિના, દેશનો ઉદ્ધાર કરી શકે છે.

જ્યાં સુધી તમારામાં એવી જાતના સદ્‌ગુણો ન હોય, ત્યાં સુધી તમે પશુ તેમજ નર્કના કીડાથી પણ તીરસ્કારને પાત્ર છો. જે વખતે દુર્યોધનને નર્કના કુંડમાં નાખવામાં આવ્યો ત્યારે બીજા નર્કના જીવો પણ તેના સહવાસમાં આવવાને ના કહેવા લાગ્યા. તમે કદાચને સદ્‌ગ્રંથો બનાવી લોક સેવા બજાવી હોય, અગણીત મહદ્ કાર્યો કરેલાં હોય અને એથી પણ આગળ ચાલી કોઇના જીવો બચાવ્યા હોય, તોપણ તમારે કોઇના મુખે તમારી પ્રશંષા કરવી નહિં. તેમ ખરાબ વિચારોને સ્થાન આપવું નહિ કારણકે એનાથી કરેલાં કાર્યો રદ થાય છે. તમારી ભાવના ઉંચી હોય, તમારામાં ખોટાં ગપ્પાં સપ્પાં મારવાનું વાયાતીપણું ઓછું હોય, તોજ તમે જન સમુહમાં માન મેળવી શકશો. જ્યારે આપણે સારા અમલદારને મળવા જવું હોય, ત્યારે સફાઇદાર કપડાં તેમજ એક, બે સારા માનથી બોલાવવા જેવા શબ્દો શીખી લઇ એક સારા વિવેકી સભ્ય તરીકે ગણાવાની જરૂર છે, તેવીજ રીતે આ જગતમાં સારા લાયક ગણાવા માટે તેમજ પ્રભુના દરબારમાં નિડર થવા માટે, તમારે સારા વિચારો શીખવા એ ઘણાજ મહત્વના છે. જેમ દેહની આરોગ્યતા માટે ઉત્તમ કીર્તીને માટે ઉંચ ભાવનાની જરૂર છે. તેવીજ રીતે તમારે પણ તમારા મગજને તંદુરસ્ત બનાવવા માટે ઉમદા વિચારો એકઠા કરવા જોઇએ. ખરાબ વિચારોથી મગજ ભ્રમીત થતાં એકદમ તબીયત લથડી જાય છે અને સારા વિચારોનો કચરઘાણ વળી જતાં મનુષ્ય વ્યકિતને બહુજ

શરમાવા જેવું થાય છે. ઉત્તમ રહેણી કહેણી અને ઉંચ ભાવનાથી જગત રમ્ય જણાય છે. એક વખત શ્રી કૃષ્ણે ધર્મને અને દુર્યોધનને એવો હુકમ કર્યો કે તેમણે એક નાલાયક માણસને ઉભો કરવો. ધર્મરાજાએ ચારે તરફ નજર ફેરવી પણ તેને બધા ખાનદાન જણાયા તેને નાલાયક ન જડી આવ્યો એટલે પોતે પોતાને સ્થાને બેસી ગયા. છેવટે દુર્યોધને ચોતરફ નજર કરી જેણે વિરાટ નગરમાં ગાયો વાળી હતી તે ક્ષત્રિય વીરને હાથ ઝાલી ઉભો કર્યો ત્યારે પરમાત્મા બોલ્યા કે ભાઇ! તારા જેવો આ જગતમાં કોઇ મુર્ખ નહિં હોય. આ માણસના જેવો ખાનદાન મળવો બહુજ મુશ્કેલ છે. તું આને ભલે ગમે તેવો ધારે, પણ ખરેખરો નિમકહલાલ ફકત આજ માણુસ છે. તારે ઘણી કોટીના નોકરો છે; પરંતુ એમાંથી કોઇએ તારા હુકમને માન ન આપ્યું અને આ માણુસ પોતાની સ્વામી ભકિતને ઇશ્વર ભકિત માની, અધમ કાર્યને સુલભ માન્યું. માટે સાચો ધન્યવાદ તેને આપ કે જેણે તારો હુકમ માન્યો. ખરી રીતે પુછાને તો ભાઇ! આથી તારો ઉછાં-છળીઓ સ્વભાવ જાહેર થયો છે. જો ધર્મ સત્યવીર છે. તો આમાંના દરેક તેને ખાનદાન જણાયા. વળી તેની સામે લડવાને દરેક આવ્યા હતા, છતાં તેને કોઇ ખરાબ ન જણાયો અને તને આ દુર ખુણામાં બેઠેલો લાયક માણુસ કયાંથી જડી આવ્યો! એવીજ રીતે આપણી પણ ખરાબ ભાવનાને લઇને આવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. ઝાડ, પાન જે શ્વાસ લે છે, તે આપણો છે, અને આપણો શ્વાસ તેનો છે. તેથી એ નીતિરીતિએ આત્માની ઐકયતા અહિંથી નિર્વિવાદે શરૂ થાય છે, જુઓ! એક માણુસ રડતો હોય તો બીજા માણુસનું હૃદય દ્રવી જાય છે. કોઇ માણુસ ગાતો હોય તો સામાને ગાવાનું મન થાય છે. એક હસતો હોય તો બીજાને દાંત કાઢયા વિના છુટકો નહિં. એ ઉપરથી આપણા આત્માનું અને બીજાના આત્માનું છાનું જોડાણ હોય, એમ સાબિત થાય છે. બીજાના દેહમાં રહેલો આત્મા ખાસ મારો પોતાનો છે, એમ સમજીનેજ પરોપકારી પુરૂષો પારકાના દુઃખે દુઃખી બને છે. પારકાનું દુઃખ વ્હોરી લેતાં પરોપકારી માણુસને પીડાતા જોઇ, જે માણુસો હસે છે. એ વખતે તેના દાંતની પંક્તિ જોઇ મને ભુતનું સ્મરણ થઇ આવે છે. ફાટેલી આંખો અને ચડેલી નસો, ખરેખર મને બિહામણાં લાગે છે, તમારાથી પરોપકાર ન બની શકે, તો મહેરબાની કરી એવા પવિત્ર જીવાત્માઓ પર વીજળીની સાથે આભ તુટી પડે તેવા અપવાદોના ફટકાઓ મારી મશ્કરીમાં

જોડાશો નહિ. દુનીયામાં કોઇ ખરાબ વસ્તુજ નથી. પરંતુ આપણેજ સારી અને ખરાબ એવાં સંબોધનો આપી બીચારી બિનગુન્હેગાર વસ્તુઓ પર અપશબ્દોનો મારો ચલાવ્યો છે. કોઇ વસ્તુ સારી કે ખરાબ કહેવી એ દરેક માણસના મગજપર આધાર રાખે છે. હારમોન્યુમ. સંતાર. મૃદંગ વિગેરે વાજીંત્રો માણસના હાથ લાગતાંની સાથે મધુર સ્વર કરે છે, છતાં આપણે સજ્જનો, શાસ્ત્રો અને મહાત્મા પુરૂષોના સહવાસમાં આવી કંઇપણ સારા પાયા પર ન આવીએ અને દુનીયાની ઉમદા વસ્તુઓની સાથે તથા પરોપકારી પુરૂષના કાર્યમાં વિઘ્નરૂપ થઇએ, તેના કરતાં આપણા અધિકારમાં, રાજ્યપાટમાં, ધનદોલતમાં, શુરવીરતામાં, અકકલમાં અને અંતઃકરણમાં આગ લાગે તો વધારે સારૂં તમારા સદ્વર્તનથી આખું જગત નમન કરશે, પરંતુ તેનું રહસ્ય મનુષ્યો ન જાણી શકે અને તમને તજીને ચાલ્યાં જાય અને રાજા તરફથી ઘરબાર લુટી લેવામાં આવે, તોપણ તમારી સત્યવૃત્તિઓનો ત્યાગ કરશો નહિ. એ વૃત્તિમાં બહુજ અદ્ભુત સામર્થ્ય સમાયલું છે. તેમાં અત્યંત મહત્તા છુપાયલી છે. એક વખત ધર્મરાજા પોતાના ભાઇઓ અને સ્ત્રીની સાથે રાજપાટથી કંટાળી હિમાલયમાં જવા નિકળ્યા, એ વખતે એવા વિકટ માર્ગમાં અને ભયંકર ઠંડીમાં એક પછી એક એમ બધાં મરણ પામવા લાગ્યાં, તેની સાથે કોઇપણ ન ચાલી શકયું. માત્ર એક કુતરો સહીસલામત ધર્મની સાથે પાર ઉતર્યો. ત્યારે પરમાત્મા સત્યની કસોટી લેવા સ્વર્ગના દ્વારમાં ઉભા રહ્યા અને કુતરાને સાથે ન લાવવા વિષે સાફ જણાવી દીધું. એ વખતે ધર્મરાજા કહેવા લાગ્યા કે મહારાજ! આ કુતરોજ મારો ખરો સાથી છે. ભાઇઓ અને સ્ત્રી અધવચમાં રહી ગયાં, માત્ર મારા દુઃખમાં ભાગ લઇ રસ્તો બતાવનો આ કુતરોજ મને અહિં લઇ આવ્યો છે. છતાં હું એનો ગુણ ભુલી જઇ કદાચને આ સ્વર્ગના દ્વારમાં પગ મુકું તો એથી કયું ઉમદા કાર્ય સાધી શકાય એમ છે? તો પણ પરમાત્માએ કુતરાને સ્વર્ગને લાયક ન ગણ્યો. એટલે ધર્મરાજાની તબીયત એકદમ ઉખડી ગઇ. શાંત છતાં એ વખતે ધીરજ ન રાખી શકયા. પરમાત્મન્! જો આ શ્વાન સ્વર્ગમાં આવવાને લાયક ન હોય. અને મારાં આટલાં આટલાં નમ્રતાનાં વચનો તમને ગળે ન ઉતરતાં હોય, તો આ સ્વર્ગને હું પણ નથી પસંદ કરતો. એવા સ્વર્ગને હું ધિક્કારૂં છું. મારો ખરો સોબતી આંહી રહી જાય અને હું એ થોડા દિવસના સુખને માટે મારા પ્રવીણ સુકાનીને ખોઇ બેસું એ મને ગમતું નથી અને જો એમ કરવાની કદાચને તમારી મરજી હોય તો આ તમારૂં સ્વર્ગ તમનેજ મુબારક, મને ન જોઇએ. એવા સ્વર્ગમાં રહીને હું શું કરૂં? આ પાછો ફર્યો. એમ કહીને ધર્મ પાછા ફરે છે,

તેટલીજ વારમાં કુતરો મટીને સત્ય પ્રકટ થયું અને ધર્મનો હાથ ઝાલી સ્વર્ગમાં લઇ ગયું અને ધર્મની કસોટી કરી પરમાત્માએ સો ટચનું સોનું આંકી આપ્યું. ધર્મવીર મહાત્માઓ કુદરતની સામે પણ સત્યને માટે ટકર ઝીલે છે, ત્યારે બીજાઓની સામે માથાકુટ કે જબરો વિગ્રહ કરે તેમાં નવાઇ જેવું શું છે?

કુદરતની શકિત અને વલણ કેવાં પ્રકારનાં છે. તે જુઓ! જે સ્ત્રીને માટે દુર્યોધન આદિક ભાઇઓને મારવા પડયા. ગુરૂ દાદાઓને હણવા પડયા, તોપણ એજ સ્ત્રી અને એજ ભાઇઓના મરણથી ધર્મે પાછું વાળી જોયું નહિં. એક વાર રામનો પ્યાર સીતા પર અથાક હતો, પરંતુ એજ પ્રેમસાગરને એક વખત બીહામણા જંગલમાં હાંકી કાઢવો પડયો, સત્યાત્મા પુરૂષોની ગતિ આશ્ચર્ય પમાડે તેવી હોય છે. તેઓ સત્યને પંથે પડતાં પોતાના દેહને તુચ્છ ગણે છે, ત્યારે સ્ત્રી, ભાઇઓ વિગેરે તો શું હિસાબમાં? કોઇ સમય તેના પર મરી પડવાનો હોય તો કોઇ સમય તેની પરવા કે દરકાર વગરનો હોય. એ તો સમયની બલીહારી છે. ઘડીકમાં હર્ષ અને ઘડીકમાં શોક. છાંયો અને તડકો, સુખ અને દુખ, એમ કુદરત બંને બાજુ હાથ રાખ્યે જાય છે. જે વૃક્ષો વસંત ઋતુમાં ફળ ફુલથી જુકી રહેલાં હોય, તેજ વૃક્ષોને પાનખર ઋતુમાં ઉજ્જડ થવું પડે છે. જે ભુમી વરસાદથી તૃપ્ત થઇ હોય, તેનેજ ઉનાળામાં તપવું પડે છે. સમય બળવાન છે, પણ મનુષ્ય બળવાન નથી. જે વસ્તુને આપણે ખરાબ કહેતા હોઇએ, તે પરનો આક્ષેપ મટાડવા માટે કુદરત તે વસ્તુમાં એવું તો દૈવત રડે છે, કે તેની ગોદમાં કોઇ વખત દરેક પરાક્રમી માણસોને છુપાવું પડે છે. દુનીયા જેને ખરાબ કહે છે તેનેજ કુદરત લાયક બનાવે છે. એકવાર એવો સમય હતો કે સ્ત્રીઓ ખુલ્લે મોઢે ફરતી અને પાછો મુસલમાન રાજાઓના સમયમાં એવો વખત આવ્યો કે ભિખ્ખારીઓને ખુણામાં છુપાઇ રહેવું પડયું. અને હજુ પણ એ રિવાજને માન આપી સ્ત્રીઓ લાંબા ઘુંઘટા તાણી બજારમાં ચાલતાં અસંખ્ય ઠોકરો ખાય છે. વળી પાછો એવો સમય આવવા લાગ્યો છે કે પૂર્વના સમયને પણ ભુલી જઇએ. પહેલા રાજાઓ રૈયતપર જુલ્માત કરતા, રૈયત અને પશુઓને સરખો ન્યાય મળતો, રાજાઓ સામે રૈયત ઉંચુ ઉપાડાને જોઇ શકતી ન હતી, જો કંઇ બોલવા ધારે તો ફાંસીનો થાંભલો દેખાડવામાં આવતો, જ્યાં નાના કે મોટા દરેક રાજાઓ રાજ્ય છોડીને મહાન અકબર જેવા રાજાઓની આગળ નોકરી બદલ અમુક સમય રહેતા ત્યાં રૈયત તો શી રીતે બોલી શકે? એક વખત ઔરંગઝેબની પાસે હિંદુ પ્રજા અરજ કરવા ગઇ કે નામદાર અમને સરકારી નોકરી શા માટે નથી આપતા? અમારાં

તીર્થસ્થાને શા માટે શીલ લગાવો છો? અકબરના વખતથી જે વેરો નથી લેવાતો તે જજીયાવેરો આપ ન લ્યો તો ઘણુંજ સારૂં. ત્યારે એમાનું કાંઇ ન સાંભળતાં અરજ કરવા આવેલા લોકોના પર આલમગીરે પોતાના ગાંડા હાથીઓ છોડી મુકી હજારો માણુસોનો કચ્ચરઘાણુ વાળ્યો. અને અન્યાય કરી હિંદુઓનાં મન દુખાવ્યાં. તો એ સમય ગયો તો અત્યારે રૈયત રાજાની પણ પરવા કરતી નથી. વિચારીએ તો એશઆરામમાં રાજા કરતાં પ્રજા વધી ગઇ છે અને રાજાને તુચ્છ ગણી એવો તો શોરબકોર મચાવી મુક્યો છે, કે રાજાને તેના તખ્ત વિષેનો કંટાળો આવવા લાગ્યો છે. પૂર્વના રાજાઓ સુખેથી રાજ્ય કરી શકતા ન હતા, તેણે કોઇ દિવસ નિરાંતે અનાજ ખાઇ ઉંઘ પણ નહિં કરી હોય! બાજુમાં કોઇ બળવાન રાજા થતો અગર તો કોઇ પરદેશી રાજા ચડી આવતો કે તુરત જીવજાન ઉડી જતો. તો હાલના રાજાઓને એ બાબતની ચિંતા રહી નથી; માત્ર ઘોડાગાડીમાં ફરવું અને એશઆરામ કરવો. વળી જુઓ તો જંગલનું વૃક્ષ નજરે ન જોતાં ફક્ત બાપની કમાઇ પર તાગડધિન્ના કરે છે. પુર્વે પરદેશીઓ આંહીના રાજાઓને તેની બહાદુરીના બદલામાં પોતાની પુત્રીઓ આપતા. જુઓ! ગ્રીસના રાજા સેલ્યુકસે પોતાની પુત્રી અથેના ચંદ્રગુપ્તને આપી હતી અને ત્યાર પછીના રાજાઓએ પાછી પરદેશીઓને પુત્રીઓ આપવા માંડી. જે રજપુત પ્રજા વિજેતા કહેવાતી, તેનેજ મુસલમાનોના હાથે હાર ખાવી પડી અને પાછા એજ ઝનુની મુસલમાનો વિદેશીઓના પંજામાં આવી, રજપુત રાજાઓને હરાવવાના અભિમાનને ભુલી ગયા. જે રાજા ઘાતકી હોય, તે બીજાઓને મોઢે પાછો લાયક બને છે અને એજ લાયક બીજાઓને મોઢે નાલાયક બને છે. અકબર વિવેકી અને પ્રજાપાલક, નીતિમાન સમ્રાટ હતો, તેને કેટલાક માણુસો વખોડી નિર્દય કહે છે. અને પ્રજાનાં અંતઃકરણો દગ્ધ કરનાર અન્યાયી મહમદગીજની, શાહબુદિન ઘોરી, અલાઉદીન વિગેરેને સારા લાયક કહેવરાવવાને કેટલાક લોકો પ્રયત્નો કરે છે. અને તેને માટે નવા ઇતિહાસો પણ રચાય છે. આ બધી કુદરતની ખુબીઓ છે. લીલુ ત્યાં સુકું અને સુકું ત્યાં લીલું. સુખ પછી દુઃખ એમ વારાફરતી કુદરત સર્વ વસ્તુઓને એકબીજાના સ્થાને આરૂઢ કરે છે. દેવોએ સમુદ્ર મંથન કર્યું, ત્યારે અમૃત પણ કુદરતે આપ્યું અને પાછું ઝેર પણ તેણેજ દેખાડયું. આ ઉપરથી મારૂં એમ કહેવાનું છે કે તમારે કોઇ વસ્તુ પર એકદમ વારી જવું નહિં. બધી વસ્તુઓ પરમાત્માએ સૌ સૌના કાર્ય માટે અને તેની સત્તાના પ્રમાણુમાં બહુજ પરાક્રમશાળી બનાવી છે. તમારા કરતાં કુદરત બહુ ડાહી છે. તેણે જો એક એકથી ચડિયાતિ

વસ્તુઓ ન બનાવી હોતે અને સર્વ એક સરખીજ ઉત્પન્ન કરી હોતે, તો દુનીયામાં ખરા ખોટાની પરિક્ષા ન બની શકતે અને બધા લોકો પોતાના સ્થિર સ્થાનને લઇને, અગરતો આ સ્થિતિમાં ફેરફાર નથી થવાનો. જેવા છીએ એવાને એવા ઉન્નત રહેવાના છીએ. એ અભિમાનથી આકાશ ફાડીને બીજા લોકોમાં જંગ મચાવતે; માટેજ એ સમદર્શી, અનુકુળ કાર્યકુશળ બુદ્ધિશાળી કુદરતે પોતાની અક્કલમાં બધાને આંધળા બનાવી, પોતાના તરફ હાથ જોડતા રાખ્યા છે. તેથી તમારે મદમાં ફુલાઇ જવાનું નથી. એ બહુજ અદેખી છે, સહન નહિં કરી શકે. બધી વસ્તુઓ રીતસર સારી. જુઓ! અનાજ જાજું ખાવાથી પેટમાં ગબડે છે, અજીરણ થાય છે. જાજું પાણી પીવાથી હોજરી ફાટી જાય છે. જાજો બોજો ખેંચવાથી હૃદય બંધ પડી જાય છે. આમાં રીતસર પદ્ધતિની જરૂર છે. ઉતાવળ કે સાહસ નહિં કરતા. કુદરત એવી હુશીયાર છે કે જે તમે હજારો વર્ષે ન કરી શકો, તે કાર્ય બહુજ સફાઇથી કુદરત નિમિષ માત્રમાં પતાવી દે છે. કુદરતના પાક વિના તમારો કોઇ વસ્તુ પર વિજય થશે નહિં. જો તમે જગતને સુધારવા માગતા હોતો ધીરજ રાખજો. ઉતાવળે આંબા ન પાકે. એ કહેવત યાદ રાખજો. ભીતપર ચુનો લગાડનાર અત્યંત ધીરજ રાખે છે, જો ઉતાવળ કરવા જાય તો દિવાલ પર ડાઘા પડે છે. જે કાર્ય આરંભો તે શમતા રાખીનેજ શરૂ કરો. સાહસથી દરેક કામ બગડે છે. જે વખતે અકબર રાજાને બધા રજપુતોએ દિકરીઓ આપી હાથ કાળા કર્યા અને રામચંદ્રની જાતીને નીચું જોવું પડયું. તેના બદલે જો ધીરજ રાખી કાર્ય હાથમાં લીધું હોતે, તો એવો સમય અને તાબેદારી ગળામાં ન આવતે. જુઓ! માત્ર ધીરજથી પ્રતાપ અકબરને હરાવી શકયો. તેવીજ રીતે બધા રજપુતો એકત્ર થયા હોત, તો પ્રતાપની માફક કાયમ ખાતે બધા મૂછોપર હાથ રાખતે. પ્રતાપને મોજ, શોખ, વૈભવ અને સુવર્ણના ચાંદો કરતાં આબરૂ વધારે વહાલી હતી–ઉજ્જવલતા પસંદ હતી. એનું મગજ બીજાઓની માફક ખવાઇ ગયું ન હતું. એનામાં અસલ મેવાડી જુસ્સો હતો.

દરેક માણસે અપવાદના રૂપમાં ન આવવા માટે નિષ્કલંક રહેવાની જરૂર છે. આબરૂ વગરનું મરણ ભૂતની યોની ગણાય છે. જમાનામાં હેરફેર કરી કજીયા કંકાસને નોતરીએ અને બાપદાદાઓને અપકીર્તિ વરે એવી બાબતને મંજુર કરીએ, તો સદ્દવિચારોને કાપી નાખી, ભૂખ દુઃખ અને અનેક જાતની ઉપાધિઓને નજીકનું સગપણ લાગુ પાડેલું ગણાય. ઘણામાણસો એવી ફરિયાદ કરે છે કે ભાઇ! હું ઘણી મહેનત કરી કરી મરી ગયો, પણ ધારેલું કાર્ય પાર પડયું નહિં. તો એનું કહેવું કેટલું બધું

ભૂલ ભરેલું છે. જો બરાબર કાળજીપૂર્વક પારકાનું બૂરૂં ન સમાયલું હોય એવું કાર્ય આરંભવામાં આવે, તો એવી કઇ વસ્તુ છે કે પ્રયત્નના પાસમાં ન આવે ? ધ્રુવે મહાન તપનું કાર્ય કરી અચળ પદ મેળવ્યું. પ્રહેલાદ એવાજ પ્રયાસથી પિતાના કોપને નિવારી શકયો. જેનામાં ધર્મ, દયા અને સત્ય કાર્યની શરૂઆતવાળી ટેવ હોય, તે પોતાની આગળ મહાનમાં મહાન વસ્તુને પગે લગાડે છે. તૃણુવત્ બનાવે છે. કાર્ય જલદી પાર ન પડે તો તમારે એમ સમજી લેવું કે આપણી ભૂલ આપણુને આડે આવી, તેમાં વિઘ્ન નાખે છે, પોતાની ફરજ અદા કરે છે. તમે કોઇને ચણા ચવરાવ્યા હશે તો શું બીજો તમને લોઢું ખવરાવ્યા વિના રહેશે ? તમારી રીતભાત, કાર્ય પદ્ધતિ બહુજ સરલ હોવાં જોઇએ. જો એ તમારી રીતભાત સર્વને ભાવી જાય તો ભૂત, વર્ત્તમાન અને ભવિષ્ય એમ ત્રણે કાળ તમારી ક્રિયાને અનુસરવા લાગે. તમે તમારા આત્માને ન બગાડો, તેની સાથે આખું જગત બગડી જાય છે. તમે શુદ્ધ રૂપે બધાને જુઓ તો સર્વ વસ્તુઓ તમને શુદ્ધ દેખાય. તલને પીલવાથી તેલ નીકળે છે, કાંઇ લોઢું પીલવાથી તેલ નીકળી શકતું નથી. એવી રીતે સુખ અને શાંતિ આત્માની શુદ્ધતા વગર મળવાં મુશ્કેલ છે. શુદ્ધ ભાવના, ઉત્તમ રહેણી કહેણી, સત્યતા, દયા વિગેરે તજ્યાં તો તમારી ગરદન પર અગણીત કષ્ટો ચડી બેસશે. તમારી મીઠાશ, તમારી ઉત્તમતા, સોમલ સમાન બની જશે. ભાઇઓ! જગતમાં રોગ અનેક છે, તેમ ઐાષધો પણ અસંખ્ય છે; પરંતુ દુનીયાની હાય ! ઓયને નાબૂદ કરવા માટે માત્ર આત્મ તૃપ્તિજ અકસીર ઉપાય છે.

તમારાં સગાં વ્હાલાંઓ તમારૂં બુરૂં બોલે છે કે તુરત તમારો પિતો ઉછળી આવે છે, એજ તમારી આત્મ શુદ્ધિની ખામી છે. મહાત્મા ગાંધીજી જે વખતે સ્વદેશ હિતની ચળવળમાં જોડાયા એ વખતે તેઓની ટીકા કરવાનું કામ કાંઇ ઓછું ચાલતું ન હતું. અંગ્રેજો અને હિંદીઓએ જાણે જુનાં વૈર ન ખોલ્યાં હોય! તેમ ખાસ તેઓએ ગાંધીજીને ફટકા મારવા માટે કેટલાંક નવાં માસીકો અને સાપ્તાહિક પત્રો કાઢયાં હતાં; પરંતુ તેઓશ્રીએ પોતાનું વાંકુ બોલનારને કેવી રીતે ન્યાયભરી બાબતોથી ઉત્તર આપ્યા હતા, એતો માત્ર તેઓના લેખવાળા પત્રો વાંચ્યા હોય, તેનેજ ખબર પડે. તેઓશ્રીની તબીયત નરમ હોય, શરીર તાવથી ધખધખતું હોય, તો પણ પોતાના દેશીભાઇઓનાં બળતાં અંતઃકરણોને જવાબ આપ્યા વિના છુટકો નહિં, એમ ધારી હાથમાં કલમ કાગળ લઇ, મીઠાશ ભર્યા જવાબો આપવામાં માત્ર ગાંધીજી પરમ આનંદ મુર્તી જણાઇ આવતા હતા.

તમે કહાંયને તમારાં સગાવ્હાલાંઓ પર તમારી કરેલી ટીકાથી ખીજાઇ ગયા હો, તો એ ભુલ તમારી બહુજ ભયંકર છે. તમારી ભુલ વિના કોઇ તમારા પર આરોપ મુકી શકેજ નહિં. તમે તમારા બોલેલાં વચનો યાદ કરો. તેમાં શું શું ભુલો હતી? તેનો વિચાર કરો. તો હમણુંજ એ તમારી ભુલ જણાઇ આવશે. તમે ડાહ્યા છતાં, સમજુ છતાં, તમારી ભુલને લઇને તમારા સગાવ્હાલાંઓના આક્ષેપોને ઝેર જેવા માની તેના તરફ દુર્લક્ષ કરો છો. એજ તમારી અજ્ઞાનતા જણાઇ આવે છે. તમે સમજવા છતાં, આમ ધુળની ઘોલકીઓ અને બાળકને ન છાજે, એવી રીતભાતો ક્યાં સુધી રાખ્યા કરશો? આનાથી તમારૂં મુર્ખપણું જાહેર થાય છે. કોઇ માણસ એમ કહે કે હું જન્મ્યો ત્યારે કંઇએ વસ્ત્રો ન લાગ્યો હતો અને ત્યાર પછી પણ ઘણો વખત નગ્ન ફર્યો હતો, તો હવે નગ્ન ફરવામાં શું હરકત છે? એમ કહી કોઇ એવી રીતભાતને પસંદ કરે તો શું! મનુષ્યો તેને માર્યા વિના મુકશે કે? તેમ તમે જાણી બુજીને ભુલ કરો અને પછી તે ભુલની બીજાઓ વાત કરે એટલે તમે ક્રોધે ભરાઇ તેની સામે અબોલા લ્યો, એ કેટલું બધું હસવા જેવું છે. તમારી સતાથી સૂર્ય કંપે છે. તમારી તલવારથી મૃત્યુ નાસતું ફરે છે. છતાં તમે આવા સામર્થ્યવાન સમજુ જીવાત્મા થઇ, નહિં એવી ભુલો કરી ખુદ પોતાના સગા વ્હાલાંઓ તરફ શત્રુભાવ ઉત્પન્ન કરો, એ તો ક્રોધી પ્રકૃતિને શીરતાજ બનાવ્યા જેવું ઠર્યું. તમે તમારા હાથે કરી કબરને ન ખોદો, તમારા સ્વભાવની શુદ્ધ રીતભાત બધાને શીખવો, તમારા શરીરમાં અસંખ્ય સદ્‌ગુણોનો સ્વામી વસે છે. અખંડ તેજ જગમગે છે, છતાં આંધળા બની આ ખરાબ અને આ સારૂં, આ સગો અને આ શત્રુ, આવા ખુશી પડે એવા ઘાટ ઘડયા કરો અને મા બાપ મરી ગયાં હોય તેમ ચિંતામાં રવડયા કરો, તેના કરતાં મનુષ્ય જન્મનું ખરૂં સાર્થક સમજવા શીખો તો સઘળી વિપત્તિઓ હમણાં સમુદ્રપાર ચાલી જાય તેમ છે. અને કોઇ પણ સજીવ પદાર્થ તમારી સામે ચું કે ચાં કરી શકે એમ નથી જો આ બાબત માન્યામાં ન આવતી હોય તો અજમાયશ કરી જુઓ ભાઇ! તમારી અજ્ઞાનતાનો નિવાડો તમારે પોતાનેજ લાવવાનો છે. સુર્યને અંધારૂં દુર કરતાં જેટલી વાર લાગે છે, એટલીજ વાર તમને તમારા અજ્ઞાનને દુર કરતાં લાગશે. જ્યારે તમારી વૃત્તિ સર્વત્ર જીવોના લાભાર્થે યોજાય અને તમારા આયુષ્યની દરેક ઘડીઓ પરોપકાર અર્થે વહન થાય, ત્યારેજ તમને ભયંકર વાયુ, પ્રચંડ અગ્નિ, કમકમાટ ભર્યા ધરતીકંપ કે કોઇ પણ જાતની વ્યાધિ વાંકો વાળ ન કરી શકે. તમે સંસારના દરેક પદાર્થોને નહિં ચહાતાં, માત્ર ભગવાનનેજ તમારા ઘરમાં રાખવા ધારશો, તો પ્રભુ કાંઇ એવો

મોભો નથી કે તમારી દૈત બુદ્ધિને જાણતાં છતાં લટ્ટુ બની જાય. અહાહા! મારા તારાની ઉપાધી શીર પરથી ટળી જાય, તો હમણાંજ સુર્ય, ચંદ્રમા તમારા ઘરના ભિખારી બને તેમ છે. જ્યારે એ ઉપાધિમાંથી મુક્ત થવાય, ત્યારેજ નાવ સહિસલામત પાર ઉતરે. જુઓ ધન હોયતો પ્રભુને સ્હાય કરવા માટે અનુચર તરીકે આમંત્રણ કરવાની આપણાથી ભુલ થઇ જાય છે. એથી એ લક્ષ્મીના વમળમાં પડેલું મન આપણને ભમાવે છે વિશ્વાસ ઉઠાડી દે છે. જેટલો બાળક વિશ્વાસ રાખી શકે છે એટલો વિશ્વાસ આપણામાં નથી પેદા થતો. જુઓ! બાળક સુર્યને પકડવા ધારે છે, ચંદ્રમા માગે છે અને ભરતની જેમ વિકાળ સિંહને ઉઠાડવા મરજી કરી, તેની મુછો તાણે છે. આ બધાં વિશ્વાસનાં કારણો છે. વિશ્વાસથી લોખંડમાં પણ હરિ પ્રકટ થાય છે. જ્યારે અંતઃકરણમાં બરાબર વિશ્વાસનો આવીર્ભાવ થાય, ત્યારે તેને ખરાબ વસ્તુ અમુલ્ય દેખાય છે. તે સર્વમાં પરમાત્માને દેખે છે. તેને સોનું, લોઢું, સીસું, કલઇ એ બધાં સરખાં છે. માનાપમાનને ઉત્તમ લ્હાવો સમજે છે, રાજા ઘરબાર લુટી લે, અગરતો શીરપાવ આપી પોતાના દેહને શોભાવે, કે કાગડા કુતરાંને નાખે. વળી ખુબી તો એજ છે કે પોતે જે સ્થળે ઉભા હોય, તેનેજ રમ્ય સ્થળ સમજે છે. લાકડાના ગમે તે ઘાટ કરવામાં આવે પણ જેમ પોતાનો તરવાનો ગુણ ભુલી જતું નથી, તેમ દ્રઢ મનવાળા વિવેકી પુરૂષો પારકાના ભલા બાબતનો વિચાર ફેરવતા નથી પરંતુ તેનામાં બળ, અદ્ભુત શકિત વિગેરે તેજનો સમુદ્ર ઉછળવા માંડે છે. પરોપકાર માટે હાથમાં મુસ્તક લઇ મરણની ભીતિ નહિં રાખતાં, સૌ કરતાં આગળ પડતો ભાગ લે છે. ધન્ય હો! તેની જીંદગીને કે જેને દેહની પણ પરવા નથી.

કોઇપણ જ્ઞાતિની ઐકયતા કરાવી આપવી, નિરાધારને વિદ્યાદાન આપવું, નગ્ન ફરનારાઓને વસ્ત્રો આપવાં, પોતાના દેશની ચઢતી થાય એવાં કાર્યો કરવાં, આ બધાં કર્તવ્યો પરોપકારના મોટા સ્તંભો છે. સંસારમાં સર્વ જ્ઞાતિઓનું ઐકય એ મોંઘામાં મોંઘું અમૃત છે. આ દેહમાં રહેલાં તત્વો અને ગુણો એક નથી, તો પણ યોગી પુરૂષો તેને પ્રયાસવડે ઐકય કરે છે. તો એકજ આકૃતિનાં મનુષ્ય જેવાં ડાહ્યાં પ્રાણીઓ ઐકય સાધી આ જગતને સ્વર્ગ સમાન નથી બનાવી શકતાં, એજ અફસોસની વાત છે. માબાપ જેમ પોતાનાં બાળકને લડતાં જોઇ પેટમાં બળતરા કરે છે, તેમ પરમાત્મા પોતાના સંતાનોમાં વિગ્રહો થતા જોઇ એવી તો કરડાકી કરે છે કે જાણે એના પ્રત્યે હવે હું મારો માયાળુ સ્વભાવ છોડી દઉં. તમે એક બીજા સુલેહ સંપથી રહેવા ધારો, તો એ વ્હાલાં માતાપિતા

હમણાંજ આપણને પુષ્પથી વિધાવી લે અને આપણને આ ભુમી એવી રીતે જાળવી રાખે કે તેના સંતાનોને કોઇ પણ ન હરાવી શકે. આપણી સલાહવડે ભુમી ગરમીથી કંપ થવા દેતી નથી. જવાળા મુખીઓ ફોડતી નથી. રોગને પ્રસરાવી જીવોનાજાન લેતી નથી. મનુષ્યોના હૃદયમાં બળતરા નહિં ફેલાવતાં સદાય શાંત અને આનંદી રાખે છે. કહો! એવી તૃપ્ત ભુમીના વતનીઓને બીજું કયું ઉમદા સુખ જોઇએ? આપણે બરાબર સમજીએ છીએ કે જ્યાં સંપ, સુસ્નેહ હોય ત્યાં ધવળ મંગળ ગવાય છે. અને જ્યાં કુસંપનો પવન ફુંકાતો હોય, ત્યાં ખુશીથી યાદવાસ્થળી રચાય છે. જે વખતે ફ્રાન્સને અને જર્મનને વિગ્રહ થયો, ત્યારે આખું જગત યુદ્ધમાં જોડાયું હતું અને એ કુસંપના વાવાઝોડાએ અસંખ્ય રાજ્યોની, અગણીત માણસોની ઉથલપાથલ કરી નાખી. તથા દુનીયાને જણાવી આપ્યું કે જુઓ! આ કુસંપનાં ફળો. એવીજ રીતે પુર્વે ઘણા વખત પાણીપતના મેદાનમાં કુસંપને લીધે અન્ન પાણી વગરનાં મનુષ્યો મરી ગયાં સાંભળ્યાં છે. તમારૂં ઘર, તમારો દેશ, એ બધાં સંપથી અટવાયલાં હશે? તો સુખનો સુર્ય તમને બમણો પ્રકાશ આપશે. અને તમારા બચ્ચાઓમાં એવું તો બળ રેડશે કે જેનું નામ સાંભળી ભલા ભલા પણ નાસવા માંડશે. આપણી જંગલી ભાષાઓની ભિન્નતાએ, જુદા જુદા ધર્મના પ્રતાપે, આપણે સર્વને ઇર્ષાથી વધાવીએ છીએ. અને એ મૂર્ખતા ભરી બાબતથી સૃષ્ટિ કર્તાને જુદો માની તેના પ્રત્યેથી પણ ઓછી કૃપા મેળવીએ છીએ. જે ડાહ્યા પુરૂષો છે, તે એનું ખરૂં રહસ્ય સમજાવવા માંડે છે. પરંતુ આપણે એ લાભકારી બાબતને ઉડાવી દઇ, જે પ્રાણીઓ તરફ દયાભાવ રાખવો ઘટે છે, તેના પ્રત્યે લાલચોળ નેત્રો કરી, મનુષ્ય ધર્મ ભૂલી જઇ. તેના આપણા પ્રત્યેના હકો ડુબાવીએ છીએ. જેટલો સામા પ્રત્યે આપણો હક્ક સમજીએ તેટલોજ હક્ક તેનો આપણા પ્રત્યેનો છે. સામાનો હક્ક સાચવવા અને તમારી ફરજ અદા કરવા તમારે દુઃખના દરિયામાં કુદવું પડે તો પણ કુદો; પરંતુ બીજાઓના હક્કને ન ડુબાવો. બળવંતરાય ગંગાધર તિલકે લોકો પ્રત્યેની પોતાની ફરજ બજાવવા સારૂ છ વરસ જેલ સહન કરી અને પોતાને એમ થયું કે હવે મારાથી લોક સેવા શા રીતે બની શકશે! માટે મારે અહિં પણ લોકોના લાભાર્થે કંઇક પ્રયાસ કરવો જોઇએ. એમ ધારી તબીયત નરમ છતાં, મહામુશીબતે અસંખ્ય ગ્રંથોના દાખલા દલીલો સાથે જે ગીતા રહસ્ય અથવા કર્મયોગ શાસ્ત્ર બનાવી આપણાપર ઉપકાર કર્યો છે, તેનો બદલો કોઇ રીતે હિંદવાળી શકે તેમ નથી. તેમજ મહાત્મા ગાંધી જે વખતે દક્ષિણઆફ્રિકાની જેલમાં સત્યાગ્રહ સબબે રહ્યા હતા, એ વખતે એમને સખ્ત મજુરીનું

કામઆપવામાં આવતું. લાકડાં તોડતી વખતે હાથમાંથી લોહી વહ્યું જતું વખત પર જેલર દયા બતાવતો તો પોતે ખુલ્લા દિલથી કહી દેતા કે મને મારી ફરજ બજાવતાં હાથમાંથી લોહી તો શું! પણ જીવ વહ્યો જતો હોય, તો ભલે જાય. મીઠાની કાંજી પીનારાઓને વળી સુખ શાન્તિ કેવી? મનુષ્યના લાભ માટે આ દેહનાં અસ્થિ, માંસ, રૂધિર, ચાંમ વિગેરે ખાતર તરીકે વપરાય તો પણ ઓછું છે. એવી રીતે આફ્રિકાની જેલમાંથી મુક્ત થયા પછી તેઓએ પાછો હિંદુસ્તાનમાં લોકો પર જુલમ થતો જોઇ, સરકાર સામે અસહકાર આરંભ્યો તેમાં સરકારે તેના પર ત્રણ આરોપ મૂકી, અમદાવાદમાં શાહીબાગના સરકીટ હાઉસમાં કેસ ચલાવવા માંડ્યો, એ વખતે તેઓશ્રી ત્યાંના જજ બ્રુમફીલ્ડને સામે બે ધડક બોલ્યા હતા કે આપને મારા પર કોઇ જાતની દયા બતાવવાની નથી. તમે જેને સખ્ત સજા કહેતા હો તે સજા મારા પ્રત્યે અજમાવો. મારા દેશબંધુઓને દુઃખી હાલતમાં જોવા કરતાં હું જેલમાં હોઉં એ વધારે સારૂં છે. જેલમાં પણ તેને અસંખ્ય સંકટો છતાં જેલરને કહેતા કે મારા પર જેલના જે જે કાયદાઓ હોય તે તે ફરમાઓ. વાહ વાહ! તેઓશ્રીની કેટલી બધી સહનશીલતા? કેટલા બધા ધૈર્યશીલ? વળી તે કહેતા કે ગમે એવાં દુઃખો આવે, જેલમાં પુરે, આ દેહના ટુકડા કરે, ભોંયરામાં ધકેલે, ખોરાક ન આપે, દેશપાર કરે; પરંતુ સ્વદેશ હિતને ખાતર હું જે જે કરૂં તે તે ઓછું છે. અહાહા! આવા શબ્દો તો ગાંધી વિના કોણ બોલી શકે? આ દુનીયામાં એવો કોઇ થયો છે? કે બીજાનો ગુન્હો પોતે ઓઢી લે. અસહકારની ચળવળમાં તોફાન કર્યાં બીજાઓએ અને આવી પડ્યું ગાંધીજીની માથે. ગાંધીજીને જ્યારે યંગઇન્ડિયામાં જાહેર કરેલા ત્રણ લેખો સબબે અદાલતમાં ઉભા રાખ્યા, એ વખતે થોડુંક કામ ચાલ્યા બાદ એડવોકેટ જનરલ સ્ટ્રૅંગમને ગાંધીજીને અને મુકદ્દમો સાંભળવા આવેલા ગૃહસ્થો સમક્ષ કહ્યું હતું કે તહોમતદારે કંઇ આ ત્રણ લેખો લખવાનોજ ગુન્હો નથી કર્યો પણ આ લેખો તો તેમણે રાજ્ય સામે જે ખુલ્લી અને પદ્ધતિસર લડત માંડી છે, તેનો અંશ માત્ર છે. મતલબ કે બીજા ઘણાએ ગુન્હા છે. મુંબઇનાં ગાંડા રમખાણો, ચૌરીચોરાના અને મદ્રાસના રાક્ષસી હત્યાકાંડો અને અત્યાચારો વિગેરેમાં એમનો હાથ છે. ગાંધીજીએ પણ તે કબુલ કરી કહી દીધું કે એ અત્યાચારો સાથે મારે લેવા દેવા નથી, એમ કહું એ મારે માટે અશક્ય છે. ગાંધીજીએ મુંબઇના રમખાણ વખતે, જાહેર રસ્તાઓપર અને ગલીઓમાં ઘાયલ થયેલા માણસોની તપાસ કરતાં, કહ્યું હતું કે હવે મને સ્વરાજ્ય ગંધાઇ ઉઠ્યું છે. કારણ કે હું કહું છું શાંતિ જાળવવાનું અને પ્રજા કરે છે મારામારી. આવા બનાવોથી મારૂં અંતઃકરણ દુઃખાય છે. આથી આપણે સ્વરાજ્યને લાયક થયા નથી, એમ સાબિત થાય છે. પોતે સમજતા કે

ધાંધલથી આપણી ફત્તેહ નથી, લોકો તોફાન કરશે તો બધા કાર્યનો મનેજ શીરતાજ ગણી, સરકાર ગીરફતાર કરશે. એમ ધારી તેઓ વારંવાર એમ કહેતા કે શાન્તિ રાખો, તોફાન ન કરો, આપણો માર્ગ પવિત્ર છે, આપણે મસ્તીખોર થઇએ તો પશુ જાતીમાં ગણાઇ નાલાયક કહેવાઇએ, વિદેશી કે સ્વદેશી બનેના પર સરખો પ્યાર રાખો. સ્વરાજ્ય તોપના ગોળાથી નહિં; પણ રેંટીયા વડેજ લેવું છે. એવી રીતે સમજાવતાં છતાં લોકોએ બહુજ આડકતરી રીતે કાર્ય ઉપાડવા માંડયું અને સાચા સુકાનીના વચનને ભૂલી ગયા તો એ આપણા ગુન્હાનો બોજો ગાંધીજી પર આવી પડ્યો અને અંતે આપણાજ ગુન્હા વડે તેઓ સરકારના મીજમાન થયા. સને ૧૮૫૮ ના બળવામાં મહારાણી વિક્ટોરીયાએ આપણને જાહેર નામામાં લખી આપ્યું છે કે જો હિંદ શાન્તિ જાળવે તોજ તેને સર્વત્ર હક્કો આપવા અને કાળાગોરાનો ભેદ રાખવો નહિં સરકારી નોકરીઓ આપવી હુન્નરકળા ને ખીલવવાં એટલા માટેજ ગાંધીજી શાંન્તિ જાળવવાનું કહેતા હતા પરંતુ ગાંડા માણસોએ એ રહસ્યની વિરૂદ્ધ પગલાં ભરી મહામહેનને મેળવેલી કાર્ય પદ્ધતિને સળગાવી દીધી આજ આપણી મહાન્ ભૂલો છે જ્યાં સુધી આવી ભૂલો થયા કરે ત્યાં સુધી આપણા પર મૂર્ખતાનો ચાંદ રહેશે અને ઠારોઠાર ગાંડા ગણાઇશું જો ખરેખરૂં કહીએ તો ગાંધીજીને આપણેજ જેલમાં મોકલ્યા કહેવાય. તેઓશ્રીએ જે દેશ સેવા બજાવી છે, તેની ગણના કોઇ પણ સત્ કાર્યની સાથે ન મેળવી શકાય. દાદાભાઇનવરોજજી, ગોખલે, તિલક, લાલાજી, બિપિનચંદ્રપાલ, અરવીંદઘોષ, અલીભાઇઓ વિગેરે ભલે થયા પણ ગાંધીજી તો ગાંધીજી, જેણે ધરોધર નેતાઓ ઉત્પન્ન કર્યા, આંધળી પ્રજાને સૂર્ય બતાવ્યો અને દેશની વસ્તીનો દશમો ભાગ સ્વદેશ હિતની ચળવળમાં ટક્કર જીલે એવો હુશીયાર કર્યો અને તેમાં પણ એવા નેતાઓ ઉત્પન્ન થયા કે બીજા મોટા મોટા દેશ નાયકોને પણ નાના કહેવરાવે. મતલબ કે ગાંધીજી જેલમાં ગયા ત્યારે મોટા મોટા દેશ નાયકોની સંખ્યા સીતેર હજારની હતી અને બધાઓને સરકારે જેલમાં પૂરેલા હતા. આવી આવી ઉપાધિઓ ગાંધી પર આવ્યા છતાં, તેઓના કાર્યનો વેગ, તેની ગંભીરતા, દિનપ્રતિદીન વધતાં જતાં હતાં. તેણે સ્વદેશ બંધુઓની ખાતર શરીરને ઘસી નાખવાનું વ્રત લીધું હતું. ખોરાકમાં અગસ્ત્ય મુનીની માફક કંદ મુળ લેતા. તેઓનું શરીર એમ કહેતું હોવું જોઇએ કે હું થાકી જાઉં છું કે, મહાન્ ગણાતો મારો આત્મા. વળી તેમની એક એક પળ હિંદીઓના આત્માને જાગૃત કરવામાં રોકાઇ હતી. તેઓ દેશનાં દુઃખો જોઇ શકતા ન હતા. હરવખત તેઓના મુખે એજ શબ્દ સંભળાતો કે કાંતો આ સંકટની ઝેરી જાળમાંથી બચવા માટે પ્રભુ ન્યાય આપે, નહિંતર હું જેલમાં

જાઉં. કે ગોળી ખાઇને મરી જાઉં. અહાહા! આ તેના શબ્દો કેટલા બધા કિમતી છે. તેઓને દેશબંધુઓના દુઃખો નિવારવાની કેટલી બધી કાળજી છે. તે કયો માણસ નથી સમજી શકતો? મતલબ કે આખા હિંદને માટે પોતે જેલમાં જઇ, અખંડ તપની શરૂઆત કરી અને આપણા લાભને માટે પોતે દુઃખ સહન કર્યું. તેઓશ્રીએ એક એવા કાર્યની શરૂઆત કરી છે કે એ કાર્ય સત્યયુગના મહિપાલો; તેમજ ધર્મીષ્ટ પ્રજાએ પણ નથી કર્યું. હિંદમાં હરહમેશાં એક હજાર ગાયો કપાતિ હતી. તે તેમણે બંધ કરી* અનાદિનું ચાલતું આવેલું .હિંદુ મુસલમાનનું વૈર, એ પણ એ પાવત્ર આત્માએ બંધ કર્યું. તેઓશ્રીને જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછો છે. પરોપકારી પુરૂષોમાં કુદરતી રીતે ઇશ્વરી તેજ વધારે હોય છે. તેઓમાં સંકટ સહન કરવાની એક અજબ શકિત હોય છે. સંકટ વિના મનુષ્ય સેવા થતી નથી, એ વાત નિર્વીવાદે સત્ય ઠરે છે.

આપણે જેટલા વિલાસી હોઇએ તેટલેજ અંશે ડરપોક પણ હોઇએ, શરીરને મહેનતમાં લગાડયા વિના, આ દેહને કષ્ટના સીધરામાં લીધા વિના, કોઇ દિવસ કોઇએ પોતાનો કે દેશનો ઉદ્ધાર કર્યો હોય, એમ જણાતું નથી. પરિશ્રમ ઉપર શરીરની મજબુતીનો આધાર છે. અને શરીરની મજબુતી ઉપર સર્વત્ર કાર્યોનો આધાર છે. જેણે કોઇ દિવસ સુર્યનો તડકો ન જોયો હોય, એનાથી કષ્ટની જાળમાં આવતાં કંઇએ ઉકળવાનું નથી. એવા માણસો ગાડરની માફક છાયામાં પડયા પડયાં હાંફે છે. અસલના મુનીઓ સખ્ત તાપમાં અંગુઠાભર ઉભા રહી, પ્રભુને વશ કરતા અને પોતાના દેહનું, તેમજ ભુમીનું કલ્યાણ કરી, મોક્ષપદ મેળવતા. તમે તમારા શરીરને એટલું બધું તો કામે લગાડો કે મહેનત પણ થરથરવા લાગે. શિવાજી છત્રપતિએ ભયંકર અરણ્યમાં રહી, પોતાના દેશનો ઉદ્ધાર કર્યો. પોતે મુસલમાનોના મુખથી લુટારો કહેવાયો, ધાડપાડુ ગણાયો; પરંતુ જો રાજ્ય મહેલોને તજ્યાતો કવીઓના મુખથી એના માટે એવાં વચનો નીકળી ગયાં, કે "જો ન હોત શીવાજી તો સુનત હોત સબકી" મુસલમાની બાદશાહના જુલ્મથી દરેક દેશની ઓરતોએ ઓજલ પડદો સ્વીકાર્યો, હતો વળી ત્યાં સુધી કે સ્ત્રીઓને બહાર નીકળતાં શરીરને કંપારી છુટી જતી, પણ શિવાજીના મહારાષ્ટમાં સ્ત્રીઓ કાયમ ખાતે ઉઘાડે મોઢે રહી નિર્ભય જીવન ગાળતી, પરંતુ બીજા દેશોની સ્ત્રીઓની માફક ઘુંઘટાવતી ચાલી, આંધળીએ પોટે રસ્તામાં ઠોકરો

* મુસલમાનોએ ગૌહત્યા ન કરવી તેના સોગંદ ખાધા છે પરંતુ વચન પાળી આપે કે ન પાળી આપે એ તેના ઈમાન પર આધાર રખાય છે.

ખાતી ન હતી. આ બધું શાથી બન્યું? ઉમદા પરિશ્રમના પ્રતાપે. રામચંદ્ર ભગવાન, પાંચ પાંડવો, નળ, હરિશ્ચંદ્ર વિગેરે સત્યવાદી નરવીરો એ જો પહાડ જેવા શત્રુઓનો નાશ કર્યો હોય, અરિના હાડના ચુરેચુરા કર્યા હોય, અખંડ સુખ ભોગવ્યું હોય, નામ અમર કરી ગયા હોય, તો માત્ર શરીરને જંગલો જંગલ દુ;ખમાં મજબુત કર્યાથીજ આર્યજનોએ પોતાની મગજ શક્તિ વડે જેજે હુનર ઉદ્યોગોની શોધખોળ કરી છે. અને યોગવિદ્યામાં, શિલ્પકળામાં, વણાટ કામમાં લડાઇમાં, વિગેરે મહાન કાર્યોમાં પ્રશંસા મેળવી છે, તે બધું માન પરિશ્રમને ઘટે છે, આકાશી ગ્રહોની ગણના કરી, જે ગ્રહણાદિ ગુપ્ત ભેદો જાણી લીધા છે,એજ તેના પરિશ્રમની અમુલ્ય સાક્ષી છે. જુઓ! પૃથ્વીરાજ જેવો નરવીર અનહદ મોજ વિલાસમાં ગળી ગયો તો જેને પોતે હરાવ્યો હતો એજ અવિજયી શાહબુદીનને હાથે હાર પામ્યો. જ્યારે તેણે શાહબુદીનને ત્રણ ત્રણ વાર છોડી મુકયાનો આભાર જણાવ્યો, ત્યારે એજ જીવતદાન દેનારની સામે બોલ્યો કે, અમે તમારી જેવા ભોળા નથી કે દુશ્મનોને હાથમાં આવ્યા પછી છોડી દઇએ અહાહા! જેના પરાક્રમથી, દળ પાંગળો કહેવાતો કનોજનો જયચંદ્ર રાઠોડ કંપતો હતો અને પરદેશી રાજાઓ કે જે હિંદુસ્તાનને માટે ટાંપી રહ્યા હતા, તે હિંદની સરહદ પર આવી એમ પુછતા કે દિલીવાળો પૃથ્વીરાજ છે કે દેવ થયો. જો મરી ગયો હોય તો સારૂં કે જેનાથી પાછી હાર ખાઇ ઘેર આવવાનો ટાઇમ ન આવે. હું તમને એમ નથી કહેતો કે તમે આવી જાઓ અને બેસો તડકે પરંતુ એકદમ શરીરને કેળવી મજબુત બનાવો; મતલબ કે તમે જેટલા વિલાસી હો, તેટલાજ પ્રયત્ન શાળી બનો. શાસ્ત્રોમાં બતાવેલા ધર્મો ખરેખર પ્રશંષ્નીય છે. જુઓ! રાજાઓને શિકાર કરવા વિષેની છુટ છે, તેનું શું કારણ? એ પાપ નથી એમ નથી, પાપ છે ખરૂં. પણ રાજાઓ જો જંગલમાં રખડે, મૃગોની પાછળ દોડે, તો શરીર કસાય. મજબુત થાય, અને એના વડે રાજા બળવાન બની, લડાઇમાં ઉતરી રૈયતને શત્રુઓથી બચાવી બીજી અસંખ્ય હત્યાઓ થતી અટકાવે. એતો જૈન અને બુદ્ધનાં તત્વો દાખલ થયા પછી રૈયતમાં અહિંસાનાં તત્વો જામી ગયાં તો પણ હજુ અનાદિની અજ્ઞાનતા નાબુદ થઇ હોય, એવું જણાતું નથી. પૂર્વના રાજાઓ રાજ મહેલમાં રહેતા, અમુલ્ય માળાઓ પહેરતા; પણ દેશના રક્ષણ માટે ખાવું પીવું પડતું મુકી દોડી જતા. અને પ્રજાના રક્ષણ માટે, સખ્ત તાપમાં ખેતરોમાં મોટાં મોટાં ઢેફાંઓની વચમાં ચાલી શરીર મજબુત બનાવવા માટે જાનવરોને પકડી પાડતા. છાતીને વજ્ર બનાવવા માટે સિંહોનો શિકાર કરતા. કુળને કલંક ન લાગે

અને વ્હાલી પ્રજા કેમ સુખી થાય ? એટલા માટે સ્ત્રી પુત્રથી વીખુટા પડી મહાન રાજ્ય તજી, સમરાંગણમાં ઉતરતા, એથી વખતો વખત દેહની હાની થતી અને કોઇ ભાગ્યેજ પ્રજાનાં તેમજ પોતાનાં કુટુંબનાં દર્શન કરતા, રાજા પ્રજાનો પિતા એટલા માટેજ કહેવાય છે. રાજા જ્યારે પ્રજાને સંતાન બરાબર સમજતા, ત્યારેજ તેના રક્ષણ સારૂ મનુષ્યો મરી પડતાં, અહા! કેટલો બધો પ્રેમ ? શા માટે અરસ પરસ એક બીજાને જીવ ન આપે ? રાજા પ્રજાને નાલાયક, મુર્ખ, ઉદ્ધત કહી ન્યાય માગનારને ફાંસીને દોરડે લટકાવે, ત્યારેજ પ્રજા તેવા રાજાના નાશ માટે માધવ જેમ અલ્લાઉદીનની પાસે ગયો તેમ કોઇ મહાત્મા રાજાનારાજા વિશ્વંભરની પાસે તપશ્ચર્યા કરી પોતાનું દુઃખ નિવારવાની ફરિયાદ કરે તો એમાં શું નવાઇ જેવું છે ? રૈયત જ્યારે રાજાને પિતા સમજી તેના દુઃખે દુઃખી બની, ધનધાન્યથી મદદ કરતી અને પોતે તથા પોતાનાં સંતાનો તેમજ સગાં વ્હાલાંઓને મદદે બોલાવી મુકી પડતી, ત્યારેજ દેશનું રક્ષણ થતું. પણ રાજાને રાક્ષસ કહેવાથી અને રાજાએ પ્રજાને નિમકહરામ કહ્યાથી કે બીજી કોઇ પણ જાતની વૈરભાવના પ્રકટ કર્યાથી ફત્તેહ થતી નથી. એતો ઉલટું અરસપરસ જોરને નબળું કર્યા જેવું છે. પ્રજાને નિર્માલ્ય અને રાજાને કમજોર, એમ કહેવું, એમાં કાઇ કુદરતનો છાનો ભેદ રહેલો હોય છે. કુદરત ઉભયના મુખે વાંકાં ચુકાં બોલાવી ડખન ચૈતન્ય રડે છે અને પોતાનું સંહાર કરવાનું કાર્ય સાધી આધિ વ્યાધિ ઓછી કરે છે. ચાલુ જમાનામાં રાજા અને પ્રજા બંને સિંહનું નામ સાંભળી ધ્રુજી ઉઠે છે. અને બાળક જેમ માતાની ગોદમાં છુપાઇ જાય, તેમ બંદુકના અવાજો સાંભળી ઘરમાં છુપાઇ જાય છે. રાજા સિંહોના શિકાર ન કરતાં બિચારી નિરઅપરાધી ગરીબ બતકોનો શિકાર કરે છે. વખતો વખત રીસમાં આવે, ત્યારે રૈયત પર કરનો બોજો નાખી તેનાં અંતઃકરણો બાળવાની બહુજ સારી રમત જાણે છે. કહો ! કેટલો બધો ફરક. ક્યાં શાસ્ત્રોના કહેવા પ્રમાણે પ્રજાપાલન નિતિ અને ક્યાં રાક્ષસી રિવાજની દમનનીતિ. રૈયતે રાજાની મદદમાં આવી પોલિસો સાથે કે લશ્કરના માણસો સાથે મળી દુશ્મનો ઉપર છાપો મારી વિજય કરવાનો છે, તેના બદલે એ ધર્મ ભૂલી જઇ લશ્કરી માણસ પ્રજા પર ધાક બેસાડી, પ્રજાનાં અંતઃકરણો બાળી ધમણની માફક ફેફસાંઓને રમત કરાવે, ત્યારે એમાં વિજયની આશા ક્યાં રહી ? શિવ શિવ ! કેટલી બધી શરમ ? કેટલી બધી અંધી ? જ્યારે રાજાની પ્રકૃત્તિ રાક્ષસી સ્વરૂપ પકડે અને જુલમનો વરસાદ વરસાવી ઘરબાર ઉજડ કરે, ત્યારેજ રાજા પ્રજામાં સુલેહનો ભંગ થઇ, લડાઇનું નામ જાહેર થાય છે. બળવાઓ ઉપડે છે, લુટફાટ શરૂ થાય છે, આમાં કંઇ રાજાનો દોષ હોતો નથી. નોકરશાહી પોતાના ઘરની પાદશાહી

રચી રાજાના હકમાં ફાયદો થાય, એવા કરો નાખી પ્રજાના પેટ પર ડામ મારે, ત્યારેજ પ્રજા ચમકી ધીરજને છોડી, વિકાળ રૂપ પકડે છે. પ્રજા ભોળી, સરલ, નમ્ર, વિવેકી અને બધી વાતે સુખી હોય ત્યારેજ રાજાના નામની રૈયત માળા ફેરે છે. પ્રજા કંઇ ગાંડી હોતી નથી, કે તેઓને તકરારનો શોખ હોય. બધાં મનુષ્યો દેવરૂપ છે. પણ અનીતિના પ્રતાપે કંસ અને શીશુપાળ વિગેરેનાં રૂપો ધારણ કરે છે. એ પોતાની ખરાબ પ્રકૃત્તિની તજી સારા સદ્‌ગુણોનો અભ્યાસ કરે, તો એની મેળે શાન્તિ પ્રસરી જાય. શું તેઓ રાજેન્દ્ર થયા, ઇશ્વરનો અંશ ગણાયા; તોપણ નીતિને ગ્રહણ કરી અનીતિને હાંકી કાઢવાની બહાદુરી નથી શિખ્યા; ત્યાં સુધી તેને ભૂતપ્રેતની પણ ઉપમા ન અપાય. કારણ કે કેટલાક મનુષ્યોને કોઇ ભૂતની ઉપમાં આપે તો ખીજાઇ જાય છે, પણ એમ નથી સમજતા કે તમારૂં શરીર ભૂતની માફક એવું તો મજબૂત બનાવો, કે સારા સારા બહાદુરો પણ તમારાથી ધ્રૂજે, કંપે. જ્યાં સુધી ભૂતનાં કાર્યો ન બની શકે, ત્યાં સુધી ભુતની ઉપમા પણ અતિશ્યોક્તિ તરીકે ગણી શકાય. જેનાથી કુતરાંઓ પણ ડરતાં નથી તેવા માણસથી દેશની આબાદીની શી રીતે આશા રખાય? પોતાના ભલા માટે, દેશના લાભ માટે દરેક મનુષ્યોએ પોતપોતાની ખરાબ પ્રકૃતિમાં સુધારો કરી જેમાંથી ખરાબ પરિણામ આવે એવાં કાર્યોને રજા આપવી જોઇએ. રાજા પ્રત્યેનો પ્રજાએ અને પ્રજા તરફનો રાજાએ અનહદ પ્યાર મેળવવા યત્ન કરવો. એ અરસ પરસ એક બીજાના આધાર રૂપ છે. પૂર્વજો જે રાજા પ્રજાના કાયદાઓ બાંધતા ગયા છે, તે નીતિ રીતીને પોશણ ન આપવાથીજ અસંખ્ય ધાંધલો અને હાડમારીઓ વધી પડી છે. સ્વામી રામતીર્થ કહે છે કે જો તમારા પૂર્વજોના ધારાધોરણોની મજબુત પાળ તુટી તો તમારે નકી સમજી લેવું કે કરોડો કષ્ટના સમુદ્રો તમને બોળી દેવા ફુટવાનો ઇરાદો કરી રહ્યા છે. કેટલાક મનુષ્યો પોતાના દેશના, પોતાના વડિલોના, રીત રીવાજોની પોટલી બાંધી ખારા સમુદ્રમાં ફેંકી દે છે. એનાથી મને એવો અનુભવ થાય છે, કે એ લોકો પોતાનાં બાળ બચ્ચાંઓની સમૃદ્ધિને, વિદેશમાં મોકલાવી તેના નામને, તેના રહસ્યને, આદિ અનાદિથી ચાલતા આવેલા વેદાંત ધર્મને અને છેવટ પોતાની જાતને સળગાવી દેવાને હાથમાં અગ્ની લઇ ઉભેલા છે. મને એવો માણુસો કડવા ઝેર જેવા લાગે છે. દરેક સ્ત્રી પુરૂષોએ પોતાના પોશાકમાં ભાષામાં લગ્નમાં ખાવા પીવામાં વિગેરે રહેણી કહેણીમાં બહુજ જુદા પ્રકારનું રૂપ ધારણ કર્યું છે. એથી આ પવિત્ર દેશનાં માનવીઓ બહુજ ભૂલ કરે છે સરલ અને કિંમતી પોશાકની રૂઢી ગુમાવી બેઠા છે. હાલમાં જે પોશાક વપરાય છે, એતો મને અશુભતાનાં ચિન્હો જણાય છે. જુઓ! હાલની સ્ત્રીઓ સફેત વસ્ત્રો પહેરે છે, એથી મારે શું અનુમાન કરવું?

આપણામાં જ્યારે પુરૂષ મરી જાય, ત્યારે કાં સફેત અને કાં શ્યામ એ બે રંગો ધારણ કરાય છે. પણ ધણી હયાત છતાં બધો પોશાક ધોળો એ કયાંનો ન્યાય? શું સ્ત્રીઓને સફેત પોશાક પ્રિય હોય તેને સૌભાગ્ય ચિન્હની ઇચ્છા નથી? આમા હું એકદમ સ્ત્રીઓનેજ ઠપકો આપું. એવું કયાં છે? પુરૂષો પણ મૂછો મુંડાવી કૂઇબા જેવા થઇ ફરે છે. આથી ખુલું સમજાય આવે છે. કે નકી રાષ્ટને નપુષકપણું લાગું પડયું છે અગર તો દેશભકત કે મહાન્ ધર્મધુરંધર રાજેન્દ્ર અને લાયક ગણાતા એવા વડિલો ગાંઠડા પોટલાં બાંધી આસમાનને માર્ગે જવાની તૈયારી કરી રહ્યા છે. એમ જણાય છે જાણે દેશની આબાદીનાં સાધનો અને વારસામાં ચાલ્યુ આવતું શૌર્ય સદાને માટે નિર્મુળ થયું હોય નહિં. અરે ભાઇઓ! તમે આવી ન મુછીયા બાબત વ્હોરી લઇ ચીનાઓનાં જેવાં મુખ કેમ કરી બેઠા? તમને મોઢા પરના બાલ ભારે જણાય છે અને માથા પરના બાલ વધારી વ્યભિચારીણી વામાની જેમ આડી પાંથી પાડતાં શરમાતા નથી. મોઢા પરના બાલો એટલે મુછો તમારી પુરૂષ જાતીનો શૃગાર છે. એ તમે નથી સમજતા? પ્રભુએ તમને સ્ત્રી અને પુરૂષની ઓળખાણ માટે મુછો આપેલી છે જ્યારે તમને એ મુછો પસંદ નથી ત્યારે તો મારે એમજ સમજવાનું રહ્યું કે ઇશ્વરનીજ ભુલ થઇ છે કે તેણે તમને મુછો આપી માટે હવે તમને મુછોજ ન આપવી અને મતલબકે પ્રભુને પણ પોતાની ભુલ સુધારવી રહી. જ્યારે એ મુછો તમને ભારરૂપ જણાશે, ત્યારે તો મોટાં મોટાં વૃક્ષોને ઉખેડી નાખનારા, પહાડોને તોડનારા, સિંહોને એકજ અસીથી ઠાર કરનારા વીરનરનાં સંતાનોને શરમાવા જેવું છે. વિદેશી કે નહિં પરદેશી એવી આ અજબ કૃતિ તમને ભવીષ્યમાં બહુજ નુકશાન કર્તા છે. વિદેશી ઓરતોનો અને વિદેશી પુરૂષોનો જો પોશાક જોશો તો તમને પશુઓનાં ચાંમડાં કરતાં જાડો જણાશે; પરંતુ તમે તો હવામાં ઉડી જાય એવાં વિદેશી ફેશનનાં કપડાં પહેરી, એકજ દિવસમાં ફાટી જાય એવાં લાંબી કિંમતે ખરીદી, દેશની પાયમાલીનો ઠીક રસ્તો શોધી કાઢયો છે. વિદેશીઓ મોટા મોટા અમલદાર હોય, રાજા હોય કે ગવર્નર હોય; તો પણ જાડાં કપડાં પહેરવામાં બહુજ લાભ સમજે છે. તવંગરને જેટલી પોતાના લાભની ખબર હોય છે, એટલી ગરીબને નથી હોતી. એજ દિલગીર થવા જેવું છે. તમે દેશ દેશાવર રખડયા હો તો મારી પર દયા કરી, મને જણાવશો કે કોઇ પણ વિદેશી આપણા જેવાં બારીક વસ્ત્રો પહેરી શિયાળામાં ઠંડીએ મરે છે? દેશને ભુખમરો આવ્યા છતા, આમનંમ મોજ વિલાસ કયાં સુધી ચલાવવાના? દેશની વસ્તીનો ચોથો ભાગ ઘરો

ઘર ભીખ માગતો થઇ ગયો; તો પણ હજુ ક્યાં તમારી આંખ ઉઘડે તેમ છે? આપણે રેશમી કાપડથી ટ્રંકને ઢંકાવ્યા, પેટમાં સંતરાં, નારંગી, દ્રાક્ષ અને મિષ્ટાનોનેજ પધરાવ્યાં એટલે થયું. પછી બીજાની દરકાર શું છે. આતો બારીક વસ્ત્રોએ પત્યું છે; પરંતુ કોઇ નગ્ન ફરવા લાગે તો એની રીતભાતને અનુસરી બીજાઓ પણ ગાડરીયા પ્રવાહની માફક તેની જેવાજ થવાની મહેનત કરે અરે હિંદીઓ! તમે કોઇની દેખાદેખી ન કરો. કોઇ લીલો પીળો થઇને નિકળે, તો તેને સારી રીતે સમજાવો. તેનામાં જેટલી ભુલો હોય, તેને નાબુદ કરો. પણ તમે તેના જેવા થવાની ઇચ્છા ન કરો. જેણે જુદા પ્રકારનો પોશાક ધારણ કર્યો હોય, તો તેને સ્વદેશીના રૂપમાં ફેરવી નાખવા તેઓને બરાબર સમજાવો. ન સમજે તો મસ્કરી કરો. તેમ ન સમજે તો ગાંડાઓ પાસે માર ખવરાવો; પરંતુ એ ગમે તેમ કરે એમાં મારે શું પંચાત છે? એમ ન બોલતા. એની ભુલ તમને લાંબે સમયે નડશે અને જો નડી હોય તો એ ભૂલનાંજ પરિણામ સમજી લેવાં. કેટલાક હિંદીઓ શરીરે નબળા હોઇ કોટ પાટલુન પહેરી માથે બિલાડીની બળી જેવું ટોપું ઓઢી શેરીએ અને ગલીએ હરતા ફરતા શ્વાનો ભસાવે છે. આ વાત તમે ખોટી નહિ માનતા જો મે એવી રીતે થતું ન જોયું હોય, તો તમે કહો તેવા સોગંદ ખાઉં. એક તો મુખ કાળું અને કુતરાએ કોઇ દિવસ એવો પોશાક ન જોયેલો, તેમાં વળી આવા ભાઇઓનાં દર્શન થાય પછી તો શું ખામી રહે.

જાડાં કપડા પહેરવામાં કનિષ્ટતા અને રેશમી તથા સુતરાઉ બારીક વસ્ત્રો પહેરવામાં શ્રેષ્ટતા ગણતા હોતો, તમારા જેવી બીજી કોઇ ભૂલ કરતું હોય, એમ મને જણાતું નથી. વિદેશી ઓરતો અને પુરૂષોના કપડાંનું વજન પોતાના દેહના વજન જેટલુંજ હોય છે. ઓરતો જાડા બડીયા જેવા ઘાઘરાની ઉપર એનાથી પણ જાડું કપડું કેડે બાંધે છે. તેમાથી વળી કટકા કાપલા વધ્યા હોય તો બાળકોના વાળને છેડે બાંધી તેના ટુકડા પણ ગેરવલે જવા દેતા નથી. યૂરોપીયનો આપણે માટે બારીક વસ્ત્રો બનાવે છે, પણ પોતે તેમાં લોભાઇ પોતાના દેશનો જાડો પોશાક છોડતા નથી. જુઓ! આપણા દેશની ઓરતો બારીક વસ્ત્રો પહેરે છે, તેથી તેનામાં કુદરત એવી તો દુર્બળતા આપે છે કે એકજ ફુકની સાથે પડી જાય. અને ચાલતાં ચાલતાં કેફી માણસની જેમ લથડીઓ ખાય છે. અને એના ઉદરમાં ઉત્પન્ન થયેલાં મનુષ્યો તદ્દન અશક્ત થાય છે. મગજ શક્તિના એવાં તો નબળાં બને છે, કે અઘરૂં કાર્ય આવતાં લાંબા થઇ સુઇ જાય છે. જાડાં કપડાંવાળાનાં સંતાનો એકજ મુઠીની સાથે બે ત્રણના પ્રાણ લે છે. જેની માતા બળવાન હોય છે,

તેનાં સંતાનો કોઇ દિવસ કાયર, બીકણ નાહિંમત કે કમજોર થતાં નથી. સિંહણ જો હાથીના કુંભસ્થળ સુધી એકજ છલંગે ચડી જાય છે, તો તે જોરાવર માતાના સંતાનો આખા જંગલને ગજાવી એકજ હાકલથી ભલાભલા શૂરવીરોના ગાઢ છોડાવી શકે છે. જાડાં કપડાં પહેરવાથી લશ્કરી માણસો મહાન જંગ જીતે છે. જાડા કપડાંથી તાપનું, ઠંડીનું વિગેરેનું નિવારણ થાય છે. ઘરની દિવાલો જાડી મજબૂત હોવાથીજ ઘરનું આયુષ્ય વધે છે, જાડું લાકડું ઘરના ઉપયોગમાં આવે છે. આખા ઘરનો બોજો આડસર કે જે બહુજ જાડું છે, તે સહન કરી બીજાં લાકડાંઓને પોતાની પીઠ પર ધારણ કરે છે. જાડા માણસ પર કોઇ માણસ ધસી આવતાં બહુજ વિચાર કરે છે અને કહેવતમાં પણ છે કે શું આપણે તેની જેવા થઇ શકીએ ? એતો મોટા છે. વિચારીએ તો જાડાઇમાં કંઇ વધારે મહત્વ રહેલું છે. જાડી લક્ષ્મીવાળા, જાડા લશ્કરવાળા અને મજબૂત બુદ્ધિવાળાથી આખું જગત ડરે છે. તેની સેવામાં અસંખ્ય માણસો દોડી આવે છે હમણાં સ્ત્રીઓ જાડાં કપડાં પહેરવાથી શરીર પર અત્યંત બોજો આવી પડયો એવું સમજે છે, ત્યારે બાળકને નવ માસ ગર્ભાધાનમાં ધારણ કરવું તેના કરતાં કપડાંનું વજન ક્યાં વધારે છે. એનું જો વજન વધારે લાગે તો ગર્ભને પણ શી રીતે ઉપાડી શકે ? આ ઉપરથી તેઓને ખાલી પેટે રહેવાની મરજી હોય. એવું જણાય છે ત્યારે તો ચોખે ચોખુ કહોને કે વાંઝીયાપણું કબૂલ છે.

દેશનું હિત સાધવામાં સંકટ પહેલું છે. કષ્ટ વિના સુખ મેળવવું એ ગધેડીને ગાય બનાવવા જેવું છે. સુખ વિલાસથી કોઇએ કોઇના પર પરોપકારની છાપ પાડી એવું જણાયું નથી. જ્યારે હાલની સ્ત્રીઓ ફેશનમાં આગળ વધી બારીકમાં પણ બારીક વસ્ત્રો વજનદાર જણાવે છે, ત્યારે શું અત્યંત કોમળતા દરશાવી છેલી દશાનું એટલે નગ્ન રહેવાનું સુત્ર પસંદ કર્યું છે ? બ્હેનો ! ભારતની દેવીઓ ! તમે તો તમારા મનથી તમને મુર્ખ અકકલ વગરની નાલાયક, કંઇપણ કાર્યમાં ન યોજવા યોગ્ય ગણુતી હશો ? પણ એ તમારી ભુલોએ આખો દેશ ચોધારાં આંસુએ રડે છે. હું તમને દેશની ઉદ્ધારક ગણું છું કારણ કે તમારા હાથથી આખું જગત ઉછરે છે, પોષાય છે, કેળવાય છે, ત્યારે તમે આવું ધતીં" લઇ બેસશો તો મારે કોઠીમાં મો રાખી રડવા જેવું થશે. હવે ..ાંય પણ પ્રયાસ કરવો ન રહ્યો. મારા વચનોને કોઇ પણ સાંભળતુ નથી. જેનાથી દેશનો ઉદ્ધાર છે, તે ઉદ્ધત થઇ ગયાં. એમ ધારી હું તો નાહિંમત બની જઇ. નાસીપાસ થઇશ. અવિજયી ગણાઇશ. મારી બધી મનસ્વી કલ્પનાઓ ધુળમાં મળી જશે, પછી જો તમારી એવી ઇચ્છા હશે તો હું થોડો અગર તો ઘણો વખત સહન કરી લઇશ. પરંતુ સમજો તો સારૂં

છે વિશ્વાસે તમારી આબરૂપર હાથ નાખ્યો છે. તમારા ઘુંઘટા તાણ્યા વગર, પડોશો તથા પરજનો તમારાં મુખો જોઇ શકે છે. એનો તમને કયાં ખ્યાલ છે ? તમે તો એકજ ઇન્દ્રિયનું જ્ઞાન રાખ્યું. દેશનું, સંતાનોનું, માલીકનું ભલે ગમે તેમ થઇ જાય, પણ આપણા પાત્રમાં આવ્યું એટલે બસ ! કેટલીક સ્ત્રીઓ તો ધણી ફેશનદાર સાડી ન લાવી આપે તો કજીઓ કરી બિચારાનું માથું પકાવે છે. અને વખતો વખત ઘર છોડીને ચાલી પણ જાય છે. બીજે સારો પૈસાદાર, મૌજ વિલાસમાં ગરકાવ કરી દેનાર પુરૂષની પસંદગી કરે છે, આ તો તેણે પોતાના ખરેખરા સ્ત્રી સ્વભાવને જાહેર કર્યો ગણાય. બારીક વસ્ત્રથી પાયમાલી થાય છે. એ વિષે રોમન કેથોલિક પંથના મહાન્ આચાર્ય પોપે પોતાના સર્વ કેથોલિક બીશપોને આજ્ઞા કરી છે કે જે સ્ત્રીઓ, બારીક વસ્ત્રો પહેરી અમર્યાદાભર્યો, નિર્લજ અને નામોશીદાર પોશાક સજે છે, તેને ધર્મને કલંક લગાડનાર સમજવી. એવી સ્ત્રીઓ ઘુંટણ સુધીના ઘાઘરા પહેરી, ઉન્નત સ્તનો દેખાય એવાં ઉઘાડા ગળાનાં પોલકાં સજી, દરિયા કિનારે ફરવા જાય છે, તેથી આવો નિતંબો દેખાડનારો પોશાક નકી દેશનીજ પાયમાલી સુચવે છે. પોતાના અવયવોનું સૌંદય દેખાડવું એ નામોશી ભર્યું છે. ખુદ પરમાત્માએ ગુપ્ત અવયવ ઢાંકવા માટે પશુને પણ સાધનો આપેલાં છે ત્યારે આપણે મનુષ્ય જાતી ઇશ્વરી આશયને તુચ્છકારી સફેત પીંડીઓ, ઉન્નત સ્તનો, નિતંબ અને બીજા કેટલાક ગુહ્યભાગો સ્પષ્ટ દેખાય એવી રીતભાત કરી જુવાનીઆઓને ઉશ્કેરીએ, તો આપણેજ હાથે કરી એઓને હરામખોરી શીખવનારા વિષયોનો પાઠ ગોખાવ્યો કહેવાય. ખાસ જે ભાગો છુપાવવા જેવા છે, એ તો ધણી સિવાય કોઇ ના જોઇ શકે. ઘણે ભાગે માણસો પોતાની એબ છુપાવવા માટે મહેનત કરે છે, ત્યારે આપણને જગત ખરાબના રૂપમાં લાવીમુકે એવો ખુલ્લોપોશાક પહેરવામાં શો નફો છે ? જાડાં કપડાં પહેરવાથી વિકારી ભાગો ઓછા દેખાય છે. અને તેને લઇને માણસો આપણા તરફ તાકીને જોતાં નથી. નાગી કુદરત વિકારો ઉત્પન્ન કરે છે. એ બાબતની કોણ ના પાડી શકે તેમ છો માટે જેમ બને તેમ ઘુંટણનાં ગોટલાં, ઉન્નત સ્તનો, સફેદ જાંઘો અને નિતંબો ન દેખાય એવી રીતે ઉમદા પોશાક વાપરવામાં આવે તોજ દેશનો, ધર્મનો અને શરીરનો વજ્ર સ્તંભ રોપાય તેમ છે. તમે કુદરતી બનાવટને બરાબર જાણતા હો, તેમ જણાતું નથી. બાળક કુદરતી રીતે બોલતાં ચાલતાં શીખે છે. તેને ભણાવવું પડતું નથી, એને આપણા તરફથી કુદરત છાનું શિક્ષણ અપાવ્યા કરે છે, તેવીજ રીતે કુદરત તમને મદદગાર થવા માટે જમાનાના ફેરફારોની ગતિ આપ્યા કરે છે, પણ આપણે તો આપણી વસ્ત્રાદિ, ધનાદિ વિગેરે કૃતિઓમાં ફસાતા

જઇએ છીએ. જુઓ! માખી પોતાના મધપુડામાં ન ફસાઇ જાય, તેના પગ ચીકણા મધમાં ન ચોંટી જાય, તેટલા માટે વારે ઘડીએ લુછે છે. તેમ તમે પણ તમારી કૃતિમાં ન ફસાઇ જાઓ, તેનો બરાબર ખ્યાલ રાખો. મારા ધારવા પ્રમાણે તો તમે દિન પ્રતિદીન દુઃખના દરિયામાં ડુબી સંસારી વ્યવહારોમાં ફસાઇ, જનક વિદેહીની સાથે તમારૂં જીવન સરખાવો છો, એજ તમારી અક્કલની ખુબી છે. આ બાબતથી હું પણ બહુજ મુંજાણો છું. મારી દશા સુડી વચ્ચે સોપારી જેવી થઇ છે. જુઓ તમારા વડિલોએ તમારી ચડતી થવાને માટે કેટલી બધી શોધખોળ કરેલી છે, તે તો તપાસો. જુની જુની ઇમારતો, કીર્તિસ્તંભો અને શિલ્પ કામો એટલાં બધાં તો મહાન છે. કે અસંખ્ય વિદેશીઓ આવી તે કારીગરીને જોઇ પોતાની ટોપીઓ ઉતારે છે. અને તેઓ ખુલા દીલથી કહી દે છે કે પૂર્વે આ દેશ જેવો સમૃદ્ધિવાળો કોઇ દેશ નહિ હશે. અને પોતે પણ સમજે છે કે રાણી એલીઝાબેથે હિંદના હુન્નરકળા પર મોહિત થઇ આ તરફ પોતાની નજર ફેંકી હતી. ભાઇઓ દરેક બળવાઓ, મહાન લડાઇઓએ બધાં હિંદુસ્તાન મેળવવાને માટે હોય છે, પરંતુ ખરી રીતે તપાસીએતો નામ બીજા તકરારનું, હોય પણ મુળ તત્વતો હિંદને મેળવવા સારૂજ આરંભાય. અસંખ્ય રાજાઓના હુમલા સામે ટકર ઝીલી ઝીલીને, મહાન લડાઇઓમાં ઉતરીને જંગલો જંગલ સખ્ત તડકામાં રખડીને, પોતાના દેશના ભલા માટે આપણા સ્વદેશ ભક્તોએ પોતાના પ્રાણ ગુમાવેલા છે. એવા નરવીરોનાં તમને નામ પણ યાદ નથી એ કેટલી બધી બે પરવાઇ છે. વિદેશીઓ પોતાના તારકનાં નામો દિવાલ પર ચોડી તેના ફોટાઓને નમન કરે છે, ત્યારે આપણુને અહિં કોઇનું નામ પણ આવડતું નથી. દુઃખમાં તેઓના મુખ કરમાઇ ગયાં, તો પણ તમે છપન દિવાળીઆ થઇ ફરો છો. તમારાં મુખ તો આરસીમાં જુઓ દુઃખની દાઝો પડેલી છે. તિલક મહારાજે એક વખત મુંબઇમાં ભાષણ આપતાં જણાવ્યું હતું કે મારા દેશી ભાઇઓ, પોતાનું દુઃખ નિવારી શકશે કે કેમ? એ હું મારી હયાતિમાં જોઇ શકીશ નહિં. કારણકે પુત્રનાં લક્ષણ પારણામાંથી જાણી શકાય છે. તેમ હું તેમની રહેણી કહેણી પરથી પરખી શકયો છું, કે મારી છ વરસની જેલમાં મેં જે જે દુઃખો ભોગવ્યાં તે તે પાણીમાં ગયાં અને હજુ કોઇ જેલમાં હશે અને હવે પછી જશે, તો હિંદ એક આંખ પણ ઉઘાડશે નહિં. ‘જેને પડી તે ભોગવે’ ભલેને બિચારા સ્વદેશને માટે મરે. જેલમાં મીઠાની કાંજીઓ પીએ. અગરતો અનાજ વિના દશ દશ બાર બાર

કડાકા કરે; પરંતુ જેલમાં ગયો તેનેજ માત્ર ભોગવવું પડે છે. બીજા તો લાંબી ટુંકી વાતો કરી, ફડાકા મારવામાંજ સમજ્યા છે, માટે ભાઇઓ! સમજો. તમારા માટે જીવ આપનારને જીવ આપો, પણ ઉપકાર ન ભુલી જાઓ જ્યારે આયર્લાંડમાં સ્વરાજ્યની ચળવળ થઇ ત્યારે કાર્કના મેયર—નગરશેઠ ટેરન્સ મેકસ્વીનીને સરકારી જેલમાં લઇ જવામાં આવ્યો એ વખતે પોતે ઘણાએક અપવાસો કરી દેશના માટે પ્રાણ ત્યાગ કર્યો તેના તપના પ્રભાવે આયર્લાંડનો જુસો એકદમ વૃદ્ધિ પામ્યો અને દરેક ઘરનો અકેક માણુસ તેના માટે મરવાને તૈયાર થયો, જ્યારે આવું બને. ત્યારેજ બીજા નેતાઓ જેલમાં જવાનું તો શું પણ મરવાને માટે તૈયાર થાય. દરેક મનુષ્ય વ્યકિત કુદરતની આપેલી વસ્તુનો ઉપયોગ ન કરી શકે અને પોતાને ઉભા રહેવાની કયાંય જગ્યા ન હોય તેવી પરતંત્રતા કરતાં ગળે ફાંસો ખાવો વધારે સારો છે. સ્વામી રામકૃષ્ણુ પોતાના શિષ્ય વિવેકાનંદ આદિક ઘણા સજ્જનોને કહેતા કે ભાઇઓ! આપણા પૂર્વજો જંગલમાં રહી સત્ય અને ધર્મનું સંશોધન કરતા અને પારકાની પરતંત્રતા માટે અને તેમના બળતા હૃદયને શાંત કરવા માટે પોતાના પ્રાણુની કુરબાની કરતા, ત્યારે આપણે તેના બદલે દરેક માણુસને લોહની બેડીમાં જકડી લેવાને. માટે મોટી દોડધામ કરી રહ્યા છીએ.

જેના મુખમાં વેદની ઋચાઓ શોભતી તેના મુખમાં નસોને ચડાવનારી, થુકને ઉડાવનારી, આંખોને તણુાવનારી જંગલી ભાષાઓની શરૂઆત થઇ, મુળ ભાષા હતી તે બદલીને બીજી અનેક ભાષાઓના શબ્દો સેળભેળ યતાં વર્ણશંકર થઇ ગઇ. ખરૂં રૂપ છુપાવવાને માટે ચુનાવાળા મકાનમાં રહેવા લાગ્યા, શરીર પર ઘણાએક સફેતા અને પાઉડરોની ડબીઓ ખલાસ કરી, પણ તેઓ સફેત ન થયા. તેઓને ભાગ્યેજ ખબર હશે કે કુદરતી રંગ જવો મુશ્કેલ છે. ખરૂં પુછાવો તો તમારે તમારા બાપનો વારસો સંભાળવાની જરૂર છે. તો તેમાં કાળી ચામડી પણ આવી જાય છે. તમારા વડિલોની અને તમારી મહેનતમાં કાંઇ તફાવત નથી; માત્ર તફાવત સ્વભાવનો છે. તમારા બાપદાદાનું કાર્ય મોટા પ્રતાપશાળીને ધ્રુજાવનારૂં હતું, પરો-પકારના કાર્યમાં મરી પડવાનું હતું, ત્યારે તમારૂં કાર્ય દેશને પાયમાલ કરવાનું, તેના વજ્ર જેવાં ધારાધોરણુને તોડી પાડવાનું, દુશ્મનોને મળી જઇ અન્નદાતાને મારી નાખવાનું, સંતાનોની સ્વતંત્રતા તરફ દુર્લક્ષ કરવાનું વિગેરે સારૂં ધ્યાન ખેંચે છે. તમે સત્યપણે જેમાં કંઇ પણ બીજાનો લાભ સમાયો હોય એવું કાર્ય આરંભો અને હું મારા દેશીભાઇઓના માટે જન્મ્યો છું. આ દેહ, ધન, દોલત બધાં તેને માટે છે. એવી રીતે

સત્ય ધર્મના ગ્રાહક થઇ જો બહાર પડો તો હું છાતી ઠપકારી કહું છું કે કેમ તમારી ફતેહ થતી નથી. માત્ર ઘરમાં બેઠાં બેઠાં લવારી કર્યાથી, કંઇ વળશે નહિં. તન, મન, ધનથી મહેનત કરવી પડશે. કાંઈ જીવ્હાનીજ શૂરવીરતાથી, અગર તો ધોળાં વસ્ત્રો પહેરી સંધ્યાકાળે આંટા મારવા નીકળ્યાથી, દેશનો ઉદ્ધાર થતો નથી. એ તો નાહકના દેશને ભારરૂપ થઇ, નદી કિનારે ફરવા જઇ, બગલાને પણ ભડકાવનારૂં કાર્ય છે. જે માણસ ઉજ્જવલ કપડાંને લજાવે છે, તે માણસ પ્રત્યે મને બહુજ નફરત છુટે છે. સફેત કપડાં પહેરી આત્માને પણ સફેત બનાવવો જોઇએ. દરેક માણસ પવિત્ર થવાને, ઉજ્જવલ ભાવનાઓને પોશવાને, સજ્જડ બંધાયલો છે. નહિં કે બીજાઓનો તિરસ્કાર કરવાને. સફેત કપડાં પહેર્યાં એટલે બીજા બધાઓને હલકા સમજવાના નથી. માણસ પોતાની સ્થિતિ ભલે ગમે તેવી શ્રીમંતભરી કરે; તો પણ દરેકને સરખું માન આપવું જોઇએ. પોતાની જેવા હોય કે પોતાનાથી ચડીઆતા હોય, તેને તો આખી દુનીયા માન આપે; પરંતુ ગરીબના તરફ માયાળું સ્વભાવ રખાય, ત્યારેજ ખરી શ્રેષ્ટતા, શ્રીમંતાઇ, વિદ્વતા, સજ્જનપણું વિગેરે સંબોધનો લાગુ પાડી શકાય.

કેટલાક શ્રીમંતો પ્રત્યે એક ગરીબનો છોકરો કહેતો હતો કે ભાઇઓ ! મારી સ્થિતિ તરફતો જરા ખ્યાલ કરો. તમે તમારા રમ્ય મહેલમાં આરામ કરો છો, એથી પારકાનાં તપેલા હૃદયની તમને ખબર નથી. તમે સારૂં સારૂં ખાઇ ઠંડું પાણી પીઇ પેટપર હાથ ફેરવો, તો નક્કી પેટભરા કહેવાશો. આ માણસનાં લક્ષણો નથી. ભૂખડીના રિવાજો છે અરે ભાઇ ! મને ઠંડો રોટલો પણ મળતો નથી. મારા કપડાં સામું તો જુઓ ! દરજી થીગડાં મારી મારીને કંટાળી ગયો છે. અહાહા ! તમારા મકાનની શોભા અને રોશની જોઇ હું અંજાઇ ગયો છું. તમારા પશુઓ કરતાં પણ મારી સ્થિતિ ખરાબ છે. મને તૃષા લાગે છે, ત્યારે હું ગંદો હોવાથી મને કોઇ પાણી પાતું નથી. મારે ગાઉ દોઢ ગાઉ છેટે નદી પર જવું પડે છે. તમે ગાદી તકીયા પર સૂઇ આનંદ ભોગવો છો, ત્યારે મારા માટે સારી જમીન પણ નથી હોતી. કેટલાક પોતાનાં બચ્ચાંઓને બાપા ! બાપા ! કહીને બોલાવે છે; પરંતુ મને કોઇ એ ગરીબ ! એમ કહીને બોલાવતું નથી. એવી રીતે કોઇ બોલાવે તો અમે અમારા મનથી એમ તો જાણીશું કે અમારી સંભાળ લેનારા દુનીયા પર વસે છે. પણ તમે ક્યાંથી સંભારો તમારી એક વાત મને બરાબર યાદ આવી હું એક વખત મારા બાપની સંગાથે એક તવંગરને ત્યાં ગયો હતો. મને ભૂખ કકડીને લાગી હતી. એટલે મારા પેટમાં પડેલા ભૂખના ખાડા જોઇ મારા બાપા રડી પડ્યા અને સત્યવાત જાહેરાતમાં લાવી પાઇ પૈસાની માગણી નહિં કરતાં પોતાના વ્હાલા રત્ન માટે ઠંડા રોટલાની માગણી

કરવા લાગ્યા, એટલે પેલા તવંગરે ક્રોધમાં આવી જઈ એક લાત મારી કહ્યું કે આવા હરામખોરો હરવખત ઘેર આવી ઓશરીમાંથી અને વખતો વખત ઘરમાંથી પણ વાસણ ચોરી જાય છે. માટે તેવાઓને દેશપાર કરવા એજ ઉત્તમ છે. એમ કહી વળી બે ત્રણ લાતો મારી દીધી એ વખતે હું તેની કેડમાં હતો એ ઘી દુધના ખાધેલ લઠ્ઠ જેવા શાહુકારની લાતથી હું તેની કેડમાંથી સરી પડયો; એટલે પત્થર પર આવી પડતાં મને મૂર્છા આવી ગઇ એથી મારા પિતા છોકરો મરી ગયો એમ જાણી માત્ર એટલુંજ બોલી મૂર્છા ખાઇ પડ્યા કે આહા! આ જમાનો કે? ભાઇઓ! ત્યારથીજ હું તમને ઓળખી ગયો છું કે તમારામાં દયાનો છાંટો નથી. ભાઇ! હું પણ તમારી માફક ભગવાનને માનનારો અને તેનોજ સંતાન છું, તમે ભલે ઉંચ જાતીની રહ્યા, પાઇ પાઇ કરી ભલે લાખો કરોડો રૂપિયા મેળવ્યા, પણ એ તમારી મોટાઇના પ્રમાણમાં અમારી છાતીએ હાથ તો લગાવો જો ધડકતા હ્રદયને આશ્વાસ ન આપશો, તો મોટો ઉપકાર થશે. ભલા! એટલી તો દયા કરો. અમે જીવતદાન સમાન જાણશું. હું કાંઇ તમારાથી જુદો નથી. જે વસ્તુઓ તમારા શરીરમાં છે, એજ વસ્તુઓ મારા પણ શરીરમાં છે. માત્ર ખામી કપડાંની છે. એતો આંહી આવ્યા પછી થયાં. દુનીયા પર પગ મુકતાં તમારી અને મારી સ્થિતિ એક હતી. કહો! તમારામાં અને મારામાં શું તફાવત રહ્યો? છતાં તમે મારાથી શા માટે જુદા રહો છો? કેમ નથી અડકતા? શું મને એની એ સ્થિતિમાં મરી જવા દેશો? કદાચને તમે એમ માનો કે હું બીજા ધર્મનો છું. એમ તમારા જાણવામાં હોય અને એથી કરીને મને અડકવામાં પાપ થતું હોય, તો મારે મુર્ખને અને ડાહ્યાને શી રીતે ઓળખવા?

મારા ધારવા પ્રમાણે તો બધા ધર્મો એકજ પિતા પરમાત્માને મળવાના જુદા જુદા રસ્તા છે. અને તે ધર્મના નેતાને જાણી અગવડતા ન આવે, જાજા માણસોમાં હરવું ફરવું ન બની શકે, જુદા જુદા દેશના મનુષ્યોને તેની રહેણી કહેણી માટે અલગ અલગ રીતભાતો કરી, તેને સમજાવવા જોઇએ માટેજ એ સુગમતાને સારૂ ઇશ્વરે જુદા જુદા માણસોમાં દૈવત રેડી ભિન્ન ભિન્ન ધર્મો કાઢી, બધાને સુગમ પડે તેવો રસ્તો શોધિ કાઢેલો છે; પરંતુ તમને એમ ન માન્યામાં આવે તો ભલે પણ દરેક ધર્મનાં તત્વો એક છે. એમ મેં ઘણાઓના મુખથી સાંભળ્યું છે; છતાં ગરીબોને રીબાવવા માટે તમે આવી માન્યના ધારણ કરી હોય તો મારાથી કંઇ કહેવાતું નથી. કોઇ પણ ધર્મમાંથી એવો વજ લેખ નથી મળી આવતો કે આજ ધર્મ મોક્ષ આપનારો છે. અમે તો મંદ અક્કલવાળા એમ સમજીએ કે કોઇ પણ ધર્મમાં

રહી શુદ્ધ ભાવના વડે ભગવદ્ ભજન કરીએ તો બધા ધર્મો મોક્ષદાઇ જણાય. જુઓ! જેના શરીરમાં શુદ્ધ આત્મ જ્યોતિ પ્રકાશતી હશે, તેને હજારો મનુષ્યો ટોળે ટોળાં નિરખવાને માટે દોડયાં આવશે. પછી તો ભલે ગમે તે વર્ણના રહો ? તમને કોઇ સારા અને મોહદાયક અભિપ્રાયો આપે તો તમે ભોળવાઇ જશો નહિં, મેં ઘણાઓને પ્રસાદીના પડીયા માટે આમથી તેમ દોડતા જોયા છે. જુની કહેવત પ્રમાણે શેરા માટે શ્રાવક થશો અને સામા માણુસની રહેણી કહેણી તપાસ્યા વિના તેના શિષ્ય થશો, તો કુગુરૂના કુશિષ્યનું સંબોધન તમનેજ લાગુ પડશે ઘણા એક મહાત્માઓ તમાકુના પુડા માટે કાન ફુંકનાર ગામો ગામ રખડે છે. ઇશ્વરી નિગમનું ચક્ર હજારો આરાવાળું ફર્યા કરે છે, તેમાં જેવી ભાવના કરશો એવા થતાં વાર નહિં લાગે ભાઇઓ ! જો ગરીબના પર આપણે દયા રાખીએ તો સત્ય, દયા અને ધર્મ એ બધાં બહુજ આપણા માંટે નિકટનો સંબંધ રાખે છે. આ ધર્મ સારો અને આ ખરાબ, એવી અંધશ્રધા તોડી નાખો. તમે પાંચ પૈસે સુખી છો, તમે અમારા માટે જરા વધુ ખર્ચ કરશો તો કાંઇ વાંધો નહિં આવે, ગરીબો તમારા ધર્મ કાર્યને મજબૂત કરનારા છે. પરંતુ તમારા વ્યવહારીક કાર્યમાં દખલગીરી કરનારા હોય તો પણ એને ચાહવાથી તમારા ધર્મમા વૃદ્ધિ થાય છે માટે એ ગુણથી તેના બીજા બધા અવગુણો તજવા જેવા છે. એ બિચારાં એક પૈસે રાજી થનારાં છે. વખતો વખત ભૂખે રહીને, કે એક ટંક ખાઇને તેઓ જીવે છે. થોડા કે વધારે પૈસા એ એમને ખબર નથી. આજ સુધી તમે વૈભવમાં મચ્યા રહી, તમારા દિવાનખાનામાં અમન ચમન કરો છો ત્યારે તમને 'ગરીબ' એવો ખ્યાલ પણ આવ્યો છે. ? અરેરે ! શું તમારા દિલમાં એટલી પણ દયાની લાગણી નથી કે અમે તમને યાદ નથી આવતાં. શું અંતઃકરણમાંથી રામ ઉઠી ગયા. તમારા દયા ધર્મ આવાંજ છે કે ? શું તમે દેશાભિમાની નથી ? આનું નામ શ્રીમંતાઇ કે ? બસ ! આજ બહાદુરી કે ? તમને દુઃખ લાગે તો ભલે મને કયાં તમારા તરફની આશા છે. એતો બિચારા મારા કરતાં ચાર આના સુધરેલા સ્થિતિવાળા કંઇક મારા પર ધ્યાન આપે છે. કારણ કે તેઓને મારા દુઃખનો અનુભવ થઇ ચૂકેલો છે. આ તમારી બે પરવાઇ નામર્દાઇ છે. હિચકારાપણું છે. તમે વડીલ છો. અમારા કરતાં મોટા છે. પરંતુ જડ પદાર્થનો સંગ્રહ વધારે કરેલો છે, માટેજ તમારી સાથે વાદવિવાદ કરવો એ ભૂલ ભરેલું છે. લક્ષ્મીને તમે સદ્માર્ગે નહિં વાપરો, તો તે માંકડાની જેમ તમને નચાવશે. ઓ બહેરા ભાઇઓ ! જરા સાંભળો તો ખરા ! એ પરમાત્માની ભાર્યાના નામવાળી ઉન્નત સ્વભાવની કૃપણ દેવી તેના ઉપાસકનેજ ત્રિદોષ લાગુ પાડે છે. અને લક્ષ્મીના પાસમાં આવેલો માણુસ વજ્રથી પણ કઠણ થઇ જાય છે.

લક્ષ્મી એવી પેટ બળતરા કરાવે છે કે એના કરતાં મૃત્યુ સમયે ઉદરમાં થનારી જવાળા ઘણીજ સારી. લક્ષ્મી કઢંગી છે, અષ્ટાવક્ર માણસ જેવી રીતે ચાલવામાં હાસ્ય ઉપજાવે છે, એવીજ રીતે લક્ષ્મીનો માલીક વાંકાચૂંકો ચાલે છે. કે જેનો ઉલ્લેખ કરતાં મને હસવું આવે છે. લક્ષ્મીના લાલચુ તો એટલી બધી રાડો પાડે છે, કે કોઇને કાન પડયું સાંભળવા દેતા નથી, ધન્યવાદ છે અમને કે અમે પેટભર અનાજમાં નવે નિધિનો સમાવેશ કરીએ છીએ. અરેરે! સારામાં સારી વિદ્યા, નાટય, સંગીત, હુન્નર એ બધાં લક્ષ્મીનાં ગુલામો છે મનુષ્ય જેવું ઇશ્વરી પ્રાણી પણ એને માટે હલકું ગણાય છે અને જાણે કેમ રૂપરંગ સર્વે લક્ષ્મીના માટેજ ન ઉત્પન્ન થયાં હોય? એ મોહક વસ્તુએ ભલાભલા મુની જનોને તપમાંથી પાછા વાળેલાં છે. ગુરૂ મત્સ્યેન્દ્રનાથને સુવર્ણની ઈંટે બાવરા બનાવ્યા હતા તેનો અવાજ ઘણાઓને ચિતભ્રમ કરાવે છે. મોટા મોટા રાજાઓ લાખો ગાઉથી ઉઘાડી સંમશેરે દોડ્યા આવે છે. એ લક્ષ્મી હજારોના માથાં કપાવે છે. લોહીની નદીઓ વ્હેવડાવે છે. દુર દેશનાં મનુષ્યો પણ છેટેથી તેના પ્રકાશમાં અંજાઇ જાય છે, કે સૂર્યનો પ્રકાશ પણ તેને નજરે પડતો નથી. એવા પ્રબળ શક્તિને ધારણ કરનાર પરમાત્માની પટરાણી તને છેટેથી મારા નમસ્કાર છે ભાઇઓ! બધી વસ્તુઓ લક્ષ્મીની ખવાસણો છે. કેટલાકને તો મેં એવી રીતે રાડો પાડતા સાંભળ્યા છે કે રાજસાજના જેવી મજા પૈસાવડે ભોગવાય છે. પૈસાથી અણુધારી ઓળખાણ થાય છે. પૈસાના સંગ્રહથી સંતાનો ઘોડાગાડીમાં બેસે છે. પૈસાથી માબાપ ચાહે છે. બેન બોલાવે છે. સ્ત્રીઓ વારી જાય છે, બાળકો ચૂંમીઓ લે છે. દેવતાઓ વિમાનમાં બેસારે છે. સાથે સાથે ઇશ્વરની નજીકમાં બેસવાને પણ એ મહાન્ દેવી ભાગ્યશાળી બનાવે છે. રાગદ્વેષ નષ્ટ થાય છે. દુશ્મનો ભાઇચારો કરે છે. અશ્વ, હાથી, સિંહો, નોકરો કાનને મ્હેરા કરે છે. કવીઓ ગુણ ગાય છે. નાચનારીઓ બેવડો ઠમકારો સંભળાવે છે. માટે જેની પાસે સફેત રૂપીઆ હોય, તેની બલીહારી છે. એને માટે યોદ્ધાઓ લડાઇમાં ઉતરે છે, સમુદ્ર પાર જાય છે, એવી લક્ષ્મી જેની પાસે ન હોય, તેનું જીવન નકામું સમજવું. ભાઇ! આવું બોલનાર માણસ અમારી ક્ષુધાને કયાંથી શાંન્ત કરે? આ વિશ્વમાં લક્ષ્મી ભલે પ્રધાન પદ ભોગવે, ડગલે પગલે ભલે તેનો ખપ હોય, એજ ભલે હાથ, પગ ગણાય; પરંતુ લક્ષ્મીને વાપરનાર વ્યક્તિ કરતાં લક્ષ્મી ચડેજ નહિ. જેના હાથમાં લક્ષ્મી ઘસાઇ જાય છે એવી લક્ષ્મી મનુષ્ય જેવી અદ્દભુત શકિતથી કોઇ દિવસ વધે નહિં. જુઓ મુળ આપણે તેને ભુમીમાંથી શોધી કહાડી, મલીનને ઉજ્જવલ કરી. તો શું તે આપણા કરતાં કિંમતમાં ચડી જાયા કોઇ દિવસ ભોકતા કરતાં તેના

વપરાશમાં આવતી વસ્તુ શ્રેષ્ટ હોયજ નહિં. પેદા કરનાર કરતાં પેદા થએલી વસ્તુને આપણે મહાન કહેશું તો આપણે આપણા પેદા કરનાર પરમાત્માને ગુલામ બનાવ્યા જેવું થશે. લક્ષ્મી હજારો માણસોને હસાવે છે. એમ રડાવે છે પણ ખરી અને એટલો તો દુર ફેંકે છે કે જે મુલક આપણા પુર્વજોના પુર્વજોએ ન જોએલો હોય. વળી નટ પૈસાને માટે પોતાનો પુત્ર ઉંધે માથે દોરડા પર ચાલતો હોય તોપણ હું નથી ખુશી થયો! નથી ખુશી થયો! એમ બોલે છે. ભાઇ! તમે સચ્ચિદાનંદ પરમાત્મા સ્વરૂપ છો. એ માયા તમારી ગુલામડી છે. શું તમે તેના ખવાસ થશો! વિચારો ડાહ્યા છતાં ઘેલા ન બનો લક્ષ્મી તમારા માટે ઉત્પન્ન થઇ છે, કાંઇ તમે તેના માટે ઉત્પન્ન નથી થયા, એક કવીએ કહ્યું છે કે લક્ષ્મી વ્યાજ વહીવટમાં બમણી વૃદ્ધિ પામે છે. વ્યાપારમાં ચારગણી, ક્ષેત્રમાં સો ગણી અને દાન ક્રિયામાં વાપરવાથી હજાર ગણી થઇ પાછી આવે છે, તો તમે મને ભુખ્યાને શા માટે દાનમાં નથી આપતા? શું એ કવીનું કહેવું તમને નથી સત્ય જણાતું' અરે ધનવાનો! જરા ઉચું તો જુઓ! આ મારૂં પેટ ભુખ્યાં ગળી ગયું છે. હું ત્રણ દિવસનો ભુખ્યો છું, જઠરમાં અનાજ ન હોવાથી વાયુ ગડગડાટી કરે છે. આંખે અંધારાં આવે છે. હું તમારા માટે મારો પ્રાણ પાથરવાને તૈયાર છું, પણ તમે મારૂં વેંતભરનું પેટ ભરવાને કેમ શકિતમાન નથી? ઠીક હું બરાબર સમજ્યો. તમે મને મદદ નથી કરતા, તો ઇશ્વરને ઘેર ન્યાય હશે તો મારો પણ સારો વખત આવતાં હું પણ તમોને દાદ નહિં દઉં. હમણાં તમે ભલે મને હેરાન કરો. તમે નાટક, સિનેમા, સરકસો વિગેરેમાં ત્રણ ત્રણ ચાર ચાર ગણા ચાર્જો આપી પૈસાનાં પાણી કરી આંખો ફોડો છે, ત્યારે મને એક આધી આપતાં આઠ કલાક કેમ વિચાર કરો છો? હું પરમાત્માના સોગંદ ખાઇ કહું છું કે એ આધિના નકી કુરમરા લઇ પાશેર પાણી પીઇ તમોને આશીર્વાદ આપીશ. કેમ ભાઇ! ધ્યાનમાં ઉતરતું નથી? લાંબી રબરની નળી વતી હુકામાંથી ધુમાડા ખેંચનારાઓ! જરા સામું તો જુઓ, હું તમારો ભીખારી છું. મને બહુજ ટાઢ ચડી છે. તમે ઓઢેલું તે નહિં; પરંતુ તમારા બાપ દાદા વારીનું ફાટેલ તુટેલ કપડું તો આપો. એ ન હોય તો જુઓ સામે લટકેલી જુનામાં જુની કામળી તો ફેંકો. તમે નહિં આપો તો બીજા કોણ આપશે મારા જેવા. જુઓ જુઓ? મારાં રૂવાંટાંઓ કેવાં ચડયાં છે. હોટેલમાં જઇ એકા બીજાનું એઠું જુઠું ખાનારા મારા ગંદા ભાઇઓ! હું તમારાથી કનીષ્ટ છું, એ વાત સાચી પણ તમારી રકાબીમાંથી નીચે પડી ગએલું ભજીયું તો આપો. હું

એને તમારી ઉદારતા સમજીશ અને જાણે મને ભવ ઉતરાવ્યો-અમરતો હું પણ તમારી માફક એહું ખાઇ ભાગ્યશાળી થઇશ. અનાજ નહિં મળવાથી મારી પાંસળીઓ દેખાય છે, તેથી શેરીનાં બાળકો તકરાર કરે છે. કોઇ સોળ કહે છે તો કોઇ બાર કહે છે. એમ જો વિશ્વાસ ન આવે તો તમે પણ આવીને ગણી જાઓ કે હાડકાંઓ પુરેપુરાં દેખાય છે કે નહિં. હું ઘણાએક દહાડાનો ભુખ્યો દુખ્યો છું. મને મહેનત કરી મારૂં ઉદર પોષણ કરવાનું બહુજ મન થાય છે, પણ તારાથી ન બને! એમ કહી દરેક છોડી દે છે. કોઇ મજુરીએ બોલાવતું નથી. અને છકેલ મનુષ્યો તો ત્યાંસુધી ધુતકારી કાઢે છે કે સાલા! તું હરામનું ખાનારો અમારૂં શું કામ કરે? કહો આનુ નામજ મોઢું બાંધીને મારવાનો ઉપાય. એ મહાશય એમ નહિં સમજતા હોય કે આ ગરીબના કરતાં મારી હરામખોરી વધી જશે. તેણે તો વેપારમાં કેટલાકનાં ગળાં કર્યાં હશે, કેટલાંક દિવાળાં ફુકયાં હશે, હજારોની થાપણો ઓળવી હશે, દારૂ, માંસની દુકાનો કરી કરોડોને બદફેલી બનાવ્યા હશે, સાચાંના ખોટાં કરી અને ખોટાનાં સાચાં કરી અસંખ્યનાં મોત ઉભાં કર્યાં હશે, કેટલાકની ચોરી કરી હશે, કેટલાકના પૈસા લઇ પાછા નહિં આપ્યા હશે, કેટલાકને રસ્તામાં પાણી વગરના મારી નાખ્યા હશે, એવી એવી અગણીત અનિતિઓ કરી મેળવેલા પૈસા વડે અભિમાનમાં આવી જઇ, કદાચને મને સાલો, હરામી, કાફર વિગેરે કહીને બોલાવે, તો હું કયા કાને ધરૂં તેમ છું એતો જેને સન્નિપાત થયો હોય તે લવ્યાજ કરે, તેમા મને શું. ભાઇઓ! દયા ખાઓ એકદમ કસાઇનાં દિલ નહિં કરો. જો તમને પ્રભુ વ્હાલો હોય તોજ મને બોલાવો. હું તમારી ખુશામત નથી કરતો. તમે ખુશામતથી રાજી થનારા હોતો જાઓ ચારણ ભાટની આગળ પૈસા દઇ ગુણ ગવરાવવા. જેમ ખ્રિસ્તીઓના રોમન કેથોલીક પંથના ધર્માધ્યક્ષ પોપ મરનારની પાસેથી અમુક પૈસા લઇ, જેમ બાપાએ સ્વર્ગમાં જમીન રાખી મકાનો ચણાવ્યાં હોય, તેમ બાગ બંગલામાં રહેવાની ચીઠીઓ કરી આપે છે, તેમ હું ધતીંગ કરી તમારા પૈસાનું હરણ કરી, તમારી મીલ્કતમાંથી દશાંસ ભાગ લેનારો નથી, પરંતુ કરગરણાં કરી, માત્ર ચોથીયું રોટલો માગનારો છું. હું ધારૂં છું કે તમારા પૈસા તેવાઓને માટેજ છે. એમાં મારે ક્યાં માથા કુટ કરવી? જેનામાં સત્તા ન હોય, બાયલો હોય, બીકણું, નમાલો હોય એજ પોતાનું હિત ન સમજે. તમે પૈસાનો સંગ્રહ કરી, ધર્મ અર્થે કે દેશ અર્થે નહિં વાપરો, તો તમારા આત્માનો કે દેશનો ઉદ્ધાર થશે નહિં. તમારાજ શરીરને શાન્તિ આપી, બીજાની

દરકાર નહિં કરો તો તમે નહિં તો તમારાં સંતાનો નકી આંખમાંથી અશ્રુઓ નહિં સુકાવા દે. પારકાની આપણને શી પડી છે? એતો એને રાડો પાડવાની ટેવ છે. તો હું નકી તમને કલીયુગના કપૂતો કહીશ. ભાઈ! તેગ બહાદુર સાહેબ પોતાના પુત્ર ગુરૂ ગોવિંદસીંહને કહેતા ગયા હતા કે ભાઈ! તું ગમે તે કામ કરજે, પણ ગરીબને ન સતાવતો. કબીર, નાનક અને તુલસીદાસ પોતાની સાખીમા ગાઇ ગયા છે કે ગરીબને છેડવો નહિં. ગરીબની ધા બહુજ બુરી છે. મુએલાં ઢોરના ચામડાથી બનેલી ધમણ પણ શ્વાસોશ્વાસથી લોહને ભસ્મ કરે છે. વાદળાંઓ સૂર્યનો તાપ સહન કરી પાણી વરસાવે છે, વૃક્ષો તાપ સહન કરી શીતળ છાયા અને મીઠાં ફળો આપે છે. તો તમે કંઇ ન કરી શકો? તમારામાં કંઇક સમજણ શક્તિ છે, ત્યારે તો આટલી માથાકુટ થાય છે. જ્યારે તમે નથી સમજતા ત્યારે મારે કોની પાસે ફરિયાદ લઇ જવી? પત્થરા પાસે. તમારી બુદ્ધિ કયાં ગઇ? બળ કયાં ગયું? ધનવાનો! તમે અમને એક વખત તો મદદ કરો. જો અમારામાં અમારાપણું હશે, તો તેનો બદલો વ્યાજ સુધાં આપશું. તમે જો અમારા પર દયા કરો તો અમારી પાસેથી ગરીબી હમણુંજ સલામી કરે. હમણાં તમે અમારી અરજ સાંભળવાને બહેરા થઇ ગયા છો, પણ યાદ રાખજો કે તમારી અરજ કોઇ નહિં સાંભળે. હું જોઉં છું કે તમે તમારા અભિમાનમાં આમ તેમ કયાંસુધી ફર્યા કરો છો. તમારૂં એ સુખ ઝાઝો વખત રહેશે નહિં જેના અવિચળ સુખો હતાં, એ પણ હતાં ન હતાં થઇ ગયાં છે, ત્યારે તમારૂં પાંચ રૂપરડી વાળાનું શું ગજું? જો હું કાયમ ખાતે આવીને આવી સ્થિતિમાં રહીશ તો એનો દોષ તમારે શીર આવશે. હમણાં હું જે ઉમદા વસ્તુઓ હાથમાં પકડું છે, તે શોભા લાયક નથી ગણાતી, પણ કુદરત મારા તરફ હમણાંજ પ્રસન્ન થાય તો એજ વસ્તુ વડે હું શોભા પામું. અત્યારે આ મારી કફોડી સ્થિતિની કોઇની પાસે વાત થાય તેમ નથી. કારણકે એનાથી એક છોકરાની જેમ બને છે. એક છોકરો બીજા છોકરાને ગાળ દઇ રવાના થયો, ત્યારે પેલો છોકરો તેના બાપની પાસે ફરિયાદે ગયો, એટલે તેના બાપે તે છોકરાને બાંબુથી વધાવી લીધો. કહો! કેવો અન્યાય! અત્યારે મારૂં પણ તેમજ થયું છે. આપવું નહિં તેમ ખરી બીના સાંભળવી નહિં. મારે આવી રીતે પાશાણ હૃદયના મનુષ્ય આગળ કયાં સુધી અશ્રુઓ ઢાળવાં રહ્યાં? કયાંસુધી માથું ફોડવું. મને કદાચને કોઇ એમ કહેશે કે આ મોટા દુર્ગંધીના પહાડ જેવા આ રંકના સંતાનને કોણ અડકે? પણ એતો ગાંડા

છે, ભુલેલા છે. હું ક્યાં મુર્ખ છે. મારે મન આખી સૃષ્ટિના જીવો એક છે. એ સંપત્તિમાં મસ્ત થયેલાઓના ઉપર મારે ભરસો રાખવો શા કામનો! એ તો લક્ષ્મીના નોકર છે. મરી ગયા પછી પણ તેને ભુતયોની કે પશુયોનીમાં અવતરી તેની રક્ષા કરવી પડશે. હું તો તેના કરતાં સ્વતંત્ર છું. મારે માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં છે. મે કોઇનાં દિલ નથી દુભાવ્યાં, પણ ઉલટી દયા ઉત્પન્ન કરી છે. જે માણસને પુણ્યદાન વડે, સ્વર્ગની ઇચ્છા થાય છે. તેનું ફળ નર્કવાસનું સમજી લેવું.

જે માણસ ઉત્તમ જીવન વ્યતીત કરી, કંઇ ઇચ્છા વગર પુણ્યદાન કરી સર્વત્ર પરમાત્મા અર્થે અર્પણ કરે તો તે જીવને માટે વિમાન વાળાઓ લેવા આવવાની અરસ પરસ તકરારો કરે છે. જે વસ્તુ તમે માગો છો, તે તમને નથી મળવાની. એમ તો તે સો સો ગાઉ દુર ભાગશે. ઘણાં માણસોને મેં પોકાર કરતાં સાંભળ્યાં છે કે અમે ઘણા ઘણા ઉપવાસો અને ધર્મદાન કર્યાં પણ કંઇએ ફળ મળ્યું નહિં. આનું કારણ તમે સમજ્યા હશો. ફળ નહિં મળવાનું કારણ ઇશ્વરના ઘરનો ખરો ન્યાય છે. તમારી ભાવના નિઃસ્પૃહિ નહિં હતી. કાં તમે એવી માગણી કરેલી હોવી જોઇએ કે માગેલી વસ્તુ તમારા પુણ્યથી બમણી ત્રમણી કિંમતની હોય. કેટલાક માણસો ઘણી વખત ભુલ કરે છે. આપેલો હોય દાનમાં એક પૈસો અને માગણી કરે હાથી ઘોડાની. કહો ક્યાંથી મળે? માગેલી વસ્તુ કરતાં આપણી પાસે કિંમત તો વધારે હોવી જોઇએ કે નહિં? એવી રીતે આપણે એક આધિમાં રાજ્ય માગવા બેસીએ તો ભલેને ધુળ ભેળા ધુળ થઇ જઇએ, તો ત્યાં ક્યાં કુદરતને ઘેર રાજ્યનો ખાળો હતો કે ખરા હકદારના હક ડુબાવી, તમારી છડી પોકરાવે?

તમારી નસેનસમાં સત્યતા હોવી જોઇએ. જેમ કોઇ રાજા કચેરીમાં બેઠેલો હોય, ત્યાં સૂધીજ મોટા મોટા અમલદારો તેની આસપાસ બેઠેલા હોય અને કચેરી વિખેરાઇ જતાં સર્વત્ર ઉઠીને ઘેર જાય તેમ જ્યાં સુધી તમારામાં સત્ય સિંહાસને હશે, ત્યાંસુધી અષ્ટ સિદ્ધિ અને નવે નિધિ તમારી નેકી પોકારશે. તમારા અંતઃકરણમાં કોઇ ખરાબ વાસના ઉભેલી હશે, તો તેને યમદૂત સમાન ઉભેલી જોઇ કોઇ બીજી સારી વાસનાઓ તમારા અંતઃકરણ સામું નહિં જુએ. કારણકે તેણે તેનો રસ્તો રોકેલો છે. આમ જ્યાંસુધી તમે તમારી શુદ્ર ભાવના કાયમ રાખો અને બીજા જીવોને તમારા કરતાં હલકા ગણો, ત્યાંસુધી તમારામાં સદ્‌ગુણો હોઇ શકેજ નહિં. અને કદાચને હોયતો તેને શરમાઇ નકી વિદાય ગીરીજ લેવી પડે, પૂર્વે કેટલાક એવા મહાન્ પુરૂષો થઇ ગયા છે કે જેની આજ્ઞામાં, સૂર્ય, ચંદ્ર રહેતા આ વાત કેટલાકને

અતિશ્યોકિત રૂપ જણાશે; પરંતુ તેમ નથી. હાલ પણ તેમ બને છે. ખ્યાલ કરો? તમારા સદ્વર્તનથી હજારો માણુસ રીદા થઇ જાય છે, ત્યારે દિન પ્રતિદિન થોડા થોડા સદ્ગુણોનો સંગ્રહ કરવામાં આવે તો હમણાંજ સૂર્ય, ચંદ્ર તો શું પણ ખુદ પરમાત્મા પણ તમારી સેવામાં હાજર રહે. જુઓ! શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનનો રથ હાંકી તેની સેવા કરી હતી. તમને સુખ દુઃખ અને ચડતી, પડતી લાગુ પડે તો હિંમત નહિં હારતા. તમે દુઃખમાં દબાઇ કંગાલતા ધારણ કરો છો, એને લઇને તમારી મહાન્ શક્તિઓ માગણનું રૂપ ધારણ કરે છે. એટલે તમને ઇચ્છિત વસ્તુઓ મળવામાં હરકત આવે છે. અને દિવ્ય શક્તિઓ એવી ધારણાઓ બાંધે છે કે આ જીવ માગણનું કાર્ય કરે છે, એટલે એમાં આપણું પોષણ થશે નહિં, માટે આનાથી દુર વસવું ઘણુંજ જરૂરતું છે. માટે ભાઇઓ! તમે ઉદાર બનો. રંક અને, લોભી બનશો તો તમને ભાગ્યની મીજમાની નથી કરતાં આવડતી, એમ સિદ્ધ થાય છે. વળી માગવાથી સર્વત્ર શક્તિઓ નાલાયક બની જાય છે. એક કવીએ માગણને બધી વસ્તુ કરતાં હલકો વર્ણવ્યો છે, ત્યારે કોઇ માણસે પ્રશ્ન કર્યો કે જો માગણ હલકો હોય, તો પવન દરેક વસ્તુઓને ઉડાડી શકે છે, છતાં માણસને કેમ નથી ઉડાડી શકતો? ત્યારે સામાએ ઉત્તરમાં જણાવ્યું કે પવનને પણ બીક લાગે છે કે રખેને મારી પાસે પણ માગે? અહાહા! એક મનુષ્ય વ્યક્તિ માગવા નિમિત્તે હલકામાં હલકો ગણાયો છતાં અમારી એ હલકાઇને નાબુદ કરવા કોઇ મહેનત કરવાને ઉભો થાય તો કેવું સારૂં થાય. જેમ સ્વામી રામતીર્થ, વિવેકાનંદ વિગેરે હિંદીઓને માટે અમેરિકામાં ગયા હતા. તેમ હું અત્યારે તમને કહું છું કે જો તમે અમને સુધારો, તો કોઇને એ નવી સૃષ્ટિમાં જવાની જરૂર ન રહે. ધિક્કાર છે હિંદના ધનીકોને કે દેશના તારક મહાત્મા પુરૂષો તમારા દેશના કંગાલ માટે લાખો ગાઉ દુર જઇ વિદેશીઓની આગળ લાંબો હાથ કરી, ચોધારાં અશ્રુએ રડે છે. ત્યારે હું પણ સમજી ગયો છું કે તમે મને પણ ક્યાંથી આપશો? જે ખાઇ જાય તેજ ખાઇ જાય, બીજા તો બિચારા ભલેને ભૂખે મરે. ભાઇ હું પણ બહુજ દુઃખી છું, જરા નજીકમાં આવી જુઓ તો ખરા? મારી આંખો ઉંડી ઉતરી ગઇ. હવે તો સંભાળ લ્યો! ઘણાં વર્ષ થઇ ગયાં. અહરનીશ રાડો પાડી પાડીને મારૂં ગળું બેસી ગયું. ભાઇ! માગવું એ નાલાયકી છે, પણ માગનારના મોઢામાં ટાઢો ટુકડો આપવો એ મોટામાં મોટું પુણ્ય છે. એવું સમજતાં છતાં અમારી જેવા તરફ દયા ભાવ નહિં રાખો તો તમારા માટે મુદ્દગળોને યમદુતો પોલાદ ચડાવે છે. ભાઇ! ગુસ્સે નહિં થતા.

તમારો ગુસ્સો મારાં હાડને ખોખરાં કરે છે. મહેરબાનો! ભૂખ્યે પેટે કંઇ તમને કહેવાય જાય તો ગુન્હો માફ કરજો. હવે તમારાં રાક્ષસી અંતઃકરણો બદલાવી દેવના કયારે કરશો! અરેરે! એનો પણ મને ભરૂસો નથી. કે હું મારી હયાતિમાં તમારૂં દાતા પણું જોઇ શકું. તમારી એ દરકારી હું બરાબર સમજ્યો છું. તમને ધનનો મદ છે. તમારી લક્ષ્મી તમારા મગજને ધગાવે છે, તપાવે છે. આથી તમો ભલા કહેવાશો? દાના ગણાશો? આથી દેશાભિમાની થવાશે? બિલકુલ નહિં કોઇ એવું તમારા તરફ પરોપકારનું ખોટું ઉપનામ ચડાવશે તો હું તેના મુખમાં ધૂળ ભરીશ. વળી કેટલાક મને એમ પણ કહે છે કે જુઓ! આ દેશની પાયમાલીનું હથીઆર, હરામનું ખાઇ પારકે પૈસે તાગડધિન્ના કરવું તેને શું કાંઇ વ્યાધિ છે? જુઓ! તો ખરા! ત્રણ સિંહ ધરાય તેવો છે ના? આને શું થતું હશે? મજુરી કરેતો ખુશીથી સાંજે દશ, બાર આના ખીસામાં લઇને આવે. ભાઇ! તમારાં આવાં મર્મ વચનો મારા અંતઃકરણમાં સળગી રહેલી હોળીને વધારે સતેજ કરવા માટે ઘી હોમે છે. ભાઇઓ! મરેલાને ન મારો. એકતો પેટમાં ભૂખ્યાં બળતરા થાય છે અને બીજી બાજુ તમારી તીરસ્કાર ભરી લાગણીથી આંખમાંથી અગ્નિ ઝરે છે. એથી એ ધીખી રહેલા અગ્નિથી મારા દેહની સાથે બધી સ્નાયુઓ બળીને ખાખ થઇ જવાનો સંભવ છે. માત્ર હુંજ તમારા જુલમોને સહન કરનાર જન્મ્યો છું. બીજાઓ છે, નથી એમ નથી; પરંતુ મારા જેવા નહિં. હુંતો આજીજી કરી કહેનારો છું; પરંતુ બીજાતો ધોળે દિવસે ધાડ પાડી તમારી આંખો આંજી લઇ જશે. બળીઆને એ ભાગ આપશો, પણ મને હજારમો ભાગ નહીં આપી શકાય. મારફાડ કરવી એ જુઓ કે દેખીતો બળાત્કાર છે પણ જેને કરગરણાં નથી આવડતાં તેને તો નહિંજ આવડે. મારા તકદીરમાં એ લખાયું છે, તેથી એ રંકતાનો વારસો એણે મને સોંપ્યો છે. મેં આજ દિવસ સૂધી રાડો પાડી પણ કોઇએ દયા દરસાવી નથી. આ પહેરણ ફાટયું હવે મારે શું પહેરવું? તે તમેજ મને કહો, તમારા અપમાન ભર્યા શબ્દોની પરવા કર્યા વગર હું માંડ માંડ જીવું છું. બીજો હોય તો કયારનોય મરી ગયો હોય, મારી ઠંડી પ્રકૃત્તિ હોવાથી હું જાજું તપતો નથી. મને રાત્રે સુખે ઉંઘ નથી આવતી. જેમ તેમ તડીતરફડીને રાત્રિ પુરી કરૂં છું, ત્યાં તો મારા ભાગ્યે લાંબો દિવસ મને રડાવવામાંજ મૌજમજા કરતો ચાલ્યો જાય છે. હું હવે થોડા દિવસનો મીજમાન છું. મારી ગરદન પર કાળ ચડી બેઠો છે. મરી ગયા પછી મોઢામાં લાડુનો કકડો નાખશો, તો હું તમને શ્રાપ આપીશ. તમારી

નજર આગળ ભૂખ્યે મરી જાઉં છું અને મરી ગયા પછી જોજો હો ! લાડુનો ટુકડો નાખી બીજાઓને એવો ખેલ નહિં દેખાડતા કે જુઓ ! અમે આ માણસને જીવ કરતાં પણ સારો રાખતા. માટે મહેરબાની કરી પડ્યા ઉપર આભારની પાટુ નહિ મારતા મેં તો મારી આત્મ શુદ્ધિ કરી છે, પરંતુ તમે તમારી ક્યારે આત્મશુદ્ધિ કરશો, એ રાહ જોઇ રહ્યો છું, ભાઇ! આ સંસાર ભ્રમણા છે. માયા છે. ગારૂડીનો ખેલ છે. બે ઘડીનો તમાશો છે. આવી ઘટના મને હતાશ કરે છે. મારૂં જીવન મને ઝેર જેવું લાગે છે. યાદ રાખજો ! અમારા મરણ પછી દેશની સમૃદ્ધિ જન્મ પામશે. અમે જીવતા હોઇએ. ત્યાં સુધી તમે જાહોજલાલીની આશા રાખો તો તમને મારા સોગંદ છે. તમારી લોભી પ્રકૃત્તિ તમનેજ પાછીપાની લેવરાવશે. તમારા લોભની હદજ નથી. અરેરે ! એક બુઢો પોતાના છોકરાના માટે અર્ધા આનાની જુલાબની ગોળી લાવ્યો હતો, છોકરો રીસાળ હોવાથી એમ નેમ જુલાબની ગોળી મૂકી ચાલ્યો ગયો, ત્યારે બુઢે વિચાર્યું કે આતો બે પૈસા પાણી થયા ! લાવને હુંજ આ ગોળી ખાઇ જાઉં. જુઓ ! બે પૈસા બચાવવા ગયો તો જુલાબ લાગવાથી અત્યંત હેરાન થયો. આવી રીતે એક પૈસા માટે નિંભાડે આગ મુકનારા, મારાં આંસુઓ ક્યાંથી લુછે ?

જ્યારે જ્યારે દુઃખ આવી પડે, ત્યારે ત્યારે અસત્યને સત્યની સાથે લડાઇમાં ઉતરવું પડે છે. સત્યનો જરા અંશ હોય તો કષ્ટો ભાગતાં ફરે છે. નહિંતર મનુષ્યને ગરદન દબાવી ગુંગળાવી મારે છે. અંતે સત્યનો જય છે. સત્ય આપણી પરિક્ષા લેવા માટે ગમે એવાં દુઃખો મોકલે તો પણ છેતરાવું નહિં. જે વખતે હરિશ્ચંદ્રને સત્યે શીઘરામાં લીધા, ત્યારે જંગલમાં રાક્ષસોના, ભૂત, પ્રેતના ઘોંઘાટો, અગ્નિની જવાળાઓ, વાવાઝોડાંઓ, વરસાદ અને પત્થરાની બેથરી મારામારી થતી હતી; તોપણ નહિં ગણકારતાં છેવટ વ્હાલા પુત્રને ગુમાવ્યો તો અંતે સ્મશાન મટીને ઇન્દ્રાસન બની ગયું. કહો ! સત્યની કેટલી બધી તાકાત ? સત્યને માટે અસત્યની જાળમાં ન આવો. જ્યારે આપણને સ્વપ્ન આવે છે, એ વખતે તે સારૂં છે કે નરસું એ જાગૃત થયા પછી કંઇએ વિચારતા નથી, તેમ તમે પણ ગમે એવાં દુઃખો હોય તો પણ તેની સામું ન જુઓ. પરંતુ એ વખતે સત્ય આપણી કીંમત આંકવા માટેજ ધાંધલ કરી રહ્યું છે, એમ સમજો. એ ભલે આપણને કસોટી પર ચડાવે. એ એની મેળે આપણા આંકડા લઇ કિંમત કરી આપશે. પછી તમે દયા કરી આવા બાળ દેખાતા દુઃખને જોઇ, ગળગળા થશો નહિં. તમારી આંખમાં આંસુઓ પડવાથી સત્ય તમારી નાશીપાસ સ્થિતિ જોઇ હસે છે. તમે તમારી અધિરાઇ અને ના હિંમતને લઇને બરાબર કષ્ટ ન સહન કરી શકો, તો બીજાના પર ગુન્હો ઢોળી નાખી અગર તો પરમાત્મા પર દોષ ઓઢાડી. તમે કોરા કડાક ન થતા.

આ સંસારમાં એટલા બધા મહાન્ ગુન્હાઓ નથી કે તમારે બીજાના પર ક્રોધ કરી, ગુન્હાની માફી આપવી પડે. તમે મમત્વના ઘરમાંથી જ્યારે એકદમ ચાલ્યા જશો, ત્યારે એની મેળે એ ઘર શૂન્યવત્ થતાં પડી જશે.

જ્યારે તમે આ જગતને તમારૂં માની એ હક્ક સાબિત કરવા મહેનત કરતા હશો, એજ વખત તમે દુનીયાના દાદા કહેવાશો. આ ખાલી શિખામણ છે; એમ નહિં. પરંતુ સત્ય છે. તમે જેટલી રહેણી કહેણી બીજાઓ તરફ રાખો છો, તેના કરતાં આઠગણો વિવેક, નીતિ, રીતિ બીજાઓ તમારા તરફ રાખે છે. તમારા જન્મનો હેતુ શું છે ? તમારો જન્મ શા માટે થયો છે ? એની ગંભીર જવાબદારી તમારે શિર છે. જે વખતે તિલક મહારાજ મુંબઈના સરદાર ગૃહમાં આજારી હતા એ વખતે સ્વર્ગે જવાને થોડી ઘણી વાર હતી. એ સમયમાં ગાંધી ત્યાં આવી પહોંચ્યા, એટલે એની સમક્ષ ભાંગ્યા તુટ્યા શબ્દોમાં તેણે કહ્યું હતું કે આપની સત્યાગ્રહની ચળવળથી હું ઘણોજ સંતોષ પામ્યો છું. આપ દક્ષિણ આફ્રિકામાંથી આવ્યા પછી જે કાર્ય ઝપાટાબંધ ઉપાડી લીધું છે, તેથી મારૂં મરણ એક મનુષ્ય તરીકે ગણાશે; પરંતુ હું મરી ગયો એટલે થયું, એમ નહિં. પણ બમણા જુસ્સાથી કાર્ય ચાલવું જોઇએ. આજ પછીથી મારા મનુષ્યના હક્કો હું તમને સોપું છું. તે બરાબર શોભાવજો. લ્યો ! નમસ્કાર ! એ વખતે વંદેમાતરમના અવાજ સાથે તિલક મહારાજે દેહત્યાગ કર્યો હતો. અને શબને આખી મુંબઈમાં ફેરવવામાં આવ્યું હતું સખ્ત વરસાદ છતાં, મોટામોટા તવંગરો તિલક મહારાજના શબને ઉપાડવામાં પોતાને ભાગ્યશાળી સમજતા હતા. એ વખતે હિંદુઓએ તેમજ મુસલમાનોએ જે ભાવ બતાવ્યો હતો, તે એની લોકસેવાની સાક્ષી પૂરતો હતો.

મહાન્ પુરૂષોની બલિહારી છે. એ આપણી આગળ જે અમૂલ્ય વચનોની થેલી રજુ કરે છે તેની અસર આપણને ત્રણ, ચાર પેઢી સુધી થયા કરે છે. અને તેઓનાં વચનોથી આપણા કાર્યમાં એવી તો પુષ્ટિ મળે છે, કે જે કામ દશ વર્ષે [illegible]નું હોય તે કામ એક વર્ષે સમાપ્ત થાય છે.

જે [illegible] મહાન્ પુરૂષોનાં વચનોને તરછોડી. સત્યની ખાતર દયા, ધર્મ અન મીલનસાર સ્વભાવ રાખી પારકાના દુઃખે દુઃખી થતો નથી, તેના શરીરમાં રૂધિરે ચલનવલન શક્તિ બંધ કરવી જોઇએ. વાયુએ સ્થિતપણું અને અગ્નિએ ઠંડી ધારણ કરવી ઘટે છે. જ્યાંસુધી તમારા કંઠમાં પ્રાણ હોય ત્યાંસુધી દેશના લાભાર્થે અને દરેક જીવના કલ્યાણાર્થે પરિશ્રમ વેઠવો. દેશના લાભાર્થે પરમાત્મા પણ મદદમાં મળશે. તમારા લાભ માટે તમે જેને શત્રુ માનતા હો તેને મિત્ર કરી લ્યો. કદાચને તેનામાં અવગુણો હોય તો સુધારો; પરંતુ

કાયમ ખાતે દુશ્મનના રૂપમાં નહિં રાખો. એનાથી તમારાં લાંબી મહેનતથી કરેલાં કાર્યો રદ થઈ જાય છે. કરોડોનો ખર્ચ પાણી થાય છે.

દેશના લાભમાં કામે આવતાં મનુષ્યો ભલે નિર્લજ હોય, હરામખોર હોય, ગરીબ હોય, વિજાતિ હોય; પણ સગા ભાઇ જેવા સમજો. કારણ કે એ સહોદરના હસ્તકનું કાર્ય છે. તેના દરેક અવગુણો સદ્‌ગુણ સમજો. ભાઇ, બ્હેન ઉપરનો પ્યાર એ આપણને બીજાઓ તરફ, પ્યાર રાખવાને માટે હોય છે, એ કુદરતનો છુપો ભેદ આપણે સમજ્યા નથી, વિરાગી પુરૂષો સગાં સંબંધીઓને ભલે ઢીંમરની ઝાળ જેવાં સમજે, પણ એ સગાં સંબંધીઓને હું મારાં ગુરૂ સમજું છે કે તેઓ મને બધા પ્રત્યે પ્યાર કરવાનું શીખવે છે. ભાઇ, બ્હેન માતા, પિતા તરફ જેવો પ્રેમ રખાય, એવોજ પ્રેમ દરેક જીવાત્મા તરફ વ્હેંચાય જાય તો હમણાંજ દ્વૈતભાવનાના કટકા થતાં સજીવન મંત્રવાળી અદ્વૈત ભાવના ઝળહળી ઉઠે એમ છે. આવી સત્યના, ધર્મના અને ઐક્યતાના ભાવવાળી શુદ્ધ રહેણી કહેણી વાળાને સત્ય સ્વરૂપ મહાત્મા પુરૂષો કહેવામાં આવે છે. જ્યાંસુધી આપણાથી સત્ય મૂર્તિ ન થવાય, ત્યાંસુધી દુનીઆના દરેક જીવો, દરેક ધર્મો, વર્ણાશ્રમો અને જ્ઞાતિઓ કષ્ટ ઉપર કષ્ટજ આપતી જવાની, એ કષ્ટનાં મુળીયાં તપાસો તો શત્રુતાની ભાવનામાંથી જન્મ પામ્યાં છે. તમારી શત્રુતાના બીયાંને વીણી વીણીને સળગાવી ધો. કે કદાપી ઉત્પન્ન થવાનો ભય ન રહે, એ બાબત કયાંય દુર શોધવા જવી પડે તેમ નથી; માત્ર તમારા મનોરાજ્યમાંથી તેને હાંકી કાઢો. તો પછી એ નવલ દાતાર મન વિના એ શત્રુતાને કોઇ નહિં આશ્રય આપે. દાખલા તરીકે મકાન પર ચડવાની સીડી મનુષ્યો બનાવે છે અને વખત પર તોડી નાખે છે પણ તે. તેમ તમારા દિલમાંથી ઉત્પન્ન થયેલી ભાવનાઓને રચો તમે અને ખરાબ લાગતાં તોડી નાખો પણ તમે; પરંતુ તમને તે તોડી નાખે એવી રીતે કાચા પોચા ન બનો.



---

# " ડરો નહિં ઉભા રહો ! "

જે દેશમાં સ્વદેશ ભક્ત, વીરયોદ્ધાઓ તથા પરમહંસો પેદ થાયછે, તે દેશ ખરેખર મહા સમૃદ્ધિવાન સમજનો. સ્વદેશાભિમાની પુરૂષોની વૃદ્ધિથી દેશમાં સર્વત્ર સ્થળે સુખ શાન્તિનાં વૃક્ષો નવ પલ્લવિત થાય છે. સ્વદેશ ભક્ત જનો સદા-સર્વદા સર્વનું કલ્યાણુ ઇચ્છે છે. આપણુા ભારત વર્ષમાં અગણીત સ્વદેશ ભક્ત મહાત્માઓ થઇ ગયા છે. એથી ભારતભૂમિ વીર નરોનું જન્મ સ્થાન છે. દયા, દાન, પરોપકાર અને સ્વદેશાભિમાન એજ ભારતનો અસલ ધર્મ છે. એના વડેજ સમગ્ર સૃષ્ટિમાં આર્યાવર્ત્તનાં ગુણુગાન ગવાઇ રહ્યાં છે.

આપણે એ ગુણુગાનને હવે અપવાદનું રૂપ નથી આપી દેવાનું ! વીરનરના વીરપુત્રો પ્રતાપશાળી હોય છે. આપણુા પૂર્વજનોનાં નામો સમસ્ત વિશ્વમાં યાદ કરાય છે. કેટલાક ભાવિકજનો તો સવારમાં દેશભક્તોનું સ્મરણુ કરી પોતાને કૃતાર્થ થયા સમજે છે.

મનુષ્યનું ખરૂં જીવન પોતાના તન, મન, ધન ઉપર અવલંબી રહ્યું છે. આજ કાલ ઠારો ઠાર એમજ બોલવામાં આવે છે કે અપકીર્તિ કરતાં મરણુ વધારે કિંમતી નથી ? માનવ જીવન કીર્તિથી ઉજ્જવલ થઇ શકે છે. જીવનને ઉન્નત કરવા માટે સત્કર્મની જરૂર છે. સંસાર કર્મની ભૂમી છે. તેમાં જન્મ ધરી સત્કાર્ય ન કરવામાં આવે તો આ દેહ ખાસ વિશ્વકર્તાની અને પૂર્વજોની દૃષ્ટિ આગળ શબ સમાન સમજી લેવો. વીરલાઓ પરજનના લાભાર્થે પોતાના પ્રાણુની દરકાર રાખતા નથી અને સ્વદેશ સેવાના અમૂલ્ય સૂત્રને બરાબર ગોખી રાખી સર્વત્ર સેવાઓમાં સ્વદેશહિતને અગ્રસ્થાન આપે છે.

જેને માતૃભૂમિ પર સ્નેહ નથી, જે દેશીઓનાં દુઃખો જોઇ. દાઝતો નથી; સર્વ સાધન સંપન્ન છતાં દુઃખી માણુસોના આંસુથી ભીંજાયલા મુખને આશ્વસન આપી લુછતો નથી, મારો દેશ એવો જેને ખ્યાલ નથી, તેવા માણુસો આ વિશ્વમાં નકામા પત્થર જેવા છે. જે વીર યોદ્ધાઓએ પ્રાચિન કાળમાં કે હમણાં પોતાના દેશ માટે પ્રાણુની આહુતીઓ આપી હશે, અગરતો અનહદ કષ્ટો સહન કર્યાં હશે, તેઓના પવિત્ર આત્માઓ હાલના ખાઇ પીને સૂઇ રહેનારા, ધન એકઠું કરી લાખોપતી કે કરોડાધિપતી કહેવરાવવાને માટે મુઠીઓ વાળી દોડતા હોય, અગરતો ધનવાનોની કે અમલદારોની ખુશામત કરી, દેશ દ્રોહીઓ થવાને માટે કોમળાં હૃદય પર આઘાત કરવાને હાથમાં છરાઓ લઇ ઉભેલા હોય, તેવાઓના પ્રત્યે કેવી ધિક્કાર ભરી વિકાળ દૃષ્ટિ ફેંકતા હશે એતો તેઓનાજ આત્મા સમજે.

જેઓને દેશની દુર્દશા જોઇ દયા ઉપજતી નથી; તેઓ ધનવંત હોય મહારાજા હોય, વિદ્વાન કે પરાક્રમી હોય, તો તે શું કરવાના હતા? હું તો દેશને પાયમાલ કરવાનો આરોપ તેના પર મુકું છું તેઓએજ દેશને જંગલ સમાન બનાવી મૂકયો છે. તેણેજ ગરીબોના કલેજા પર કાપ મૂકયો છે. તેણેજ દેશની સમૃદ્ધિ પર ઘેરો ઘાલ્યો છે. અરેરે શું! તેઓની હજુ આંખ નથી ઉઘડતી! ઠારે ઠાર સોના મહોર ઉરાડતો દેશ અત્યારે ભિખ માગતો થઇ ગયો. જેનામાં દયા ન હોય તેને કયાંથી ખબર પડે? જેનામાં દયા છે તે દેવ છે અને જે દયાહીન છે; તે રાક્ષસ છે. આપણી બેદરકારીથી આ ભારત દુઃખી થયું!

સ્વદેશ હિતમાં ખ્યાલ નહિં રાખનારાઓને પાયમાલી પોતાના તરફ આકર્ષવાની મહેનત કરે છે. જે સત્ય, અસત્યને ઓળખે છે તેઓ બરાબર સ્વદેશને માટે કાળજી રાખે છે; તેઓના તરફ પાયમાલી નજર નાખી શકતી નથી. સત્યવીર પુરૂષો દુનીયાની દૃષ્ટિએ ભલે રંક હોય; પરંતુ તેઓના કાર્યની તુલના કરતાં તે રંક નહિં પણ મહાત્મા સમાન છે. રાજાઓ કે જે શૌર્ય, તેજ, ધિરજ ચતુરાઇ, યુદ્ધમાં પાછું નહિં હડવું, દાન તેમજ પ્રાણુંાત સૂધી શરણે આવેલાનું પાલન કરવું એ તેઓનો શુદ્ધ સ્વભાવિક ધર્મ છે. પરંતુ તે રક્ષણ ન કરે અને તેને શા હેતુથી લોકોએ શીરતાજ બનાવ્યો છે. એમ ન સમજે અને પોતાનો અસલ ધર્મ ભૂલી જાય ત્યારે રંક સ્થિતિનો માણસ ઉમદા ગુણોનો ભંડાર હોય તે શા માટે બીજાઓનો શીરતાજ ન થઇ શકે? તે શા માટે રાજા મહાજાઓથી અધિક માન ન મેળવે? જેનું અંતઃકરણ સર્વ પ્રાણીઓ પર દયાથી દ્રવતું રહે છે; તેને જ્ઞાનથી, મોક્ષથી, જટા ધારણ કરવાથી કે વિભૂતિ ચોળવાથી શું લાભ છે? જેનામાં દયા પરોપકાર વિગેરેના અમૂલ્ય ગુણો ભરેલા છે તેજ પુજવા યોગ્ય છે. તેઓ પોતાના પ્રાણનો વિનાશ થતાં પ્રણ બીજાનું ભલું કરે છે.?

સૃષ્ટિના મહાન્ અદ્‌ભૂતાલયમાં મનુષ્ય એ એક વિચિત્ર અને ચિન્તનીય વસ્તુ છે. મનુષ્યના શરીરમાં સર્વ બ્રહ્માંડનાં ભૌત્તિક ચિત્ર અને સર્વ સૃષ્ટિના ભૌત્તિક સારાંશ એવા તો ભરેલા છે કે તે ખરેખરૂં બ્રહ્માંડજ છે. આવો સર્વ શક્તિમાન મનુષ્ય જે કરવું હોય તે કરવાને શક્તિમાન છે. પણ મનુષ્ય સૃષ્ટિ ક્રમથી વિરૂદ્ધ ચાલે તો કોઇ દિવસ લાયક નથી થવાનો! જો સૃષ્ટિ ક્રમને અનુસરે તો તેની પ્રતિમાં ઘેરઘેર પુજાય, તેમ છે. મનુષ્ય બીજાઓના લાભ માટે સંસારમાં આવ્યો છે. અને પોતાના મુખેથી એમ પણ કહેતો હોવો જોઇએ કે હું પૃથ્વીનો કોઇ પણ જીવ મારો શત્રુ નહિં સમજું. હું જ્યારે જગતમાં સત્યપણે ચાલી મરણ પામીશ ત્યારે તેઓની પાસે પ્રભુના દરબારમાં સાક્ષી પુરાવીશ કે હું

જગતના દરેક જીવોને પ્રિય થયો છું, મેં કોઇના હક્ક છીનવી લીધા નથી, મારા હક્કમાં બીજાનો ભાગ છે; પણ બીજાના હક્કમાં મારી સપ્લાઇ નથી. બીજાએ ભલે બૂરૂં કર્યું એમાં મારે ક્રોધ શાનો ? એણે મને ઘણા વખત સંતોષ્યો છે, તો એ સંતોષની આગળ આ નજીવી બૂરી બાબત કંઇ પણ કિમતી નથી.

આપણે જો ઇશ્વરને પ્રસન્ન કરવા માગતા હોઇએ તો આપણે દરેક જીવોના તરફ શુદ્ધ પ્રેમ રાખવો જોઇએ. આપણે ઇશ્વરના એક અંગીભૂત જેવા છીએ. ઇશ્વરે આપણામાં એકાબીજાના તરફ પ્રેમની લાગણી દરસાવવાનું એક ઉત્તમ તત્ત્વ ભર્યું છું અને અરસપરસ હળીમળીને રહેવા લાયક બનાવ્યા છે. તેણે સત્ય અને ન્યાયના નિયમ નિયત કરી આપ્યા છે. કોઇને દુઃખ આપવું એ મોટામાં મોટું દુષ્કર્મ છે. પ્રભુએ સર્વત્ર મનુષ્યોને એકાબીજાના લાભ માટે સર્જ્યાં છે, નહિં કે અરસપરસ લડી મરવાને. આપણું લુટાઇ જતાં જેમ આપણો આત્મા સળગી ઉઠે છે. તેમ આપણે બીજાનું લેતાં તેને પણ તેમ થતું હશે એ વિચારવું ઘટે છે,

કેટલાક મૂર્ખઓનો નજીવા સ્વાર્થને માટે મોટામાં મોટું યુદ્ધ આરંભે છે. અને પછી હાર ખાઇ પશ્ચાતાપ કરે છે. અને જીતે તો પાછો એનાથી મહાન્ રાજા તેનું છીનવી લઇ જાય તો નાહકનો ફરી વખત બીજાં લાખો મનુષ્યોની આહુતી આપી પોતે હેરાન થાય છે. અને વખત પર પોતાનું પણ ગુમાવે છે.

આજ કાલ યુરોપમાં મુખ્ય કર્ત્તવ્ય યુદ્ધ અને ગૌણ કર્ત્તવ્ય વિદ્યા એમ માનવામાં આવે છે. યૂરોપના પ્રસિદ્ધ દેશોનાં યુદ્ધ અને વિદ્યા સબંધીનો એક વર્ષનો ખર્ચ એક પુસ્તકમાં આપેલો છે. તે પરથી એમ જણાય આવે છે કે તેમાં સોળ ક્રોડ અને આડત્રીશ લાખ પૌંડ સૈન્ય નિમિત્તે અને બે ક્રોડ તથા એકતાળીશ લાખ પંચાશી હજાર પૌંડ વિદ્યા નિમિત્તે ખર્ચ થયો હતો. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પશ્ચિમના દેશોને વિદ્યા કરતાં મારા મારી આઠ ગણી વ્હાલી છે, એમાં કંઇ પણ ખોટું નથી. વળી પશ્ચિમની ઉન્નતિનું યથાર્થ આંતરીય રૂપ અમે જોઇ લીધું કે જ્યાં ધર્મમાં શૂન્ય અને ભુખથી વ્યાકુલ, મનુષ્ય હિંસામાં નિમગ્ન એવા એવા પાઠો ભજવાય છે. જેની પાસે ભૌત્તિક પદાર્થ હોય તેજ પુરૂષ તેના રાજ્યમાં રહી શકે. એજ મહાન પદ ભોગવે. ત્યાં શસ્ત્રધારીઓને નમસ્કાર થાય છે; ધર્મ કર્મમાં હુશીયાર રહેનારનો કોઇ ભાવ પુછ્તું નથી. પરોપકારી, શુદ્ધાચારી, આત્મબળધારી વિગેરેને પાગલ ગણવામાં આવે છે. વિષય લંપટ, સુવર્ણ આદિક જડ પદાર્થ રાખનારાઓ, ભાઇ ભાઇ ! કહેવાઇ રહ્યા છે. જેની પાસે ધન છે, તેનેજ માન, સન્માન, પદવી

અને સુવર્ણું પદકો મળ્યે જાય છે. ચારે દિશામાં રાજ રાજેશ્વરી લક્ષ્મી દેવીનાં સ્તોત્રો ગવાઇ રહ્યાં છે. પરમાત્માની હયાતિનો કોઇને ખ્યાલ નથી, તેઓ યુદ્ધ કર્યાથી પ્રત્યક્ષ ફળ મેળવાય છે; એમ સમજે છે. "ડાયમંડના ગ્રંથથી સિદ્ધ થાય છે કે તેઓએ પાછલા શકતના અરસામાં ૧ ક્રીમીયાનું યુદ્ધ, ૨ ઇટલીનું, ૩ શલિસવિગનું, ૪ ઉત્તર અમેરિકા, ૫ દક્ષિણ અમેરિકા, ૬ પરશિઆ આદિ, ૭ મેકિસકો આદિ, ૮ ફ્રેન્કો જરમન, ૯ રશિયા તર્કી, ૧૦ જુલુઅફગાન એવાં એવાં દશ યુધ્ધોમાં એકંદરે એકવીશ લાખ અને અઠાણું હજાર પુરૂષો મરાયા. તેમજ છવીશ અબજ .શુડતાળીશ ક્રોડ અને સાઠ લાખ રૂપીઆનુ બલિદાન ખર્ચ અપાયું" જો આવાંને આવાં નકામાં યુદ્ધો થયા કરે તો નકી કરોડો માણસોની હિંસા નકામી થયા કરે. એ લોકોની ઘેલછા કેટલી છે હમણાંના થયેલા જર્મન વિગ્રહમાં કેટલાં મનુષ્યો અને રૂપીયાની આહુતી આપી તેથી તમારા જાણવામાં આવીજશે કે ત્યાં કઇ વસ્તુ અગ્રણીય મનાય છે. આવાં યુધ્ધો નિર્બળોની રક્ષા કરવાને નથી હોતાં કે એમાંથી ધર્મ પાલનનો હેતુ નથી મળી આવતો! ત્યાં તો માત્ર ધન હરણ, ઇર્ષા, દ્વેષ વિગેરેનું પ્રધાનપદ હોય છે. અગાઉ બધાં યુધ્ધો ધર્મની રક્ષા નિમિત્તે થતાં હતાં પણ આજ કાલનાં યુધ્ધોએતો પારકાનું છીનવી લેવુ, બાળકોના હાથમાંથી ખોરાક ઝડપી જવો બસ! એણે તો જગતને ત્રાહ ત્રાહનો પોકાર કરાવી માથું પકાવી આપ્યું છે.

પંડિત્ આત્મારામજી કહે છે કે અમેરિકા યૂરોપ જેવું નથી ત્યાં યુદ્ધ કરતાં વિદ્યાને વધારે માન છે, તેના રિપોર્ટ ઉપરથી વિદિત થાયછે કે ત્યાં એક ક્રોડ છયાશી લાખ પૌંડ વિદ્યા નિમિત્તે અને ચોરાણું લાખ સૈન્ય નિમિત્તે ખર્ચ થયો હતો જુઓ! કેટલું બધું ઉન્નતિમાં આગળ વધ્યું જાય છે. ભલે મનુષ્યો જડ વસ્તુનો નાદ બજાવીને હસ્તમાં શસ્ત્ર પકડીને ઉદ્ધત થઇ રહ્યા; પરંતુ એતો પોતાની શુદ્ધિને ભૂલી ગયા છે. કોયલા, લોઢું, ગ્યાસ વિગેરે વસ્તુઓથી પોતાનાં શાસ્ત્ર ભરી મૂકયાં છે. વિસમી સદીનાં મનુષ્યો તેઓના જય જયકારથી કર્ણના પડદાઓ ફાડી નાખે છે. તેઓની જાળમાં ફસાઇ ગયેલા, અવિદ્યાની જાળમાં સપડાય ગયેલા, બિચારા અજ્ઞાની જીવો આગગાડીનો ખડખડાટ, વિજળીનો ઝગઝગાટ, વરાળયંત્રનો ફુંકારો, વિગેરે વિદેશોનું દલન કરનારા લોકોની કૃત્તિમાં મોહ પામી આંખફાડી જોઇ રહે છે. ભલે આ બધું તેની અક્કલનો નમુનો હોય; પરંતુ આ જંગી ઢોલનો નાદ નિર્બળોને અને શૂરવીરોને પોતાની સ્વભૂમિથી દુર કરે છે. મનુષ્યો જે ગર્જનાથી ડરી રહ્યા છે; એ શોકમય સમાચાર છે. પશ્ચિમની ગર્જના સાંભળી દોડવાવાળાઓ! ઉભા રહો! બીક ન પામો! એ રોગી સિંહની ગર્જના છે, તે દર્દમાં પીડાય છે માટેજ રડે છે. ગર્જના કરે છે.

ભાઇઓ! એનાથી તમે શામાટે ડરો છો? આ પશ્ચિમિ ઉન્નતિ કે જેણે પોતાના સુખ માટે વગર ગુન્હાના "સત્યવીર મનુષ્યોને તાડન કરવું" એ આરંભ્યું છે. તે ઉન્નતિ જગતને પાદાક્રાન્ત કરી રહી છે. જે મનુષ્યની સેવા કરવાની હતી તે મનુષ્યોના હાથોમાંથી ભોજનોનો ગ્રાસ છીનવી લે છે. તેઓને ભૂખ દુઃખથી અને રોગથી પીડિત કરી રહી છે. જે મનુષ્યોને માટે એને ઘોડા બની રહેવાનું હતું, તેના બદલે પોતે તેના પર સ્વાર થઇ સપ્ત તાપમાં ઉઘાડે પગે ચલાવી બમણો શ્વાસ લેવરાવી રહી છે. જે પેટમાં અનાજ પૂરવું જોઇતું હતું, તે જગ્યાએ મોટા વજનદાર પત્થરાઓ હડસેલી દીધા છે. તેણે પાડોશીઓની સાથે ભાઇ ભાઇની સાથે, અને પતિ પત્નીઓની સાથે લડાવી મારવાનો ઇજારો લીધો છે. અંદરો અંદર મરાવી, રક્તની નદીઓ વહેવડાવી, દુર્ગંધીવાળો સેવાળ જમાવી દીધો છે. રેલ્વે, તાર, જેલખાનું, અનાથાશ્રમ, વિદ્યાલય, હોસ્પીટલ, ન્યાય કોર્ટ પોલિસ એ વિગેરેને ભૂખ ભયનું સાધન બનાવી દીધું છે. બરાબર નજર ટકાવી જુઓ તો તેઓના કપાળમાં રક્તનો ચાંલ્લો છે. તેનું મુખ ખુલ્લું પણ પેટ ખાલી છે. તેનું અંતઃકરણ ઠંડું પણ માથું અગ્નિરૂપ છે. પોતાની વિદ્યારૂપી આંખોમાં કપટના સુરમાની સળીઓ ભરી ભરીને અંજન કરે છે. તેના ગાલ કે જે લાલ છે, તે પાસે જતાં કોઢનાજ ઘા માલુમ પડે છે. તેઓનાં સ્તોત્રો કાન દઇને સાંભળો તો તમને એમજ માલુમ પડે કે આ પાઠો જગતને હજમ કરી જવાના છે. બીજાને મારી પોતાનુંજ જઠર ભરવું એવોજ તેનો ઉદ્દેશ છે. એના જમણા હાથમાં ભિક્ષાપાત્ર અને ડાબા હાથમાં સુવર્ણ મહોરની થેલીઓ છે. વ્યભીચાર, કલેશ, અધર્મ, દારૂપાન, માંસ ભક્ષણ, અન્યાય, વૈર, અવિશ્વાસ, રોગ, ભૂખ, પેટ બળતરા એ બધાં એની શીતળ છાયામાં વિશ્રામ કરનારાં છે. જનરલ બુથ પોતાના લેખમાં કહી બતાવે છે કે ઈંગ્લાંડમાં જ્યાં જડ ઉપાસકની ઉન્નતિનું પૂર્ણ સામ્રાજ્ય છે, તેની પૂર્વ દિશામાં ત્રીસ લાખ નરનારી નિર્ધન અને ભૂખના દુઃખથી રાડોરાડ પાડી રહ્યા છે અમેરિકા અને આસ્ટ્રેલીયામાં જ્યાં કે અત્યારે ઉન્નત્તિ ફેલાઇ રહી છે ત્યાં પણ આપણને એવાં દૃષ્ટાંતો મળી આવશે કે એક બાજુ ગૃહસ્થ પોતાનાં બાળ બચ્ચાંઓને સુવા બેસવા માટે સોનાનો હિંડોળો બનાવી રહ્યો હોય છે; તો બીજી બાજુ તેનીજ પડોશમાં ભૂખથી વ્યાકુળ થયેલાં નરનારી આ ઉન્નતિને શ્રાપ દઇને રોટલીની ચિંતામાં પોતાની મીઠી ઉંઘને ખોઇ બેસે છે. કોઇ એમ કહેશે કે યૂરોપ અને અમેરિકામાં આમ બને છે, ત્યારે હિંદમાં તેમ ક્યાં નથી બનતું? તો એના જવાબમાં હું તમને જણાવીશ કે અમે મીજમાનોની મહેમાનગીરીમાં બધું ગુમાવી, અમારાં બાળકોને ભૂખે રડાવીએ છીએ. જુઓ!

વિદેશીઓ અમારે ઘેર દુઃખી છે ? અમે અમારી વ્હાલી વસ્તુઓ વેચીને તેઓને સંતોષીશું. અમે હાલ બે હાલ થશું, દુઃખમાં રીબાશું, જેલમાં જશું, પણ અમારા વિદેશી મીજમાનોને ખુશીથી ભભકાદાર કપડાં પહેરી, અમારા જાહેર રસ્તા પર રમવા દેશું. આમ પરોપકાર કરતાં અમારી ગરીબી મોટી થાય તો અમને અમે ભાગ્યશાળી સમજીએ છીએ.

"ગ્લેડસ્ટોન" એમણે સને ૧૮૭૧ના નવેંબરમાં લંડનના ભાષણનાં જણાવ્યું હતું કે મને શોક થાય છે કે હજુ ઝઘડાઓનો નિર્ણય યુદ્ધ વગર આવતો નથી, એજ આપણામાં મોટામાં મોટી ખામી છે. મોટું લશ્કર રાખનાર મહાશય્ શું એમ નથી સમજી શકતો ? કે હું સૈન્યની ભરતી કરૂં છું, એને લઇને બીજા રાજાઓ પણ મારૂં અનુકરણ કરશે ! શું એવો સમય નહિં આવે ? કે ખુશ્કી તેમજ દરિયાઇ લશ્કર ઓછું કરવામાં આવે. હાલમાં એકા બીજા ખુશ્કી તેમજ દરિયાઇ લશ્કર વધારવામાં પોતાની હરિફાઇ સમજે છે. દરેક દેશની ઉન્નતિનો મજબુત પાયો તો ત્યારે નખાશે કે સર્વ રાજાઓ પોતપોતાના દેશનો યુદ્ધક્રમ ઓછો કરી નાખે. જો મનુષ્યો શાન્તિ ચાહતાં હોયતો તેણે યુદ્ધની વાત છોડી દેવી. યુદ્ધ કરવું તે જંગલી રિવાજ છે મોટા પુરૂષોની પ્રાપ્ત કરેલી ઉન્નતિને લડાઇ ખોરો સહજ વારમાં બાળી ભસ્મ કરે છે.

જો એક બે માણસની કે એક બે ગામની તકરાર પતિ જાય છે તો એક બે રાજ્યના અધિપતિ મહાન્ બુદ્ધિશાળી મહારાજાઓ કેમ ન સમજી જવા જોઇએ.

હાલમાં ફ્રેંચ તથા જરમન, રશિયા અને જાપાન, ઇંગ્લાંડ તેમજ આર્યલાંડ, પોતપોતાનું વેર ન છોડે ત્યાંસુધી અમારાથી યાદવાસ્થળી કેમ ભૂલી જવાય. પૂર્વે ઇંગ્લાંડ અને સ્કોટલાંડ ઉંદર અને બિલાડીની જેમ સ્નેહ રાખતાં હતાં, તો હમણાં સંપીને રહે છે. તેવો સંપ શું ઇંગ્લાંડ વાળાએ ગુમાવ્યો છે ? જો તેમ હોય તો અમારૂં કહેવું નકામું છે. જો હિંસા કરવી એ પાપ ન હોય તો જેના ધર્મમાં જીસસ ક્રાઇસ્ટે ત્યાં સુધીનું ઝીણામાં ઝીણું સુત્ર બતાવ્યું છે આપણું ઘર શોભાવવા માટે આપણે જેમ પુષ્પ કલીઓને તોડી[illegible]એ. તેમ ઇશ્વર પોતાનું ઘર શોભાવવા માટે આપણાં બાળ બચ્ચાંઓને ચુંટી કાઢતો હશે તો કોણ જાણે છે ? મતલબ કે પુષ્પની કળીઓ તોડવી તે મહાન્ અધર્મ છે, એમ કહ્યા છતાં જેના અનુયાયીઓ લાખો કરોડો જીવની હાનીમાં પાપ નહિં સમજતાં ઉલટા આનંદ માને તો તેઓને પોતાના પ્રભુનાં વચનો પર ભરસો નથી એમ કહેવામાં શું હરકત છે ?

આવો જુલમી ઘર કાયદો બજાવતાં હું એમ નથી ધારતો કે ભૂમિ પર શોભી રહેલાં સુંદર મહાન્ નગરો આબાદી ભોગવે. અમને અનીતિખોરોની કુશળતાની બરાબર ખબર છે કે તેઓ કેવી રીતે જંગી રાજ્યની પદવી પરથી ઉથલી પડયા છે જે સ્થળે હાર તોરા ચડતા હતા તે સ્થળે મક્ષીકાઓ ભૈરવી ગાતી. જ્યાં રાજા મહારાજાઓ એકત્ર થતા ત્યાં ગોળા ગોળીઓનો વરસાદ પડતો.

"ડયુક ઓફ વેલીંગ્ટન કહે છે કે યુદ્ધ ભયાનક વસ્તુ છે. જો તમે લડાઇનો એક દિવસ દેખ્યો હોય તો તમે નક્કી એમજ કહી દો કે પ્રભુ એ વખત ફરી નહિં દેખાડતો આહાહા! આજ યુદ્ધનું પોગ્રામ રચી આપનારા કેવા કઠોર હશે?"

જે દેશ યુધ્ધ કરવું બુરૂં સમજે તટલોજ તે ઉન્નતિ પર છે. સૈન્યની સંખ્યા કમી કરવામાં જેટલો ઉત્સાહ તેટલીજ તેના લાભની વાત હમણાં આવી રીતની યુરોપમાં ચળવળ ચાલે છે અને ને પાર પડે તો કેવું સારૂં થાય યુધ્ધ મનુષ્યની ચડતીને રોકે છે. યુધ્ધ અમારે મન શોકની વધાઇ છે. જડ ઉપાસકોનો આ મહાન્ ખેલ છે એવા દેશદ્રોહી પાગલોને એટલે લડાઇખોરોને દેશપાર કરવા જોઇએ.

ભૌતિક પદાર્થોના પાસમાં આવેલાં કઠોર મનુષ્યોની હું તમને શું બીના કહું. માતાઓ કે જે બાળકને સ્તનપાન કરાવતી નથી. ભાઇ સગા ભાઇનો વૈરી થાય છે. પતી પત્નીને અને પત્નિ પતિને જોડા મારે છે. પારકાને પજવવો એજ એનું સુત્ર છે. અરેરે! માતાઓ બાળક તરફના પ્યારની પરવા નથી કરતી એ શું જમાનો નથી બદલી ગયો કે? શું આને તમે ઉન્નતિ સમજો છે? શીવ! શીવ! શીવ! પ્રભુ એને બચાવો!

પ્રાચીન સમયમાં મનુષ્યો દરેક જીવો પર સરખો પ્યાર કરતાં. લાખોપતિ ગૃહસ્થાશ્રમ ચલાવી પોતાનો સંન્યસ્ત સમય આવતાં સ્ત્રી, પુત્ર, ધન કે કોઇપણ જાતની પરવા કર્યા વગર માત્ર વેંતભર કપડાં સાથે બહાર નીકળી જતા. મુકુટધારી, શસ્ત્રધારી પુરૂષો તેને પગે પડતા નાના પ્રકારનાં યંત્રાદિકો આત્મ બંધન નહિં હતાં; પણ સ્હાયકારી હતાં. શસ્ત્ર વિહિન આત્મ બળધારીઓ મહાન્ રાજાઓનો ગર્વ ઉતારતા. ભૌતિક ઉપાસક સિકંદરને એક આત્મ બળધારીએ હરાવ્યો હતો. તેને બહુજ થોડો કાળ થયો છે. આજતો મરણ પર્યંત ધન એકઠું કરવું એ સિવાય કંઇ સુજતું નથી. ભૌતિક ઉપાસકો એમ સમજે છે કે આત્મ બળધારી કાયર છે. સંસારના ખેલની રમતમાં નાપાસ થઇ માથું ખંખેરી નાશી ગયા છે. તેઓ એમ નથી સમજતા કે આથી ઇશ્વર આપણને છાની મીઠી શીક્ષા કરી રહ્યો છે. લક્ષ્મીની લોલુપતામાં રાત્રે ઉંઘ આવતી નથી.

સુખે રોટલો ખાતા નથી. એ ઘડી વિશ્રાંતી એ પણ માથે કાચા સુતરને તાતણે મોટો પત્થર લટકી રહ્યો હોય તેમ અને આત્મ બળધારી નરવીરો કાળથી પણ ડરતા નથી. સમગ્ર સૃષ્ટી એ એનું નિવાસ સ્થાન છે. સર્વત્ર જીવો એના સ્નેહિઓ છે. સુવર્ણના ઢગલાઓ અને મોતીના ખાળાઓ એ એની માલિકીના છે. આત્મ બળધારીના દેશમાં અગણીત ભૌત્તિક ઉપાસક વિદેશીઓ મુઠીઓ વાળીને દોડ્યા આવે છે. અને માન સન્માનની પરવા રાખ્યા વગર ઉંધું માથું રાખી પડયા રહે છે.

રેલ્વે, તાર અને સ્ટીમરોના જથ્થા વાળા એમ સમજતા હશે કે અમે ઉન્નત છીએ અમે ખુશ્કી તેમજ દરીઆઇ બળમાં સ્ટીમરોની ભીડ રાખી છે. મોટાં મોટાં શહેરોમાં લાંબા ભુંગળાંમાંથી નિકળતા ધુમાડા એ અમારી કળાઓ છે. તો તેઓનો ઇસારો અમે હાસ્યમાં ગણી કાઢીએ છીએ અમે આ વસ્તુઓને દુઃખ કારક સમજી બનાવવી છોડી દીધી છે. અમારા પૂર્વજો નિમિષ માત્રમાં સ્વર્ગ અને પાતાળમાં જઇ આવતા. જુઓ! અર્જુન બંને સ્થળે કામ પ્રસંગે ગયો હતો. અમારા પૂર્વજોને વાતાવરણ ભેદી જતાં આવડતું તમોને હજુ ઘટ વાતાવરણ ભેદી જવાની પણ કયાં શુદ્ધિ છે. પ્રભુ અમને તમારા જેવા ગોટાળામાં ન નાખે મહાશયો! એ દોડધામ તમનેજ મુબારક! અમે ભૌત્તિક પરિક્ષામાં પાસ થઇ અત્યારે આધ્યાત્મિક વિદ્યાનો અભ્યાસ કરીએ છીએ એમાં તમે દખલ કરવા નહિં આવો અમને લક્ષ્મી નહિં જોઇએ એટલા માટેજ તમારે હાથે લુટ થવા દઇએ છીએ. મહાશયો! મારવા કરતાં જીવાડવાનો સિદ્ધાંત શીખવો જોઇએ. જેના અંતઃકરણમાં સત્યનું સિંહાસન મંડાયું હોય તેને આખી દુનીયા સત્કારે છે. પાગલ લોકોનો સંઘ હોય તે તેને સત્કારી નથી શકતો. દૈવી પુરૂષને માન ન મળે એ જુઓ કે ન્યાયથી વિરૂદ્ધ છે; પણ શાણી કુદરત તેની પરિક્ષા કરે છે કે આ કેવો હિંમતવાન છે.

પરોપકારી પુરૂષોનો સત્યનો, દયાનો, નીતિનો, ધર્મનો. પવિત્રતાનો માર્ગ બહુજ વિકટ છે. પવિત્ર નરોનું આગમન દુનીયાને સીધે રસ્તે લઇ જવાનું હોય છે, છતાં મુર્ખાઓ નથી સમજતા. તેની બુદ્ધિમાં ઇશ્વર સુધારો કરે. તેઓ અનિતિના હથીયાર ન બને તે માટે ઇશ્વર તેના પર દયા કર. એ ડુબેલાઓને તારી લે. તેઓ ભુલેલા છે. તેને અનહદ નહિં રીબાવ! તેના અંતઃકરણને નહિં બાળ! એ તારાં બચ્ચાંઓ છે.

જગતની અધર્મમય ખાઇમાં ગબડી પડનારા અને રાડો પાડનારા તરફ કુદરત હસે છે. ઇસારો કરી કહે છે કે લે? બીજાને રડાવી આનંદ માનનારા તું રડી નમુનો કાઢ કે તને કેવી મજા આવે છે?

સત્યની ખાતર શાણુઓએ અનીતિખોરોને સુધારવાના છે. બુડેલાઓના તારવાના છે. આંધળાઓને રસ્તો બતાવવાનો છે. દેશમાં જ્ઞાન દિપક પ્રકટાવવાનો છે. તમે સુધરી બીજાઓને બોધ કરો તમે કંઇ ન જાણતા હો, કંઇ પણ સ્વદેશ હિતમાં ન ભાગ લેતા હો, તો બીજાઓને દોષ નહિં આપતા કે ફલાણાએ ફલાણાના બતાવ્યા પ્રમાણે ન કર્યું.

બીજા પોતાનું મનુષ્યત્વ ભુલી જાય; તો પણ તમે મનુષ્ય નહિં મટી જતા. મનુષ્ય સ્થાન સૌ કરતાં ઉંચું છે. તેનાથી તેનો અધિકાર ઉંચો છે. અને તેનાથી સો ગણો તેનો જવાબ ઉંચો છે. એ તમારે હરવખત મનન કરવું જોઇએ.

જ્યારે માણસ પોતાનો ધર્મ ભુલી જો-હુકમી ચલાવે અને તેમાં વળી પ્રજા પાલક થઇ કાળો કેર કરે. ત્યારે તો પૃથ્વી રસાતળ જવી જોઇએ. સૂર્ય ચંદ્રે પોતાનો ધર્મ ભુલી હાહાકાર વરતાવવો જોઇએ. ખરેખર અનિતિખોરો દેવને બદલે રાક્ષસોની પંક્તિ ગોઠવે છે.

જે રાજા રૈયતના પૈસા વડે મોટરમાં બેસતો હોય, છડી પોકરાવતો હોય, ફુલના હાર તોરામાં ગરકાવ થઇ જતો હોય, સોના મહોરો કાંકરાની માફક ઉરાડતો હોય છતાં અગણીત લાભવાળી રૈયતને રડાવે, ભુખે મારે, તેના ઘરમાંથી વસ્તુઓ ચોરી જાય, ત્યારેતો હદ આવી રહી; તેઓ રક્ષકને બદલે ભક્ષક બન્યા આ ઉન્માદ કેવો કહેવાય?

રાજા ભલે પુણ્ય રાશી વડે હાલમાં અગણીત જનોનો શીરતાજ બન્યો હોય પણ અનીતિથી એ પુણ્ય રાશીમાં થોડા દિવસમાં આગ લાગવી જોઇએ. શીશુપાળ મહા બાણુત્રળી હતો માત્ર એક ચક્રના આરા વડે શીર છેદાયું. અગણીત રાજાઓને કેદ કરનાર જરાસંઘ ભીમના હાથે ચીરાયો. રાવણ ક્ષુલ્લુક પ્રાણીઓ-વાંનરોને હાથે મરાયો. દુર્યોધન સર્વસ્વ કુટુંબની સાથે સમરાંગણમાં નિરાધાર ગબડી પડયો. બંધુઓ! આવાં દષ્ટાંતો ઘણાં છે પણ અત્રે આટલાં મને આવશ્યક જણાય છે.

દરેક મનુષ્યે પોતાના સત્યમય જીવનને જાહેર બનાવવું જોઇએ. ભલે અગણીત કસોટીઓમાંથી પસાર થવું પડે. મનુષ્ય કોઇનું બુરૂં ન કરે તો એવો કયો મુર્ખ છે કે તેની આડે આવે? મતલબકે આપણેજ આપણી પાયમાલી શોધી કાઢી છે. પછી તો મુર્ખાઓને સમજાવવું જોઇએ કે ફલાણો આપણો શત્રુ છે.

હિંદુસ્તાનના વતનીઓ જેવી ભૂલો કરે છે તેવી ભૂલો કોઇ ભાગ્યેજ કરતું હશે. તેઓ અત્યંત ધર્મિષ્ટ હોવાનો દાવો કરે છે, તેઓ પવિત્ર ધર્મને માનનારા છે એમ બુમો પાડી સંભળાવે છે, અમે અહિંસાવાદી

છીએ, અમારા હાથથી દુષ્કૃત્ય બનવું અશક્ય છે. અમારા પૂર્વજનો અમને અસલ તત્ત્વ સમજાવના ગયા છે. અમે તો શું! પરંતુ અમારાં સંતાનો પણ અધર્મ કાર્યોના ભોક્તા ન બને. એવી રીતે ઘણાએક શબ્દોના જથ્થા કરી દીનપ્રતિદિન નૂતન પુસ્તકો રચ્યા કરે છે. તો તેઓના પ્રત્યે મારૂં એટલુંજ કહેવાનું કે તમે સત્ય ધર્મને માન આપો છો, અહિંસાને આબાદ પાળી શકો છો, પૂર્વજનોનાં વચનોનો સ્વીકાર કરી સાચા કહ્યાગરા બન્યા છો, નાનાં કે મોટાં દરેક પ્રાણીઓને દુભાતાં જોઇ રડો છો, એ બધું સાચું છે. પરંતુ તમારા પૂર્વજનોનાં વચનો, તેઓની મહેનત, તેઓની ખરી લાગણી, તેઓનો ધર્મ તમે સહજ વારમાં સળગાવી દીધો છે એનો કંઇ વિચાર કર્યો છે? તમે જે વસ્તુથી અશુદ્ધ બનો છો તે વસ્તુઓ હરહંમેશાં તમારા દેહ ઉપર અને હાથમાં તેમજ પેટમાં રમ્યા કરે છે. તમે દારૂ માંસને અડકવામાં અધર્મ માનો છો, પણ એજ તમને દબાવે છે. ઈંગ્લિશ દવાઓમાં, વિલાયતી કપડાંઓમાં તેઓ રગરગે પ્રસરેલાં છે. એટલેથી ક્યાં અટકી જવાય એવું છે. એતો તમને ખાવા પીવાની વસ્તુઓમાં પણ નમન કરાવી રહી છે. એણે તો સાકરમાં હાડકાં, વાઇન, કુકડીના બેદાનો રસ વિગેરે નાખી તમારા ધર્મને વિષ પાયું છે. આ બધો દોષ આપણે કોને દેશું? તમને કે વિદેશીઓને? વિદેશીઓને નહિં અપાય. કારણ કે તેઓ તો દારૂ માંસને માન આપનારા છે. કદાચને પોતાની વસ્તુઓને સફાઇમાં લાવવા માટે મહેનત કરતા હોય તો એને દોષ આપવા જેવું નથી; પરંતુ તમે શામાટે એ વસ્તુઓને ગ્રહણ કરી? તમે શામાટે એ વસ્તુ વડે તમારા વડિલોના અથાગ પરિશ્રમે મેળવેલા ધર્મને બાળી નાખ્યો? શું તમને તમારા વડિલોના પ્રયત્ન પ્રત્યે માન નથી? એ બિચારાઓએ જંગલમાં ઉઘાડે પગે રખડી ભૂખ્યા રહી વરસાદ અને સખ્ત તાપનો મારો સહન કરી તમારા માટે સદ્ધર્મનો પ્રચાર કર્યો હતો, તો તમે આવી રીતે તેનો બદલો આપો છો કે? કોઇ દેશ જંગલી હાલતમાં હોય તો પણ લાંબે સમયે શાણો બનવા સંભવ છે; પરંતુ તમે તો શાણા છતાં જંગલી જેવા બની ગયા. આથી તમને શરમાવા જેવું રહે છે. જુઓ! જેને તમે પવિત્ર માનો છો, જેને તમે ઇશ્વર કહો છો અને જેને ખરાબ વસ્તુઓ સ્પર્શ કરાવવાથી અશુધ્ધ બને છે એવું સમજો છો. એજ પરમાત્માને તમે અશુધ્ધ વસ્તુઓ વડે ગરકાવ કરી દ્યો છો. તેઓને પહેરાવેલા પોશાકમાં અશુદ્ધ વસ્તુઓનો પાસ છે. વળી તમે જે જે કપડાં ઘરમાં કે બહાર વાપરો છો તેમાં ચરબી, હાડકાં વિગેરેનો ભેગ આવે છે, એ તો તમે વિચારતા નથી અને ઉપરથી સિદ્ધ હોવાનો દાવો કરો છો, એજ હસવા જેવું છે.

એચ નિસ્બેટ પોતાના થિયરી ઓર સાઇઝીંગ નામના ગ્રંથમાં લખે છે કે મેનચેસ્ટર અને લેંકેશાયરમાં બનતા કાપડમાં ઝેર અને ચરબી લગાડવામાં આવે છે. વળી બીજા પૂરાવા તરીકે કોબલી અને હ્યુમના પુસ્તકમાં લખ્યું છે કે, દરેક વિલાયતી કાપડમાં એકહજાર રતલ ખેરમાં ૩૦૦ ગાય અને સુવરનું લોહી લગાડવામાં આવે છે. આવી રીતે પવિત્ર દેશને અપવિત્ર બનાવે છે. અને તમારા જાજી મહેનતથી મેળવેલા આધ્યાત્મિક ધર્મને આગ લગાડે છે. કે, જે આધ્યાત્મિક વિષય સર્વત્ર બુદ્ધિ દીપક વિષયોનો પિતા છે, તે હવે તમારી પાસેથી જવા બેઠો છે. તમારા પવિત્ર દેહને, તમારી દિવ્ય ભાવનાઓને, કચડી તમને ભ્રષ્ટ કરવા ચાહે છે. તમારી અથાગ મહેનતથી મેળવેલી જ્ઞાન ગંગાને તેઓ સુકવવા ધારે છે. મનહરણ કરે તેવાં વસ્ત્રો અને દરેક સાધનો બતાવી તમારી ખરી શક્તિપર અશુદ્ધતાના પટ દેવા ધારે છે. સમજો! સમજો! ખાઇઓ ખોદવામાં, નહેરો બાંધવામાં, હુન્નર ફેલાવવામાં, કુદરતની સ્વચ્છંદ વૃતિને જકડી, લેવામાં, તેઓ આગળ વધ્યા હોય એથી તમારે તેને બુધ્ધિશાળી જાણવાના નથી. કદાચને તેઓએ પશુવૃત્તિથી તમને દબાવી હાથ જોડતા રાખ્યા હોય, તમારા ધર્મને ભ્રષ્ટ કરી દગાને સત્યપણે ઓળખાવવાને પ્રયત્ન આરંભતા હોય, તો તેઓની સામે આપણે ન પહોંચી શકીએ કારણ કે આપણને દગો આવડતો નથી, અને કોઇ દહાડે કરેલો પણ નથી, તથા કરવાના પણ નથી. માટે જો તમારે સત્ય પણે રહેવાને મરજી હોય, જ્ઞાની, અહિંસક, ઉદાર બનવાને આંકાક્ષા હોય તો તેઓના આંખફુટામણાં કાર્યોથી દુર રહો નહિંતર મુઆ પડ્યા છો.

કુરલામાં જે વખતે રણછોડદાસ નાગરદાસ નામે એક ગૃહસ્થે સ્વદેશી શુધ્ધ સાબુનું કારખાનું ખોલ્યું, ત્યારે પુનાથી લોકમાન્ય બળવતરાય ગંગાધર તિલકને બોલાવવામાં આવ્યા હતા. તેઓશ્રીએ પોતાની ખરી લાગણીથી જણાવ્યું હતું કે આજનો સમય, આજની રીતભાત દેશને મારી નાખવાની અને વિદેશને ચડતીમાં લાવવાની છે. હિંદીઓ શુધ્ધ અને જેમાં ધર્મની હાની ન થતી હોય એવી વસ્તુઓને માન આપતા નથી; પરંતુ ઉપરથી ઉજળી અને અંદરથી તપાસતાં તદ્દન અશુધ્ધ વસ્તુઓથી ભરેલી એવી ચીજોને માન આપે છે. પછી ભલેને એમાં પોતાના ધર્મને, વડિલને અને દેશને હાની પહોંચતી હોય. તેઓનો મગજ કઇ વસ્તુઓ વડે હણાયો છે! અશુધ્ધિમાં આવ્યો છે કે જેને અસંખ્ય માણસો સમજાવે છે તો પણ બીજો રંગ ચડતોજ નથી. બરાબર છે. જેમ કાળો રંગ બીજો રંગ નથી ઝીલી શકતો, તેમ કાળાં મનુષ્યો શી રીતે બીજો રંગ ધારણ કરે! તેઓને એમ

ખબર નથી હોતી કે સ્વદેશી વસ્તુઓને માન આપવાથી અને તેનેજ વાપર્યાથી કોઇ દિવસ સારો સમય જોઇ શકશું. તેઓ વિલાયતી માલની સાથે સ્વદેશી માલ સરખાવી તેમાં ન્યુનતા જોતાં ફેંકી દે છે. તેઓને ભાગ્યેજ ખબર હશે કે કોઇ વસ્તુ એકદમ ઉત્તમ બની શકતીજ નથી. પહેલવહેલો ખોલેલો રોજગાર કોઇ દિવસ પુરજોશમાં ચાલી શકતો નથી અગર તો નવું ઉભું કરેલું કાર્ય જલદી ખ્યાતિમાં આવે એ બનવા જોગ નથી. જ્યારે પહેલવહેલી વિલાયતમાં રેલ્વે ચલાવવામાં આવી ત્યારે થોડેક ચાલી અટકી પડી હતી; પરંતુ લાંબે સમયે એમાં ને એમાં મંડયા રહેવાથી અત્યારે ખુશીથી જોસભેર દોડી લાંબી મજલ કાપી શકે છે. જ્યારે પહેલવહેલો ફુલછાપનો વિલાયતી સાબુ બનાવવામાં આવ્યો, ત્યારે બરાબર સફાઇદાર ન બનવાથી તે વેપારીઓએ બહુજ સસ્તે ભાવે વેચી માર્યો હતો અને વચમાં કેટલીક પેટીઓ ફેંકી દેવામાં આવી હતી; આવું છતાં હિંદીઓ તો એકદમ વિલાયતી માલ જેવો માલ હજુ નવો ધંધો ખોલનાર પાસેથી માગવાનો પ્રયત્ન કરે છે. પણ તેઓ એમ નથી સમજતા કે આપણે બહુજ લાંબે સમયે વાતચીત કરતાં અને હાલતાં ચાલતાં શીખ્યા છીએ. જો આપણે તેમાં ઉતાવળ રાખી હોય તોજ પહેલું કાર્ય બનાવનાર તમને અસલ વિલાયતી માલ જેવો માલ આપી શકે. બંધુઓ! વિચારો પહેલવહેલું કોણ કાર્ય ઉમદા કરી શકયો છે? વિચારો! ફોનોગ્રાફ બનાવનારને કેટલી મહેનત ઉઠાવવી પડી હતી પૈસાની તંગીએ મરવાની અણીપર આવ્યો હતો; પરંતુ ઉત્તેજન મળવાથી અબજો રૂપીયા કમાયો છે. કે, ડી બ્રધર્સ નામે સીનેમાં બનાવનાર પોતાના કાર્યની શરૂઆતમાં પહેલાં પ્રથમ પડદાપર દેખાવજ ન આપી શકયો. જ્યારે અનહદ મહેનત કરી, ત્યારેજ લાંબે સમયે લાભ કમાય છે. પ્રથમ મીલ કરનારને પુણીમાંથી તાંતણોજ નીકળતો ન હતો. વળી વિમાન-કારોમાંના કેટલાક તો હજુ પાછાજ ફર્યા નથી આગબોટ તૈયાર કરી. ચલાવવાના ભયંકર સાહસમાં કેટલાક તો હજુ સમુદ્રને તળીએ બેઠા છે. વીજળીની શોધ કરતાં ઘણા એક મરી ગયા છે. એવી રીતે પહેલું વહેલું કાર્ય સરસ, સફાઇદાર અને પ્રશંસા પાત્ર બનવું એ બહુજ મુશ્કેલ છે. ભાઇઓ! તમે તો અનહદ ભુલ કરો છો, જે વખતે ઢાકામાં ઉમદા મલમલ બનતો, ત્યારે શું! યૂરોપને આવો બારીક સફાઇદાર માલ બનાવવાની શુદ્ધિ હતી કે? ખરી રીતે પુછાવો તો એ લોકો પશુઓનાં ચામડાં ઓઢી પહેરીને રહેતા હતા હજુ પણ ત્યાં જુઓને એ રિવાજ કયાં નાબુદ થયો છે? હિંદીઓ સ્વદેશી કાપડને વખાણતા નથી વિદેશી માલ જેવું ફળદાર નથી, ઘટ નથી, ટકાઉ નથી એવી રીતે બોલી હાથમાં પણ પકડતા નથી.

શું તેઓની ઘેલછાની કેટલીક વાત કરૂં ? તેઓ સ્વદેશી કાપડને સૂર્યની સામે રાખીને તેની જાડાઇ જુએ છે બાઇ ! સૂર્ય સામે કપડું રાખી તેની જાડાઇ જોઇએ તો મુર્ખતા કહેવાય. સુર્યની સામે આપણી જાડી દળદાર આંગળીઓ રાખીએ તોપણ લોહી દેખાવા લાગે છે. ત્યારે કપડામાં પ્રકાશ કેમ ન દેખાય. સ્વદેશી કાપડમાં આરપાર દેખાવાનું કારણ જુદું છે. એમાં અશુદ્ધ ખળ પાએલી હોતી નથી, તેમાં હાડકાં કે ચરબી નાખેલી હોતી નથી. વિદેશી કાપડની દરેક નસ અને ખાનાં ચરબી અને હાડકાં વડે પુરેલાં હોય છે, તેથી જાડું મજબુત અને ટકાઉ લાગે છે. પણ ધોઇ નાખ્યાથી તે કપડું આપણા દેશમાં બનેલા કાપડ જેવું ટકાઉ નથી દેખાતું. આપણે એના જેવી અશુદ્ધ વસ્તુઓ વાપરીએ તો હમણાંજ તેની માફક આખી આલમનાં મનરંજન કરી શકીએ, વળી એજ આનંદની વાત છે કે જે કાર્ય આપણે હાથે કાંતી વણી કરી જાણીએ છીએ, એવું કાર્ય વિદેશીઓ કરી શકતા નથી આ આપણી હુશીયારી જોઇ પરદેશીઓ વિચાર કરે છે કે જો આ લોકોને સર્વ હક આપ્યા હોય તો કેવું ઉમદા કાર્ય કરી શકે ? મેં પોતેજ સો નંબરનું સુતર હાથે કાંતેલું જોયું છે, એનાથી કોઇ હિંદી વધારે નંબરનું કાંતી જાણતો હોય, તોપણ મારે મન સો નંબરનું કાંતેલું સુતર કંઇ ઓછું પ્રશંસાપાત્ર ન ગણાય. આપણે મોજ શોખમાં ગરકાવ થઇ જવાથી, બધો હુન્નર ગુમાવી બેઠા એ તમને શરમ નથી થતી કે ? યૂરોપવાસીઓ પોતે ધોતીયા વાપરતા નથી, સાફા બાંધતા નથી, સાડીઓ વાપરતા નથી ; છતાં ખાસ તમારા માટેજ એણે એ હુન્નર શોધી કાઢયો છે; ત્યારે તમારી વપરાશમાં આવનારાં કપડાં તમે ન સારાં બનાવી શકો ? એ તમને અને દરેક હિંદી કહેવાતા માણસને ફિટકાર આપવા જેવું છે. એવી રીતે આપણે પરાવલંબી બની કંઇપણ પ્રયાસ ન કરતાં અધોગતિને આંગણે ધામો નાખીએ તો આપણાં બાળ બચ્ચાંઓને તથા હિંદના દરેક જીવોને ઢીંમરની મજબુત જાળમાં સપડાવ્યા કહેવાય. આ પાતક જેવું તેવું નથી. આવા નિમક હરામી લોકો જ્યારે સમગ્ર દેશને આબાદીને બદલે બરબાદ કરી ચિતામાં બળી મરે છે, ત્યારે એની ભસ્મ બીજા ડાહ્યા ડમરા લોકોની ચક્ષુમાં પડી બહુજ વ્યાધિ કરાવે છે.

તમારા ભાગ્યોદયની કુંચી તમારા હાથમાં છતાં લુહારને તાળાં તોડવા બોળવો તો શું તમે તમારા ઘરની આબરૂ ખુલ્લી કરવા નથી માંગતા કે ? તમારો ખરો ઉદય કંઇ વસ્તુમાં છે, એનું ખરૂં રહસ્ય તમને કોઇ મહાત્મા સમજાવે તો પણ તેને અસત્ય માની તમે તમારી મરજી માફક આડમાર્ગે દોડો; અને પછી હેરાન થઇ સજ્જનોને ગાળો આપી કહો કે તેઓએ અમને સારો રસ્તો ન બતાવ્યો ? તે અમારા શીરતાજ છતાં અમને સુખકર ચીજો ન આપી ગયા એમ બોલો તો હુંજ તમને દેશદ્રોહી,

અર્ધદગ્ધ. મુર્ખ, આત્મશ્લાઘી અને જાણી બુજીને રાડો પાડનારા છે એમ કહીશ. આપણે પારકા પર આશા રાખનારા હોવાથી બીજાપર આશા રાખીને બેસી રહીએ છીએ. જુઓ! માહાત્મા ગાંધીએ હિંદના લોકો જોગ એક સંદેશો બહાર પાડયો હતો. કે તમે ખાદી વાપરો, સર્વ જીવોપર સ્નેહભાવ રાખો, અને ચુસ્ત સત્યવાદી બનો, તો હું તમને એક વરસમાં સ્વરાજ્ય અપાવું. હિંદના પરાવલંબી લોકોએ તેઓનાં કહેલાં વચનો છોડી દઇ, માત્ર ગાંધીજીનો 'તમને એક વરસમાં સ્વરાજ્ય અપાવું' એજ શબ્દ યાદ રાખ્યો અને વિદેશી કાપડ વાપરવામાં, તોફાનો કરવામાં; તેમજ દારૂ જેવી મામુલી ચીજમાં મચ્યા રહી પારસીઓનો વેપાર બમણો કરી દેવામાં તનતોડ મહેનત કરવા લાગ્યા. પછી શીરપર સંકટો આવી પડતાં, સગાં વહાંલાઓની આબરૂપર હાથ નખાતાં, જેલમાં જતા અસંખ્ય દેશ બંધુઓને જોઇ હિંમતહારી ગયા અને ગાંધીને ગાળો દેવા લાગ્યા, પરંતુ તેઓ એમ ન સમજ્યા કે સ્વરાજ્ય જ્યારે તમે પ્રયાસ કરો ત્યારેજ મળવાનું છે. કંઇ ગાંધીનાં ખીસામાં નથી અગર તો લક્ષ્મીવડે વેચાતું મળતું નથી કે તમને લાવી આપે. તેમ ગાંધી તમારો નોકર નથી કે પોતે કોદાળી પાવડાવતી મહેનત કરી લાવી આપે, એમાં તો દરેક મનુષ્યને કામે લાગવાનું છે, નહિં કે વિદેશી કાળા ડગલાઓ, રૂવાટાં દેખાય એવો નિર્લજ પોશાક પહેરી અને સરકારના મજબુત હથીયાર રૂપ બન્યાથી મેળવી શકાય. કેટલાક તો મુર્ખાઓ ઘરમાં પડયા પડયા, હોટલોમાં અને દારૂના પીઠામાં દારૂના ડોજ ચઢાવતાં ચઢાવતાં કહે છે કે કે ગાંધી ક્યારે સ્વરાજ્ય અપાવશે? અમે થોડાં ઘણા પૈસા તો આપેલા છે એનો બદલો ગાંધીજી ક્યારે આપશે? જુઓ? ભાઇ આ મહાશયે કેમ જાણે ગાંધીજીને અમુક પૈસા ઘી કેળાં ખાવા ન આપ્યાં હોય! એમ આજુ બાજુનાં માણસોને સંભળાવે છે અને જાણે મોટી સખાવત ન કરી હોય એવો ડોળ કરે છે. બંધુઓ! આવા બનાવોજ આપણી અકકલની ઓળખાણ કરાવે છે.

તેઓ તો અમુક પૈસાવડેજ સ્વરાજ્ય માગે છે. તેઓ એમ નથી સમજતા કે જો પૈસા વડે સ્વરાજ્ય મળતું હોય તો હમણાંજ કેટલાક ગૃહસ્થો સરકારને મો માગ્યા પૈસા આપીને સ્વરાજ્ય મેળવી શકે એમ છે; પરંતુ ધનની સાથે તનમન જોઇએ છે. તન અને મન વગર ધન ચૈતન્ય આપી શકતું નથી તમારી પોતાની લાગણી વગર સામી વસ્તુ લાગણી નથી બતાવી શકતી. એ કેમ ભુલી જાઓ છો? હું નથી ધારતો કે ગાંધીજીના સુત્ર જેવું કોઇ અહિંસાનું સુત્ર ભણાવી, ધર્મનું રક્ષણ કરી, જાનમાલ ગુમાવ્યા વગર માત્ર સુતરને તાંતણે સ્વરાજ્ય અપાવી શકે! જો તમે તમારી જાતને ઉત્તમ બનાવો તેમજ તમારા ગૃહમાં,

તમારા સ્નેહિના મંદિરમાં, સ્વદેશી કાપડની વપરાશ કરાવી આપવાની શુદ્ધ પ્રતિજ્ઞા લ્યો તો હું નથી કહેતો કે તમારા માટે સ્વરાજ્ય મોંઘું હોય.

જેઓ ધર્મના અધ્યક્ષ છે, ધર્મ ચલાવનાર મહાન્ પુરૂષનાં વંશજો છે, જગતને વંદન કરવા યોગ્ય છે; તેઓ રેશમી તેમજ વિદેશી કપડાં વડે આખા શરીરને જાડું જાડું કરે ત્યારે તો હદ આવી રહી ગણાય. તેઓ ધર્મના નેતા શા માટે થયા છે? જગત્ના પૂજનીય કેમ ગણાય છે? એનું રહસ્ય સમજ્યા વિના પવિત્ર દેવમંદીરને અશુદ્ધ વસ્તુઓ વડે બ્હેકાવી, જે વસ્તુ વિષયને સતેજ કરે છે તેવી વસ્તુઓનું મર્દન કરી પુજનીય બની બેઠા હોય એવા વિષય યુતા, ધનધુતા અને ધર્મગુરૂના વેશમાં શોખીન સદ્‌ગૃહસ્થોને મારા મુઠ્ઠીઓવાળી નમસ્કાર છે. શુદ્ધ ધર્મ વડે નહિં પણ સફેદ રૂપિયા વડે પોતાની બહાદુરી દેખાડનારા, મોટરના, અશ્વગાડીઓના લાલચુ મહાજનોને મારે શું કહેવું?

આર્યાવર્ત્તના સજ્જનો પોતાની સુવાસ દેવલોકમાં ફેલાવતા, ત્યારે હવેના એનાજ વંશજો માત્ર અપકીર્તીના ગાંઠડાઓ બાંધી અહિંથી તહીં વાયુવેગે ગમન કરે, તેને કયો જીવ સમજાવવા દોડે તે કહો? આપણી સત્તામાં, આપણા જ્ઞાનમાં માનમાં અને સુખ સંપત્તિમાં અંધેર ચાલે છે. બિચારાં બીનગુન્હેગાર પ્રાણીઓ અને દુધીયા દાંતવાળા બાલુડાં ચોધારાં આંસુએ ભૂખથી રડે છે તેનો સ્વર તમને નથી સંભળાતો? વિચારો! તમારી પોલમાં બીજાઓ પોઠી લાભ લે છે. એ તમારા જોવામાં નથી આવતું.

તમે તમારૂં હાથે કરીને ગુમાવ્યું છે, તેમાં કોઈ શું કરે! હજુ સમજો? હું કહું છું કે ઢીંમરની પાથરેલી જાળમાં ઝાઝાં નહિ તો થોડાં પણ માછલાં તો આવેજ તેમ તમે અજ્ઞાનતાથી મોહમાં ફસી દુઃખી બન્યા હો તો તમને માફ કરવામાં આવ્યું છે. તમને છુટા થવાને માટે ઉમદા સગવડ ગોઠવવામાં આવી છે કે 'સ્વદેશી વસ્તુઓને માન આપો! સ્વદેશી કાપડ એટલે ખાદી એમાંજ આપણો જન્મ થયો છે અને માતાએ એજ કપડામાં સુવાડી આપણને હાલરડાં ગાયાં છે, તે પ્રત્યે ન ફરત છુટે, ત્યારે તો એમજ સમજી લેવું કે આપણામાં કંઇક ભૂત ભરાયું છે. દુધના પીનારાઓને જ્યારે દૂધ પર અભાવ થાય, ત્યારે એમ સમજવું કે નક્કી કંઇ દર્દ લાગુ પડયું છે. માટે તેને નાબુદ કરવું જોઇએ, દવા ખાવી જોઇએ. તેમ તમને તમારા અંગ રક્ષક જુના કાપડ પર સ્નેહ ન છુટે? ત્યારે તમારે સમજવું કે હવે આપણે સ્વદેશનાં સુખ વૈભવોને વેચી મારીએ છીએ.

સ્ત્રીઓ કે જેને ઉત્તમ ધર્મ પાળી જગતમાં ખરા હિતેચ્છુ, તરીકે બહાર આવવાનું છે, ઘેલાં સંતાનોને ડાહ્યા બનાવવાનું છે, ગાંડા ધણીઓને બારીક અને વિદેશી વસ્ત્રો ન લાવી દેવા માટે સમજાવવાનું છે, અને ચોખે ચોખું કહી દેવું જોઇએ કે આ અમે ઓઢયું છે છતાં વડિલો અમારૂં મુખ જોઇ જાય છે એવો ગુપ્ત અંગોને દેખાડી આપનારો પોશાક અમને ન જોઇએ. જે સ્ત્રી લાવ રેશમી સાડી! લાવ ફેન્સી પોલકાં! લાવ સેન્ટ, લવંડર, અત્તર, તેલ વિગેરેની બાટલીઓ! એવી રીતે વિષયી લોકોની આંખો તણાવનારા અને ધણીને લાંબે સમયે ભિખ મંગાવનારા જો ઓર્ડરો બંધ થાય. તોજ સ્ત્રી ખરી હિતેચ્છુ તરીકે ગણાશે. નહિંતર દેશને પાયમાલ કરનારી બે ધારી તલવાર કહું તો કયાં અઘટતું ગણાય એવું છે. ? સ્ત્રીઓની ઉત્તમ રહેણી કહેણીથી ભારત વર્ષ ઉત્તમ સ્વર્ગનું ગૃહ મનાતું આવ્યું છે. એ હવે સ્ત્રીઓના કઢંગા પોશાકથી, તેઓની ઘેલછાથી, તેઓના ડાક ડિમાકથી, હાથમાં નાજુક છત્રી લઇ, આડી પાંથી પાડી, રસ્તાપર ચાલતાં ચાલતાં નૂતન કટાક્ષો વડે નાચતાં કુદતાં વિગેરે હાવભાવ કરી ચાલ્યા જવાથી અને સ્વરૂપને નીહાળવા માટે પાછું વાળી જોઇ પાનીઓ તપાસી હાથમાં ફટકતો રૂમાલ રાખી લોકોની વૃત્તિમાં હલકો ભાવ ઉત્પન્ન કરવાથી અખિલ વિશ્વમાં પવિત્ર મનાતું આ આર્યોનુ દિવ્ય ગૃહ હલકું પડી ગયું છે. જનસમાજમાંથી તેની ઉત્તમતા બાતલ થઇ છે. લોકો ધર્મ ચુકયાથી ઠારોઠાર પ્રેમના નહિં પણ અપ્રિયતાના મોટામોટા મુકર્દમા ચલાવે છે. વિજાતીઓમાં લગ્ન રિવાજ મંડાયો હોવાથી ઇસ્ટ પીસ્ટ પ્રજા ઉત્પન્ન થઇ ખરા ધર્મને, ખરા કુળને અને ખરા સ્વદેશી પ્રેમને તરછોડી નવી જાતનો યુગ રચી આપે છે. એથી સત્યાનાશીના હથીયારને ધાર કઢાતી હોય એમ જણાય છે. આપણે કુદરતી રીત રીવાજને તજ્યા હોવાથી કુદરત આપણુને રીબાવવા માગે છે. દુઃખના દરિયા ઢોળવા ચાહે છે.

મનુષ્ય પોતાનું હિત ન સમજે ત્યાં સૂધી પરમાત્મા સદ્દબુદ્ધિનું અંકુર સ્ફુરિત કરે એ સ્વપ્ને આશા નહિ રાખતા આપણે હદને ઓળંગી છે, આપણે પૂર્વજોના ધારાધોરણો તોડ્યાં છે, તેઓને મુર્ખ ગણી કાઢી આપણે ડોઢ ડાહ્યા થયા છીએ. આતો અક્કલને વેચી મારી કહેવાય; ધર્મને મારી નાખ્યો ગણાય. સમજો, તમારી અક્કલમાં લુટ થઇ છે. દગો થયો છે, તમે તમારી ઉત્તમતા કેમ ગુમાવી? ભારતવાસી કહેવાતા કોઇ પણ મનુષ્યોએ પોતાને દેશ દ્રોહી નહિં બનવું જોઇએ. તમે જો ભારતની આબાદી ચાહતા હો, પાછો દેશને સમૃદ્ધિમાં લાવવા ઇચ્છતા હો, સુખ અને શાંતિનું સામ્રાજ્ય સ્થાપવું હોય, તો દરેક માણસે અંગ પર ખાદી

ધારણ કરવી જોઈએ. પછીતો ભલે બીજાઓ તે પ્રત્યે નફરત વરસાવ. ખાદી પર નફરત છુટવાનું તેઓનું કાંઇ જુદુંજ તત્ત્વ હોવું જોઇએ, તેનાથી તેને કાંઇ હરકત થતી હશે. નહિંતર શુદ્ધ કાપડના પહેરનાર શુદ્ધ જીવાત્માઓ તરફ આવો કટાક્ષ શા સારૂ હોય? ભારતવાસીઓ ડરતા ના! આપણી સ્મૃદ્ધિ પાછી લાવવા માટે આપણે પ્રયાસ કરીએ અને સામા માણુસો પોતાના અંતઃકરણમાં બળી જળી કરડાકી કરતા હોય, ડોળા તાણતા હોય, ધમકાવતા હોય; તો પણ હરકત નહિં. એમાં તમારૂં શું ગયું? એતો એનો સ્વભાવ છે. બીજાઓને આનંદ કરતા જોઇ ગાત્રો કરવાં એતો મુર્ખાઓનેજ આવડે.

હિંદીઓ આદિ અનાદિથી આશ્રિતોના હાથે રીબાતાં આવ્યા છે. પારસીઓ કે જે ઇરાનમાંથી ભુખે પેટે ભાગ્યા હતા હિંદે જો સ્થાન ન આપ્યું હોતે તો એ લોકોને ઉભું રહેવાનું કયાંય પણ પરમાત્માએ સ્થળજ ન્હોતુ નીર્માણ કર્યું. તો તેઓએ જેના સંતાનોને સુધારવાં જોઇતાં હતાં; તેઓનેજ દારૂ આદિક વ્યસનોથી પાયમાલ કર્યા યુરોપીઅનો મુળ આંહી વેપાર અર્થે આવેલા તેમાંથી અત્યારે હિંદના પ્રતાપે સાર્વભૌમના માલીક થઇ પડયા છે અને સુખેથી હિંદના સંતાનોનાં રૂધીર પીઇ અત્યારે હાડપીંજર ખાલી કરવા માંડયાં છે; તેમજ ચીન, જાપાન, ફ્રેંચ, ઇટાલી, અમેરિકા વિગેરે દેશના વતનીઓ હિંદના પૈસાથી મોટરમાં અને છ,છ, બાર બાર ઘોડાની ગાડીમાં ફરે છે. અને અહિંના મુળ વતનીઓને માટે ભાંગલ તુટલ ખટારો પણ મળતો નથી. આ કયાંનો ન્યાય? શું! પ્રભુ આવાજ ન્યાયથી કુશળ ગણાઇ ગયો છે? નાના તેમ ન હોવું જોઇએ મનુષ્ય પોતાની ભુલ વિના દુઃખ નથી પામતો. માટે હિંદીઓની અસંખ્ય ભુલો હશે એમ હિંદે બરાબર સમજી જવું જરૂરનું છે.

વિચારો, આપણે ડાહ્યા છતાં વિદેશીઓ આગળ ગાંડા કેમ કહેવાએ? શું આપણે કોઇ ડાહ્યાજ નહિં. વિદેશીઓ આંધળા ચાકળ જેવા છે, બંને બાજુ ડાકલી બજાવનારા છે. તેઓ તો અભણ અને શિક્ષણ પામેલા બધાઓને ગાંડા કહે છે. એક વખત ધી ઇંડિયન નેશનલ કોંગ્રેસના મેળાવડામાં મી. બદ્રુદીન તઇયબજીએ મદ્રાસમાં જણાવ્યું હતું કે જો અંગ્રેજો આપણા કેળવાએલા વર્ગને ફીતુરી તરીકે ઓળખાવે, તો હું નામદાર બ્રિટીશ સરકારના હસ્તકે અપાતી કેળવણીને દોષ આપીશ. જ્યારે કલાઇવે ઔરંગજેબના હાથથી વેપારની સનંદ મેળવી ત્યારે તે દરેક હિંદીઓની પ્રશંષા કરતાં ધરાતો નહિં હતો, ત્યારે સરકારે હિંદનો વારસો ઇસ્ટ ઇન્ડીયા કુંપની પાસેથી લઇ લીધા પછી હિંદીઓ આવા ફિતુરી કયાંથી બની ગયા. માટે તેઓના તરફથી

આપવામાં આવેલી કેળવણીમાંજ ગંભીર ખામી હોવી જોઇએ. અગર તો હિંદીઓને ફિતુરી કહેનારાઓજ બ્રિટીશ રાજ્યવિષે હલકો મત ધરાવનારા હોવા જોઇએ વળી એજ વખતે ફિરોજશાહ મહેતાએ જણાવ્યું હતું કે હું હિંદનો વારસો સંભાળનારની આગળ શ્રાપ અને આશીર્વાદ બને રાખીશ. જો તેઓ નીતિથી કારભાર ચલાવે તો હિંદનો તેને આશીર્વાદ મળશે અને એકલ પેટાઇથી ચલાવવામાં આવશે તો ઇંગ્લાંડને હિંદનો સદાને માટે શ્રાપ રહેશે, અંગ્રેજો હિંદને જણાવે છે કે તમારાપર રશિયાથી કોઇ હુમલો લાવી શકે તેમ છે; માટે અમે તમારી ખાતર લશ્કર વધારીએ છીએ. ખરી રીતે તપાસતાં ખાસ પોતાની સગવડતાને માટેજ બધું બન્યું હતું એમ સાબિત થાય છે અને હજુ પણ તેમજ બને છે. વળી હિંદ વધારે નુકસાનમાં હોય છતાં લશ્કરના તેમજ બીજા ખાતાના મોટા અમલદારોને ડબલ ત્રબલ પેન્સનો અપાતાં જાય છે અને જેણે સને ૧૮૫૮ ના બળવામાં ખાસ મોટા અવાજથી પ્રજા જોગ ઢંઢેરો પીટયો હતો કે અમો કાળા ગોરાનો ભેદ રાખ્યા વગર તમને મોટા હોદ્દાઓ આપશું. દેશમાં સ્વસ્થતા હશે તો તમને ખુશી કરશું મતલબ કે 'સ્વરાજ્ય' આપશું. તમારી વિદ્યા તમારા ઉદ્યોગ કળા કોશલ્યને ઉત્તેજન આપી ખીલવશું; પરંતુ પાળે છે કોણ? એતો "અબી બોલા અને અબી ફોક" માત્ર પોતાના સ્વાર્થની ખાતર હિંદી પ્રજાના શહેરી તરીકેના બધા હકો ગોરી પ્રજાના લાભાર્થે લઇ લેવામાં આવ્યા છે. અંગ્રેજી ઉદ્યોગો સાથે કદાચને હિંદ હરિફાઇમાં ઉતરે એવા ભયથી મુળ હિંદની ઉદ્યોગ કેળવણીને કચેડી નાખવામાં આવી છે. અને જયારે ત્યારે એજ ઇરાદાથી એમાં ખલેલ નાખવામાં આવે છે એ ઘણા વખત સિદ્ધ પણ થયું છે. જયારે હિંદમાં અલાઉદ્દીન, અકબર વિગેરે પરદેશી રાજાઓ હતા, ત્યારે હિંદના વેપાર ઉદ્યોગો બમણા પગભર થયા હતા. કારણકે તે રાજાઓ આંહી રહેતા હોવાથી બધો પૈસો હિંદમાંને હિંદમાં રહેતો આ તો હમેશાં એક સ્ટીમર રૂપિયા લઇ જવા તે તો સાચીવાત પછી ભલેને હિંદના સંતાનો ભુખે મરે, ભલેને માતાઓના ખોળામાં સંતાનો દુધ વાંકે મરી જાય, ભલે ને મનુષ્યો કફન વગર દટાય એ બિચારાં પોતાની ઉન્નતિ સાધવા ખડકી બહાર નીકળે એટલીજ વારમાં દ્વારને મોખરે એ સિંહો ટેલતા હોય, શી રીતે બહાર નીકળી પોતાના કુટુંબનું ભરણ પાશણ કરી શકે? મતલબ કે સાલા! ગમે તેમ કર ખડકી બહાર નીકળ્યો તો મુઓ પડયો છે. ચાર તસુની લંગોટીમાં ગમે તો પહેર અને ગમે તો ઓઢ. અને મુઠીભર ચણામાં ખા કે ગમે તો અપવાસ કર. અહાહા! આ હિંદનું કેટલુંક પાપ પ્રભુને ચોપડે બાકી હશે? શું. હજુ ખાતું ભરપાય નહિં થયું હોય? કયાથી થાય! શી રીતે બને! સાંભળો હું તમને હિંદની ભુલો જણાવું. હિંદમાં કોઇ નવો હુન્નર શીખે તો એકીલો બઠો બેઠો ખુણામાં કામ કરે

પોતાનાં બાળ બચ્ચાંને ન બતાવે તો બીજાને તો ક્યાંથી શીખવી શકે? એવું કહેવાય છે કે, વિક્રમના વખતમાં વરાહ નામે એક મોટો જ્યોતિષી વિદ્વાન થઈ ગયો છે. તેને મીહિર નામે એક પુત્ર હતો. તેની પત્ની ખન્ના એટલી બધી જ્યોતિષમાં હુશિયાર હતી કે તેની બરોબરી કોઇ ન્હોતું કરી શકતું! એક વખત વિક્રમાદિત્યે વરાહને કહ્યું કે, તમે તારાગણની ગણત્રી કરી આપો, ત્યારે વરાહ બહુજ મુંઝાણો તેથી પુત્ર વધુએ એ બીના જાણી જઇ સર્વ તારાગણોની ગણના કરી પોતાના સસરાને આપી તેનાથી વરાહ બહુજ પ્રસન્ન થઇ સભામાં ગયો અને આખી સભાને રંજીત કરી નાખી. આનાથી કેટલાક ખગોળવેત્તાઓ શંકા કરવા લાગ્યા કે, આ કામ વરાહનું નથી પણ તેની પુત્ર વધુ ખન્નાનું કામ છે. એથી રાજાએ ચોક્કસ પૂછતાં ખન્નાનુંજ નામ જાહેરાતમાં આવ્યું, એટલે રાજાએ તેને પોતાની સભામાં એક રત્ન તરીકે નીમવાની ગોઠવણ કરી, આથી વરાહની કાન્તિ નરમ પડી, તેને પોતાનું જીવતર ધૂળ સમ દેખાયું. કાં તો મરવું અને કાં તો પુત્ર વધુની જીવ્હા કાપી નાખવી કે, એનાથી સભામાં કંઇ પણ ન બોલી શકાય. એમ ધારી પોતાના પુત્રને કહ્યું કે બેટા મિહિર! તારી વધુ સભામાં એક રત્ન તરીકે વિરાજે એ તો આપણા કુળને કલંક લાગે માટે એની જીવ્હા કાપી નાખ, એટલે પત્યું. પિતાની આજ્ઞાને માન આપી મિહિરે ખન્નાને કહ્યું કે, પ્રિયે! પિતાની આજ્ઞા માન્ય કરવા સારૂ આ તારો નિર્દય પતિ તારી જીવ્હા કાપવાને આવ્યો છે. તારી ખગોળ વિદ્યાથી મોહિત થઇ રાજા તને રત્ન તરીકે સભામાં રાખવા ધારે છે, એટલે કૂળને કલંક લાગે માટે પિતાજીએ મને મોકલ્યો છે. કહે! તારો શું વિચાર છે? ખન્ના બોલી પ્રિયતમ! તમારા કૂળને કલંક લાગતું હોય, મારાથી તમને કંઇ વિઘ્ન આવતું હોય, તો હું તમારા સુખના સાધન તરીકે શી રીતે હોઇ શકું? મારી જીવ્હા કાપવાથી આપનો અર્થ સરતો હોય, તો તમારા માટે આ દેહના ટુકડા થવા ઇચ્છનાર શું નાના એવા ચામડાની ટુકડાથી પાછી હઠશે! લ્યો! કાપો જીવ્હા! એમ કહી મૂખ ઉઘાડયું કે તુરત મિહિરે જીવ્હા કાપી લીધી. જીભ કાપતાંની વાર ખન્ના આક્ષણિક સુખ છોડી પરલોક ચાલી ગઇ. અહા! કેવો અન્યાય? શું! વિદુષિ સ્ત્રીનું આવું ખેદકારક મૃત્યુ થાય એ તો વરાહને અને મિહિરને આવડે! તેઓનામાં દયાજ નહિં હોય! તેઓ વિદ્વાન કહ્યા છતાં, અનહદ ભૂલ ખાધી. જો તે સભામાં વિરાજી હોત તો જ્યોતિષ વિદ્યાનો બહુજ લાભ થતે. પરંતુ આવી ખેદજનક બિનાથી હિંદને બહુજ નુકશાન ભોગવવું પડયું છે, તેનો ખ્યાલ હવે આવે છે. આખી દુનીયા પસ્તાવો કરે છે; પણ શું કામ લાગે? મુઆ પછી તિલક કરે અને ઘર સળગ્યા પછી કુવો ખોદાવે એમાં શું

ટાઢાં થવાનાં હતાં ? સ્ત્રી રત્ન તરીકે સભામાં માન પામે, તો એમાં વરાહની કઇ આબરૂ જાય તેમ હતી ? આવી રીતે હિંદ અસંખ્ય ભૂલો વડે દુઃખની જાળમાં આબાદ સપડાયું છે. તેઓનાં ફળ તેઓ અને તેઓનાં સંતાનો ભોગવશે. પ્રભુ આવી આફતમાંથી બચાવ ! તારા ગુન્હા થયા હોય તો બાળક સમજી છોડી દે. માફ કર ! અમે તારાં સંતાનો છીએ.

શું તું કૃપા નિધાન થઇ દયા નહિં કરે ! શું તું તારો ધર્મ નહિં બજાવે ? હાહા ! ! હવે હું બરાબર સમજ્યો. હિંદને હજુ ઘણું એક ભોગવવું બાકી રહ્યું છે. તેઓએ અસંખ્ય નકામા વિગ્રહો કરી નિર્દોષ પ્રાણીઓના જાન લીધેલા છે, કેટલીક વખત દેવાંગના સમ કન્યાઓને અગ્નિમાં બાળી મૂકવાનો પ્રયોગ કર્યો છે, અંદર અંદર કુસંપ કરી છેવટ દુશ્મનને મળી પોતાનાજ દેશને પાયમાલ કર્યો છે, કેટલીક ગૃહદેવીઓને ધણી વિનાની કરી પોતાના બાળ બચ્ચાંઓથી વિખુટી પાડી છે, અસંખ્ય કન્યાઓને બળતે ઝળતે હૃદયે રાખી આખી જીંદગી એળે કઢાવી છે, ધર્મને ઠેકાણે અધર્મને ઉભો રાખી પિતૃદ્રોહ કરેલા છે, જે સ્થળે જે વસ્તુનો ખપ હોય તે વસ્તુ નહિં વાપરતાં આડી અવળી વર્તણુંક કરી લાખો કરોડો જીવોની સડસડાટી બોલાવી છે, નિર્જળ વનમાં અસિમ ધસારો કરી અગણીત સ્ત્રી પુરૂષોનાં પેટ ચીરેલાં છે, કેટલાંક ધાવણાં બાળકોને અસીથી ઠાર કરેલાં છે, કેટલાકને અંધારી કોટડીઓમાં ગુંગળાવી મારી ઉપરથી ધગધગતી તેલની ધારો પાડેલી છે, એ આદિક અસંખ્ય જાત ભાઇઓને પદભ્રષ્ઠ કરી નવી જાતીઓ સ્થાપી છે, તેનાં આ પરિણામો છે. તમે એમ ધારતા હશો કે હવે આપણાં પાપોનુ પ્રાયશ્ચિત થઇ ચુકયું છે. પણ નાના ! એ સમાધાન થયું હોય તો ભુલને કાઢી નાખજો. તમારાં કર્ત્તવ્યો તમારેજ ભોગવવાં પડે, બીજાઓને બીજી વસ્તુઓ ભાગે પડતી આપવામાં આવે છે; પણ દુષ્કૃત્યો કોઇને આપી શકાતાં નથી. માટે તમારેજ ભોગવવાં પડશે. એ બરાબર ખ્યાલ રાખો. તમે તમારા અસલ ધર્મને જાળવી, આ ગ્રંથમાં બતાવવામાં આવેલા દરેક શબ્દોનો બરાબર મારા ધારવા પ્રમાણે જો અર્થ કરી વર્તણુંક કરો તો તમારે અવશ્ય સમજવું કે, 'ભારતીય સ્વરાજ્ય' આપણે સુગમ અને સરલ રસ્તો છોડી જ્યાં વાઘ અને વરૂઓથી વન ભરેલું છે એ રસ્તો કાપીએ છીએ. દરેક દેશના વતનીઓ પોતાનું હિત સમજે છે, પણ હિન્દીઓ પોતાનું હિત સમજતા નથી. માટેજ હિન્દીઓ આદિ અનાદિથી રીબાતા આવ્યા છે. જેઓની પીંડીના પાટાઓમાંથી સો સો સોના મહોરો નીકળે એવાઓને હિન્દીઓ પૈસાથી ગરકાવ કરી દે છે. વળી જેઓ બીચારા રેસ ખેલીને, સટ્ટાઓમાં ઉતરીને, રંડી બાજીઓ કરીને, દારૂના બાટલાઓ ફોડીને, મોટરો દોડાવીને વગર સ્વાર્થે વિલાયત જઇને, શાહુકારી દેખાડવા નોટોમાં તમાકુ ભરી

બીડીઓ બનાવી પછી આરામ ખુરશી પર પીઇને જેણે પોતાની મીલ્કત ફના કરી હોય તેવાઓને અગણીત મદદગાર મળી રહે છે, પણ જેઓ આબરૂદાર છે અને ગરીબીને લઇને ફાટેલ લુગડે બહાર નથી નીકળી શકતા અને વખતો વખત ભુખ્યા પેટે સુઇ રહે છે; તેવાં ખાન દાન મનુષ્યોને મદદ નહિં કરતાં ઉલટા મશ્કરી કરનારા મુર્ખાઓને ક્યાંથી મળે. "ભારતીય સ્વરાજ્ય."

---

# 'દંપતિ ધર્મ.'

સૃષ્ટિ કર્તાએ માણુસ, પશુ, પક્ષી અને નાનાં જીવ જંતુઓમાં પણ નર અને માદા એમ જોડી બનાવેલી છે, તેથી દરેક જીવો અરસપરસ સરખા હકોને લાયક છે. માટે સંસારના સર્વ જીવો પ્રત્યે સરખો સ્નેહ રાખવો એવો સૃષ્ટિ કર્તાનો કાયદો હોય એવું સાબિત થાય છે. બધાં અરસપરસ સ્નેહની સાંકળથી જોડાયલાં છે, તેમાં મનુષ્ય પ્રાણી શ્રેષ્ટ હોવાથી તેઓને ધર્મ પાળવાની વધારે આવશકયતા છે. સ્ત્રીએ પતી તરફ અને પતિએ પત્ની તરફ સ્નેહ ભાવ રાખી, સંસાર નૌકા આબાદ પાર ઉતારવાની છે. પતિ પત્નીનું જોડું ધર્મથી બંધાયલું હોવાથી પ્રાણાંત સુધી પરસ્પરના સુખ દુઃખમાં સાથે રહેવાની લાગણીવાળું હોવું જોઇએ. સ્ત્રી અને પુરૂષે અગ્નિ તથા વડિલોની સમક્ષ બંધાયેલ પ્રેમ ગ્રંથીને ગમે તેમ થઇ જાય તો પણ ન છોડવી. લગ્ન થયા પછી સ્ત્રી ગમે તેવી હોય અગર તો પુરૂષ ગમે તેવો હોય; છતાં અરસપરસ પ્રીતિમાં પાસ થવાનો અભ્યાસ કરવો જરૂરનો છે. લગ્ન થયા પછી એક બીજાએ નાપસંદગી બતાવવી એ ગૃહ સંસારને સળગાવી દીધા જેવું છે. એ પહેલાં પોત પોતાને પસંદ પડે એવો સ્ત્રીએ પતિ અથવા તો પુરૂષે સ્ત્રી કરવાને ખ્યાલ રાખવાનો છે. લગ્ન ગ્રંથીમાં જોડાયા પછી છુટા છેડા કરી એકા બીજાના મનમાં વિગ્રહ કરવો એ મહાન્ પાપ છે. એકા બીજાના સ્નેહ વિના ગૃહ સંસાર સુખરૂપ નથી નિવડતો. કદાચને નિવડે તો લાંબો વખત ચાલતોનથી માટે દરેક સ્ત્રી પુરૂષે સ્વાર્થી પ્રેમને તરછોડી, શુદ્ધ અંતઃકરણ વડે પ્રેમ રૂપી દ્રઢ પાયા પર, પોતાનું નિર્ભય મંદિર બાંધવાથીજ ગૃહસ્થાશ્રમ સુખરૂપ થઇ ઇચ્છિત વસ્તુઓનો ઢગલો કરાવે છે. સુર્યની ઉતરાર્ધ છાયાની માફક પોતાના પ્રેમમાં દિન પ્રતિદીન વધારો કરી, પોતાના કુટુંબને એક નાના સ્વર્ગ જેવું બનાવે છે. સ્ત્રીનું પતિના ઉપર અને પતિનું સ્ત્રીના ઉપર પવિત્ર રાજ્ય ચાલતું હોય, તથા સ્ત્રી પતિને દયા, દાન, ધર્મ, તીર્થ, તપ, યજ્ઞ વિગેરે સમાન જાણતી હોય, તેવાં દંપતીએ કોઇ દિવસ સ્વર્ગની ઇચ્છા ન કરવી. જે સ્ત્રીમાં શુધ્ધ પ્રેમ, પતિવ્રતાપણું, સરલતા, ધર્મ, સત્યતા વિગેરે વિરાજતાં હોય એ સ્ત્રી પતિના સુખને માટે લાયક છે. જે પુરૂષ પત્નીના વચનને માન આપી, તેના અંતઃકરણની પવિત્ર લાગણી ન દુઃખવતો હોય, તેની આગળ રિદ્ધિ સિદ્ધિઓ ગુલામી કરે છે; તેમજ પરમાત્માની દરેક શક્તિઓ તેના તરફ ન્યાય પણે વર્તે છે. જે સ્ત્રી પોતાના પતિના પ્યારની ન્યુનતાથી પોતાની ખામી સમજી, દોષ નિર્મુળ કરવાને તનતોડ મહેનત કરે, તેના ગૃહસંસારમાં દુઃખ ઉત્પન્ન કરવાને પરમાત્મા પણ શક્તિમાન નથી. પતિ પણ સ્ત્રીની અપ્રસન્નતાનો વિચાર કરી, તેના મનનું સમાધાન કરવાને પ્રયાસ

કરે તો એના સુખનું માપ મહાન્ તત્વવેત્તા પણ ન કરી શકે. એવાં સરલ હૃદયનાં સ્ત્રી પુરૂષોને જોઇ બીજાં તેની જેવાં થવા ઇચ્છા કરે છે.

કેટલાંક મનુષ્યો પોતાની પસંદગી પર પોતાનાં બાળ બચ્ચાંઓનાં લગ્ન કરે છે, એવાં સ્ત્રી પુરૂષનું જોડું આનંદી બનતું નથી; કારણ કે માબાપ તો ખાસ વેવાઇનું દ્રવ્ય, દરજ્જો, ખિતાબ, ઘર બાર વિગેરે પર મોહિત થએલા હોય છે. એને લઇને પોતાના સંતાનના સુખ દુઃખનો ખ્યાલ નથી હોતો. આ લગ્ન ખરી રીતે પ્રશંશા પાત્ર ન ગણાય. માબાપની આબરૂ પર, તેના વૈભવ પર મોહ પામી જે માણસો પોતાનાં સંતાન પરણાવે છે, એથી સ્ત્રી પુરૂષો શુદ્ધ પ્રેમી તરીકે નહિં. પણ વિષય વાસના તૃપ્ત કરવા માટે બંધાયા હોય એમજ સમજે છે, માટે છોકરાના માબાપની આબરૂ પર નહિં મોહ પામતાં માત્ર છોકરાની ઉત્તમ રહેણી કહેણી તપાસી લગ્ન કરવાથી તેઓના સુખમાં કાયમ ખાને વધારો થતો જાય છે. સમજો કે માબાપની જાહોજલાલી પર લગ્ન થયા અને બાળકો જાહોજલાલી નષ્ટ કરી ભીખ માગવાનો ધંધો લઇ બેઠાં, તો હાથે કરીને માબાપે બાળકને કુવામાં નાખ્યાં કહેવાય કદાચને સ્ત્રી ગાંડી નિવડી, આંધળી નિકળી, હલકટ અને આબરૂને ડાગ લગાડનાર થઇ, તો આખી જીંદગી એળે ગઇ એમ સમજવું. માટે છોકરાંઓની રૂઢી પર મોહ પામવો પણ માબાપની રૂઢી પર લોભાઇ કોઇએ લગ્ન કરી આપવાં નહિ. એથી માબાપ બાળકના હિતેચ્છુ ટળી શત્રુ બને છે. આવી રીતે ઢીંગલા ઢીંગલીના જેવાં લગ્ન કરવાથી ઘણા વખત અધમ પ્રકરણો બની આવે છે. ગુણ, સ્વભાવ, રૂપ, રંગ, બુદ્ધિ કે વય એ માંનો કાંઇ પણ વિચાર કર્યા વગર આંધળાની મફક ખાડાના પડી લગ્ન ગ્રંથી બાંધવામાં આવે, તો મારા ધારવા પ્રમાણે કોઇકજ ગૃહ સુખમય નિવડે છે. કેટલીક સ્ત્રીઓ તો આડોશી પાડોશી સાથે હરવખત તકરારમાં ઉતરેછે, ત્યારે ગૃહમાં કેટલી વખત કજીયો જગાડતી હશે? એજ વિચાર કરવાનો છે. ઘડી બે ઘડીનું હોય તો કંઇ નહિં; પરંતુ જેની સાથે આખી જીંદગીનું જોડાણ થવાનું છે, તેવા કાર્યની તો બરાબર કાળજી રાખવી જોઇએ છે. ખરાબ સ્ત્રીની સાથે ગૃહસંસાર ચલાવતાં આખી જીંદગી દુઃખમય વિતાડવી પડે છે. આપણે જ્યારે કોઇપણ વસ્તુ લેવા જઇએ છીએ ત્યારે તેનો પુરતો વિચાર કરવામાં આવે છે, ત્યારે આખી જીંદગી જે સ્ત્રી કે પુરૂષની સાથે માથાકુટ કરવાની છે, તેને તો કેમ વિચાર વગર ગ્રહણ કરવાં જોઇએ.

જે માણસો પોતાની પુત્રવધુનું મુખ જોવાને હર્ષઘેલાં હોય અને પુત્રીના માબાપ પુત્રના સસરા તરફનાં ઘરેણાંઓ, ચુંદડીઓ

ઓઢાડવાને તરસ્યા હોય, તેવાં મા બાપો પુત્ર અને પુત્રીના હક્કોને બળાત્કારથી છીનવી લેનારા છે. મા બાપ પોતાની મરજીથી અગર તો પૈસાના લોભથી ગમે તેવા પુરૂષ સાથે પુત્રીને પરણાવી દે, તેવા પુરૂષને રાક્ષસ કહેવામાં કંઇ હરકત નથી. જ્યાં શુદ્ધ પ્રેમથી સ્ત્રી પુરૂષો પરણે છે, ત્યાં પવિત્ર સ્નેહની સરિતાઓ ઉછળી રહે છે. ગમે એવો ખરાબ સમય હોય, તો પણ તેને મુંઝાવાપણું નથી હોતું. બીજી સ્ત્રીઓ જેમ ખરાબ સમયમાં પતિનો ત્યાગ કરે છે અને પતિ સ્ત્રીનો ત્યાગ કરે છે, તેમ મરજી પ્રમાણે થયેલાં લગ્નનાં સ્ત્રી પુરૂષો તો કોઇ જુદીજ રીતનો આનંદ ભોગવે છે અને પરસ્પર સુખ દુઃખમાં સરખાં રહેવાથી એકબીજાં પ્યારમાં તલ્લીન થતાં જાય છે. મરજી વિનાનાં લગ્નમાં પ્યાર સુકાય જાય છે. આવાં સ્ત્રી પુરૂષોની પસંદગી વગરનાં લગ્નને ધિક્કારવાં જોઇએ. જે ઇન્સાફી હૃદયના મનુષ્યો હશે, તે તો આ રિવાજને અયોગ્ય ગણશે. ખરા પ્રેમ સિવાય માણસ કીર્તિ અને સુખ વિગેરેથી અલગ રહે છે. પરસ્પરની પ્રસન્નતા વગર ગુણ સ્વભાવની ઐક્યતા હોતી નથી, તેમ એકાબીજાની લાગણી વિના પ્રેમ મજબૂત થતો નથી. જે વખતે આસ્ટ્રિયા હંગરીનો રાજા કાર્લ મેડેરાના ટાપુમાં ફ્રન્ચલ ખાતે મરી ગયો, ત્યારે તેની રાણીએ પોતાનું રૂધિર તેના શરીરમાં મૂકી જીવતો કરવાની મરજી બતાવી હતી. “આનું નામ શુદ્ધ પ્રેમ.” આવા પ્રકારનો ખરો સ્નેહ જે દેશનાં સ્ત્રી પુરૂષોમાં દીપી રહ્યો હોય, તે દેશ સર્વ દેશોમાં શ્રેષ્ટ કહેવાય છે. જે વખતે હિંદમાં સ્વયંવરનો રિવાજ હતો, એ સમય ઠીક હતો. એથી સ્ત્રીઓ મનગમતો પતિ પસંદ કરતી. ગમે એવું દુઃખ પડે તો પણ સુખના રૂપમાં ગણતી. જંગલો જંગલ રખડી રાજ્ય પાટને તજી, પતિની સેવામાં આનંદ માનતી. આનું કારણ પોતાને મનગમતો ધણી મળ્યો હતો, એજ હતું. જ્યાં સુધી માબાપો અનુભવ વિના વિદ્યા વગરના પતિને શોધી આપી લગ્ન ગ્રંથી જોડી આપે તેવા ક્રુર મનના માબાપને કટ્ટા વૈરી સમજો. ભાગ્યનાં ભાગીદાર સરખે સરખાં હોવાં જોઇએ; પરંતુ આંખે પાટા બાંધી ગમે એવા સ્વામી સાથે લગ્નથી ચાલી નીકળતી સ્ત્રીઓ શી રીતે સુખી હોઇ શકે ?

લગ્ન એ એક એવી અમૂલ્ય વસ્તુ છે કે જો ભૂલ થઇ હોય તો આખી જીંદગી નડે છે. જો બરાબર ખ્યાલ રાખવામાં આવે તો એના જેવી એકે સુખી જીંદગી મળવી મુશ્કેલ છે. કોઇ કોઇ વખત પરણેલી જીંદગી ઘણી એક આપત્તિઓનું ઘર બને છે અને કોઇ કોઇ વખત એવાંતો સુખો રહેલાં હોય છે કે અસંખ્ય સંકટોના સમુદ્રો સૂકાતાં વાર લાગતી નથી. સ્ત્રીમાં પવિત્રતા, ગંભીરતા, ઉદ્યોગીપણું, કરકસર, સ્વચ્છતા, ગૃહ કાર્યનું જ્ઞાન, સારો સ્વભાવ અને સ્વરૂપ એ આઠ ગુણો હોય તો તેને દેવી.

કહેવામાં કાંઇ હરકત નથી. જે સ્ત્રીમાં ઉપરના ગુણો સ્વભાવિક રીતે રહેલા હોય અને પુરૂષ ન ચાહતો હોય, તો પણ એની મેળે ચાહના કરવા લાગે છે. સ્ત્રીની પાસે રૂપ ન હોય તો કંઇ નહિં; પરંતુ ઉપરોક્ત સ્વરૂપ વગરના સાત ગુણો સ્ત્રીએ અવસ્ય મગજમાં ભરી રાખવાના છે. એથી સ્ત્રીના સ્ત્રીત્વમાં વધારો થાય છે. માબાપની આબરૂમાં તેમજ પોતાની ખ્યાતિમાં બમણો વધારો થાય છે. જુઓ પોતાની પ્રમાણિકતા પોતાનેજ ખપ આવવાની છે, છતાં દુનીયા તેની પ્રશંસા કરે છે. જે સ્ત્રીમાં પવિત્રતા હોતી નથી તેને સ્ત્રી કહેવામાં નથી આવતી; પરંતુ તેને જગત ફુવડના નામથી બોલાવે છે. સ્ત્રી ગૃહ દેવીના નામે ઓળખાતી હોવાથી તેણે ગૃહને રમ્ય મંદિર બનાવવું જોઇએ જો તેમ ન થાય તો સ્મશાનમાં અને ગૃહમાં શું તફાવત છે? કારણ કે જે કાર્ય માટે સ્ત્રીની નિમણુંક થયેલી છે અને જેના વડે સંસાર દુઃખમય મટાડીને સુખમય કરવાનો છે, તેવી વસ્તુ જ્યારે ગૃહપ્રત્યે કંટાળો લાવે, ત્યારે તે સ્ત્રી ગૃહદેવી કહેવાને લાયક નથી. સ્ત્રીઓ શુધ્ધ દિલની હોય, પવિત્રતા જેનો મુખ્ય ગુણ હોય, તે સ્ત્રી સ્વર્ગની સમૃધ્ધિને ઘસડી લાવે છે. જમદગ્નિ રૂષીની પત્નિ રેણુકા કપડાના કકડાંમાં પાણીને ગાંઠડી બાંધીને લઇ આવતી હતી, પણ જ્યારે તેની બુધ્ધિમાં, રમત ગમત કરતાં એક પ્રેમી જોડાની ચેષ્ટા જોઇ અપવિત્રતાનો પાસ આવી ગયો ત્યારે એ શક્તિ ગુમાવી બેઠી અને તેના સખ્ત ગુન્હા માટે પોતાનું શીર છેદાયું. સ્ત્રીમાં અપવિત્રતા કે મનની મલીનતા એ તો સ્વપન્ને પણ ન હોવી જોઇએ. એનાથી અસંખ્ય સદગુણો નાશ પામે છે. બોલવામાં, ચાલવામાં, ખાવા પીવામાં, હાવભાવમાં વિગેરે બાબતોમાં પોતાનું અમુલ્ય શીયળ સાચવવા માટે સ્ત્રીએ મનની પવિત્રતા જરૂર રાખવાની છે. ઉપર બતાવ્યા પ્રમાણે જે સ્ત્રી એવા સદ્‌ગુણો રાખવાને શક્તિમાન ન હોય, તેવી સ્ત્રીને કોઇ માણસે પસંદ ન કરવી. પછી ભલે તે લાખો રૂપિયાના ખર્ચથી મળેલી હોય. સ્ત્રીએ પતિનો પ્યાર મેળવવા માટે પર પુરૂષ સાથેનો અમર્યાદિત સ્વભાવ તજી દેવો જોઇએ. સામા માણસની અસભ્ય વર્તણુક જોઇ તેની દ્રષ્ટિ ખેંચી લેવી તે માણસ સામું કોઇ દિવસ જોવું નહિં, એ હલકટ થઇ બોલાવવાનાં બાનાં કરે, તો પોતાની સાથે બોલવા વિષેની સાફ ના કહી દેવી, એમાંજ શ્રેય સમાયેલું છે. જે સ્ત્રી એવા પુરૂષનું અપમાન કરવામાં પોતાની લાયકાત સમજે છે, એજ સ્ત્રી પોતાના પતિપરના શુધ્ધ પ્રેમની ખરી સાબીતી કરી આપે છે.

પુરૂષે એવી પર પુરૂષની સાથે હસતી, મશ્કરી કરતી, ઓરતના છુટા છેડા કરવામાં પોતાનું સાર્થક સમજવાનું છે. ગમે તેવા બીજા ગુણો સ્ત્રીમાં હોય પણ પર પુરૂષને નિહાળવાનો અક્કલ વગરનો અવગુણ હોય તો

બીજા બધા ગુણોને ઢાંકી દે છે અને એ સ્ત્રી લાંબે સમયે એમાંથી માઠાં ફળ ચખાડે છે. અવિનયી અને હલકટ સ્ત્રીને ફક્કડ જુવાનીયા સારી રીતે ચાહે છે, સારા અને પ્રમાણિક માણસો તેને ધિક્કારે છે, એનું કારણ એ છે કે સ્ત્રીને ધન સંપત્તિમાં, કીર્તીમાં વિગેરે સતકાર્યમાં હિસ્સો આપવો પડે છે, માટે તે સર્વ વાતે લાયક હોવી જોઇએ. સ્ત્રીના સ્વરૂપ ઉપર કોઇએ મોહ નહિં પામવું જોઇએ. શાસ્ત્રમાં ગુણ વગરની સ્વરૂપવાન સ્ત્રીને દુશ્મન બરાબર વર્ણવી છે. જે પુરૂષ સ્વરૂપવાન સ્ત્રીના રૂપની આગળ, તેનામાં રહેલા અસંખ્ય અવગુણોને સદ્‌ગુણો સમજતો હોય, તેવા પોતાનાજ અહિતેચ્છુ, માણસને ગાંડો કહેવાને હું જરા પણ નહિ અચકાઉં. સ્ત્રીના આંતરીક દોષો બહારની રીતભાત ઉપરથી ઘણે ભાગે જણાઇ આવે છે, તેથી બહારના દેખાવ ઉપરથી તેની વાણીમાં, કૃત્યમાં આકૃતિના હાવભાવમાં અનુમાન બાંધી લાયક અગરતો ના લાયક સમજ્યા પછી, સારી પ્રમાણિક સ્ત્રીને પસંદ કરો. નહિંતર તેના અવગુણો તમારે સહન કરવા પડશે. જે સ્ત્રી સ્વરૂપવાન છતાં અત્યંત ક્રોધમાં આવી, સસરાને દેખી વાઘણની માફક દોડે, સાસુને શત્રુ સમજી સર્પણીની જેમ ફુંફાડા મારે, નણંદને દેખી ગાળો આપે, દિયેરને જોઇ મુખ ચડાવે અને પતિને જોઇ ડાકણની જેમ ખાઉં ખાઉં ! કરે તેવી સ્ત્રી કરતાં કુંભજાની સગી બ્હેન હોય તો વધારે સારૂં છે. ઘણે ઠેકાણે સ્ત્રીઓ પૈસાને માટે પતિની ચાહના કરે છે અને જેવા તેવા સ્વાર્થ માટે ઘાત કરાવનાં પણ અચકાતી નથી, તેવી હિચકારી સ્ત્રીઓ પુત્ર, માતા, પિતા, ભ્રાતા વિગેરેની આબરૂ પર લાત મારી ગમે તેવી વર્તણુક કરવાને માથું કાઢતી હોય, તેવી સ્ત્રીથી તો હજારો ગાઉ દૂર સારા. ભર્તૃહરી સ્ત્રીના કોઇ પણ ગુણ પસંદ ન કરી પિંગલાને સ્વરૂપ ખાતર પરણ્યો, તો એના પ્રતાપે દેહ, ગેહ ખારૂં થઇ પડયું. અને સગાં વ્હાલાં વિગેરેને તજી અઘોર જંગલના વાસી બનવું પડયું. ખરાબ સ્ત્રી ક્રોધમાં બેઠી હોય, ત્યારે તેને ધણીથી બોલાવાતી નથી. કદાચને બોલાવા જાય તો પોતાનું ઘર તજી બીજે ઘેર લાંબા પગ કરી સુઇ જાય છે. ખાતી પીતી નથી. ગૃહ કાર્યમાં જોડાતી નથી. એવી લાજ વગરની ભૂતની ભગિની કરતાં કહો ! કુમારાપણું શું ખોટું છે ? એક વખત સુંદરદાસ મહાત્માએ પોતાના શીષ્યને ઉપદેશ કર્યો હતો કે શિષ્ય ! સિંહ, વાઘ. વાનરોથી ભરેલું વન નિર્ભય છે; પણ મૂર્ખ સ્ત્રીરૂપી ખીચોખીચ વૃક્ષોથી ભરેલું ગાઢ જંગલ ભય ઉપજાવનારૂં છે. મોટામોટા શૂરવીરો અને યોગી પુરૂષો તેમજ બોમીયા મનુષ્યો પણ એ સ્ત્રીરૂપી વનમાં ભૂલા પડેલા છે. કોઇ સીધે સીધે ધારેલે સ્થળે પહોંચ્યો હોય એવા કોઇ ખબર લાવ્યું નથી. જ્યાં એ રાક્ષસી ખાઉં ખાઉં કરતી હોય, ત્યાંથી તો અનામત આવવુ બહુજ મુશ્કેલી

ભર્યું છે. મારા ધારવા પ્રમાણે તો ખરાબ, નાલાયક, વિષવેલી એવી સ્ત્રીમાંથી કોઇ સારાં ફળની આશા રખે. તેને તો ગેંડાની સોટી વતી અવશ્ય મારવો જોઇએ. એમાં આપણે સાધુ પુરૂષોને તો સારી અને નરસી બને સ્ત્રીઓ હાની કર્ત્તા છે. જેનામાં જેટલું તપોબળ ઓછું, એટલોજ તેને ફસાવવાનો ભય છે. ખરાબ સ્ત્રી જેના સહવાસમાં કાયમ ખાતે લખાણી હોય, તેણે તો અવશ્ય ગળે ફાંસો ખાવો જરૂરનો છે; હલકટ સ્ત્રીઓ પોતાના સંતાનને તેમજ પાડોશીઓને પણ બગાડે છે. ઘરમાં નાની નાની બાળકીઓને બોલાવી બદફેલ શીખાવે છે. તેના ઘરમાંથી આઠે પ્રહર કજીઓ નાશ પામતો નથી. ઘરની બહાર બેસી પર પુરૂષની વાટ જુએ છે. વગર ગુન્હે પાડોશીઓની સાથે મારામારી કરે છે. વાળ ખુલ્લાં મૂકી ફળીયામાં કે શેરીમાં આંટા મારે છે. કામ વગર પરઘેર બેસવા જાય છે. સારી વાતોને છોડી વ્યભિચારી અને ચાડી સિવાય તેને બીજી વાત આવડતી નથી. લાયક સ્ત્રીના પર દ્વેષ કરી પોતાના જેવા અવગુણો ઓઢાડી ગામની સ્ત્રીઓ આગળ ખોટી બનાવટી વાતો કરી તેને હલકી પાડે છે. સાચાની ખોટી અને ખોટાની સાચી એવી કેટલીક વાતો લડાવી ઘણાઓનાં ઘર ભંગાવે છે. આવી સ્ત્રીઓને યમ સહોદરી કહેવી જોઇએ. બજારમાં ચાલતી ચાલતી પગનાં ઘરેણાં દેખાડવા માટે ઉંચો ઘાઘરો લઇ ચાલે છે. નાની છોકરીઓની માફક ઘાઘરાનો કાછડો વાળી પોતે વૃદ્ધ છતાં; ગરબીઓ ગાવાને ઘૂમવા માંડે છે. ત્રીજે ઘેર સંભળાય એવું જોરથી હસે છે. રસ્તામાં ચાલતાં પગની એડીઓવતી કાંકરા ઉરાડતી જાય છે. પર પુરૂષને કામોન્મતિ કરે એવા ભાગો દેખાડી રસ્તાપર અત્યંત ચાળા ચેટક કરતી ચાલી જાય છે. આવી સ્ત્રીઓ રંભા જેવી હોય, તો પણ નકામી છે. સ્ત્રીઓ જ્યાં સુધી પોતાના માબામાં રહે ત્યાં સુધી સારૂં છે. નમ્રપણું, લજ્જા એ એનો ઉત્તમ શૃંગાર છે; પરંતુ વયમાં આવ્યા પછી નાચતી, કુદતી, છણકો કરતી, રમતી, ભમતી, ધાંધલ કરતી સ્ત્રીઓ તજવા યોગ્ય છે. જે પુરૂષને લાયક સ્ત્રી મળે તો કુંવારાપણું તજી દેવામાં કાંઇ હરકત નથી જે સ્ત્રી શાંત સ્વભાવની, સરલ, કાળજી પૂર્વક ગૃહ સંસારને ચલાવવામાં હુશીયાર હોય અને ગરીબ સ્વામીના સહવાસમાં જાણે તવંગર પતિની બાજુમાં આનંદ ભોગવે છે, એવો અનુભવ કરતી હોય તે સ્ત્રી ગૃહદેવીઓમાં શ્રેષ્ટ છે. એવી સ્ત્રી નિર્ધન પણું હોય, તો પણ ઉત્તમ જીંદગીનો અનુભવ કરાવે છે.

સ્ત્રીએ પોતાની અને માલીકની આબરૂમાં વધારો થાય તેમ વર્તણુક કરી, છોકરમતી છોડી દઈ, શુદ્ધ અને પાકી બુદ્ધિ ગ્રહણ કરવી જોઇએ. સ્ત્રીની પાસે સભ્યતા ભરી વર્તણુક ન હોય તો તે પતિ પાસેથી પોતાના પત્નિ તરીકેના હકો લઇ શકતી નથી. સંપૂર્ણ

સારા ગુણવાળી સ્ત્રી જેના ઘરમાં વિરાજતી હોય, તેના ઘરમાં કોઇ દિવસ ભુલ થવા પામતી નથી. તેને અસંખ્ય પજવણીઓ, હેરાનગતીઓ આદિક નાનાં મોટાં સંકટોમાં ઉતરવું પડતું નથી. જેને સ્ત્રીનું સુખ નથી તે આ સંસાર યાત્રા નિર્વિઘ્ને પાર પાડી શકતો નથી. બહારગામ જતી વખતે ખરાબ સ્ત્રીના અવિશ્વાસે પુરૂષ અત્યંત દુઃખના અને સાથે ભય, શોક, વ્હેમ વિગેરેનાં પોટલાં બાંધી જાય છે. જે માણસ કંઇ ચીંતા વગર પોતાના ઘર અને કુટુંબને સ્ત્રીના હાથમાં સોંપીને એક ક્ષણભર બહાર જવામાં સંકોચ ન રાખે; એજ આ દુનિયામાં ખરેખરો સુખી છે. તેને દુઃખનો ખ્યાલ હોતો નથી, માત્ર તેને સુર્યના ઉદય અને અસ્તનુંજ ભાન હોય છે. મતલબ કે તેને ગૃહના ગોટાળામાં પડવું પડતું નથી, કોઇ જાતની ઉપાધી કે ઘર વિષેનો અણુવિશ્વાસ પણ હોતો નથી. જે સ્ત્રી રખડવામાં, ઓઢવા પહેરવામાં, હાસ્ય વિનોદમાં આગળ વધેલી હશે ? તો પતિની વિશ્વાસનીય બનેલી હશે તો પણ થોડાજ દિવસમાં પાછી અવિશ્વાસનીય બની જશે. જે સ્ત્રી પોતાના પતીને માટે ઉદાસીનપણું અને બીજાના માટે હસમુખો ચહેરો રાખી મુકતી હોય, તેવી સ્ત્રી અધમમાં અધમ છે. ઘણે ભાગે મોજીલી સ્ત્રી પણ દુઃખ દેનારી છે. જે સ્ત્રી રમત ગમતમાં બાળકને ઉત્તમ શીક્ષણ આપી, સ્વદેશ હિતનાં ગીતો ગાઇ છાનાં રાખતી હોય અને રણશુરા રજપુતો તેમજ બીજા દેશ ભકતોનાં ચરિત્રો કહી સંભળાવતી હોય, તે સ્ત્રીઓનાં લક્ષણો જોઇ મહાન્ દેવાઓ પણ આશ્ચર્ય પામેછે. એવી સ્ત્રીઓ દેશ માતાઓ કહેવાને યોગ્ય છે. એવી દેશ માતાઓ જ્યાં વિરાજતી હોય, ત્યાં ખુદ પરમાત્માને મજુરનું કામ કરવું પડે છે. જ્યારે દ્રૌપદી પોતાના સ્વામીનો વિજય કરાવવા માટે ભીષ્મ પિતામહની પાસે ગયાં, ત્યારે પ્રભુ રસ્તામાં દ્રૌપદીને કાંટા કંકર ન લાગે તેટલા માટે ઝાડુ કાઢતા કાઢતા આગળ ચાલતા હતા. જુઓ ! સતી સ્ત્રીઓ પ્રભુને નોકર બનાવી શકે છે, બતી લઇ આગળ ચલાવે છે, આજ તેની સતા. જે સ્ત્રી પુરૂષો અરસપરસ એકા બીજાની ફરજ સમજીને કાર્યની શરૂઆત કરતાં હોય, તે દંપતિ ભલે મજુર હોય, તો પણ રાજાના જેવાં સુખનો અનુભવ કરે છે. અને ચાર માસના પડતર જુવારના આટાને ઘઉંનો આટો સમજી, તેની રસોઇ મીષ્ટાન જેવી જાણી આનંદથી રહે છે. સ્ત્રી જ્યારે રસોઇ પકાવતી હોય ત્યારે ધણી થાકેલો હોય તો પણ બાળકને રમાડી છાનાં રાખે છે, પેટમાં ભુખ્યા રહી બચાવેલા પૈસાવડે બાળકને માટે જે જે ફાટલ તુટલ કપડાં શીવરાવ્યાં હોય તેને રેશમી કપડાં જેવાં અને અમુલ્ય આભુષણો સમજી દેવ દર્શને કે હર કોઇ વખત શુભ કાર્ય પ્રસંગે, પોતાનાં સગાં વ્હાલાંઓની સાથે આનંદથી વળાવે છે. તે બાબતના

આનંદની અને પોતાની સંતોષવૃત્તિની કિંમત કરવાને કોણ શક્તિમાન છે? પોતાનો માલીક ગરીબ હોય પણ બીજો ગમે એવો તવંગર માણસ હોય તો પણ તેની સામું જોતી નથી. લાખો રૂપિયાનાં ઘરેણાં પહેરી નીકળતી સ્ત્રીઓ તરફ જોઇ પોતાના રંક પતિ તરફ બિલકુલ તિરસ્કાર વરસાવતી નથી. વાહ વાહ! જેનાં અંતઃકરણો એવી રીતે પ્રેમથી વરાયલાં હોય, ત્યાં ગરીબ અને શ્રીમંત પણું શું છે? સંયોગતા પોતાના પીતાને ઘેર દ્વારપાળ થઇ ઉભેલા પૃથ્વીરાજના પાશાણના પુતળાને વરમાળ આરોપી: જો તેનો પ્યાર શુધ્ધ હતો તો પૃથ્વીરાજની સાથે રસ્તામાં લડાઇ આદિક અસંખ્ય દુઃખો સહન કર્યાં. ભુખ તરસ અને સખ્ત તાપથી શરીર બળવા માંડયું; તોપણ નહિં ડગતાં ધીરજ રાખી તો અંતે દિલ્હીની પટરાણી બની, સંયોગતા પૃથ્વીરાજને તન. મન. ધન, અર્પણ કરી ચુકી હતી. સ્વયંવરમાં જો પૃથ્વીરાજ ન હોય, અગર તો તેનું બાવલું ન ઉભું કર્યું હોય, તો પોતાને સ્વયંવરમાંથી વરમાળ હાથમાંને હાથમાં લઇ પાછું વળી જવું હતું. પણ પૃથ્વીરાજ વિના બીજો કોઇ રાજા તેની દ્રષ્ટિમાં ઉત્તમ કે બહાદુર ન હતો જુઓ! આનું નામ ખરી પ્રેમની લાગણી, આવી સ્ત્રીઓ શા માટે અમૃતવેલી ન હોઇ શકે? જે પુરૂષને સરલ સ્વભાવની સ્ત્રીનો ગુણ ધ્યાનમાં ન હોય, તે હતભાગી જીવની દુઃખદ સ્થિતિમાં હરહમેશાં વધારો થતો જાય છે. જે સ્ત્રી વેસ્યાની માફક પ્યાર કરવાવાળી હોય, તેનો પશુવત્ સ્નેહ ઉત્તમ માની, જે માણસ શાન્ત અને ગંભીર સ્વભાવની સ્ત્રીને પસંદ નથી કરતો. તેના દુઃખ દરિયાનું માપ કોણ કરી શકે?

સ્ત્રીને ઉદ્યોગી પણું ખાસ જરૂરનું છે. પોતાનાં બાળકો આળસુ ન બને અને ગૃહ વ્યવહાર આપત્તિમાં ન ડુબે, માટે કુટુંબને સારૂ તેમજ પોતાના લાભાર્થે, સ્ત્રી ઉદ્યોગી પસંદ કરવી જોઇએ. સ્ત્રી ઉદ્યોગી ન હોય તો ગૃહનાં કાર્યો અધુરાં રહે છે. કેટલેક ઠેકાણે સ્ત્રીના આળસુ પણાથી તવંગરો ભીખારી થઇ ગયા છે અને રસોડામાં બરાબર સ્ત્રી ધ્યાન ન આપતી હોય, તો ખાવા પીવામાં પણ ઘણી વખત જોખમ સમાયલું છે. ગૃહકાર્યની જોખમદારી ગૃહદેવીપર છે. અસંખ્ય ઉપાધિઓ દુર કરવા માટે એ સ્ત્રીએ આળસ તજવાની જરૂર છે. બાળકોને વાણી શીખવવામાં કેટલીક સ્ત્રીઓ બહુજ આળસ કરે છે તેને લઇને સંતાનો મુંગા રહે છે, હુશીઆર થતાં નથી. ચાર પાંચ ચોપડી ભણે ત્યાંસુધી તેની જીવ્હા સુધરતી નથી. માતા વિના કોઇ સારી વિદ્યા કે ખરૂં જ્ઞાન આપી શકે તેમ નથી. જે વખતે લવ કુશને અને રામચંદ્ર ભગવાનને યુદ્ધ થયું, ત્યારે રામચંદ્રની ઓળખાણ માતાએ કરાવી હતી. સ્ત્રી ઘરના વ્યવહારમાં કુશળ હોય, ઉદ્યોગી હોય, છોકરાંઓને સદ્‌ગુણી બનાવવા માટે રાત

દિવસ પ્રવાસ કરી રહી હોય, તે માતા ગમે એવું અઘરું કામ હોય તો પણ સત્વર પાર પાડે છે. સ્ત્રીમાં આળસ એ ધણીને બોજારૂપ છે. સ્ત્રીએ સવારમાં વ્હેલું ઉઠવું જોઇએ. જે સ્ત્રી દિવસ ઉગ્યા પછી ઉઠતી હોય તે આજુબાજુના દારિદ્રને બોલાવી લાવે છે. વ્હેલી ઉઠનાર સ્ત્રી ઉદ્યમી અને ચપળ કહેવાય છે. જે સ્ત્રી પ્રાતઃકાળની જાહોજલાલી જોતી નથી, ઉગતો ભાણુ નિરખતી નથી, તે સ્ત્રી કરતાં પશુઓ સારાં છે, કે પોતે યોગ્ય સમય નિદ્રા લે છે. જુઓ પશુઓની બાજુમાં થઇને કોઇ સંચાર કર્યા વગર ચાલ્યું જાય તો પણ તેને ખબર પડયા વિના રહેતી નથી અને યોગ્ય સમયે જાગૃત થાય છે. પશુઓને ઉંઘવાનો વખત નીયમસર હોય છે, ત્યારે મનુષ્યોની આવી બે પરવાઇ શું ખેદ પામવા જેવી નથી? જે માણુસ તવંગર હોય તેની વાત તો એક બાજુ રહી, પણ મધ્યમ વર્ગ અને કનીષ્ટ વર્ગનાં મનુષ્યોએ તો પોતાની સ્થિતિ સુખકારક કરવા માટે બહુજ કાળજી રાખવાની છે. જેને કાયમ ખાતે સવારમાં વ્હેલું ઉઠવાની ટેવ હોય, તે સદાય વ્હેલું ઉઠે છે. કદાચને મોડું ઉઠે તો કયાંય ચેન પડતું નથી. તેને આખો દિવસ ઉચાટમાં જાય છે અને સવાર થયા પછી જેને કાયમ ખાતે મોડું ઉઠવાની ટેવ હોય તેનામાં હર હંમેશાં થોડી થોડી આળસ વધતી જાય છે અને લાંબે સમયે આખું શરીર અશક્ત બની જાય છે. તેનાથી કંઇ શ્રમવાળું કાર્ય થઇ શકતું નથી. માત્ર ખાટલામાંજ પડી રહેવાનું પસંદ કરે છે. મતલબકે એ માણુસ પોતાનું સાર્થક કરવાને ભાગ્યશાળી બની શકતો નથી. જે માણુસમાં તમે જે કંઇ નીતી, નીયમો કે કુટેવો જોતા હો તો એ એની બાળપણુની રૂઢીઓ સમજી લેવી. નાનપણુની રીત ભાતો છોડવી એ બહુજ કઠણુ છે, માટે મોટપણે સુખી થવા સારૂ નાનપણુની રીતીઓ સુધારવાની જરૂર છે. ઘણી વખત સ્ત્રીઓ પોતાના પતી તરફની કેટલીક શીખામણો માનતી નથી, તેઓ તેને વ્હેલું ઉઠવાનું કહે, ગૃહકાર્યમાં હુશીયાર થવાની શીખામણુ આપે, તો ધણી તરફના પ્યારમાં ન્યુનતા સમજે છે. સ્ત્રીએ પોતાની અને પોતાના માલિકની જીંદગી સુખરૂપ કરવી હોય તો પોતાની કુટેવો સુધારવામાં આગળ પડતો ભાગ લેવો જોઇએ. જ્યાં સ્ત્રી પુરૂષો નીતિ નીયમો પાળવામાં પોતાનો ધર્મ સરખો સમજતા હોય, તેના ગૃહ સંસારથી શરૂઆત બહુજ સારી રીતે થાય છે. અને પહેલેથી તે છેલ્લે સુધી એ દંપત્તિ પોતાના સુખનો લ્હાવો લાંબો સમય ભોગવી શકે છે. એ અરસપરસ એકબીજાના દુઃખે દુઃખી અને સુખે સુખી થાય છે. વિચાર કરો સ્વદેશ ખાતર જેલમાં ગયેલા, કલકત્તાના શ્રીયુત ચિત્તરંજનદાસનાં ધર્મ પત્નિ વાસન્તી દેવીએ જે સ્વદેશ હિતની

ખાતર વેઠયું છે અને બુદ્ધિમાં વૃદ્ધિ કરનારા સદેશા મોકલ્યા છે, તેની તો કિંમતજ નથી. આ પતી પત્નીના પ્રેમની પરિસીમા અને બીજું ઉત્સાહ ખંત તેમજ ઉદ્યોગીપણાની નિશાની છે. જે સ્ત્રી પતિના ઘરમાં શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે ધર્મ પાળી રહે છે, તેની આબરૂ કોઇનાથી લઇ શકાય એમ નથી. સ્ત્રી ધર્મનો ખજાનો એટલો બધો તો અખૂટ છે, કે ઉડાઉ તવંગરની મીલકત ખાલી થઇ જાય છે પણ સ્ત્રીપણાની સમૃદ્ધિ ઉડાવતાં છતાં જોનારાને બમણી ત્રમણી દેખાય છે. અને પોતાના ગૃહનો કારભાર હાથમાં રાખી યોગ્ય રીતે ઘરમાં ખર્ચ કરી, સસરાની તેમજ ધણીની આબરૂમાં બમણો વધારો કરી આપે છે; પરંતુ કોઈ સ્થળે આબરૂમાં ખામી આવવા દેતી નથી. સારી લાયક સ્ત્રી એક રૂપિયો લાખો રૂપિયા સમાન સમજે છે અને ઉછાંછળી તેમજ ઉડાઉ સ્ત્રીને પોતાનો ધણી ગાડી લઇ આપે તો ઘોડાની માગણી અને ગાડીઘોડા મળ્યાં એટલે મોટર તેમજ વાડી, વજીફા, બંગલા વિગેરેની એક પછી એક એમ માગણી કરી. સાંજ પડતાં શેર લોહી પી જાય છે. એવી સ્ત્રી તમારી જીંદગીને દુઃખમાં નાખી સમૃદ્ધિ નષ્ટ થયે બીજે સ્થળે ઉપડી જનારી છે, જે સ્ત્રી સારાં સારાં કપડાં, તેમજ સોના રૂપાના દાગીનાઓ હાથે, પગે, ગળે વિગેરે સ્થળે લટકાવવાથી કદરૂપા ગણાઇએ છીએ, એમ સમજે છે. તેજ સ્ત્રી, આબરૂમાં વધારો કરશે. એમ ખાત્રી થાય છે એવી સ્ત્રીથી ભૂખ્યા તરસ્યા. બિછાનામાં સૂતા હોઇએ; તો પણ મીષ્ટાન ખાઇને સૂતા છીએ એટલું મન સંતુષ્ટ થાય છે. મુખની, હાથ, પગની, નાકની, આંખની વિગેરે ખુબસુરતી કરતાં ગુણની પ્રશંષા વધેછે. સરોજની નાયડુ એક પગે ખોટીલાં છતાં જે કાર્ય બે પગવાળું ન કરી શકે તેનાથી બમણી દોડ ધામવાળું કાર્ય એક પગે સ્હેજવારમાં પાર પાડી શકે છે. વળી તેણે સ્વરાજ્યની ચળવળ વિષેના મુંબઇના બળવામાં મનુષ્યોને સમજાવી જે ઠારોઠાર શાન્તતા નિભાવી હતી તેની બરોબરી બીજો કોઇ નેતા કરી શકે એમ નથી. વિલાયતમાં તેમજ હિંદમાં પોતાના દેશનું ભલું કરવામાં તે જે ભાગ લે છે. તે ખરેખર ઇશ્વરી શકિતનું કાર્ય છે. જાતે સ્ત્રી છતાં જબરા રણધીરના જેવું કાર્ય કરનાર માત્ર સ્ત્રી જાતિમાં આ પહેલ વહેલાંજ છે, એમ કહીએ તો ચાલે. જુવાનીની સૌંદર્યતા વૃદ્ધાવસ્થામાં ઘટેછે પણ સદ્‌ગુણો તો જુવાની કરતાં વૃદ્ધાવસ્થામાં ઉલટા બમણા વૃદ્ધિ પામે છે.

સ્ત્રી જાતીએ પોતાનાં બાળકો સ્વચ્છ અને ચોખ્ખાં રહે તે માટે, સ્વચ્છતા રાખવી જોઇએ કે જેના વડે બાળકો સ્વચ્છ રહેતાં શીખે. ગંદા બાળકો ઘરની રૂઢી બહાર જણાવી આપેછે, તેથી માતાએ બાળકો

કપડાં, તેનું મુખ વિગેરે સાફ કરતાં રહેવું. સ્ત્રી ઉજ્જવલ છતાં ઘરમાં સ્વચ્છતા ન રાખતી હોય તો તેના કરતાં ગધેડાં બહુજ ઉજ્જવલ છે. પુષ્પો ઘણાંજ ઉજ્જવલ અને સુગંધીવાળાં છે, પણ બે ચાર દિવસ પડતર રહે તો ગંધાવા લાગેછે; માટે સ્વચ્છતા અગત્યની છે. દરેક કાર્યમાં સ્ત્રી ધ્યાન આપતી હોય, તો સ્ત્રી પતિને બહુજ સલાહકાર મિત્ર તરીકે ઉપયોગી થઇ પડે છે. સ્ત્રીની નિપુણતા કાંઇ જેવી તેવી નથી. ઇગ્લાંડની ગાદીએ ઘણી એક સ્ત્રીઓએ રાજ્ય ચલાવેલું છે. રજીયા બેગમ, ચાંદ બીબી, તારાબાઇ વિગેરે રાણીઓએ બહુજ સારી રીતે રાજ્ય ચલાવી, લડાઇમાં પણ બહાદુરી ભર્યાં કાર્યો કર્યાં હતાં. એ પહેલાં સેમીરામીસ નામે આસિરિયાની રાણી આ દેશપર ચડી આવી હતી, એવી રીતે સ્ત્રીઓ જો હુશીયાર હોય તો મર્દના કરતાં પણ સારૂં કામ કરેછે. પૂર્વે સ્ત્રીઓ ગ્રહ કાર્યમાં; તેમજ રાજકાજમાં બહુજ ધ્યાન પરોવતી હતી પતિના માનમાં તથા હિતમાં વધારો કરતી હતી. હાલમાં જે દાસ દાસીઓ ગ્રહ કાર્યમાં ધ્યાન આપેછે તે કાર્યમાં પૂર્વે સ્ત્રીઓ બહુજ ખ્યાલ રાખતી હતી અને પોતાના પતિને પોતે જાતેજ રાંધી જમાડતી, શય્યા પણ પોતેજ બિછાવી આપતી, કોઇ પણ સ્ત્રી એવી ન હોવી જોઇએ કે જેને રસોઇનું-પાક કાર્ય ન આવડતું હોય. પતિને પ્રિય થઇ પડવાનું આ એક મુખ્ય કાર્ય છે. બીજુ પોતે કેળવાયેલ હોઇ; સ્વામીના ધંધા રોજગારમાં સ્ત્રી મદદ કરતી હોવી જોઇએ. સલાહ આપતી હોવી જોઇએ. કરકસરથી ખાવા પીવાની ચીજો તૈયાર કરતી હોવી જોઇએ. જે સ્ત્રી સારો રાંધેલો ખોરાક તેમજ સ્વચ્છ વ્યવસ્થાવાળું ઘર અને બાળકોને શિક્ષણ આપી જાણતી હોય, તેને જગત વંદન કરે છે. પતિની મીલ્કતનું રક્ષણ કરવું અને કોઇ વસ્તુ ગેરઉપયોગે ગુમાવવી નહિ, એવી જે સ્ત્રીની રીત ભાત હોય તેજ સ્ત્રી પતિને વ્હાલી હોય છે. સ્ત્રીમાં સારો સ્વભાવ મુખ્યત્વે હોવો જોઇએ. પ્રફુલીત વદન, સત્ય વચન પ્રમાણે ચાલી કોઇ દિવસ પતી પ્રત્યે અણગમો ન બતાવવો જોઇએ. પતિ વધારે ચાહતો હોય, છતાં હજુ વધારે ચાહે તો ઠીક ! એવી રીતે અહરનીશ પ્રયાસ કરતી હોય એ સ્ત્રી પતિના સુખમાં વિઘ્ન કર્તા છે. ભાનુમતીને દુર્યોધન ચાહતો હતો, છતાં વધારે ચાહના કરે એવા ઇરાદાથી તેલના પર મંત્ર કરાવ્યો અને એ તેલનો છાંટો જમીન પર પડતાં શેષનાગના માથે ગયેલો હોવાથી એ વાસુકી ભાનુમતીને વશ થયો હતો અને તેનાથી ભાનુમતીના શીયળનો ભંગ થતાં તથા એ શેષનાગ દુર્યોધનને ઘરમાં બાંધી મુકતો તેથી કર્ણ વિગેરેને બહુજ કષ્ટ સહન કરવું પડયું હતું. માટે પતિ પાસે જેટલો પ્રેમ હોય, એટલોજ

તે આપી શકે છે. તેના પ્રેમનું માપ લેવું જરૂરનું નથી. સ્ત્રીના માટે જીવ આપી દીધો હોય, છતાં સ્ત્રી હજુ મુડદા પાસે કંઇ વધારે પ્રેમ માટે માગણી કરે તો તે સ્ત્રીને હલકટ કહેવી. કેટલીક સૌંદર્યવાન સ્ત્રીઓ કદરૂપા પરંતુ ગુણવાન પતિને પસંદ કરતી નથી. એ તેનામાં એક જાતની કુટેવ છે, જેના અંતઃકરણમાં રૂપ કરતાં ગુણની છાપ જામી રહી હોય, તેના જેવી સુંદરતાનો પાકો ઉજ્જવલ રંગ મળવો મુશ્કેલ છે. સ્વરુપવાન સ્ત્રીઓએ પોતાની ઉજ્જવલતાને અંગે કેટલાક સદ્‌ગુણો રાખવાની જરૂર છે. નહિંતર એનાથી કેટલાક અવગુણો ધુસી જવા સંભવ છે. આરસામાં જોવું, ટાપટીપ કરવી, મોઢું સાફ કરવું, દિવસમાં બે ત્રણ વખત કપડાં બદલવાં, હેરવવાં ફેરવવાં એવા એવા અવગુણો ધર કરી જાય છે. તેથી ઉજ્જવલ સ્ત્રીએ ઉજ્જવલ ગુણો વડેજ ઉજ્જવલતા બતાવવાની છે.

એક સ્ત્રી સારી ખાનદાન હોય અને તે ઉપર રૂપને વશ થઇ તે ઉપર બીજી સ્ત્રી કરવામાં આવે તેનાથી અસંખ્ય ઉપાધિઓ ધાંડપાડુનું કામ કરે તેમ છે. એમાં વળી સ્ત્રીને વશ થઇ ગમે એવું જીવલેણ વચન આપી દે, તો નક્કી કૈકયીએ દસરથની પાસે રામ વનવાસનું વચન માગી તેનો પ્રાણ લીધો, તેમ કર્યા વિના રહે નહિં. પછી ત્યાં પતિનો લાભ જોવામાં આવતો નથી. માત્ર પોતાનોજ સ્વાર્થ સાધવામાં આવેછે. એવા અસંખ્ય હાનીઓ નિપજેલા દાખલાઓ મળી આવે છે, જે પુરૂષો અધિક સ્ત્રીઓ કરી રૂપના તેજમાં અંજાઇ માત્ર પશુ વૃત્તિ એટલે વિષય તૃપ્તિને માટે જો કાર્ય કરવામાં મંડાય તો હાથે કરીને દુશ્કૃત્યને સન્માન આપવા જેવું છે. કોઇ એક રાજાએ જ્યારે કુતરી અને કુતરાની સાદી—લગ્ન કર્યાં ત્યારે કુતરા અને કુતરીને મનુષ્યની જેમ વિષય તૃપ્તિને માટે એકાંતવાસમાં મૂકવામાં આવ્યાં એ વખતે કુતરાએ બ્રહ્મચર્યવૃત્ત બજાવ્યું ત્યારે રાજા સાહેબે શ્વાનને ગાળો આપી માર માર્યો એ જોઇ દિવાન સાહેબ હસી કહેવા લાગ્યા કે નામદાર! આપે આ શ્વાનનને માર મારી બહુજ ઘેલછા કરી છે. એમાં શ્વાનનો દોષ નહિં હતો. શ્વાન તો એના સમય પ્રમાણેજ વિષયને માન આપશે. કારણ કે મનુષ્યોએ તેના પશુવૃત્તિના હકકો લઇ લીધા હોવાથી એ બિચારૂં પ્રાણી શી રીતે પોતાના હકક બજાવી શકે? મતલબ કે તેના હકો આપણી પાસે છે. તેના હકનો આપણે ઉપયોગ કરીએ છીએ, એટલે એ પોતાનો હક તેની પાસે ન હોવાથી. એ આપના હુકમને શી રીતે શીરોમાન્ય કરે? એમ જે માણસ અસંખ્ય ઔરતો કરે, તેને પશુવૃત્તિનો કીડો કહેવામાં શું હરકત છે? પુરૂષ એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી પરણવા જાય તો પરણનાર સ્ત્રીએ જાણવું જોઇએ કે તે

શા કારણથી પરણવા આવે છે ? જો સંતાન માટે લગ્ન થતાં હોય તો તો ઠીક. નહિંતર રૂપને માટે થતાં હોય તો, થોડા દિવસ પછી પહેલી સ્ત્રીની માફક મારી પણ એજ દશા થવાની ? એમ વિચાર કરી પોતાના માબાપને સમજાવવું જોઇએ અને માબાપ રોકડીયો પ્યાર વેચવાના લોભને માનતાં હોય, તો પોતે સાફ તેની સાથે ન પરણવા વિષે ના પાડી દેવી જોઇએ એમાં બિલકુલ અવિનય ગણાશે નહિં. માબાપે પણ ખ્યાલ રાખવો જોઇએ કે પુત્ર અને પુત્રીના ખુશીમાં આવે એવો પતિ કે સ્ત્રી કરવાના હકો ન છીનવી લેવાય એ બાબત ધ્યાન રાખવાનું છે. જે પ્રમાણે ગૃહસ્થાશ્રમનો આરંભ થાય, એજ પ્રમાણે સુખ દુઃખનો આરંભ થાય છે, જો મરજી માફક લગ્ન થયાં હોય, તો લીલા લ્હેર અને મરજી વિરૂધ્ધ થયાં હોય તો કાળો કેર વર્તાય છે. જુઓ ! સ્ત્રી સારી હોય, પણ ધણી ક્રુર, ઉડાઉ, જુગારી, લુચ્ચો, લંફગો હોય તો સ્રીને પણ તેની ભાર્યા તરીકે ખરાબ સ્ત્રીનું સંબોધન લાગુ પડે છે. એવીજ રીતે પુરૂષ સારો અને સ્ત્રી ખરાબ હોય, તો પુરૂષનું પણ તેમજ સમજી લેવું. લાયક થવા માટે ધણીએ પોતાની સ્ત્રીને સમજાવવી અને સાથે સાથે પોતે પણ પોતાની ખરાબ ચાલચલગત સુધારી, આખા કુટુંબને રસ્તાપર લાવવું જોઇએ. જે માણસ સ્ત્રી તરફના ધર્મને નથી સમજતો તે અસંખ્ય પીડાઓનું સામ્રાજ્ય સ્થાપે છે. તેમજ જે સ્ત્રી પતિ વિષેના ધર્મને ન સમજતી હોય, તો લાંબે સમયે ભવિષ્યમાં પોતાના સંતાનને કપાળમાં કાળો ડાઘ લગાડતી જાય છે. તેથી સ્ત્રીએ એક ભવમાં બે જીંદગી ન થાય એવી રીતે વર્તણુક કરી, ધણી તથા સંતાનની આબરૂમાં ખામી ન આવે એવી રહેણી કહેણી રાખવી જરૂરની છે.

લગ્ન થયા પછી સ્ત્રી પુરૂષના જોડાએ હરહમેશાં સ્નેહમાં વૃધ્ધિ થાય, એવા રસ્તાઓ શોધી કાઢવા જરૂરના છે. જ્યાંસુધી પુરૂષ સ્ત્રી પરણ્યો નથી, ત્યાં સુધી તે અધુરો કહેવાય છે. કારણ કે એ વિના ઘરને સાચું ઘર કહી શકાતું નથી, આ સંસારરૂપી ગડગડ ગાડીને હંકારવાને સ્ત્રી અને પુરૂષ એમ બે ચક્રની જરૂર છે. એકલા પુરૂષથી તે ચક્ર ચાલી શકતું નથી. સ્ત્રી છે તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેમાં મદદ કરનાર છે. રોગથી કષ્ટથી પીડાયેલા પુરૂષને ભાર્યા એ ખરૂં ઔષધ છે. પુરૂષને સ્ત્રી સમાન બીજું કોઇ વિશ્વાસપાત્ર સ્નેહીજન નથી, ધર્મ પત્ની, પતિનો સર્વથી વધારે લાભ કર્તા સ્નેહિ છે. સર્વ સગપણનો સરવાળો છે. સર્વ ઇચ્છાઓનું સ્વરૂપ અને સર્વ સદ્‌ગુણોનો ભંડાર છે. જેવી રીતે સરિતા પોતાના સ્વામી સમુદ્રને મળી મીઠી છતાં ખારી થઇ પતીના ગુણ ગ્રહણ કરે છે તેમ સ્રીપણ સ્વામિના ગુણ ગૃહણ તેના જેવીજ શીયલવતી બની, ગૃહ નૌકા સહી સલામત પાર ઉતારે છે. તેનેજ ધન્યવાદ છે.

અક્ષમાલા નીચ કુળની કન્યા છતાં, વાસિષ્ટ ગુરૂને પરણી બહુજ ખ્યાતિમાં આવી છે. એનું કારણ એ છે કે તેણે સ્વામીના ગુણો ગ્રહણ કરી, દિવ્ય શક્તિઓ મેળવી હતી. જેમ પુરૂષને સ્ત્રી એક પ્રધાન તરીકે દરેક કાર્યમાં મદદ કરે છે, તેમ સ્ત્રીને પુરૂષ કલ્પવૃક્ષ સમાન છે, માટે સારા ધર્મવાળી, મધુર બોલનારી, ઉત્તમ આચરણવાળી, નમ્ર સ્વભાવની એવી સ્ત્રીએ પતિને દેવ સમજવાનો છે. પતી દૈવની ઇચ્છાથી પ્રાપ્ત થાય છે, માટે પતિના શરીરમાં દેવ ભાવ રાખવો જરૂરનો છે. પછી તે ભલે ગમે તેવી ખોડ ખાંપણવાળો હોય. કદી પણ તેની વિકૃતિ વિષે અભાવ લાવવો નહિ. પતિ પ્રેમ એ સ્ત્રીઓને ખરો નિયમ છે. જે સ્ત્રી પોતાના પતિમાં પોતાનો ધર્મ, પોતાનું સત્કાર્ય ન સમજે અને વળી પરપુરૂષમાં વૃત્તિ લગાવે, તો તે સ્ત્રી આત્માની હયાતિ સુધી નર્કવાસો કરે છે. અને વળી સંસારમાં દરેક માણસો તરફથી તીરસ્કાર અને ફિટકારને પાત્ર બને એ જુદુ ગણાય છે. પોતાનો ધર્મ સમજનાર સ્ત્રી, સર્વસ્થળે માનને પાત્ર થાય છે. દંપતિના પવિત્ર પ્રેમ અને ધર્મની આગળ ત્રિલોકનું સુખ કંઇ વિસાતમાં નથી, સ્ત્રીએ સાસરીયાની સુળી માન્ય રાખવી, પરંતુ મા બાપ તરફની પાલખી પસંદ કરવી નહિં. માબાપને ઘેર ગમે તેવું હોય, તો પણ કામ લાગતું નથી પરંતુ સાસરીયાને ઘેર પોતાનો હક બજાવી વસ્તુઓ પ્રાપ્ત કરાય છે. તેથી પોતાના ઘરની નાનકડી સંપતિ પણ કામ લાગેછે. સ્ત્રીએ પ્રભુની કૃપાથી ધર્મ પરાયણ રહી, સ્વામીના સ્નેહને પોષી ખરેખરી પ્રીતિને પાત્ર થવાને, લાયક બનવા પ્રયાસ કરવો જોઇએ. એનાથી આ લોક અને પરલોક સુધરે છે. સ્ત્રી છે તે પુરૂષનો ખરો મિત્ર તથા ગ્રહકાર્યનો પ્રધાન છે. માટે સ્ત્રીએ પ્રધાન તરીકેના તથા મિત્ર તરીકેના જે જે હકો હોય તે યોગ્ય સમયે બજાવવાની જરૂર છે અને પતિના અંતઃકરણનો ભાવાર્થ તેમની વાતચીત ઉપરથી સમજી જઇ તેને બરાબર મત આપવો; પરંતુ હાજીહા! કરી પતિનું અહિત થતું હોય તેમ ન કરવું. કદાચને એ જલદી ન સુધરે એમ હોય તો લાંબે સમયે તેની ભુલને સુધારવાને વિવેક અને ખરી લાગણી બતાવવાની છે. એનાથી પોતાની માનસીક તથા નૈતિક ઉન્નતિ થવા સંભવ છે. આ જગતમાં સ્ત્રી અને પુરૂષ એમ માત્ર બે ભેદ છે, એ ઉપર ત્રીજો ભેદ હોય એવું જણાતું નથી. તેથી એ સર્વમાન્ય પ્રવીણ, આદિ અનાદિ વર્ણને સદ્‌ગુણી બનાવવા માટે મુખ્ય સાધન સ્ત્રી અને પુરૂષ બંને ગુણમાં સરખાં હોય તોજ બની શકે છે. પુરૂષ લાયક હોય તો સ્ત્રીને સુધારી શકે અને સ્ત્રી લાયક હોય તો પુરૂષને સુધારી શકે; પરંતુ બંને કુદરતી રીતે સુધરેલાં અને લાયક ન હોય તેવાં આર્ય દંપતિ એકા બીજાની શીખવણીથી જોઇએ તેવાં બહાદુર, વિવેકી

તેમજ સદ્‌ગુણી બની શકતાં નથી. પુરૂષે પોતાની સારી વર્તણુકની ખરી ખાત્રી પોતાની સ્ત્રીને કરાવી આપવી. જો તેમાં દુર્ગુણતાનો ભાગ આવી જશે તો તેને શરમાવા જેવું થશે. તમારી કુટેવો જોઇ સ્ત્રી ખરાબ વર્તણુક કરવામાં આગળ પડતો ભાગ લે અને એમાં તમે એના કરતાં હરહમેશાં ગેર વર્તણુકમાં વધારો કરતા જાઓ તો મારા ધારવા પ્રમાણે તેના કરતાં મરણ હજાર દરજ્જે સારૂં છે. પુરૂષ કે જેને સ્ત્રી કરતાં વધારે સ્વચ્છ રહેવાની જરૂર છે, છતાં ગંદા કપડાં રાખી, બીડી કે તમાકુ પીવાથી જેનું મુખ ચમારના કુંડ જેવું દુર્ગંધી મારતું હોય અને મુખપર લાંબા લાંબા વાળ ચડેલા હોય તેના જેવી એકે ભયંકર સ્થિતિ નથી. સ્ત્રી કે જે અત્યંત ગરીબ છે, તેને એ બધી તમારી કુટેવોને સહન કરવી પડેછે. જ્યારે દારૂડીઓ પતિ રાત્રે દારૂ પીઇ, ઘેર આવેછે ત્યારે તેના મુખની દુર્ગંધી, તેની ગાળો, તેનો માર વિગેરે અસંખ્ય કષ્ટો સ્ત્રીને ભોગવવાં પડેછે. જહાંગીરની સ્ત્રી પોતાના પતીના દારૂના બદફેલ વિષે કાયર થઇ જવાથી આપઘાત કરી મરણ પામી હતી. સુલક્ષણી સ્ત્રી હોય તેને પણ બદફેલી પત્તિ ખરાબ લાગે છે. દારૂના બે ત્રણ ડોઝ ચડાવીને આવ્યા એટલે બસ સ્ત્રોની તો કમબખ્તીજ આવી સમજવી, એ તો ગૃહમાં આવતાં વેંત ફાગણ સુદ પુનમ આવીને ઉભીજ છે: અને મુખમાંથી એવો તો અપશબ્દોનો જોરાવર મારો ચલાવે છે કે શ્વાનો પણ સાંભળીને ભાગી જાય ખાવાં પીવામાં, બોલવા ચાલવામાં તેને ભાન હોતું નથી પથારીને બદલે રાખમાં સુઇ રહે છે, તેને નર્ક કે કાદવનું કંઇએ ભાન રહેતું નથી. કેટલાક તો રસ્તામાં કેફને લઇને મોઢામાં ભરાયલી ધુળે પડયા હોય છે. કેટલાક તો પડયા પડયા લવારી કરતા હોય છે કેટલાકને ગટરમાં માથું અને પગ અદ્ધર ચડી ગયેલા હોય છે. કેટલાક મશ્કરા માણસો તેના પરની નફરતને લઇને મુખમાં પેસાબ કરતા જાય છે. મુખમાં થુકતા જાય છે. કોઈ ધુળની ચપટી અને નર્ક કે છાણ મુખમાં નાખે છે, કેટલાક કેફમાં ડોલતા ડોલતા ચાલ્યા આવતા હોય તેને જાણી જોઇને ધક્કો મારી રસ્તાપર ઉથલાવી પાડે છે. આટલું આટલું થયા છતાં એ દારૂના વ્યસની પોતાનો કુફેલ છોડતા નથી, એ પોતાનું બીજું શું હિત કરવાના હતા? દારૂ કે જેણે યાદવોનું સત્યાનાશ વાળ્યું એ દારૂની જેણે જેણે ઉપાસના કરી તેણે તેણે પોતાના અવિચળ પાયા ઉઠાવેલા છે. દારૂથી બુદ્ધિ નાશ પામે છે. લાજ રહેતી નથી. લાખ રૂપિયાનો માણસ એક કોડીનો થઇ જાય છે. શરીરની ખરાબી થાય છે દારૂથી કઠોરપણું અને અનેક માનસીક તથા શારીરીક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે, જે જે માણસ આવા કેફી પદાર્થોનો ઉપયોગ કરે છે તેનો સ્વભાવ

કોઇ દિવસ શાંત રહેતોજ નથી. એ વારૂણિના પાન માટે દરેક શાસ્ત્રો અને ડાહ્યા માણસો મોટા સાદથી સમજાવી ના પાડે છે, તો પણ નહિં સમજતાં જે માણસ પોતાની આખી જીંદગીનો લાભ ગુમાવી, પોતાના કુટુંબીજનોમાં અગ્નિ પ્રકટાવવાને પહેલે નંબરે ઉભો હોય, તેવા અકકલના બારદાનને કઇ શિક્ષા યોગ્ય કહી શકાય? દિલ્હીપતિ પૃથ્વીરાજ દારૂના વ્યસનથી કમજોર બની મહાન્ રાજ્ય ગુમાવી કોઇએ નહિં કરેલું એવું પરતંત્રતાનું લાકડું ઘડતો ગયો.

હજુ દારૂએ હિંદની શિક્ષા પુરી ન થઇ તેમાં વળી અફીણે તો હદ વાળી અત્યંત તીખા તમતમતા લોકોને એ વિકરાળ કાળા ગોટાએ મીઠા કરી દીધા. જેનામાં શૂરવીરતા હતી, તેને બીકણ બનાવ્યા. અફીણથી આંખ, કાન, નાક, મુખ, ચામડી વિગેરે પાંચે ઇન્દ્રિયો પોતાનો ધર્મ ભુલી બ્હેરી ખોડ થઇ જાય છે, હિંમતને હરાવે છે. પૈસાનો નાશ કરી, રંકતા જાહેર કરે છે, મોટા મોટા તવંગરો તો શું! પણ ગામધણીઓને ભીખ માગતા કરે છે. ચોરીનો ધંધો શીખાવે છે. માણસાઇ તજાવે છે, એનાથી ગાડા મોઢે ભુખ આવજાવ કર્યા કરે છે. મોઢું કાળું થઇ જાય છે. વાળ ખરી જા યછે. પ્રસ્વેદ અત્યંત ઝેરી બને છે, ઘરમાં ખાવાને વાસણ રહેતું નથી. આવા નુકશાનકારક વ્યસનો જેની પાસે મોજુદ હોય, તે દરેક માણસને દયા ખાવા યોગ્ય છે. જે દેશમાં એવાં વ્યસનો દેશ લુટવાને આવ્યાં હોય, તે વ્યસનના ઉપાસક પતિની પત્ની શા રીતે સુખ ભાળી શકે? જેની વર્ત્તણુક સારી છે, તેની જીંદગી કેમ દેવ સમાન ન હોવી જોઇએ. કેટલાક મનુષ્યો ગામમાંથી ક્રોધ કરીને આવે અને સ્ત્રીઓને મારે આથી એ નમાલા બીજાને ન પહોંચી શકે, એટલે બધી રીસ પત્નિ પર ઉતારે. ભૂલ કરે પોતે અને વચમાં સ્ત્રીની ગુન્હેગારી આ ન્યાય ક્યાંનો? તમારે માટે તો એજ જોઇએ કે તમે મારો એટલે તેને સામો બાંધુ લેવો. તમે દારૂ પીઇને આવો એટલે તેને પણ દારૂ પીઇને તૈયાર થઇ રહેવું. તેને પાંચ ગાળો આપો એટલે તે પણ તમને પંદર આપે. તમે કરો ફાગણ સુદી પુનેમ તો તેને કરવી ફાગણ વદી એકમની ધૂળેટી આવી રીતના ગોટાળા ભર્યા બદફેલી પતિની પત્ની, બહુજ બળતરાવાળું જીવન વ્યતીત કરે છે. જે પુરૂષ ગૃહસ્થાશ્રમ માંડી પોતાની સ્ત્રીના હકકો લઇ લેવાને આવી ગાંડી રીતભાત કરે, તેવા નર વાંનરના રૂપમાં વિરાજતા પુરૂષને પનારે પડેલી સ્ત્રી શી રીતે ઉત્તમ જીંદગી ગુજારી શકે? પુરૂષ પોતાની સ્ત્રીના ભરણ પોશણ માટે ભંગીની મજુરી કરવાને બંધાયો છે; પરંતુ દારૂ, ભાંગ, ગાંજો વિગેરે પીઇ રસ્તામાં કે ગટરમાં મુખ ખરડી કાદવ, કીચડવાળું શરીર બતાવવાને બંધાયો નથી. ખરેખરો લાયક માણસ તો એજ કે સારી સોબત કરી ખરાબ દુર્ગુણોને

તજે; પરંતુ અર્ધું નગ્ન શરીરે કપાળમાં કાળા લખાએલા અપશબ્દોથી ભરેલું મુખ ન બતાવે, એ વધારે સારૂં છે. આના કરતાં સ્ત્રીને વૈધવ્ય શું હાની કર્તા છે ?

જે પુરૂષ વર્ત્તમાન પત્રો કે માસિકો તેમજ બોધ લેવા જેવાં ધાર્મિક પુસ્તકો વાંચવા સાંભળવામાં પોતાનો દિવસ નિર્ગમન કરતો હોય, તેને હજારોવાર ધન્યવાદ છે. અને તેના કુટુંબને પણ ધન્યવાદ છે કે તેને સહવાસમાં આવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. પરણેલા જુવાનીઆ માણસોને આ અનુભવ લેવો ઘણોજ જરૂરનો છે, પોતાની જીંદગી સુખી કરવા માટે પોતાની સ્ત્રીનું અંતઃકરણ ન દુખાવું જોઇએ. તેનો આશીર્વાદ અસંખ્ય આપદાઓને હરે છે. જ્યારે કોઇ પણ માણસની લાગણીને દુખવવાનો કોઇનો હક્ક નથી, ત્યારે પોતાના ભાગ્યની ભાગીદાર ગૃહદેવીનો આત્મા દુભવવો એ ક્યાંનો કાયદો ? જેણે પોતાની જીંદગી સુખરૂપ કરવા માટે તમારા ચરણમાં આખો દેહ અર્પણ કરેલો છે, છતાં તેના કોમળ હૃદય પર આગ લગાડવી એ કેટલો બધો અન્યાય છે. પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વધારે પ્રેમાળ શક્તિ હોય છે. એ પતિને દેવ સમાન માને છે, ત્યારે પતિ તેને ગુલામડી કહે છે. પોતે દેવ ત્યારે સામો એવીજ ચાહના કરનાર જીવ શી રીતે ગુલામ બની શકે ? આપણે જ્યારે ઇશ્વરનું સ્મરણ કરીએ છીએ ત્યારે એ આપણને દેવ સમાન સમજે છે. આપણે તેની માળા ફેરવીએ છીએ, એજ વખત એ વિભુ આપણા નામનો જપ કરવા લાગે છે. એક વખત નારદે પરમાત્માને પુછ્યું કે આખી દુનીયા આપનું રટણ કરેછે અને આપનેજ આ સૃષ્ટિના કર્તા વર્ણવે છે, ત્યારે કોઇ તમારાથી મોટો છે ? કે જેની તમે માળા જપો છો ? ત્યારે પરમાત્માએ જણાવ્યું કે મારાથી મોટા મારા ભક્તો છે. હું એના મોટે મોટો અને તેના છોટે છોટો. નારદજી ! તમે મને હરહમેશાં યાદ કર્યા કરો છો, ત્યારે હું તમને શી રીતે ભુલી જાઉં ? એમ ખુદ પરમાત્માએ કહ્યું. ત્યારે આ ઉલટી રીત ક્યાંથી આવવા પામી ? એ બિચારી પતિની માંદગીમાં આખો દેહ અર્પણ કરે છે. પગ ચંપીનું કહો તો સવારથી સાંજ સુધી બેસી રહે છે. હજારો રૂપિયાથી જે ન બને તે એક નિમીષ માત્રમાં કરી બતાવે છે. બાળ બચ્ચાંઓને પોતાના જીવ કરતાં વધારે ચાહે છે અને એનાથી પણ આપણને ચાહે છે. ગૃહકાર્યમાં આપણા માટે અનહદ શ્રમ ઉઠાવે છે. ખરી રીતે પુછાવો તો આપણે તેને કપડાં લતાં અને સાથી બાળઘીની જેમ પેટ પુરતા ખોરાક વિના બીજુ શું ! આપીએ એમ છીએ એવી મહેનતુ ભોળા દિલની ગ્રહ દેવીઓને દુભાવનાર માણસને અગ્નિ વરસાવનાર વાસુકીના મુખમાં નાખી દીધો હોય તો શું ખોટું છે ? આપણા કરતાં

તેનામાં નિર્મળતા અને વિશ્વાસ બમણો હોય છે. એ જ્યારે પરણે છે, ત્યારે પોતાની બધી સ્વતંત્રતા એક કોરે મુકી આખી જીંદગીનું ગુલામી ખત લખી આપેછે. વળી પતિ માથું માગે તો માથું આપેછે અને તાબે થઇ જેમ કહે તેમ કરવાને હાજર રહેછે. કેટલાક કમ અક્કલ માણુસો સ્ત્રીઓપર પ્યાર રાખ્યાથી અને સંતાનોને રમાડયાથી બાયલાની શંઢની વિગેરે ઉપમા આપેછે; પરંતુ તેઓ નથી સમજતા કે સ્ત્રીઓ પર સ્નેહ રાખ્યાથી ઇશ્વર રાજી થાય છે. અને સંતાનને ખરા પ્રેમ વડે રમાડવાથી સંતાન માબાપની સેવામાં ઉભે પગે રહે છે. જે માણુસ બાળકના જન્મ પછી તે ચાલવા શીખે ત્યાં સુધી હાથમાં લેતો નથી, તે સંતાન પિતા પર સ્નેહ રાખી શકતું નથી અને કુદરત તેની ફરિયાદ કરી, ન રમાડવા વિષે માહિતગાર બનાવી વ્યાજસુદ્ધાં બદલો લેવરાવે છે. જો ઘરોઘર છોકરાં માબાપને મારતાં હોય, ગાળો દેતાં હોય, ઘડપણુ ન પાળતાં હોય, તો દરેકે સમજી લેવું કે બાળપણે તેણે પોતાના બાળકોને રમાડેલાં નથી. જે કુટુંબમાં બાળકોને ન અડકવા વિષેના રિવાજો હોય તે બાળકો મોટપણે નજીવા સ્વાર્થ માટે પિતાની ઘાત કરવાની તૈયારીમાં હોય છે. કોઇ કોઇ દિકરા તો બાપનું મોઢું પણુ જોતા નથી. વળી કયારેક પિતા પણુ ત્યાં સુધી બોલી જાય છે કે એ મારો પુત્રજ નથી. આ કેટલી બધી હસવા જેવી વાત છે ? હાય હાય ! જ્યારે પિતા પુત્ર તરીકે ન પસંદ કરે ત્યારે તો મરવુંજ જોઇએ માટે દરેક માણસે પોતાની ભુલ સુધારવા માટે વૃદ્ધાવસ્થામાં કે યુવાનીમાં પોતપોતાનાં સંતાનનો પ્રેમ મેળવતાં ચુકવું નહિં. પુરૂષે સ્ત્રી તેમજ સંતાનો સાથે માયાળુપણે વર્તવું જોઇએ, લગ્ન પ્રસંગે કે જાહેર મેળાવડામાં જ્યાં બાળકોને રમત ગમત પડે તે સ્થળે જવા દેવાને તમારે નાપસંદગી ન બતાવવી. તેઓ કાયમ ખાતે કુટુંબમાં સારાં લાયક ગણાય, તેમ બનતો પ્રયાસ કરવામાં તનતોડ મહેનત કરવી એનાથી કેટલોક લાભ થાય છે, કેટલાક લોકો બીજાની દ્રષ્ટિમાં તવંગર ગણાવા માટે ન્યાત વરામાં કે હરકોઇ પ્રસંગે પોતાના સંતાનો માટે ઘરેણાંઓ માગી લાવે છે, વ્હાલી વસ્તુઓ વેચીને તેનાં દિલ સંતોષે છે, ત્યારે એક બાજુ લોભી માણુસ તવંગર છતાં પોતાનાં બચ્ચાંઓના આંતરડાંઓ બાળે છે. એક આંધીનું પણુ ખાવાનું લઇ દેતા નથી. ત્યાં પહેરવા ઓઢવાની તો વાતજ શી હોય ? એવા લોભી માણુસની અને તેની પત્નીના સંવાદની એક વાત છે કે સ્વામી ! તમારૂં વદન કેમ મલીન થયું છે ? શું ! કંઇ હાથમાંથી પડી ગયું કે કોઇને આપી દીધું ? ત્યારે લોભી માણુસ કહે છે કે સ્ત્રી ! હું કાંઇ કાચો પોચો નથી કે બીજાઓને આપી દઉં ? આ હાથમાંથી ઇશ્વર કરે તો પણુ ભાગે કંઇ ન જવા પામે. મારા

હાથમાં શું કોઇ દિવસ કંઇ વસ્તુ પડી જવા સંભવ છે કે ? આ તો કોઈ બીજાને દાન કરતાં જોઇ ગયો છે. એમાંજ મુખ કાળું થઇ ગયું છે. સ્ત્રી ! ચિંતા ન કર આજે રૂપિયાને હાથમાં લઇને ચાલ્યો આવતો હતો, એમાં રૂપિયાને મુઠીમાં જોરથી પકડયો હોવાથી પસીનો આવ્યો એટલે મેં એમ જાણ્યું કે રૂપિયાને બીક લાગી છે કે હમણાં શેઠ મને વટાવી નાખશે. એમ જાણી રોતો હશે ? એથી મેં રૂપિયાને ઉપદેશ આપ્યો કે ભાઇ ! તું રડે છે શા માટે ? તું મને મા, બાપ, ભાઇ, બ્હેન વિગેરેથી વ્હાલો છે. જો તું દાતારને ઘેર ગયો હોત તો તો ઘણે ભાગે જીવતોજ ન આવતે; પરંતુ મારે હાથ પડયો છે, એટલે કંઇ તારે ભય રાખવાનો નથી, હું તો મરી જઇશ તોપણ તને વટાવીશ નહિ પણ દાટીશ ખરો ? કહે ! એમાં તો તું ખુશી છે ને ? તારે નિર્ભય રહેવું કદાચને હું મરી જઇશ તો મારા છોકરાને શીખવતો જઇશ કે તને ન વટાવે વળી સાંભળ!! કાલે એક સ્વપ્નું આવ્યું હતું એ જો તારી આગળ વાત કરીશ તો તું બમણુ: જોરથી રડીશ કાલે હું તને જમીનમાં દાટતો હતો એમાં એક કવી આવ્યો, એટલે તને કવિતા કર્યાના બદલામાં આપી દેવાનું મન કર્યું; પરંતુ જોરથી હાથમાં પકડેલો હોવાથી જલદી મુઠી ઉઘડે એમ ન હતી, એવામાં તારાં ભાગ્ય સારાં અને મારા કુળમાં રૂપીયો આપી દીધાનું કલંક ન લખેલું, એટલે સારૂં થયું કે જાગી ઉઠયો. નહિંતર તને નકી આપી દેત. કહો, આવા હિરાઓ પોતાનાં સંતાનો કે સ્ત્રીને શી રીતે સુખી કરે જે પુરૂપ પોતાનાં બચ્ચાંઓને તથા સ્ત્રીને તવંગર છતાં લોભી કહેવડાવી તેઓનાં મન શાન્તિમાં કે મોજશોખમાં ગરકાવ ન કરે ? તેવા પુરૂષો સ્ત્રીના પતિ તરીકે કે સંતાનના પિતા તરીકે બીલકુલ યોગ્ય નથી. શાહજહાંએ પોતાની પત્નીની યાદગીરી માટે આગ્રામાં ત્રણ કરોડનો તાજમહાલ બંધાવી, સ્ત્રી પ્રત્યેના પ્રેમની ખરી લાગણી બતાવી આપી છે. અને પોતાની પત્ની મરી ગયા પછી બીજી બેગમ ન કરવી એ વિષે પણ શુદ્ધ પ્રેમની તેની બીજી યાદગીરી છે. ખરેખરી પ્રેમ ભાવના તેનુંજ નામ, કે જેને માટે બંધાવેલી વસ્તુ અત્યારે આખા હિંદનું નાક અને જગતમાં ગણાતી અજાયબ વસ્તુઓમાં પણ તેની જગ્યા છે.

લોભી પ્રકૃતિની અયોગ્ય સતા તળે દબાયલો પુરૂષ પરમેશ્વરનાં બનાવેલાં દરેક પ્રાણીઓની આગળ ધિક્કારને પાત્ર છે. જે પોતાના કુટુંબને ઠગતો હોય, તે આખી આલમને ઠગે છે. એવા માણસો પોતાના મુખથી બોલેલી નિશ્ચયવાળી વાત પણ પાળી આપતા નથી. ભાઇ ! પોતાની બુદ્ધિ સુધારી વડિલોની આજ્ઞા પાળી સુકૃત્ય કરવાને આપણે બંધાયેલા છીએ

અને એ કૃત્ય દુનીઆની આગળ શી રીતે પ્રશંસા પાત્ર બને ? એવી રીતભાત રાખવી જરૂરની છે. આ માણસ સ્ત્રીની સત્તામાં બંધાયો છે, એવું બોલાતું હોય તો સ્ત્રીએ એ કલંકમાંથી મુક્ત થવું જરૂરનું છે. કારણ કે એથી ધણી ખરાબ કામ કરીને આવે તો એમાં સ્ત્રીનો દોષ નીકળે છે. સ્ત્રીની સત્તા જાહેર થઇ હોય છે, તેથી સ્ત્રીનેજ નામોશી લાગે છે. સ્ત્રીએ કોઇ દિવસ ગૃહ વ્યવહારના સ્તંભરૂપ પુરૂષને કાબુમાં લેવાનો પ્રયાસ ન કરવો જોઇએ. ધર્મ કાર્યમાં અને જગતના કોઇ વ્યવહારમાં સ્ત્રી અને પુરૂષને કોઇ ન નીંદે એવી રીતે વર્તણુક રાખવી પત્નીની ખરાબ વાણી પતિની આબરૂમાં ખામી લગાડનાર છે. ગ્રીસના મહાતત્ત્વજ્ઞાની સોક્રેટીસને ખરાબ સ્ત્રીની સાથે પનારા પડ્યા હતા. તે સ્ત્રી તેને બહુજ પજવતી હતી. એક દિવસ સોક્રેટીસ કંઇ તત્ત્વજ્ઞાનમાં ગુંચવાયો હતો, એટલે સ્ત્રીના પૂછવા પ્રમાણે બરાબર જવાબ ન આપી શકયો. એટલે સ્ત્રીએ ગાળોનો ઝપાટો બોલાવવા માંડયો. ત્યારે પોતે કંટાળી બહાર જવા નીકળ્યો. એટલે તેની સ્ત્રીએ રસ્તાની બારીએથી સોક્રેટીસ પર ખરાબ પાણી ઢોળ્યું, તેથી સોક્રેટીસે સબુરી ધારણ કરી, માત્ર એટલુંજ કહ્યું કે જ્યારે ગાળોને ગડગડાટ થયો, ત્યારે ઉપર વરસાદ વરસે તેમાં કયાં નવાઇ છે ? કાયદાની હદમાં રહી, જો સ્ત્રીઓ પોતાનો ધર્મ બજાવે તો અન્યાય શા માટે કહેવાય ? રખડુ, વ્યસની, વ્યભિચારી અને અગણીત અવગુણોથી ભરેલી એવી ખરાબ ચાલ જે સ્ત્રી રાખે તે પોતાના કુટુંબને અને ધણી તેમજ બાળ બચ્ચાંઓની લાખો રૂપિઆ વડે મેળવેલી આબરૂપર આગ લગાવે છે. વળી તે સ્ત્રી પોતાના કુટુંબને અગ્નિ રૂપ છે. તેમ નહિ; પરંતુ આખા ગામનું નાક કપાવનાર છે. કારણ કે એ સારી સ્ત્રીઓને પોતાના જેવી બનાવી બીજાઓની આબરૂનાં ખલેલ પહોંચાડે છે. જે સ્ત્રી પવિત્ર હોય, શાન્ત હોય, ઉદ્યોગી હોય, સુઘડ હોય, કરકસરવાળી હોય, છોકરાંઓને સ્નેહથી ઉછેરવાવાળી હોય, છતાં ઘરનાં માણસો તેના પ્રત્યે દુશ્મનાવટ રાખતાં હોય, તો વ્હેલાં મિત્રતા બાંધી લે છે. જે ગ્રહમાં માણસાઇ હોતી નથી, જે ગ્રહ શ્રીમંત તથા આબરૂદાર છતાં થોડા દિવસમાં અધમ દેખાય છે. તેવા માણસોએ સત્વર પોતાના ગ્રહને પ્રશંસા પાત્ર બનાવવા માટે મહેનત કરવી જોઇએ; જો તેમ ન બની શકે એમ હોય તો અવશ્ય તે આબરૂ અને માણસાઇ વગરના ગ્રહસ્થોએ ગળે ફાંસો ખાવો જોઇએ. અગર તો બાજુમાં કુવો હોય તો કેડે પથરા બાંધી પડવાનું તો કદી નહિ ચુકવું જોઇએ. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સ્ત્રીએ સદ્ધર્મ પાળી પતિની આજ્ઞામાં રહેવું જોઇએ, સ્ત્રી જો પતિની આજ્ઞામાં રહે તો પતિને સ્ત્રીની આજ્ઞામાં રહેવાનો સમય આવતો નથી. સ્ત્રીએ કદાપિ પતીના કાર્યમાં માથું મારીને તેને હેરાન ગતી કરવી નહિ.

બુદ્ધિ, કાયદો અને ધર્મ એ દંપતિમાં ખાસ હોવાં જોઇએ. એનાથી એકાબીજાના કાર્યોમાં હરકત થતી નથી, તથા વિટંબણાઓ ભોગવવી પડતી નથી. સ્ત્રી જો કુટુંબમાં કલહ ઉત્પન્ન કરે અને સાસુ, સસરા તથા સ્વામી અને કુટુંબીઓ તરફ મારો શું ધર્મ છે એમ ન સમજે તો ગૃહમાં સુખશાન્તિ નિભતી નથી. વિપત્તિઓ અને કોઇ વખત વિનાશને પણ માન મળે છે. વળી કુટુંબમાં સુસ્નેહનો ભંગ થઇ, ફાટફુટ પડે તો બીજાઓના કરતાં પતિને વધારે સહન કરવું પડે છે. કેમકે તે ઘરનો મુખ્ય કારભારી છે. જે માણુસ પોતાની રંભા જેવી સ્ત્રીને ન ચાહતાં બીજી સ્ત્રી પર મોહ પામી ફસાય, તો એથી ગૃહમાં તકરાર અને ગૃહ શુન્યવત્ થવા સંભવ છે. એવા પતિની સ્ત્રીઓ પતિવ્રતા હોઇ કદાચને ચાહના કરે; તોપણુ એની સ્ત્રીનું મન સદા સર્વદા જુદું રહે છે, સ્ત્રીને પતિ તરફના ખરા હિતમાં ઉતરવા જેવું હોય છે. ત્યાં ખરેખરો ભાગ લઇ શકતી નથી. જુઓ કે ગૃહકાર્યમાં તલ્લીન રહે છે, પણુ ગૃહની આબરૂ વધારવામાં, ધણીના જીવનની સંભાળ રાખવામાં વિગેરે કાર્યમાં બહુજ બેદિલી રાખે છે. કુદરતે ભાગ્ય પ્રમાણે મેળવી આપેલા સ્ત્રી રૂપી સ્નેહિને ન પસંદ કરતાં, પતંગીયા સમાન મનની ચેષ્ટાને વશ થઇ, એક, બે, ત્રણુ એમ અસંખ્ય સ્ત્રીઓ કરવામાં આવેતો પોતાની જીંદગીનો સંચો ખોટો પાડી દીધા જેવું થાય છે. તમે વડિલોની આજ્ઞાને માન ન આપનારી રીતભાતને વર્તવામાં પ્રવીણ થશો, તો ભારેમાં ભારે અધમતા ભરેલી ક્રુર શિક્ષાનો મારો તમારા પર ચાલશે. લાયક પુરૂષોએ તો માત્ર પોતાની ખરી સ્ત્રીની સાથેજ પ્યાર નિભાવવામાં રાત્રિ દિવસ ગાળવાં જોઇએ અને ખરી રીતે તેમાંજ લાભ છે. કોબેટ નામનો એક ગ્રંથકાર પોતાની જુની રૂઢી પ્રમાણે પરિચિત છોડીઓની સાથે ધીંગામસ્તી કરતો હતો, એવામાં તેની સ્ત્રીએ દયાળુ મુખે તેને જણાવ્યું કે પ્રિયતમ ! આવી રમત મને પસંદ નથી, એજ વખત એ વિદ્વાન કોબટે પોતાની સ્ત્રીનું મન દુખાય એવી બાબત સદાને માટે છોડી દીધી. તેમ તમારે તમારી પત્નીના લાભ માટે બનતો પ્રયત્ન કરવાની જરૂર છે. એજ મોટીમાં મોટી ફરજ સમજો. વળી તમારે આગળ ચાલી તમારી પત્નીના મગજમાં એવું ઠસાવી દેવું જોઇએ કે તેગ માત્ર તેનેજ ચાહો છો. અને ધર્મ પૂર્વક થવું જોઇએ પણુ તેમ. દુનિયાના માણુસોની સાથે પરમાત્માને પણુ તમારી પત્ની ઉપરના તમારા પ્યારને માટે પ્રશંષા કરવાનો વખત આવે. મજનુ લયલીના મરણુ સમાચાર સાંભળી મરી ગયો ત્યારે મજનુંને પરમાત્માના દરબારમાં ઉભો કરવામાં આવ્યો અને પરમાત્માએ તેને પુછ્યું કે

મજનુ ! જેવો પ્યારતેં લયલી તરફ રાખ્યો એવો પ્યાર તેં મારા તરફ કેમ ન રાખ્યો ? જો તેં તેમ કર્યું હોતે તો તારે આવી હેરાનગતી ભોગવવી પડતે નહિં. ત્યારે મજનુએ પરમાત્માને એવું સાફ જણાવી દીધું કે ગરીબ પરવર ! જો આપને મારા શુદ્ધ પ્રેમ વિષે માહિતી હતી અને મારા પ્રેમની લાગણી હતી ઇચ્છા હતી, તો તમે કાં લયલી ન થયા ? જુઓ ! આનું નામ સ્નેહ, પ્રેમ, ચાહના, એક વખત ડોકટરે લયલીની નસ તોડી તો મજનુનું રકત તેની નાડીઓમાં વહન કરતું જોયું, ત્યારે હવેનાં માણુસો તેનાથી ઉલટી વર્ત્તણુક રાખે છે; એજ જોવા જેવું. છે જ્યારે સ્ત્રી માંદી પડે, ત્યારે કેટલાંક ગાંડીઘેલી ઢબનાં મનુષ્યો તેની ખબર કાઢવા જતાં નથી અને વળી તેમાં શરમ રાખે છે. મંદવાડ એ મોટો ભય છે. તેમાં પુરૂષ જેવી દ્દઢ વ્યકિતની તબીયત નથી ઠેકાણે રહેતી, ત્યારે સ્ત્રી જેવી નરમ સ્વભાવની વ્યક્તિ તો શી રીતે ધિરજ ધારણુ કરી શકે ? પુરૂષ કંઇ સ્ત્રીના લાભ માટે કે ભલા માટે બંધાયો હોય, તો પછી આ સમયે દયા ન બતાવી શકે ? અગર તેની કરેલી ગુલામીનો બદલો ન વાળી આપે ? ત્યારે એ ક્યારે કામ લાગવાનો હતો ? સ્ત્રી પુરૂષ કરતાં બમણી હારણુ હોય છે અને તેમાંએ વળી મૃત્યુના આમંત્રણુ માટે મંદવાડ હાજર થયો, ત્યારે તો તેના નાહિંમતપણુાની વાતજ શી પૂછવી ? એવાં સમયે પુરૂષે તો સ્ત્રીના મનપર ખરેખરા પ્યારની છાપ પાડવા માટે દરેક મીઠા શબ્દથી, માયાળુપણુાથી તેને દિલાસો આપવાનો છે અને તેને પણુ એવુંજ જણાતું જોઇએ કે વાહવાહ ! દુઃખના સમયમાં સ્વામી એજ સાચો દિલાસો છે; ખરો સ્નેહિ છે, માતાપિતાનો પ્યાર ભલે રહ્યો; પરંતુ ઇશ્વરના ઉપકારને ભૂલાવે એવો પતિનો પ્રેમ એ તો ખરેખર અમૃતજ ! સ્ત્રીની માંદગીમાં આપણી દેખરેખથી જે સ્ત્રીને આપણુા તરફ સ્નેહભાવ બંધાય છે, તેવો સ્નેહભાવ લાખો વર્ષ સુધી બીજી કોઇ વસ્તુવડે સંતુષ્ટ કર્યાથી થતો નથી. સ્ત્રીને માંદગીમાંથી ઉભી કરવા માટે ગમે તેટલો ખર્ચ થાય; તો પણુ પાછી પાની ન કરવી. સ્ત્રી માંદી પડી હોય, એટલે પાડોશી પણુ ખબર કાઢવા આવે છે, ત્યારે અરધા દેહનો માલીક પોતાની અર્ધાંગના બીમાર છતાં સામું ન જુએ તો એના જંગલીપણુા વિષે અમારે કેવા કેવા વિચારો બાંધવા ? તે તમેજ કહો. આવી રીતે સ્ત્રી જાતીપર અણુગમો બતાવવાથી સ્ત્રી, ધણીપર જુદાપણું, અવિશ્વાસ અને દરેક બાબતે વહેમ રાખે છે અને તબીયત સુધર્યા પછી એવી એવી અગણુીત ભૂલોનો સંગ્રહ કરી, તથા મનનું જુદાપણું ગ્રહણુ કરી, બીજા પતિની શોધ કરવામાં, તેમજ વખતો વખત વિષાદિ પદાર્થો વડે પતિનો અંત આણી દેવાના વિચારપર આવે છે. સ્ત્રીઓમાં ઘણે ભાગે કોમળતા અને શરમાળ પ્રકૃતિ હોય છે, પરંતુ તેના કરતાં સાહસ છ ગણું રાખે છે, એ ભૂલી જવાનું

નથી. જ્યારે કુકૃત્યમાં જોડાય છે, ત્યારે તેને વિચાર થતો નથી અને કરવખત પોતાના માતા પિતાને, સાસુ સસરાને કલંક લાગે એવું કામ આરંભતાં અચકાતી નથી. પહેલાં સતી થવાનો ચાલ એટલા માટે હતો કે સ્ત્રીઓ પોતાની બુદ્ધિને કાબૂમાં ન રાખી શકતી હોવાથી, રખેને પતિના મરણ પછી કંઇ અનર્થ કરી બેસે ! અને ધોળામાં ધૂળ નાખે ! આવું નાપાકીપણું ખરી વાતે સગાં સ્નેહીઓને તેમજ નજીકના સંબંધી જનોના કપાળમાં કાળો ડાઘ લગાડનાર છે. એથી સ્ત્રીએ પોતાના ધર્મ વિષે બહુજ કાળજી પૂર્વક ખ્યાલ રાખવાનો છે, આથી પુરૂષ કરતાં સ્ત્રીનો ગુન્હો વધારે ભયંકર છે, એના એ મહાપાપમાં અગણીત કુટુંબી જનોને ભાગીદાર થવું પડે છે. એવી સ્ત્રીના અધર્માચરણથી દેવતાઓ કંપે છે. એનાથી કેટલીક અપકીર્તિ અને અપમાનો શરૂ થાય છે. શાસ્ત્રોમાં માતાપિતાને માન આપવા વિષે કહ્યું છે, ત્યારે આવી દુષ્કૃત્ય કરનાર માતાનું મુખ જોવાને ધર્મગ્રંથો તેમજ વડિલો પણ ના પાડે છે. કહો ! પુજ્ય ગણાતી તેની સતાપર ખરાબ કૃત્યોએ વિજય મેળવેલો હોવાથી તેણે પોતાનું સન્માન ગુમાવ્યું. ફિટકાર, તિરસ્કાર વિગેરેને પાત્ર ગણાઇ. વળી સારા માણસોએ તો મુખ જોવાનું પણ બંધ કર્યું. જીસસ ક્રાઇસ્ટની ખ્યાતિ એવી હતી કે તેને કોઇ દર્દી માણસ અડકે, એટલે તેને સત્વર આરામ થઇ જતો એમાં એક વખત એક રકતાસ્રાવના દર્દવાળી બાઇ ક્રાઇસ્ટને ખબર ન પડે તેમ તેના વસ્ત્રને છાની રીતે અડકી. એનાથી ઇસુના દેહમાંથી કંઇ દિવ્ય તેજ જતું હોય એમ તેને જણાયું અને પોતે ચમકી ગયા. પાછું વાળી જોતાં પેલી બાઇ નજરે પડી, એટલે તેને પૂછતાં તેણે બરાબર વાત કહી દીધી અને તુરતજ પોતાનો રોગ નાબુદ થયો. તેને માટે આભાર માની ક્રાઇસ્ટને પરમાત્મા તુલ્ય સમજવા લાગી. આનું રહસ્ય એ છે કે જે સત્તા વડે પેલી બાઇનો રોગ ગયો તેટલી સતા. ક્રાઇસ્ટમાંથી નષ્ટ થઇ, માટે અપવિત્ર સ્ત્રીઓ કે જે કુટુંબીઓની, સાસુ સાસરા, માતા પિતા વિગેરેની આબરૂને સળગાવી દેનાર છે તેની સાથે વાત ચીત કરવામાં, તેઓને સ્પર્શ કરવામાં તથા ગૃહમાં પ્રવેશ કરવા દેવામાં મહાન્ પાપ સમાયલું છે.

કેટલાક પુરૂષો પોતાની સ્ત્રીનાં કુકૃત્યોથી અજાણ્યા હોય છે, તેઓને તેની હરામખોરીની ભાગ્યેજ ખબર હોય છે. સ્ત્રી એવી ચાલાક હોય છે કે ગમે તેમ વાત ઉથલાવી પોતાના સત્ય પણાનીજ વાતો છોડ્યા કરે છે અને કોઇ દિવસ પોકળ જાહેરાતમા આવવાનું થાય, ત્યારે જગતને વશ કરનાર મહાન્ દેવીનાં દશ, બાર સફેત પતીકાં બતાવી આપે છે કે તુરત કેટલાક લોભી લાલચુ જનો ફસાઇ આંખો આડા કાન કરે છે. પછી એ અનીતિનું ધન આરોગી બધી સ્નાયુઓને

ચાંદ બાનાવનાર ઘર આંગણે પર પુરૂષનાં પગરખાં જુએ તો પણ કંઇએ ઉંચું માથું નહિં કરતાં એ ખેલ જોઇ ત્યાંથીજ પાછો વળે છે, કહો! આવી રીતભાત રાખનારાં સ્ત્રી પુરૂષો શા માટે એક વાર અડકતાંની વાર સર્વત્ર દૈવત ન ખેંચી લે. કેટલાક પુરૂષો એવા હોય છે કે લાયક અને ખાનદાન સ્ત્રી પર આળ ઓઢાડી તેના તરફ તિરસ્કાર બતાવે છે. તે મૂર્ખ એમ નથી સમજતા કે એ બિચારીને પોતાનું શીયળ એજ અમુલ્ય જવાહિર છે. માટે ખોટી ખોટી શંકાઓ કરીને, એની પવિત્રતા બાતલ કરવાને તમને હું સાફ ના પાડું છું. પોતાની સ્ત્રીને વગર ગુન્હે ખરાબ કહેવી, એ પહેલ વહેલું પોતાની આબરૂમાં ખલેલ રૂપ છે, એનાથી લોક હસે છે. દુશ્મનો રાજી થાય છે. ગામમાં આબરૂ જાય છે. એવા પતિના સકંજામાં આવેલી સ્ત્રીએ અવશ્ય તેનાથી જુદું પડી, પોતાના વેંતભર પેટ માટે ગમે તે લાયક ધંધો કરી ખાવો એને તેને માટે મ્યુનિસીપાલીટીમાં રહી કદાચને શીરપર નર્કના ટોપલાં આવી પડે તો પણ હરકત નહિં. પોતાની આબરૂ જાળવવા માટે એવા ધણીની ગુલામીમાંથી મુક્ત થઇ, નવી જીંદગીનો સુખ રૂપ પાયો બાંધવા દેવાને કોણ આડે આવે છે? તે તો જોઉં. આ બાબતમાંથી છુટી નીકળવાને જો પુરેપુરો પોતાની સત્યતાનો ભરૂસો ન હોય, તો હું તેઓને સીધો રસ્તો બતાવું છું કે હિમગીરીની ગુફાઓ, મોટાં મોટાં જંગલો, તેમજ ભગવાં વસ્ત્રો થાય તેવો ગેરૂ તેના માટેજ બનાવેલો છે. સ્ત્રી સત્યવાદી છતાં ખરાબ ધણીના મુખથી પોતાના નામને છેડે છિનાળ, વ્યભિચારીણી, છાકટી, હલકટ એવા શબ્દ સાંભળવા કરતાં અને એકજ ઘરમાં સદાની કડાકુટ કાને સાંભળવા કરતાં, હું તો મરણને વધારે કિમતી સમજું છું. આમાં તમને અતીશ્યોક્તિ જણાતી હોય, તો ભલે લાગે હું તો અક્ષરે અક્ષર સત્ય સમજું છું.

સારી સ્ત્રીની સાથે વાતચીત કરવામાં કોઇ જાતનો વાંધો નથી. તેઓનાં દર્શન પવિત્ર છે; પરંતુ એવીજ રીતે જો નાલાયક ઔરત હોય તો તેની સાથે એક ઘડીવાર પણ ઉભા રહેવાને હું ન કહી શકું. ગમે તેવી અગવડ, ગમે તેવું નુકશાની ભર્યું કાર્ય અગર તો ગમે તેવા સંકટમાં આવી પડીએ તો સહન કરવું; પરંતુ એવી ખરાબ સ્ત્રીના ઘડીભરના સહવાસમાં આવવું તેના કરતાં જેલખાનું મને સ્વર્ગ કરતાં કિમતી લાગે છે. એવાં સ્ત્રી પુરૂષો કદાચને સહવાસમાં રહી શકતાં હોય તો હું એના કરતાં શ્વાનને વધારે શ્રેષ્ટ ગણું છું. સ્ત્રી જાતી ઘણું કરીને ઇમાનદાર અને ગેરવર્ત્તણુકથી ભૃષ્ટ થઇ જવાની બિકથી સો સો ગાઇ દુર ભાગી પોતાથી પ્રતિષ્ઠા જમાવવા માટે મહેનત કરી રહી હોય, તેવી સ્ત્રી દર્શન

કરવા યોગ્ય છે. જો સ્ત્રી પતિના સહવાસમાં બગડેલી હોય, તો પતિએ પોતાની ભૂલ સમજી, તેને સારા રસ્તાપર લાવવા પ્રયાસ આરંભવો જોઇએ. અશિક્ષિત સ્ત્રી, છુટાપણાથી બગડે છે. જો તેનાપર અંકુશ રાખવામાં ન આવે તો સત્વર ખરાબ કાર્ય કરી બેસે છે, માટે સ્ત્રીનું અંતઃકરણ જાણ્યા વિના, તેની અક્કલને ઓળખ્યા વિના છુટાપણું આપવામાં આવે અને એમાંએ વળી તે સ્વચ્છંદીપણે વર્તે તો એ પણ એક જાતનું છુટાપણું આપવામાં પાપ કરેલું ગણાય. મન દૃઢ ન હોય, સારા નરસાની પરીક્ષા ન હોય, તો એવી સ્વતંત્ર સ્ત્રીઓ લાંબુ નાકપાવે છે અને ઘણે ઠેકાણે કપાવેલાં પણ છે. આ બાબત કોઇના ધ્યાનમાં હોય તો દૃષ્ટાંત વિચારી મારા અભિપ્રાય ઉપર ખ્યાલ બાંધવાનો છે. સ્ત્રીઓને લાયક બનાવવા માટે પુરૂષમાં તાકાત ન હોય, સત્યતા, નીતિ, સ્વામિભક્તિ આદિક સદ્ગુણો સ્ત્રીમાં દાખલ કરવાની શક્તિ ન હોય તો તેવા પુરૂષોએ પરણવાની પંચાત અવશ્ય છોડી દેવી. વળી પરણ્યા પછી પુરૂષે સ્ત્રીને માટે સારો પાડોશ શોધી રાખવો. જો પોતાનું ગૃહ લુચ્ચાઓની બાજુમાં હોય, તો સત્વર મકાન બદલી નાખી લાયક માણસોના સહવાસમાં રહેવાની ગોઠવણ કરવી. કારણ કે જેનાથી બાળકો અને સ્ત્રી દુર્ગણી ન થતાં સારાં લાયક બને.

પરણેલા માણસો સ્ત્રીઓના સહવાસમાં આવી એટલા બધા વિપતિમાં આવી પડે છે કે જે સંકટો કુતરાઓ સ્વપ્ને પણ ન જોઇ શકે. સ્ત્રી એ જગત જંજાળનું ઉત્પતિ સ્થાન છે એનાથી પુરૂષને હરવખત દરેક કાર્યમાં વિઘ્ન આવવાનું, ગફલતમાં આવી જવાનું અને ચિંતાઓનાં ગાડે ગાડાં ઠલવવાનું તેમજ ઘણી વખત ભૂલો પર ભૂલો પડવાનું, અસંખ્ય વાર બની આવે છે. પણ ઇશ્વરની ખુબી એવી છે કે તેમાં આંસુઓની ધારા ચાલવા માંડે, ખોપરીઓ ફાટી જાય, હાડપિંજર દેખાવા લાગે; તો પણ એમાં હરહમેશાં સ્નેહ વધતો ને વધતો જાય છે.

નર અને માદા એવી રીતે જોડી બનાવવાનો ઇશ્વરનો હેતુ કંઇ જુદા પ્રકારનો હોય એવું જણાય છે. મારા ધારવા પ્રમાણે તો પોતાની રમત ગમત નિભાવવા માટે સ્ત્રી અને પુરૂષ બનાવ્યાં હોય, એમ સાબીત થાય છે. આપણા ઇશ્વર પ્રણિત પવિત્ર ધર્મ ગ્રંથોમાં પણ એમ લખ્યું છે કે પ્રથમ બ્રહ્મચર્ય પાળવું. પછી ગૃહસ્થાશ્રમ આરંભવો. અને ત્યાં સંતતિ થયા બાદ સન્યસ્ત તથા વાનપ્રસ્થ એમ ગૃહણ કરવાં; પરંતુ પરમાત્માનો સંતતી ઉત્પન્ન કરવાનો સંકેત તો જાણે કાયમનોજ ન હોય! અને તે વિના આપણે પણ કુદરતી રીતે સંતતિ વિના આ દુનીયામાં સાર્થક સમજતા નથી. દરેક સ્થળે મોટા મોટા મહાત્મા પુરૂષો પણ ગર્જના કરીને કહે છે કે ગૃહસ્થાશ્રમ સર્વત્ર આશ્રમોનો પીતા છે. બધા

આશ્રમો તેને આશ્રયે છે. ગૃહસ્થાશ્રમ ચલાવ્યા વિના બીજા બધા આશ્રમો સિદ્ધ થવા મુશ્કેલ છે. સીધેસીધા બ્રહ્મચર્યાશ્રમમાંથી ગૃહસ્થાશ્રમ ચલાવ્યા વિના સંન્યસ્ત અને વાનપ્રસ્થમાં જનારા જીવો ઘણા વખત લપટેલા છે. પાછા પડેલા છે. ગૃહસ્થાશ્રમ વિના બીજા આશ્રમો કોઇ દિવસ મનુષ્યને સુરક્ષિત રહેવા દેતા નથી. ગૃહસંસાર ચલાવ્યા વિના આભવાટવીનો વિકટ માર્ગ ઉકલવો બહુજ વિકટ છે. વિષય વાસના જો કે દુઃખ દેનારી છે. તેના પાશમાં આવેલો માણુસ હેરાન હેરાન થઇ જાય છે; પરંતુ બીજા આશ્રમોમાં ભુલ ચુક ન ખવાય જાય, તે માટે ગૃહસ્થાશ્રમ અગત્યનો છે. જેમ કે એક વખત ઝેરના ગુણુ જાણ્યા એટલે ફરી વખત સાકરને બદલે ખાવાનો વખત નથી આવતો. પણુ જો ઝેર ન જોયું હોય, તો શૃંગીઋષીની જેમ ગોથું ખાઇ જવાનો ભય રહે છે. માટેજ ગૃહસ્થાશ્રમ પછી ભક્તિ માર્ગો બતાવનારા બીજા આશ્રમો વર્ણવેલા છે. વળી ઘણી વખત એવું પણુ સાંભળ્યું છે કે પુરૂષ બિચારો ગૃહસ્થાશ્રમની દેવી વિના નિરાધાર છે. ગૃહસ્થાશ્રમના અધિપતિ વિના કંગાલ છે. ગરીબ છે. દયા ખાવા યોગ્ય છે. જેના ઘરમાં સ્ત્રી નથી હોતી તે સાધુ મહાત્માઓની. સગાં કુટુંબીઓની વિગેરેની સન્માન વીધિ કરી શકતો નથી. તેનું ઘર અંજવાળા છતાં, અંધારા ઓરડા સમાન છે. ગૃહદેવીના સહવાસમાં રહી, ભલે માણુસો અસંખ્ય ચિંતાઓના જળાશયમાં સ્નાન કરતો હોય, પણુ કુંવારા માણુસ કરતાં તેની જીંદગી હજાર ગણી સારી છે. કોઇ માણુસ પરણેલાની વાત નથી કરતા, પણુ કુંવારા પ્રત્યે તો એવા એવા શબ્દો વાપરે છે કે ભાઇ ! જુઓ તો ખરા ! આ વાંઢાને શું કંઇ વ્યાધિ છે ? માત્ર આઠ દશ હાથના ગૃહમાં કુદતા મારી આ બજારમાં ગપ્પાં ચપ્પાં મારવા બેઠા. નહિં દાણાની વ્યાધિ કે નહિં સ્ત્રીની પંચાત. ત્રણુ તસુની ટોપી નાખી એટલે બાર બાદશાહી. કહો ! ભલા કઇ વ્યાધિ ? પરણેલો સાધુ થાય તો તેની પ્રશંષા કરવામાં આવે છે કે ધન્યવાદ છે. સ્ત્રી, બાળકોને છોડી જંગલનો વાસી થયો છે. પરણેલો આળસુ હોય, તો પણુ પરીવારમાં વૃદ્ધિ થયે બમણો ત્રમણો પ્રયત્ન શાળી બનતો જાય છે. સ્ત્રી પ્રાપ્ત કર્યા પછી ઘણાએક આળસુના સરદારો ઉધમી બન્યા છે. પોતાની સ્ત્રી તથા બાળ બચ્ચાંઓને માટે શ્રમ કરનાર, માણુસ ગમે તેવી માથાફોડ કરશે, ગમે એવી પેટ પુરતી મજુરી કરશે; તો પણુ કોઇ દિવસ શ્રમીત થશે નહિં. પરંતુ ઉલટો કાર્યમાં દિનપ્રતિદિન આનંદ પામતો જશે. જેને કીર્તીની ઇચ્છા હોય, અસંખ્ય ઉપાધિઓમાંથી બચવું હોય અને સઘળી ચિંતાઓનો ત્યાગ કરવો હોય, તો ગૃહ સંસાર માંડયા પછી તમારે કુટુંબના મોટા કારભારની લગામ હાથમાં લેવી. કેટલાક મનુષ્યોએ સ્ત્રીઓના સહવાસમાં આવી, ઉત્તમ જીંદગી

ગુજારી છે. પણ જેવા હતા તે કાંઇ માણુસાઇમાં આવ્યા છે. એ ગૃહદેવીના સહવાસથી જીંદગી કેવી સુખમય નીવડે છે, તેનો આંકડો આપવાને હું નથી તાકાત ધરાવતો; પરંતુ રમણીનાં ગૃહમાં પગલાં થયા પછી અગણીત ચિંતાઓ વિનાશ પામે છે. નાનું મગજ એવડું કામ કરે છે. મુઢ શક્તિ દિવ્ય શકિતના રૂપમાં બદલાય છે. કવિત્વ શક્તિનો આવીર્ભાવ થાય છે. ગરીબી નષ્ટ થતાં, સુખના કિરણો દેખાવા લાગે છે. વદન ખુબ સુરત અને તેજસ્વી થાય છે. મોઢા પર હાસ્યની સુરખી પ્રકટી રહે છે. વાણીમાં મીઠાશ, નમ્રતા અને માયાળુપણું આવી જાય છે. વાચાળ શકિત વધે છે. ચિંતાઓનું કયાંય નામ નિશાન રહેતું નથી. દરેક વિદ્યાઓનું જ્ઞાન પ્રકટ થાય છે. આવો પુરુષ સદ્‌ગુણી રમણિના સહવાસમાં મનુષ્ય છતાં, એક દેવના જેવી સ્થિતિ અનુભવે છે. તમે એમ નહિં ધારતા કે ગુણ વગરની સ્વરૂપવાન સ્ત્રી સુખદાયક છે. સ્ત્રી વાણીમાં, વિચારમાં અને કૃત્યોમાં પવિત્ર જોઇએ, ઉદાર દીલની, નિઃસ્વાર્થી, પતિ તથા બચ્ચાંઓ તરફ પ્રેમાળ, હિંમતવાન નીતિવાન, હસમુખી, વિદ્વાન, ઉત્સાહી, ઉદ્યોગી, ગરીબ છતાં તવંગરની સ્ત્રીના જેવો ચહેરો અને રીતભાત રાખનાર આવી સ્ત્રી મુઢપણાને હરે છે; પરંતુ પેટ ભરવા માટે ઘર માંડેલું હોય, તેવી અને પૈસાના ઠણકારા સાંભળી જેનું મન ગાંડું બની ગયું હોય, એવી પ્રાપ્ત થયેલી સ્ત્રી દામ સુધીજ સગપણ રાખે છે. જે સ્ત્રી એકને તજી બીજાને જાય અને બીજાને તજી ત્રીજાને જાય, એવી સ્ત્રી તજવા યોગ્ય તથા ગુન્હાને પાત્ર છે. સ્ત્રી પ્રત્યે કેટલાક દયા બતાવી કહે છે કે જ્યારે તેનો ધણી મરી જાય, ત્યારે તેનાં બાળ બચ્ચાંઓનું અને તેનું કોણ ભરણ પોષણ કરે? માટે તેણે ફરી વખત લગ્ન કરવાં વ્યાજબી છે. આ મહાશય કંઇ કેફ કરીને આવ્યા હોય એવું જણાય છે. જો વિચાર કરે તો હમણાંજ ભુલ માલુમ પડશે. પુરૂષે સ્ત્રી કરી તો પોતાના મરી ગયા પછી બીજાને જવા માટે નહિં; પરંતુ પોતાનાં બાળ બચ્ચાંઓને સાચવવા માટે અને પોતાનું ગૃહ બંધન ન થાય અને દુનીયા અપકીર્તીના રૂપમાં ન લાવી મુકે, તથા પાછળ સર્વત્ર મીલકતનો ભોગવટો કરી, સંતાનને માટે સર્વ સુરક્ષિત રાખી થોડા સમયમાં પાછું ગૃહ પુત્ર વધુનાં પગલાંથી જેવું પોતાની હયાતિમાં હતું તેવુ ને તેવું શોભાવી આપે આ એની મૂળ આકાંક્ષા આવી હતી. જે સ્ત્રીને કંઇ સંતાન ન હોય અને પતીની પાછળ શોક પાળી કાયમ ખાતે ન બેસી રહેવાય તેમ હોય અને વખતે આબરૂપર પાણી ફરી વળવાનો વખત આવે તો તેણે અવશ્ય લગ્ન કરી નાખવાં આનાથી દોષ ગણાશે નહિં. કારણ કે મરનાર પોતે નિષ્કલંક રહ્યો, તેને માટે પોતાને ભાગ્યવંત સમજશે. વળી જે પુરૂષ પાછળ સંતાન મુકી મરી ગયો હોય, તેવા પતિની સ્ત્રીએ તો જરૂર પોતાના

પેટના પોટાને પાળવા જોઇએ. જે માતા પોતાના સંતાનોને નહિં પાળતાં પક્ષીની માફક ઉડીને બીજે ઠેકાણે ચાલી જાય, એ તો બહુજ ધિક્કારને પાત્ર છે. જેવી રીતે પુરૂષ આખા કુટુંબનું ભરણ પોશણ કરતો, તેમ સ્ત્રીએ પતિ મરી ગયા પછી જાણે પોતે ગૃહનો સ્વામી છે, એમ સમજી ગમે એવી મજુરી કરી, પોતાનાં બચ્ચાંઓને નિભાવવાં જોઇએ. પણ પતી મરી ગયા પછી માત્ર પશુવૃત્તિની ઇચ્છાએ પુનઃ લગ્ન કરવું એતો પશુ પક્ષીઓને પણ હસવા જેવું છે. કદાચને તમે એમ કહેશો કે પુરૂષોને બે ત્રણ વખત લગ્ન કરવાં અને સ્ત્રીને શા માટે નહિં? તો એનો રસ્તો બહુ અલગ છે. સ્ત્રીને જેટલું શીયળ-પતિવ્રતાપણું કિંમતી છે, એટલું કિંમતી પુરૂષને નથી હોતું પુરૂષને સ્ત્રી મરી ગયા પછી ઘરને તાળું માર્યા જેવું થાય છે. માટે મીજમાનના સન્માનાર્થે, પાછળ બાળબચ્ચાંઓ હોય તો તેના રક્ષણ માટે અને ન હોય તો વંશ વૃક્ષ અનામત રાખવા સારૂ પુરૂષને ફરી ફરી વખત લગ્ન કરવાનો શાસ્ત્રોઓએ અને વડિલોએ હુકમ ફરેલો છે. તેથી દંપતિ પોત પોતાના નિતી નિયમોને માન આપી આ સંસારમાં જીવન ગાળે તો તેને કોણ નિંદે તેમ છે?

---

# હિંદની પૂર્વ સ્થિતિ.

આપણો હિંદ સમગ્ર સૃષ્ટિમાં સૌ પહેલાં સમૃધ્ધિવાન અને જ્ઞાની બનેલો છે. ભૂમી ફળદ્રુપ અને રસાળ છે. લોકો વિવેકી અને દાના છે; પરતું તેની અધોગતિ કેમ થઇ? તેનાં થોડાં ઘણાં કારણો હું તમને જણાવું છું બકલ્સ સાહેબ પોતાના ઈંગ્લાંડના ઉન્નતિના ઇતિહાસમાં જણાવે છે. કે, જે દેશ પહેલાં સમૃદ્ધિવાન બન્યો, એજ દેશ સુધારા પર આવી શકયો છે. હિંદમાં જો જમીન ફળદ્રુપ અને કાંપવાળી હતી તો દ્રવ્ય સંચયથી સુધરી શકયો.

હિંદના જંગલી ઉજડ પ્રદેશમાં મોગલીઅન અને તાતેરીયન ટોળીઓએ જ્યારે પોતાનો ઉજડ પ્રદેશ છોડી ચીન, હિંદુસ્તાન અને ઇરાનમાં રાજ્ય સ્થાપી, ધન સંગ્રહ કર્યો; ત્યારેજ તેઓએ સુધારાપર આવી ઘણુંજ જ્ઞાન સંપાદાન કર્યું છે. નવાં રાજ્યો સ્થાપી, નવા શહેરો બનાવી, શાળાઓ બાંધી, પુસ્તકો રચી પોતાનું જીવન ઉત્તમ બનાવ્યું છે. આરબ લોક પણ પોતાના દેશની શુષ્ક જમીનને લઇને બિલકુલ સુધરવા પામ્યા ન હતા, પણ તેઓએ જ્યારે સાતમા સૈકામાં ઇરાન જીત્યું, આઠમાં સ્પેનનો ઉત્તમ ભાગ અને નવમા સૈકામાં પંજાબ તથા આખો હિદુસ્તાન જીતી લીધો; ત્યારથીજ તેઓ બદલાય ગયા છે. માટે ધન એજ સુધારાનું મુળ છે. આજથી ત્રણ હજાર વર્ષના લેખો તપાસીએ છીએ, ત્યારે હિંદ અત્યંત સુધારાના શીખર પર હતું અને આજે જેવો યૂરોપ છે, એનાથી પણ વધારે કળા કૌશલ્યમાં હિંદ હશે! એમ સાબિતી મળે છે. હિંદમાં જ્ઞાનનો ફેલાવો થયાનું એક સબળ કારણ બર્નિયર સાહેબ જણાવે છે કે, હિંદમાં ગરમ હવા પાણી હોવાથી લોકોને કાર્બન કરતાં જેમાં પ્રાણ વાયુ વિશેષ હોય, એવો ખોરાક લેવો પડે છે; એટલે એને કાર્બનવાળાં માંસ, ચરબી, મદીરા વિગેરે વાપરવાની ઓછી અગત્ય જણાય છે. આ તેના શુદ્ધ ખોરાકને લઇ તેઓ આધ્યાત્મિક વિદ્યામાં આગળ છે.

હવા પાણી અને શુદ્ધ ખોરાકના પ્રમાણમાં હિંદમાં કર્મકારો વધી પડયા છે, એથી તેઓએ કમાઇ કમાઇને બીજાઓનાં ઘર ભર્યાં છે. જેઓ પૈસો ઉત્પન્ન કરે છે, તેને થોડું ઘણું ઉપર ચોટીયું મળે છે. અને કેટલાક મજુરોને તો રોટલા સિવાય કાંઇ નથી મળતું! તેઓ બિચારા પૈસા વગર કંઇ સારો ધંધો નથી કરી શકતા તેથી ધનવાનોના કાર્યમાં રગ દોડાવું પડે છે, માટે તેઓ શેર લાવીને શેર ખાવું એવા થઇ ગયા છે. એથી તેઓની 'ગુલામ' એવી મોટી શાખ પડી ગઇ છે. ધનવાન લોકો તેને નીચ, ગુલામ અને શુદ્ર કહીને

બોલાવે છે. આથી અજ્ઞાનમાં ડુબેલા આંધળા અધીકારીઓના કબજામાં રહી, નમ્રપણે અને લજ્જા કારક વૃત્તિથી જાતેજ ગુલામીમાં જોડાવું પડે છે. તેઓને એમ નહિં ખબર હોય કે, દેશની પાયમાલી એ પોતાના સ્વદેશ ભ્રાતાઓના તિરસ્કારમાંથી જન્મ પામે છે. પોતાના ભાઇઓને પગ ભર ન થવા દેવાથી અને ધનની વ્યવસ્થા સારી રીતે ન કરવાથી, તથા સત્તાનો ગેરઉપયોગ કરવાથી, દેશની જાહોજલાલી પર પાણી ફરી જાય છે. હિંદમાં મહેનતુ વર્ગો પ્રાકૃતિક નિયમોને લઇને દારિદ્રતામાં ડુબ્યા છે અને બરાબર તપાસ કરીએ તો તેઓ હજુ પણ નિકળવા પામ્યા નથી, તેઓની દાસ્ય એતો સ્વભાવિક સ્થિતિ થઇ ગઇ છે. કર્મકારોમાં ઘણા એક બળવાન છે, પોતાના દેશના કારીગરોને વશ રાખી શકે એવા છે, વળી તેનામાં ધનનો પણ અનહદ સંગ્રહ થયેલો છે; પરંતુ શા કારણથી ઉન્નતિમાં આવતા નથી એ કંઇ કહી શકાતું નથી. હું કહું છું કે, ધનનો સંગ્રહ થયા પછી જો કર્મકારો ન જાહોજલાલીમાં આવ્યા હોય તો માત્ર હિંદના મજુરોજ.

હિંદમાં ખોરાક ઘણો નિપજે છે પણ ખોરાક નિપજાવનારને પાછળ ફોતરાં રહે છે. કર, વારા, વેઠ વિગેરેથી પ્રજા રાડો પાડી રહી છે. એથી તેઓ કશી ગણત્રીમાં નથી રહ્યા જાણે કેમ તેઓનું કામકાજ મજુરી કરવાનું હોય ! તેઓને તો કશો અધિકારજ નહિં. આવા દાખલાઓ ઘણાં પુસ્તકોમાંથી મળી આવે છે. આવું આવું કષ્ટ પડયા છતાં,તેઓ કોઇની આગળ ફરિયાદે જાયતો તેને ચાબુખના માર પડે. ગુન્હેગાર ઠરાવી જેલમાં મોકલે, એનાથી તેઓ અમીર વર્ગ કે તવંગર લોકોની સામા થઇ ન્યાય નથી મેળવી શકયા, હિંદમાં ઘણી વખત ઉથલ પાથલો થઇ છે. રાજાઓ વચ્ચે હજારો લડાઇઓ જાગી છે. અમીર વર્ગમાં અને જુદા જુદા વંશના રાજાઓમાં વિગ્રહો શરૂ થઇ, રાજ્યતંત્રપર, તખ્તપર અને મનુષ્યોમાં બહુજ ફેરફારો થયા છે; પણ સામાન્ય વર્ગ પહેલેથીજ ગુલામ તરીકે મનાતો આવ્યો હોવાથી તેઓમાં કોઇ જાતનું પરિવર્ત્તન થયું નથી. વળી તેઓમાં એક બીજી ઘેલછા છે. તેઓ મનુષ્યથી થતાં દુઃખો ન નિવારી શકાય એથી કુદરત તરફથી મળતાં દુઃખો નિવારવાને આપણે શક્તિમાનજ નથી એમ લવારી કર્યા કરે છે. એજ તેની પાયમાલીનાં સબળ કારણો મોજુદ છે. ઝાઝો ભાગ ગરીબનો હોવાથી મારામારીનો અને લુટફાટનો ભય તવંગરોનેજ હતો, જ્યારે તવંગરને ઘેર ધાડ આવતી ત્યારે ગરીબો પોતાના ઘરમાં ઠેકડા મારી રાજી થતા; પરંતુ મદદે જતાં નહિં કારણ કે, તેઓને બહુજ સતાવ્યા હતા તેમ પોતાનું ધન લઇ જશે એવો તેને ડર પણ ન હતો.

મારા સમજવા પ્રમાણે જો ગરીબો તરફ તવંગર લોકોએ દ્રવ્યનો બરાબર ઉપયોગ થાય એવો ક્રમ ગોઠવી આપ્યો હોત તો બધા સરખા વૈભવશાળી બની રહેત એથી જ્યારે લુટારા ધાડ લઇ આવત; એટલે બધાને સામા થવાની જરૂર પડતે કારણ કે, બધા ધનવાન હોવાથી સૌ સૌને ભય હતો; માટે બળનો સમુહ કરી લુટારાને હાંકી કાઢતે. આતો તેમ હતું નહિં, ગમે તેમ કરી ગરીબો પાસેથી ઓછે પૈસે કામ કરાવી, પોતાની સત્તા અને જાહોજલાલી જગતને દરસાવી આપવાનાં હતાં. વળી એ વિષે બકલ સાહેબ એક બીજો દાખલો આપે છે કે હિંદમાં તો શું પણ આવો ગરીબોને ગુંગળાવી નાખનારો કાયદો ઇજીપ્તમાં પણ હતો. ત્યાંના લોકોની પાસે ઓછી મજુરીએ કામ કરાવી અને ભવ્ય મકાનો થોડા ખર્ચે બંધાવી લેતા હતા. કે જે મકાનની પ્રશંષા આખા વિશ્વમાં થતી આવે છે. ઇજીપ્તમાં એક વખત બે હજાર માણસ મિનારો બાંધવા માટે ત્રણ વર્ષ સુધી, માત્ર એકજ પત્થર લઇ જવામાં એલિફેન્ટાઇનથી તે સૈસ સુધી રોકાયાં અને એમાં ત્રણ લાખ ૬૦ હજાર માણસો વિસ વર્ષ સુધી કામે લાગ્યાં હતાં.

તેમજ અમેરિકામાં મેકિસકો અને પીરૂના લોકોએ પણ ઇજીપ્તની જેમ લોકોની ગરીબાઇ પર ધ્યાન નહિં આપતાં ઓછી મજુરીએ ભવ્ય મકાનો બંધાવી લીધાં છે. પીરૂમાં રાજ મહેલ બાંધવામાં ૫૦ વર્ષ સુધી ૨૦,૦૦૦ માણસો રોકાયાં હતાં. વળી એશીયાના હિંદમાં એક રાજાએ પોતાની બેગમની યાદગિરી માટે તેના પર સુંદર મકાન ચણાવ્યું છે, અને નજરો નજર જોનાર બર્નિયર, સાહેબ લખે છે કે તે મકાન સને ૧૬૩૦ તે, ૧૬૪૮ સુધી ચણાયું હતું. અને અઢાર વર્ષ સુધી વીસ હજાર માણસો રોજ કામે લાગતાં.

બકલ સાહેબનું એમ કહેવુ છે કે, મિસરની પિરામીડ, હિંદનો તાજમહાલ અને પીરૂનો રંગ મહેલ બાંધવામાં મજુરોનાં ગળા રેંસાયાં હોય અને પછી ખોટા ખર્ચમાં ખપી. જે માણસો એમ શેખી મારતા હોય કે એ મકાનો અમારા દેશની જાહોજલાલી છે અને હુન્નર ઉદ્યોગના પુરાવા છે. તો એ મૂર્ખતા જો મજુરને યોગ્ય બદલો આપ્યો હોય તો આવાં ભવ્ય મકાનો બની શકેજ નહિં. આવી રીતે ગરીબોને જુલમથી કામે લગાડવાથી તેઓની સ્થિતિ સારી થઇ શકી નથી; એથી સમજો તો દેશને ભારે નુકશાન થયું છે. પારકા ઉપર ગુલામી વૃત્તિ રાખવાથી તેઓની એ બુદ્ધિ પોતાના બાળ બચ્ચાંઓ અને ખાસ પોતાની સ્ત્રીઓ પર પણ તેણે અજમાવી છે સ્ત્રી ગણાય ઘરની દેવી પણ તેનું માન નોકરથી હલકું છે. કહેવત છે કે, ક્રુરતાને આધારે સંપાદાન કરેલી સમૃદ્ધિ અને સત્તા ક્રુરતાથીજ ભોગવી શકાય છે. દ્રવ્યવાન લોકો ગરીબોની સામે જોઇ રહે, મનમાં વિચાર કરે, કે આ બિચારૂં પ્રાણી કેવું

રીબાય છે, પણ ખીસામાંથી આધી કાઢતાં અઢાર કલાક વિચાર કરે, ઘેરે આવે તો સુકી રોટલી પણ ન આપે, ગરીબોને સતાવી, મંજુરોને કામ કરાવી પુરતા પૈસા આપવા એવી રીતે ધનનો સંગ્રહી કરી, સુંદર હવેલીઓમાં રહેનારા વિચિત્ર કારીગરીવાળાં વાસણો અને ભભકાદાર ચિત્રવાળાં દિવાનખાનામાં કિંમતી પોશાકની સાથે હીરા માણેકથી દેહને શોભાવી, કદાચને આરામ ખુરશી પર જામતા હોય તો એથી શું થયુ? તેઓની લક્ષ્મી આવે રસ્તે ભેગી થયેલી હોવાથીજ જો વિચારીએ તો ચોર લુટારા અને જુલમી રાજાઓએ ખુંચવી લીધી છે.

ગરીબ લોકોને બને વાતે દુઃખ હતુ, ધનાઢ્ય લોકો મદદ કરે નહિં તેમ બીજો ધંધો કરવા દે નહિં. બાપનો ધંધો દિકરાથી બદલી શકાયજ નહિં. કુંભાર તો બસ માટીજ ચુથ્યા કરે!

જ્યાં આવી સ્થિતિ હોય, ત્યાં સ્વતંત્રતાના વિચારો કયાંથીજ જન્મ પામે? કદાચને કોઇ બહાર પડે તો ઉમરાવ વર્ગ અને ધર્મ ગુરૂઓ તેને ઉથલાવીજ પાડે. રાજા લોકો પાસે તેઓનેજ માન હતું. સારા હોદા સારી જમીનો તે લોકોએજ પચાવી પાડી હતી. ગરીબોને કહો તો એક સારૂં જાળું જપટુ પણ ભાગ્યમાં ન હતું. તેઓની એવી તો કનીષ્ટ સ્થિતિ હતી કે, સારૂં કપડું પણ પહેરાય નહિં; એ ચાલ હજુ પણ મોજુદ છે. વળી સ્ત્રી કરવી એની પણ રજા લેવી પડતી. કયો પોશાક પહેરવો, કયો ધંધો કરવો, કયે ગામ રહેવા જવું; એ બધુ પુછીનેજ થતું. પછી દેશ પાયમાલ ન થાય અને જાય કયાં?

ઈંગ્લાંડમાં પણ આવીજ રીતે પહેલાં અંધેર ચાલતું હતું. ત્રીજા જ્યોર્જના વખતમાં સુરક્ષિત ધારા ધોરણો અને વ્યાપારો તુટી ગયા હતા. રોમન કેથોલીક અને પ્રોટેસ્ટંટ ધર્મ વિષે લાખો વાર રમખાણો થયાં હતા અને અદ્યાપિ પર્યંત ઉંદર અને બિલાડીના જેવોજ સ્નેહ નિભે જાય છે. તેનામા હિંદની પૂર્વ સ્થિતિના કરતાંએ દેવ દેહરાંને સારૂં માન આપવામાં આવતું અને ત્યાં સુધી ખોટા વ્હેમો અને ખોટી અસરો જામી ગઇ હતી કે જેની ગણત્રી કરીએ તો બીજો હિમાલય ઉભો થઇ જાય; પરંતુ જ્યારે તેનામાંથી ખોટા વિચારો અને ગરીબ લોકોની ગરીબાઇ કચડી તે પર ધ્યાન પૂર્વક વિચાર ચલાવવામાં આવ્યો. ત્યારથીજ તેઓ જાહોજલાલીમાં આવતા ગયા છે. હજુએ ઘણીજ કલ્પીત વાતો છે પણ હિંદના કરતાં થોડી છે. હેરોડોટસ અને વિલ્કિન્સ કહે છે કે, હિંદ અને ઇજીપ્ત તથા પીરૂ અને મેક્સિકોના લોકો જુના રિવાજનું રક્ષણ કરે છે; પરંતુ નવા રિવાજો દાખલ કરતા નથી; એથી નીચલા વર્ગના લોકોને બહુજ ભોગવવું પડે છે. આંહી બેજ વર્ગો જોવામાં આવે છે. તવંગર અને ગરીબ, લોકો આવી રીતે દરજ્જાની અસમાનતાથી એટલે ગેરવર્તણુકથી

સત્તાધીશ થઇ પડ્યા. આથી એજ દેશમાં સહુ પહેલાં જ્ઞાનોદય થયો; પણ સામાન્ય લોકોને આમ ભૂલવણીમાં નાખવાથી દેશને કંઇ લાભ થયો નહિં અને સુધારાનું મૂળ નબળું પડવાથી જે તવંગર લોકોમાં જ્ઞાન હતું એ પણ રવાના થઇ ગયું. જ્યારે પરદેશી રાજાઓ લડાઇ કરવાને ચડી આવ્યા, ત્યારે સર્વત્ર સુધારો નાશ પામ્યો. લોકોમાં સંપ ન હોવાથી અને ગરીબ લોકો હતાશ હોવાથી દેશના રક્ષણમાં ભાગ ન લઇ શક્યા. આથી પરદેશીઓ ફાવી ગયા; તેથી સુધારો અને જુનાં રાજ્યો છિન્ન ભિન્ન થતાં દેશની બહુજ દુર્દશા થઇ. તેનાં ફળ બંધુઓ ! આજ દિવસ સુધી ભોગવવાં પડે છે અને હજુ કેટલાંક ભોગવવાં હશે એનો અનુભવ કરો ?

યૂરોપ ખંડમાં કુદરતની સામે થવામાં ભારે સામર્થ્ય છે. તેઓ પોતાની ઉન્નતિ ખીલવવા માટે નહેરો ખોદી, પર્વતો તોડી, જંગલો કાપી, દરિયામાં ટેકરાઓ તોડી પાડી રસ્તો સુગમ કરે છે. એથીજ સાર્વભૌમપર સામ્રાજ્ય ભોગવે છે. કળા કૌશલ્યતામાં એકા છે. તેઓ અગાઉના વ્હેમોને હાલના જમાનામાં હાંકી કહાડે છે. પરાધિનતાને ધિક્કારે છે. કેળવાયલ માણસ તરફ સ્નેહભાવ રાખી, અજ્ઞાનને સતાવે છે. એટલે બધાને સુધરવાની ફરમાશ પડે છે. આંહી તો સુધરેલા સામે કોપ અને બીન કેળવાયલ સામે દયા બતાવવામાં આવે છે અને ત્યાં સુધી કહેવામાં આવે છે કે, બિચારો ગરીબ છે કંઇ આપો ! આપો ! એટલે આમ મહેનત વગર મળતું હોય તે શા માટે મજુરી કરે ? હુન્નરશાળી બની શી રીતે પોતાના દેશને પગ ભર કરી શકે ?

વળી ભારતને પાયમાલી કેમ લાગુ પડી એ વિશે બીજો દાખલો એ છે કે જે માણસો કુદરતની રચનાઓ જોઇ આશ્ચર્ય પામે, મોઢામાં આંગળીઓ ધાલે, તે માણસ પોતાની શક્તિને નરમ પાડે છે અને પોતાને તુચ્છ સમજી હું કંઇ ન કરી શકું ! તારી ગતિ અકળ છે એમ કહી હર વખત કુદરતની સામે નિશ્વાસ નાખે છે. તેઓને છેવટ ભાગ્યમાં પણ એજ રહે છે. જે દિશા તરફ જુએ ત્યાં પણ કુદરત બેઠી હોવાથી તેને અસંખ્ય અડચણો નજર આગળ તરવરી રહે છે. આ પ્રમાણે તેની મનની શક્તિઓ કુદરતની પ્રૌઢ રચનાને જોઇ નરમ પડી જાય છે તેથી તે રચના જાણવાનું બારીક રહસ્ય તેનામાં નથી આવતું. જે દેશમાં આવા નીર્માલ્યપણાના વિચારો અને વ્હેમો હોય, ત્યાં ધર્મગુરૂઓ ફાવી જાય છે અને પોતે ન જોએલાં હોય; પણ ધન કઢાવવાની લાલચે કુદરતની સત્તાનાં વધારે વખાણો કરી, અદૃશ્ય બિનાઓમાં ગાળી દેછે; એટલે લોકો ભયમાં રહી ધર્મ ગુરનાં તળીયાં ચાટી જાણે ભયમાંથી મુક્ત થાશું એમ સમજી હસતા હસતા બહાર આવે છે. આનાથી તેઓને કુદરતી

કારણો શોધવાને બદલે દેવતાઇ કારણો શોધવાની ટેવ પડી જાય છે. યૂરોપ ખંડમાં મરકીને પહેલાં દેવી તરીકે માનતા અને એ વિચાર બહુજ લાંબો કાળ ચાલેલો! જ્યારે વૈદ્યક શાસ્ત્રોને આધારે એના ઉપર અખતરો કરવામાં આવ્યો; ત્યારેજ સમજાયું કે આ એક આપણો વ્હેમ છે. રોગને દવાથી હટાવો પણ દેવતાઇ કહી નાસભાગ ન કરો. જેઓ ઝીણી અને જાડી એ બને બાબતમાં વિચાર કરી તર્ક શક્તિ દોડાવે છે, તેઓજ ખરેખર પોતાના પરથી આફત નિવારી શકે છે. માથે પથ્થર પડું પડું થઇ રહ્યો હોય અને કુદરત કરે તે ખરૂં, એમ બોલી બેસી રહીએ તો એ પથ્થર સગો ન થતો હોય કે તમને બચાવે. માત્ર ઉઠીને ઉભા થાઓ તોજ બચી શકો તેમ છો. જ્યાં કુદરતપર વલણ રાખવાની ટેવ બંધાઇ ગઇ હોય ત્યાં કલ્પના શક્તિ વધે છે; પણ કુદરતને તાબે કરી કામે લગાડવાની બુદ્ધિ આવતી નથી. જ્યાં કુદરતી દેખાવો વધારે હોય ત્યાં એવું કલ્પનામય વાતાવરણ બંધાય એ અતીશયોક્તિ ભર્યું ગણાશે નહિ. જુઓ તો હિંદુ શાસ્ત્રો કવિત્વ શક્તિપર રચાયાં છે. કેમકે કવિત્વ શક્તિએ કલ્પનાઓનો મહાસાગર છે. બધાં કાવ્યો કાવ્ય શાસ્ત્રના નિયમ પ્રમાણે બંધાયાં છે. તેથી અત્યંત માન આપવા લાયક છે અને એમાં વળી કાવ્ય શાસ્ત્ર તો એવી રીતે સંપૂર્ણ કેળવાયું છે કે ન હો સારી આલમમાં!

કલ્પના શક્તિના પ્રભાવથી લોક દરેક પુસ્તકોમાં રહેલાં પદનો ગમે તે રીતે કરડી મરડીને અર્થ કરે છે, એથી પૂર્વ યુગોને માટે આદરભાવ ઉત્પન્ન થવાથી નવો યુગ સુધરી શકતો નથી. જ્યારે મનુષ્યમાં સત્યભાવના પ્રગટ થઇ, વર્તમાન કાળપર પૂજ્ય બુધ્ધિ જામી રહેશે ત્યારેજ સારો અવસર જોઇ શકાશે. આગમનો વખત સારો હતો હાલ જમાનો ખરાબ આવ્યો છે. આવું બોલનાર માણસ નક્કી કાદંબરી પીને આવ્યો છે, જો તેણે બરાબર વિચાર કર્યો હોય તોજ તેને માલુમ પડે કે જેવી રીતે સત્ય ધર્મની સાબીતી માટે ધર્મ ગ્રંથો રચાયા તેમ હરામ ખોરોની હરામખોરી બહાર પાડવા સારૂ ખરાબ વાતોના સંગ્રહો ગોઠવવામાં આવ્યા હોત તો માલુમ પડતે કે કૃતયુગ સારો કે કલીયુગ?

હાલનાં મનુષ્યો એમ કહે છે કે પૂર્વે મનુષ્યો પરોપકારી અને સાદા હતા, લાંબુ આયુષ્ય ભોગવતા, દેવો મદદે આવતા, પરમાત્મા સન્મુખ વાત કરતા, મનુષ્યોમાં અધર્મ ન હતો. આવી રીતે જગતને બનાવી, આ ચાલુ ઉમદા જમાનાને ખરાબ કહી ચાલ્યો જવા દે છે; પરંતુ જો આવું બોલનાર ધર્મ પુસ્તકો વાંચતા હોય તોજ માલુમ પડે કે રામાયણમાં, મહાભારતમાં અને ભાગવતમાં કેવી રીતે ભાઇભાઇઓમાં હરામખોરી કર્યાની સાબતીઓ મળી આવે છે. ભાઇ! સારૂં અને નરસું સાથેજ હોય છે. નરસું આપણાથી સારૂં થાય છે. શ્રી કૃષ્ણ ભગવાનના અરસામાં

જમાનો કેવો હોવો જોઇએ કે જ્યાં પુરણ પુરૂશોત્તમ બિરાજતા હતા; તેજ વખતમાં લડાઇઓ અને કુટુંબકલહો જાગ્યા ખુદ પરમાત્માનાજ કેટલાક વૈરી થયા અને વિદેશમાં તપાસો તો પણ એમજ બન્યું છે. ઇસુ ભગવાનને યાહુદી લોકોએ વધ સ્તંભપર પ્રાણ ત્યાગ કરાવ્યો હતો; માટે સારૂં અને નરસું સાથેજ હોય છે પણ સુધારવું એ આપણું કામ. પૂર્વના મનુષ્યો ભલે લાંબુ આયુષ્ય ભોગવતા, એ ભલે પરોપકારી અને સત્યવાદી હતા, દેવોને બોલાવતા, પરમાત્મા સાથે વાતો કરતા; પરંતુ તમારી શક્તિના પ્રમાણમાં તમે કામ કરો. એ લોકો પ્રભાવશાળી હતા તેથી તમારે બેસી રહેવું એતો ઉલટું પ્રભાવશાળીને બટો લગાડવા જેવું છે અને બીજા લોકો નક્કી એમજ કહે કે જુઓ ફલાણાનાં સંતાનો આવાં નિર્માલ્ય બની ગયાં અને તેના ભૃષ્ટ થયેલાં આ સંતાનો છે. આપણામાં પ્રાચીન કાયમને માટે કાળજી અને ચાલુ જમાના પ્રત્યે બેદરકારી જણાવવામાં આવે છે, એજ પાયમાલી છે એજ અચ્છી બદ શીકલ છે.

હિંદમાં કુદસ્તી સ્વરૂપ વધારે છે એટલે લોકો નિરૂત્સાહી બનતા જાય છે. આકાશને ટેકો દઇને ઉભા હોય એવા અગણીત પહાડો છે. એવી તો મોટી નદીઓ વહે છે કે જેને સાગરની ઉપમાં અપાય છે. દેશની આસપાસ ભયંકર નિર્જળ લાંબા રણો છે; તથા બીજી બાજુ મોટા સમુદ્રો છે. તેથી ભય પામી અગણીત લોકોના અભિપ્રાયે કુદરતથી ડરી જઇ, ધર્મ ગ્રંથોમાં એવું લખી માર્યું છે કે વિદેશમાં જવું એ પાપ છે. આમ ન બનતાં સાધુતા ગ્રહણ કરી લીધી. નહિંતર જુઓને ગંગાના પ્રબળ પ્રવાહથી તે ઠેઠ કન્યા કુમારી સુધી લાંબા રસ્તામાં જ્યાં વધારે આશ્રયની જરૂર જણાય છે, તે સ્થળે પણ સહીસલામત ભર્યું આશ્રય લેવા જેવું એકે બંદર નથી. વળી પોતાનાથી ન બંધાય માટે નહિ બને નહિ બને! એમ કહી બાંધનારાઓને પણ હતાશ કરે છે. લોકોમાં કુદરતી દેખાવો નીહાળી રમણીય રસ્તાઓ જોઇ, નિરૂદ્યમી થવાનું વાતારણ ફેલાયું હોવાથી જ્યાં ત્યાં માણસો ટોળે વળે છે, આજ તેઓના સમયની ગેરૂપયોગતા છે અને તેને લઇનેજ નદીઓ, પહાડ અને જમીનના ગુણદોષથી થતા બનાવોને દેવતાઇ સમજી બેઠા છે.

ગ્રીક, ઇગ્લાંડ, અમેરીકા વિગેરે દેશ અને ખંડોના લોકો મનુષ્ય તરફ આદરભાવ અને તેની કૃતીઓને વખાણતા હતા, ત્યારે હિંદીઓ મનુષ્ય કાર્યને હલકું ગણી ઇશ્વરી કાર્યને વખાણતા હતા તેને બાંગ્યેજ ખબર હશે કે કુદરતથી ન બની શકે એવો શ્વેતબિંદુ રામેશ્વરથી તે ઠેઠ ચારસો ગાઉનો દરિયો પશુઓએ બાંધ્યો હતો. આપણા લોકો વાંચે છે, સાંભળે છે; પણ યાદ નથી રાખતાં એજ અફસોસ પામવા જેવું છે.

વિદેશી લોકો કુદરતી બનાવોને બરાબર ઓળખી જઇ તેનાથી બચવાનો ઉપાય રચે છે, તો આબાદ ફાવી જાય છે. તેઓનામાં એક મહાન તત્વ રહેલું છે. તેઓ એમ સમજે કે ફલાણા દેશમાં ફલાણી વસ્તુ વખણાય છે તો તેના જેવીજ આબાદ બનાવી આપે છે અને તે કર્યેજ છુટકો, કદાચને ન બની શકે તો એ પ્રખ્યાત થયેલી વસ્તુઓપર અસંખ્ય દોષો ઢોળી પાડી એકદમ નાલાયકના રૂપમાં બહાર પાડે છે. જેમકે હિંદમાં તાજમહાલ કે બીજું દેવાલયો આદિક મસજીદો એવી તો ભવ્ય છે કે જેની બરોબરી સમગ્ર ભૂમંડળમાં ન થઇ શકે! તો તેણે શું અડાવી માર્યું કે એ બધી વસ્તુઓ દેશની પાયમાલીની વસ્તુઓ છે અને એમાંથી કોઇ માણસ પોતાની જાહોજલાલી અને દેશની બળબુધ્ધી સાબીત કરતો હોય તો તેને મુર્ખમાં ગણી કાઢવો પણ તેઓ નહી સમજતા હોય કે હિંદ બળ બુદ્ધિ અને કારીગરીનો અછો નીશાણીઓ છે. દેશની હાલની સ્થિતિ સરખાવતાં પૂર્વની સ્થિતિ બહુજ સમૃદ્ધિવાન હતી, અને દુર્બળ લોકો ભુખ્યા સુઇ રહેતા તેને રોજીનો ખોરાકી આપવાની એક તરકીબ હતી, પૂર્વનારાજાઓની જાહોજલાલી અને અમારો દિવ્ય દેશ કે જે હાલ નિદ્રામાં છે તેની અગાઉના બુધ્ધિ બળની સાબિત માટે તાજમહાલએ દિવો છે. તેને અમે કેમ ન માન આપીએ?

વળી તે કહે છે કે આવાં મકાનો ચણાતી વખતે ગરીબોને બહુજ ઓછો મુસારો આપવામાં આવતો અને ગરીબોમાં વધારે ગરીબી પ્રસરે એટલા માટે આમ થતું. તો જે વખતે તાજમહાલ ચણાતો હતો તેજ અરસામાં યુરોપમાં રહેલા આર્યલાંડમાં મજુરોને દરરોજ ચાર પેન્સ મળતા હતા અને બીજે દિવસે મળશે કે કેમ એનો પણ વાંધો હતો તો તમે કેમ મજુરોની સામું ધ્યાન ન આપ્યું? તમે કેમ મજુરોને એકેકો પોંડ ન આપી દીધો? એ તો સમયના પ્રમાણમાં મજુરોની મજુરી અને માલના ભાવો વિગેરે બદલી શકાય છે. એનો કોણ હરિશ્ચંદ્રનો અવતાર છે? કે દેશમાં બાર આના મજુરીનો ભાવ ચાલતો હોય અને પાંચ રૂપિયા આપી દે! જે વખતે જે ભાવ ચાલતો હોય, એનાથી તો વધારે પરમાત્મા પણ નથી આપી શકતો. એટલે એ વાતને નાપસંદ કરી હાલના જેવી એ વખતે મજુરી ન અપાતી એટલે એ વખતના મકાન બંધાવનારને દોષ ઓઢાડી દેવો અને કહેવું કે આવા ઓછે ખરચે બંધાયલાં ચમત્કારી મકાનો, દેશની પૂર્વે કેવી અધમ સ્થિતિ હતી, તેને માટે બસ પુરતી સાબિતી છે. વાહરે મારા વિદેશીઓ.

વળી તેઓએ કવીઓના જન્મ મરણના ગોટાળા કરી પ્રવીણ કવીઓને લુચ્ચા અને ચોરાટીયા ગણી લીધા છે, જેનો એક એક શબ્દ અમુલ્ય છે, જ્યારે તેનો અર્થ ન માલુમ પડે ત્યારે બીજા પાસે જાણવાની જરૂર

છે; પણ પોતાને અર્થ ન સુજે ત્યારે ગ્રંથને વખોડી કર્તાની મહેનતને સળગાવવી નહિં જોઇએ, જેઓ લખી ગયા છે અને જેણે નજરે નજર અનુભવ્યું છે તે ખોટા અને મુળ વતનીથી બહુમાં બહુ પછવાડે આવેલા શી રીતે વાતને ખોટી કરી બતાવે છે, એનું રહસ્ય કંઇ સમજાતું નથી. જો તેઓ સમજાવશે તો ઉપકાર થશે.

મારૂં એમ નથી કહેવું કે એમાં અતીશ્યોક્તિ નહિ હોય પણ બધી વાતો તો ખોટી ન હોઇ શકે, સમજો કે ભોજના વખતમાં કાલીદાસ થયો અને એણે પોતાની આત્મ શ્લાઘા બહાર ન પાડવા બાબતે નામ, ઠામ અને સંવત ન આપ્યો હોય તો એ ભોજના વખતમાં નથી થયો એ શું શાબિતી? કદાચને એના જેવોજ બીજો કાળીદાસ કોઇ બીજા વિક્રમ કે સહર્ષ રાજાના સમયમાં થયો હોય તો આ ભોજના વખતનો કાલીદાસ ખોટો એમ શી રીતે કહી શકે છે? શું! કાળીદાસ નામનો બીજો કવિ ન હોઇ શકે? તો ઈંગ્લાંડની ગાદીએ પાંચમા જયોર્જ અને સાતમા એડવર્ડ શી રીતે ગણાય? ખરેખર આ બાબતમાં તેઓનાં કટાક્ષ છે. અદેખાઇ છે. એ દેશના કવિઓ અને કારીગરો કેમ ચડતીનાં ચિન્હો તરીકે ગણાય? આજ તેની ઇર્ષાળુ મગજની તર્ક શક્તિઓ છે.

આપણો દેશ પાયમાલ થયો એનાં દૃષ્ટાંતો મેં પ્રથમમાં આપ્યા છે, એ ઉપરથી સમજી લેવાનું છે. વળી દૈવ! દૈવ! કરી બેસી રહે છે એ પણ ઉદાહરણો સાચાં છે. કુદરત શક્તિઓની સામે થઇ કાર્ય આરંભવું એ પણ એનામાં શકિત નથી. એમ ગરીબોનાપર ધ્યાન નથી અપાતું, સ્ત્રી કેળવણીના વિચારો નથી, એ બધું સાચું, કહીશ પણ ઉષ્ણ કરી બંધમાં દેશ જકડાયો હોવાથી જ્ઞાન તંતુઓ ખીલી ઇશ્વરી શકિતની સાથે તાર જોડાઇ ગયા છે. સૂર્યનાં અનંત રશ્મીઓ હુન્નર કળાનાં નહિં પણ આધ્યાત્મિક વિષયનાં વરસી રહ્યાં છે. ઈંગ્લાંડ આદિક દેશોમાં સુર્યનાં કિરણો જુદા ભાવ ભજવે છે, સાઉથ અમેરિકાના બ્રાઝીલ જેવા ખંડમાં પણ જુદાં આવે છે, હિંદમાં અને આફ્રિકામાં પણ જુદાં વરસે છે, આ બધી કિરણોની કળાઓ છે. જો એ અંગ્રેજનો વારસા હક હોય તો તેના એક બે બાળકને મોકલી આપો હિમાલયનાં જંગલોમાં પછી હું જોઉં છું, કે કેમ કળા લડાવે છે વળી તેઓ કહે છે કે અમે કુદરતથી ડરતા નથી. એક વખત એવો હતો કે યૂરોપ જંગલી હાલતમાં હતો અને યૂરોપમાં બીજા દેશો કરતાં નદી, સરોવરો, પહાડો, જંગલો વિગેરે ઓછાં છે. જમીન રસાળ નથી, હવા થંડી છે, દ્રવ્યના વિભાગ બીજા દેશો જેવાજ હતા પણ પાછળથી એ બધું સુધરી ગયું, કુદરતનું બળ ઘણું છે; પણ દિન પ્રતિદિન એ ઘટતું જાય છે. મનુષ્યોની જીજ્ઞાસા એટલી બધી તો ચમત્કારી છે, કે દરેક વસ્તુઓનો ઉપયોગ કરે છે.

વળી ત્યાં કુદરતને દબદબો ઓછો; માટેજ કુદરતને વશ કરી ફતેહ મેળવી છે. અને કહે છે કે, એક વખત મધ્ય કાળમાં કોડ નામનો રોગ ફાટી નીકળ્યો હતો તે અમે વિદાય કર્યો, શાસ્ત્રોનું સંશોધન કરી એરીસ્ટોટલ, ન્યુટન, પ્લેટો, એમર્સન, પાઇથા ગોરસ અને બીજા કવિઓએ તથા વિજ્ઞાન શાસ્ત્રીઓએ પ્રયાસ કર્યો છે કે તે અવર્ણનીય છે. યાંત્રિક શોધો કરી, જગતને હેરત પમાડયું છે. અમારા બળથી સર્વને પરિચિત કર્યા છે. ગમે તેવા દુષ્કાળ પડે તો પણ ડરીએ એવા નથી. ભાઇઓ! આનું કારણ તમે સમજ્યા હશો. એ કહે છે કે, અમે કોડનો રોગ નાબુદ કર્યો, તો કોડ એતો એનું સ્વરૂપ છે. શાસ્ત્રોનું સંશોધન કરી તત્વજ્ઞાન આદિક અસંખ્ય શક્તિઓ કેળવી. તે શાને આધારે? હિંદુના શાસ્ત્રોપ્રમાણે યાંત્રિક શોધો કરી એ પણ હિંદુ તત્વને આધારે દુષ્કાળથી નથી ડરતા તે અમે જાણ્યું, લોખંડની પેદાશ અને કોલસાની નરદમ ખાણોવાળો ખડધાઇ ગયેલ દેશ ભુખે નથી મરતોએ પણ સમજ્યા શા માટે ભુખે મરે? હિંદમાંથી ઢગલામોઢે અનાજ લઇ જઇ, ત્યા ખાણો નખાતી હોય તે દેશ શા માટે ભુખે મરે! અને કાચા માલને પાકો માલ બનાવી બારગણી કિંમતે વેચી દે, અને વિદેશના ધંધાને કાયાદાથી ઇચ્છા પૂર્વક રગડી, હરેક બાને તેની પવિત્ર બુદ્ધિને ભ્રષ્ટ કરે તેને કોણ પહોંચે.

પોતાના દેશમાં ધર્મ બાબતે ભલે ગમે તેવી ઉથલ પાથલો થઇ હોય, ત્યાં ભલે ગમે તેવાં જંગી મકાનો બંધાયાં હોય, પોતાના ધર્મ પુસ્તકોમાં ભલે ગમે તેટલી અતીશયોકિત ભરી વાતો હોય, ભલે ગમે તેવો અત્યાચાર ચાલતો હોય, અને ત્યાં લોકો ભુખે મરતા છતાં તેના તરફ ખ્યાલ ન અપાતો હોય, પુસ્તકો ગમે તેવી બીભત્સ બાબતોથી ખરડાવાં હોય; છતાં તેને પ્રશંષા પાત્ર ગણવાં અને બીજાજ દેશોની અનહદ પ્રશંષા પાત્ર તથા અહિંસામય બાબતો હોય; તો પણ તેનાપર અસખ્ય દોષો ઢોળી દેવામાં આવે તેવા લોકોથી પ્રભુ અમને દુર રાખે હિંદીઓ બધાની વાતોને પ્રશંષા પાત્ર ગણવાથી અત્યારે નિર્માલ્ય, અને કલ્પીત બાબતોને પ્રશંષનીય ગણનાર તરીકે અર્ધા ગાંડા કહેવાય છે. તેનું કલંક ઉતારવું હોય તો ભાઇઓ! મહેરબાની કર્મવાદી બનો.



# 'આધ્યાત્મિક આર્યાવર્ત્ત.'

ભારત વર્ષનાં દરેક મનુષ્યના સ્વભાવનું વાતાવરણુ આધ્યાત્મિક વિષય પર છે. તેઓ જે જે કર્મો કરે છે, તે તે ધર્મથી અને જ્ઞાન ભક્તિથી ભરેલાં છે, એમ સમજે છે અને કરે છે પણુ તેમ તેઓનું કોઇ પણુ કાર્ય મનુષ્યોના અંતઃકરણો દગ્ધ કરવાને કે કોઇના પ્રાણુની હાની થાય તેવું નથી. કર્મ આરંભવામાં તેઓ બહુજ ખ્યાલ રાખે છે. પારકાનું દીલ દુભાય એ પોતાનાં કલેજાં કપાય એમ સમજે છે. તેઓનાં દરેક પુસ્તકોમાં ઠારેઠાર અહિંસાના ફકરાઓ હોય છે. મેક્ષમુલર કહે છે કે હિંદીઓના જેવો સ્વભાવ, તેના ગુણો, ધર્મ, દયાળુ પ્રકૃતિ, સન્માન વિધિ, પ્રેમ એતો હું સાર્વભૌમ રખડયો તો પણુ મને કોઇ દિશામાં ન મળ્યાં તેઓ દુઃખી થાય છે, તો પણુ મુંગે મોઢે સહન કરે છે. દુઃખને સહન કરનારાઓમાં એનો પહેલો નંબર છે. તેઓ ગમે એવો વિજય કરીને આવે, તો પણુ તેઓને અભિમાન આવડતું નથી. જુઓ કે હિંસક વૃત્તિ દુનીયાપરના કોઇ છાના ભાગમાં પણુ અસ્તિત્વ ધરાવતી હોય છે, પરંતુ બીજા દેશો કરતાં હિંસામાં તેઓ અત્યંત પાછળ છે. મરણુ પછીની જીંદગીમાં એ કરેલાં કૃત્યો બરાબર ભોગવવાં પડશે, એમ ભય પામી અદ્રશ્ય સૃષ્ટિના ડરથી દુષ્કૃત્ય કરતા નથી. વળી મરણુ પછી પોતાના બાળકને શીખવતા જાય છે કે બેટા! જ્યારે માણુસ દેહાભિમાન છોડે છે, ત્યારેજ તેને એ વખતે પુનઃ જન્મ કહેવામાં આવે છે. સંસારીક કાર્યો આપણા વિજયનું કારણુ નથી, એ તો માત્ર ભય છે. સૃષ્ટિના સર્વ જીવો આપણા બંધુઓ છે. કોઇના તરફ વૈરભાવ ન રાખવો જોઇએ. કુસંપથી દયા, ધર્મ અને સુખની વૃદ્ધિ થતી નથી. આપણે ગમે એવા હુશીયાર હોઇએ, પણુ વૈરની વસુલાતમાં મચ્યા રહીએ, તો દીન પ્રતિદીન ચડતીને બદલે ઉલટી પડતી થતી જાય છે. હિંદુસ્તાનની પશ્ચિમ સરહદપર, અફગાનિસ્તાન જવાના માર્ગમાં આફ્રિદિ જાતના જંગલી લોકો વસે છે, તેઓ અરસ પરસ વૈર લેવાની બાબતમાં વખણાય છે. એક આફ્રિદીએ બીજા આફ્રીદીને મારી નાંખ્યો હોય, તો તેનું વૈર લીધા પછી એટલે ખુનને બદલે ખુન કર્યા પછીજ શાંત બેસે છે. અને એવાં વૈર ત્રણુ ચાર પેઢી સુધી ચાલ્યાં જાય છે. તેઓ જીવ લેનારનો જીવ ન લે તો તેને અનાજ ભાવતું નથી, આવા ઝેરીલા સ્વભાવથી તેઓ ઉદ્યમી, શૂરવીર અને મજબુત છતાં, કુસંપથી આગળ વધી શકતા નથી. જ્યારે આંખમાંથી ફેંકટનું હેરાન કરનારૂં ઝેર ગયું, એટલે કોઇ પુસ્તક કે કોઇ બોધ આપનાર વ્યક્તિની જરૂર નથી. આપણે અવશ્ય યાદ રાખવું જોઇએ કે આપણી બુદ્ધિ, આપણું માન, કીર્તી, રાજ્ય સત્તા, મહત્તા, આયુષ્ય અને સંબંધ એ બધાં વાયુથી ચાલતાં ઝડપી

વાદળાંઓ છે. આપણું દરેક કાર્યો પાર ન પડવા બાબત નાહિંમત એ એક જબરી આડખીલી છે. આપણે એ વિષયને નથી સમજી શકયા. એટલે એ આપણને ભુત ભડકામણું લાગે છે; પરંતુ જો એ રસ્તો હાથ આવે તો હું કહું છું કે ધર્મવેતા કે દેશનેતા થવું બહુજ સુગમ છે. તમારે કોઇપણ કાર્યની શરૂઆતમાં ગમે એવાં સંકટો પડે તો પણ ડરવું ન જોઇએ. જ્યારે પૃથ્વીની પ્રદક્ષિણા કરવા ‘ સર ફ્રાન્સિસ ડ્રેક ’ ગયો, ત્યારે ઘણે ઠેકાણે તેનું વહાણ બુડવાની અણીપર આવતું હતું, છતાં રસ્તાનાં કષ્ટો સહન કરી પૃથ્વીને આ છેડેથી પેલે છેડે જઇ આવ્યો. તમારી બધી શકિતનો ઉપયોગ થઇ જાય તો તેમ થવા દયો. એ શકિત પરોપકારના કાર્યમાં આળોટી પાછી બમણી વૃદ્ધિ પામી, તમારાં અંતઃકરણમાં હાજર થશે. તમને જગત શું કહેછે ? તે સામા કર્ણ નહિં ધરો, જેવી રીતે સોનું શુદ્ધ કરવાને અગ્નિની જરૂર છે, તેમ આપણી સતાને ખીલવવા માટે કષ્ટની જરૂર છે. આપણામાં કષ્ટને સહન કરવાની તાકાત ન હોય તો એ કષ્ટો આપણને પોચા ભાળી ગુંગળાવી મારેછે. વજના પ્રહારો કરી, ગોળીઓનો મારો ચલાવે છે. જો દુ;ખો આપણા કળવામાં ન આવે અને આપણને બરાબર એ દુ;ખના રહસ્યનું ભાન ન હોય તો, આપણે ધારેલે સ્થળે નથી પહોંચી શકતા. આપણે ધારેલી દિશા તરફ ન જઇ શકીએ, તો આપણી જાતને શરમાવા જેવું છે. આથી આપણે હાથે કરીનેજ દુ;ખને બોલાવ્યું કહેવાય. આપણા હાથથી જો આવીને આવી ભુલો થયા કરે, તો આપણાથી કોઇ દિવસ સારૂં કામ થવાનું નહિ. મનુષ્યો વિચારી વિચારીને પોતાના કાર્યો અમલમાં મુકે, તો જેમ નક્ષત્રો સુર્યની આસપાસ ફરે છે: એમ દરેક કાર્યો અને તેની વિજય પાપ્તિનાં કારણો તમારી આસપાસ ફરવા લાગે તમે જ્યારે તમારા શરીરને કામે લગાડશો અને તમારી જાતને ઉંચકશો, ત્યારેજ આખું જગત ઉંચકાઇ તમારી પાછળ પાછળ કાર્ય કરવા લાગશે. પહેલાં તમારે સિંહ બનવાની જરૂર છે, પણ મેંઢા બનવાનું નથી, કદાચને હજારો મેંઢા એકઠાં થયા તો શું ? એનાથી સિંહ નાસવાનો હતો? પરંતુ એક સિંહ આવ્યો હોય તો હજારો મેંઢા પોતાના વ્હાલા બચ્ચાંઓને કાળના મુખમાં સોંપી નાહસી જાય. કહો ! આવાં હજારો ટોળાં હોય તો શું કામનાં ? કદાચને તમને ટોળાં બાંધવાની ટેવ હોય તો તેમ કરજો, પણ સિંહોની ભરતી વિના અન્ય જીવોનો સંગ્રહ કરશો નહિં. મતલબ કે મેંઢાઓને દેશવટો આપી, માત્ર શૂરાઓનેજ બાથમાં લ્યો. પછી જોઇ લ્યો ! તમારાથી મોટામોટા દેવો ડરે છે કે નહિં. રુષિયાના મહાન્ ઝારની સાથે જ્યારે નાનકડા જાપાને બાથ બીડી, ત્યારે જાપાનના મીકાડોએ પ્રજા જોગ કોઇ પણ એવો સંદેશો બહાર નહોતો

પાડયો કે તમારે સર્વને લડાઇમાં ઉતરવું પડશે; માત્ર એટલુંજ કહેલું કે તમારા સંતાનની સ્વતંત્રતા માટે તમારા દેશની આબાદીને માટે તમારે જે કરવું ઘટે તે કરો. આ શબ્દો જાપાનીઓને આરપાર પેસી ગયા. મર્દો તો શું! પરંતુ સ્રીઓ પણ પુરૂષનો સ્વાંગ પહેરી લડાઇમાં ઉતરી પડી. સુરંગો ફોડવામાં તથા સમુદ્રમાં રશિયનની સ્ટીમરો ડુબાડવા માટે તારો ગોઠવવા અને આ મછવા પરથી બીજા મછવા પર તરીને જવા માટે પોતાના દેહને જળમાં ઝંપલાવી, મહાન્ પાદશાહને હરાવ્યો, આ કાર્ય જેવું તેવું પ્રશંષા પાત્ર નથી. તમે એટલું તો નક્કી સમજજો કે જેવું કાર્ય જાતથી, ખંતથી અને પોતાની ફરજથી બને છે, એવું એકે કાર્ય બીજી કોઇ યુક્તિ પ્રયુક્તિથી બનવું અશક્ય છે. તમારે બહારની જરૂર હોય તો તેમ કરજો, કદાચને ગુરૂ થવાની આશા હોય તો ભલે શિષ્યો બનાવજો; પરંતુ સર્વત્ર આધાર તેના પર રાખ્યો તો એ ગડગડ ગાડું જાજો વખત નહિં ચાલવાનું. પારકાની આશા પર રખાયલું કાર્ય સત્વર પાર પડતું નથી. જ્યારે લડાઇ થાય ત્યારે રાજા કે સેનાપત્તિ મોખરે ન હોય તો કોઇ દિવસ વિજય થતો નથી.

તમે શિષ્યો બનાવવાનું કે સભાઓ ભરવાનું ચાલું રાખો કે ન રાખો દેશના ફાયદાઓ માટે બહાર પડો કે ન પડો; પરંતુ કુદરત પોતાનું કાર્ય બજાવવા માટે ગમે તે વખતે કાર્યની ફત્તેહ કર્યા વિના રહે તેમ નથી. તમે તો માત્ર એક નિમિત રૂપ થાઓ. કુદરત સર્વત્ર સત્તા તમને ગમે ત્યાંથી લાવી આપશે.

આ જગતમાં અસંખ્ય બનાવો થયા કરે છે. તેમાં આપણે કેટલાકને મદદ આપતા રહીએ? એતો કુદરત પોતાની મેળે કાર્ય પાર પાડશે એમ બોલવું તે ઘણુંજ કડાકુટ વગરનું અને સરળ છે, પરંતુ તમારે એ કાર્યમાં ભાગ લીધા વિના છુટકો નથી. કુદરત શબ્દ તમારામાંથીજ ઉત્પન્ન થયો છે. દરેકની સત્તાનો, બુદ્ધિનો, શૂરવીરતાનો જથ્થો તેને કુદરત એવું નામ આપી શકાય છે. તમેજ કુદરત છો અને આગળ ચાલી કહેવા ધારીએ તો કુદરત એ તમારી ગુલામડી છે, માટે નોકરના ભાગે આવેલા કાર્યમાં તમારે ભાગ લેવાની જરૂર છે. એણે તમારી લાંબો વખત થયાં સેવા સ્વીકારેલી છે, તો તેના પાંચ મિનિટના કાર્ય માટે જોડાવામાં તમને શું હરકત છે? ગુલામની સેવા બદલ અમુક કાર્ય કરી આપવું એવી જો તમારી ફરજ તમે સમજતા હો, તો ફરજની કિંમત કાંઇ નજીવી નથી. અંગ્રેજો ફરજને માટે પ્રાણની આહુતી આપે છે. ફરજને માટે દેશોદેશ ભિખ માગી પોતાના દેશને આબાદ બનાવવા સ્રી, પુત્ર, ઘરબાર લુટાવી દે છે. નૌકાખાતાના સેનાપત્તિ નેલ્સને પોતાના વાવટામાં મોટા અક્ષરે લખ્યું હતું કે દરેક અંગ્રેજ બચ્ચો,

પોતાની ફરજ સમજી ઈંગ્લાંડનું ભલું કરશે. અને બધા એ પ્રમાણે ભરૂસો રાખે છે, તો શામાટે અંગ્રેજ પોતાના દેશના સારૂ જીવ આપતાં પાછો હઠે ? એમ તમે પણ તમારી ફરજને કિંમતી સમજો અને ફરજ બજાવવા સંસારની સપાટી પર વિજ્ય ધ્વજ લઇ ઉભા રહો. જે કાર્યની શરૂઆત કરી હોય, એજ કાર્ય પાર પાડ્યા પછી બીજું હાથમાં લ્યો, પરંતુ એક અધરૂં હોય અને બીજું ઉપાડો હજુ બીજું ન પુરૂં થયું હોય તો ત્રીજું ઉપાડો એમ નહિં કરો. જે પ્રથમ કાર્ય આરંભ્યું તેનેજ પુરૂં કરો. પછી જુઓ જોઇએ કેમ નથી વિજ્ય થતો ! તમે જ્યારે તમારા કાર્યમાં મક્કમ રહો છો, એજ વખત કુદરત પોતાનો વિજ્ય ધ્વજ ઉભો કરે છે. હકસલી હરવખત કહેતો કે લીધેલું કાર્ય પાર પાડનારા મનુષ્યોને જોઇ પત્થરા પણ તૂટવા માંડે છે. કારણ કે પત્થરાને ખાતરી છે કે આ માણસ અને તોડ્યા વિના રહેશે નહિં, માટે માર ખાધા વિના માની જવું એના કરતાં બીજો કયો ઉત્તમ લ્હાવો છે ? કેટલાક માણસ બીજાઓના પગ તળે કચરાઇ પરતંત્ર બન્યા છતાં, બીજાઓને છોડાવવા અને બીજાને દુ:ખી સમજી પોતે સુખી હોવાનો ડોળ કરી, હાથમાં સ્વદેશહિતનો ઝુંડો લઇ, બીજાઓને સુધારવા અગર તો મુક્ત કરવાને બહાર પડવું તેના જેવી મુર્ખતા બીજું કોઇ કરી જાણતું હોય, એવું મને સંભવતું નથી. જ્યારે આપણે બીજાને દુ:ખી સમજીએ છીએ, એજ વખત આપણે પાપ કરીએ છીએ. જુઓ ! જેને આપણે દુ:ખી સ્થિતિમાં વર્ણવીએ છીએ તે જો દુ:ખી હોય તો શા માટે દુ:ખમાંથી મુક્ત થવાનો પ્રયાસ નથી કરતા ? જ્યારે આપણે બીજાને મદદ કરીએ છીએ એથી જગત આપણને વદે છે ખરૂં, પણ સાથે નિંદાએ કરે છે. જગત પ્રેક્ષક છે, ખેલ જોનારૂં છે, તમે જેને માટે મરી પડતા હો તેજ તમને લપટયા જાણી હસશે. તેઓને એવો નથી ખ્યાલ હોતો કે દુ:ખની ગાજવીજના વરસાદ સાથે, વેગ બંધ દોડયો જતો માણસ પડી જાય છે.

તમારે તેને પડયો જોઇ બંધુઓ હસવું ન જોઇએ, પરંતુ તમારે માટે એવી સ્થિતિ આવી પડી તેથી તેને દિલાસો આપવો જરૂરનો છે. તેને મદદ કરવી જોઇએ, તેનું કાંડુ ઝાલી ઉભો કરવો, પણ તમારા લાભાર્થે જીવ આપનારની ઉપકાર વૃત્તિને હાસ્યમાં, ધિક્કારના રૂપમાં કે તેને નામોશી લાગે એવા પ્રકારે રચી નહિં આપો. ઉદાર જીવત્માઓ પારકાના દુ:ખ માટે આંસુઓ ઢોળે છે. એથી બીજાના દુ:ખે પોતે દુ:ખી બની દુશ્મનની સામે મહાન્ ધાંધલ મચાવે છે. એ એનો ધર્મ બજાવે છે, પણ આપણે નથી બજાવી શકતા ! આપણે તો મેંદીના છોડા જેવા છીએ. કોઇ સારો માળી હાથ આવે અને પાણી પાઇ ઉછેરે તો શોભા

સ્પદ દેખાઇએ અને કોઇ એદી–આળસુ કારીગર મળે તો ખરાબ થતાં અગર તો સુકાઇ જતાં, કયાં વાર લાગે તેમ છે ?

આ દુનીયામાં ઘણા એક ધર્મવેતાઓ થયા, પરંતુ દુનીયાની સ્થિતિ તો હતી તેવીને તેવી રહી. કાંઇ સુધારો વધારો થયો નહિં. દુઃખ અને ત્રાસ હતાં તેવાંને તેવાં રહ્યાં. કેટલાક કહે છે કે પુર્વનાં પ્રાણીઓ દુઃખી હતાં અને આપણે સુખી છીએ અગર તો આપણે દુઃખી અને એ સુખી હતાં જો કોઇ પૂર્વનો રડયો ખડયો જીવ જડી આવે ને તેને પુછયું હોય તો ઘણુંજ સારૂં થાય. કે બુઢા ! તમે સુખી હતા કે અમે, પણ તેમાંનો કોઇ નથી એટલેજ આપણે સુખ દુઃખનો શોરે બકોર કરીએ છીએ. સુખ અને દુઃખ એ વિવાહીત જોડું જુદું પડે તેમ નથી. હું તો આપણા કરતાં શ્વાનની પુછડીને વધારે સુખી સમજું છું, કે જન્મે ત્યાંથી તે મરે ત્યાં સુધી એકની એક સ્થિતિમાં રહે છે. આપણે જેને દુઃખને ઉત્પન્ન કરનાર કહીએ છીએ, તે કેટલા દિવસ રહેવાનો છે. ન્યાયીની પાછળ અન્યાયી અને અન્યાયીની પાછળ ન્યાયી એમ હરવખત એકા બીજાની અદલા બદલી થયા વિના છુટકોજ નથી. એમ થવું એ એનો વારસા હક છે. તમે દુઃખથી ડરવાપણાનો એટલે નિર્માલ્યતાનો સ્વભાવ છોડી ઘો. તમારી મહાન્ શકિતપર સત્યનો પ્રકાશ પાડો. જેને તમે સારો રાજા કહોછો તે તમને સુખ આપી ચાલ્યો જશે, એટલે પાછો ક્રુર રાજા તમારી પ્રજાને સંતાપશે, રડાવશે. તમે ખરા ન્યાયી અને તમારા સંતાનના હિતેચ્છુ કયારે ગણાઓ કે તમે જુલમ કરનારા રાજાના સમયમાં દુઃખ સહન કરી તમારી પ્રજાને માટે પાછળ સુખના સમુદ્રો મુકતા જાઓ. આમાં તમે ખોટું નહિં માનતા. સુખની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ એ રિવાજ ખાસ ઇશ્વરી કાયદાનો છે. મનુષ્યો એવી રીતે વાંચેછે, લખેછે, પ્રત્યક્ષ અનુભવ કરેછે તો પણ સમજતા નથી. દરેક માણસ સર્વશકિતમાન પરબ્રહ્મ છે. ન્યાયાધિશનો પણ ન્યાયાધિશ છે. સર્વ સામર્થ્યનું મુળ છે. સમગ્ર સૃષ્ટિનો શહેનશાહછે. કહો ! એમાં કોની સુધારણા કરવાની રહી ? એતો મનુષ્યને કરગરણાં કરવાની ટેવ પડી ગઈ છે. એને લઇને બીજાઓને પણ નાહિંમત કરેછે. ફોકટના ક્રૂર જીવાત્માઓ પાસે એ હાથ જોડી દુઃખ નિવારવાને માટે કાલાવાલા કરે છે. અગર તો પોતાનો જાતી સ્વભાવ જણાવી આપે છે. તેઓ એમ નથી સમજતા કે સૂર્ય પરોપકારી છે, તો વગર વિનવણીએ આખી દુનીયામાં પ્રકાશ પાડે છે. તેને ઉદય કરાવવા માટે હડતાળ કે ઢંઢેરાની જરૂર નથી રહેતી. તેને જાગ્રત કરવાને માટે કોઇપણ જીતની સુકિત્ત પ્રયુકિતની સાથે પરિશ્રમ નથી વેઠવો પડતો, ત્યારે તમે મનુષ્યો તદ્દન જુદા પ્રકારનું વર્તણુક

રાખી ઉદારાત્મા ઓળખ્યા વિના તેઓના ગુણ સમજ્યાવિના, નમન ભજન કરતા જેવા તેવાને આંગણે ઉભા રહો તો શું. તમને શરમ નથી આવતી ! દયાળુ પુરૂષો તો વિનવણી વીના દરેક જીવના લાભાર્થે નીકળી પડે છે, તેને તમારે કરગરણાં કરવાપણું નહિં રહે. એક વખત ઇટાલીના જીનોઆ શહેરમાં નોકરશાહી તરફથી પ્રજાપર અત્યાચાર થતો હતો, ત્યારે ત્યાં યુબર્ટો નામના એક ગરીબ માણસે લોકોને ઉશ્કેરી બળવો જગાડયો, એટલે ત્યાંના અમીર એડોર્નોએ યુબર્ટોને બળવા જગાવવાના આરોપ સર અદાલતમાં ઉભો રાખી દેશપારની શિક્ષા કરી. યુબર્ટો રખડતો રખડતો આફ્રિકામાં ગયો, ત્યાં પોતાની ચાલાકી અને ખંતવડે મોટો ધનવાન થઇ પડયો એવામાં તે યુબર્ટોએ એક જુવાન ખુબસુરત માણસને પગમાં બેડીઓ ખખડાવતો જોયો અને પુછતાં માલુમ પડયું કે એ જીનોઆ શહેરના અમીર એડોર્નો નો પુત્ર અને દુશ્મનોએ તેને અહિંઆ ગુલામ તરીકે વેચી માર્યો છે, આથી તેને દયા આવી. પોતાને દેશપાર કરેલાના પુત્રપર શા માટે પ્રેમાળુ લાગણી દરસાવી જોઇએ, તથા તેના પિતાએ મને હેરાન કર્યો છે માટે આને વિધારે દુઃખદ સ્થિતિમાં નાખવો જોઇએ એમ તેણે જરાપણ સંકલ્પ ન કર્યો, પરંતુ એ પુત્ર વિયોગે પીડાતા એડોર્નોને ગમે તેટલા પૈસા ખર્ચી સંતોષવો જોઇએ, એમ વિચાર કરી. જેની પાસે એડોર્નોનો પુત્ર ગુલામ તરીકે વેચાયો હતો. તે ધણીને મો માગ્યા પાંચ હજાર રૂપિયા આપી તે છોકરાને છોડાવ્યો અને પોતાના દયાળુ અંતઃકરણથી કોઇની વિનવણી વિના પોતાના દુશ્મનના દિકરાને વાટ ખરચી આપી દેશપ્રતિ વિદાય કર્યો. જુઓ ! આનું નામ નિઃસ્વાર્થતા બાળકમાં વિશ્વાસ છે તો પોતે મોટા માણસની પાસે બાળકના જેવી ચેષ્ટા કરાવે છે. નચાવે છે. કુદાવે છે. રડાવે છે અને 'કાલા કાલા' બોલવડે વશ કરી, સામા માણસને ઘોડો બનાવે છે. તે પરસ્વારી કરે છે. કહો ! કેટલી બધી નિર્દોષતા, સ્વતંત્રતા. સમુદ્રને શોષવા ધારે છે. સુર્ય અને ચંદ્રને નીચે ઉતારવા માગે છે. બાળકની આગળ મોટા માણસો પણ નીચે નમે છે. એમ જ્યારે તમે નિઃસ્વાર્થ અને પ્રેમી થશો, ત્યારે તમારી ખુશામત કરવાને, તમારી મદદમાં આવવાને, અસંખ્ય માણસો ખાઇ પીઇને તૈયાર થશે. બાળક પોતે એમ નથી અભિમાન કરતું કે મેં મહાન્ પુરૂષોની મુછોતાણી, તેમને ઘોડા બનાવ્યા, એતો માત્ર પોતાના પવિત્ર સદ્દગુણથી મળમુત્રને સુગંધી પુષ્પની મનહર લહરવાળી શય્યા સમજી, આનંદ માને છે. વખતે હસે છે. દુનીયાને દયા પણ ઉપજાવે છે. વાહવાહ ! શી સ્વતંત્રતા ! શી શક્તિ ! શી વશીકરણ વિદ્યા ! સંતાન માટે મા બાપ તો ધન મીલકત પણ કુરબાન કરે, પરંતુ દરેક મનુષ્યો હરકોઇ બાળક તરફ માયાળુ લાગણી રાખે છે. એમ જો તમે નિઃસ્વાર્થપણે સર્વનાપર ઉપકાર કરી, દયાભાવ

રાખો તો આખું જગત કુતરાની માફક તમારા પગનાં તળીયાં ચાટવા લાગે. યુબર્ટોની લાગણી નિઃસ્વાર્થ હતી, તો એડોર્નોને તેને માટે પ્રેમ ઉત્પન્ન થયો અને કોર્ટમાં યુબર્ટોને પાછો બિન ગુન્હેગાર ઠરાવી, આફ્રિકામાંથી છુટાલી બોલાવી લીધો, તમે જે ક્ષણે પારકાના લાભમાં ઉતરો છો, એજ ક્ષણે તમારામાં જ્ઞાન, પ્રેમ અને પવિત્રતાના નિર્મળ ઝરણાઓ જોરબંધ વ્હેવા માંડે છે. તમે ગુફામાં હો, પાતાળમાં કે પૃથ્વીપર હો, જંગલમાં કે સમુદ્રમા હો; પરંતુ તમારી શોધમાં હજારો માણસો લાગી ગયાં હોય છે. પણ તમારામાં સત્યતા સર્વાંષે હોવી જોઇએ.

જે માણસ મારૂં તારૂં એવી બેડી વડે જકડાયો હોય, એટલે તમારે એમ સમજવું કે એ બડો હતભાગી છે. માણસ જ્યારે અભેદ ભાવ સાધે, ત્યારેજ પવિત્ર ગણાય છે. તમે તમારા સાડા ત્રણ મણના દેહને માત્ર સાડા ત્રણ હાથમાંજ કામ લાગે એમ સમજો તો હું તમને લાયક નિતીમાન દયાળુ એવા ગુણોથી નહિ બોલાવું. પણ હાડ માંસનો થેલો કહીશ અને અમારે મન એવા હજારો ભુતો મરે છે અને પલીતો જાગ્યા કરે છે.

સર્વત્ર વસ્તુઓમાં સત્યને વધારે માન આપવું જરૂરનું છે. જ્યારે આપણે સામી વસ્તુને અસત્ય કહી તુછકારી કાઢીએ, ત્યારેજ એ આપણને ખરાબ જણાય છે. ધોબી પોતે મેલો રહે છે પણ આપણને કપડાં સફેત કરીને આપે છે. આપણે ગુણની સાથે સંબંધ છે. ધોબીમાં કપડાંને સ્વચ્છ બનાવવા વિષેના ગુણથી બધા મનુષ્યો ઘર પુછતા આવે છે. ભલે દુનીયાના દરેક મનુષ્યોના દેહો ગમે એવા ગંદા અને મલીન રહ્યા; પરંતુ તમારે તો પવિત્ર અને તેમાં રહેલા વિશુદ્ધ આત્માની સાથે સબંધ અને મીઠો પ્રેમ રાખવાની જરૂર છે. એ પ્રેમના જ્યારે તમે ભોક્તા થશો, ત્યારેજ તમે તમારૂં અને બીજાનું ભલું કરી શકશો. પ્રેમ કહ્યો એટલે એકજ વ્યક્તિમાં પ્રેમ ન કરી બેસતા કારણ કે એક વસ્તુ પર મોહ રાખવાથી મુર્ખ બની જવાય છે. એને ઘેલછા કહેવામાં આવે છે. જેવો તમારો પ્યાર એક વસ્તુ પર બંધાયો હોય, તેવોજ પ્યાર સર્વત્ર વસ્તુઓ પર રાખો. એનાથી તમારી મહત્તા, મોટા મોટા મહાત્માઓ કરતાં વિશેષ ગણાશે. જ્યારે તમે જગતના જીવોપર પ્યાર નહિં કરતાં એકજ પર વારી જાઓ છો. ત્યારથીજ તમે દુનીયાના સંબંધથી જુદા પડો છો. સુર્યનો પ્રકાશ જેમ કરોડો ગાઉથી હજારો ગણી વિજળીના વેગથી, અહિંયા આવે છે. તેમ તમારા અંતઃકરણમાંથી અનેક શુભ-વિચારો સ્ફુર્યા કરે છે, માટે તમે જે વિચાર પર વિરામો તેને બરાબર પોશણ આપો. તેને કાપી નાખો નહિં. એ સદ્‌વિચારો સવિતા નારાયણનો અદ્‌ભુત પ્રકાશ છે. એજ દિવ્ય તેજ છે. તેનો લાભ બધા જીવોને આપો. પરોપકાર અર્થે કરેલી મહેનત પાછી બમી તમારા

લાભમાં ઉતરશે. તમારૂં ડહાપણ ભરેલું એ કાર્ય સિદ્ધ થતાં તમોને એક મોટો રાજ માર્ગ હાથ લાગે તેમ છે. અને એ રાજ માર્ગમાંથી તમે અને તમારા સર્વ સદ્દગુણોની સાથે આખું જગત ખુશીથી હાડમારી સહન કર્યા વગર પસાર થઇ જવાના. જગતમાં એવી કોઇ વસ્તુ નથી કે તમારી સમજણ શક્તિ મજબુત થયા પછી તમને બાંધી શકે. એ તમે બરાબર સમજો. તમારૂં ઉમદા આયુષ્ય બાળ બચ્ચાંઓના લાલન પાલનમાં, સ્ત્રીઓના હાવભાવમાં, લુચ્ચા લફંગાઓના સહવાસમાં વ્યતીત કરો નહિં. તમારા એશઆરામનો સમય બરાબર ઠરાવી આપ્યો છે, છતાં એ ઉપરાંતની રમત ગમત તમારી કાર્ય પદ્ધતિની આડે આવનાર છે. જેમ તૃષાતુર હોઇએ; પરંતુ વધારે પાણી પીવાય જાય તો હોજરી ફાટી જવાનો ભય રહે છે. તેમ તમને જે જે કુદરતે કાયદા કાનુનો બાંધી આપ્યા છે તે પ્રમાણે બરાબર વર્તણુક રાખો તો તમારો નકી બેડો પાર થઇ જાય તેમ છે. પહેલી અવસ્થામાં બ્રહ્મચર્ય પાળી, વિદ્યા સંપાદાન કરવી જોઇએ. બીજી અવસ્થામાં ગૃહ સંસાર ચલાવી, ત્રીજી અવસ્થામાં સંન્યસ્ત ગૃહણ કરી, ચોથી અવસ્થામાં જંગલો જંગલ રખડી હરિભજન કરવું જોઇએ. પરંતુ એકજ ગૃહસ્થાશ્રમમાં ત્રણે અવસ્થાનો સમાવેશ કરી, વિષના કીડાની માફક મચ્યા રહેવું અને ઉમદા આયુષ્યને ખરાબ રસ્તે વહન કરવું, એ તો પશુને પણ શરમાવે એવું છે. માત્ર જંગલી જાનવરોની માફક જન્મવા મરવાની સાથે સબંધ રાખી, મોક્ષને બદલે આવર્જન વિસર્જન ચાલુ રાખીએ તો આપણામાં અને નર્કના કીડામાં શું તફાવત છે? કોઇ માણુસ એમ કહેશે કે શું કરીએ ભાઇ! અમને પુરેપુરો વખત મળતો નથી. જ્યાં પ્રભુ સ્મરણનો વિચાર કરીએ તો કંઇને કંઇ ઉપાધિ આવીને ઉભીજ હોય. અમે એ વ્યાધિને હાંકી કાઢીએ કે હરિનું સ્મરણ કરીએ? ભાઇ! તમે તમારા બચાવને માટે અમને નહિં બનાવો. ઘેલા ન થાઓ. તમારા વિચારમાં અસત્યને ખુરસી ન આપો. જો તમે બહેરા હો તો પણ તમે સાંભળો તે માટે મંદીરમાં શંખનાદ, નગારાં અને ઝાલરો વાગે છે. મુલ્લાંઓ રાડ પાડી, પ્રભુની બંદગી માટે બોલાવે છે. કાંઇ પ્રભુ બ્હેરો નથી કે આ બધી ખટપટો તેને માટે થતી હોય. તમને હરિ યાદ આવે. ખુદા છે, એમ સાંભરી આવે. માટેજ આવી સગવડો કરેલી છે, છતાં તમે અનહદ બહેરા બની, પ્રભુ ભજનની શક્તિ વેચી મારો. તો એમાં તમારો દોષ કે વખતનો દોષ? આમાં વખતનો દોષ આપવામાં આવે તો મારે એ વખતને દોષ આપનારને વધારે ગાંડામાં ગાંડા કહેવા જોઇએ. જુઓ! તેને જમવાનો, હરવા ફરવાનો, સુવાનો, ન્હાવાનો, ગપ્પાં સપ્પાં મારવાનો વખત મળેછે, ત્યારે અરધા કલાકનો પ્રભુ સ્મરણનો

સમય નથી મળતો ? જો નિદ્રા લેવાનું અને શરીરને પોષણ આપવાનું બની શકતું હોય, તો સંગાથે આત્મપોષણ પણ થવું જોઇએ. તમે ઇશ્વર ભજન નહિં કરો તો તમારો લાંબી મુદતથી રક્ષા કરેલો દેહ એકજ મુદ્દગળથી નષ્ટ થઈ જવાનો.

કેટલાંક મનુષ્યો તો જ્યારે ઘોંઘાટ ન હોય, ત્યારે પ્રભુભજનનો વખત ઠીક ગણેછે. છોકરાં રમત ગમત કરતાં હોય, તો એ નિર્દોષ બાળકોને બોલતાં બંધ કરી, તેની રમતમાં ખલેલ પહોંચાડી, ઇશ્વર ભક્તિમાં લીન થાય છે. હું એને ખરો ભકત કહેતો નથી જે મનુષ્ય મનુષ્યના ઘોંઘાટ વચ્ચે, પ્રભુ સ્મરણ કરેછે. તેનેજ ધન્યવાદ છે. તેજ એકાગ્ર ચીત્તવાળો દૃઢાત્મા ગણાય છે. બીજા તો ઢોંગી જેવા ગણાય છે. જ્યાં શોર બકોર થતો હોય, જ્યાં બાળકની રમત ગમતના સ્વર સંભળાતા હોય, તેજ જગ્યાએ મનને સ્થીર કરી, હરિનું સ્મરણ કરનારા પુરૂષો ભાગ્યશાલી કહેવાય છે. પણ જેવા તેવા શોરબકોરથી ડરી જઇ, મનોવૃત્તિમાં ભંગ થઇ જવા દે એ ભક્ત કહેવાય નહિં. એવી ધ્વજાની પૂછડીવાળી વૃત્તિ મનુષ્ય પૂતળાંને યોગ્ય નથી હોતી. તમે હિમાલયના શિખર પર જાઓ, ગુફામાં ખિણમાં કે ગમે એવાં નિર્જન સ્થળમાં પ્રવેશ કરો, પરંતુ ઉપાધિ અને ધાંધલો તો તમે જ્યાં જાઓ ત્યાં તમને આડેજ આવવાનાં, કારણ કે જ્યાં પૃથ્વી એવું નામ છે, ત્યાં આપણી આસપાસ શોરબકોર અને ઘોંઘાટ હોવાંજ જોઇએ. રાઇના સોમા ભાગ જેટલી જગ્યા પણ જીવજંતુ વિના ખાલી નથી. ત્યાં કોઇ ધાંધલ વગરની સ્થિતિમાં રહેવાની વાત કરે તો તેને આપણે કેવા સમજવા જોઇએ ? જમીનથી માંડીને તે ઠેઠ ગગન મંડળ સુધી કે જ્યાં નવી સૃષ્ટિઓની શરૂઆત થાય છે, ત્યાં પણ ચિત્તને વ્યગ્ર કરે એવી ધાંધલો તો થવાનીજ. માટે જેનાથી ધાંધલ વચ્ચે ભક્તિ ન થઇ શકે એમ હોય, તેણે પોતાનું નાક દબાવી સ્વર બંધ કરી દેવો એટલે પત્યું. પછી બહારથી કે અંદરથી ક્યાંય પણ ઉપાધિ નડવાપણું રહેશે નહિં. મતલબ કે છેલી દશા મૃત્યુ. જેઓ મહાન્ પુરૂષો થઇ ગયા છે, એ મહાન્ ઉપાધિમાંથીજ શ્રેષ્ટતા તારવી શક્યા છે. જેમ જેમ ઉપાધીઓ માણુસની કસોટી કરે છે, તેમ તેમ માણુસ મજબૂત થતો જાય છે. દૃઢ અને શૂરવીર બને છે. તમે ઉપાધિને, ધાંધલને તમારૂં સહાધ્યાયી સમજશો, ત્યારેજ તમારી કડાકુટનો અંત આવશે. મહામહેનતે પ્રાપ્ત થયેલી મનુષ્ય શક્તિને ગુમાવો નહિં. તમારી જીંદગી એળે વહી જાય છે. કેટલાક તો એમ કહે છે કે ભાઇ ! શું કરીએ આજ તો ક્યાંય ગોઠતું ન હતું. માંડ માંડ વખત કાઢી નાખ્યો. જુઓ ! આમનેમ વાયુવેગે વખત જાય છે, છતાં ઘણાઓને દિવસ લાંબા થઇ પડે છે. જ્યારે તેઓનું સત્ કાર્ય આરંભવાનું કહેવામાં આવે છે, ત્યારે

વખત નથી હોતો. જ્યારે કંટાળા ભર્યો વખત કાઢયો, ત્યારે ક્યાંથી સમય વધી પડયો; એ કાંઇ સમજાતું નથી. જો કહેશો કે વખત હતો તો કંટાળીને શામાટે વ્યતીત કર્યો ? હરિસ્મરણમાં કે બીજાઓના ભલા માટે કેમ એક પળ પણ ન વિતાડી ? ખરૂં પૂછાવો તો એજ તમારી ખામી છે. તમારૂં જીવન જો પરોપકારમાં. પ્રભુ સ્મરણમાં કે તમારી જાતને સુધારવામાં કામે લગાડો તો તમારૂં જીવન આખા જગતનું જીવન થઇ પડશે. એવી દશ વરસની તમે અવસ્થા ભોગવો તો તમને હજાર વરસનું આયુષ્ય ભોગવ્યું છે, એવું ભાન થશે. જેનું પરોપકારી જીવન હમેશાં ઠોકર ખાઇ ખાઇને મજબૂત થાય છે. તેમને ઉછળતા મહાસાગરમાં ફેંકી દે, કે ઉંચા પર્વત પરથી ગબડાવવામાં આવે; તો એક વાળ પણ વાંકો થશે નહિં. ભલે તેલની કડામાં નાખે, તુમુલ યુદ્ધમાં જોડાવાની ફરજ બતાવે, ગમે તેટલી ટીકા કરે; તો પણ દીલમાં અસ્વસ્થ રહેવું એતો એને સ્વપ્ને પણ નહિં આવડે. એની સાથે કોઇ જીંદગી ભર રહે તો તેનાં અંતઃકરણમાં કોઇ દિવસ શોકની છાયા દાખલ નહિં થવા દે, આપણે તેનું નુકશાન કર્યું હોય, તેની મશ્કરી કરી હોય, દીલ દુભાવ્યું હોય તો પણ ક્રોધે નહિં ભરાતાં ઉલટું હાસ્યના રૂપમાં ગણી કાઢશે. કહો ! કેટલી બધી પ્રવિણુતા ? કેટલી બધી મહાન્ શકિત ? હું તો એવા મહાત્મા ઓનેજ સત્ય સ્વરૂપ અને મુકત કહું છું, હું તમારી બુદ્ધિ સુધારવા, તેમજ મહા ધર્મવીર થવાને માટે એક ઉમદા સલાહ આપી કહું છું, કે તમારે તમારી જીંદગી ઉત્તમ જાહોજલાલીમાં વિતાડવી હોય, તો મહાત્મા પુરૂષોનો સમાગમ અને કાંતો સારાં પુસ્તકોનું વાંચન, મનન અને અનુકરણ કરો. એથી તમે અને તમારી પ્રજા, ભવીષ્યમાં અત્યંત લાયક બનશો.

મારા ગુરૂ મને હરવખત કહેતા કે બેટા ! મારા ગુરૂ સદ્ગ્રંથો છે. માટે તું પણ મારો વારસો સંભાળ અને અગણીત પુસ્તકો રૂપી મહાત્મા પુરૂષોની વચ્ચે આનંદી થા અને એ નિરાભિમાની નિઃસ્વાર્થ દેવતાઓને ખુશી પડે, ત્યારે બોલાવી તારા મનનું સમાધાન કર. ત્યારથી હું તેઓશ્રીનું વચન માન્ય રાખી, દરેક ગ્રંથો સહર્ષ ધારણ કરતો અને તેઓએ કરેલી મારા પ્રત્યેની સેવા માટે ગ્રંથકર્તાનો બહુજ આભાર માનતો. તેઓશ્રીની લોકો અર્થે કરેલી મહેનતના પરિણામે મારો આનંદ ઉભરાઇ જતો. હું જ્યારે ગીતા વાંચું, ત્યારે જાણે કેમ સંજય મહાત્મા મારી સાથે વાત ન કરતા હોય. કાલીદાસનાં કાવ્યો નીરખતાં જાણે તે હયાત ન હોય, એમ ખ્યાલ આવે છે. તેને હજારો ધન્યવાદ આપી હું કૃત કૃત્ય થાઉં છે કે મારો જન્મ તેના જન્મ પછી થયો. અને તેની દરેક કૃતિ મારા હાથમાં અર્પણ થતાં તેનાં અમૂલ

વચનોને મારા અંતઃકરણમાં ગોઠવી શક્યો. અજ્ઞાની માણસો ભલે ગમે તેમ બોલી તેઓની અથાક મહેનતને ધુતકારી કાઢે, તેઓની અક્કલ પરદેશ ગયેલી હશે. તેમાં એનો ગુન્હો નથી. મુર્ખ માણસો કોઇ જાતનું રહસ્ય સમજ્યા વિના જેને તેને નિંદે છે, એથીજ એને ઘેલા એવો હલકટ ચાંદ મળેલો છે. એની ખરાબ વૃત્તિથીજ ઉમદા વસ્તુઓ ખરાબ દેખે છે અને નાહકના ઉજ્જવલ વસ્તુને કાળો ડાઘ લગાડી બીજાઓને સારી વસ્તુના પરિચયમાં ન આવવા દેતાં એવાને એવા હળઝુડ રાખે છે. વડવાંગડી ઉંધે માથે લટકે છે, એટલે બધાને ઉંધે માથે ચાલતા દેખે છે. કાંઇ માણસો ઉંધે માથે ચાલતાં નથી. એતો વળવાંગડી ઉંધે માથે હોવાથી સામાને તેવા પ્રકારે જુએ છે, તેમ તમારી બધી રીતભાત સવળી હશે, તો તમને બધું સવળુ દેખાશે. જો અવળી હશે તો સત્ય છતાં અસત્યના રૂપમાં લાગશે. તમે તમારા હાથે દરિદ્રી, લોભી, પાપી અને અસંખ્ય અવગુણોનો પાઠ નહિં ભજવો. તમે સમસ્ત વિશ્વના માલિક છો. નેતા છો. પુજનીય છો, છતાં અમૃત છોડી, વિષનું પાન નહિ કરો, શા માટે, ભીખારી બની બેસી ગયા છો? તમે તમારી મેળે રંકતા ગ્રહણ કરી બીજાને દોષનો પિછોડો ઓઢાડી દયો છો. એજ તમારા દુખનું કારણ છે. એજ તમારી ખુબી છે. બીજાનાપર તમારી ભુલ ઓઢાવવા કરતાં તમનેજ એ ભુલના કર્તા માનો, તો ઝલદી એ ભુલ સુધરી જવા સંભવ છે. કારણ કે પોતાની ભુલને બીજાની ભુલ ગણી કાઢવામાં આવે તો આપણા માટે સુધરવાનો એકે ઇલાજ રહ્યો હોય, એવું જણાતું નથી.

તમારૂં ધનાઢ્યના સ્વપન્ના જેવું છે. એક ગૃહસ્થે સવારમાં કેટલાક ભીખારીને અનાજ માટે લડતાં જોયાં, રાત્રે નિદ્રામાં તેને એવું સ્વપ્નનું આવ્યું કે પોતે રંક હોઇ એક કોળીઆ ખીચડીને માટે બીજા ભીખારીની સાથે લડવા લાગ્યો, ત્યારે બીજા ભીખારીએ એવો તો જોરથી તમાચો માર્યો કે જેના વડે પોતાની નિદ્રા ઉડી ગઇ. જુએ છે તો ભીખારી નહિં કે નહિં ખીચડીથી ભરેલું રામ પાત્ર, ફકત વારસામાં મળેલી જાહો જલાલી સિવાય કંઇ નજરે પડયું નહિ. આમાં દોષ પોતાનો હતો, તેણે શા માટે રંકની લડાઇ અને કંગાલના કકલાટ સામા ઉભા ઉભા જોયા? અને પછી શા માટે એમ કહેવું જોઇએ કે રંકનું મૂખ ન જોવું. એને લઇનેજ સ્વપ્નામાં તરકાર થઇ પડી. આપણી ભૂલો બીજાના પર ઢોળી નાખવાની આપણને ટેવ પડી ગઇ હોય એમ જણાય છે. એ કુટેવ કાઢી નાખો તો હું નથી કહેતો કે તમારી પાસે આ પતિઓ મૂખ ફાડીને ઉભી રહે. કેટલાક તો એવા છે કે ખાસ પોતાને ખબર હોય કે મારા હાથથીજ ભૂલ થવા પામી છે, છતાં પોતાનાં બાળ બચ્ચાંને કે સ્ત્રીને અગર તો વૃક્ષ જે નજરે ચડે તેને મારવા મંડી

પડે છે. આ કાંઇ જેવી તેવી મૂર્ખતા ન કહેવાય. એને માટે પશુની પંક્તિ પણ હલકી છે. મનુષ્ય પ્રાણી બીજા જીવો કરતાં સર્વ શક્તિમાં ચડે છે, છતાં આવી ભૂલો કરી નિર્દોષને દોષિત બનાવે તો એ ઓછું શરમ ભરેલું નથી. આપણે તો જાગૃત અવસ્થામાં પણ સ્વમાના જેવા ખેલો કરી, બકવાદ કરીએ છીએ કે પતંગીયાજ દિપકમાં ઝંપલાવે છે. ભ્રમરાજ કમળમાં અટવાય મરે છે. એમ બીજાને ગાંડા કહેતાં આપણે હઠતા નથી. આપણી ભૂલ ક્યાં જેવી તેવી છે. મનુષ્યોએ તો અસંખ્ય વખત રૂપાળી મોહક વસ્તુઓપર મોહ કરી પોતે હણાઇ કરોડોના પ્રાણ લીધેલા છે. કે જેઓનાં નામ લખવા બેસીએ તો તેઓના ગ્રંથની મોટી લાઇબ્રેરી થાય. આવા ખોટી ધાંધલ કરનારા, ડરપોક અને કાયર લોકો ફોકટના દુનીયાને વિટંબણામાં નાખે છે.

હું તમારા કાનમાં દુંદભી નાદ કરી કહું છું કે તમે કિંમતી છો. ભલે આંહી ગરીબ રહ્યા. સ્વર્ગમાં તમારા સુકૃત્ય વડે મહેલો ચણાશે. નંદનવનમાં તમારે બેસવા ઉઠવાની જગ્યા રહેશે. ફરનીચર ગોઠવાશે; પરંતુ કોઇના પર દોષ નહિં ઓઢાડતાં તમારી ભૂલ સુધારી, તમારા દેશ ભ્રાતાઓની મદદે લાગી પડો. તમારી પાસે અરધો ટુકડો હોય તો તેમાંથી અરધો આપી ગરીબને સંતોષો; પરતુ લોભી ધનાઢયની જેમ માત્ર ધન સંગ્રહમાં મચ્યા રહેવું અને બીજાની મદદમાં એક દોકડો ન આપવો તેમ ન કરો. લોભી માણસ કીડી જેવો છે. કીડા મોસમમાં અસંખ્ય કણ ભેગા કરે છે, પણ તેની પેટફાડ મહેનતનો લાભ તેતરડાંઓ લે છે. તેમ લોભી ધનાઢયનું ધન નંદ કાસીમ, મહમદ, સિકંદર. તૈમુર વિગેરે જુલમી રાજાઓ લઇ જાય છે, ત્યારેજ સહન કરાય છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે તેઓ લુટારાનો જુલમ સહન કરે છે, પરંતુ પરોપકારને માટે એક પાઇ વાપરી શકતા નથી. આથી મને અફસોસ થાય છે કે દરેક માણુસ ઘણા અનર્થપાત થતા જોઇ શા માટે પોતાના અંતઃકરણને દાતારના રૂપમાં નહિં ફેરવી નાખતા હોય? લોભી માણુસના દિલમાં સારા વિચારો ઉત્પન્ન નથી થતા, એથી વિભુએ તેઓના દિલમાં સદ્વિચારોનાં અંકુરોજ નહિં મુકેલાં હોય. પરંતુ તેમ ન હોવું જોઇએ એનો ન્યાય અદલ છે. સદ્વિચારો તો તેઓને આપેલા પણ તે પર મીઠા વરસાદનું—પરિશ્રમનુ બુંદજ નહિં પડેલું. એવા માણુસોને સમજાવવામાં આવે તો હમણાંજ તેની ખરાબ વૃત્તિમાં ફેરફાર થાય તેમ છે. દુનીયામાં ક્યાં એક જાતનું દુઃખ છે. લોભી માણુસને કોઈ સારો માણુસ સમજાવી તેની પાસેથી પૈસા કઢાવી શકે તો પાછો પૈસા કઢાવનાર વિફરી જાયછે. જે પૈસો જેને માટે ભેગો થયો તે માટે વપરાતો નથી. એમાં સાચવનારને

પોતાના સ્વાર્થની લાંબે સમયે જાગૃતિ થાય છે. એથી પરોપકારને અર્થે મેળવેલું ધન, પરોપકાર અર્થે નહિં વપરાતાં ખરાબ રસ્તે વપરાય છે. તેઓ પહેલાં પોતાનાં ઘર ભરી પછી જો વધે તો એક બે આધિ ગરીબોને આપી મહાન્ ધર્મની શરૂઆત કરી છે. એમ જગતને મનાવી દે છે. આવા લોભી અને લોભીની પાસેથી ધન છોડાવનાર એમ બંને દેશના દુશ્મનો છે. આવા જમાનાને ડાઘ લગાડનાર મનુષ્યોની અગણીત સંખ્યાને લઇને દેશ સપડાય ગયો છે. હું કહું છું કે ભાઇઓ ! હમણાં તમે સબુર કરો. તમારી સદ્વૃત્તિને ડગાવો નહિં. જ્યારે તમે દેશના લાભ માટે કે ગરીબના નિર્વાહ અર્થે એકઠા કરેલા પૈસા સન્માર્ગે વાપરો, ત્યારેજ ભુખ મરો અને પરાધિનતા પલાયન કરી જશે અને દેશ એવો તો રત્નથી પરિપુર્ણ થઇ રહેશે, કે તમે જેટલો પૈસો દેશના લાભ માટે વાપર્યો હશે, તેનાથી અનંત ગણું ધન તમને બજારમાં રડવડતું જણાશે. અને એજ વખત તમને તમારી કરેલી મહેનત માટે અભિમાન જાગ્રત થશે. તથા જે વસ્તુને માટે દોડધામ કરવી પડતી હતી, તે વસ્તુના ઢગલે ઢગલા થવા માંડશે. તમે તમારા દેશને સમૃદ્ધિમાં ભરપુર કરવા માટે તનમન ધન ખરચી નાખો. તમારી સ્વદેશહિતની લાગણી મજબુત છતાં લોકો તમારા પર ન મરી પડે તો તેનો જોખમદાર હું છું. લોકો પોતાના હિતકરને માન આપવાની વિદ્યા સારી જાણે છે. અને એમાં વળી હિંદની લાગણી પછી તો તેમાં શું ખામી રહે? મને મારા ગુરૂ હરવખત કહેતા કે બેટા! હિંદ ઉપર હરિ હેત રાખે છે. જેનામાં હરિ હોય, એજ હિંદને ચાહે, બીજા દેશોની માફક હિંદમાં ધરતીકપના, જવાળા મુખીના, વાવાઝોડાના, સમુદ્રના પાણીના વિગેરે કોઇ જાતના કુદરતી કોપો હોતા નથી. જે જે માણુસ હિંદને યાદ કરે, તે તે વખત તેમને બમણો લાભ મળે છે. જે હિંદનું બુરૂં ઇચ્છે, તેનું લાંબે સમયે બુરૂં થાય છે, આ હિંદમાં ઘણાએ રાજાઓ થઇ ગયા, પણ હિંદનું બુરૂં કરનાર કોઇ ઝાઝો સમય નિભ્યો હોય; એવું જણાયું નથી. કાં તો સગા ભાઇઓ ભાઇઓમાં તકરાર થાય, કાં તો બાપને દિકરો મારે અને દિકરાને બાપ મારે, પરંતુ કોઇ હિંદનું બુરૂં કરનાર જાહોજલાલીમાં જરાવંત થયો, એમ નથી થયું. કોલંબસને હિંદ યાદ થયો, એજ વખત હિંદને બદલે અમેરિકા મળી ગયો. આમાં નવી પૃથ્વી હાથ આવવાનું માન હિંદને ઘટે છે. બેટા! જ્યારે તું હિંદનું સારૂં ઇચ્છવા મરજી બતાવશે. એજ વખત કુદરતી આફતો તારી આડે આવશે; પરંતુ તારી કસોટી કરી પાછી તારીજ મદદમાં મળી જશે. તને દુનીયા હિમાલય પરથી ગબડાવી મુકે, કારાગ્રહમાં પુરે

સમુદ્રને તળીએ દાબી રાખે; તો પણ હિંમત નહિં હારતો. તને હું છોડવીશ. હિંદીઓ કે, જગતના કોઇપણ જીવો હિંમત ન હારે, બેફિકર રહે, ચિંતાને તજે, તો હમણાંજ ખરાબ સમય ઉથલી પડે. તેમ છે. કારણ કે સમયને માણસે બનાવેલો છે. પરંતુ સમય આપણને નથી બનાવી શકયો. જે સમય તમને વ્હાલો હોય, તેને પોશણ આપો અને ખરાબ હોય તેને સુધારો. તમારી અને બીજાની કૃતિને તમેજ માન આપો તેનેજ નિભાવો, તેમાંજ આનંદ માનો. તમે કોહિનુર છો. જેમ જેમ તમારા પર સમયના પાસા પડે છે, જેમ જેમ તમે દુઃખની અને પરિશ્રમની સરાંણે ચડો છો, તેમ તેમ તમારી કિંમત વધે છે. તમે ભલે ગરીબ રહ્યા, ભલે તમો ખુણામાં પડયા, કાંઇ એથી તમારી કિંમત ઘટી જવા સંભવ નથી. જેને ગરજ હશે, જેને પોતાના મુકુટમાં રાખવાની ઇચ્છા હશે, તે એની મેળે તમારૂં ઘર પુછતા આવશે. કદાચને તમે ખુણામાં પડયા હો, તેથી તમારે શરમાવા જેવું નથી રહેતું. શરમ તો તમારા સદ્‌ગુણની જે કિંમત ન જાણતો હોય તેને છે, તમને ઓળખવા છતાં, તમારી પુરેપુરી જેની પાસે કિંમત છે છતાં, તમને કિંમતી ગણી હાથમાં ન લે તો એ મુર્ખાઓની આબરૂ જાય તેમ છે, તમે નિર્ભય રહો. તમે ઉંચ નીચ ગમે તે જગ્યાએ હો, પણ મારા ભાગ્યમાં હશે એમ થશે, એમ નહિં બોલતા મહેનત વડે તમારા ભાગ્યને ઉજળું બનાવો. સોળે સોળ આના ભાગ્ય પર ભરૂસો રાખનાર નમાલો કહેવાય છે. ભર્તૃહરિ ઉદ્યોગીને સિંહની ઉપમાં આપે છે. તમે ભાગ્ય ભાગ્ય નહિં કરો. તમારી મહેનતથીજ ભાગ્ય જન્મ પામ્યું છે. શ્રમથી ભાગ્યનો મરતબો ઉંચે ચડે તેમ નથી. ઉઠો ઉભા થાઓ! મહેનત કરો! જોઉં છું કે ભાગ્યનો દરેડો કેમ નથી થતો. દિવો પોતાની જ્યોત જ્યાં સુધી ટકાવી રાખેછે, ત્યાં સુધીજ અગણીત જીવો તેને મળી જાય છે. કેટલાક એવા નિરૂદ્યમી માલુમ પડેછે, કે પોતાનાં બાળ બચ્ચાં કે સ્રીનું પોશણ કરવું એ પણ તેને ભારે થઇ પડે છે. માત્ર નામનોજ ગૃહસંસાર માંડેલો હોય છે. જ્યારે તેને પુછવામાં આવે છે, ત્યારે દયામણું મુખ કરી ભાગ્યને વચમાં ઉભું રાખે છે; પરંતુ એમ નથી કહેતો કે મારામાં હૈવત નથી. તાકાત નથી. હું આળસુ છું. કરોળીઓ પણ દિવાલ પર ચઢી જાળ બાંધવા જતાં બે ત્રણ વાર પડી જાય છે, પણ હિંમત હારતો નથી. અને પોતાનું કાર્ય પાર પાડે છે. તેમજ પક્ષીઓ પણ પોતાનાં બચ્ચાંઓ માટે તણખલું તણખલું કરી માળો બાંધેછે અને બચ્ચાંને ખોરાક માટે દાણો દાણો વીણી લાવી પોશણ કરેછે. એ એની મહેનત કેટલી બધી પ્રશંષાપાત્ર છે? આ દૃષ્ટાન્તો સાંભળી

મનુષ્યે સમજી જવું જરૂરનું છે. જુઓ! વળી તે બચ્ચું લાયક થયા પછી પોતાના માબાપના લાવેલા ખોરાક પર નિભવું તેને લાયકાત વાળું સમજતાં નથી, એટલે ખાસ પોતાની જાત મહેનતથી રળેલુ ખાવું એવા ઇરાદાથી ઉડવા શીખે કે તુરત પોતાના હાથથી પોતાનો નિભાવ કરી લે છે. ધન્યવાદ છે, તેઓને કે તેનામાં આવી મહત્તા છુપાયલી છે. આથી આપણે ઘણું એક શરમાવા જેવું રહે છે કે આપણી સતા પશુ પક્ષીઓ કરતાં હલકી ગણાય છે. કુદરત તમને પોશવા ધારે છે, મારવા નથી માગતી. તમે તો તમારે હાથે તમારી ગરદન કપાવા તૈયાર થઇ જાઓ છો, એટલે પછી કુદરત નિરૂઉદ્યમીનું ગળું કાપી પોતાની ફરજ બજાવે છે. આ ઉપરથી તમેજ તમારી આપત્તિ ઓને જન્મ આપેલો છે.

કેટલાક આળસુ મનુષ્યો આપણાં શાસ્ત્રોને અને આપણા રીત રિવાજોને તથા આપણા ધર્મને પડતીનું કારણ સમજેછે. એમ ઘણે ઠેકાણે મેં સાંભળેલું પણ છે. જુના ગ્રંથો જુના જમાનાને લાયક હતા, જુના ધર્મો ખોડખાપણ વાળા છે તેઓ એટલું એટલું બોલે છે કે એ હકિકત મારાથી આંહી લખી શકાશે નહિં. હું કહું છું, કે આપણા ધર્મગ્રંથો, આપણી રીતભાતો આપણને દિવ્ય પ્રકારનો જુસ્સો આપનારાં છે. જુઓ આપણા વેદાંત ધર્મે પાણીપતના મેદાનમાં ક્ષત્રિયને કલંક લગાડે એવું જે બાયલાપણું નિર્માલ્યપણું અર્જુનને થયું હતું તે વેદાંતદ્વારા શ્રીકૃષ્ણે દુર કરાવ્યું હતુ. વિશ્વામિત્રે વૈરાગ્યવંત્ રામને ઉપદેશ આપી, મનને સ્થિર કર્યું. તેમાં કોઇ મૂઢાત્માને વિશ્વાસ ન આવતો હોય તો જુઓ "યોગ વાસિષ્ટ" "વૈરાગ્ય અને મુમુક્ષુ પ્રકરણુ" જે વેદાંતને ન જાણુતો હોય, તેણે કોઇ દિવસ તેના પ્રત્યે ધિક્કાર વરસાવવો નહિં. કદાચને વેદાંત વિરૂદ્ધ કોઇ અપશબ્દો વાપરે કે અશ્રદ્ધા ઉભી કરે તો તમે તેના ગુણના માહીતગાર છો. માટે સામા માણુસની સાથે સંવાદ કરી તેને પાછા પગ લેવરાવો.

આપણામાં સત્ય વસ્તુ પ્રત્યેથી શ્રદ્ધા ઉઠી જવાની નબળાઇ હોય છે, તેથીજ જાડા બળીયા તમારી તરફ ફાવી જાય છે. કેટલાક તો એવા જવાબ દેવા વાળા હોય છે, કે અવળી બાબતને સવળી કરી અને સવળીને અવળી કરી ખોટાનું સત્ય કરી બતાવે છે. આથી કેટલાક એવા મૂર્ખ હોય છે કે તેનાજ ગુલામ બને છે. આપણે એવા પાખંડીઓને માન આપતા રહીએ, તો નક્કી દુર્ભાગ્ય દેવી આપણા ઓવારણાં લેશે. આથી તમે તમારી પડતીનાં કારણો ખીસામાં ભરતા હો એમ જણાય છે, તમારે કોઇની મધુરી વાણી તરફ ભોળવાઇ જવું નહિં. પણ તેનાં રહસ્યો બરાબર તપાસી પછી વર્ત્તણુક કરવી વાસ્તુંકી પ્રકાશાત મણી

રાખે છે; પરંતુ સાથે સાથે પ્રાણુ નાશક વિષની જ્વાળાઓ પણુ ફેંકે છે. માટે તમારે તમારૂં અને જગતનું ભલું સમાયલું હોય એજ બાબત વિચારવાની છે, તમારે ઇશ્વરની મશ્કરી ન કરવી હોય, દુનીયાની દરેક વ્યક્તિને ઠઠ્ઠા કરતાં ન શીખવવું હોય, તોજ ઉપરની વાતને માન આપો. નહિંતર હું કહેતો નથી. તમે નંદનવનના રમ્ય સ્થળમાં ઉભા રહેવાને યોગ્ય છો. નર્કના દ્વારમાં જવાને લાયક નથી. માટેજ આ તસ્તી લેવી પડે છે. પરમાત્માના ભજન સિવાય, પારકાના લાભ વિના, જે ઘટનાં ઉભી થાય, તેને દુઃખના ગાડે ગાડાં સાંકળવાનો ઇલાજ કહી શકાય. જે સ્થળે સત્ય, ધર્મ અને પરોપકાર વૃત્તિની તાલીમ લેવાતી હોય, ત્યાં સૃષ્ટિના દરેક જીવો માથું નમાવી ઉભા રહે છે. સત્યવીર આખા જગતમાં પુજાય છે. તેનાં વચનો ઝીલી લેવાને હજારો માણુસો હારબંધ ઉભેલાં હોય છે. જેનામાં સત્ય ન હોય, તેને પોતાની સ્થિતિથી ઉથલી પડવાનો ભય છે. મહાત્માઓમાંથી સત્ય જાય છે. કે તુરત સંસારિક કાર્યોમાં જોડાય છે. કવિ, ભક્ત, શૂરવીર વગેરેમાં પણુ તેમજ સમજવું યોધ્ધો જે વખતે સત્યતા ગુમાવે છે, એજ વખત પોતાના માલીકનું ગળું કપાવે છે. અગર તો પોતાના પ્રાણુ ગુમાવે છે સમજો કે એકજ ઘરમાં સ્ત્રી અને પુરૂષ રહેતાં હોય, પણુ તેમાંથી સત્ય નાબૂદ થયું તો એજ વખત એને સર્વત્ર સુખનાં સાધનો ક્રમક્રમાટી ઉપજાવે છે. સ્વર્ગ જેવાં સુખો નર્ક કરતાં વધારે દુઃખદ થઇ પડે છે.

એક સત્યતા વિષે જર્મન જાસુસોની હકિકત છે કે ત્યાં પણુ જાસુસ સ્ત્રીઓ પોતાના દેશ અને પોતાની ફરજ માટે બીજાં રાજ્યોના વડા અધિકારીઓના ઘરમાં સ્ત્રી તરીકે રહી, બધી જાતના ખાનકી વિચારો પોતાના દેશ તરફ રવાના કરી દેતી અને બીજા કોઇપણુ દેશનો રાજા પોતાના દેશ વિરૂદ્ધ ચળવળ કરે, તો સત્વર ત્યાંના અધિકાઓને માહિતગાર કરી પોતાના દેશને આફતમાંથી બચાવતી, જુઓ! એ ઓરતોની પોતાના દેશ તરફ કેટલી બધી લાગણી. તેણીને ચાર ચાર પાંચ પાંચ છોકરાઓ થયાં હોય, છતાં પોતાના માલિકને એમ ન ખબર પડે કે તે જાસુસી કામ કરવા અને ખાસ મારા પેટમાંથી વાતો કઢાવવા સારૂ મારી સ્ત્રી તરીકે ગોઠવાઇ છે. કહો! આ કેટલું બધું સત્ય પોતાના દેશના લાભ માટે, તેણે કેટલું બધું સાહસ ખેડયું તેવીજ રીતે પુરૂષો રેલ્વેમાં, આગબોટમાં વિગેરે સ્થળે ડ્રાઇવરોનું કામ કરી, તેનાથી પોતાના રાષ્ટની સેવા બજાવતા. વખત મળતે ત્યારે પોતાના દેહની પરવા ન કરતાં લશ્કરથી ભરેલી રેલ્વે અફળાવી મારતા. સમુદ્રમાં આવજાવ કરતી આગબોટો માણુસો અને હથીઆરો સહીત ડુબાડી પોતેપણુ ડુબી મરતા, દુશ્મનના કોટ કિલ્લા બાંધવામાં મજુર તરીકે કામ કરી બધા ખાનકી રસ્તાઓથી માહિતી

મેળવી છેવટે મજબુત સાધનો આપ્યાં છતાં એવો તો દુર્બળ કિલ્લો બાંધતા કે એકજ તોપની સાથે ખલાસ થઇ જાય. તોપચી તરીકે કામ કરી, તોપનું મુખ પોતાના દેશ બાંધવો તરફથી બદલાવી પોતે જેનું કામ કરે છે તે બાજુ ફેરવી લાખો માણસોનો કચ્ચરઘાણ વાળી નાખતા. કદાચને આ કૃત્યથી પોતાનું કપટ જાણમાં આવે અને પાછા બીજા હજારો જાસુસો પકડાઇ જાય તેથી દેશનું ભલું ન થાય માટે પોતે પણ સાથે સાથે મરી જતા. અહાહા ! આમાં કેટલું બધું સ્વદેશ હિત ? લાંબો વખત નોકરીમાં ગાળ્યો છતા પોતાના સત્યની કોઇ પણ માપણી ન કરી શકે. એ જેવી તેવી સત્તા, બહાદુરી કે સ્વદેશ તરફની લાગણી ન ગણાય. આવી સત્યતા સાર્વભૌમના મુખે ગવાય છે. તેઓના આવા મહાન્ પ્રયત્નથી જર્મન નાનું એવું રાજ્ય છતાં આખી દુનીયામાં વિદ્યા હુન્નરમાં બળમાં, લક્ષ્મીમાં, તર્ક શકિતમાં વિગેરેમાં મહાન્ પદ ભોગવે છે અને જીવ જાન જતાંસુધી પોતાના દેશનું ભલું કરવામાં પોતાની જીંદગીનું સાર્થક સમજે છે. આ લોકોનો ઇતિહાસ બહુજ અજાયબી ભર્યો છે; પરંતુ તેઓના થોડાંજ દાખલા આપણને કામ લાગે તેવાજ લીધેલા છે. તમારૂં મન ઠેકાણે રાખી જો વિચારો તો એવા સત્યમય કાર્યથી બીજું કયું સાધન શ્રેષ્ટ હોઇ શકે છે ?

---

## 'આપણો સ્વભાવ.'

માણસ સવારના પહોરમાં સ્નાન ધ્યાન કરી, મુખેથી રામરામ !! અગર તો કૃષ્ણ કૃષ્ણ !! કહી ભક્ત હોવાનો ડોળ કરે છે અને પછી સજીવ દેહો પ્રત્યે ઇર્ષા અને અપમાન વરસાવે છે, આ બાબત કાળું શરીર એવુંજ કાળું હ્રદય હોય એમ સાબીતી આપે છે. તમને મુર્તી પુજા આવડતી હોય તો તમારે દરેકના દેહમાં રહેલા પરમાત્માને નહિં તરછોડવો જોઇએ. નિર્જીવ વસ્તુ કરતાં સજીવ વસ્તુઓ પર વધારે સ્નેહ રાખવાની જરૂર છે. મુર્તીએ પરમાત્માનું બજન કરવાનું ઓઠું કે તેનો આકાર છે, તેને આપણે પુષ્પ ચઢાવીએ, પવન નાખીએ, વસ્ત્ર પહેરાવીએ, સ્મરણ કરીએ, ભોજન ધરીએ; પરંતુ જેનામાં સત્ય વિભુ વિરાજી રહ્યો છે, તેના તરફ તિરસ્કાર દરસાવીએ, તેને ભુખ્યા રાખીએ, નગ્ન રાખીએ, અગર તો આપણાથી હલકા સમજીએ; એજ વખત પરમાત્મા આપણને ગાંડાની પંક્તિમાં ગણી કાઢે છે. અને કરડી નજર કરી પોતાના સ્નેહી પ્રત્યે વાતવાતમાં કહી દે છે કે જુઓં તો બાઇ। આ માણસો મને પત્થરમાંજ પડેલો સમજી મને ધુપ દીપ કરે છે; પરંતુ ચલનવલન કરનારા જીવોમાં હું ખાસ રહ્યો છું એ બાજુએ તો એ જોતાજ નથી ? કહો! મારા ફોટાને જીવ આપનારા પણ હું તેને ઘેર ગયો તો મને જુતીઓ મારનારા મનુષ્યો મને કેવા વ્હાલા હોય? એ તો તમેજ કહો! આ તો હું તેનાં પીરસેલાં ભોજનો, અખુટ લક્ષ્મી વિગેરે સામું જોતો નથી; પરંતુ જો તે હું લઇ લેતો હોત તો મારે નકી ભુખે મરવાનો વખત આવતે કારણ કે તેઓ એમ સમજી જાત કે આ ઠાકોર તો ખાનો જણાય છે, માટે આપણે કરો બંધ એવા આંધળા ખર્ચથી બચીએ કે? જ્યાં સુધી મનુષ્યો સર્વમાં રહેલો એવો જે હું તેનો તીરસ્કાર કરશે અને એવું ને એવું પાગલપણું તથા અજ્ઞાનતા નિભાવી રાખશે તો હું તેને હવે પછીના જન્મમાં માથે શીંગડાં ચડાવીશ. મારી મુર્તીને પુષ્પ ચડાવવાં અને મારા અંશાવતારોને ધુળથી વધાવી લેવા, એજ બાબત મારા દિલમાં ગ્લાની ઉત્પન્ન કરે છે. ઘણા ઘણા મનુષ્યો એ બાબતથી પોતાના અજ્ઞાન ભ્રાતાઓને સમજાવે છે, છતાં હજુ તેઓ સુધર્યા નથી એજ મારા ક્રોધાગ્નિમાં આહુતી આપે છે. તેઓ પોતાનો અત્યાચાર છોડે તો બહુજ સારૂં છે. કેટલાક મારી મુર્તીની પુજા તન, મન, ધનથી કરતા હોય, અને જો હું તેના તરફ ન પ્રસન્ન થયો હોઉં, તો આ એનું મોટું કારણ છે, નહિંતર હું એવો ક્રુર નથી કે મારા ભક્તોપર જુલ્મ કરૂં. જ્યારે મુસલમાનોએ મારા દેવાલયો તોડયાં, બાળ્યાં અને મસજીદના રૂપમાં ફેરવી નાખ્યાં, એ

વખતે હું ગામ નહોતો ગયો. હું તો હારોકાર રમી રહ્યો છું પરંતુ એ એની શિક્ષા હતી. તેઓ દરેક મનુષ્યો તરફ દ્વેષદષ્ટિથી જોતા અને ત્યાંસુધી ઘરનો કાયદો લડાવતા કે તેઓને સાથે વાતચીત પણ ન થાય, તેમ અડકાય પણ નહિં. જેના વડે જગત રક્ષાય છે, જના વડે અરસપરસ શીખવાનું મળે છે, જેઓ રસકસની વૃદ્ધિ કરે છે, આખા જગત્‌નો નિભાવ કરે છે, એવાં અદ્‌ભૂત કાર્ય કરનારા જીવો પ્રત્યે જે દયા ન બતાવે તેના પ્રત્યે મારે માયાળુ સ્વભાવ ક્યાંથી શોધી લાવવો ? ભાઇઓ ? સર્વ જીવો ઇશ્વરનાં સ્વરૂપો છે. તમે પણ તેમાંના એક છો; છતાં આમ બેદરકારી રખાય એતો બધાં સુકૃત્યને ધૂળધાણી કરવા જેવું છે, તેઓના તરફ દયા લાવો, દયા એ સર્વ શુભ કાર્યોની જનેતા છે. જો તમે દયાના ઉપાસક બનો તો પર્વતો ભલે અચળ રહ્યા તારા લાખો ગાઉ દુર હોય તો પણ ભલે હોય, પરંતુ એ બધાં તમારી પાસે ધસડાઇને આવશે. જગતના સર્વત્ર ખજાનાઓની કુંચી તમને હાથ લાગશે. તમે આ રસ્તો બીજાઓને બતાવો, તો હમણુાંજ તમારી ઉન્નતિ થશે. આના જેવી બીજી એકે ઉત્તમ ભૂમિકા નથી. જ્યારે જ્યારે તમે હરિ ભજનમાં લીનહો, સંસારીક માયાથી મુક્ત હો, ત્યારે તમને જે આનંદ અને સુખો પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રકટ થાય છે, તેના કરતાં ઉમદા વિચારો જ્યારે તમે સર્વ જીવોમાં ઐકયતા અનુભવો છો ત્યારે ઉત્પન્ન થાય છે. એનાથી તમને દેવોનું અમૃત નકામું જણાશે. આવી બુદ્ધિ રાખનારા પોતે અને પોતાના કુટુંબને પુજનીય બનાવે છે. દેશને ખ્યાતિમાં લાવે છે. સર્વત્ર જીવોમાં સન્માન રેડે છે. આત્મદર્શી પુરૂષો જેવું કાર્ય કરે છે, તેવું કાર્ય ધનવાન નથા કરી શકતાં. જુઓ ! ગરીબને ઘેર ઉછરેલો સુદામા પરમાત્માને ભેટવા ભાગ્યશાળી થયો નરસિંહ મહેતો એજ વિશ્વેશ્વરને સેવક બનાવી શક્યો. જુઓ ! આથી તમને ધનવાનની અને સર્વ જીવોને માન આપનારા મહાત્મા પુરૂષોની તુલનાની તો ખબર પડી ગઇ હશે. તમે કદાચને ભવ્ય મકાનો બાંધવાથી, કે મોટરો દોડાવવાથી, મહાન્ થવાની આશા રાખતા હો તો એ તમારા મગજનો પવન ખરાબ છે, રોગને ઉત્પન્ન કરનારો છે, એમ સમજો. એથી તમે મહાન્ થશો નહિં. કાંઇ તમારે ઘેર જડ વસ્તુઓના જથ્થાના રખવાળ આંટા ફેરા કરતા હોય, એથી અભિમાન કરવા જેવું નથી; એતો ગરીબને ઘેર પણ કોઇ કોઇ વખત ધનની ચોરી કરનાર એ મનુષ્યના જેવા સર્પો દોડધામ કરતા હોય છે. જ્યાં આત્મ દર્શી પુરૂષો વિરાજતા હોય, ત્યાં ગરીબોને પહેલું માન મળે છે. કારણ કે તેઓના દિલમાં સર્વત્ર જીવો એકજ રીતે ગોઠવાયા હોય છે. તમારે ત્યાં તવંગરો આવે અને ગરીબોનાં ટોળે ટોળાં હાજર હોય તેનાથી શું હરકત છે ? કદાચને તમારા જેટલી સંપત્તિ નથી

પરંતુ તેઓ તમારા કરતાં ઓછી વ્યાધિ અને વધારે સુખ ભોગવે છે. માટે એ તમારા કરતાં સ્મૃદ્ધિમાં વધે છે. કદાપિ ગરીબના સહવાસથી તમારૂં ધનવાન જીવન, સાદું જણાય તો ગભરાઓ નહિં. કાંઇ નોકરો પાસે પાણીના લોટા ભરાવવાથી, કે પધારો શેઠજી! એમ કહેવરાવાથી મહાનતા પ્રાપ્ત થતી હોય તો તમે ભયંકર ભુલ કરો છો આથી તમે પારકા ઉપર નિભનારા છો. આ તમારી આત્મશ્લાઘા છે, આપ વડાઇ છે. તમારા ખોરાકને તમેજ પચાવો. તમારી સાદી પ્રકૃતિ તમારા ભલાને માટે છે, પારકાના માટે નથી. તમારી તેજી બીજાને ન દેખાડો. તમારી જેવાને બોલાવી, માન આપી, પાન સોપારી ખવરાવી કે અભિમાનની વાતો કરી, તમારી સ્મૃદ્ધિને ખુલ્લી પાડવા પ્રયત્ન ન કરો. તમારે બીજાને આંજી નાખવાનું શું કારણ છે? આનાથી તમને શું અવગુણ આવી પડે છે એ તમે સમજો છો? તમારો ઠાઠમાઠ બીગનને બતાવવા તમારે ઘરમાં જાત જાતનું ફરનીચર ગોઠવવું પડશે અને વારનેસ તેલ લગાવેલ આકડા, લીંમડાના લાકડાના ગુલામ થવું પડશે. અરેરે! આ કેવી અજાયબીની વાત? કેવી ગુલામી? જડ પદાર્થનો સંગ્રહ કરનાર જડ વસ્તુ-ઓની ગુલામી સ્વીકારે એમાં શી નવાઇ? મનુષ્ય જેવું સમર્થ પ્રાણી લીલા વૃક્ષની સેવા બજાવતું હોતે તો બહુજ સારૂં ગણાતે; પરંતુ નિર્જીવ જડ પદાર્થાનો ગુલામ એ કેટલી બધી શરમ ભરેલી બીના છે? આ ઉપરથી સિદ્ધ થાય છે કે તમે તમારી સ્મૃદ્ધિ બીજાને દેખાડતાં તમે બીજાના ગુલામ થયા. કારણ કે તેમને માટે તમે એ બધું બનાવ્યું. તેને સાફ કર્યું. મારૂં તો એમ કહેવું છે કે તમારે ઘેર આવનારો માણસ તમારાથી ડાહ્યો બનીને જવો જોઇએ; પરંતુ તમારા ગૃહે આવી થોડી ઘણી ઘેલછા લઇને જાય એતો તમારો સહવાસ અને જાજરૂનો સહવાસ બ'ને એક ગણાયો. ખાવા પીવાની મિષ્ટતા કરનાં તેને કોઇ અદ્ભૂત વસ્તુઓની મીષ્ટતા દેખાડો. પૈસા આપીને સંતોષવો એતો મશ્કરી કર્યા બરાબર છે. તમને જેના ઉપર પ્રેમ ઉત્પન્ન થાય, એ જીવ તરફ પ્રેમ અર્પણ કરો; તેને ઉપાધિમાં ઉતરવું પડે, તમારી માફક જડ વસ્તુઓની ગુલામી કરવા પડે, તેવું ન કરો.

ખનિજ પદાર્થો જડ છે. જડની સાથે વિશ્વાસ કરવાથી અને બીજાઓને વિશ્વાસ બેસાડવાથી સજીવ વસ્તુઓ નિર્જીવ બની જાય છે. જડ, જડ વસ્તુની ઓળખાણ કરાવે છે, ચૈતન્યને ઓળખાવી શકતું નથી બહારની અને અંદરની જે જે વસ્તુ તપાસો એ બધી તમને સ્નેહમાં જોડાવાની કુદરતી રીતે ફરજ પાડે છે; પણ તમારે તો ખરો સ્નેહ આત્મા

સાથે જોડવાનો છે; નહિં કે જડ પદાર્થો સાથે તમારા ભાગ્યયોગે જો તમને જગતના જીવો સાથે મૈત્રી બાંધવાનો સુયોગ પ્રાપ્ત થાય અને એમ કરવાનું તમારી શક્તિઓ તમને ભલામણ કરે તો એ સુવર્ણ પગથીયાં વાળી સીડી છોડી દેશો નહિં. તેનો ઉપયોગ કરો. એક પછી એક એમ અવનવાં પગથીયાં ચડવા માંડો. એની મેળે શાન્તિ અને સત્યતાની ભુમી નજરે પડશે. સ્વર્ગ મેળવવું અને નર્ક મેળવવું એ બધું તમારા હાથમાં છે. સર્વત્ર સંસારિક ઉપાધિઓ નાબુદ કરવી હોય, તો પણ તમારાથી બની શકે તેમ છે. સુર્ય ચંદ્રનો પ્રકાશ બંધ કરવો હોય તોપણ થઇ શકે તેમ છે. કેટલાક સુર્યનો પ્રકાશ ન જોવા માટે ગુફામાં ચાલ્યા જાય છે, કેટલાક ગ્રહનાં બારી બારણાંઓ બંધ કરે છે; પરંતુ તેમ કરવાની કંઇ જરૂર નથી, અગર તો સમગ્ર સૃષ્ટિમાં ઢાંક પિછોડો કરવાની કંઇ જરૂર નથી; માત્ર તમે તમારી આંખો બંધ કરો એટલે થયું. પ્રકાશ એની મેળે બંધ થઇ જશે. દુનીયાની દરેક ઉપાધિઓ ટાળવા માટે આ બહુજ અગત્યની કુંચી છે. એનાથી મહાન્ ઉપાધિઓ ઓળંગી શકાય છે. તમે દુનીયાના પ્રપંચો તરફ નજર ન કરો અને તેની દરકાર ન કરો તો તમારા જેવો આ જગતમાં બીજો કયો મહાન્ છે? મનુષ્યો આવો અનુભવ શરૂ કરે તો દુઃખ, કલેશ, ચિંતા ભય, વ્યાધિ વિગેરે કાયમ ખાતે એના ગોળાનું પાણી હરામ કરી ચાલ્યાં જાય તમારે દિન પ્રતિદિન જ્યાં બેઠા હો. ત્યાં સ્થિર ચિત્ત કરી, ઉપરના વિચારની ગોખણ પટી કરવી જોઇએ. પછી. શ્રેષ્ટ ભાવના વડે એક ભારા અને પ્રમાણિક શાન્ત, ધીરવીર, સત્યવાદી પુરૂષ તરીકે જાહેરાતમાં આવવું જોઇએ. તમારી શહેનશાહ વૃત્તિમાં, મહાન્ આત્માના શ્રેષ્ટ પદની ગાદીપાર, રંકતા—ભીખારી પણાનો ભાગ આવવા દેવો નહિ. જો એમ થયું તો એકદમ દુઃખનો કળશ તમારા શીરપર રેડાશે, તેને લઇને, દુઃખી થાઓ તો પછી મને દોષ ન દેતા. પરમાત્મા તમારા ચિંતન અને રહેણી કહેણી પર તમારૂં ભાગ્ય ઘડી આપે છે, કારણ કે જો ઇશ્વર એમ ન કરે તો પોતાને અન્યાયી ગણાવાનો ભય રહે છે, જેમ ભકત પીરસે તે પ્રભુને ખાવું જોઇએ, તેમ જે ભકત માગે તે હરીએ આપવું જોઇએ. દરેક માણસ પોતાના હાથેજ હલકી પદવી ધારણ કરી લેછે. શા માટે પોતાને શ્રેષ્ટ નથી સમજતા? અને હમેશાં ખરાબ ચિંતન કરી શા માટે હલકા બની જાય છે? તમારી હલકી ભાવના વડે તમારો માલિક તમને ઉતારી પાડેછે. તમારી જેટલી કિમત તમે આંકો એટલી કિંમત બીજાઓ તમારી આંકે. માટે તમેજ તમારૂં સ્વમાન જાળવો, એમાંથી બીજાં સન્માનો જન્મ પામશે. બીજાઓ તમારા સ્વમાનની નિંદા કરે તો શરમાવું નહિં. એઓને ટીકા કરવાની જન્મની ટેવ હોય છે. ભલે

ટીકા કરે ? એની મેળે કાયર થઇ જશે. પોતેજ સમજશે કે શા માટે આપણે તેના ગુણ અવગુણો ગાવાની ફોકટની ભાટાઇ ધારણ કરવી જોઇએ. કદાચને તેઓ તમારી ટીકા કરે, તેથી તમારૂં સ્વમાન એક તલભાર ઓછું થશે નહિં જુઓ ! તમારૂં સન્માન ઘરમાં હોય છે, તો તમે બહારથી ગાળો ખાઇને આવ્યા હો તો પણ એ તમારા ગૃહસ્વમાનમાં તફાવત પડશે નહિં; એવીજ રીતે તમારે બહારથી સ્વમાન મેળવવાની જરૂર છે. જ્યાં સુધી તમારા અંતઃકરણમાં તમારૂં પોતાનું સન્માન નથી થતું, ત્યાં સુધી બહારનું સન્માન મળવું મુશ્કેલ છે. એક અધિકારીને એવી ટેવ હતી કે જ્યાં સુધી કોઇ માણુસ તેને સલામ ભરે નહિં, ત્યાં સુધી તે બીજાને સલામ ભરતો નહિં. વળી અમુક કામસર કોઇ તેને બોલાવે તો બોલાવનારને ઘેર જતો પણ યોગ્ય સન્માન ન મળે તો પોતે ઉઠીને ચાલ્યો જતો. એથી તેને ઠારોઠાર માન મળતું. બીજા માણુસોના સન્માનની કાળજી રાખવામાં ન આવતી પણ આ અધિકારીની તબીયત સાચવવા માટે બહુજ વિચાર કરવામાં આવતો.

તમારો આત્મ પ્રકાશ સૂર્યના તેજને હરાવે છે. આ જગતમાં અસંખ્ય પાપો કહેલાં છે પણ જે માણુસ પોતાના આત્માને બીજાથી હલકો ગણે છે અને નહિ જેવાની આગળ ભાઇ ! બાપુ ! કરતો પાછળ પાછળ દોડયો જાય છે એ સદાય હલકો રહે છે. તમે તમારૂંજ છેદન નહિં કરો. તમારા માનમાં ઘટાડો કે વધારો કરવો એ તમારા હસ્તકનું કાર્ય છે. રાત્રિ અને દિવસ એ પૃથ્વીનીઘટમાળ છે, પણ સુર્યની આગળ તેની હયાતિ સંભવતી નથી. તેમ તમે જ્યાં સુધી તમારા આત્મરૂપી સૂર્યની નજદિકમાં બેઠા તથી, ત્યાંસુધી તમને સુખ દુઃખ અને અપમાન મળ્યાજ કરવાનાં. તમે ખરી વાતને બીલકુલ સમજતા નથી. તમારી પાસે કરોડો કૃષ્ણ આવે બસો ત્રણુસો બુધ્ધ આવે તો એથી શું પાકે તેમ છે ? જેમ અસંખ્ય તારાગણોની સૃષ્ટિઓ આગળ આ નાની ભુમી કંઇ વિસાતમાં નથી તેમ નાના દેહમાં રહેલા મહાન્ આત્માની આગળ મેરૂ પર્વત જેવાં દુઃખો કંઇપણુ વિસાતમાં નથી. અંતઃકરણમાં અસંખ્ય ખાંડી શાન્તતાના ભારા બંધાયલા છે, છતાં એમાંથી કેમ સદ્ભાગ્ય નથી ઉભું કરી શકતા ? ખરાબ વાસનાઓ સાથે લડાઇ કરી, વિજય કરવો જોઇએ; પણ હારી તેના માંડલીક બનવાનું નથી. કેટલાક ઘેલા માણુસો વાસનાને વશ થઇ સ્વરૂપવાન સ્ત્રીના ગાલ, નાક, આંખ આદિક દરેક અવયવો ઉપર મોહ પામી તેને વશ થાય છે તેના ગુલામ બને છે, અને મોહિત થઇ ત્યાંસુધી અજ્ઞાનતા દરસાવી આપે છે કે જેને માટે લાંબા લાંબા ગ્રંથો રચી કાઢે. તેને માટે લાખો માણુસોના જાન ગુમાવે, કરણઘેલાએ

પોતાના પ્રધાનની સ્ત્રીપર મોહ પામી રાજ્યનું, કુટુંબનું, પોતાનું અને સર્વત્ર રૈયતનું સત્યાનાશ વાળ્યું. અને કરણની સ્ત્રીને અને તેની પુત્રીને એકજ ઘેર માદિકરી મટી જઇ, સાસુ વહુ થવું પડયું. તમારે જેમાંથી કુકૃત્ય ઉત્પન્ન થાય, એવી મોહક વસ્તુઓ તરફ અભાવ દરસાવવો જોઇએ, તમારી પોતાની જાતને દુભાવતાં તમે ખુશી નથી, ત્યારે બીજાને દુઃખ આપતાં કેમ ખુશી થાઓ છો ? આ તમારી ખરાબ વાસનાનું પરિણામ છે. એણે તમને માંડલીક બનાવ્યા કહેવાય તમારા પ્રત્યે સ્વર્ગવાસી વિરલાઓ શું ભલામણ કરતા ગયા છે ? તે તો વિચારો ? આ તમારી જેવી તેવી ભૂલ નથી તમારે કોઇની વ્હાલી વસ્તુ હરણ નહિં કરવી જોઇએ. માત્ર દુનીયાની બધી વસ્તુઓ મારી છે, એમજ સંતોષ માનો પરંતુ તેને છીનવી લેવામાં પાપ સમજો. આથી તમે સારા કહેવાશો. દૈવી વૃત્તિ ધારણ કરો. આજ તમારો ધર્મ છે. એજ વશીકરણ વિદ્યા છે. તમને કોઇ સારા રસ્તા પર લાવવા પ્રયત્ન કરે તો તમે તેના અવગુણો શોધી રજુ નહિં કરતા. તેના પર દ્વેષ કરી, તેને તજી નહિં દેતા; પરંતુ તેના પર પૂજ્ય બુદ્ધિ રાખી તમારે અભાર માનવાનો છે. તમારી દ્વેષ બુદ્ધિ તમારૂં કાર્ય સફળ કરી શકતી નથી. તમે લાયકને છોડી જાદુઇ વિદ્યામાં નહિં ફસાઓ. તમને મનાવી, પટાવી લેવા તેઓ બહુજ તમારી ખુશામત કરે છે. સદ્‌ગુરૂ હશે તે તો તમને કડવાં વચનો કહેશે. તમારી પૂરેપૂરી કર્ત્તવ્યશીલતા ન હોવાથી કોઇ પણ વસ્તુ પર તમારૂં દિલ દ્રઢ રીતે પરોવાતું નથી. એકને છોડી બીજાને ન વળગો. જેને ચાહો તેની આગળ પ્રાણ પાથરી દો. તમે જે વખતે જે વસ્તુને છોડો છો, એજ વખતે તે વસ્તુઓ તમને છોડી દે છે. તમારી રહેણી કહેણી એકજ દિશા તરફ વહન કરવી જોઇએ. એકજ રીતભાતવાળા માણસો સારા સારા લોકો પર સામ્રાજ્ય ભોગવે છે. સત્ય ભરેલી પ્રમાણિકતાવાળી પ્રજા તરફ. સૌ વધારે પ્રેમી હોય છે. તમને દરેક સ્થળે પહેલો નંબર મળવો જોઇએ, પણ તમારા અવગુણો એ તમારા પહેલા નંબરની ગતિને ફેરવી છેલ્લો નંબર ગોઠવી આપે છે. તમારી ઉત્તમ જીંદગીને આ સૃષ્ટિમાં તમારા ભવિષ્યકાળની દોડધામની શરતમાં સામેલ કરી દ્યો ? એ જોઇને બીજાઓ પણ અનુકરણ કરવા લાગશે. જુઓ ! પુના રેસમાં લાખો માણસ સામેલ થઈ કરોડો રૂપિયા હિંદમાંથી ઓછા કરે છે. મારી ઉપલી શરત જુદા પ્રકારની છે, એમાં ધનની હાની થવા સંભવ નથી, પણ દારિદ્ર ઓછું થવા સંભવ છે. જુઓ મનુષ્ય હરહમેશાં પોતાનાં પ્રારબ્ધ બાંધીવૈભવ. દારિદ્ર, સુખ, દુઃખ વિગેરેને નોતરે છે.

વળી એમાં પણ ભેદ છે કે, ખુદ આપણા હાથથી થતાં કર્મોમાં પણ ધાર્યું રહેતું નથી, એને લઇને સારાં અને નરસાં એમ બે જાતનાં કર્મો રચાય છે. જો તેમ ન થતું હોય તો ભાગ્યનો કર્ત્તા કેમ એકજ સ્થિતિમાં

રહેતો નથી. આજે સુખ હોય તો કાલે દુઃખ મળે અને આજે દુઃખ હોય તો કાલે સુખ મળે. જુઓ ! બિચારા અર્જુનની એક જીંદગીમાં બે જીંદગી બની ગઇ. ઘણો બહાદુર હતો, મોટા મોટા શૂરવીરોનાં અભિમાનો તોડી નાખ્યાં હતાં, પરંતુ શ્રી કૃષ્ણની સ્ત્રીઓને મૂકવા છતાં રસ્તામાં લુટારાને હાથે ઠગાયો. અવિજયી થયો. આજે માણસ સારો હોય તે કાલે ખરાબ થાય અને ખરાબ હોય તે સારો થાય. આ વાત ભૂલી જવાની નથી. કદાચને ભૂલ થઇ જાય એવું તમને જણાય તો, તમારા હૃદય પટમાં બરાબર લખી રાખો. મનુષ્ય સુખ, દુઃખ, હાર, જીત એવી બે જાતની બેડીઓ વડે કાયમ ખાતે બંધાયો છે. કાળ ક્રમે સુખ દુઃખ મનુષ્ય પર આવ્યા કરેછે. જુઓ કે સુખ દુઃખ એ મનની માન્યતા છે અને કોઇ પણ વસ્તુ ક્રિયા તત્ત્વતઃ સારી કે નઠારી છેજ નહિં; પરંતુ અપૂર્ણ વસ્તુ સ્થિતિ વાળાની આ ધમાલ છે. પુર્ણ સ્થિતિ વાળા પોતાની આત્મ સુધારણા કરેછે અને અપુર્ણ સ્થિતિ વાળા સુખ દુઃખની વાતોવાળા મોટા ચોપડા ખોલે છે. જે વાતમાં રસ નથી હોતો, ત્યાં મુખ ફાડી બેસી રહે છે. પુર્ણ સ્થિતિએ પહોંચવું એ એ એને જરા ભાન હોતું નથી. જેઓ અંધારામાં ઠોકર ખાધા છતાં, ખીસામાં રહેલો પ્રકાશ ઉપયોગમાં ન લે તો હરવખત પડી જાય તેમાં શી નવાઇ ? જે માણસ પોતાના પ્રકાશ વડે અજવાળું નહિં કરતાં અંધારામાં ચાલ્યો જાય છે. તે એક ડગલું પણ નિડર રીતે નથી ભરી શકતો જે કાંઇ વાસ્તવિક ઉન્નતિ કરવાનું સાધન છે, જેનાથી અંતઃકરણમાં જ્ઞાન સ્ફુરે છે અને અશાન્તિ મટી શાન્તિની સ્થાપના થાય છે, તેને પ્રકાશ નહિં દેખાડતાં અંધારામાં રાખેછે, તે કોઇ દિવસ પુર્ણ સ્થિતિમાં આવતો નથી. એવા જ્ઞાન વગરના આંધળાને મૃત શરીર એટલે શબની ઉપમા આપવામાં આવેછે. તમારા અંતઃકરણમાં જ્ઞાનની દિવ્ય જ્યોતિ છે, તેને પ્રકટાવી તમારી નજરે દેખાતાં કેટલાંક અંધારાનો નાશ કરો. બીજાઓને પણ પ્રકાશ આપી સુધારો. તમારી પાસે બુદ્ધિનો વધારે પ્રકાશ હોય તો બીજાને આપવો એવું ઇશ્વરી ફરમાન છે. આ કૃત્ય સત્ય અને જાહોજલાલી ભર્યું છે, કારણ કે સામાને સુધારતાં અને તેની સ્થિતિને ઉત્તમ બનાવતાં, તમારા ભાગ્યમાં વધારો થાય તેમ છે. એ છેલામાં છેલો ઉપાય તમારે ભુલી જવાનો નથી. તમે ગમે એવા હુશીયાર થઇ તમારો હુકમ બજાવવા બહાર પડો કે તુરત તમારે જગત પ્રત્યે શું ધર્મ બજાવવાનો છે, તેનો પુરતો વિચાર કરવો. કેટલાકને તો એ ધર્મ બજાવવા જતાં તાવ આવે છે. સારાં ફળ ખાવાની તો બધાને ઇચ્છા હોય છે; પરંતુ તેને પાણી પાઇ મોટું કરવું એજ તકલીફ છે. તેમ પોતાનું કર્તવ્ય બજાવવું

એજ મુશ્કેલ છે. તમે તમારા કર્તવ્યને વળગી રહો તો તમારો હક એની મેળે બની જશે. જો હકને વળગી રહેતાં કર્તવ્ય ન બજાવીએ તો દુનીયા આપણને હતભાગી કહેશે. કર્ત્તવ્ય જોરાવર હોય તો ઇશ્વર કૃપાએ હક જરૂર મળવા ના? ઉત્તમ જ્ઞાન ન હોય હુન્નર કળાનું નામ નિશાન ન હોય અને કર્ત્તવ્યશીલ ન હોઇએ તો દેશ સેવા કે ઈશ્વર સેવા થવી મુશ્કેલ છે. જો યુનાઇટેડ સ્ટેટસ વાળાઓએ ફોકટની બડાઈ મારવામાં અને કર્તવ્ય બજાવ્યા વિના ગપ્પાં સપ્પાં મારવામાં દુકાનોના ઓટલા તોડયા હોત તો તેઓ આજ કોઇ દિવસ સ્વતંત્ર પ્રજા તરીકે ઓળખાતે નહિં. તેઓએ ત્યાં સુધી કાર્ય બજાવ્યું કે દેશ માટે પોતાનાં બાળ બચ્ચાંઓનાં રકત વ્હેવડાવ્યાં. હાડમાંસના ઢગલા કર્યા.

કર્ત્તવ્ય પરાયણ થયા વિના જગતમાં હક્ક મેળવવા મુશ્કેલ છે. તમારે જગતને સુધારવું હોય, હક્ક બજાવવા હોય તો તમારા પોતાના આત્માને ઢંઢોળીને જાગૃત કરો. આ સ્હેલામાં સ્હેલો ઉપાય છે. ન જવું કોઇને વિનવવા, કે ન જવું કોઇની આગળ યાચવા. આત્માને ઉઠાડો એટલે જગત જાગ્યું સમજવું. કેટલાક લોકો જગતને સુધારવાને બહાર પડ્યા હોય, પણ કંઇ થતું નથી. તેનું કારણ એ કે તેના આત્માને ઉંઘમાં ભારી રાખવાનું હતું. ખરા અંતઃકરણ પૂર્વક કાર્ય બજાવવામાં આવે તો આખા વિશ્વને એકજ માણસ ખળભળાવી શકે, એમાં જરા સંદેહ નથી. જ્યારે માણસ ઇશ્વરી પ્રકાશરૂપ ઉષ્ણતાથી તપ્ત થઇ ઉન્નત થાય છે, ત્યારેજ તેની ઇચ્છા હોય કે ન હોય તો પણ તે જગતના લોકોને ઉન્નતિનું કારણ થઇ પડે છે. જેટલા પ્રમાણમાં આત્માની સબળતા, એટલીજ કાર્યની સિદ્ધતા જેના આત્મામાં નબળાઇ હોય છે તે ભૂંજ્યો પાપડ ભાંગી શકતો નથી. તમારા આત્મબળની દવા તમારી આગળ છે, તમારા પોતાનામાં અનંત શક્તિઓ ભરેલી છે, તેની તમે વપરાશ કરવા માંડો. એની મેળે એ અનંત શક્તિમાંથી અમર ઔષધિઓ પ્રકટ થઇ, તમારાં અગણીત દારિદ્રો, અસંખ્ય વ્યાધિઓ અને કરોડો કષ્ટને દેશવટો આપશે. તમારાથી ચિંતા, ભય, શોક, કલેશ વિગેરે છ પાંચ ગણશે. તમારે તમારી ઉન્નતિ માટે દેશપાર થવું જોઇએ. તમારો વખત તમારા મિત્રમંડળમાં નહિં ગુમાવતાં, ઉન્નતિ કેમ થાય એજ રટણ કરવું જરૂરતું છે. એથીજ તમારા કાર્યની સફળતા થશે. જે સ્થળની જે વસ્તુની અને જે કાર્યની, માગણી કરી હોય તે જ્યાં સુધી ન મળે ત્યાંસુધી ભલે વખત ચાલ્યો જાય, બેઠા હો એ સ્થળ ખસી જાય, ભૂખ્યાં, તરસ્યાં પ્રાણ ઉડી જાય; તો પણ ધારેલું કાર્ય પાર ન પડે ત્યાંસુધી હટવું ન જોઇએ. તમે એકદમ આગળ વધવા માંડો. જો કાર્યની શરૂઆત કર્યા પહેલાં તબીયત નરમ થશે, તો પછી કાર્ય થઇ શકશે નહિં અને નક્કી તમે કાર્યને આટોપી કંગાલતાની સાથે લગ્ન

કરશો. આવી દયાજનક બિનાઓ ઉપસ્થિત કરવાને અને દરિદ્રતાના તમાચા ખાવાને, મનુષ્ય દેહ નથી સરજાયો. તમે અંતઃકરણને આરસો બનાવી આખા વિશ્વને તેમાં નિરખો, એટલે સૃષ્ટિના દરેક ભેદો એક પછી એક એમ દેખાવા લાગશે અને ખરાબ વસ્તુઓને ઘસડી લાવતું મન સત્વર સમજી જશે. તમારા અંતરના તાર ઇશ્વરની શક્તિની સાથે જોડાતાં તોફાની મન શરમાય જશે અને પોતાની જીવલેણ દોડધામ કડાકુટ વગર બંધ કરી દેશે. જ્યાં શાંત સચ્ચિદાનંદનો વાસો હોય છે, ત્યાં જ્ઞાન પ્રેમ અને સુખ વૈભવ એની મેળે દોડ્યાં આવે છે. જ્યારે તમે આત્માને આવી રીતની શાન્તતા આપશો, એજ વખત ગરૂડથી માંડીને ઉંદર સુધીના જીવો તમારી આજ્ઞાનું પાલન કરવા લાગી જશે. અને કોઇ દેવતા પણ તમારી વાણીનો અનાદર કરી શકશે નહિં. તમારે આવા શાન્તતાના વિચારો શીખવા હોય તો તમારા અવગુણો ડાયરીમાં નોંધી તેની સુધારણા કરો. તમે જેના સહવાસમાં આવો તેના ગુણ ગૃહણ કરો. અનીતિ, અધર્મ વિગેરેની શીલિક ન થવા દ્યો. ઉઠો! જાગૃત થાઓ! નીદ્રા, ભય અને સંસારની મોહ જાળમાંથી મુક્ત થવાની આ સ્વપ્નાવત્ પટ્ટા બાજીને માથા પરથી ઉતારી નાખો. તમે ફોકટ ઉપાધિને ધારણ કરી છે. તમારે ઇશ્વરી ભક્તિનો, અન્યાયના નાશ માટે, ખરા પરોપકારી તરીકે, એક ખરા દેશભક્ત ગણાવા માટે, પૂજનીય થવા સારૂ, ખુબ દયા ધર્મનો ઘનઘોર કેફ ચડાવવાનો છે. તમારે ઇશ્વરના ન્યાય તખ્ત પાસે ગુન્હેગાર તરીકે નહિં પણ સ્નેહિ તરીકે ઉભા રહેવાનુ છે. તમે નથી જાણુતા કે એ વિભુએ ગુન્હેગાર પ્રહલાદના પિતાને સિંહનું રૂપ ધરી ફાડી નાખ્યો હતો? તમે ગુન્હેગાર હશો તો એ સત્ય સ્વરૂપ દયાળુ મૂર્તિને વિકાળ કાળ સમ દેખશો અને ધર્મવીર તરીકે હશો તો એ વિભૂ તમને સ્નેહિ જેવો જણાશે. પારકાના ભલા માટે જ્યારે માણસ પોતાના આત્માનું બલિદાન આપે છે ત્યારેજ પ્રભુ ઉભા થઇ તેમને ભેટવા દોડે છે. તમારા આત્માને નિર્ભય બનાવવા માટે અને જગતમાં સદ્ગુણી તરીકે ઓળખાવા માટે, શુદ્ધ જીવનની જરૂર છે. જ્યારે તમારા જીવનમાં સ્વાર્થ, વાસના તથા માયાની જાળ નાબૂદ થાય, એટલે તમારા આત્માને ભય, ચિંતા, ક્રોધ, શોક કંઇ બાધ કરી શકશે નહિં.

તમે હરવખત તમારો આત્મા પવિત્ર બનાવ્યા વિના શુદ્ધ છે એમ નહિં કહેતા. જો તમારો આત્મા શુદ્ધ હોય તો તમારા અંતઃકરણમાંથી એવા શબ્દો ન નીકળવા જોઇએ કે હું શું કરીશ? મારૂં શું થશે? એજ તમારા શુદ્ધાત્માની અપુર્ણતા છે. જેટલો વૃક્ષ, માછલાં અને બીજાં નાનાં નાનાં જીવ જંતુઓને પરમાત્મા તરફ વિશ્વાસ છે, એટલો તમને નથી. અને નાહકના બગડી દુઃખના વાદળને તમારા પર વરસી પડવાના

સોગંદ આપો છો, તમે હાથ, માથું અને અંતઃકરણ એ ત્રણે વડે જ્ઞાન મેળવો. ભણી ગણી ઉંચ સ્થિતિ પ્રાપ્ત કરો. એમનેએમ અજ્ઞાનતામાં હણાઈ અસલ મેંઢા ન બનો. કંઇક આગળ વધો. જાજે અનુભવ મળતાં ભારેમાં ભારે દુઃખ ટાળી શકશો. નિરૂત્સાહી બનતા અટકશો અને દિન-પ્રતિ દિન વૈભવમાં વધારો થશે. તમારા હાથે તમે હણાઓ નહિં. તમારી સ્થિતિનો તપાસ કરો. ગરીબ હતા ત્યારે, પ્રભુને હાથ જોડતા, બીજાની મદદ માગતા; પરંતુ જ્યારે પગભર થયા એટલે શું બધું ભૂલી ગયા? આ બીના કેટલી બધી ખરાબ છે? તમારા મનમાં શું એમજ કે બસ! આપણે ધનવાન થયા, એટલે બીજાની શી પરવા; પરંતુ એમ ન સમજો. તમે ભલે ભૂલી ગયા, પણ તમારી સ્થિતિ જગત નથી ભુલી ગયું. ઘેર ઘેર રોટલાના ટુકડા માગેલા હશે, અનાજ વગર વખતે સુઇ રહ્યા હશો એ દુનીયા કેમ ભુલી જશે? કદાચને કોઇ કહેશે કે ભલા આવું દુઃખ અમે તો અનુભવ્યું નથી, છતાં આ લેખક આમ કાં! હરવખત ફટકા માર્યા કરે? ભાંઇઓ! એમ નથી આપણે કદાપિ તેવાં કષ્ટો ન અનુભવ્યાં હોય, પણ આપણા પૂર્વજોએ એવી સ્થિતિ ભોગવી હોય તો સંગાથે આપણું પણ નામ આવી જાય છે કે નહિ? મારૂં એમ કહેવું છે કે તમારે અભિમાનમાં આવી જઇ, પાછલો સમય ન ભુલી જવો. સુખીયા થયા એટલે બીજાઓનું દુઃખ ન નિવારવું એવું સુત્ર મહેરબાની કરી ન યાદ કરતા. દયાળુ વૃત્તિ પરમાત્માને પાતાળમાંથી ખેંચી લાવે છે. અંતઃકરણને સ્થિર કરી, આગલી પાછલી સ્થિતિને વિચારી, કર્ત્તવ્ય નિષ્ટ બનશો તો તમનેજ જણાઇ આવશે! કે ધર્મની કેવી પ્રબળ શકિત છે? માણુસ મહેનતથી ગમે તે કરવા ધારે છે. તમારામાં એવું ઐશ્વર્ય અને અપરંપાર સામર્થ્ય છુપાયલું છે કે તે યોગ્ય રીતે પ્રકટ કરવાથી દેશ, વિશ્વ અને વિશ્વનાથને પ્રસન્ન કરી શકાય છે. તમારા આત્મામાં શુદ્ધ ભાવના તથા પરોપકાર વૃત્તિના મીઠાં ઝરણાં વહ્યા કરેછે. તમે આનંદના આનંદ અને સુખની ખાણુ છો; છતાં બીજાની પાસે સુખની માગણી કરી શા માટે રંક થવાની ભુલ કરવી જોઇએ? એ ભુલ તમને ફસાવે છે. તમારે ઉન્નત થવું હોય, અદભૂત હિંમત અને શુભ સંસ્કાર પ્રાપ્ત કરવા હોય, તો મનને જોરદાર કરવું પડશે. શિયાળીયાંની માફક સિંહ બોલતાંની વાર ઘરમાં ઘુસી જવું એ બાયલાપણું તજી દેવું પડશે. મન ઢચુ પચુ હોય તો નિર્માલ્યપણું વરેછે, આંખમાં ઝેર વરસે છે, જગતમાં ઠારોઠાર દુશ્મન માલુમ પડેછે, મન સાફ તો જગત કેમ ઉજ્જવલ ન દેખાય? હું તો એમ કહું છું કે મજબુત મનવાળાને આખું જગત સ્નેહી બને છે. કારણ કે જગતને એમાં ઉદ્ધાર કરવાની આશા બંધાય છે. તમારા પર ડુંગરાઓ પડે,

તમારા ઝીણા ઝીણા કટકા કરવામાં આવે; તો પણ મન ઠેકાણે હોય તો તમારો વાળ વાંકો કરવાને કોઇની તાકાત નથી. આપણા મજબુત વિચારો અને હિંમત પર આપણાં ભાગ્ય રચાય છે. જે સારા ભાગ્યશાળી પુરૂષો છે, તે પોતાનું તકદીર રચવામાં કોઇ દિવસ ના હિંમત થતા નથી. તમારામાં તમે જે કરવા ધારો તે કરી શકો એવી અદ્‌ભૂત શકિત છે. તમારાં સદ્‌ભાગ્ય રચવા માટે તમારે શા માટે શુભ અશુભ વિચારોની કાળજી ન રાખવી ? શુભ વિચારોએ મનને શુદ્ધ બનાવવાની એક અકસીર દવા છે. કહેવત છે કે તંદુરસ્તીની દવા લઇ, બરાબર પથ્ય પાળો તો આરોગ્યતા નહિ આવેને કયાં જશે ? તમે મનના મજબુત બનો તો એની મેળે બધું પ્રાપ્ત થશે. તમે લાયક છો, નાલાયકીનો અભ્યાસ નહિં કરો. એમર્સન કહેતો કે તમે અધિકારી થાઓ તો તમારી કદર કરનાર અવશ્ય પેદા થવો જોઇએ. માટે કૃપા કરી જગ્યા શોધવામાં વખત નહિં ગૂમાવતા, જગ્યાને લાયક થવાને પ્રયાસ કરો. જગ્યાને લાયક થયા સિવાય મોટી મોટી વાતોના ગપાટા મારવા તેનેજ નીચે પડવાની એટલે પોતાના અધિકારથી ઉતરી પડવાની ક્રિયા કહે છે. જુઓ ! ભિખારીઓને બધા હાંકી કહાડે છે, પણ લાયકની આગળ બધા નમતા ભજતા દોડ્યા આવે છે.

જે માણસ પોતાના મજબૂત પાયા વગર ઇમારત બાંધવાની વાત કરે છે, તે માણસ પોતાના પ્રયાસને ધૂળધાણી કરવા જેવી મહેનત કરે છે, કેમકે આપણામાં સત્તા નથી. આત્મબળ નથી. ત્યાંસુધી ગમે એવી મહેનત હોય તો પણ જગતને હાસ્યપદ ગણાય છે. તમારી આબરૂ, તમારો વૈભવ, તમારી પ્રવીણુતા એ બધું તમારા આત્માની મજબૂતીમાંથી વરસે છે, ટપકે છે, ઉદ્‌ભવે છે, છતાં અજાણપણાથી જો તે જીલી લેવામાં ન આવે, તેનું રહસ્ય સમજવામાં ન આવે, ત્યાં સુધી ધેલામાં અને આપણામાં કંઇ પણ ન્યુનતા છે ! એમ નહિં કહેવાય. જ્યાં તમારો મજબૂત આત્મા ઉભો હશે, ત્યાં કોઇના બાપની તાકાત નથી કે તમારા પર હલ્લો કરી શકે. તે સ્થળે દુઃખ દર્દ કે જુલમનાં નામ નિશાન હોતાં નથી. એવી આત્મ સત્તા સુખ શાન્તીને તાણી લાવશે. જે તમને નહિં ચાહતું હોય એ પણ ચાહવા લાગશે. મતલબ કે જ્યાં પુષ્પો ખીલે છે, ત્યાં ભ્રમરાઓ એની મેળે તણાયને આવે છે. તમે તમારા શ્વાસોશ્વાસમાં દેશ હિતનું અગર તો મનુષ્યોને આત્મબળ રેડનાનું કે મોક્ષ પ્રતિ મોકલવાનું રટન ચાલુ રાખો તો સ્હેજવારમાં અસંખ્ય નરવીરો તમને જડી આવશે, રિદ્ધિ સિદ્ધિ ગુલામી કરશે. આ જગત જો આપણને પ્રિય ન હોય અને તેના લાભ માટે કાળજી ન રાખતા હોઇએ તો આપણા પગ તળેની ભૂમિ આપણને પ્રિય નથી એમ ચોકસ થાય છે, સ્વદેશના જીવોને

અલગ રાખવા અને તેના લાભાર્થે કંઇ ન બની શકે તો આપણાં સંતાનોના માર્ગમાં કાંટા વેર્યા જેવું છે. તેઓને જુદા રાખવા એજ આપણી ગુલામગીરીનું મજબૂત દોરડું છે. જ્યાં ઐક્યતાના તારો જોડાય છે, ત્યાં સર્વત્ર વિદ્યાકળાઓ ગુલામગીરી કરે છે અને ત્યાં સંપનો વરસાદ કાયમ ખાતે વરસ્યા કરે છે. જ્ઞાનનો, સુખ વૈભવનો પ્રવાહ જોરબંધ વહે છે. તથા એક પછી એક એમ જગતના સર્વ તત્ત્વો એકદમ સમજાવા માંડે છે, ટુંકમા સત્ય શોધો, દરેક યુક્તિઓ અને સર્વ સારા વિચારો વૃદ્ધિ પામવા લાગે છે, માટે ઉત્સાહી બની, દેશહિતના કાર્યમાં તમારા પોતાના પ્રાણ આપવાને તૈયાર થાઓ. તમારા અંતઃકરણમાં દેશ તરફની લાગણી ઉત્પન્ન થઇ એટલે તમારે એમ સમજી જવું કે આખો દેશ મારી પછવાડે છે. નિયમો, સંસ્થાઓ, દેશોન્નતિનાં કારણો, દેશભક્તો, સબળ મનુષ્યો, રાજા મહારાજાઓ એ બધાં દેશનાં દુઃખી મનુષ્યોને માટે હોય છે, કાંઇ તેનાથી વિરૂદ્ધ વર્તવાને હોતાં નથી. જેનામાં સ્વદેશહિતનું શૌર્ય જળ હળી રહ્યું હોય, તેવા સત્યવાદીને સમજાવવાની શી જરૂર છે; પરતું લાખો ગ્રંથોથી અસંખ્ય સજ્જન પુરૂષોની મીઠી વાણીથી જેનું મન અજ્ઞાનતા ન તજે અને પોતાના દેશ બાંધવોના લાભમાં પાછી પાની કરે તેનાથી તો સો સો ગાઉ દુર સારા. મોકળ ભાષણો કરીને, છટાદર ગાયનો ગાઇને, કે જન સમુહની રૂચિને અનુકુળ વચનો કહીને અગર તો લોકોની અજ્ઞાનતા જાહેર કરીને, મોટી સંખ્યામાં અનુયાયી મેળવવાનું કાર્ય કાંઇ મુશ્કેલ નથી; પરંતુ સત્યતા ધારણ કરી, કોઇ પાછળથી મશ્કરી ન કરે એવા રૂપમાં કાર્ય ઉપાડી લઇ, હજારો માણસોને ખેંચી લેવાં, એજ મુશ્કેલ છે. સત્યને એની મરજી માફક આગળ આવવા દો અને બીજાના દિલમાં એવું ઉત્પન્ન કરો કે તમારૂં દરેક કાર્ય પારકાના ભલા માટે છે. તો તે વૃત્તિમાં કંઇક એવી ખુબી છે કે સુખનો સૂર્ય કેમ ઉદય કરવો તેનું તેને સારી રીતે ભાન છે. તેને શીખવવા પણ હોતું નથી. એ સત્યવૃત્તિ મેઘની ગર્જના કરતાં પણ વધારે ગર્જના કરી બધાને જાગૃત કરશે. એ સત્યભરી, નિઃસ્વાર્થવૃત્તિ પોતાની ફરજ પ્રમાણે સર્વનું હિત સાધવા માટે એકા બીજાને હથો હાથ કાર્યમાં જોડાવાની બુદ્ધિ પ્રેરે છે. એમાં જે પાખંડનો સેવક થઇ કાર્યમાં જોડાતો નથી, તેને મૃત્યુ સિવાય કઇ મળતું નથી, એ ચોકસ છે. તમે તમારા નસીબના સ્વામી છો તેનો ગેર ઉપયોગ કરો કે વૈભવશાળી બનાવો, એ તમારી પસંદગી ઉપર આધાર રાખે છે. તમે જેટલાં શુભ કાર્યો કરશો, તેથી અનંતગણી કીર્તી તમને મળશે. જ્યાં સુધી આપણને સત્ય, ધર્મ, દયા વિગેરે વ્હાલાં નથી એટલે જગતને પણ આપણે પ્રિય નથી, એ સદ્ગુણોના વશીકરણ પ્રતાપે, ઐશ્વર્ય પણ નિભી રહે છે. માટે તમે તમારા માર્ગમાં દુશ્મનોને હારબંધ નહિ બેસાડો. તમે તમારી યોગ્યતાના પ્રમાણમાં

કંઇક લાયક બનો. મારૂં તમારા પ્રત્યે એવું નથી કહેવું કે તમે એકદમ ધૂતારામાંથી સત્યવાદી હરિશ્ચંદ્ર બની જાઓ ! તમે તમારી અક્કલના પ્રમાણુમાં, ધીરે ધીરે સદ્દગુણો શીખી, બીજાને શીખાવો, વર્તમાન સ્થિતિમાં ગમે તે દોષ હોય અને ભુતકાળ ભલે નિર્દોષ ભર્યો હોય; તો પણ ભવીષ્યને લાયક બનાવવા માટે તમારા સદ્દગુણોવડે પ્રકાશ પાડવો પડશે. કેમ કે જેનાથી આધિ વ્યાધિ ન નડે. તમને જ્યાંસૂધી રમણીય દેખાવ ગાનારીઓના રાગોટા, નાચનો ઠણુકો અને નયનના ઇસારા પ્રિય હશે, બાગ બગીચાની હવા લેવાનું દીલ હશે, ત્યાં સૂધી હું તમને સરલ હૃદયના નહિં કહું પરંતુ દેહાત્મભાવ ઇન્દ્રીયાશક્તિ વિગેરેથી આત્માને દુષિત ન કરવો એનું નામ ખરી શુદ્ધતા છે. આંતરીક શુદ્ધિ ન કરવી અને ધર્મીનું નામ ધારણુ કરવું એ ગપ છે અને આંતરીક શુદ્ધિ વિના પ્રભુ ભજનમાં લીન થવું એ મહા પાપ છે. દેહાત્મભાવ અન ઇન્દ્રીયા શકિત છોડ્યા-વિના કોઇનું ભલું થઇ શકતું નથી. ખરા જ્ઞાનને ખરા ધર્મને અને ખરા કર્મને જેમ કોઇ જુદું પાડી શકતું નથી, તેમ તેનો ઉપલો ડોળ કરનારને કોઇ જાણુતું નથી એમ પણુ નથી. એતો વિશ્વ વિખ્યાત છે. જેની બુદ્ધિ ધર્મમાં, દેશ સેવામાં કે પોતાના લાભ માટે ઉતરી પડી હોય, તેને જો કોઇપણુ દેહાદિક ઇન્દ્રિયા શકિત રહી ગઇ હોય તેજ વખત એ ઉંચે ચડયો હોય, છતાં એકદમ લથડી પડે છે. તમે પવિત્ર રૂપે હો તો એની મેળે બધા અવળા નિયમો સવળા થવા લાગે. પવિત્રતાની સાથે એકાકાર થઇ જાઓ તો કાળ પણુ તમને બરાબર તાલ આપશે અને તમે જેમ કહેશો તેમ ચાલવામાં સહાય ભૂત થશે. સુર્ય ચંદ્ર અને મહાન્ દેવો તમને ભુલથાપ ખવરાવે, તમારા પર ક્રોધ કરી પોતાનો પ્રકાશ ન આપે; તો પણુ હરકત નહિં. તમારે તેના પર દ્વેષ કરવાનું કંઇ પણુ કારણુ નથી. તમારે તો તેનો ઉપકાર માનવો કે, પ્રભુએ મને કસોટીમાં લેવા ઉપાય કર્યો. શત્રુતાથી કે દ્વેષ બુદ્ધિથી આપણું કલ્યાણુ થવાનું નથી પણુ મિત્રતાની રૂએ આપણો ધર્મ બજાવવાથી ભલું થાય છે. શાંતતા અને મીઠી નજર એવી ચીજ છે કે આખી દુનીયા આપણી થઇ જાય છે અને ભાઇ ! બાપા ! એ નામના શબ્દો વડે શત્રુ પણુ રામરામ કરે છે. જ્યારે બે મનુષ્યો અરસ પરસ મિત્રતા સાધે છે, ત્યારે તેની સર્વ ભેદ-ભાવના તુટી જાય છે અને એકા બીજાની લાગણીઓ સાથે મળી જાય છે. વળી તેનાં સગાં સંબંધીઓ અને તેઓનાં બાળકો પણુ સ્નેહિરૂપે રહેવા લાગે છે: કહો ! એવું કયું કાર્ય છે કે સ્નેહથી ખરાબ હોય તે સુંદર ન બને ? ગોપીઓએ સ્વરૂપવાન તેજસ્વી રાજ કુમારોને છોડી દઇ, સ્નેહથી કાળા કૃષ્ણુને કબુલ રાખ્યો હતો. જ્યાં સ્નેહ છે ત્યાં ભેદભાવ રહેતો નથી. સ્નેહિએ બતાવેલું કાર્ય નર્કમય હોય તો પણુ સ્વર્ગીય

જણાય છે. એજ સ્નેહની ખુબી છે, એજ તેની મહત્તા છે. જે જે કાર્યો છે તે તે બધાં સ્નેહથી બહુજ પક્કાં થાય છે. ધર્મ પણ પ્રેમથીજ બંધાય છે. સત્યતા પણ પ્રેમ પરજ અવલંબી રહી છે. તમને જે વસ્તુ પર સ્નેહ થાય તે વસ્તુ પર તમારો જાન કુરબાન કરજો, પણ ખુશામતીયા થઇ હાજી હહા કરી બાપુના કહેવા પ્રમાણે ધોળે દિવસે તારાગણો દેખાય છે એમ નહિ કહેતા. જે વસ્તુ રાજાને પ્રીય હોય તે તમે પ્રિય નહિં કરી બેસતા તમારો દેહ પારકાના તાબામાં છે, પણ આત્મા સ્વતંત્ર છે. તમારા આત્માપર કોઇની સતા નથી, તેને બરાબર જોતાં શીખો. તમે જે વસ્તુને સત્ય તરીકે ઓળખતા હો તેજ દોરીને વળગી રહો. સર્વ દેશમાં, સર્વ કાળમાં અને સર્વ દિશામાં એકજ પરમતત્ત્વ ભર્યું છે અને તે તત્વ એ તમારો આત્મા છે. તમે કેનાથી ડરો છો? કયા અધિકારી સાથે વાતચીત કરવા લાયક નથી? હું આ વાતથી મુંઝાયો છું, કે જે અધિકારી રૈયતના લાભ માટે નિર્માઇ, તેનાજ આધારથી અમુક પગાર ખાઇ, આછું, પાતળું અન્ન આરોગે છે; છતાં એવો અધિકારી માણસને લાયક નથી ત્યારે શું! પશુઓને લાયક છે?

દરેક માણસ રાજાઓ અને દેશના ઉદ્ધારક બહાદુર લડવૈયાની સાથે ભાઇ ચારો કરવાને અને તેઓને પણ વખતે નમાવવાને શક્તિમાન છે. મનુષ્ય સમસ્ત વિશ્વ સાથે સંબંધ રાખી શકે છે. આપણે પરતંત્ર, ખરાબ, નિંદાપાત્ર એવાં એવાં મનનાં સ્વરૂપો ઘડી કાઢીએ તો આપણને જગત એવાજ રૂપમાં દેખે છે. સારા, લાયક અને સ્વતંત્ર તરીકે ઉભા રહીએ તો કોણ આપણને ગુલામની ઉપમા આપે તેમ છે? કેટલાક એમ કહે કે મારા સોબતીઓ મુર્ખ છે. મારા અનુયાયીઓ શ્રધ્ધાવાન નથી, લોકો હરામી છે, મારા કાઢેલા ઉદ્ગારો સભામાં માન્ય નથી થતા, મારી કોઇ કિમત કરતું નથી, આમ બોલનાર માણસ એજ વખત મુર્ખ બને છે. કારણ કે જ્યારે તેના દોસ્તો મુર્ખ હતા, ત્યારે એ પણ એના જેવોજ સરખા ગુણવાળો શી રીતે શાણો હોઇ શકે? સરખે સરખા ગુણ વગર કોઇ દિવસ સ્નેહ થતોજ નથી, માટે સ્નેહિઓના ગુણ આપણામાં હોવા જોઇએ, એ સિધ્ધ વાત છે. સામાના દોષ જોવા અને આપણા દોષોને ગુણના રૂપમાં જોવા એજ આપણાં અપલક્ષણો છે. જે દોષ આપણે બીજીમાં શોધીએ છીએ એજ દોષો પાછી આપણી શોધ ખોળ કરે છે. આપણા સદ્ગુણો બીજાને શોભાવે અને બીજાના સદ્ગુણો આપણને શોભાવે એવી જે નિર્મળ ભાવના, તેને મહાન્ પુરૂષનાં લક્ષણો કહેવામાં આવે છે. પારકાના દોષ જોવાથી સામાનું હૃદય કળી શકાતું નથી; પરંતુ મિત્રતા જાહેર કરવાથી તેના એક પછી એક એમ બધા છાના વિચારો કળી શકાય છે. તમે નાહકના પારકાઓની ટીકા કરીને, કે તેઓનાપર દ્વેષ

કે ક્રોધ કરીને તેમની સ્થિતિ સુધારવાને બદલે ઉલટી બગાડી ન મારો. મારાપર દયા કરી, તેઓના અજ્ઞાની હૃદયને કેળવવા બનતો પ્રયાસ કરો. કદાચને સામા માણુસે કંઇ ખોટું કામ કર્યું તો તેની મશ્કરી ન કરો. તેમ તમે એવું ખરાબ કાર્ય કરવાને ન કામે લાગો; પરંતુ તેઓને હવે પછીના કાર્યમાં સાવચેતી રાખવાનું કહી તેમાંથી તમને અને તેને સારાં ફળ મળે તેવો યત્ન કરો. તેણે ભુલ કરી, એટલે તમારે કરવી એ કોઇ શાસ્ત્ર કે સજ્જન પુરૂષનો બતાવેલો માર્ગ નથી ખોટા મતો, ખોટા વિચારો વિગેરે તજીદેવામાં સાર છે. તમે હજુ ક્યાં સુધી એ બાળપણનાં રમકડાં જેવી રમત રમ્યા કરશો?

પૂર્વના કેટલાક ખરાબ રિતરિવાજો હોય ને નાબુદ કરો. કાંઇ બધું પુર્વનું પ્રશંષા પાત્ર હોય એમ માનવું એ મોટી અજ્ઞાનતા છે. જુઓ! નર મેધ યજ્ઞ, પતિના મરણ સાથે સ્ત્રીની મરજી વગર અગ્નિમાં હોમવી, વિગેરે કેટલીક કઢંગી ચાલો હતી ને જેમ તમે પૂર્વજનોને મુબારક કરી, તેમ કેટલીક બાળલગ્ન અને વિધવાઓના વિલાપની કંઇક કરૂણાજનક વાર્તા સાંભળો તો વધારે સારૂં છે. એ બિચારી બાળપણથી રાંડી, કેટલીક વખત બાળહત્યાઓ કરે છે, છોકરાંને કાંટાવાળી વાડમાં ફેંકે છે, ગોંદરે મુકે છે, પાણીમાં નાખી દુધપાતા કરે છે. જીવતાં જમીનમાં દાટે છે, રાજ રસ્તાપર જ્યાં ગાડીઓ નીકળતી હોય એ જગ્યાએ કચરાય જાય તેમ મૂકી દે છે. આવો જુલમ શું! બુદ્ધિશાળી મગજને યોગ્ય લાગે છે કે? શું થયું ભગવતી ભૂમિને! દયા ક્યાં ચાલી ગઇ? નિરઅપરાધી બાળાઓને પશુની માફક વેચી મારી, બુઢ્ઢાની સાથે હાથ પગ બાંધી પરણાવવામાં આવે છે અને પાછી એજ બાળા થોડા દિવસમાં રાંડી રોતે મોઢે પિતાને ઘેર વૈધવ્ય પાળે છે, તેમાં અનંગના દુશ્મનાવટે કુકૃત્ય થવાથી, ધર્મનાં ક્ષેત્રમાં યાત્રા નિમિત્તે જઇ, બાળહત્યા કરાવે છે. શું? તમે પૂર્વના મગજના બધા રિવાજો આવાજ મંગળમય માનશો કે? પૂર્વ જમાનામાં વૈધવ્યપણું ન રહેતું. જુઓ! મંદોદરી સતી કહેવાતી પણ તેણે વિભીક્ષણની સાથે દેરવટું વાળ્યું. વાળીની સ્ત્રીએ સુગ્રીવની સાથે ફરી વખત લગ્ન કર્યાં હતાં. અસલનાં મનુષ્યો નગ્ન ફરતાં એટલે આપણે પણ નગ્ન ફરવું? પૂર્વજનો દારૂ માંસ ખાતા તો શું આપણે પણ ખાવાં? અસલ લગ્નમાં અને વિષયો ઉપભોગમાં સગાં સંબંધીઓની કાળજી રાખવામાં ન આવતી. જુઓ! આપણે તો ધીરે ધીરે એમાં સુધારો કર્યો પણ સિંધીઓ સગાં કાકાની દિકરી બેન સાથે સાદી કરે છે આ અસલનો રિવાજ હજુ મોજુદ છે. એમાં જો સુધારો વધારો કર્યો હોય અને તેને જો ખરાબ તરીકે માની તજ્યો હોય તો આપણે અત્યારે પણ તેમાં સુધારો વધારો કરવાની જરૂર છે. મનુસ્મૃતિમાં

એક ઠેકાણે એવું લખ્યું છે કે બ્રાહ્મણોએ માછલી ખાવી, તો શું મનુ સ્મૃતિને માન આપવું ! ના ના ! કદાપી નહિં જે બાબત આપણને સારી જણાય તે રાખવી અને ખરાબ જણાય તે છોડી દેવી મનુ સ્મૃતિના અરસાના મનુષ્યોનાં મગજ તેવાં હશે એટલે તેણે એવો ધારો પસાર કર્યો; પરંતુ અત્યારે એ ધારો પાળતાં ઘેલા બનીએ તેમ છીએ. હવે તો દારૂ માંસ શું ? પણ જૈનવાળાઓએ કંદમૂળ ખાવામાં પણ પાપ છે, એમ શોધ કરી ઠરાવી આપ્યું છે. અને હું કહું છું કે હિંદ એક વખત અનાજ ખાવામાં પણ પાપ છે, એમ શોધ કરી કંઇક નવીન ખોરાક શોધી કાઢશે પૂર્વે મનુષ્યો માંસાહારી હતા, ત્યાર પછી એમાં પાપ સમજાયું એટલે ફળ ફુલ વેલા પાંદડાં એવાંની શોધ થઇ, એટલે માંસ ખાવું અશુદ્ધ મનાયું એમાંથીએ વળી અનાજ હાથ લાગ્યું એટલે ફળફુલ વિગેરે ખાવાં પાપરૂપ સમજાયાં હોય એમ સિદ્ધ થાય છે. માટે આપણે કંઇ નવીન તત્ત્વ શિખ્યા એટલે તેને માન નહિં આપતાં, માત્ર જુની રૂઢીને વળગી રહીએ તો બાપના કાર્યમાં સુધારો વધારો ન કરવો, એવા ચીનાઓના ધારાધોરણમાંથી આપણે ક્યાં નિકળી જઇએ તેમ છીએ ? મને બધી અસલની રીતભાતો પ્રિય નથી. હું તો કેટલીક પૂર્વની રીતભાતોને તેઓને પાછી સોપું છું, અને જ્યારે મારા હસ્તક કોઇ જુની રૂઢીનું કામ આવશે, ત્યારે તેની જગ્યાએ જરૂર મારા નવા મગજમાં રમી રહેલા યોગ્ય ધારાઓ ઉભા રાખીશ. તમારે નવું અને શોભારપદ એક સારૂં મકાન બાંધવાનું છે, કે જ્યાં તમારાં હાડકાં કાયમ ખાતે પડ્યા રહેવાનાં છે. એ યાદ રાખો તમે હાથે કરી જુના પાપના પૂલો બાંધવાવાળા ધારાઓને માન આપી, જગત દેવીઓનાં અંતઃકરણો દુભાવો છો. એ ઘણે ભાગે નથી ઠીક કરતા. મારા ધારવા પ્રમાણે તો તમે તમારા માર્ગમાં કાંટા ફેંકો છો. જો પુષ્પો વેરો તો બહુજ સારૂં નહિંતર આ બાળાઓનો શ્રાપ તમારાં અને તમારા પૂર્વજોના અગણિત યજ્ઞોને બાળીને ભસ્મ કરશે. પ્રજા અન્ન વગર પ્રાણ તજશે પાણી વિના ઢોર જંગલમાં મરી જાય તેમ મરી જશે. લોહીની નદીઓ ચાલશે અકાળ મૃત્યુ થશે અને જંગલી મનુષ્યો તમને ગુલામ તરીકે વેચશે. આમાં આ લખેલી બીના તમે નજરો નજર જુઓ છો છતાં ન જાણી શકો તો હું મારા ભાગ્યને દોષ આપીશ. તમે જેટલી દાઝ પારકાની રાખી શકો, એટલીજ દાઝ બીજાઓ તમારી રાખે.

તમારો ઉદ્ધાર કરવો એ તમારા હાથમાં છે. તમે બીજાના પર આધાર રાખો છો, એજ વખત તમારૂં શરીર અમૂલ્ય છતાં એક બદામનું થઇ જાય છે. તમારા કાર્યની શરૂઆતમાં જે જે વસ્તુઓ તમને મળતી જાય, તેની બરાબર પરિક્ષા કરો; નહિતર એની પીડા તમારે બહોળા પ્રમાણમાં સહન કરવી પડશે. અસત્ય હોય તો એને રસ્તે જવા દો. સત્ય હોય તો તમારૂં કરી લ્યો. કંઇ સત્ય કોઇનો વારસો નથી, જેનાથી

જેટલું લેવાય તેટલું લેવાનો તેનો હક્ક છે. એ કાંઇ એક જણની મિલ્કત નથી, એમાં દરેક પ્રાણીનો ભાગ છે. છતાં ફુલાણો કેમ સત્યતાને ચાહે ? એમ વિશ્વામિત્રની જેમ અદેખાઇ કરીએ તો સત્યને છંછેડયું કહેવાય, સત્યની આપણી કરી કહેવાય, તેના ઉપાસકને એ વૈભવશાળી સત્ય; દુઃખરૂપ બનાવ્યું કહેવાય, માટે દરેકે સત્યના ઉપાસક બનવાની જરૂર છે. પવન પણ જેનો જાપ કરે છે, પાંદડાઓમાં પર જેના અક્ષરો લખાયલા છે. સમુદ્રના ઘૂઘવાટમાં પણ જેનો સ્વર આવે છે. નદીઓનાં પાણીનો ખળખળાટ અને ઝરાઓ તેમજ મોટામોટા ધોધના અવાજો જે ગાન કરી રહ્યા છે, તે બધી સત્યતા તમારી પોતાનીજ છે. તેના પર પણ તમારો પૂર્ણ હક્ક છે, વારસો છે. તેને છોડો નહિં. એ વિભુને પણ વ્હાલી છે. તો તમને કેમ ન હોવી જોઇએ ? જેટલા પ્રમાણમાં તમારી સત્યતા, એટલાજ પ્રમાણમાં તમારી કાર્ય સિદ્ધિ. સત્યનો આશ્રય લઇ તમારે તમારી સ્નાયુઓ એવી મજબૂત કરવી કે તરવાર પણ ન કાપી શકે. તમારા કાર્યમાં સત્યનો હાથ નહિં હશે તો પ્રભુ પોતાના બારણાની સાંકળ નહિં ઉઘાડે. દિવો જો બળતો હશે, તો અંધારૂં આવવા નહિં પામે, પણ સત્યરૂપી દિપક અંતઃકરણમાંથી ઓલાગો. એટલે ભૂલ ચૂકના મોટા વેપારીઓ તમારી દિવાલમાં ગણેશીયાવતી ગાબડું પાડી તમારા ઘરમાં પ્રવેશ કરશે.

તમારા મગજમાં સમજણનો પ્રકાશ હોય તો કોઇ જાતનો અવગુણ આવવા પામશે નહિં અને તમારાથી મોહ, મદ, ઇર્ષા વિગેરે જાતની ભુતાવળ ડરી ડરીને ચાલવા માંડશે. અહંકારને, વિષયને કુસંપને વીણી વીણીને ફાંસીએ ચડાવો. તોજ વિજય તમારી શોધ કરતો કરતો આવશે. સ્વાર્થવૃત્તિ છોડી, દાતાર બનો. તમારી શુદ્ર વાસના તમને ફળ નહિં આપે. જે વખતે તમે શુદ્ર વાસનાને તજોછો એજ વખત તમારી આગળથી સઘળી વિપત્તિઓ હારીને ભાગી જાય છે. જેટલી ધારણા અને ઉત્સાહ એટલીજ હિનમાં વૃદ્ધિ અને સિદ્ધતા. ઇશ્વરી કાયદાપર સંપુર્ણ ભરૂસો રાખો, પણ વ્યવહારિક જ્ઞાનપર આધાર રાખી, તમારા આયુષ્યને દુઃખી અને બીકણુ ન બનાવી મૂકતા. ઉત્સાહ નષ્ટ થયે બીકણપણું, દીર્ઘદૃષ્ટિ માણસને પાકો નાસ્તિક બનાવેછે. તેમજ તે આશા, તૃષ્ણા, ભય, ચિંતા, નિરાશાની ઉંડી ખાઇમાં ફેંકેછે. આપણું દારિદ્ર નષ્ટ કરવાને આપણેજ અગ્રેસર હતા અને આપણો વૈભવ ભોગવવાને પણ આપણેજ પહેલા છીએ. દુનીયાનો એવો રીવાજ છે કે પહેલું પોતે ખાય પછી બીજાને આપે. તેમ તમારે તમારી દોલતનો ઉપભોગ કર્યા પછી બાકીની વધે એમાંથી બીજાઓને આપવામાં શું હરકત છે ? તમે એ મીલ્કતને એમ નેમ

સાચવી રાખી કંઇ ઉપયોગમાં ન લ્યો અને મરતાં સુધી કોઇને આધી મોઢામાં મુકવા ન આપો તો લક્ષ્મી મળી તો શું અને ન મળી તો શું ?

તમારે પ્રથમ એમ સમજવાનું છે કે આપણી માલ મીલકત પરમાત્માની છે. હું તો તેનો પહેરો ભરવાને નિમક હલાલ નોકર તરીકે સર્જાયો છું. યોગ્ય સમયે ધર્મદાનમાં આપવાને માટે બંધાયો છું અને પરમાત્માની સોંપેલી મુડીમાં ધર્મનો પગ હોય પરંતુ અધર્મની જરા પણ આંગળી ન હોવી જોઇએ. એવું જે સમજે તેને ધન્યવાદ છે. આપણે આપણી લક્ષ્મીમાં કોઇને ભાગ ન આપીએ તો માત્ર પેટભરા કહેવાએ અને એજ વખત આખું જગત આપણાથી વિરૂદ્ધ પડી, ઐક્ય તથા સુલેહ અને સંપના દોરડાં કાપી નાખેછે. આનાથી તમારા તરફ કુદરતને કંટાળો આવે છે. જે માણુસ સમાનતા નથી જાળવતો, પારકાના દુઃખની કંઇપણ લાગણી નથી રાખતો તેની સાથે દરેક વસ્તુઓ વૈરભાવ રાખે છે શીતળ વાયુ અગ્નિ વરસાવે છે. તમે તમારી મીલ્કતનો બરાબર ઉપયોગ કરો તો કોઇને તમારો શત્રુ થવાની ઇચ્છા નથી તેમ કોઇને મદદગાર થવાની જરૂર નથી. તમે જે વસ્તુથી કાર્ય સાધી શકાય તેમ છે તેને દાટી રાખી, નર્કનો રસ્તો લઇ, જેમ હતું તેમ ઢાંકી રાખી શા માટે મરતી વખતે કપાળે હાથ લગાડવાનો ઇરાદો રાખો છો ? એ વખતે પસ્તાવો કરતાં ઘણાએકને રડતું આવે છે, એ જોતાં મને તો વગર મોતે મરી જવું ઉત્તમ જણાય છે. દયાના અને સુધર્મના કાર્યમાં તમે પ્રવીણ છો. એમ કોઇ તમારી પ્રશંસા કરે તો તમે તેને હિતેચ્છુ સમજી તેના તરફ માયાળુ સ્વભાવ રાખો છો અને કોઇ તમારા અવગુણ ગાય તો તેના તરફ વૈરભાવ રાખો છો એથી તમારૂં કાર્ય વિઘ્નરૂપ બની જાય છે તેની તમને ક્યાં ખબર છે ? થોડા ઘણા સારા કામને અંગે જગત તમને વાહ ! વાહ ! કહે છે એથી તમે ફુલાઇ જાઓ છો પણ તેનાથી હજુ માન લાયક ઘણા એક શબ્દો પાછળ રહી ગયા છે. માત્ર એ બે અક્ષરમાં તમારી અતુલ પરીશ્રમની કિંમત અંકાય છે. જરા તો વિચાર કરો ? શું ! તમોને આત્માશ્લાઘા પ્રિય છે ? ત્યારે તો કહોને કે તમે તમારૂં નામ પડાવા નિકળ્યા છો ! શું તમને એવી અંધાર કોટડીઓમાં રહેવાનું પસંદ છે ? અમૃત તજી વિષની મરજી એ તો તમનેજ આવડે ? આપણે એટલી બધી તો અજ્ઞાનતામાં ડૂબેલા છીએ કે આપણે આત્મ બળને ગૂમાવી બેઠા, અંતઃકરણની સત્તાને બાયલી બનાવી, ભભકાના ભક્તો થઇ, સર્વ ગૂમાવી બેઠા. ચેતો ! સાવધ રહો ! ગયો વખત પાછો નહિ આવે. આવી અજ્ઞાનતાઓને નાશ કરવાની શક્તિ જેનામાં ન હોય, તેને કંઇ ચિંતા કે પરવા વગર ખુશીથી હોંશિયાર અને જંગલી પ્રાણી કહેવું જોઇએ.

## "જન્મથી તે મરણ પર્યંત પવિત્ર રહો."

સુધરેલા જગતની ઝગઝગાટ મારતી રોહની અને વાળ દેખાય એવાં બારીક વસ્ત્રો, તેમજ ભૌતિક પદાર્થોની પાછળ ગાંડા ઘેલા બનેલા દરેક મનુષ્યો જાણે પોતાની અને સમગ્ર વિશ્વની જાહોજલાલીને ગબડાવી પાડવાને મથતા હોય નહિં એમ મને તો જણાય છે. જેને દ્રવ્યથી અને મોટર ગાડીઓ દોડાવવાથી મોટામના વર્ગો મળેલા હોય, તેવા માણુસો ખરેખર જગત પર પોતે શ્રીમંત છે અને બીજાઓ ગરીબ છે એવું સાબીત કરવાને માટે ન આવ્યા હોય? તેવાઓ હાથે કરીને બે હાથની જમીનમાં દાટી રાખેલ જડ વસ્તુના ગુલામ બને છે.

આપણી પાસે સત્તા, બળ, સ્વતંત્રતા એ બધું છે; છતાં શામાટે ખૂણામાં ભરાઇ આગળને આગળ ન ધપવું? તમે દુર્બળતા અને અજ્ઞાનતાનાં ભોંયરાઓને તોડી પાડો અને તે ભોંયરાઓમાં રહેનારાઓને છુટથી રહેવાને, હવાં પાણી લેવાને તથા સૂર્યનો પ્રકાશ મળવાનું બની શકે એવું કાર્ય કરો. તમે હમણાં તમને પરાધિન સમજતા હો તો એ ભૂલી જજો. સ્વતંતા તમારો વારસા હક્ક છે. તે આજે નહિં તો કાલે પણ મળવોજ જોઇએ. ભલે તમને જીંદગી પર્યંત કેદમાં રાખે, પણ આત્મા સ્વતંત્ર છે જુઓ મરણ વખતે કેદીનો આત્મા જેલના અમદારો, આજુબાજુની દિવાલો, લોખંડના સળીયાઓ, પહેરગીરો, વિગેરેની પરવા નહિં રાખતાં એકદમ ચાલ્યો જાય છે. કહો! એ તમારા આત્માની સત્તા! એજ એનું રહસ્ય! તમે જગત્તની કોઇ પણ મહત્ત્વની વસ્તુથી કે બીજા કોઇને તમારાથી મોટા સમજીને દબાઇ જાઓ નહિં. તેની સાથે બોલવા ચાલવાનો તમને પુરતો અધિકાર છે. કદાચને તમારા કરતાં તેની પાસે સંપત્તિ વધારે હોય તો પણ એ જડ પદાર્થના સંગ્રહથી તેને શ્રેષ્ઠતા આપી, તમને પોતાને તમે મહાન્ ન સમજો એજ તમારી ભુલ છે. ઇશ્વરી કાયદો સર્વને માટે સરખો છે. મૃત્યુ અને જન્મ બધાને એક સરખુંજ પ્રાપ્ત થાય છે એમાં જો તફાવત હોય, તોજ તમારે શ્રેષ્ટતા કનીષ્ટતા ઘડી કાઢવાની છે. સુર્યનું તેજ, ગરમી, હવા, વરસાદ વગેરે સર્વને કુદરત સમતોલ આપતી જાય છે. એમાં ભેદભાવ હોય, તોજ તમે બીજાઓને શ્રેષ્ટ માનો! શા માટે હાથે કરી નીચે ઉતરી પડો છો? જો તમને કનીષ્ટતામાં ગુણુ સમજાયો હોય તો તેમ કરવાને તમને છુટ છે. કાળ. દિશા, જગત એ બધાં તમારાં પોતાનાં છે. ભાગ્ય શાળીને જુદું અને તમને જુદું એમ ઇશ્વરી ઘરથી બનેલું હોય, તોજ તમારે બીજાઓથી ડર પામવાનો છે. માત્ર તમે તમારા મનથી એવી હલકાઇ ન માની બેસો. પરમાત્માના ન્યાય તળે તમે અને તે બધાં સરખાંજ છે. લાખો વર્ષ, કરોડો કલાકો વિગેરે તમારા પોતાનાં છે. કાળ તમારા પક્ષમાં છે. વાયુ,

અગ્નિ, સુર્ય, વરૂણ એ તમારા દેહના રક્ષણ માટે સર્જાયાં છે. પૃથ્વી અને આકાશમાં દેખાતી અનંત તારાગણોની સૃષ્ટિ એ બધાં તમારાં જન્મસ્થાન છે. સર્વના માલિક અને ભોકતા પણ તમેજ છો. તો પછી તમેજ કહો! તમને કંઇ બાબતનો ડર છે? ખરૂં શૌર્ય ખરૂં જ્ઞાન, ખરૂં શિક્ષણ અને અદ્ભુત શક્તિ એ તમારા આત્માની કળાઓ છે. એ તમારી અંદરથી આવે છે. કાંઇ ગ્રંથોમાંથી આવે છે એમ નથી. નવીન શોધો, વિધવિધ કળાઓ એ મુળ તમારી તર્ક શક્તિ છે. સર્વ વસ્તુઓનો ભંડાર, સમગ્ર સૃષ્ટિની જાહેજલાલી, જો સમજો તો તમે પોતેજ છો. તમારામાં અપુર્વ તાકાત છતાં, પગભર ઉભા રહેતાં ન આવડે તો એમાં કેનો દોષ? પહેલા પ્રથમ તમારા પગમાં જોર હશે તો આખા જગતનો બોજો વહન કરવાની તમારામાં તાકાત આવશે. કામ કરતાં કરતાં જ્યારે ત્યારે બેઠા હો એ વખતે હું અને ઇશ્વર બંને એકજ છીએ અને એજ સત્ય છે. આ દેહ સાથે મારે કંઇએ સબંધ નથી. હું પૂર્ણ સ્વતંત્ર છે. જડ દેહને માથે મોહી પડનારા અને તેને સખ્ત રીબાવનારા મુઢ જીવો ભલે મને ગમે તે સ્થિતિમાં લાવી મુકે. હું તો મારાથી જેમ બને તેમ દેશનું અગર તો દરેક જીવનું કલ્યાણ કેમ થાય? એજ કાયમ ખાતે શ્મરણ કરીશ, પરિણામ કે ફળની સાથે મારો કાંઇ સબંધ નથી, એમ જ્યારે સમજશો ત્યારેજ તમારો દેહ શાંતની મુર્તી અને દેશના ઉદ્ધારક નરવીરની પંક્તિમાં આવશે. મનમાંથી મોટાઇનો બોજો ઓછો થાય કે તુરત તેની જગ્યાએ મહાન્ શક્તિઓ દાખલ થશે.

તમારે તમારી શક્તિ જાળવી રાખવી હોય, તંદુરસ્તી કાયમ જોઇતી હોય તો તમારા આયુષ્યને શ્રમ, ચિંતા અને મુર્ખતા ભરી જીંદગીથી નહિં દબાવી મારો. એ ચિંતા રૂપી રાક્ષસણી ચિતા સમાન છે. વગર અગ્નિએ બાળનારી છે, તમારા આત્માને સદા આનંદી રાખો, એજ ઇશ્વરે તમને સૌથી મોટામાં મોટું ફરમાવેલું ફરમાન છે. વૈરાગ્ય યુક્ત શાંતિ રાખો તો, સર્વ વસ્તુઓ એની મેળે તમારી આગળ ખેંચાઇને આવતી જણાશે. કોઇ નકામા કાર્યમાં વખત ગુમાવી, મગજ પર કષ્ટનો બોજો પડવા દેશો નહિં. તમે જ્યારે ગભરાઇને થાકી જાઓ છો અને તર્ક વિતર્કથી ગભરાઇ જાઓ છો, ગુંચવાઇ જાઓ છો, ત્યારે તમારે સમજી લેવું કે તમારા મગજ પર ઘણો એક ભાર આવી પડેલો છે.

ખોટો, ડોળ યુકત, પરમાર્થ વિહિન, માન મરતબા વગરનો કાર્યનો વ્યવહાર બહુજ નુકશાન કારક છે. તમે પરોપકારના શુભ કાર્યમાં જોડાવાને બંધાયા છો. તેમ ન બને તો હરિ સ્મરણ રૂપી આનંદ અને શાંતિનો પવિત્ર કાયદો ન તોડતા. આવી બે અદબી ભરી રીત ભાતથી તમે ભારેમાં ભારે ગુન્હેગાર થાઓ છો. તમે ખરી જરૂરીયાતો હજુ નથી

સમજ્યા? તમે સત્યનું અહોરાત્ર ચિંતન કરો. તમારા ખરેખરા સંબંધી આત્માને ન છોડી દ્યો. તમે પારકાની ખોટી ખુશામત અને પૈસા વગરની સેવા ચાકરી કરો છો, એજ તમારા દુઃખનું કારણ છે. તમે લાખો ભુખી જન સમાજને ખુશ કરવાને ન શક્તિમાન હોતો તમારા આત્માને ન બાળતા કદાચને તમે એકજ ખુશ રહો તો મારા ધારવા પ્રમાણે તમારી નજરમાં આખું જગત આનંદનો સમુદ્ર બની જશે. જે માણુસ ભ્રમ અને વ્યાધિમાં મચ્યો રહે છે, તે જીવડાઓએ કોતરી નાખેલા અને ઉધઇએ બાંધેલા ઘર જેવો છે. આનંદીને આખું જગત આનંદી છે. હસો એટલે જગત હસવા લાગશે, રડશો તો કોઇ રડશે નહિં. મતલબ કે દુનીયા સારાની ચાહના કરે છે, હસશે પણ રડશે નહિં. બધા આનંદની માગણી કરે છે; પણ કોઇ રડવાની ઇચ્છા કરતું નથી. આનંદી હશો તો અસંખ્ય મદદે આવશે. જે વખતે તમે આનંદને ગુમાવો છો એજ વખત તમે જગતની સાથે અબોલા કરો છો. આનંદ મંદિરમાં પુષ્કળ માણુસો આવી શકે છે; પરંતુ શોકની સાંકડી ગલીમાંથી એક એકનેજ પસાર થવું પડે છે. આનંદ એજ શ્રેય છે. આનંદનું ગાન કરો તો બધી ઉપાધિઓ તમારો ત્યાગ કરશે. સામાને ખુશી કરવાનો અને આનંદમાં રાખવાનો ખરો ઉપાય, તમારા ખુશમિજાજ ચહેરા ઉપરથી જન્મ પામ્યો છે. સર્વત્ર વસ્તુઓ તમારી રહેણી કહેણી પરથી સારી અને નરસી બને છે, સુખી થવાનો કાળ તમારા પોતાના હાથમાં છે.

મત મતાંતરો અને મંડળો એ બધાં તમારાં સ્થાપેલાં છે. તો ઇશ્વરત્વ ગુમાવી શા માટે મુર્ખતાનો અભ્યાસ કરવો જોઇએ? કુદરત વિજય ડંકો વગાડી તમને કહેછે કે તમે પવિત્ર રહો! પવિત્ર રહો! કેડ કસીને મેદાનમાં ઉતરો! તમારા જન્મસિદ્ધ હકોને કબજે કરો! તમારા અંતઃકરણમાંથી સર્વ દુઃખો અને મુશીબતોને ઉથલાવી પાડો! કંગાલ ન બનો! કામે લાગો! શક્તિનો ઉપયોગ કરો! તમારી જે વસ્તુ હોય તેને દાટી ન રાખો! ખજાનો ખુલ્લો કરો! જેને જોઇએ તે ભલે લઇ જાય. કંજુસાઇ કરશો તો સદ્દગુણો પણ તમારા પર લોભ પ્રકૃતિ અજમાવશે. તમારા કાર્યમાં ગમે તેટલાં વિઘ્ન આવે પણ ગ્લાની નહિં કરતા. ધર્મનું કાર્ય કરવા જતાં દેવો વિઘ્નો નાખે છે, ત્યારે સંસારિક કાર્યોની ફતેહ કરવાજતાં મનુષ્યો પણ આડે આવશે. ખુશામતીયા ન થજો. તમે બાદશાહ છો. મોટા મહારાજાઓ તમારી આગળ કંઇએ વિસાતમાં નથી. તેઓની આગળ આશા તૃષ્ણાઓ મહારાજા છે અને તમારી આગળ આશા તૃષ્ણાઓ ગુલામી કરેછે. જ્યારે માણુસ ગરીબ હોય, ત્યારે તેની તૃષ્ણા ભીખ માગેછે અને મનુષ્ય રાજા હોય, ત્યારે આશા તૃષ્ણાઓ પણ તેની સાથે રાજા બનેછે. તમારામાં

અપૂર્વ તાકાત ભરી છે. છતાં આશામાં તણાઇ જઇ શા માટે તવંગરોની પગચંપી કરોછો ? તેના કળશીયા ભરવાનું શું કારણ છે ? જાદુ શા માટે કાઢવું જોઇએ ? જો તમારામાં કોઇ બાબતની અપેક્ષા ન રહે તો તમને કોઇ કામ બતાવી શકે એમ છે કે ? તમને કોળીઓજ નીચું જોવરાવે છે. તમારી સ્થિતિના ફેરફારો અને તમારી અકકલની ખુબીઓ તમને હેરાન કરેછે. તમે જે સ્થિતિ ભોગવતા હો તેને દિનપ્રતિદિન સુધારી એક વખત તો જગતની આગળ મહાન બનો ? તમારી ઉત્કૃષ્ટ લાગણી તમને નકી ઉંચપદે લઇ જશે. મહાનતાથી મહાન્ કાર્ય સાધી શકાય છે અને કંગાલપણાથી કંગાલપણું મેળવી શકાય છે એ શું તમે નથી સમજતા ? પ્રભુની સતા અને પ્રકૃતિ, એનું મોટું લશ્કર છે. એ તમને આત્માની ઓળખાણ માટે આમથી તેમ ધકેલે છે; પરંતુ આપણે સમજતાજ નથી. જેનાથી આપણને કંઇક લાભ થવાનો છે અને જેની સાથે કાયમ રહેવાનું છે. તેની સાથે વ્યવહાર કરો. જે હમણાં અને થોડાં વર્ષ પછી આપણને ગમે તેમ ભુલથાપ કરી છેતરવાને માટે શેતરંજ ખેલે છે, તેનો ત્યાગ કરો. તેની સામું જોવાને આપણે નથી બંધાયા. ઇશ્વરી સત્તાને માન આપી તેજસ્વી બનવાનું છે પણ મુર્ખનું શિક્ષણ નથી શરૂ કરવાનું ! કેટલાક માણસો ઇશ્વરી સત્તાથી અજાણ થઇ અને અસંખ્ય ઉડતા બારીક જીવ-જંતુઓમાં પરબ્રહ્મ વિરાજી રહ્યા છે, એમ નહિં જાણતાં છાને ખૂણે કે અઘોર જંગલમાં જાણે પ્રભુને ન ખબર પડે એમ કાર્ય કરવાની કોશિષ કરે છે. પણ તે નથી સમજતા કે હરિ ઝીણા રજકણમાં પણ વિરાજી રહ્યા છે, તેથી મારા કરેલા ગુપ્ત કાર્યની જાહેરાત કરવાને માટે જડ પદાર્થ પણ પ્રભુના દરબારમાં સાક્ષિ પૂરશે. આવા કુદરતી ગાંડા ઘેલા માણસો ઇશ્વર વગરની ખાલી જગ્યાઓ ઘણી છે એમ સમજનારા શું ! નથી પક્યા કે ?

જેનામાં સત્યતા અને પારકાનું દુઃખ જાણવાની બુદ્ધિ હોય છે, તેના જેવો આ જગતમાં મળવો મુસ્કેલ છે. તેને દૈવી પુરૂષ કહેવામાં આવે છે. એવા પુરૂષો જંગલમાં પણ દેવની માફક પૂજાય છે. સરલતા અને દરેક માણસ પર દયા, સારો સ્વભાવ, અમૃતવાણી એ એના સ્વભાવિક ગુણો છે. સત્યકાર્યમાં જીવનું જોખમ હોય તો પણ ડરતા નથી, પરાયા ધનને હરવામાં ચિત્તને રોકી રાખે છે. પરસ્ત્રીની વાતમાં મૂંગા રહે છે, બાળકથી માંડીને તે મહાન્ પુરૂષની સાથે વિનય રાખે છે. સર્વ શાસ્ત્ર અને સર્વ ધર્મ પોતાના સમજે છે, અન્યાયથી થતી આજીવિકા ધૂળ સમજી પ્રાણ જતાં સુધી નિંદિત કાર્ય કરતા નથી. વિપત્તિમાં પણ મોટાઇ ગ્રહણ કરી, શ્રેષ્ટ માર્ગને અનુસરે છે. તરવારની ધાર જેવું તિક્ષ્ણ વૃત્ત ધારણ કરી, દુનીયાની આગળ સત્ય અને અસત્ય એનું રહસ્ય

સમજાવી આપે છે. પોતાનો ધર્મ કેવો છે, એ પોતે ક્યાંયથી શિખી આવ્યા નથી; પણ તેને પોતાનો જન્મ સિદ્ધ હક્ક અને સ્વભાવ સમજે છે.

આ સંસારમાં ઉત્પત્તિ અને નાશ એ બે વસ્તુઓ કાયમ ખાતે અમર હોવા છતાં તેના સકંજામાં આવનારાં મનુષ્યોએ શામાટે શુભ કૃત્યો ન કરવાં? જો આપણા હાથથી શુભ કૃત્યો ન થાય તો પછી દુનીયામાં ઘણા જન્મ્યા અને અસંખ્ય મરી ગયા કોને ખબર છે કે ક્યાં થયા અને ક્યાં ગયા? એવા સુવિચાર અને મહાનતાના ગુણવાળા સ્વભાવને લઇને મોટા પુરૂષો પુષ્પના ગુચ્છની માફક સર્વના શિરપર વિરાજે છે. મોટા પુરૂષો મૂર્ખને મૂર્ખ કહી, તેના તરફ કરડી નજર કરતા નથી; પરંતુ તેના તરફ પ્યારની નજરથી જુએ છે. વિચારીએ તો આપણે જેને મૂર્ખ કહીએ છીએ તે મૂર્ખ નથી પણ આપણે મૂર્ખ છીએ. આપણે ડાહ્યા હોઇએ તો બીજાને કેમ] મૂર્ખ રાખ્યા? મતલબકે ડાહ્યા હોય તે પોતાનું દૈવત બીજાને અર્પે છે. પોતાનું શાણપત બીજાને શીખાવે છે. જેમ મૂર્ખનો સમાગમ દુઃખદાઇ કહેવામાં આવે છે, તેમ મૂર્ખાઓને પણ ડાહ્યાનો સમાગમ દુઃખદાઇ છે. તેનું કારણ એકે એ બિચારા કુદરતથી ઘેલા બનેલા નથી. છતાં ડાહ્યાઓએ પોતાનો ચમત્કાર તેને કાં ન બતાવ્યો? સર્વનો ઘેલછામાં જન્મ છે, પણ મરણ શાણપતવાળું સંભવે છે. દરેક માણસો એક સરખા હોતા નથી, એકથી બીજો ડાહ્યો અને બીજાથી ત્રીજો ડાહ્યો એમ એક બીજાથી ચડીયાતા મળી આવે છે. વિચાર કરો! આપણે ડાહ્યા હોઇએ તો આપણા કરતાં બીજો ડાહ્યો મળી આવે છે, તો તેની આગળ આપણે ગાંડા બન્યા કે નહિ? આ ઉપરથી આપણે ડાહ્યા બનેલા પુરૂષોમાં અગ્રણી નથી. આપણે જેને ગાંડા કહીએ છીએ તે બહુજ મુર્ખની આગળ શાણા છે. તેથી તેને પણ ગાંડો કહેવાય નહિ. ભર્તૃહરિ કહે છે કે હું જ્યારે અજ્ઞાત હતો, ત્યારેજ મને અક્કલ વાળો સમજતો હતો; પરંતુ હું જ્યારે કંઇક જાણવા શીખ્યો એજ ઘડી હું ગાંડો બની ગયો. અને ત્યારેજ મને ભાન થયું કે જે મારામાં શાણપણાની ઘેલછા હતી અને કંઇક વિદ્યા, ધન, રાજ્યપાટ, સતા વગેરેનું અભિમાન હતું તે ખોટું હતું. જ્યાં સુધી મેં કંઇ વિદ્વતા ભર્યા ગ્રંથો નહોતા વાંચ્યા, મહાન્ સમર્થ રાજાઓનો ખ્યાતિ ભર્યો ઇતિહાસ નહોતો સાંભળ્યો, એટલી ઘડીજ હું ઉંચુ માથું કરી વાંકી ચુંકી ચાલ ચાલતો હતો. જ્યારે દુનીયાના પરાક્રમી પુરૂષોની રસભરી વાતો, જ્ઞાનીઓનાં દ્રષ્ટાંતો, કવિઓ અને લેખકોના ગ્રંથો મારા વાંચ્યામાં આવ્યા એ વખતથી મારી સત્તા, બુદ્ધિ, ધન એ વિગેરે ખરેખર મુંગા થઇ ગયાં છે. હું મારા મોઢે કહું તો આત્મશ્લાઘા કહેવાશે, પણ મારી વાણી

વ્યાકરણ વાળી હતી તે પણ મને ખરાબ જણાવા લાગી. મારામા વાણીની કઠોરતા હતી તે મેં ઘટાડી ઠેઠ અમૃત વાણી સુધી પહોંચાડી દીધી છે. હવે તો મને વ્યાકરણ વિનાની મીઠી વાણી અત્યંત મધુરી લાગે છે. ઘણા એક મનુષ્યો ધનથી છકી ગયેલા હોય તે ગરીબ માણસની મીઠી વાણીને પણ ખરાબ માની લે છે. એજ તેઓનામાં મોટી ભુલ છે. પોતે કંઇ ન જાણતા હોય છતાં જડ પદાર્થના જથ્થાથી ઉન્મત્ત થઇ, ઘણીવાર એમ બોલી નાખે છે કે અમો ધનવાળા અમારી પાસે અગણીત વકતાઓ, નાચનારીઓ, ગવૈયાઓ વિગેરે ઘેર ઢોલકાં બજાવતા દોડ્યા આવે છે. અમારા મોભાને બરાબર ઓળખી મનુષ્યો અમને સલામ ભરે છે. બંધુઓ ! જુઓ તો ખરા ! આની ઘેલછા બીજાઓને પણ ગાંડા બનાવે છે. તેઓને એમ ખબર નહિં હોય ? કે લક્ષ્મી નષ્ટ થતાં તારા બધા મનોરથો ધુળમાં મળી જશે. તારી સતા ખરેખરી તો ત્યારે ગણાય ? કે તું ધન વિનાનો હો અને તારે આંગણે એ બધાં હાર બંધ ઉભાં રહે. આ ઉપરથી તમારે સમજી લેવું કે મોતીના હારો, કડાં, વેઢ વીંટીઓ એ બધાં કાંઇ શોભારપદ નથી; પણ અભિમાન વગરની વર્તણુક આખા જગતને શોભાવે છે. મનુષ્યો તો શું ! પરંતુ ઝાડપાન અને પશુઓ પણ તેનાપર વારી જાય છે, ખુદ ભતૃહરિ પોતાના વિજ્ઞાન શતકમાં લખી ગયા છે કે અઘોર જંગલમાં હું સમાધિયુકત હોઉં ત્યારે હરણાંઓ ક્યારે મારી પીઠમાં શીંગડાંઓ મારે ? મહાનની શ્રેષ્ટતાના જેટલા ગુણો ગાઇએ તેટલાઓછા છે. તેઓની ઉત્તમ નીતિ રીતીને લઇને આખા જગતને વંદનીય છે. એજ શરીર, એજ ધન અને એજ કર્મ મોજુદ હોય, છતાં મોટા પુરૂષો બીજાના કરતાં લાખો ગણું ઉમદા કાર્ય બજાવી શકે છે. આપત્તિમાં તેઓ વજ્રના જેવા દ્રઢ હોય છે. સુર્ય જેમ વિનતી કર્યા વગર સમગ્રસૃષ્ટિમાં પ્રકાશ પથરાવે છે, તેમ મહાન પુરૂષો કોઇની વિનતી વગર જગતનું દુઃખ સમજી જઇ કામે લાગી જાય છે. અને સર્વદા ગર્વ રહિત રહે છે. ધારેલી વસ્તુ પાર ન પડે તો જંપીને બેસતા નથી. જુઓ ! દેવતાઓએ સમુદ્ર મંથન વખતે જ્યાં સુધી અમૃત ન મળ્યું ત્યાંસુધી પ્રયત્ન ચાલુજ રાખ્યો. તેને પલંગ મળે તો ઠીક અને ભોંય પથારી હોય તો પણ ઠીક. દાળ ભાત અને કદાપિ ટુકડા ન મળે તોપણ સારૂં જેને મન સુખ દુઃખની સર્વ સામગ્રીઓ સરખી રીતે અસર કરે છે, તેનાથી દેશના ઉધ્ધારનું કાર્ય બની શકે છે. તેઓ નિંદાને કીર્તીનું સ્વરૂપ સમજે છે. ગરીબના લાભ માટે થયેલા મરણને ઉત્તમ લ્હાવો સમજે છે. કહો ? એનાથી બીજું ઉત્તમ કયું વ્રત હોઇ શકે ? પોતાના સ્વાર્થ માટે તો હજારો માણસો કામે લાગેલાં હોય છે, પણ પારકાના લાભ માટે મરી પડનાર માણસ તો મને બહુજ થોડા માલુમ

પડે છે. એજ ખલકની ખુબી છે. પરોપકારવૃત્તિની ખરી વૃત્તિ જળકી રહી હોય તો દુનીયા કેમ ન પગે પડે?

કનીષ્ટ માણુસ પોતાની ગરીબ અવસ્થામાં એક જવના દાણાથી સંતોષ માનતો હતો અને પાછી અઢળક સંપત્તિ મળતાં બીલકુલ સંતોષ રાખતો નથી, પરંતુ મહાન્ પુરૂષોતો ધન મળે કે ન મળે તો પણ પોતાની અવસ્થામાં ફેરફાર થવા દેતા નથી. ભલે પારકાના લાભમાં ગમે તેટલો પૈસો ખરચાય? ભલે પોતાની સ્થિતિ ગમે તેવી ખરાબ થઇ જાય? તો પણ સંબંધી હોકે પરાયો તો પણ તેને માટે મરી પડે છે. એવાજ પુરૂષોને ધન્યવાદ હો કે જેને સદા પારકાનું ભલું કરવાની આકાંક્ષા હોય છે. પર સ્ત્રીને માતા સમાન સમજે છે. મહાન કઠીનતાવાળો ધર્મપાળી, દેશની ખાતર પોતાના સર્વસ્વ ધનમાલનો ભોગ આપે છે. એવા પુરૂષને હું શું કહું? તેને વિભુ કહું તો પણ મહાનતાની સીમા આવી રહી ગણાય. ખળ લોકો સાધુ પુરૂષોને ઘણી વખત નિંદામાં ગરકાવ કરે છે. નિર્દય કહે છે, ધુર્ત કહે છે, બુધ્ધિ હિન અને લબાડ લાલચુ તેમજ ધોળામાં ધુળ નાખનાર કહે છે. જેમ કોઇ સેવા કરનારને મૌન ધારણ કરે તો મુંગો કહે વાચાળ હોય તો વાયુ પ્રકૃતિ વાળો, પાસેને પાસે રહેતો નિર્લજ, દુર દુર ફરે તો બીકણુ, સહન કરે તો હલકા કુળનો અને સામો થાય તો ઉદ્ધત, એની પેઠે મહાન્ પુરૂષોની પણ સુડી વચ્ચે સોપારીના જેવી દશા હોય છે. તેમ દરેક માણુસે પોતાનો નીતિનો દોર નહિં ચુકવો જોઇએ. બીજા લુચ્ચા જીવાત્માઓની માફક આપણે અભિમાન યુકત ખોટી વાતો ગબડાવ્યા કરીએ અને દયા ધર્મમાં જીવ ન રાખીએ તો નકી આપણા હાથેજ આપણું સુભાષિત સળગી જવાનું. તમારે નકકી યાદ રાખવું કે આપણે જે જગતને અને જે જન્મને નર્કમય કહીએ છીએ, તેજ સ્થળે સુભાષિત પ્રસરાવવાનું છે. કેટલાક માણુસો પોતાના આત્મબળને અને પોતાના ધર્મને ભુલી જઇ, પૈસાની તૃષ્ણામાં પૃથ્વીનું તળ ખોદી નાખે છે, સમુદ્રની પેલીપાર જાય છે, જેની સેવા ન કરવી ઘટે તેવાઓની સેવા કરી આંખમાંથી આંસુઓ સુકાવા દેતા નથી, આ કેટલી બધી અફસોસની વાત છે? જે માણુસ રાત્રિ દિવસરૂપી ચક્રથી ચાલ્યા જતા આયુષ્ય પર ભરૂસો રાખી, જન્મ, જરા અને મરણુના ભયને ન જાણી, મુર્ખની માફક આમથી તેમ રખડ્યા કરે છે તેને હજારો વાર ફિટકાર છે. પુરૂષાતન ચાલ્યું ગયું, પળીયાં સફેત થયાં, ભોગવિલાસની ઇચ્છાઓ સમુળી બળી ગઇ, ભાઇ બંધ દોસ્તો ઘણા દિવસ થયાં પસાર થઇ ગયા, લાકડીને ટેકે ચાલીને પગનાં તળીયાં પણ ઘસાઇ ગયાં, આંખોનું તેજ ગયું, માતા પિતા સ્વર્ગે સિધાવ્યાં, કેટલાંક સંતાનો દેવલોક પામ્યાં; તો પણ મરવાના સમયમાં મરી જનારા દેહ પર

આધાર રાખી જેને મરવાનું મન થતું નથી તેવા પુરૂષની હિંમતને હદ છે. અહાહા! કેટલી બધી મમતા? ભમ્રે ને મુખ પર કરચલી વળી, દાંતો પડી ગયા, મસ્તક ડોલવા લાગ્યું, ગાત્રો ભલેને ગળી ગયાં; તો પણ તેની આશા તૃષ્ણાતો બમણી ત્રમણી વધતી ગઇ! જ્યાં સુધી આપણે પરમાત્માનું સ્મરણ, પરોપકાર વૃત્તિ અને આપણું ખરૂં કર્તવ્ય, ચુકી જઇએતો એજ વખત આપણા તરફ કાળઝેરી, કુહાડો ઉગામે છે. આપણે આપણો ધર્મ કેમ ભુલી જવો જોઇએ? સમજો કે જે વસ્તુ થોડો કાળ રહી આપણને ભુલવણીમાં પુરી ભાગી જવાની છે. તો પછી આપણેજ તેનો શા માટે વેળાસર ત્યાગ ન કરવો? કે પાછળથી દિલગીર થવા જેવું ન રહે. જો આપણામાં શુદ્ધ વિવેક બુદ્ધિ વિકાસ પામેલી હોય તો, ઇન્દ્ર ભલે ત્રીલોકનો માલીક રહ્યો? પણ તમારી પાસે યાચવા આવવો જોઇએ. જો ધ્રુવની આગળ વિવેક બુદ્ધિ અને શીલ સંતોષ હતાં તો ઇન્દ્રને તેની આગળ ગુલામી કરવા આવવું પડયું હતું અને તેના પ્રતાપેજ ઇંદ્રે પોતાનું ગુમાવેલું રાજ્ય પાછું મેળવી શકયો હતો.

આ સંસારમાં અસંખ્ય રાજાઓ અને ખર્વો માણસો ચાલ્યાં ગયાં, પણ કોઇ કોઇને સંભારતું નથી. માત્ર પરોપકારી પુરૂષોની નામાવળીના બુકની પધરામણીઓ ઘેર ઘેર થતી જોવામાં આવેછે. જે માણસનું માનભ્રષ્ટ થયું હોય, ધન ચોરો લુટી ગયા હોય, બંધુ જનો વૈરી થયા હોય ચાકરો જતા રહ્યા હોય; ત્યારે ડાહ્યા માણસે તો નકી જગતની સેવા માટે લાગી પડવું જોઇએ. કે જેનાથી નાશ પામેલું સર્વસ્વ મળી આવે. કેટલાક પારકાને સંતોષી તેની પાસેથી દ્રવ્યની ઇચ્છા કરેછે; પરંતુ જો પોતાના આત્માનો સત્કાર્યથી સંતોષે તો તેની કઇ કામના પુરાય તેમ નથી? અહા! તેવા નરની હું કેટલીક મુર્ખતા કહું? દ્રવ્યના લોભે એવા માણસો પોતાની જીંદગી કે જેની કિંમત ન આંકી શકાય તેને જુજ રકમમાં વેચી મારેછે. પણ જો પારકાનો લાભ માટે આવું ગુલામી ખત લખી અપાય તો પછી જોઇ લ્યો મજા! તમારી પ્રશંષાની ઘેર ઘેર વાતો થાય છે કે નહિ? જે ભુમી ખાવા દોડે છે તેજ ભુમી સુવર્ણ ભુમી સમ જણાવા લાગે. જેણે શુદ્ધ વિધા ન સંપાદન કરી, પરોપકાર નિમિતે ધન ન વાપર્યું તેવા કાગડા જેવા માણુસને કાળે કેમ જીવતો રાખ્યો? એજ વિચારવા જેવું છે. આયુષ્ય વિજળીના ચમકારા કરતાં પણ વધારે વેગવાળું છે, માટે ટુંક મુદતમાં જે બને તે સાર્થક કરી લેવાનું છે. પછી તો ભલે ગૃહમાં હોઇએ કે જંગલમાં અગર તો પર્વતની ગુફામાં હોઇએ. જે માણસો ગામોગામ ભટકી, અજ્ઞાન માણસોની બુદ્ધિને સુધારી, ઘેરઘેર મધુકરી માગી સુકામાં કે ભીનામાં નિદ્રા કરી જીવન ગાળે છે, તેનેજ ધન્યવાદ છે. વળી

અફસોસની વાત છે કે પર્વતોના દરેક ભાગમાં સ્વાદિષ્ટ કંદમુળો મળતાં છતાં અને થંડા જળના નિર્મળ ઝરણાંઓ વ્હેતાં, છતાં જે ધનના મદમાં છકી ગયેલા હોય, જેની આંખો કેફમાં લાલચોળ બની હોય, તેવા વજ્ર છાતીના જીવાત્માઓની નોકરી કરી, વક્ર દૃષ્ટિને અમી સમાન જાણી અનંત દિવસો વિતાડે છે, તેવાઓનું પેટ ન ભરાતું હોય તો તો નકી અંગપર રાખોટી લગાડવી જોઇએ. તેને કદાચને આળસ ચડે અગર તો જીવ ન ચાલે તો બીજાઓએ તેના કષ્ટને જાણી જઇ તેના અંગપર રાખી ચોળી દેવી જોઇએ.

આયુષ્ય અને જુવાનીની શોભા માત્ર બે દિવસ રહેવાની છે, છતાં આટલો બધો પ્રમાદ અને થનથનાટ કેમ હોવો જોઇએ ? આનું નામ અહંભાવ જુઓ ! શરીર ક્ષીણ ન થયું હોય, ઘડપણ ન આવ્યું હોય, ઇન્દ્રિયો કામ કરે તેવી તાકાતમાં હોય; ત્યાં સુધી સારા માણસે પોતાના લાભ માટે સુકૃત્યમાં ઉતરવું જોઇએ. ભલે બ્રહ્માંડ ચળે પણ ધ્રુવની માફક આપણે આપણા ધર્મથી એક તલભાર ન ડગવું જોઇએ. શત્રુને વશ કર્યા હોય, લક્ષ્મીનો ખુબ સંગ્રહ કર્યો હોય, પણ અંતઃકરણમાં પર પીડા ન વિરાજતી હોય તો એ સર્વ ફોકટ સમજવું. જ્યારે ઘડપણ આવે છે, ત્યારે સર્વત્ર મહેનતથી મેળવેલી વસ્તુ નકામી થઇ પડે છે, માટે મૂખમાંથી લાળો ન ઝરતી હોય, રસના સિધી હોય, શરીર અલમસ્ત હોય, ત્યારથી સર્વ સુખ પ્રાપ્તિની તૈયારીઓ કરી રાખવી જોઇએ. પરોપકારી માણસની દુનીયા જેવી સેવા કરે છે,તેવી સેવા વૃદ્ધ માબાપની સંતાનો પણ ઉઠાવતાં નથી કહો એ બેમાં કેટલો બધો તફાવત રહેલો છે. સત્ પુરૂષોની બલિહારી છે. સત્ પુરૂષોના સમાગમથી હરહમેશાં પરોપકારનું, નિત્ય અને અનિત્ય વસ્તુઓનું જ્ઞાન થાય છે. દુઃખીઓનાં દુઃખો સમજી શકાય છે. આ ફલાણો અને આ મારો એવી વર્ત્તણુક નાશ પામી ખરી ઐક્યતા અનુભવાય છે. તમારે કલેશ અને દુઃખના દરિયામાંથી બચવું હોય તો તમે જે જગ્યાએ ઉભો હો તેજ જગ્યાને ઉત્તમ માનો ત્યાં પારકાના ભલાનો વિચાર કરો. કામ, ક્રોધ, લોભ વિગેરેમાંથી ઉત્પન્ન થતા દુર્ગુણોને તજી ધો. જો તેમ નહિં બને તો તમારામાં પરોપકારવૃત્તિ ઉદ્‌ભવશે નહિં. એ વિના તમારૂં સુખરૂપી તેજોમય રત્ન કુવામાં પડી જશે. ચોતરફથી અંધારાને પેદા કરનારાં અજ્ઞાનતાનાં વાદળાંઓ ઘેરાઇ જશે. અને આનંદરૂપી મેઘ ક્યાંય જોવામાં આવશે નહિં. મતલબકે પંચભૂતો પોતાનું કાર્ય બજાવશે; પરંતુ આત્મોત્કર્ષનું અલૌકિક આનંદ દાયક કાર્ય બની શકશે નહિં. તમારૂં મન જ્યાં સુધી પાપથી મલીન થઇ ગયું હોય, ધન, સ્ત્રી, પુત્ર વિગેરેની મમતામાં અટવાયા જતા હો; ત્યાં સુધી તમારે કોઇ દિવસ તમારા હાથથી સુકૃત્ય થશે એવી આશા

રાખવીજ નહિં, તમારે એકદમ તમારી જીંદગીને ઉત્તમ પાયા પર લાવવી હોય, તો પરમ કલ્યાણકારી એવા મહાત્મા લોકોનો મત તેનો સ્વીકાર કરો. તેઓની વાણીનું રહસ્ય બરાબર સમજો. સર્વમાં તમારો આત્મા વિરાજી રહ્યા છે, એમ બરાબર ખ્યાલ કરો કોઇ માણસને જ્યારે હું સર્વમય છું એવું જ્ઞાન પ્રકટ થાય અને એ પ્રમાણે રીતભાત કરે ત્યારેજ તેને ખરો જ્ઞાની કહેવો જોઇએ. પોતે હરિગુણ ગાઇ બીજાઓને પ્રભુની રસમય લોકોપયોગી કથાઓથી સન્માર્ગે દોરવાને પરિશ્રમ વેઠે છે, એવા સંપૂર્ણ યત્નશાળી માણસો મહાત્મા પુરૂષોના પણ શિર છત્ર છે. બીજાઓ સ્ત્રીઓથી ભરેલું ખીચોખીચ સ્વર્ગ વખાણે છે, ત્યારે એ પ્રભુના ભક્તોથી ભરેલું મોક્ષધામ પસંદ કરે છે. નાટકના ખેલાડીની માફક આ રંગભૂમિ ઉપર જાતજાતના વેશો ભજવવાનું તેને પ્રયોજન હોતું નથી. તેઓ તો ખરેખરૂં એમજ સમજે છે કે આ ભૂમિતલની દરેક રજ મારા અસ્થિ માંસ અને રૂધિરથી બનેલી છે. દરેક ભૂમિ મારા પગ તળે નિકળી ગયેલી છે. મારે જાજી દોડધામનું શું કારણ છે ? હું જેને માટે આવ્યો એજ કાર્ય બજાવા દે ? ભલે ! અસંખ્ય મનુષ્યો મોહ જાળમાં ફસાયા, ભલે અગણીત રૂષી મુનીઓ દેવાંગનાઓથી ગાંડા ઘેલા થઇ ગયા, તેઓ તેમાં મગ્ન હશે, સ્ત્રી આપણી જન્મભુમી છે, માટે તેને જોઇ કદાચને આંખો તણાવા લાગે તો હરકત નહિં. તેને માતા સમાંન સમજવી, ઉજ્વલતા અને એના રૂપને જોઇ ભલાભલા ભુલ ખાઇ ગયા છે પણ આપણી ભુલ હરામને રસ્તે ન જવી જોઇએ, આપણી ભુલની હદ હોવી જોઇએ.

સ્ત્રીના સ્વરૂપથી ઘણાએ જીતેન્દ્રય પુરૂષો પોતાનું બ્રહ્મત્વ ગુમાવી બેઠા છે અને વારંવાર એમ નેમ ભુલ થાપ ખાધા કરે છે, પરંતુ સદા સર્વદા જેનું મન બીજા ખરાબ રસ્તાપર ન જતું હોય, તેજ પુરૂષ સર્વ મહાન નરોથી શ્રેષ્ટ છે. પૃથ્વી સમુદ્રથી ભરાયલી છે, સમુદ્રનું પણ માપ છે, વળી ગગનનું માપ સુર્ય કરી શકે છે; પરંતુ મહાન્ પુરૂષોનું કોઇએ માપ કર્યું સાંભળ્યું નથી. જે સ્ત્રીઓ સર્વાંગે સુંદર હોય; તો પણ જ્ઞાની પુરૂષો તેની સામું જોતા નથી, અને દુનીયાને એ હરામ લત લાગુ ન પડે માટે વારંવાર પોતાના ગ્રંથોમાં કહી જાય છે કે જેનામાં પુરૂષોને ભમાવવાની ખાસ અક્કલ હોય છે, એવી નર્કની ખાણુ સ્ત્રી પશુઓનેજ પ્રિય હોય ? અહાહા ! ગાત્રો પણ શિથિલ થઇ જાય તો પણ પડતી આખડતી ચાલવાળો માણુસ મરણની પથારીપર સુતો છતાં સ્ત્રીમાંથી મન ન ખસેડે તેના જેવું બીજું કયું ખરાબ કાર્ય છે ? લક્ષ્મી ધુળ છે, યૌવન રમકડું છે છતાં નિર્મલ કીર્તીને પેદા કરનાર ધર્મ કાં ન પાળવો જોઇએ ? કંઇ પણ ધર્મ કાર્ય ન કરનારા માત્ર ઉંચા મકાનમાં

રહી આ ધન મારૂં, આ સ્ત્રી અને પુત્રો મારા, એમ કહી નોકરોની સભામાં આંટા મારનાર મુઢ જીવાત્માઓને જોઇ મને એમ થાય છે કે આની શી દશા થશે? તેઓ કેમ પોતાની સુખમય જીંદગીમાં આવો અજ્ઞાનતાવાળો અભિમાનનો છોડ ઉછેરતા હશે? એ કાંઇ સમજાતું નથી.

જે માણસ પોતાના મનમાં હું સત્ પુરૂષ છુ, એવું અભિમાન હોય તો તેના જેવો કોઇ મુર્ખ નહિં એવા મીથ્યા અભિમાની માણસને મોઢે ચોખું કહી દેવું કે ભાઇ! તેં તારા હાથથી કયા સુકૃત્યનો આરંભ કરી સત્ પુરૂષનો ચાંદ મેળવી લીધો? અમે તો ખરેખરા સત્ પુરૂષો તેને કહીએ કે જેનાં ગુણગાન ઘેર ઘેર એની મેળે ગવાતાં હોય તેઓ પોતાના મુખે પોતાની પ્રશંષા કરતા નથી; તેમ ગરાવતા નથી, ખરી જીંદગી તો તેઓની છે કે જેને કોઇ જાતની ઉપાધિ નથી. જુઓ ધનવાળા સુખે નિદ્રા લેતા નથી. નિશદિન ભયમાં રહી સુખે રોટલો ખાતા નથી. તેમ જ્ઞાની પુરૂષોની તેનાથી ઉલટી રીતી છે, તેઓ ધનને ચાહતા નથી. ટાઢા ટુકડાથી આનંદ માની સુવર્ણના મેરૂ પર્વતને અગ્નિના ઢગલા સમજાણે છે, આહાહા! હજારો વૃદ્ધ નજરે પડે છે. પણ તેઓનો લોહી, પરૂ અને દુર્ગંધીવાળી વસ્તુઓથી દેહ ખરડાયલો હોય; તો પણ મોહને ત્યાગી એક ઘડીભર વનના જાનવરો જંગલમાં જે જેવું તેવું ઘાસ ખાઇ આનંદથી રાત્રિ ગાળે છે, તેના જેવું તનું જીવન વ્યતીત થતું નથી. જેના મનમાં મરણની ભીતિ છતાં, સત્ કાર્ય કરતા નથી. તેને લાખોવાર ધિક્કાર છે. જેનું મન ભોગ વિલાસની લાલચમાં મલીન થઈ ગયું હોય, તેઓ નક્કી ડગલે પગલે ભયમાં આવી પડે છે. એવા લોકોને શું પોતાના હિતની જરા પણ ખબર નહિં હોય શું? તેઓ હું ઉત્તમ કુળમાં જન્મ્યો છું, ધનવાળો છું, હાકેમ છું, એવું ક્યાં સુધી બોલ્યા કરશે? તેઓને એમ પણ ખબર નહિં હોય? કે હું જેવો છું એવાજ બધા ઉત્તમ છે, છતાં અજ્ઞાનતાને લઇને શામાટે મારે મારાં કમભાગ્ય ઘડી કાઢવા જોઇએ?

જેનામાં કપટ વિરાજી રહ્યું હોય અને હમેશાં ગૃહ કાર્યની હાયઓય કરતા હોય. તેને વૃદ્ધાવસ્થા બહુજ વેલી આવે છે અને પોતાના પુત્ર પરિવાર બધાંને બોલાવી વેળાસર ચેતાવી કહે છે કે, દિકરા! આ પહેલાં તો ખાટલા માંથી પણ ઉભો થતો! હમણાં તો તે પણ થતું નથી એમ કહી રજા કરે છે. વિષય વાસના દગો દઇને ચાલી ગઇ માટે તેના વિયોગે તેને ઘણું દુઃખ ઉત્પન્ન થાય છે કે જે વાત કોઇની પાસે ન થાય! માત્ર "દુઃખ આ (!) અને કહેવું બીજું"! ભલેને કાળના પાસમાં ફસાયો હોય, તોપણ હરિસ્મરણમાં મન નહિં પરોવતાં આંખો સ્ત્રીની સામે ટકાવી રાખે છે. જીવ જવાની તૈયારીમાં હોય, છતાં હું ક્યારે ઉભો થઇ પાછો મોજવિલાસ આરંભુ!

એવાં એવા ઘાટ કરે છે. આ કેટલી બધી અફસોસની વાત છે. અરેરે! ધનના મદથી છકી ગયેલા, સંસારની માયાથી આંધળાં અને બ્હેરા બોડ બનેલા, ઉદ્ધત જીવો જરા વિચાર નથી કરતા? કે આજ દિવસ સુધી ઘણીએ મોજમજા કરી, પણ ખરા સુખથી આપણે સો ગાઉ દુર રહ્યા છીએ. ધનના પ્રતાપે થતી અનેક શુભ ક્રિયાઓ નથી કરી શકયા? સારી વિદ્યા સંપાદન કરી કોઇ જીવની આજીવિકા પણ નથી સાંધી આપી? દુઃખી માણસોનાં દિલ શાન્ત થાય એવી કવિતા કે સદ્‌ગ્રંથ નથી બતાવી શકયા? તો પણ પરમાત્માના સ્મરણને ઉત્તમ ન માનતાં તાબુતની જેમ શરીર પર શણગાર ચડાવ્યાજ કર્યા! એથી તમારો વિચાર તમારા હાડને યમના હાથે બોખરાં કરવાનો જણાતો હોય એમ આ વાતથી નક્કી થાય છે. આ દેહને પરોપકારમાં ન લગાડવાથી અંતે ઉધરસ, તાવ, ભગંદર, હેડકી, સગ્રંહણી વિગેરે રોગોથી પીડાવાનો છે. જઠરાગ્નિ મંદ થઇ જવાની છે. ધન છતાં વખતે નિર્ધન સ્થિતિ ભોગવવાનો ટાઇમ આવશે? નિદ્રા આવશે નહિં આવી અનેક માથે ઉપાધિઓ છતાં જાજે વખત જીવવાનું મન શા માટે થતું હશે? એ કાંઇ સમજાતું નથી. શું! સંસાર સમુદ્રમાં આવાજ પ્રકારનાં મોજાં ઉછળ્યા કરતાં હશે?

ગર્ભવાસથી માંડીને તે ઠેઠ મરણ સુધી બધું ભલે હીણભાગી જીવોને રમણીય દેખાય? પણ બધું દુઃખરૂપજ છે વળી આખી જીંદગી પેટફાડ મહેનત કરી કમાવેલા પૈસાથી આનંદ માને છે અને વખતે બાપકમાઇના પૈસાથી તાગડધિન્ના કરે છે અને કોઇ વખત ગરીબી કે તવંગરી ભોગવી નર્કને સ્વર્ગ માની મુછપર હાથ લગાવે છે, એવા અજ્ઞાની લોકો શી રીતે ફાંસીનો માચડો કાપી શકશે? મુર્ખને કંઇ નહિં પરંતુ એ ફાંસીનો માચડો એટલે પોતાનું અજ્ઞાન એના પ્રતાપેજ જ્ઞાની પુરૂષો પોતાના જીવનની સંભાળ રાખે છે, તેઓ સુંદર વનમાં વેલી લતાઓથી વિંટાયલાં વૃક્ષોની શીતળ છાયાથી આનંદ માનતા નથી, કે જેમાં લોભરૂપી રીંછો, કામરૂપી વાઘો અને કુમતીરૂપી ઝેરી નાગણો ફુંફાડા માર્યા કરે છે. ખરી રીતે તપાસીએ તો આ વસ્તીવાળો પ્રદેશ પણ એવી રીતે વજ્ર કંટક જેવો ખીચોખીચ ભરેલો છે. જે માણસ નિતિજ્ઞ પુરૂષોનાં વચનો પ્રમાણે ચાલી આ ભવસંસારની દરેક ઉપાધિઓને એક પછી એક કાપી નાખે છે, તે ખરો તત્વજ્ઞાની છે.

જે માણસ આ દેહના રક્ષણને માટે ખરે મધ્યાને દોડતો હતો, અનેક કષ્ટો સહન કરતો હતો, પરિશ્રમને લીધે વિકળ થઇ જતો હતો. પરંતુ જ્યારે જરાવસ્થા છાતીપર ચડી બેઠી ત્યારે મૃત્યુ નજીકમાં આવતાં બધી દોડધામની ભુલો નજર આગળ તરી આવતાં સાંભરી આવ્યું કે મેં આ બધું બહુજ ખોટું કર્યું! મારાથી કંઇપણ સુકૃત્ય ન થયું?

મેં કોઇપણ જીવાત્માને ન સંતોષ્યા ? એવી રીતે ઘર સળગે અને કુવો ખોદાવે તેમ મૃત્યુ વખતે પોતાની ભુલોનો પશ્ચાતાપ કરતો માણસ શી રીતે પોતાનું ભલું કરી શકે ? ડાકટરો પોતાની વૈદ્યવિદ્યાના પ્રતાપે બધા રોગો ઓળખી શકે છે; પરંતુ મૃત્યુ કયારે આવશે ? એ તેઓ ઓળખી શકતા નથી. વિકાળ કાળ અચાનક આવનારી વ્યક્તિ છે, એવો દુર્ગના દુર્ગોને ભેદી હલ્લો કરનાર વિકાળ કાળ દરેકને લાખો માણસોની ચોકી હશે તો પણ લઇ જશે, એવું જાણતાં છતાં સર્વજ્ઞ મનુષ્યો શા માટે ફરી ફરી ભુલો કરી, પોતાની કુશળતા ગુમાવતા હશે ? પોતાની ભુલથી દુઃખમાં ઘવાઇ અતીશય મલમપટા કરનારા જીવો પછી ચોધારાં આંસુએ બાર મેઘો વરસાવે છે. જો તમારે સંસારમાં હાય હાય દિકરા ! મારા કુટુંબીઓ ! એમ કહીને રડયા કરવું હોય તો ભલે ખુશીથી દુનીયાની ઉપાધિઓને શીરપર ચહડાવો કરો ? એમાં મને હરકત નથી. એ તો બધું કરે તેને આડે આવવાનું છે. ઘણાએ આટલા દુઃખોથી નહિં ધરાતાં વળી કયારેક એવું પણ બોલે છે કે હું ઘણું ધન એકઠું કરીને ધનપતિ કહેવાઇશ ! મારા વંશ પરીવારનું ભરણુ પોશણુ કરીશ ! એથી તેઓ મારી બહુજ ચાહના કરશે ! મને ગુણીયલ સમજશે ! બધાં મારા તાબામાં રહેશે ! મારૂં આંખ માથું દુઃખશે એટલે તેઓ ખમાં ખમા ! કરતાં ગુલામ બની જશે. એવા મનોરથોની મોટી દિવાલો ચણતાં ચણતાં જયાં બરાબર બંધ બેસતું થયું. એટલામાં વિકાળ કાળે પહોંચાડી દીધાં. બધી આશાઓ ધુળમાં મળી ગઇ. જેને હસવાનો, આનંદ કરવાનો વખત હતો. તેનેજ રડવું પડયું.

જે પેટમાં સવાશેર અનાજ, રહી શકે છે અને જે પેટને માટે આટલી બધી ઉપાધિઓ સહનકરવીપડે છે, તે પેટ તો અનહદ નાનું છે; તોપણુ ધનના લાલચું જીવો દુર્ઘટ સ્થળે કુદી પડે છે, સારા કે નરસા કોઇપણુ માણસની પરિક્ષા વગર તેની નોકરી કરવા મંડી જાય છે, નિચ લોકોની પગચંપી કરે છે, કોઇ તેનો સગો વ્હાલો પુછે કે ભાઇ ! તમે આ શું કરો છો ? શું આ તમને શોભે છે ? ત્યારે એવો તો ઉત્તર ઘડી રાખ્યો હોય કે બિચારા પુછનાર માણસને કાન પકડયા વિના છુટકોજ નહિં અને વળી ત્યાંસુધી બોલે કે શું કરીએ ભાઇ ! આ પેટનો ખાડો પુર્યા વિના છુટકો ? આંખ, કાન. નાક, જીભ, હાથ, પગ વિગેરે ભલે પ્રભુએ આપ્યું પણ જે આ શરીરની મધ્યે પેટને વળગાડી આપ્યું છે તે બહુજ બુરૂં કર્યું છે, ભાઇ ! ભુખ રાજ તાજને ઘટાડે છે, ભૂખથી સિદ્ધની બુદ્ધિ હારી જાય છે, ભુખમાં પુરૂષ સ્ત્રીને અને સ્ત્રીપુરૂષને તજી દે છે, જે વખતે દુર્યોધન સમરાંગણમાં ગબડી પડયો એ વખતે તેની મા ગાંધારીએ પોતાના પુત્રના શબ ઉપર ચડીને ભૂખ લાગવાથી કેરી તોડવાનું સાહસ

કર્યું હતું. કયાં ભુખ અને કયાં પુત્રનું દયાજનક મરણ! ભાઇ! ભુખ બહુજ બુરી છે. ભુખથી માતાઓ બાળકનું ભક્ષણ કરે છે. પિતા પુત્રને રડતો મુકી ટાઢો ટુકડો છાની રીતે ખાવા માંડે છે. કાંઇ ભુખમાં ઓછું દૈવત નથી. શું ખાવું અને શું ન ખાવું! એનું ભાન રહેતું નથી. એક માણુસ બહુજ ભુખ્યો થયો હતો. ત્યારે દુકાનદારને કંઇ ખોરાક વિષે તેણે પુછ્યું ત્યારે વેપારીએ ખાદ્ય વસ્તુ ન હોવાનું જણાવ્યું; ત્યારે છેવટે અત્યંત ક્ષુધાતુર હોવાથી માત્ર ચાર પૈસાનું તેલ ખરીદી પી ગયો. તેને એમ ન ખબર પડી કે ભુખ લાગતી વખતે તેલથી ક્ષુધા શાંત ન થાય? આ કેટલી બધી અફશોસની વાત છે? જાણે કેમ પેટ આબરૂ ગુમાવવાને ન આપ્યું હોય? ભુખથી લડવૈયો લડાઇમાં ઉતરે છે. રાજા અને રંક ભુખની આગળ નાચ કરે છે. ઇન્દ્ર અને સમગ્ર સૃષ્ટિના જીવો ભુખને માટે નાસભાગ કરે છે; એવી રીતે પેટ એક એકને ગાંડા બનાવી મૂકે છે. જુઓ! કોટવાળ પેટને માટે જમાદારનો ગુલામ. જમાદાર દિવાનનો નોકર અને દિવાન રાજાનો સેવક, વળી રાજા પ્રજા તરફ ભરૂસો રાખે અને પ્રજા મેઘની સામે આંખ ફાડી રહે. કહો! આ ભૂખે કેટલાનાં ધ્યાન ખેંચ્યાં? એ તમે વિચાર કરો? પેટે સહુને વશ કર્યા છે. મનુસ્મૃત્તિમાં એક દાખલો છે કે ભૂખને લઇને એક વખત દુષ્કાળમાં વિશ્વામિત્રે ચાંડાળના ગૃહમાંથી શ્વાનના માંસની તંગડી ચોરી હતી. ભૂખથી માણુસ સિંહ અને હાથીઓની પાસે ખેલ કરાવી તેની સાથે યુદ્ધમાં ઉતરે છે, સ્મશાનમાં જઇ મંત્ર સાધના કરે છે. ભૂત પ્રેત પણ મંત્ર સાધનારા પર આધાર રાખી ભૂખની આગળ અંધા છે. સવારમાં ઉઠતાં પેટની પીડા, ખાધા પછી પણ પેટની વ્યાધિ. કોઇ અનાજ ખાય તો કોઇ ઘાસ ખાય કોઇ માંસ તો કોઇ મોતી, નર્ક, કાદવ, કીચડ, પવન, અગ્નિ વિગેરેનું ભક્ષણ કરે છે. જુઓ! ભૂખે ઘણાઓને ઝેર કરી નાખ્યા છે, જંગલમાં વસનાર તપસ્વી પણ ફળ, ફુલ, ખાઇ પેટની પૂજા કરે છે. ભાઇ! યોગી થાઓ, સંસારી રહો, મરો અગર તો સજીવન રહો; તો પણ ભૂખે કઇકનાં ગુમાન ઉતારી દીધાં છે. શું કરીએ! તમે કહો છો તે ઠીક; પરંતુ આ પેટ બધી વેઠ કરાવે છે. ભાઇ સાંભળી કે? આ માણુસની બોલવાની ચાલાકી! તે એમ નહિં સમજતો હોય કે આ અન્નમય કોષ છે, એટલે અન્ન વગર એક ડગલું પણ ન ચલાય, પરંતુ કાંઇ પેટ તમને આ બધી ઉપાધિઓ નથી નાખતું? પેટને જોઇએ છીએ થોડું અને તમે હાયઓય કરી કમાઓ છો જાજું તમને માયા એકઠી કરવાનું વ્યસન થઇ પડયું છે. તમે તમારી આશા તૃષ્ણામાં અર્ધા ગાંડા બની બેઠા છો. તમારે ધનના ખજાના ભરી બિચારા પેટને આળ ઓઢાડી આપો છો. તેને ભરવું એ તો માત્ર એક કલાકનીજ મજુરીનું કામ છે. જો

તમે ચોવિસે કલાક પેટને માટે કામ કરો તો તમારી એક દિવસની મંજુરીમાં એક અઠવાડીયું ચાલ્યું જાય. એતો અનુભવ સિદ્ધ વાત છે. ભૂખડી પ્રકૃત્તિને લઇને આપણે ભૂખ અને પેટને વચમાં લાવીએ છીએ. ગમે તેટલાં સંકટ સહન કરો, ભલે તમારી નગ્નાવસ્થા થઇ જાય. ભૂખ ભલે તમારી નસોમાં લોહીનું શોષણ કરે; તો પણ તમે હિંમત ન હારો. પેટની વેઠ થોડી છે. પણ તમારી ભૂલના પ્રતાપે પેટ પાતાળ જેવડું થયું છે. પેટ આપ્યું એ ખરાબ કામ કર્યું, પેટ એ મોટી વેઠ છે, પેટે અમને મનુષ્યના રૂપમાં નથી રહેવા દીધા ! આ બધા દાખલાઓ અજ્ઞાન માણુસો અને ભૂખ્યાને દિલાસો આપવાને માટે હોય છે, જ્યારે આપણે ભૂખથી મરી ગયાની અને પેટને પાપરૂપ માનવાની વાતો કરીએ છીએ, ત્યારેજ વિભુ આપણું ભરણ પોશણ કરવાના કાર્યમાં હાથ ખંખેરે છે, ઘરની દરેક સમૃદ્ધિ ચોરી લે છે, અને ઘરના માણુસો ખાઉં ! ખાઉં ! સિવાય બીજી કાંઇપણ વાત કરતાં નથી આ બધુ શા માટે થાય છે ? એનું જો તમે રહસ્ય સમજો તો તમને જણાશે કે આ બધી અમારી નિર્લજ આશા તૃષ્ણાઓ છે, એક મળ્યો એટલે બેની ઇચ્છા અને બે મળ્યા એટલે ત્રણની એમ અનુક્રમે અનુક્રમે સો, હજાર, લાખ, કરોડ એમ અનંત ગણી કલ્પનાઓ થતી ગઇ. મધમાખી ઉત્તમ રસ બનાવવામાં પ્રવીણ છે તો એમાંજ ફસાઇ મરે છે. ભ્રમર સુગંધની પરિક્ષામાં પાસ છે તો એમાંજ જીવ ગુમાવે છે. તેમ તમે ભલે પૈસાનો સંગ્રહ કરવામાં એક્કા હો પણ તમારૂં કમાએલું ધન જ્યાં સુધી આંહી પડયું રહે છે અને એ ને એ હાલતમાં મરો છો ત્યાં સુધી તમારી કેળવણી નકામી છે. ખરો સમજુ માણુસ તો એજ કે જે સર્વ વ્યાધિઓથી નિમુક્ત અને આશા તૃષ્ણાઓથી વિરક્ત તથા સર્વ રસાસ્વાદથી અલગ હોય. જુઓ ! પૂર્વના મનુષ્યો વેલા, પાંદડાં કે કંદમુળ ખાઇ દિવસ નિર્ગમન કરતા હતા તો પોતે કેવું પ્રભાવશાળી કામ કરતા હતા. છળ કપટથી દુર રહેતા, જાણે અજાણે જુઠું બોલી જવાય તો ઉપવાસ કરવો પડતો, જુઠું બોલનારને ચાંડાળની ઉપમા અપાતી. તમે ડાહ્યા છો, શા માટે ઘેલછા રાખી બેઠા છો ? તમારી ગમે તેવી ખરાબ રહેણી કહેણી હોય તો આજથી સુધારવા માંડો દયાવાન એવા મહાત્મા પુરૂષોનો કૃપારૂપી નિર્મળ પવન નિશદિન ફુંકાયાજ કરે છે, તમે તમારા નાવને પાર ઉતારવા સારૂ તમારા શઢને ખુલ્લો મુકો. જો સુધરવાના પાયા પર આવો તો તમે નક્કી સારા લાયક બની જશો. જગન્નાથ પંડિત યવનીની સાથે ભ્રષ્ટ થયો હતો, જ્યારે સુધરવાની ભાવના પ્રકટ થઇ; ત્યારે એકદમ બાવનમે પગથીયે ગંગાજીએ સ્નાન કરાવી પવિત્ર બનાવ્યો. વાલ્મીક ભીલ હતો, પારધીનું કામ કરતો હતો; પણ જ્યારે સારાં આચરણ ધારણ કર્યા તેજ

વખતે એક મહાત્મા અને કવિ તરીકે જાહેરાતમાં આવ્યો અને રામાયણ જેવો ઉત્તમ ગ્રંથ અર્પણ કરી મોટો ઉપકાર દરસાવતો ગયો તમારૂં અંતઃકરણ શુદ્ધ કરી તમે લોકોને ઘેર જાઇ, તેને બોધ કરો કે ભાઇઓ! ઉઠો! જાગો! તમારૂં ઐશ્વર્ય રણ વગડામાં ભુલું પડયું છે. તમે તેની શોધ કરો તે અંધારે ખુણે રડે છે. જુઓ! તેનો સ્વર સંભળાય! તમે ચેતન અચેતન કેમ બની ગવા? આ તમારી ફરજ છે એવાં વચનો કહેવા માંડો તો જલદી અસર કરશે. તમારી અશુદ્ધ મનોવૃતિ ગમે એવાં સારાં વચનો હશે; તોપણ કોઇના દિલમાં અસર કરાવશે નહિં તમે તમારી ચતુરાઇ આજેજ વાપરો, દરેક જાતની વ્યાધિઓ અને અવગુણો તજી સદ્‌ગુણો પ્રાપ્ત કરવાનું કાર્ય ફક્ત તમારા હાથમાં છે. તમારો દયાળુ સ્વભાવ દુઃખીનો દિલાસો છે. તમે ધર્મનાં સંતાનો છો. સર્વના તરફ પ્રેમ ભાવ રાખો.

અધર્મનાં બાળકો છે તે સર્વના તરફ કુદ્રષ્ટિ કરે છે, પણ સત્યના સોબતી હોય તે પરમાર્થ માટે જીવ આપી દે છે. તમને કોઇ યમના મુખમાં નાખી તમારી સત્યતાનું માપ લેવા ધારે તો લેશ માત્ર ભય રાખશો નહિં. ભય એજ મૃત્યુ છે. તમે તેના મુખમાં પ્રવેશ કરો. જલદી ભય શૂન્ય થાઓ. 'તમારો લાભ એ પારકાનો લાભ' એ તમારા મોક્ષની કુંચી છે. પારકાની ખાતર મરવું પડે તો હરકત નહિ, એમાં તમારી ઉજ્જવલતા રહેલી છે. આ દેહ હાડ, માંસ કે ભરાઉ રૂધિરથી શોભતો હોય તો પણ ભલે; શોભે પરંતુ જ્યાંસુધી સત્ય સ્વભાવ, દયાળુ લાગણી અને નિતીપણું ન શોભતું હોય ત્યાં સુધી તેને જીવતો છતાં મુએલો કહેવામાં કંઇ અડચણ નથી. પછી તો ભલે તે ગમે તેવો હોય. આપણે કેનાં સંતાનો છીએ? સીતા, સાવિત્રી, દ્રૌપદી વિગેરે વિગેરે શીલવતી આપણી પરાક્રમી ભગવતી માતાઓ છે. તમે ખરા ઉત્સાહી બનો, ખાસ તમારા માટે મહેનત કરો, ભલે ઘણા એક માણસો સદ્‌ગ્રંથો મુખ પાઠ કરી ગુમાન ધરાવે? ભલે ગામો ગામ ભાષણો આપી લોકોને હેરત પમાડે? પોતાનોજ સ્વાર્થ સાધવાને માટે રાત્રિ દિવસ ભકિત કરી મોક્ષ પંથે પળે? પરંતુ જ્યાંસુધી પોતાની રહેણી કહેણી પારકાના લાભમાં ન ઉતરે, ત્યાં સુધી મોક્ષ પ્રતિવલણું, લાંબા લાંબા લેકચરો અને કડકડાટી બંધ આખાં પુસ્તકો મોઢે બોલાઇ જવાતાં હોય; તોપણ એ બધાં નકામાં છે. દુનીયાને લાભ કરી આપતાં પહેલાં તમારે દુઃખની ભયંકર પરિક્ષામાં પસાર થવું પડશે. કે જેમાં કેટલાક ભય અને લોકાપવાદ રહેલા છે. કે જે મારાથી લખી શકાશે નહિં, આપણે આપણા લાભમાં ઉતરનાર મનુષ્યોના ગુણ સામું જોતા નથી; માત્ર અવગુણો શોધી કાઢીએ છીએ. તેઓ ભયમાં હોય, ત્યારે આપણે આનંદમાં હોઇએ. જ્યારે તેના શીરપર મીઠાના પાયેલા ફટકાઓ પડતા હોય, ત્યારે આપણે

હારમોન્યમ, તબલાં, સંતાર અને નાચનારીઓની વચમાં બેઠા હોઇએ. તાલ ટપાને માન આપી, કેફમાં માથું હલાવતા હોઇએ. જેઓ જગતના સુવર્ણ સ્તંભ છે, રક્ષક છે, તેઓ આપણી ઘેલછા સામું જોઇ આપણા તરફ ઇર્ષા કરતા નથી; પરંતુ આપણે સમજી જવું ઘટે છે. કે તેઓને મદદ કરવા મંડી પડવું જરૂરનું છે. તેઓ જગતની સમૃધ્ધિ છે. જગતનું નાક છે, તે ન કપાય જાય તેનો ખ્યાલ રાખવો ઘટે છે. એ પરમાર્થી સબળ શક્તિમાન પરમાત્મા સ્વરૂપ પુરૂષની યત્નશાળી કૃત્તિ સામું જોઇ કંગાલતા તજી, ઉત્સાહી બનવું જોઇએ છે. મારા ધારવા પ્રમાણે તો પરોપકારી પુરૂષોએ શુભ કાર્ય કરવા પહેલાં પોતાના આત્મબળને કેળવવારૂપ, તપશ્ચર્યા કરેલી હોય છે; નહિંતર નક્કી ભૂલ કરી બેસે. તેઓની દુનીયા ગમે તેટલી અપકીર્તિ કરે તો પણ તેઓનો દરેક શ્વાસ મનુષ્યના કાર્યમાં જોડાય છે. વિચાર કરો! તમને તમારો ભરૂસો નથી. રોગ તમારી પાનીઓ દબાવતા ચાલ્યા આવે છે, જેટલો વખત સત્ કાર્યમાં લગાડયો એટલોજ તમારો છે. મહાન્ પુરૂષો એકે પળ પારકાનું ભલું કર્યા વિના વાપરી નાખતા નથી; છતાં તેને મદદ કરવાનું ભૂલો નહિં. તમારી ભૂલો દુનીયાને આફતમા ઉતારે છે. મેં કેટલાકને એવી ભૂલ કરતા જોએલા છે કે જેઓ પરમાર્થ વિના ઇશ્વરની માફક ઘેરઘેર પૂજાતા હોય છે. ગમે એવો અર્થ કે શબ્દો અઘરા હોય તો પણ તર્ક શક્તિથી જવાબ આપી વિદ્વાનની પંક્તિમાં બેઠેલા હોય છે અને માત્ર પોતાનીજ ગુણ ગાથા ગાયા કરે છે. તેમજ ભોળાં માણસોને ભમાવી અવળે માર્ગે દોરે છે. પોતાની મોટાઇને વધારવા ગરીબ જીવોને આફતમા ઉતારી કલંકની ખાઇમાં નાખે છે. કહો! આવા માણસો શી રીતે દેશનું ભલું કરે? કેટલાક એવા તો મૂર્ખના સરદાર હોય છે કે વગર સ્વાર્થે નજીવી બાબતમાં રણ સ્તંભ રોપી લાખોના જાન લે છે. ધન કે સ્ત્રીની તકરારમાં અને તસુ જમીનની બાબતમાં સામાં સામાં ગળાં કપાવે છે. લોહીની નદીઓ વ્હેવડાવી મૂર્ખતાનો ઢોલ પીટાવે છે. ભાઇ આનું નામ અજ્ઞાનતા. જેઓ અસંખ્ય યોનિઓમાં બરસી બાલાઓના માર કરતાં અસહ્ય કષ્ટ દાયક વ્યાધિઓના વમળમાં અટવાઇ, માંડ માંડ મનુષ્ય દેહ મળ્યો તો પાછો પશુ વૃત્તિનો સ્વભાવ જાહેર કરી, મારફાડ સાંભરી આવતાં પાણીપતના જેવી લડાઇ શરૂ કરે છે. સાથેજ રમ્યા હોય, એકજ વાસણમાં જમતા હોય, સાથેજ ઉછર્યા હોય; પરંતુ સગા ભાઇના સ્નેહને ઉંદર અને બિલાડીના જેવો બનાવી નાખે છે. દોસ્તીને વિસરી જઇ, હડકવા ચાલ્યો હોય એમ આજુબાજુના માણસોને પણ બચકાં ભરવા માંડે છે. નિતિનું સામ્રાજ્ય તોડી, અનીતિની પાદશાહી જમાવે છે. પછી ભલે હાથે કરીને વ્હોરી લીધેલી આપત્તિ તેનેજ રડાવે! બાળબચ્ચાંઓને ગરીબડાં બનાવી, પોતાના ગ્રંથોમાં

લખતા જાય છે કે અમો બાણાવળી હતા, શૂરવીરતા હતા, અમો વાયુ, અગ્નિ વિગેરેને ઢોલીએ બાંધતા અમારામાંજ જે શૌર્ય, બુદ્ધિ, બળ અને સંપ સલાહ હતી તેવી તમારામાં નહિં હોય. આવું મિથ્યા અભિમાન કરનારા માનસરોવરના વાસી રાજહંસ જેવા પૂર્વજનોને સર્વ મુબારક હો! તેઓ તો હિંસાને વખાણતા ગયા છે. માંસ ખાવું એ તો જેઓનો ધર્મ છે. દારૂ ન પીએ એ જ્ઞાતિબહાર છે, અરે બાઇ! એવી પ્રમાણિકતા સુધર્મ અને જ્ઞાતિવ્યવહાર અમને ન જોઇએ, તમે જે સુખ માનો છો, તે અમે દુઃખરૂપ માનીએ છીએ. તમે જે ખાવાનું હલાલ ગણ્યું છે, તે અમારે સત્ધર્મથી હરામ છે. તમારા મનથી અનીતિ કાર્ય ધર્મ રૂપ મનાતું હોય, તો કાંઇ તમારા કહેવાથી ધર્મવાળું બની જશે નહિં અંતે તો 'ધર્મ તે ધર્મ અને અધર્મ તે અધર્મ' જાહેર થશે ત્યાં તમારી મનની માન્યતા કામ નહિં આવે, અદલ ઇન્સાફી બીજો છે, તે બરાબર ન્યાય તોળશે. એક માળી બગીચાને સુધારી વૃક્ષોની શોભામાં વૃદ્ધિ કરતો હતો, મેંદીઓના વૃક્ષોમાં હાથી, ઘોડા, બાકડા. ખુરસીઓ વિગેરે બનાવી અદ્ભુત ચાતુર્ય વાપરતો હતો, કોઇ તેને પુછતું કે આ બગીચો સુંદર કોણે બનાવ્યો? ત્યારે પુછનારને માળી એવો જવાબ આપતો કે એ બધી હુશીયારી મારી પોતાની છે. એક વખત તે માળીએ એક ગાયને મારી નાખી, એટલે તેને કોર્ટમાં ઉભો રાખી પુછવામાં આવ્યુ કે આ ગાય કોણે મારી નાખી? ત્યારે માળીએ જવાબ આપ્યો કે મેં કંઇ કર્યું નથી; એ તો હાથના દેવતા ઇન્દ્રનું કામ છે. એમાં હું શું કરૂં? એ તો એણે પોતાનો ધર્મ બજાવ્યો આ સાંભળી ન્યાયાધિશ આશ્ચર્ય પામ્યો કે વાહ વાહ! તું હર વખત બધાને મોઢે એમ કહેતો કે આ બગીચાની સુંદર રચના મેં પોતેજ કરી છે. અને ગાયને મારી નાખતાં ઇન્દ્રનો વાંક કાઢે છે? આ તારી ખુબી જુદા પ્રકારની જણાય છે. સારૂં સારૂં તારૂં અને ખરાબનો માલિક બીજો? અરે વાહરે! તારી અક્કલ! નઠારામાં બીજાનો ભાગ અને સારૂં તો તારા બાપનું? ગાંડા! એમ તે કાંઇ હોતું હશે? સારામાં બધાનો ભાગ અને ખરાબ તો તારૂં પોતાનુંજ હોવુ જોઇએ. બીજાના ભલા માટે યક્ષે સ્ત્રીરૂપ શીખંડીને પુરૂષત્વ આપી પોતે સ્ત્રીરૂપ ગ્રહણ કર્યું, ગીધરાજાએ પોતાની પાંખો પરોપકારને માટે રાવણની સાથે લડતા ગુમાવી હતી. તમારા મનની માન્યતા જુદા પ્રકારની છે. ન્યાય કોને કહે છે? એ તમે સ્વપ્ને પણ સમજતા નથી. મીષ્ટ ભોજનો તમારે માટે અને એઠું જુઠું રંકને

માટે? એમ ન્યાય એઠું ખાનાર નથી, એ તો મુળ સત્ય માગે છે. કુરૂક્ષેત્રમાં કર્ણ પોતાના રથનું પૈડું જમીનમાંથી કાઢતો હતો, એ વખતે શ્રીકૃષ્ણના કહેવાથી અર્જુને કર્ણની પીઠમાં બાણ માર્યું, ત્યારે કર્ણે જવાબ આપ્યો કે આ કાર્ય શૂરવીરનું નથી. તમને આ બુધ્ધિ ના ઘટે! પીઠવાળીને ઉભેલા માણસ પર ઘા કરવો એ શૂરવીરનું કામ નથી. એ સાંભળી શ્રીકૃષ્ણે જવાબ આપ્યો કે એ બરાબર છે. જ્યારે તમારા પર આવે છે ત્યારે અન્યાય કહેવાય છે અને તમે તેવુંજ વર્તણુક કરો, ત્યારે ન્યાય ગણાય છે. એજ વિચારવા જેવું છે. તમોએ શું! અભિમન્યુને દગો દઇ ન્હોતો માર્યો કે? પાંડવોને લાખાગ્રહમાં ન્હોતા ફસાવ્યા કે? દ્રોપદીનાં ચીર ખેંચતી વખતે શું! હરામખોરી ન્હોતી કરી કે? જ્યારે કોઇ બીજો તમને એવા સંકજામાં લઇ રમત ખેલે, ત્યારે તમને અન્યાયનું નામ આવડે. એજ જાણવા જેવું છે. હું તો એવાં કૃત્યો કરનારને એવીજ રીતથી ઠાર કરવામાં પ્રવીણતા સમજું છું. ભાઇ! તમે કોઇને છળ કપટથી ન હણો. પારકાના જીવનને માટે તમે તમારૂં જીવન રદ કરો; પણ પારકાને દુ:ખ દઇ પાછા તેના વડેજ પ્રાપ્ત થતા દુ:ખને અસહ્ય કષ્ટ સમજી રડો નહિં. એને તમારી ભુલની શીક્ષા સમજો. અન્યાય ન કરવો. પારકાની પીડા આપણને જેવી વેદના થાય છે તેવીજ ગણો. કદાચને બીજાનું ભલું કરતાં મરી ગયા તો શું પડી ભાંગ્યું? તમે જે પગલું ભરો તે બીજાના લાભનું ભરો. બરાબર તાલમાં ચાલો, બતાલ નહિં ચાલો, ભલાઇ કાંઇ રસ્તામાં પડી નથી. મધ મેળવવાને માટે મધપુડાની શોધમાં અઘોર જંગલમાં રખડવું પડે છે. કાંટાવાળી વૃક્ષની લતામાં હાથ નાખવો પડે છે. આપણી બધા જીવો તરફ સરખો પ્યાર રાખવાની ફરજ છે. હિંદના કે બહારના કાંઇપણ મનુષ્ય તરફ વક્રદૃષ્ટિ ન કરવી એ આપણા ધર્મનું ફરમાન છે. કહેવત છે કે જ્યાં સુધી આપણા હાથથી કોઇની દુ:ખ દશા નાશ ન પામે, ત્યાં સુધી આપણે પણ સુખી ન થઇએ.

તમે દુનીયાના લાભમાં ઉતરશો તો મરણ પછી અગર તો જીવતાં સુધી સન્માન મેળવશો. કદાચને તમારૂં કાર્ય અધરૂં હશે; તો પણ બીજાઓને સદ્પાઠ શીખાવ્યો હશે તો ખુશીથી કામ ઉપાડી લઇ તેઓ પુર્ણ કળામાં લાવશે. બાણભટે જો પોતાના પુત્રને વિદ્યા ભણાવી હતી, તો પોતાનો અધુરો રહેલો ગ્રંથ કાદંબરી તે તેણે પુરો કર્યો હતો. તમારામાં દેશનો ઉદ્ધાર કરવાની તાકાત છે, તમે બધાને સારા રસ્તાપર લાવી શકશો, એવું બધાને જાણ થશે; તોજ તમારાં વાક્યો બધા સાંભળશે.

જે વાણીથી અને સદાચરણથી માણસના મનમાં અસર ન થાય, તેવાણી કે સદાચરણ ન કહેવાય. તેવો જીવાત્મા જન્મ મરણ થવાનેજ યોગ્ય હોય છે. ઉજ્જવલ કીર્તી તેના કપાળમાં લખાયેલી હોતી નથી અને મરણને ખાસ આલિંગવા માટેજ અવતરે છે એમ કહીએ તો ચાલે. હું ધારૂં છું કે એવા માણસના મગજમાં એવા તો ખોટા વિચારો ધુસી જાય છે કે પાછી સારા વિચારોને જગ્યાજ નથી મળતી. તેની હરહમેશાંની ખરાબ કાર્યની પધ્ધતિને લઇને તે સત્કાર્યને પણ અસત્યમય કરી મૂકે છે. કદાચ તેનું રૂધિર કાઢીને જુઓ તો તે એજ ગતિમાં ચાલતું હશે, વિદ્વાન, હુન્નર શાળી કે પરોપકારી માણસ હોય તો તેના તરફ સ્નેહભાવને બદલે. ઉલટો તેઓ દ્વેષ વરસાવે છે. કોઇ સારો બુધ્ધિશાળી વિદેશી કે સ્વદેશી માણસ હોય તો પણ તેની પાસેથી સદ બુધ્ધિ લઇ તેનાથી દેશની ઉન્નતિ કરવાની છે; પણ તેના ગુણ જાણ્યા વિના, તેની અકકલનો પ્રતાપ સમજ્યા વિના, જો આપણે તેના તરફ અદેખાઇ કરીએ તો આપણે ઉન્નતિનો શ્વાસોશ્વાસ બંધ કર્યો ગણાય, તમે જે કામ શીખો તે દશ બાર કે પંદર માણસના આનંદનુ કાર્ય થઇ પડે તેવું શીખો. તેવા કાર્યથી નક્કી સ્વયંભૂ પણ કામે લાગી જાય છે. ઉપરથી એમ સમજવાનું છે કે દરેક શુભ કાર્યમાં ઇશ્વર સહાય કરે છે. તે તમારા શુભ કાર્યની શરૂઆત થતાંજ તમારી આગળ દોડે છે. કહેવત છે કે સર્પ પગતળે આવે તો પ્રભુ નક્કી બચાવવાની કોશીષ કરે છે, પણ દોરડીને સર્પ માની આપણે દોડવા માંડીએ તો પ્રભુ કયાંય બચાવે એવું સાંભળ્યું નથી. એ તો જ્યાં સુધી આપણે દોડવાનો વેગ હોય ત્યાં સુધી ખાસ દોડાવે છે. તેમ તમે પોતાને ધિક્કારી કહેવા લાગો કે આ કાર્ય હું નહિં કરી શકું ફોકટની તસ્દી ઉઠાવી શા માટે બમણા જોરથી શ્વાસોશ્વાસ લેવો જોઇએ? એમાં ઘણાએ મરી ગયા અને મરી જશે, તમારી સમજણ ઉંધી છે. આમાં ઇશ્વરને મદદ કરવા જેવું કયાં રહે છે? ખરૂં જીવતર અને ખરૂં મરણ તો તેણે અનુભવ્યું ગણાય કે જે અસંખ્ય વિઘ્નો આવવા છતાં, પોતાના અને પોતાના દેહની ખાતર પોતાની પ્રતિજ્ઞા હારલની લાકડી જેવી હઠવાળી બનાવે છે. હઠ એ મરવાનું ઔષધ છે પણ કાર્યની પરિપૂર્ણ સ્થિતિ લાવવામાં ઘણીજ અગત્યની વસ્તુ છે. સત્યવીર પુરૂષો જે હઠે કરીને સિદ્ધિ પામ્યા છે તે હઠ ગ્રહણ કરો. પછી તે કાર્યના માર્ગમાં ભલે વાઘ; વરૂઓ મૂખ ફાડીને ઉભા હોય રામ લક્ષ્મણે પોતાની કાર્યની સિદ્ધિ માટે ઉજ્જડ માર્ગમાં ચાલી તાડીકા વધ કરી, પોતાની અપૂર્વ હિંમત બતાવી હતી. દુનીયાના કાર્ય કર્મનો પ્રબળ પ્રવાહ વેગ બંધ વહી રહ્યો છે. તેમાં તમારૂં જીવન ગમે તે રસ્તે જાય તે રસ્તે જવા દો. અને ત્યાં અનિતિ અને અંધકાર

હોય તેનો નાશ કરો. તમારો યત્ન ચાલુ હોય તો ગમે એવો કાર્યક્રમ ઉંધો હોય તો પણ સીધો થઇ જશે. કઠણ સમય નરમ બની જશે. જેનામાં કાળની સામે યુદ્ધ કરવાની તાકાત હોય છે, તે માણસને દેવતાઓ પણ નમન કરે છે, તો માણસની શું તાકાત છે કે તેની સેવા ન કરે ?

પશુઓ જેવાં સંપીલાં છે એવો સંપ આપણામાં નથી. સત્ કાર્ય કરવામાં આપણને કઠણ કાળ આડે આવે છે; પરંતુ મારામારી કરતાં સમય કઠણ જણાતો નથી; એજ આપણી ખુબી છે તમારી ઉત્તમ રહેણી કહેણી પર તમારા સંતાનોનાં થોડાં ઘણાં ભાગ્ય અવલંબી રહ્યાં હોય છે. કેટલાંક માતાપિતાઓ પોતાના સંતાનોનાં ભાગ્ય ઘડી આપવામાં કંજુસાઇ કરે છે, વખતો વખત જોરદાર સ્નાયુઓ છતાં કામે લાગતા નથી, પોતાના સંતાનને સારો ધંધો આપવામાં યત્ન કરતાં નથી, પોતે જેવો તેવો ધંધો કરીમધ્યમ જીંદગી ગુજારી, સંતાનને વારસામાં મીંડું સોંપતા જાય છે. અરે ! વાંદરાઓ જેવા કનિષ્ટ પ્રાણીઓ પણ પોતાના બચ્ચાંને પેટે વળગાડી આ વૃક્ષથી આ વૃક્ષે કુદી ખોરાકની લતાઓ બતાવી આપે છે. શું ! તેને પેટે વજન નહિં જણાતું હોય ? તમે તમારા સંતાનના લાભ માટે પ્રયાસ કરો. તમારી આળસ તમારા સંતાનોને અસંખ્ય વર્ષો નડ્યા કરશે. તમે દુઃખમાં છતાં કંઇ મહેનત નહિં કરો તો શું ! તમને તમારા સંતાનના બુરા હાલ નથી નજરે પડતા કે ? કલાપિઓ કળાઇ પૂરે છે, ત્યારે તેને એમ ખબર નથી હોતી કે હુ આગળ સારો લાગું છે પણ પાછળથી નગ્ન દેખાઉં છું. શું તમારૂં પણ એમજ છે ? હું તમારી જેવીજ સ્થિતિવાળો છતાં, આથી મને પણ શરમાવા જેવું રહે છે. પણ શું કરૂં ? સાચું કહ્યા વિના છુટકો નથી. ન કહું તો દોષીત ગણાઉં છું કોઇ માણસ લખી જાય છે કે કહી જાય છે, તેમાં દુનીયાને લાભ સમાયલો હોય છે. લખનાર અને કહેનાર દુનીયાની સાથે હોવાથી તેમાં તેનો લાભ પણ સરખોજ હોય છે. આથી પોતાના માટે તેમજ બીજાને માટે પરિશ્રમ ઉઠાવવો તે માણસ જાતનો ખરો ધર્મ છે. "આપ ડુબે એટલે ડુબ ગઇ દુનીયા" તેમ નહિં; પરંતુ દરેક વક્તા, લેખક તેમજ ધર્મ વેત્તાઓનો એવો મત છે કે જે બાબત તમે સુખની સમજતા હો તે બાબત બીજાઓ પ્રત્યે સગવડતા ભરી કરો. દરેક માણસ તેમજ પશુ પક્ષીઓ અને નાનામાં નાનાં જીવ જંતુઓ પણ સુખની ધમાલમાં આનંદ માને છે, માટે પારકાના સુખની વૃદ્ધિ માટે વલણ કરવું જોઇએ. કોઇ એમ કહે કે અમારૂં બૂરૂં કરે તેનું પણ આમારે સારૂં કરવું ? એ ગતિ મહાત્મા પુરૂષોમાં હોય છે. અમે એ શક્તિ ક્યાંથી લાવીએ ! મારનારને મારવો જોઇએ જુઓ કે એ ચાલ મશહુર છે, પણ જો સામાને મારીશ તો એ પણ મને મારશે ?

એમ સમજવું જોઇએ. પરંતુ છતી આંખે આંધળા બની ખુના મરકી કરીએ તો એ મનુષ્ય પુતળાંને શોભે એવું નથી. આપણને દુઃખ થાય ત્યારે આપણે રડીએ અને બીજાને દુઃખ થાય ત્યારે હસીએ, એનેજ મૂર્ખતા કહે છે. જેનામાં દયા, ઔદાર્ય સ્નેહ, પરોપકાર વૃત્તિ વધ્યા કરે છે તેને ધર્મનું સ્વરૂપ કહેવું જોઇએ. મનુષ્યમાં જન્મ થતાંની વારજ પરમાત્માએ દયા, ધર્મ આદિક સદ્‌ગુણો મૂકેલા હોય છે. જો તેમ ન હોય તો બાકળના પર જે દુનીયાદારીએ સ્નેહ જણાવે છે એજ તેનો પૂરાવો છે. એનું એ બાળક મોટું થાય, ત્યારે એવોને એવો પ્યાર બધા માણુસોને હોતો નથી, કારણ કે તેનામાંથી જે મૂળ પ્રેમ સ્વરૂપ વસ્તુઓ હતી તે નાબુદ થઇ ગઇ છે. જગતની જંજાળમાં ફસાયા પછી તેઓનામાંથી એ સદ્‌ગુણો પલાયન કરી ગયા હોય છે. જેનામાં બાળપણથી જન્મ પામેલા દયા, ધર્મના ગુણો થોડા ઘણા મોજુદ હોય; તેની દરેક જીવો ચાહના કરે છે. દરેક માણસમાં આજે નહિં તો કાલે, યુવાનીમાં નહિં તો વૃદ્ધાવસ્થામાં, સદ્‌બુદ્ધિ પ્રકટ થવાથી ધર્મ, દયા વિગેરે વૃદ્ધિ પામે છે, એથી આપણો એ જન્મસિદ્ધ સ્વભાવ હોવો જોઇએ; એમ નક્કી થાય છે. પરંતુ કોઇ મહાન્ અવગુણ આડો આવી ગયો હોય તોજ તેણે એ સદ્‌ગુણોની ગરદન દબાવેલી હોય છે. જેમ દેહ એક પણ તેની ઇન્દ્રયો જુદી જુદી વસ્તુઓને પસંદ કરે, તેમજ તેની સાથે સબંધ ધરાવતી નાડીઓને પણ જુદી જુદી વસ્તુઓ પ્યારી હોય છે. કોઇને નીતિ પ્યારી તો કોઇને અનીતિ બ્હાલી, કોઇ ખુના મરકીને ઉસ્કેરતી હોય તો કોઇ શાંતિમાં મજા માનતી હોય, આમાં સારી વસ્તુ કોને કહેવી ? ભલે નાક ગુલાબ માગે, જીવ્હાને રસ જોઇએ, આંખને ચાંદની ગમે, કાનને મધુર સ્વર જોઇએ અને ત્વચાને શીતળ વસ્તુ માફક આવે; પરંતુ જેને દુનીયા એકજ જીભે વખાણે તેજ પાંચે ઇન્દ્રીયો અને અગણીત સ્નાયુઓને પસંદ હોવું જોઇએ. આત્મા એક છે; પણ દરેકના ભાવો જુદા છે. કોઇ અનીતિની કેડીને પસંદ કરતો હશે, તો બીજો માણુસ તે વાતને ઠીક લાયકાતવાળી માનતો નહિં હોય; પરંતુ નીતિ નિયમને મર્યાદાવાળી બાબતને આખી આલમ સ્વીકારશે માટે ભાઇઓ! એજ બાબતને ધર્મ કહેવામાં આવશે. ઘુવડ સૂર્યના તેજને વખોડે છે, એટલે એ તેજ આપણે ઉપયોગનું નથી એમ નહિં સમજતા! જગતમાં ઘણી કોટીનાં મનુષ્યો છે. કોઇ નિતિને પાસ કરે તો કોઇ અનિતિને બાથ ભરે. માત્ર તમારે તો એક ખ્યાલ રાખવો કે જે બાબત ધર્મવીર મનુષ્યના હૃદયમાંથી તમારા હૃદયમાં પ્રવેશ કરે, અને જે તમને બંધ બેસતી આવે એને તમે ધર્મ માનો. તેનેજ તમે નિતિ સમજો. સર્વને સુખ પ્યારૂં છે, માટે તેઓને સુખ પ્રાપ્ત થાય તેવી યોજના કરો. એનું નામજ મહાત્મા

પુરૂષોની અમૃતવાણી એજ તેના હૃદયની લાગણી. એનેજ તમારે સત્ય ધર્મ સમજવો. એનેજ તમારાં હૃદયમાં ઉતારો. બીજાનું સુખ એજ તમારા સુખનું વૃક્ષ છે. સુખ ભલે દુઃખમાંથી જન્મ પામતું હોય ? તોપણ એ બાબતને સર્વાંશે વળગી રહો ? સાકર ખાનાં ગળી લાગે પણ તેને ચાવતાં અને પચાવતાં મોઢાને અને જઠરને મહેનત પડે છે. એથી સુખનો જન્મ દુઃખમાંથી થયો એતો વગર વિલંબે કબૂલ કરવું પડે છે. માટે પ્રયત્નશાળી બની દુઃખમાં ઉતરીએ ત્યારેજ સુખ અનુભવાય છે. તેમાં એ વળી જાજે વખત સુખનો અનુભવ થાય તો વળી તેમાંથી દુઃખનું સત્વ મળી આવે છે. મતલબકે જેટલું જોઇએ તેટલું સુખ ગ્રહણ કરવું, સાકર ગળી લાગે છે ખરી, પણ જાજી ખવાય તો એકદમ ગરમી ફુટી નીકળે છે. જાજે વખત રેલ્વે, આગબોટ, વિમાનો, મોટરો વિગેરેમાં બેઠા તો બહુ અનુભવ કર્યાથી એ બધાં કંટાળો આપનારાં થઇ પડે છે. આથી સુખ દુઃખમાંથી પેદા થયું ? માટે સુખનો અત્યંત અનુભવ કરતાં તેનું સગું દુઃખ આવીને ઉભું રહે છે. એતો નીર્વાવાદ છે એક ઇચ્છા આજે સારી સુખમય લાગે તો કાલેજ દુઃખમય જણાય. વળી એક ઇચ્છા મહામહેનતે પૂર્ણ થઇ, તો પાછી મન બીજા સુખની શરૂઆત કરે છે. યયાતિ રાજા એ ઘણાં વર્ષ રાજ્ય કરી ભોગવિલાસ કર્યો અને જ્યારે શુક્રે શ્રાપથી બુઢાપો આપ્યો ત્યારે વધારે સુખનો ભોગવટો કરવા સારૂ પોતાના પુત્ર પુરૂરવા પાસેથી હજાર વર્ષનું આયુષ્ય માગી લીધું; છેવટે ગમે તેટલું સુખ ભોગવ્યું પણ તેમાંથી તેનું સત્વ એવું જે મૃત્યુરૂપી મહાન્ કષ્ટ આવીને ઉભું રહ્યું. એણે પોતાના પુત્રને કહ્યું કે બેટા ! હજું મારે માટે પૂરતું સુખ વિધિએ નથી નિર્માણ કર્યું. જ્યાં બરાબર સુખને માટે દુઃખ વેઠી આનંદમાં નિમગ્ન બનું એટલે તુરતા તુરત મૃત્યુ આવીને ઉભું રહે છે. હું કાયમ ખાતે એકજ વસ્તુમાં "સુખ અનુભવી શકું એવી વસ્તુ આ ભૂમિતલમાં મેં મારા લાંબી વયમાં ઘણી ઘણી શોધ કરી, પણ ક્યાંય ન મળી ! જંગલમાં રહેનારા ગામની ઉપાધિમાંથી મુક્ત હોય છે. તો હિંસક જાનવરો અને તાપ, થંડી વિગેરે સહન કરવાં પડે છે. કોઇ વખત ખાવા મળતું નથી. કેટલાક ગામને પસંદ કરે છે, તો અંતે સુખ મેળવવાને બદલે અનેક ગ્રામ ઉપાધિઓ સહન કરવી પડે છે. મતલબ કે ક્યાંય સુખ મળતુંજ નથી. પાંચ ગામનો માલીક હોય તે દશ ગામની ઉચ્છા કરે અને દશ ગામવાળો સો ગામનો માલિક થવા તદા સોગામવાળો મોટો રાજા થવા અને મોટો રાજા ચક્રવર્ત્તિ રાજ્ય મેળવવાને ઇચ્છા ધરાવે છે. વળી ચક્રવર્તિ રાજા દેવરાજ થવાને આશા રાખે છે, એવી રીતે એક પછી એક એમ અગણીત આશાઓ વધતીજ ગઇ. આ ઉપરથી પોતે દુઃખી છે એમ સિદ્ધ થયું. અને પોતાને જે સ્મૃદ્ધિ પ્રાપ્ત થઇ છે તેમાં

પોતે રાજી નથી. એમ સિદ્ધ થાય છે કારણ કે એને તો બીજાંનાં સુખો ઉમદા લાગ્યાં અને બીજાનાં સુખો ત્રીજાને સારાં લાગ્યાં. એમ ઠેઠ પરમાત્માની સ્મૃદ્ધિસુધી તાર જોડાઇ ગયો.

ખરેખર 'આત્મા' પરમાત્મા સ્વરૂપ છે. જ્યારે ઇશ્વરના જેટલી સ્મૃદ્ધિ પ્રાપ્ત થાય ત્યારેજ તેને સંતોષ વળે તેમ છે. આવી રીતે સર્વ જીવો ઉંચપાયાપર જવાને દોડે ધામ કરી રહ્યા હોય છે.

રંક જીવો જ્યારે પોતાના પેટભર ખોરાકને માટે વ્યાધિમાં હોય છે, ત્યારે બીજા તવંગર લોકો પોતના પેટપર પોટલો બાંધવાને હાય ઓયમાં પડેલા હોય છે. વળી એ ધનવાળાને રાજાનો ભય છે, ચોરનો ડર લાગે છે, રાજાઓને વળી કોઇ એનાથી મહાન્ રાજાનો ભય હોય છે. આમ અરસપરસ એક બીજાના દબાણમાં દુઃખનાં દરીયા છલી પડે છે. યોગી પુરૂષો કે જેણે સર્વ ઉપાધિઓને તજી હોય ઇન્દ્રીય નિગ્રહ કર્યો હોય તો પણ પેટનો ખાડો પુરવા માટે ભીક્ષા માગવાને કે વૃક્ષોનાં ફળફુલ વીણવાને નિકળી પડેલા હોય છે. તેથી આ સંસારમાં સુખ અને દુઃખ હમેશાં કોઇ કોઇ માણુસને કોઇપણ રીતે આવ્યાજ કરે છે. સુખ અને દુઃખ જો કે માણુસપર સત્તા ચલાવે છે; પરંતુ તેને હડકારનાર કોઇ મોટો સત્તાવિશ આ દેહમાં રહેલો હોવો જોઇએ. કારણ કે તે કોઇપણ દુઃખો આ જીવ ઉપર પોતાની સત્તા કાયમ ખાતે ચલાવી શકતાં નથી. સુખ કે દુઃખ જેને જેને ભ્યાવી મળે. તેને તેને અનુભવ કર્યા વિના છુટકો નથી વળી એ એનો સમય પુરો થયા વિના જાય એવું પણ હોતું નથી. જેમ સાકર ખાનારને મીઠાનો પણ ખપ છે. સુવર્ણું વાપરનારને લોખંડની પણ જરૂર જણાય છે તેમ સુખની સાથે દુઃખનો પણ ખપ છે.

આ જીવને ખરૂં સુખ, ખરૂં ઐશ્વર્ય આત્માની શાન્તિપર આધાર રાખે છે. એનેજ મહામંત્ર કહેવામાં આવે છે. એજ પરમ સુખ છે. જે વખત જે વસ્તુપર આત્મા સુખ માનીને બેસી રહ્યો હોય છે. એ વખત તેમાં રહેલાં અગણીત કષ્ટો સુખમય જણાય છે.–દુઃખ હોય તો પણ સુખનો અનુભવ કરે છે. આથી ખરી શાન્તિ પોતાના આત્માની શાન્તિમાં હોય એવું જણાય છે. કેમ કે દુખપણ જેને સુખમય જણાય છે. જેને આત્માની શાન્તિરૂપ સુખ ન મળ્યું હોય તેને દુઃખી સ્થિતિમાં કોઇ ખરૂં સુખ સમજાવે તોપણ તેને બીજી બધી સુખની બાબતો દુઃખમય જણાય છે. કદાચને આપણે જે વસ્તુ પર દુઃખ માન્યું હોય, તે વસ્તુ ચાલી જતાં કર્મ યોગે સારું સુખ પ્રાપ્ત થયું, તો પાછો એજ સુખનો કંટાળો આવતાં સુખ દુઃખરૂપ બની જાય છે. કોઇ વસ્તુ કોઇએ સદાય સુખરૂપ માની નથી, એતો અનુભવ સિદ્ધ છે. આ જગતમાં સુખ દુઃખના રેંટમાં ફરનારાઓને કઇ વસ્તુમાં સુખ સમાયલું છે ? એનો તોડ ઉતારવા બેસીએ તો સત્ યુગની ગણત્રીનાં વર્ષો

આયુષ્યને માટે ઓછાં થઇ પડે. આપણી જેવી રીતની દોડધામ હોય, તેવીજ રીતની પાછી અસંખ્ય ભાવનાઓની ટંકશાળ આપણા મગજમાં શરૂ થાય છે. માટે જેમાંથી શાન્તિ મળી આવે તેવી બાબત વિચારવાની બુદ્ધિ પ્રકટી આવે તોજ ઘણું સારૂં છે. જેમ કોઇ ખેતરમાં સારૂં બીજ રોપવામાં આવતાં સારો છોડ ઉગી નિકળે, તેમ મગજમાં એવા શબ્દોનો, એવી રીતભાતનો સંગ્રહ કરવો કે જેમાંથી સારાં પરિણામો જોઇ શકીએ. તમારી સારી ભાવના જગતને આલ્હાદ ભાવી જાય તેમ છે. આપણાં સુકૃત્યો અને દુષ્કૃત્યો જેમ આપણા મરણની પછી બીજા શરીરની રાહ જોઇ અજમાયસ કરવાને માટે બેસી રહે છે, તેમ સુખ ભોગવાઇ રહ્યા પછી દુ:ખ અને દુ:ખ ભોગવાઇ પછી સુખ એમ એકાબીજાનો ભોગવટો ખલાસ થયા પછી વાટ જોઇ બેસી રહે છે. પેટમાં દુખાવો શરૂ થતાં ઔષધ તૈયાર અને ઔષધની તૈયારી પછી રોગની ઉત્પતિ એતો હોવાંજ જોઇએ.

આવી ઉપાધિઓને તુચ્છ ગણનાર અને સરખી રીતે સમજનાર મહાત્માના નામથી ઓળખાય છે. તેઓ પરોપકાર, આત્મજ્ઞાન અને અહિંસાના બોધથી આ જગતમાં સુધર્મની સ્થાપના કરે છે, વળી તેઓ આગળ ચાલી સત્ યુગની સ્થાપના કરે તો તેમાં કંઇ નવાઇ જેવું નથી. એવા મહાત્મા જે જે દેશમાં ઉત્પન્ન થાય, તેનાં સદ્‌ભાગ્ય સમજવાં. છતાં તે દેશના રાજાઓ રાવણ કે દુર્યોધનની માફક તેઓનાં વચનોને નહિં માનતાં ઉલટા પોતે અને પોતાની રૈયતને અનીતિને માર્ગે ચડાવે, તો અધર્મનું સામ્રાજ્ય ન જામે એ વિચારવા જેવું છે. જેનો એમાં કંઇ સ્વાર્થ ન સમાયલો હોય, રંક અને લક્ષાધિપતિ જેને મન સરખા હોય અને જેનો ન્યાય આનંદ દાયક હોય, તેવા પુરૂષોને જે દર્શનીય હિતેચ્છુ ન સમજે તેનાં દુર્ભાગ્ય સમજવાં. અમૃત પીધા પછી જેમ મૃત્યુનો ભય નથી, તેમ સાધુ પુરૂષો તરફથી કોઇ દિવસ બૂરાઈ મળવાનો ભય રહેનો નથી. વાચાળ માણસ ભલે શાણો કહેવાઇ દુનીયાને હેરત પમાડતો હોય; પરંતુ જેની બુદ્ધિ "મહાત્મા" એ શબ્દને યોગ્ય ન હોય, તે કોઇ વખત અનીતિ અને પાપીઓનો મહારાજાન બને એ વિચારવા જેવું છે.

ઘણાં એક શાસ્ત્રો અને સદ્ ગ્રંથોમાં લખ્યું છે કે ભાઇ! સાચવીને રહેજે. પાડોશીનું ભલું કરજે. પરોપકારી થજે. વડીલ અને ગુરૂની આજ્ઞા માન્ય રાખજે. સત્ય બોલજે. ચોરી ન કરતો. પરસ્ત્રી માતા સમાન જાણજે. સર્વ જીવોત્માઓને તારા બધુ સમાન જાણજે. એવી રીતે ઘણી વખત વાંચવામાં અને સાંભળવામાં આવે છે; પરંતુ એ માને છે કોણ? એ તો ઘણાંએ કુતરાં ભસે છે. એથી આપણને શું લાભ

થવાનો છે ? એમ સમજી થોડું ઘણું વાંચી, પાછો હતો તેવોને તેવો થઇ રહે છે. જાણે કંઇ વાંચ્યુંજ ન હોય ? અગર તો કોઇની શીખામણજ ન લીધી હોય ? જ્યાં સુધી પુસ્તક હાથમાં હોય, ત્યાં સુધીજ શીદીની ધમાલની માફક મન આમથી તેમ કુદયા કરે છે અને પાછા તુરત કાયમના વિચારો એનીએ જગ્યાએ ધામા નાખે છે. ખરી રીતે પૂછાવો તો જેણે દરેક શાસ્ત્રોના સારથી મન તૃપ્ત કરેલું હોય, સાધુ મહાત્માઓના શબ્દરૂપી અમૃતનું પાન કર્યું હોય. અને જેનું અંતકરણ પારકાના દુઃખથી ભીંજાયલું હોય, તેનેજ સત્ય અસત્યની સમજણ પડે છે. મતલબ કે સમુદ્રનું માપ તો રામ રાવણના યુદ્ધમાં હનુમાન જ્યારે સમુદ્રને એક ગુલાંટથી ઓળંગી ગયા તેનેજ માલુમ પડે. પણ એના માપની બિચારાં નાનાં પ્રાણીઓને કયાંથી ખબર પડે ? તેમ જેનું મન સંસારમાંથી વિરક્ત બની ગયું હોય, જેને મન રાજ, તાજ, ધન વિગેરે ધૂળ સમાન હોય, સ્ત્રી એ વીવેકી વાંદરીની માફક આપણાં ચાંદુડીયા પાડનારી છે; એમ જે સમજે, તેનેજ ધન્યવાદ છે. બાકીના તો સત્ય ધર્મની બાબતમાં મશ્કરી કરવાના એક સાધન રૂપ છે. ભાઇ ! જેનું મન શુદ્ધ તેનેજ પરમાત્માની દિવ્ય શકિતઓ પ્રાપ્ત થાય છે. ધારો કે આત્મા અને તેની સાથે રહેલી અસંખ્ય દિવ્ય શકિતઓ તેની નજીકમાં બેઠેલી છે, પણ જેની બુદ્ધિ નિતિ, દયા અને સામ્યતાથી અલગ હોય, તેની નાડીઓની સાથે પરમાત્મા એકત્ર નથી થતા. અક્કલ વગરના તેનો અર્થ કંઇ જુદા પ્રકારનો કરે છે. ભલે તે ગમે તેમ બોલે ? સમજુ માણસના મનો ભાવને સમજી જવાને અને તેઓના કરેલા સતકાર્યની ખુબીનો અર્થ કરવાને ઘણી ઘણી અક્કલ જોઇએ છે. જેના અંતઃકરણમાં દયાનું વૃક્ષ સ્ફુરિત થયેલું હોય, તેની વર્તણુક અત્યંત પ્રશંષા પાત્ર છે. મારૂં તો એમ માનવું છે કે દયાવાન અને પ્રતાપવાન પુરૂષો પારકાનું દુઃખ જોઇ શકતા નથી અને વધારેમાં વધારે સત્ય કહેવા ધારીએ, તો દુશ્મનના પુત્રને પણ સ્નેહિનો છોરૂ સમજી તેની બરદાસ કરે છે. જે વખતે દેવતાના ગુરૂ બૃહસ્પતિનો પુત્ર કચ પોતાના દેશના લાભ માટે જીવના જોખમે રાક્ષસોના ગુરૂ શુક્રની પાસે સજીવન વિદ્યા ભણવા ગયો, ત્યારે શુક્રે પોતાની ન્યાય, નીતી રીતી પ્રમાણે તેને શિષ્ય તરીકે સ્વીકારી દુશ્મનનો પુત્ર નહિં ગણતાં વિદ્યા ભણાવવા લાગ્યા. કહો ! આ કેટલું બધું પ્રશંષનીય છે ? ત્રણ ત્રણ વખત દૈત્યોએ કચને મારી નાખ્યો હતો, શુક્ર પણ સમજતા કે આ દુશ્મનનો દિકરો છે. એક વખત દૈત્યોએ કચની ભસ્મ કરી શુક્રના ઉદરમાં દારૂ રસ્તે પીવરાવી, ત્યારે દેવયાનીના કહેવાથી શુક્રને જાણ થતાં પોતાના ઉદરમાંથી તેને સજીવન કરવા માટે ત્યાંને ત્યાં સજીવન મંત્ર ભણાવી પોતાનું ઉદર ચીરી તેને બહાર કાઢયો. જુએ

પરોપકારને માટે અને બધા જીવોને સરખા જાણવા એ સુત્રાનુસારે શુક્રાચાર્યે પોતાનું મૃત્યુ ઉત્તમ માન્યું અને પેટ ચીરી કચને બહાર કાઢ્યો અને પાછા પોતાના શીખવેલા મંત્રના પ્રતાપે એજ કચદેવે તેને સજીવન કર્યા. ધન્ય હો તેવા દેશાભિમાની અને પવિત્ર મનના કચને કે દેવયાની જેનાપર પ્રસન્ન હતી છતાં તેના પર મોહ ન પામતાં ગુરૂ પુત્રી જાણી છોડી દીધી અને દેવયાનીનો ભયંકર શાપ સહન કર્યો.

જગત ભલે ગમે તેમ સમજે પણ જેનું મન પારકાના હિતમાં જોડાયું હોય, તેની પધરામણી કોઇપણ ભુમીમાં થતી હોય તો તેનો લાભ મનુષ્યો તો શું! પણ કાગડા, કુતરા વિગેરે જીવો લઇ શકે છે. હું કહુ છું કે ભલે તમારી રિદ્ધિસિદ્ધિ તમારાથી વિરૂદ્ધ જાય; પરંતુ તમે તમારૂં સદ્વર્તન તજો નહિં. તમે ઉત્તમ કહેવાયા છતાં, આડકતરી રીતે ચાલશો તો લોકો તમારા પ્રત્યે તીરસ્કાર વરસાવશે. નીતિનો માર્ગ ખાંડાની ધાર જેવો છે. જે વિરલા હોય તેજ એ સુધર્મ પાળી શકે છે, જેનાં ભાગ્ય ફરી ગયાં હોય, જેને નીતિ રીતીની ખબર ન હોય, તેના તરફ અમારૂં કહેવું નથી. સદ્માર્ગે જતાં જેને કંટાળો ન આવે, તેની આગળ આવાં પોથાં થોથાં કામનાં છે. અને તેઓજ આનું રહસ્ય સમજી શકે છે. શાહબુદીને હિંદપર ઘણી સ્વારીઓ કરી, પણ તેણે જીત ન કરી ત્યાં સુધી કાર્ય ચાલુજ રાખ્યું. તેના મનમાં એમ કંટાળો ન આવ્યો? અગર તો મનમાં શરમ ન થઈ કે આ હું હારીને જાઉં છું, છતાં શું મુખ લઇ ચડાઇ કરૂં છું? એને તો એજ લગની હતી કે જીત મેળવ્યા વગર હું શી રીતે ગીઝનીમાં મુખ દેખાડું? જે માણસ શરૂ કરેલા કાર્યમાં ફત્તેહ મેળવ્યા વગર પોતાના વર્તનમાં ફેરફાર કરી, દુઃખથી ડરી જાય છે, તેના પર વિશ્વાસ રાખવો મુશ્કેલ છે. પછી તો તે ભલે દિગંબર કે રાજરાજેન્દ્ર હોય? એવા મનુષ્યો કાચા કોરા અને તર્કટીના નામથી ઓળખાય છે. પાંખો વગર જેમ અદ્ધર ઉડાય નહિં, તેમ દુઃખને સહન કર્યા વગર કાર્યસિદ્ધિ થવી મુશ્કેલ છે. જે ઘડી હરિશ્ચંદ્રને, રામને અને પાંડવોને દુઃખની જણાઇ તેજ ઘડી પાછી તેના લાભમાં ઉતરી દુઃખના સહન કરનારને સ્વર્ગ અને બીજી દિવ્ય ભુમીનાં માણસો ઇશ્વર તરીકે પુજનીય ગણે છે.

દુઃખની જે જે ઘડી જાય તે અમુલ્ય ગણવી જોઇએ. આવી રીતની ઘણી એક બાબતો ધ્યાનમાં લઇ, વિચારવા બેસીએ તો દુઃખમાંથી સુખ મેળવાય છે. મકાન બાંધવાની મહેનત પછીજ તેમાં રહેવાનું સુખ મેળવી શકાય છે. રસોઇ થયા પછી ખાવાનું બને છે. વળી ખાવામાં પણ પરિશ્રમ સમાયલો છે. વળી રાજા પણ જીવના જોખમે લડાઇનો અનહદ

પરિશ્રમ વેઠયા પછી રાજતાજનો આનંદ લઇ શકે છે. આમાં જો દુઃખના દિવસો અને સુખના દિવસોની તુલના કરવામાં આવે તો રાજાની મહેનત સુખ કરતાં બમણી ત્રમણી વધી જાય તેમ છે. એલ, એલ, બીનો મગજ તોડ અભ્યાસ કર્યા પછીજ બેરીસ્ટર થઇ શકાય છે. કોઇ દેશ તમને સુખી જણાતો હોય, તો તેના પરિશ્રમની તપાસણી કરજો, દેશની પાયમાલી દુઃખ ન સહન કરવાથી બની જાય છે. દુઃખથી ડરનાર ફાંસી અને દુઃખને સહન કરનાર મહાપુરૂષ કહેવાય છે. કાંઈ ભગવાં પહેરી, ખોટો ડાક ડમાળ કરી, કંઇપણ મનુષ્ય સેવા નહિં કરતાં માત્ર પોતાનાજ ઉદરમાં પધરાવવાની જેની દાનત હોય, તેવા માણસો નકી પોતાના હાથેજ મોડે ગોળ ચોપડી મક્ષીકાઓ ઉડાડવાનું કામ કરે છે. અગર તો આ ભકત છે, યોગી છે, મહાત્મા પુરૂષ છે, એવું કહેવરાવવાને માટે એની એ જાદુઇ વિદ્યા છે. ઘુઘરા વગર નાચનારી જેમ ખરાબ લાગે, તેમ સદ્‌ગુણ વગરનો યોગી, ભક્ત અને મહાત્મા મારે મન કાંટા જેવા છે. જેમ ભુતનું બચ્ચું ભુતને પ્યારૂં હોય, તેમ એવા સાધુ મહાત્માઓ અજ્ઞાની જીવાત્માઓને કલ્યાણકારી જણાય છે; પરંતુ સજ્જન પુરૂષોને તો એ પરજનને હેરાન કરવાની તાલીમ લેનારા પટાબાજ છે. તેવાઓને ખુલે મોઢે કહી દેવું કે મહાત્માજી આ કાર્ય તમારા હસ્તકનું નથી. આ તમારા સ્વરૂપને છાજે તેવું નથી. અમે તમને સાચું કહીએ છીએ, છતાં કંઇ ન સમજો અને એવીને એવી રીતભાત રાખો તો તમારે માટે નર્કનાદ્વાર ખુલ્લાં થાય છે. એ તમે સત્ય માનો. અમે તમને એક જાતનો સંકેત કરીએ છીએ, એ તમારે પુરેપુરો સમજી જવો જોઇએ જ્યારે તમે છેલ્લે પગથીએ બેસનારા ન સમજો, ત્યારે તો હદજ આવી રહી. આ તમારા હિતની વાત છે, આમાં મારૂં લગાડવાનું નથી. જુઓ! દરેક જીવો પારકાનું ભલું કરવું એવી પ્રતિજ્ઞાવાળા હોવા જોઇએ, પણ લાચાર કે તેમ નથી બની શકતું! તમારો વેશ દેશના ઉદ્દરનો છે. તેમાં તમે લોકોનું અજ્ઞાન નહિં હરતાં ફક્ત લક્ષ્મીનું હરણ કરો છો એજ તમે ઇશ્વરી જાળમાં પાછા ખુંચતા જાઓ છો, એમ સાબિત થાય છે. ભાઇ! આવી લુચ્ચાઇ ભરી બહાદુરી શું કામની? અહાહા! દુઃખી અને અજ્ઞાન માણુસને ખરે રસ્તે નહિં ચડાવતાં જે માણુસ અવળે માર્ગે ચડાવવામાં મથતો હોય, તેનું પાતક બહુજ વિચિત્ર છે. તે દુઃખી થતા માણુસનો દયાળુ ચહેરો અને આંખમાંથી અશ્રુ પડે છે ત્યારેજ બસ! એ તેનો મુંગો જવાબ છે. જો આ વાત કોઇને માનવામાં ન આવે તો પછી દુઃખ ખમનાર અને દુઃખ દેનાર બંનેની તકરારનું કાર્ય ખુદ પરમાત્માના હસ્તકનું ગણવું જોઇએ. હરામી માણુસોનો સ્વભાવ બદલેજ નહિં. જે વખતે પારધી નિરઅપરાધી પ્રાણીઓને

હણે છે, એ વખતે શું તેના દયાજનક સ્વરથી તેના હૃદયમાં કૃપાનો આવીર્ભાવ થાય છે કે? અહાહા! આ કાર્ય બહુજ પાતક ભરેલું છે. છતાં એ તો એવા દયાજનક સ્વરથી વધારે ઉત્તેજીત થાય છે અને એવીજ રીતે બીજો સ્વર કયારે સાંભળું? એવી ઇચ્છાએ એ સુર્યના સખ્ત તાપમાં, કાંટા કંકરવાળી ભુમીમાં, ઉઘાડે પગે દોડે છે. તેઓને શી રીતે બોધ લાગે? કોયલા દુધથી ઉજળા ન બને, એ તો એને બાળીએ ત્યારેજ સફેતાઇ પકડે. તેમ એવા જીવોનો મળ, દગ્ધ કરવાની જરૂર છે. મળ ન હોય તો કોઇ જાતની ધાંધલજ ન થવા પામે. કોઇને મારી નાખવો તેનું ઘર સળગાવવું, તેમાં જેટલું જોખમ સમાયલું છે. તેના જેટલું કોઇનું ભલું કરવામાં જોખમ નથી હોતું, પણ માણુસોને શું લત લાગી ગયેલી હોય છે કે સુકૃત્ય કરતાં દુષ્કૃત્ય તરફ વધારે વલણ ધરાવે છે. આજ મનુષ્યની સારા અને નરસા સ્વભાવની પરિક્ષા છે અને તેનાથીજ દેશની જાહો જલાલી જણાઇ આવે છે એ તમારે જરૂર સમજી લેવું.



# 'અદ્‌ભૂત આર્યાવર્ત્ત.'

જ્યારે કોઇ દેશ સર્વોત્તમ સુખના સુર્યમાં પ્રકાશીત હોય છે, ત્યારે કુદરતી રીતે બીજા દેશોમાં અંધકાર હોય છે અને જ્યાં અંધકાર હોય ત્યાં પ્રકાશ આવતાં પાછો પ્રકાશીત દેશ અંધકારમાં ડુબી જાય છે. જે દેશમાં અંધકાર હોય, તે દેશનાં મનુષ્યો પ્રમાદી, આળસુ અને અકક્લ વગરનાં થઇ જાય છે. મતલબ કે જેમ રાત્રિ આવતાં નિદ્રા મનુષ્યો પર સત્તા ચલાવવા માટે મુખ ફાડીને બેઠી હોય છે અને પાછી એની એ નિદ્રા, દિવસ ઉગતાં રવાના થઇ જાય છે, તેવીજ રીતે મનુષ્યો પર સુખ દુઃખની ઘટમાળ ચાલુ હોય છે. બાઇઓ ! આમાં રાત્રિનો દોષ છે. દિવસનો નહિ.

---

છતાં અત્યારે એજ સ્ત્રીઓ, સત્તા શાણપણ અને અસલ સૌંદર્ય છુપાવી કેવી કત્રિમતા ધારણ કરી રહી છે. અને સારા જગતનું કાર્ય ઝીલી લેનાર, એવી પ્રવીણ મહિલાઓ અત્યારે કેમ ટુટુ ટુટુ થઇ રહી છે.

સ્ત્રીઓ જ્યારે જગતને શીલવતી બની પારણામાં પોઢેલા બાળકને વીરનરને શોભાવે એવાં વાક્યો વડે હાલરડાં ગાઇ, તેના મગજને દિવ્ય ભાવનાઓથી ઠાંસે; ત્યારેજ પોતાના ગ્રહને નહિં પણ આખા વિશ્વને હેરત પમાડશે.

સ્ત્રી એ જગત સુધારક દિવ્ય શસ્ત્ર છે, મધુર બંસરી છે. સ્નેહનો ઝરો છે. દુનીયાને મોહ પમાડનાર અને પાપઘેલાં પૂતળાંઓને નચાવનાર અસલ જુનામાં જુનો ખેલાડી છે. માધુર્ય, સૌંદર્ય, મોહ, એ સર્વ એની કળાની લહરીઓ છે. મોતને બીછાને પડેલા અને નવો અવતાર ધારણ કરી આવેલા બાળકને; તેમજ સબળ અને નબળાને વિશ્રાંતિ ભૂવન છે. એ નંદનવનનું અજબ ઉપવન છે. જેણે એ દેવીઓની શુદ્ધ ભક્તિભાવનાને પેખી છે, તેને સમગ્ર સૃષ્ટિનું રાજ્ય સંધ્યાના રંગ જેવું છે, મનુષ્યો ઘણાં વર્ષ જીવે છે, અસંખ્ય વસ્તુઓને અનુભવે છે; પણ નિર્મળ મનની ગૃહ દેવીઓના સંસર્ગમાં આવી જેઓ એક પળ પણ નથી વિતાડતા તેને નરપશુઓ કહેવામાં આવે છે.

શીલવતી ભાર્યાઓના પતિ તરીકે જે જે પુરૂષોનાં નામો નોંધાયાં છે તે સૃષ્ટિના પૃષ્ટપર આદિથી તે અંત સુધી નામ અમર કરી જાય છે. એ વિગેરે વિષયોની સાથે ઉત્તમ ગ્લેજ કાગળ અને રોયલ બાર પેજીની સાઇઝમાં પુસ્તક છાપવામાં આવ્યું છે.

**પાકા પુઠાની સાથે પૃષ્ઠ ૨૫૦ છતાં કીંમત માત્ર રૂ. ૩ રાખી છે.**

મળવાનું ઠેકાણું:— પોસ્ટ ખર્ચ જુદું.

**જાહેર બુકસેલરો અને રાજગોર ભગવાનજી ભીમજી જુનાસાવર.**

બી. એસ. રેલ્વાઇ, કાઠિયાવાડ.

દિવસમાં તાકાત છે, રાત્રિમાં નપુંસકતા સમાયલી છે. વળી એમા કોઇ મનુષ્યનો પણ દોષ ગણાતો નથી. જે દેશમાં એવી પડતીનો પવન ફુંકાય છે ત્યાં ભલા ભલા અક્કલ મંદ માણસો પણ તેની વિરૂદ્ધમાં જાય છે. જ્યારે પડતી ખલાસ થતાં ચડતીનો સમય આવે, ત્યારે નિદ્રામાંથી ઉઠેલો માણસ હાથ, પગ, સાફ કરી ટટાર થાય; તેમ એ દેશનાં મનુષ્યો ઉંઘમાંથી ઉઠી પોતાનું પ્રમાદી અને આળસુ પણું તડકે મુકી, કાર્ય કરવા મંડી પડે છે. તમારે કોઇને એમ ન સમજી જવું કે જે દેશ પડતીમાં હોય તે દેશ પાછો ચડતીમાં નહિં આવે? જે વખતે હિંદના સિતારા પાધરા હતા, ત્યારે હાલમાં વિદ્યા હુન્નરમાં આગળ ગણાતા દેશો જેવાકે યૂરોપ, અમેરિકા વિગેરે દેશો જંગલી અવસ્થામાં હતા અને હિંદને પૂર્ણ સ્મૃદ્ધિવાળો દેશ સમજતા હતા. બીજા દેશનાં મનુષ્યો એમ સમજતાં કે મૂળ કાપડતો હિંદમાજ બને છે. એ હિંદની જાહોજલાલીજ અસંખ્ય પરદેશી રાજાઓની ચડાઇઓથી સાબિતી કરી આપે છે કે પૂર્વે હિંદ કેવું સ્મૃદ્ધિવાળું હશે. સર્વ દેશોમાં હિંદ સ્વર્ગની ઉપમાને લાયક છે. આ હિંદ સર્વ કળા કૌશલ્યતાનો પોશાક છે. તેનાં વતનીઓ ધર્મિષ્ટ અને પરોપકારી પુરૂષોનાં સંતાનો છે, એમ ઘણાએક દેશના મુસાફરો પોતાની ડાયરીમાં લખતા ગયા છે. દેશ જેવી રીતના ગુણ દોષવાળો હોય, તેનાં તેવી રીતે વખાણ ન કરવામાં આવે તો તેવા માણસને મૂર્ખ કહેવો જોઇએ. હું તો શું! પણ યૂરોપ, અમેરિકા, ચીન, જાપાન વિગેરે દેશના તત્વજ્ઞાની પુરૂષો હિંદુસ્તાનને "એક અદ્દભૂત ભૂમિ" તરીકે ઓળખાવે છે. જેની "દિવ્ય ભૂમિ" નિરખવાને માટે અસંખ્ય માણસો તોફાની સમુદ્રમાં, જીવના જોખમે પ્રવેશ કરી આવતા હતા. મારૂં એમ કહેવું નથી કે મારો દેશ ઉત્તમ અને બીજા બધા ખરાબ; પરંતુ બીજા દેશોમાં જેવા કુદરતી કોપ થાય છે, તેનો વિચાર કરીએ તો હિંદની "ભૂમિ એક ઇશ્વરી ભૂમિ" તરીકે વર્ણવીએ તો કાંઇ અતિશ્યોક્તિ ગણાશે નહિં. બીજા દેશોમાં હરહમેશાં વરસાદ પડ્યા કરે છે, જવાળામુખી પર્વતો ફાટવાથી લાખો માણસો મરી જાય છે, વંટોળીયાથી અગણિત વૃક્ષો, મકાનો અને "સમુદ્રોનાં મોજાંથી" દેશ ઉજ્જડ થાય છે, હોલાંડના લોકોએ સમુદ્રના ઉછળતાં મોજાંઓથી થતી મહાન્ નુકશાનીને લીધે તેનું પાણી રોકવાને માટે બહુજ લાંબો પૂલ બાંધી દર વર્ષે અગણિત ધન ખર્ચવાનું સાહસ ખેડયું છે. ઘણીવાર ધરતી કંપ થતાં અનહદ જાન માલની નુકશાની થાય છે. આવી રીતનું દુષ્કાળો આદિક કષ્ટનું વર્ણન કરીએ તો હિંદપર પરમાત્માની પૂર્ણ કૃપા છે, વળી દેશની પ્રશંષા કરવી એતો બીજી રીતે સ્વદેશાભિમાન કહેવાય. હિંદમાં રીતસર હવા પાણી અને સર્વ કુદરતની સત્તાઓ અનુકૂળ છે એથી પરમાત્માની દયા અને

તેની અદ્‌ભૂત શક્તિ દેશને આભારી બનાવે છે. દરેક ધર્મ, દરેક હુન્નર અને દરેક જાતનું તત્ત્વજ્ઞાન ભાષાઓ અહિંથીજ પેદા થયાં છે. હિંદના જેવું શૌર્ય, માયાળુ સ્વભાવ, પરોપકારી વૃત્તિ, દયા, ધર્મ, ન્યાય, આદરસત્કાર, કળાકૌશલ્ય આદિક સદ્‌ગુણો ક્યાંય પણ નથી. દૃષ્ટાંત તરીકે પોતે દુઃખ સહન કરશે પણ બીજાને દુઃખ આપશે નહિં. જુઓ આપણો દેશ પોતે દુઃખી હશે; તો પણ બીજાઓને ધનવાન બનાવી દેશ પ્રતિ રવાના કરશે, એ કોઇ વિદેશી મહાશયે ભૂલી જવાનું નથી. અને તેણે તો ખાસ પોતાના દેશમાં જઇ હિંદની કીર્તિ ગાવી જોઇએ. તેણે તો અવશ્ય તેના કરેલા ઉપકારમાં તેના તરફ સારો ભાવ, સારૂં સદ્‌વર્તન અને માયાળુ દૃષ્ટિ કરવી જોઇએ; પરંતુ તેનું લુણખાઇ તેના તરફ બુરામાં દોડે તેવા માણસો આખા હિંદને ભૂતના બચ્ચા જેવા છે. અમારૂં આ કહેવું ભલે ખોટું જણાય તો અમોને તેઓ પોતાની અજ્ઞાનતા એ લઇ, સારા કહેવાને બદલે ભલે અવિશ્વાસુ, લુચ્ચા, હરામી, કામી, લોભી, આળસુ, દિવાળીયા, મુર્ખ, અધર્મી, અંધ શ્રદ્ધાળુ, ઠગારા, બકવાદી વિગેરે નામોથી સંબોધે. પણ અમે કોઇનાપર ક્રોધ નહિ કરીએ અમારે મન આખી આલમના જીવો એક સરખા છે, પછી તો ભલે અણસમજુ ગમે તેમ બોલે.

એતો ગુણ ઉપર અવગુણ અને અવગુણ ઉપર ગુણ એમ સર્વ મનુષ્યો કરતાંજ આવ્યાં છે. દરેક માણસે ગુણ ઉપર અવગુણ કરતાં વિચારવું જોઇએ. પરમાત્માનો ડર રાખવો જોઇએ. ખરી રીતે ગુણ કરનારના ઉપર બમણો ગુણ કરી આપી, તેનો બદલો વાળવાને માટે ઘરબારી હોય તોપણ યોગી બની જવું જોઇએ. એક કવિ કહે છે કે પારકાના દુઃખના નાશ માટે ભલે ગળે કફની ધરવી જોઇએ. લોક લજ્જા છોડી દઇ, પોતાની જેવા અસંખ્ય માણસો ઉત્પન્ન કરી માન, પાન કે કોઇ જાતની પરવા રાખ્યા વગર તમે પોતાની નસેનસમાં, સ્વદેશ હિતનું રૂધિર ધડકાવી, વિરતા દરસાવો. આમ સ્વદેશના ઋણમાંથી મુક્ત થવા માટે જે માણસ ભગીરથ પ્રયત્ન ન આરંભે તેનો આત્મા લાખો વર્ષ ભક્તી કર્યા છતાં મુકત થવો કઠિન છે. ગૃહસ્થાશ્રમી હોય તેણે ગૃહસ્થાશ્રમને ધુતકારી કાઢી, બ્રહ્મચારી હોય તો પણ ત્યાર પછીના ગૃહસ્થાશ્રમમાં નહિં પડતાં પરભારૂં સંન્યસ્ત લઇ, દેશ સેવાને માટે એકદમ અભિલાષા બતાવવી જોઇએ. ભલે બ્રહ્મચર્ય પાળી, ગૃહસ્થાશ્રમ ભોગવી, મનુષ્ય સંન્યાસી અને પછી વાનપ્રસ્થ થઇ, જંગલો જંગલ રખડે; પરંતુ જ્યાંસુધી મનુષ્ય સેવા ન બને ત્યાં સુધી પરમાત્મા પ્રસન્ન થવો મુશ્કેલ છે. તમે સદ્‌વર્તનશાળી બની, સર્વને તેવા બનાવવા ઇચ્છા કરો તો સાર્વભૌમ કેમ વશ થતું નથી? તમારામાં દેશની આબાદી વધારવાની સુગંધી હવા ઉડતી હશે તો સર્વને ત્યાં

ઘસડાઇ આવ્યાવિના છુટકો નથી. કહેવત છે કે જ્યાં દુર્ગંધ હોય ત્યાં નાસિકા બંધ કરવી પડે છે, તેમ જેનામાં પર જનના હિતનું બિંદુ નહિં હશે તેના તરફ કોઇ દ્રષ્ટિ કરશે નહિં. મતલબ કે તેના તરફ મુખ મરડી ચાલ્યા જશે. હમણાં એ નાહિંમતની, આળસની અને દ્વેષની દુર્ગંધ ઉપાડી લેવામાં આવે તો જે દેશ પાયમાલીની અણીપર હોય તે દેશ પાછો પૂર્ણ કળામાં આવે.

જે માણસને પોતાની સતાનો ભરૂસો ન હોય તેમાં વિશ્વાસ બેસાડવો જોઇએ. અગણીત દુશ્મનોને પોતાના બનાવવા જોઇએ. જ્યાં સુધી પોતાના દેશ પ્રતિની ચળવળમાં પોતાના સ્નેહિઓ, ગામના વતનીઓ અને ઘરનાં માણુસો ભાગ ન લે ત્યાંસુધી માણુસે પોતાના વિજયની વાત આકાશ કુસુમવત્ સમજી લેવી. પછી ભલે પોતાનું કાર્ય લાંબો વર્ષથી ચાલતું આવેલું હોય કદાચને સ્વદેશ હિતમાં મૃત્યુ બની જાય તો પણ ભલે બને; પરંતુ તમારૂં બધું આયુષ્ય એમ નેમ પરોપકારમાં વ્યતીત થવા ઘો. જે માણુસ પારકાના લાભમાં ઉતરતો નથી તે શી રીતે પોતાની સત્તા બીજાને બતાવી શકશે? પરોપકારવૃત્તિથી રામની ખ્યાતિ કેવી જળ હળી રહી છે. ધર્મ, હનુમાન, શ્રી કૃષ્ણ, ઉદ્ધવ, વિદુર વિગેરે કેવા પરોપકારથી પ્રશંષનીય થયા છે. ફ્રાન્સમાં એક જોન નામની છોડી ડોમ્રેમી ગામમાં ગરીબને ઘેર જન્મી હતી. તેણે છઠ્ઠા ચાર્લ્સને પદભ્રષ્ટ કરી, લાયક સારા અને પ્રમાણિક રાજકુમાર ડોફિનને રાજ્યાભિષેક કરાવી, ત્યાંની પ્રજાને દુઃખમાંથી બચાવી, દેશપ્રતિ ખરો ઉપકાર દરસાવી આપ્યો હતો. શું! તેની ખ્યાતિ આખા ફ્રાન્સમાં નથી જામી રહી? એજ તમારે વિચારવાનું છે. પ્રભુ જેને દૈવત આપે છે તેને અદળક આપે છે એ કાંઇ ઘાંચી, મોચી કે રંક રાજા જો તો નથી. તમે તો એક જુદા પ્રકારનો ભાવ લઇને બેઠા છો. તમે તો ઘાંચીનો છોકરો ઘાંચી રહે અને શેઠનો છોકરો શેઠાઇ કરે, ખરી રીતે જુઓ તો દેશની પાયમાલીનું આ અચ્છું હથીયાર છે. તમે તો કુદરતી રિવાજને તોડયો એ બહુજ જુલમ કર્યો છે જરા વિચાર કરો? તમને આ બાબતથી માઠું લાગશે. કે શું! હિંદના ધારા ખરાબ છે. ઘાંચીનો છોકરો ઘાણી ન હાંકે; ત્યારે શું ત્રણ મજલાવાળા બંગલામાં બેસી આનંદ કરે? ભાઇઓ! તેમજ થવું જોઇએ. બીજા દેશોમાં તવંગરના છોકરાઓ રેલ્વેમાં એન્જીનો સાફ કરે છે, કોલસા ઉપાડવાનું કામ કરે છે, કેટલાકના બુટ સાફ કરી પેસો મેળવવામાં આનંદ માને છે; બાપ કમાઇના પૈસાપર તાગડધીન્ના કરતા નથી. આપણુને તો બાપ કમાઇનો પૈસો મળ્યો એટલે પછી બીજા કશાની જરૂર ન રહી એ તો બસ રાંડો કે દારૂની દુકાન અને ઘોડાની શરતો!

જે માણુસ પોતાના બાહુ બળથી ચાર કે છ આનાં કમાઇ તેનાવડે ઉદર પાશણુ કરી બાપની મુડી નહિં ગુમાવતાં એમાં અમુક પૈસા

મેળવી કીર્તીમાં વધારો કરે છે, તેનેજ ધન્યવાદ છે. એજ દેશ સેવા કરી શકે છે. એજ બીજાને પોતાની મહેનતનો લાભ આપી શકે છે.

તમારી જાતને મજબુત બનાવવા માટે તમારે એવું તો વજ્ર સમ બનવું જોઇએ કે ભલે કોઇ તમારા દેહના ટુકડે ટુકડા કરે? અને મરતાં મરતાં કંઠે જીવ હોય, ત્યારે મહાન્ ઉપકાર દરસાવી મારનારને કહેવું કે ભાઇ! તેં ભલે મારો સંહાર કર્યો? તું મારાં અસ્થિ, રૂધિર, માંસ અને ચામ મારીજન્મ ભૂમિમાં વેરી નાખજે કે જેનાથી મારૂં ઋણ અદા થાય. આવું બોલનાર પ્રતાપશાળી પુરૂષો જ્યાં વસતા હોય તે દેશનો ઉદ્ધાર એક નિમિષ માત્રમાં બની જાય છે. એવા સત્તાધિશ પુરૂષો પોતાની કાર્ય સિદ્ધિ પોતાની સત્તાથી કરી બતાવે છે.

સૂર્ય એકજ પૈડાના રથ વડે, લુલા સારથી અને સર્પનાં જોતરાં વડે, સીધા માર્ગ વગર માત્ર ચોવિસ કલાકમાં આખી પૃથ્વીને આંટો ફરે છે.

કામદેવ અંગરહિત છતાં, સ્ત્રીના સૈન્ય વડે પુષ્પના કોમળ હથીયારે, ચંદ્રના હુકમ નીચે વસંતના સેનાધિપતિપણાએ આખા જગતને વશ કરે છે.

રામચંદ્ર ભગવાન્ મનુષ્ય છતાં રાવણ જેવા મહાન્ બળીયા શત્રુને "સમુદ્ર" પર પાળ બાંધી, વાનરના સૈન્ય વડે હરાવ્યો હતો

અગસ્ત્ય મુની વેલા પાંદડાના ખોરાક વડે, ઘડામાંથી ઉત્પત્તિ છતાં હરણ કુળમાં પેદા થઇ, નબળા શરીરે નાનાં એવા ઉદરમાં મહાન્ જળ, નિધિને સમાવ્યો હતો. કહો! મહાન્ પુરૂષોની આવી અદ્‌ભૂત સત્તા છે. તેઓ જીવના જોખમે પારકાના લાભ માટે પાછી પાની કરતા નથી. મારા ધારવા પ્રમાણે તો "મહાત્મા" પુરૂષ એ શબ્દની ઉત્પત્તિ તેના સત્ કાર્યમાંથીજ થયેલી હોવી જોઇએ. પારકાના દુઃખમાં ભાગ લેવાથી અને નીશદિન સત્ કાર્યની શરૂઆતથી એવા "મહાત્મા" પુરૂષો આખા જગતમાં પૂજાય છે. કોઇ માણસ આખી જીંદગી એવોને એવો સદ્‌ગુણી રહેશે કે કેમ એની શંકા રાખવી પડે છે, પણ "મહાત્મા" પુરૂષોને દયાળુ સ્વભાવમાં રીતભાતમાં કોઇ દિવસ તફાવત આવશે એવી શંકા રહેતી નથી. કેટલાક ખોટો ડોળ કરી, માત્ર ઉદર નિર્વાહને માટે ભગવાં વસ્ત્ર ધારણ કરી રખડતા હોય છે. પણ સાધુ પુરૂષો તો પોતાના શરીર કરતાં મનને વધારે ભગવું બનાવવામાં સામર્થ્ય સમજે છે. જે માણસ તવંગર છતાં, દેશ સેવામાં, દુષ્કાળમાં કે કોઇપણ આફતમાં બીજાનું ભલું નથી કરતો અને ખાસ પોતાના ખીસા તર કરવા સારૂ કટાકટીના સમયમાં સગાં કુટુંબીઓને કે ગામના માણસોને હરકોઇ રીતે હેરાન કરી, કંઇ પણ દયા ન બતાવે તેવા દેશ દ્રોહી માણસનું સ્વપ્ને પણ દર્શન ન થાય એ સારૂં છે. મનુષ્ય સર્વ કરી શકે છે. લોકોને દુઃખી જોઇ તેને વધારે દુઃખી કરવાં હોય તો પણ કરી શકે છે અને તેને સુખી કરવાં હોય તો તે પણ કરી શકે છે; પરંતુ જેનું હૃદય પર પીડાથી દ્રવિ જતું હોય, તેની તો બલિહારી છે.

મનુષ્ય શું નથી કરી શકતું. કોઇ કાર્ય માણસ પાસે દુર્ઘટ નથી. પણ માણસ જે વખતે હિંમત હારી જાય છે, એજ વખત એ પોતાની જીંદગી હારી જાય છે. પગ લથડતા હોય તો તેમ થવા દેવા. ધીમે ધીમે કામ કરો. એક શ્વાસે કોઇએ કાર્ય કર્યું હોય એમ જણાતું નથી. બલ્કે શ્વાસોશ્વાસે એક એક ડગલું ભરાય એને માટે હરકત નહિં ધીરે ધારે જેવું કામ થાય છે, એવું ઉતાવળે થતું નથી. સાહસ કરવાથી કામની પૂર્ણતા થવા આવી હોય, તો પણ નાશ પામે છે. કાર્યની સિદ્ધતા જલદી ન થાય તો હિંમત ન હારવી જોઇએ. કોઇ એવાં કાર્ય હોય છે કે સત્વર પતિ જાય અને કેટલાંક પ્રાણની સમાપ્તિ થાય તો પણ ન પતી થાય સમજીએ તો જબરો નિશાનબાજ પોતાનુ નિશાન પણ ચૂકે છે. ભણેલાઓ ભૂલે, તેમ આપણે બહાદુર છતાં કદાચ ને પાછા પડવાનો વખત આવે તો ડરવું નહિં. વાવેલું હશે તો છોડ ઉગી નિકળતાં તેમાંથી ફળની આશા રખાશે. તમારે તમારા કાર્યની મજબૂતી રૂપ એવું તો બીજ રોપવાની જરૂર છે કે સુતેલી પ્રજા તેના પરિ પાકથી જાગૃત થાય; તૃષા તુરની તૃષા શાંત થાય, ક્ષુધા મટે અને અસંખ્ય કાળનાં દુઃખો ભાગી જાય. દેશ પાછો હતો તેવોજ સમૃદ્ધિમાં આવી જાય માટે તમે પારકાના હિત માટે મોટા ભિખારી બનો ? અને જગત તમારી મશ્કરી કરે તો પરમાત્મા તે ફરિયાદ બરાબર સાંભળનાર છે. તમે નક્કી સમજો કે મનુષ્ય અર્થે કરેલાં કોઇ પણ જાતનાં સુકર્ત્તવ્યો ઇશ્વિરને પ્રિય હોય છે. દરેક માણસ પોતાના લાભ માટે કર્મો કરતા હોય છે, પરંતુ પારકાના લાભ અર્થે મહેનત કરનારા તો કોઇ વિરલાજ હોય છે, પ્રભુ તેઓને સુખી રાખો.

---

# " આર્યાવર્ત્તનો જુનો સ્વભાવ. "

દરેક પદાર્થો મોક્ષ તરફ વળેલા છે. મનુષ્ય મુઆ પછી ભસ્મ થઈ, અગર તો માટીમાં માટી મળી જઇ, મૂળ સ્થિતિમાં આવી જાય છે. કાષ્ટ ઘસાઈ, અગ્નિમાં બળી, મૂળતત્ત્વમાં મળી જાય છે. મોટાં મોટાં મકાનો, કીર્તિ સ્તંભો અને પ્રલય પર્યંત ન ડગે તેવી વસ્તુઓ કુદરતી રીતે નાશ પામતી જતી હોય એમ જણાય છે. દરેક વનસ્પતિ, દરેક ફળ પુલો, મનુષ્ય, પશુ, પક્ષીઓ આદિક અસંખ્ય જીવ જંતુઓના મૂખે ઓરાઈ એની એ વસ્તુ સ્થિતિમાં આવતાં હોય એમ સાબિત થાય છે. જેને કોઇ દિવસ ન અડકતા હોઇએ, તો પણ ખાનગી રીતે તેમાં ફેરફાર થયા કરે છે. ન ઘસાય એવી વજ્ર જેવી વસ્તુ પણ લાંબો સમય જતાં છેક નબળી પડી જાય છે. સૂર્ય, ચંદ્ર તેમજ પૃથ્વી આદિક નજરે દેખાતી સર્વત્ર વસ્તુઓ પોતાનો ફેરફાર કરે છે.

આપણા શરીરમાં અહરનીશ ફેરફારો થયા કરે છે, પણ જ્યારે દાંત પડી જાય છે, સફેદ વાળ આવે છે, ત્યારેજ ખબર પડે છે. તેમ દરેક વસ્તુઓમાં બને છે. પરંતુ દીર્ઘ આયુષ્યવાળી વસ્તુઓમાં કેવી રીતે વેશ બદલો થયા કરે છે, તે ખબર રહેતી નથી અને કેટલીક અલ્પ આયુષ્ય જેવી વસ્તુઓમાં જલ્દી જણાઈ આવે છે. કે હવે આ વસ્તુ મૂળ સ્થિતિમાં મળી જવાની છે. સૂર્ય ચંદ્ર વિગેરે તેજસ્વી વસ્તુઓ પોતાના અથાગ તેજ વડે આપણને પોતામાં થતા ફેરફારો સમજવા દેતી નથી, પણ તેના તેજમાં, રૂપ ગુણમાં તેમજ આયુષ્યમાં ફેરફારો થયા કરે છે: સમુદ્ર પણ માટી, કચરો અને પત્થરાઓ વડે પૂરાતો જાય છે. જમીનનું તળીયું ઉંચું નીચું બનતું જાય છે અને છેવટ એટલું બધું તો ઉંડું બની જશે કે ત્યાં સમુદ્ર ઘર કરી રહેશે અને સમુદ્રનું ઉંડુ તળીયું એવું તો ઉંચુ થઇ બેટાની જેમ બંધાઇ જશે કે ત્યાં મનુષ્યોને રહેવાની ફરજ પડશે. સાબિતી તરીકે પાસિફિક અને આટલાંટિક મહાસાગરમાં એવી રીતે કેટલાક નવા નવા હજારો બેટાની ભુમી બંધાતી જાય છે જે ચંદ્ર આપણને તેજ આપે છે, તે બિલકુલ પ્રકાશ નહિં આપી શકે. વરસાદનો ક્ષય થતાં એકદમ પવન ફુંકાવા લાગશે. એવી રીતે બધી વસ્તુઓમાં છાના ફેરફારો થયા કરે છે. એ આપણે સમજી શકતા નથી. બધા પદાર્થો મોક્ષ માગી રહ્યા છે, દરેક વસ્તુઓ પોતાનો છુટકો કરવા ચાહે છે, એ તો નિર્વીવાદ વાત છે.

હિંદુસ્તાન, અમેરિકા, આફ્રિકા, યૂરોપ વિગેરે દેશોનાં મનુષ્યોની રહેણી કહેણી પણ મોક્ષ તરફ દિન પ્રતિદિન વળતી જાય છે; પરંતુ બીજા સર્વત્ર દેશો કરતાં હિંદ વધારે વિજ્ઞાન ધરાવે છે. વિચારીએ તો હિંદની રીતભાત અલૌકિક છે. બીજા દેશો અત્યારે બ્રહ્મચર્ય અને ગૃહસ્થા-

શ્રમની દશા ભોગવે છે, એટલે અમુક વર્ષે લગ્ન કરી, ભૌત્તિક પદાર્થોનો સંગ્રહ કરી ગૃહસ્થાશ્રમને ખરે ખરો શોભાવે છે; પરંતુ હિંદ તો બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમને ઓળંગી ભૌત્તિક પદાર્થમાં લોલુપતા નહિં રાખતાં, માત્ર ખરી શાંતતા ગ્રહણ કરી, સંન્યાસી અવસ્થામાં આવી અત્યારે વાનપ્રસ્થનો અભ્યાસ કરે છે. જ્યારે એ વાનપ્રસ્થમાં પક્કા થશે, ત્યારે હિંદની સર્વત્ર જ્ઞાતિઓ એકત્ર થઇ, સમગ્ર સૃષ્ટિના જીવોને સરખા માની, સત્ય, દયા, ધર્મ અને નીતિની લહરીઓ એટલી બધી ઉછાળશે કે પોતાનું કોઇ માથું કાપી જાય તો પણ ક્રોધ નહિં કરે. હિંદમાં અસંખ્ય મનુષ્યો ગીતાજીના વચનને માન આપી એ પ્રમાણે વર્ત્તણુક કરે છે અને ભગવાં વસ્રો ધારણ કરી, અહિંસાનો ઉપદેશ કરવા સારૂ, ગામો ગામ રખડે છે. પરંતુ ઢેડાઓમાં અને બ્રાહ્મણમાં સરખો પ્યાર રાખવો એમાં થોડો ઘણો તફાવત છે. જો એમાં ખરી ભાવના પ્રકટ થાય, તો હમણાંજ હિંદીઓને સ્વર્ગની સીડી હાથમાં આવી જાય તેમ છે. હજુ હિંદીઓ ઢેડાઓને અડકવાને પુરેપુરા શક્તિમાન નથી થયા, જ્યારે એવું થશે ત્યારે ઢેડાઓને અડકતાં પગ ધ્રુજવાને બદલે હર્ષ ઉત્પન્ન થશે અને ઢેડનો અને તેનો આત્મા એક થશે. આત્મા શુદ્ધ ભાવનાથી જ્યારે પ્રકાશિત બને, ત્યારેજ દ્વૈત ભાવના મટી અદ્વૈત ભાવના પ્રકટ થાય. હિંદ એવા અસ્પૃશ્યતાના ખાતામાંથી નામ કઢાવી નાખે, ત્યારેજ તેનામાં એકદમ દિવ્ય શક્તિઓ ઉત્પન્ન થશે. ભલે ગમે તેવી મહાન્ યાંત્રિક તોપો હિંદીઓની સામે મૂકવામાં આવે, ભલે નવી ઢબની સઘળી લડાયક સામગ્રીઓ અજમાવવામાં આવે, ગમે એવી બહાદુરી અને ચાલાકી વાપરવામાં આવે; તો પણ હિંદીઓનો એક વાંકો વાળ થાય એ સ્વપ્ને પણ સમજવું નહિં. હજુ એવી રહેણી કહેણીને ઘણીએક વાર છે. એ જ્યારે થશે ત્યારે હું તમોને આબાદ દેખાડી આપીશ કે જુઓ! આ કેવી તમારી આત્મસુધારણા છે. શાસ્રોમાં ઘણે ઠેકાણે એવા સદ્ધર્મો બતાવેલા છે, પણ એમાં સમજે છે કોણ? દરેક મનુષ્યોએ દરેક જીવોનું ભલું કરવું જોઇએ અને ઘણે ભાગે દરેક મનુષ્ય અરસપરસ એકાબીજાના ઋણી છીએ. એમ ન જાણતાં દરેક માણસ મનુષ્ય સેવા કરવામાં આગળ પડતો ભાગ લેવા યત્ન ન કરે તો તેના પર ઇશ્વર પ્રસન્ન થતો નથી. મનુષ્ય સેવા દરેક સેવામાં ઉત્તમ છે. ઇશ્વર પણ મનુષ્ય સેવા કરે છે. ત્યારે મનુષ્ય કેમ મનુષ્ય સેવા ન કરતો હોવો જોઇએ.

આપણે જેમ આપણા સ્નેહિને યાદ કરીએ છીએ, ત્યારે તે ઇશ્વર પણ આપણને યાદ કરે છે. તેમ પરમાત્મા પોતાના યાદ કરનારને ભૂલી જાય અને તેમાંએ મનુષ્ય સેવામાં લાગેલા નરવીરને વિસરે એતો બનવાજોગ નથી. ઇશ્વર આપણો પિતા છતાં આપણી યાદગિરી એક ઘડી છોડતો નથી, ત્યારે આપણે તેની ભક્તિ ન કરવા વિષે કેવી ભૂલ કરીએ છીએ ? એ સ્હેજ માલુમ પડી આવે એવું છે. આપણે તો એ રહસ્ય ભૂલી ગયા ! ભાઇ, બ્હેન, સ્ત્રી, પુત્ર, માતા, પિતા, રાજ, ધન, દૌલત અને પશુ પક્ષીઓના પ્યારમાં ગુંથાઈ ગયા અને એવી જાળમાં ફસાયા કે મરણ પર્યંત ન છુટી શકીએ. પુત્ર અને સ્ત્રીના પ્યારમાં પડી આપણે ખરૂં સુખ ગૂમાવી દઇએ છીએ, એનો ઝેરમય પ્યાર આપણને અમૃતના આળેપ એટલે ગ્લિટવાળો જણાય છે; પરંતુ જ્ઞાનની દૃષ્ટિએ જોવામાં આવે તો નક્કી હાયઓય સિવાય એમાંથી કંઇ પણ મળી શકે એમ નથી એ બનાવટી સ્નેહ આપણી આંખમાંથી આંસુ પડાવનાર છે. પુત્ર જન્મ્યો એટલે આનંદ અને મરી ગયો એટલે આંસુની ધારા ! આવી કરૂણાજનક બાબત આપણાં કરેલાં સુકૃત્યો કે દુષ્કૃત્યો તેની બરાબર ગુપ્ત શિક્ષા છે. એનેજ જ્ઞાની લોકો ઠંડી બળતરા કહે છે. એ સંસારિક વ્યવહારમાં અનહદ ઉપાધિ અસંખ્ય કષ્ટો છે તો પણ આપણને લાગે સ્નેહ ભર્યું ! આજ જગત કર્ત્તાની ખૂબી છે. જે બાબતમાં આપણે રડતા હોઇએ, તેજ બાબત પાછી આપણને આનંદકારી જણાય છે. વ્યાધિમાં જીવ ચાલ્યો જતો હોય તોપણ પાછી એનીજ માગણી કરીએ છીએ,

તમારે કોઇ મહાન્ સુખી જીવાત્માને સુખી ન કહેવો પણ તેને દુ:ખનો દરિયો કહેવો. જેટલા પ્રમાણમાં સુખ બલ્કે તેના કરતાં હજાર ગણું દુ:ખ છે. જ્યારે કોઇ સુખનો રાજા બને છે, ત્યારેજ પીડાનો પાદશાહ થાય છે. 'જેટલું સુખ તેટલુંજ દુ:ખ' જેમ પોલીસ ગુન્હેગારને બાંધી લઇ જતો હોય, ત્યારે પોતે ગુન્હેગારને પરતંત્ર સમજે છે, પણ પોતે એમ નથી સમજતો કે સાથે હું પરતંત્ર થયેલો છું. તેવીજ રીતે આપણે દુ:ખની સાથે બંધાયલા છીએ, પરંતુ તેને સુખ માની હરવખત દુખ:માં ડુબીએ છીએ. એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પરમાત્મા આપણને છાની શિક્ષા કરી રહેલો છે. માત્ર આપણે તેને સુખ, સમૃદ્ધિ, સત્તા, બહાદુરી વિગેરે સમજી લઇએ છીએ. આનું નામજ માયાની સત્તા છે. એજ આપણને રોવા કળકળવાની, શરીરની આપત્તિઓની

સંસારિક વ્યાધિઓની બાથમાં જોડે છે. છતાં ઘડીક દુઃખમાની પાછા હતા તેવાને તેવા ધોયેલ મુળા જેવા દેખાઇએ છીએ. તમારે એમ ન સમજવું કે અમે કોઇ પણ વાતે સુખી છીએ. તમે જ્ઞાની પુરૂષોની આગળ દયા ખાવા યોગ્ય છે. કુદરતની જાળમાં તમે એવી રીતે તો આબાદ ફસેલા છો કે જાણે જન્મ કેદી ન હો! આમ મનુષ્ય જાતને માટે બને એજ શરમાવા જેવું છે. આપણે ઝેરી જાળમાં શા માટે જીવંન પર્યંત રગદોડાતું જોઇએ. આપણે એની એ સ્થિતિમાં મરણ પામી, સરજનહારની સમક્ષ ઉભા રહીએ તો ઘણીજ દિલગીરીની વાત છે દરેક મનુષ્યોએ જ્યાં પોતાની ખરાબી થતી હોય તે સ્થિતિમાં રોકાવાની જરૂર નથી પણ જ્યાં ધર્મ કીર્તી અને સદ્ગુણની વૃદ્ધિ થાય તે રસ્તે જવાનું છે. એ રસ્તો પ્રાપ્ત કરતાં કદાચને અંત આવે તો આપણે વિભુની આગળ શરમાવા જેવું રહેતું નથી.

દરેક મનુષ્યોના હાથથી સારાં અને નરસાં એમ કાર્યો થયા કરે છે; પરંતુ સારૂં થાય તો ઠીક નહિં તર ખરાબ થતાં આબરૂ જવાનો સંભવ રહે છે. કદાચને કમભાગ્યે ખરાબ બની ગયું, તો ફરી વખતના કાર્યમાં એ ભૂલ સુધારવા અનહદ પરિશ્રમ વેઠવો જોઇએ. એ પરિશ્રમ અગ્નિમાં જેમ સમીધોની તડતડાતી બોલે એમ આપણા શરીરની સડસડાટી ન બોલાવે ત્યાંસુધી આપણે સત્ કાર્યમાં પુરેપુરા પાકા ન ગણાઇએ. એવા અનહદ કષ્ટમાંથી આપણી અધોગતિનું છેદન કરનાર શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા કેદ ખાનામાં જન્મ પામ્યા હતા અને જેની પાછળ અસંખ્ય મારાઓ ફરતા હતા, તોપણ પોતે એવાં અગણીત કષ્ટો સહન કરી, મનુષ્ય, સેવા કરી હતી. જેટલે અંશે કષ્ટ સહન કરી શકાય તેટલેજ અંશે કુદરત આપણા કાબુમાં આવે. આપણી મનુષ્ય સેવાની લાગણી પ્રમાણે આપણાપર જે જે કુદરતી ફરજો આવી પડે અને શુભ લાગણીઓ પ્રકટી ઉઠે, તેને સોના જેવી સમજવી. પછી ભલે ગમે તે તમારી ખુશામત કરી તમને ભોળવે, તો પણ શંકર જેમ ભસ્માસુરની ખુશામતથી ભોળવાઇ જેમ પોતાનું જીવન ભસ્માસુરના હાથમાં આપી પસ્તાયા તેમ તમે પસ્તાઇ હેરાન ન થતા. ગમે તેટલી તમારી ખુશામત થાય તો પણ તલ ભાર ન ડગો. તેમજ આ કહે તે સાચું અને પહેલો કહે તે ખોટું એમ સમજી ન ઠગાતા. ભલે ગમે તેવા કડવા સંયોગોમાં પસાર થવું પડે, ભલે ખુશામતોની સામે જંગ જામે; પરંતુ શ્રેષ્ટમાં શ્રેષ્ટ સિદ્ધાંતને વળગી રહી, માત્ર એજ કાર્યમાં મક્કમ રહેવું એ કાંઇ આપણા માટે ઓછું નથી. કારણકે શુભકાર્યની શરૂઆતમાં દરેકને દુઃખરૂપી તોપના મોખરે ઉભા રહેવાનું છે. આપણાં બોલેલાં વચનો અને આરંભેલાં શુભ કાર્યો બીજાઓનાં રૂવાટાં ઉભાં કરી, કાર્યમાં જોડાવાની પ્રેરણા ન કરે ત્યાં સુધી આપણી કિંમત બરાબર અંકાય એ વાંધા ભરી છે.

પારકાના લાભમાં નહિં ઉતરતાં ખાસ પોતાનાજ સ્વાર્થ માટે જે માણુસ પોતાનું આખું જીવન ઘડે છે, તેવા માણુસને નાક વાઢી અપશુકન કરવાનું પ્રિય હોય છે, એમ સમજી લેવું. આપણે મનને નિતિને રસ્તે દોડાવીએ તો દોડી શકે તેમ છે, છતાં નિતિના કાટલામાં અનિતિનાં ટુકડા જોખી, કસાઇની સ્કુલમાં અભ્યાસ કરી, ઉત્તમ જીંદગીને અણધારી ઉપાધિઓના માહિતગાર છતાં તેના પ્રબળ વેગમાં તણાતી મુકી મૃત્યુને સસ્તુ સમજીએ તો લોકો આપણને કેવા નામથી સંબોધે? એ મારા મનથી ગોટાળા ભરી વાત છે. મારૂં એમ નથી કહેવું કે આપણેજ ભુલ કરીએ અને બીજા ન કરે. દરેક માણુસ પોતાની ફરજ બજાવવામાં ભુલ તો કરે પણ એ ભુલના પરિણામે આપણે જગતની દૃષ્ટિમાં તજવા યોગ્ય ગણાઇએ, એ આપણે માટે જેવી તેવી બાબત નથી. કેટલીક વખત એવું પણ બને છે કે આપણે સત્ કાર્ય કરતા હોઇએ અને લેશ માત્ર ભુલન થઇ હોય, છતાં પ્રતિ સ્પૃદ્ધિઓ તેને ગુન્હો ગણે છે, તો તમારે તમારાં સદ્ ભાગ્ય સમજી પરમાત્મા પાસે એવા ગુન્હેગાર થવાને હરવખત માગણી કરવી જોઇએ અને તમારે વારંવાર એજ મનન કરવું કે જે દેશ પુર્ણ સ્મૃદ્ધિવાળો છતાં રંક કેમ બની ગયો? લાખો ગરીબ વિદેશીઓને અમૃત ભોજન ખવરાવી, રત્ન જડીત ગાડીમાં બેસારી, દેશપ્રતિ એક સારા તવંગર તરીકે રવાના કરતો, તે દેશના વતનીઓ શા માટે એક ટાઢા ટુકડા માટે ભુખ્યા તરસ્યા સુઇ રહે? જે દેશની સાથે આપણાં હાડ જડાયાં છે અને જ્યાં આપણે કાયમ રહેવાનું છે, તે દેશની હાડમારી સત્વર દુર કરવી જોઇએ, એમ ધારી જે માણુસ આખા દેશને માટે માથા ફોડ મહેનત કરે છે, તેને અમારા લાખો વાર પ્રણામ છે.

ભલે આપણે આંગણે આવેલાનું સન્માન કરતા હોઇએ, બુરૂ કરનારનું સારૂં કરતા હોઇએ; પણ કયાં સુધી? ઘરમાં લુટારા આવ્યા હોય અને ધનના પોટલાં બાંધી જવાની તૈયારીમાં હોય, ત્યારે શું તેના પ્રત્યે કાયદાની કલમો વંચાવવી? અને ધર્મ પુસ્તકોના નિતિ નિયમાદિક ફકરાઓ બતાવવા? આ તો એક જાતની ઘેલછા ગણાય, ભાઇ! એ વખત તો આપણે આપણી સત્તા વાપરવાની રહી. એ કાર્ય આપણા લાભને માટે મૃત્યુના રૂપમાં ફરી જાય તો ઘણુંજ ઉત્તમ છે. એવા દુખની ફરિયાદ પોતાના રાજા પાસે રજુ કરવી, એમ કરતાં ફેસલો ન થાય તો પરમાત્માની આગળ હાથ જોડી તે કષ્ટમાંથી બચાવવાની વિનતી કરવી, આમ કરતાં એ પણ ન બને તો પછી મારા ધારવાપ્રમાણે અગર તો શાસ્ત્રો અને સ્વર્ગસ્થ વિરલાઓના વચનો પ્રમાણે ખાસ પોતાનાજ હસ્તકનું કાર્ય રહ્યું,

તમને નાનામાં નાના જંતુઓ પણ સંકેત કરી કહી બતાવે છે કે તમે ગાડરની માફક મૂંગા થઇ તમારી પીઠના ખાવા ઘો. એ તમારી ભુલ ગણાય છે. અમારી માફક ઝીણો એવો ગણગણાટ કરો ? એથી તમારી કંઇક દાદ સાંભળવામાં આવશે. કોઇ માણસ પોતાની ભૂલથી પીડાતો હોય, તો તેને કોઇ બોલાવતું નથી અને લોકો એમ કહે છે કે એતો લુચ્ચો છે. છતી આંખે આંધળો છે. દીપક લઇ કુવામાં પડે છે. એને શા માટે મદદ કરવી જોઇએ ? એ તો ખરાબ છે, કુદરતથી પીડાયલો નથી, એ તો હાથે કરી ખાટલે પડયો છે, એને એમ રીબાઇજવાની લત લાગી છે, એવાઓને તો પછાપર વધારે પાટુ મારી રાક્ષસી અવાજો કરાવવા જોઇએ, પછી ભલે દુનીયા આપણાં દ્રષ્ટાંતો દાનવોની સાથે મેળવી આપે.

ભાઇ ! તમે તમારી પાયમાલી ભર્યો નીશો ન ખરીદો, તમારી જીંદગીનું સાર્થક ન ગુમાવો, આથી તમે ગાંડા ગણાઓ છો, તમારી સ્થિતિનું તમને ભાન ન હોય તો વિચાર કરો ! હાલ તમારી સ્થિતિ સારી હોવાથી કોઇ દિવસ ખરાબ નહિં બને? તમે બીજાની મદદમાં નથી જતા એ તમારી ભયંકર ભુલ છે. એ તમારા આંધળાના ગોળી બહાર જેવા વિચારો છે. તમે આ ઉપરથી કુદરતી કાયદાને નથી જાણ્યા, એમ સાબિત છે, તમે તમારા ભાઇઓ પ્રત્યે ખાનદાની નથી બતાવતા એ ઘણીજ લુચ્ચાઇ કરો છો. જે માણસ સતકાર્ય કરવા જતાં, કાયર થઇ જાય છે તેની તરફ મારે એકે શબ્દ બોલવાનો નથી. એ તોઆખી આલમની મશ્કરી કરનારા છે અને ખરા હિંમતવાનને પણ નાસીપાસનો પાઠ શીખવનારા છે.

સતકાર્ય શ્રમ વગર મળતું નથી, સત્ કાર્યના આરંભથી હિંમત અને નાહિંમતવાન પુરૂષોની પરિક્ષા થાય છે. બની શકે ત્યાં સુધી માણસે મહેનતનું બનવું જોઇએ અને શ્રમને એટલે સુધી લંબાવવો જોઇએ કે તેનો પસીનો બીજાઓને સ્નાન કરાવે. દુઃખી કે ભોળા હૃદયનાં મનુષ્યોને રીબાતાં જોઇ, જેને આ ધ્રાત થતો હોય તેઓજ સર્વના મુરબ્બીઓ છે સજ્જનો છે.

કેટલાક પ્રત્યક્ષ લાભ જલદી ન જોવામાં આવે તો સત્કાર્ય છોડી દે છે. તે ઓ એમ નથી સમજતા કે પરજનના લાભમાં આરંભેલું કાર્ય ફળદાઇ છે, પણ ઢચુ પચુ મનવાળા નાહકના ઘડીઘડીમાં અકળાઇ જાય છે, કાર્ય સિદ્ધિનુ મહાન્ લંબાણ થાય તોઉત્તમ શૈલીના કાર્યને નાપસંદ કરી, નવા હલકી જાતના કાર્યમાં જોડાય છે. વળી એ કાર્ય પાર ન પડવાથી કોઇ ત્રીજા કાર્યમાં માથું મારે છે. ત્યાં પણ મકકમ પુરૂષોને ના હિંમત કરી પૂર્ણ કળાએ પહોંચેલું કાર્ય અપુર્ણ રખાવે છે. એવી રીતે અગણીત કાર્યો અધુરાં રખાવી આખી જીંદગી એવી ને એવી દોડધામમાં વિતાવે છે અને

જ્યાં જાય ત્યાં કાર્યની સત્યાનાશી વાળે છે. દોષ હોય પોતાનો અને આખા જનસમાજને ખરાબ કરી બતાવે છે. પોતે મહેનત ન કરે, પરંતુ બીજાઓની પેટતોડ મહેનત એક ઘડીવારમાં નાપસંદ કરી ઉડાવી દે છે. દેશની આબાદી નહિં કરતાં બીજા સ્વદેશ હિતેચ્છુઓને પાયમાલીના પલંગમાં સુવાડી, સજ્જન પુરૂષોના કાર્યમાં વિઘ્ન નાખે છે. આ રીતભાત નિંદવા યોગ્ય છે, તેવાઓની રીતભાતને તોડી પાડી તેને જનસમાજમાંથી નાબુદ કરવા જોઇએ.

યુવાન માણસ દેશનાં કાર્ય માટે યુવાન થયો છે, પણ અહિંથી તહીં ભટકી પ્રશંસાપાત્ર કાર્યને ઉખેડી નાખવા નથી જન્મ પામ્યો! જેઓએ દેશ માટે લાખો રૂપિયા ખર્ચ્યા હશે, જાનમાલ કુરબાન કર્યાં હશે, તેઓ પોતાની ખરેખરી ફરજ સમજ્યા છે; પણ જેઓ અધમ અને ઇર્ષાના ફકરાઓ મોઢે કરી, પોતાની પવિત્ર ફરજને ભુલી, પોતાની શુદ્ધ પ્રકૃતિને લાંચથી કલંકીત કરી, સમગ્ર દેશના જીવોની આંખમાં મુઠીભર ધુળ નાખી, મુર્ખા લોકો સહજવારમાં દુઃખી જીવોનાં કલેજાં કાપવા માટે પોતાના છરાને ધાર કઢાવતા હોય એમ જણાય છે. એ કાર્યના કરનારા કદાચને આપણે ઘેર આવતા હોય તો તેઓ ભલે તવંગર અમલદાર કે આપણા શીરતાજ રહ્યા પણ તેને મોઢે ચોખે ચોખી ના કહી દેવી કે બીરાદર! આપે મારે ઘેર ન આવવું. આપનાં પગલાંથી અમારા ઘરનો સુરક્ષિત ધારો ફેરવાઇ જશે. સત્ય, અસત્યનો પાઠ ભજવશે. ભાઇશ્રી! માફ કરજો? અમે અમારા હિતને માટે તમને કહીએ છીએ, સંગાથે તમારૂં પણ હીત છે. જો સમજી શકો તો સમજીજજો? તમે મિથ્યા ભિમાની છો, તમે કોઇ કામ સંપૂર્ણ કરતા નથી; માત્ર લાંચ ખાઇ જાણો છો, તમને ગરીબ પર સત્તા ચલાવવી પ્રિય લાગે છે, નહિં એવું કામ કર્યું હોય તો પણ આભે ટેકડા મારો છો, સજ્જન પુરૂષો તમારી માફક કરતા નથી. કદાચને બહુ કહીએ તો સામું કડવું વચન પણ બોલતા નથી અગર તો પોતાનાં શુભ કાર્યો ગણી બતાવતા નથી, માત્ર એટલુંજ કહે છે કે ભાઇ! મારાથી બન્યું તે મેં કર્યું અને તમારાથી બને તે તમે કરો. મારૂં કાર્ય તમને મંગળ મય ન જણાતું હોય તો તમે ખુશીથી બીજાં કાર્યની શરૂઆત કરો? મારાથી જે બનશે તે હું મરણ પર્યંત કર્યા કરીશ. પાર પડે તો ભલે અને ન પાર પડે તો ભલે. આજ મહાન્ પુરૂષોની ખુબી છે. એજ દેશસેવા છે. એક બુઢાને કોઇએ પુછ્યું કે બુઢા આમ ક્યાં સુધી ધનની દોડધામ કરશો? તમારી મીજમાની હવે ખલાસ થઇ છે; માત્ર થોડા દિવસ રહેવાનું છે, તેમાં આટલી બધી મહેનત શા

માટે વેઠો છો. તમારાં લાકડાં તો સ્મશાન પડ્યાં છે, ત્યારે બુઢ્ઢાએ જવાબ આપ્યો કે ભાઇ ! એ બાબતની તમને ખબરજ ક્યાં છે ? જો એવું હોય તો પૂછોજ શામાટે ? મારા બાપની કમાણીના પૈસા મેં ખાધા અને મારા કમાવેલા મારાં સંતાનો ખાય હું મારા બાપની મિલ્કત ખાઇ એમનેમ કોરો કડાક ચાલ્યો જાઉં એ શરમાવા જેવું નથી કે ? કદાચને આપણે લોભ કરીને, કે પેટમાં ભૂખ્યા રહીને, અગર તો અનહદ પરિશ્રમ વેઠીને, પૈસો એકઠો કરીએ તે દેશ અર્થે વપરાય કે સંતાનો વાપરે તેને હું પરમાર્થ સમજું છું. કારણ કે એ મારા કમાએલા પૈસા ખાઇને મને આશીર્વાદ આપશે તો એનાથી મારા માટે સ્વર્ગમાં મહેલો ચણાશે. અને વળી એક જાતની એ દેશ સેવા છે. હું મારા સંતાનની પાછળ પૈસા મૂકીને જાઉં તો એને ક્યાંય ભિક્ષા માગવાનો વખત નહિ આવે, એનાથી કોઇ ઇર્ષા નહિ કરે, તેમ એ કોઇને ભારે નહિ થઇ પડે. તમે જો સમજો તો તમારે મારી માફક જીવંત પર્યંત સંતાનના લાભ માટે દોડધામ કરવી જોઇએ. જો મારા સંતાન પાસે કંઇક સારા પ્રમાણમાં પૈસા હશે તો નક્કી દેશનાં દુઃખી માણસોને મદદ કરશે. ભાઇ ! "પરમાત્માની" પત્ની વિના દુનીયાનાં કોઇ પણ કામ સુધરે તેમ નથી. ઇશ્વરી કાયદો એવો નથી કે બધામાં સરખા ગુણો હોય ? હું મહેનતું છું અને મારા સંતાનો આળસુ થયાં તો મારી કમાણી સારા પ્રમાણમાં હોય તો ખુશીથી સુખે રોટલો ખાઇ શકે અગર હું પૈસા ન મૂકતો જાઉં અને બીજી બાજુ છોકરાં આળસુ હોઇ ઘેર ઘેર ભિખ માગે તો ભલા આબરૂ મારી ગઇ કે તમારી ? ભાઇ ! આપણે બીજાને મદદ કરીએ, દરેક સત્-કાર્યમાં ઉત્સાહ બતાવીએ, તો પ્રભુ આપણી તરફેણમાં રહે છે. પાખંડ, ગર્વ, આળસપણું અને ફોકટનો પરિશ્રમ આ સજ્જન પુરૂષો માન્ય નથી રાખતા. માટે તેના પ્રતિપક્ષીઓ સજ્જન પુરૂષોને ગાંડા ગણે છે; પરંતુ ખરી બહાદુરી, સત્ય ધર્મ સ્વતંત્રતા અને સજ્જનપણું એ આપણા પૂર્વજનો કમાઇ ગયા છે. અને ઉંચા હાથ કરી, બૂમ મારી, કહેતા ગયા છે કે જે પોતાની ભૂમિને દાસત્વની, નિર્બળતાની. અપમાનની અને અપકીર્તિની બેડીમાં નાખતા ગયા હોય તેવા જનને ઝેર પાઇ, કબરમાં દાટી ઉપર હજારો મણ ધૂળ પાથરી હોય, તો હજાર દરજ્જે સારૂં છે, અગર તો તે કરતાં નપુસકતાવરે તો કોઇને કહેવાનો વખત ન આવે.

પૂર્વજનો આપણને જે ભલામણ કરતા ગયા છે તે આપણે બરાબર યાદ નથી કરી. નહિતર આપણાં અંતઃકરણો શામાટે શુદ્ધ વિચારોથી ન ઉભરાય જાય ? તમે નીતિને અમલમાં મૂકો તો હમણાંજ અજ્ઞાની માણસ પાછાં બુદ્ધિશાળી બને. જ્યારે આપણે અનીતિને ચાહીએ છીએ એ વખત અસત્ય વરસવા માંડે છે, સજ્જનોની જમાવેલી નિતિને

તોડી પાડવાનું મન થાય છે. જે કામ ખોટું છે, દુનીયાની દૃષ્ટિમાં મૂકવા જેવું નથી, તેજ કાર્ય તમને કરવાની ફરજ પડે છે અનીતિમાં આમળા પડતો ભાગ લઇ, નિતિને તરછોડવાનું મન થાય છે. પછી તો તમેજ કહો કે એનાથી બીજું કયું કાર્ય ખરાબ છે? તેવું કાર્ય કરનારા અધમ લોકોનું અહિં શું કામ છે? જે માણુસ સત્યની ખાતર પોતાની સર્વસ્વ વસ્તુઓનો ભોગ આપે અને સમયને વિચારી પવનની સામે પીઠ દઇ માથું માગનારને માથું આપે તેજ ખરા વદંનીય છે. જે સુખી છે તે બીજાને સુખ આપે, ત્યારેજ તેની સત્તા, શક્તિ અને સ્થિતિની ગણુનાનો અડસટો બંધાય છે. તવંગર કંઇ બીજાને ગુલામો બનાવવા માટે નથી થયા, એ એની પદવીના માળામાં રહેવાને બંધાયા છે. તમે એમ નહિં સમજો કે અમે ઇશ્વરના ઘરથી મોટાઇ મેળવી છે, એટલે અમને પરમાત્મા ગમે તેને નચાવશું તો નહિં બોલે. એ તમારી પાસે બરાબર જવાબ માગવાનો છે. તમારૂ કાર્ય બહુજ જોખમ ભરેલું છે. બીજા ગરીબો કરતાં તવંગરો તરફ પરમાત્માની બહુજ પુછપરછ રહેશે. તે તમને મોટરો દોડાવ્યાનું કે એરોપ્લેનમાં ઉડયાનું, અત્તરોની શીશીઓ ફોડયાનું, નાટક, સીનેમા કે સર્કસો જોયાનું, એલ એલ બી કે એમ એ થયાનું અમેરીકા કે યુરોપ આફ્રિકામાં ગયાનું, રાંડોનાં નાચ જોયાનું, રેલ્વેની મુસાફરી કર્યાનું, લખોપતી થયાનું, આગ્રાનો મહેલ, ન્યુયોર્કના મકાનો, ટેમ્સ નદીપરનો બ્રિજ, ચીનની પંદરસો માઇલની લાંબી દિવાલ, હિમાલયનો ધોધ, ફ્રાન્સનું પારિસ અને દિલ્હીનો કુતુબ મિનારો વિગેરે અજાયબ વસ્તુઓ જોવાનું, રેશમી કપટાંઓ પહેરી ગપ્પાં સપ્પાં માર્યા એમાનું કંઇ પણ પુછશે નહિં; માત્ર ધર્મ કાર્ય શું કર્યું એજ? જબરો પ્રશ્ન પુછશે.

આપણે આપણી હદ બહાર વર્તણુક કરવાનો પરવાનો નથી લઇ આવ્યા. જે કાર્યો ભિકણુપણું અને હિચકારાપણું વધારાનાર હોય, તેને તજી દેવામાં સાર છે, તેવાં કૃત્યો કરવામાં મુર્ખાઓને થોડો ઘણો આનંદ આવતો હોય તો ભલે; પણ માણુસ વ્યક્તિની તે ફરજ હોય એતો કોઇ કાળે ન બની શકે. પોતાનાં દરેક કર્ત્તવ્યો પર જનના લાભાર્થે રચવામાં જેની બુદ્ધિ આગળ દોડતી હોય. તેના પગની જુતી મારી ત્વચાથી બનાવી આપું તોપણ હલકી વાત છે. ભામાશાએ પોતાના દેશને બચાવવા માટે, પ્રતાપ રાણુાને સર્વસ્વ ધન આપી દઇ, માત્ર ઘરમાંથી લંગોટી ભર બહાર નિકળ્યો. ધન્યવાદ છે. તેને કે તેણે માતૃભુમીની રક્ષા કરી, યશને યવનોના હાથમાંથી છોડાવ્યો. કહો! કેવી ઉદારતા? મનુષ્યો સુગંધીને સેવતા નથી પણ એવા ઉદારચીત જીવાત્માઓની સેવા કરે છે. બીજાઓ જ્યારે ધનની દોડધામમાં ગાંડાઘેલા બનેલા હોય છે, ત્યારે મહાન્ પુરૂષો અજ્ઞાન લોકોને પોતાની જેવા

બનાવવામાં મંડી પડયા હોય છે, ત્યારે મહાન્ પુરૂષો અજ્ઞાન લોકોને પોતાની જેવા બનાવવામાં મંડી પડયા હોય છે. સૃષ્ટિના આદિ કાળમાં વિશ્વ ધણીએ સર્વનું ભલું કરો ? એવો શબ્દ ઉચ્ચારેલો છે. ગીતા, બાઇબલ. કુરાન કે અવસ્તા એ દરેકમાં પણ એજ મળી આવે છે કે તું સર્વનું ભલુ કર? તારા પાડોશીની ચાહના કર ? એમાંનુ પાળેછે કોણ ? માત્ર અમારાં આ ધર્મનાં પુસ્તકો છે. એમાં ફલાણું ફલાણું કહ્યું છે. માત્ર આપ વડાઇનીજ વાત ! કોકટની ચુંમીઓ લેવી ? વંદન કરવું ? અને છાતી સાથે લગાવવું એટલોજ ઉપલો ડોળ ! કહેનારા ભલેને કહી જાય ? એને કહ્યું કંઇ અને આપણે કર્યું કંઇ દ્રષ્ટાંત તરીકે આખી લીટી વાંચે ત્યારે એનો અર્થ સંપુર્ણ થતો હોય, છતાં અરધી લીટી વાંચી અવળા અર્થને પકડી રાખી, ખોટી વતણુક કરવી તેને કોણ સમજાવે ? જાણતા હોય અને હાથે કરી ભુલ કરે તેની ભુલ કોણ સુધારે ? એમાં પરમાત્માની પણ તાકાત નહિ.

સ્વામી રામતીર્થના સદ ઉપદેશમાં એક આવાજ ભાવાર્થની વાત છે. એક ફકિરે એક માણસને પુછયું કે ભાઇ ! કુરાણ શરીફમાં દારૂ, માંસ ન વાપરવાનું કહ્યું છે અને તમે આમ કેમ કરો છો ? ત્યારે સામાએ જવાબ આપ્યો કે પેગંબર સાહેબે ખાસ ભાર દઇને તે કરવાનું ફરમાવેલું છે. જુઓ વાંચો આ રહ્યું ! જ્યાં વાંચેછે તો એવું ચોખે ચોખું લખેલું કે ભાઇ ! માંસ ખાવા નહિં. આ ભાઇ સાહેબે તો ' નહિં ' શબ્દ પડતો મુકી માત્ર દારૂ, માંસ ખાવાં એટલુંજ ગ્રહણ કરેલું. ત્યારે એ ડાહ્યા ફકિરે તેને સમજાવ્યો કે ભાઇ ! તેં આ ફકરો પુરેપુરો વાંચ્યો હોય એમ જણાતું નથી. શું ધર્મના નેતા આવું તે લખતા હશે કે ? જો ! પ્રતાપી પુરૂષો તમને આવું ફરમાન કરે તો એનામાં આટલું દૈવત પણ ન હોવું જોઇએ. કે જે ખુદાનો બંદો ગણાયો ! તેના વતી ખબર લાવનાર મનાયો ! ભાઇ ! જેણે તમને દારૂ પીવાની મનાઇ કરીછે, તે શું માંસ ખાવાનું ફરમાવતો હશે કે ! ભાઇ ! તમને એક નાનો એવો કાંટો વાગેછે, એટલે કડડભુસ પડી જાઓછો અને અસંખ્ય કષ્ટના ગાંડા ઠલવાયાં હોય તેમ અફસોસ કરો છો, ત્યારે જે શરીરમાંથી સમુલો જીવને છરાવતી રવાના કરવો, એ કેટલું બધું દયા જનક છે ? તમને લીલું ઝાડ ન કાપવા વિષે ખાસ ભલામણ કરીછે અને જેના પ્રતાપે તમે એક દાતણ એકેક માસ ચલાવો છે, ત્યારે એવું ઝીણામાં ઝીણું ધર્મ કાર્ય બતાવનાર શું તમને પશુઓને કાપી મારી ખાવાનું

કહેતો ગયો હશે ? શું ! એવા પવિત્ર પુરૂષને આવું આળ ઓઢાડતાં તમને શરમ નથી થતી કે ? માટે તમેજ કહોને ? કે અમને હરામ લત લાગી છે ? અમે લોહીના પીનારા છીએ આ માણુસ જાતને યોગ્ય છે કે ? હું ધારૂં છું કે તમે કોઇ દિવસ કુરાન શરીફ સાંભળ્યુંજ નહિં હોય અને કદાચ સાંભળ્યું હશે તો મુળ વાતને વાંચનારે છુપાવીજ રાખી હશે. અગર તો તેને બરાબર અર્થજ નહિં આવડતો હોય, કોઇ આજ દિવસ સુધી એવો નથી જન્મ્યો કે જેણે કુરાન શરીફમાંથી એ દારૂ, માંસ ખાવાના શબ્દો ખાસ મહંમદ પયગંબરના કહેલા કાઢી આપે, જેમ હિંદુઓમાં મેલા દેવોને મદ્ય માંસ ચડેછે, પરંતુ બીજા શુદ્ધ ધર્મમાં હોતું નથી તેમ કદાચને લખેલું હશે તો કોઇ ભાંગડ ભુતડીઆ મુનશીએ લખી કાઢયું હશે, તો કાંઇ નવાઇ ન કહેવાય? કદાચને બીજા ધર્મોમાં જેમ ફેરફાર થતાં માંસ ખાવાની ખરાબ ચાલ નષ્ટ પામી તેમ મુસલમાની ધર્મમાં કોઇએ ફેરફાર નથી કર્યો એથી દારૂ, માંસ ખાવાના શબ્દો ધર્મ તરીકે નિકળી આવે એ પણ બનવા જોગ નથી. આ બધી અનીતિમય વાતો બીજા લોકોની લખી કાઢેલીજ છે. શું તેઓ નહિં સમજતા હોય કે ? પશુઓને મારવાથી પાપ થાય છે. આપણે ભલે ઘુંટણીએ પડીએ, ભોંયપર કપાળ અટકાડી દઇએ, ત્રીસ ત્રીસ દિવસ ઉપવાસ કરીએ, અનહદ બીજું ધર્મ કાર્ય કરીએ, અરધો કલાક સુધી પેદા કરનારને આંખો મીંચી યાદ કરીએ; તો પણ એ ભોળવાઈ જશે નહિં, એ એવો ભોળો નથી કે પોતાના સંતાનોના વધ કરનારને માફી આપી દે. એવા પુરૂષો તો એના હૃદયમાં ઝેરી ઝાડ જેવા છે. એ એમ કાલાવાલાથી ઠગાશે નહિં. જ્યારે જગતમાં અનાજ નહિં હતું, કપડાં લતાં કે રહેવાને ઘર ન હતાં, ત્યારે કદાચને અજ્ઞાન અવસ્થામાં એ દારૂ. માંસ ખાવાનું બની શકયું હોય તો ભલે ? પરંતુ ખુદાએ અસંખ્ય વસ્તુઓની ઓળખાણ પડાવ્યા પછી, સુંદર વસ્તુઓને છોડી, દુર્ગંધી વસ્તુઓને પેટમાં પધરાવીએ તો એ ખરેખર રાક્ષસી રીવાજો છે. આથી તેઓની પવિત્રતા, બુદ્ધિ અને ધર્મની ખરી ન્યુનતા જણાઇ આવે છે.

જ્યારે આપણને આપણા સંતાન પ્રત્યે પ્યાર છે, ત્યારે ખુદાના સંતાનોને મારી ખાઇ જવાં એ શું ખુદાને પ્રિય હશે કે? આ એક વિચારવા જેવી વાત છે. પોતે પોતાના અંતઃકરણમાં ખુદાને માની, ખાસ નિરાકાર પ્રભુને માન આપે છે, તેનું ધ્યાન કરે છે અને પશુ પક્ષીઓના અંતઃકરણમાં પણ આપણા અંતઃકરણની જેમ ખુદા વિરાજી રહ્યો છે એમ સમજતાં છતાં, જાણી જોઇને પાપ કરે તેને

શું કયામતનો દિવસ બચાવશે કે; અમે તો એવા માણસોને મૂર્ખના પણ મુર્ખ કહીએ છીએ. કારણ કે મૂર્ખ તો કોઇ સારા માણસની સોબતથી સુધરે તેવા હોય છે, પણ આવા માણસો ખાસ પ્રત્યક્ષ પરમાત્મા આવે તોપણ સમજે એવા હોતા નથી. એની બુદ્ધિ પશુઓના વધ કર્યાથી હણાયેલી હોય છે, એનામાં સદ્‌બુદ્ધિનું, સત્ ધર્મનું કે કોઇપણ સમજણ પુર્વક કાર્યનું નામ નિશાન હોતું નથી. જ્યાં પશુઓને મારી માંસ ખાવું, એતો અમારો ધર્મ છે એમ બોલાતું હોય તેનું મગજ શી રીતે સારૂં થઇ શકે? શું તેઓના હૃદયમાં પરમાત્માએ દયાનું એક બિંદુ પણ નહિં મૂકેલું હોય? ખરેખર! તેઓનાં પ્રત્યે ઇશ્વરની દયા નથી હોતી, ઇશ્વર તેઓનાં દર્શનથી ડરે છે, નહિંતર પ્રભુની તેઓનાપરકૃપા હોય તો મનુષ્ય જેવું બુધ્ધિ-શાળી પ્રાણી કેમ ન સુધરી શકે? હર! હર! તેઓને પ્રભુ સદ્-બુધ્ધિ આપે અને તેઓ સત્વર પ્રામચિક બની એક ખરી મનુષ્ય વ્યક્તિ તરીકે પ્રસિધ્ધિમાં આવે એવી પરમાત્મા પાસે અમારી ધુંટણીએ પડી અરજ છે.

વિચારીએ તો હિંદ અહિંસાના પાઠમાં પહેલે નંબર છે, એના જેવો કોઇપણ દેશે અહિંસાનો પાઠ મોટે કર્યો હોય એવું જણાતું નથી. કેટલાક તો શ્વાસથી જીવજંતુઓ મરે છે, એમ જાણી પોતાનું મુખ કાયમ ખાતે બાંધી રાખે છે. મધ, માંસનો રિવાજ હિંદમાં જન્મ પામેલો નથી. એ રિવાજ વિદેશમાંથી આવેલો છે. મૂળ આ રિવાજ પહેલા દક્ષિણમાંથી રાક્ષસો અહિં લાવેલા અને મુળ એને અને અમારે તકરારનો પાયો મધ, માંસ ન ખાવાં વિષેનો હતો, ખુદ રામચંદ્ર ભગવાને એ માટેજ જંગ મચાવેલો. શ્રીકૃષ્ણ, બુદ્ધ અને બીજા મહાત્માઓ પણ એટલા માટેજ અવતરેલા ખુદ પરશુરામ ભગવાને એકવીશ વખત નક્ષત્રી પૃથ્વી કરી, તેનો કિસ્સો તપાસીએ તો દારૂ, માંસનીજ તકરાર હતી. હિંદ એવાઓ તરફ હરવખત ઇર્ષા કરતું આવ્યું છે અને તેના કપાળમાં હરવખત એવીજ પ્રજા અથડાય છે કે એ દારૂ, માંસને માન આપતી હોય. પોતે દુ:ખ સહન કરેછે, પરંતુ બીજા કોઇને દુ:ખ આપતા નથી. એવી ઇતિહાસો સાક્ષી પુરેછે.

અમારા પૂર્વજો નીતિ, દયા, ધર્મ અને અહિંસાના સિદ્ધાંતો લખી ગયા છે. અશોક, ચંદ્રગુપ્ત અને કુમાર પાળના લેખો તપાસો તો એજ રહસ્ય મળી આવશે. તેઓ સારાની સોબત કરવાનું શા માટે કહેતા ગયા છે! સારા માણસો હોય તે પરપીડા સમજતા હોય છે અને પર પીડા ન જાણનારા કોઇ દિવસ સગા સ્નેહિઓનું કે ખુદ પોતાનું

ભલું કરતા નથી, ત્યારે બીજાનું શી રીતે કરી શકે ? સજ્જન-દયાળુ પુરૂષોના હૃદયમાંથી ખુન વરસાવવાથી શકિત મળી આવતી નથી ; એના દરેક સિદ્ધાંતો સુખકર હોય છે, તેઓનાં દરેક કાર્યો મંગળમય અને પ્રશંસા પાત્ર હોય છે, સજ્જનની સોબત કરો ? એમ કહેવામાં આવેછે, પણ દુર્જનની ચાહના કરો એમ શા માટે કહેવામાં આવતું નથી ? કારણ કે દુર્જન ઝેરી સર્પ જેવો છે. ઝેરી સર્પના માથામાં અમુલ્ય મણી હોય, પણ દેખીતો ભયંકર છે. તેમ દુર્જન ઉપરથી સારો, પરંતુ અંદર ખાતેથી મણીધર સર્પ જેવો હોઇ તેનાથી બમણું મારણ વિઘાનું કામ કરેછે.

વિચારીએ તો શુભ કાર્યોની સિદ્ધિ માટે, આપણા સ્વદેશ બંધુઓ ખાતર અને ભાવી પ્રજાની ઉન્નતિને માટે, આપણે સજ્જનોનો સમાગમ કરી, સ્વદેશ હિતમાં જુસ્સાળુ જીવોના પક્ષમાં રહી. મન, વચન અને કર્મથી સેવા કરવાને બંધાયલા હોવા જોઇએ. ધન્યવાદ છે કે સ્ત્રીઓ પોતાના મન વચન અને કર્મવડે પોતાના પતિનું અને સંતાનોનું ભલું કરવાને પરમાત્માની પાસે તેના શુભ જીવનની વૃદ્ધિ અર્થે માગણી કરે છે, ત્યારે પુરૂષો એવી રીતે સ્વદેશહિતના લાભ ખાતર કયારે ખરૂં સત્ય સ્વરૂપ પકડશે ? એનો વિચાર કરવો ઘટેછે. સ્ત્રીઓ ભોળા દિલની વિશ્વાસુ અને શ્રધાળુ હોવાથી પરમાત્માને તેની માગણી પ્રમાણે આપવુંજ જોઇએ અને થોડા દિવસમાં થશે પણ તેમ, પરંતુ પુરૂષોને પોતાની ભાવી પ્રજાના લાભાર્થે આગળ ધપવાની જરૂર છે. કેટલાક એક પાઇને માટે જીવ ચીમલાવી દેશ સેવા કે આત્મ સેવા નહિં કરતાં માત્ર ખરા હિતની વાતથી અજાણુ રહી, પ્રેમની જગ્યાએ દ્વેષને ઉભો રાખી, દેશ તરફ, જાત તરફ કે ભાઇ ભાંડુઓ અને સ્ત્રી પુત્રની અભિલાષા પર પાણી ફેરવી, કંઇ પણ ધર્મ કાર્ય નથી કરી શકતા એવા લોભી પ્રકૃત્તિના મનુષ્યોથી દુર રહેવાય તો વધારે સારૂં છે. એવાથી ડર પામવો જોઇએ. ભૂલ ભૂલમાં કદાચને આટકી જવાય તો પણ તેનાં રજકણો આપણુને લોભમાં જોડે છે. જેવી રીતે કોઇ હડકાયા જાનવરના કરડવાથી મનુષ્યને તેનાથી થતા હડકવાની લાંબે સમયે બીક રહે છે, તેમ તેવા માણસના સહવાસથી લાંબે સમયે આપણી ઔદાર્ય શકિત, કંજુસાઇનું સ્વરૂપ પકડે છે. જ્યારે માણસ પોતાની ખરી શકિત ગૂમાવે છે, ત્યારેજ એ દુ:ખી થાય છે. પછી તો ભલે મનુષ્ય હોય કે દેવ હોય ?

રાજા આપણો શિર છત્ર છે, પરંતુ એ જ્યારે આપણુને સંતાન નહિં સમજતાં આપણા પ્રત્યે જુલમ કરવા તૈયાર થાય એ વખતે એ પોતાનુ

મહાન્‌પણું ગુમાવે છે. એવા ઘણાએક રાજાઓને રૈયતે પદ ભ્રષ્ટ કર્યા છે, એવી જે ઇતિહાસો વાંચતા હશે તેને તો અવશ્ય ખબર હોવી જોઇએ. અને પ્રજામાં ગુન્હો હોય તો રાજાએ પણ રૈયતને ઝેર કરેલી છે, આપણે અનીતિના ઉપાસક થઇ જેમ દેવી ઉપાસકો તેના નૈવેદ્યને માટે બાર કલાક અને બત્રીસ ઘડી બાકળા લઇ ઉભા રહે છે, તેમ આપણે ઉભા રહેવાનું નથી, એતો વાયુ વેગે બચાવની ગાડીમાં બેસી લાંબુ અંતર કાપવાનું છે.



# "અલ્પ જીવનમાં અનંત કાર્ય કરો."

આ પૃથ્વીનો પોણો ભાગ પાણીએ રોકેલો છે. ચોથા ભાગમાં મનુષ્યો રહે છે, તેમાં જંગલ, પહાડ નદીઓ ખરાબ જમીન અને સરોવરો આવેલાં છે. થોડી ઘણી જગ્યા છુટક છુટક વૃક્ષોએ અને પશુ પક્ષીઓએ રોકેલી છે. તેમાં વળી ખાવા પીવાની વસ્તુઓ પકાવવાની જમીને ઘણો એક ભાગ પચાવી પાડેલો છે; માત્ર મનુષ્યોને રહેવાની જગ્યાનું બહુજ નાનું ક્ષેત્રફળ છે. છતાં મનુષ્યોએ એજ જમીનને માટે ખોટી ઉપાધિ કરી, લઘુ જીવનમાં શામાટે ઇશ્વર ભજન ન કરવું જોઇએ? આપણે ગમે એવી તનતોડ મહેનત કરી અનહદ રાજ્ય, ધન, મિલ્કત જમાવ્યાં તોપણ તેમાંનું કશું સાથે આવવાનું નથી. જે વખતે મુંજ રાજાએ પોતાના ભત્રીજા ભોજરાજને રાજ્ય લોભે મારી નાખવાને મારાઓની સાથે જંગલમાં મોકલ્યો, ત્યારે પ્રવીણ ભોજ રાજે પોતાના કાકા તરફ એક શ્લોક લખી મોકલ્યો હતો કે આ સૃષ્ટિમાં ઘણાએ રાજા થઇ ગયા, ભૂમિને માટે ઘણા એક લડી લડીને મરી ગયા, ખુદ માંધાતાએ પૃથ્વીની સાથે લગ્ન કર્યું હતું, ધર્મ, નળરાજા, રાવણ ઘણાએ બ્હોળું રાજ્ય જમાવી એમનેમ ખાલી હાથે ગયા છે; પરંતુ પૃથ્વી કોઇની સાથે ગઇ નથી તો શું તમારી સાથે જશે! બસ! આ શ્લોકથી મુંજનું હૃદય દ્રવી ગયું અને જો ભોજને ન મારેલો હોય તો ગુપ્ત જગ્યાએથી જલદી લાવવાનું મારાઓને કહ્યું અને તેને બોલાવી તેનું રાજ્ય તેને પાછું સોંપી દીધું. ભાઇ! આ જગતમા ખરૂં જીવન તો તેનું કે જેણે પોતાનું આયુષ્ય એક ઘડી પણ ખરાબ રસ્તે ન વાપર્યું હોય? આપણે ભલે સો વર્ષનું આયુષ્ય ભોગવ્યું હોય, પરંતુ તેમાંથી સત્કાર્યમાં વિતાડેલાં દિવસો બહુજ થોડા મળી આવશે. ભર્તૃહરિ કહે છે કે મનુષ્ય પોતાનું અર્ધું આયુષ્ય નિદ્રામાં ગુમાવે છે, કંઇક બાળપણની ચેષ્ટામાં, યુવાનીમાં, સ્ત્રી સંગમાં, બાળ બચ્ચાઓના લાલન પાલનમાં, આનંદમાં, કોઇ વખત શોકમાં, વૃધ્ધાવસ્થાની મહાન્ કષ્ટ જાળમાં, વિદ્યાભ્યાસ કરવામાં વિગેરે ઘણું એક આયુષ્ય વ્યતીત થાય છે; માત્ર ખરૂં જીવનવ્યતીત થયું હોય એવાં તો કોણ જાણે ચાર પાંચ વર્ષો મળી આવે તો. પોતાની અમુલ્ય જીંદગીના જવાહિર દિવસો જે માણસ ફક્ત રમત ગમતમાં અને ઘેલછામાં ગુમાવી દે છે, તેઓ પ્રત્યે મને બહુજ નફરત છુટે છે. તેઓ પરમાત્માનાં સીધા દર્શનને મોંઘું કરી બીજાઓને પોતાના જેવોજ પાઠ ભણાવે છે.

આપણે વ્યવહારમાં સ્વાર્થાંધતા અને અરસપરસની ખરી લાગણી દુખાવી સત્યમાર્ગને ખોદી નાખવાનો નથી. હું કોણ છું? અહિં

આવવાનું શા અર્થે થયું ? મારી ફરજ શું છે ? મોટા પુરૂષો શું કહેતા ગયા છે ? ખરો માર્ગ શાનો ? ખરૂં કૃત્ય કયું શ્રેષ્ટ મનાય ? કયા પુરૂષની સોબત સારી ગણાય ? ઉદાસીનતા, જડતા, કઠોરતા, અભિમાન કેવી રીતે નાશ પામે ? એમ વિચાર કરી તે પ્રમાણે રીતભાત રાખવી એ મોટા પુરૂષોની ફરજ છે. આવી રીતનાં ઉપર કહેલાં સાધનો વિવેક બુદ્ધિથી સત્વર વિકાસ પામે છે. પહેલાં પ્રથમ ચીત્ત ધીમે ધીમે પરોપકારમાં લગાડવાથી જ્ઞાન; માન, તાન અને ભાન ઉત્પન્ન થાય છે. સ્નેહ, ભકિત, સ્વદેશાભિમાન, અને સ્વતંત્રતા વિગેરેની પ્રકૃતિ જોર પર આવે છે. અને એમાંથી આર્થીક લાભ, જીવન લાભ તથા અનહદ સદ્‌ગુણો વૃદ્ધિ પામે છે. ગયેલી બુદ્ધિ પ્રાપ્ત થાય છે. આ તમારે ભુલી જવાનું નથી ? કોઇ મને કહેશે કે આ માણસ તો જ્યાં જોઇએ ત્યાં પરોપકાર, સ્વદેશાભિમાન વિગેરે સિવાય કંઇ વાતજ કરતો નથી. ભાઇ ! મારી માન્યતા બહુજ જુદી છે, મારા સ્નેહિઓ મને હર વખત કહેતા કે ભાઇ ! તમે તો જ્યાં જોઇએ ત્યાં પરોપકાર, સ્વદેશ હિતસિવાય કંઇ લખ્યુંજ નથી. પ્રકરણનું નામ હોય જુદું અને વાત થોડેક દુર જઇ ઉભી રાખી હોય દેશ સેવાપર, ત્યારે મેં તેઓને કહેલું કે ભાઇ ! હું ઘણો બીજા વિષયો પર દોરાઉં છું પણ આ જીવ કોણુ જાણે કયા ખાતાનો છે કે કલમ એ વિષયપર વળી જાય છે. મારા મનની ભાવના પહેલેથી એજ વિચારપર ગ્રંથ લખવાની હોવાથી, ગમે તેમ ઉપાય કરૂં છું; પણ મુખ મુદ્દો મારાથી ભુલી જવાતો નથી. જેમ ચંડી પાઠમાં દેવીને આદ્ય તરીકે વર્ણવી છે, ગીતામાં પરમાત્માને અનાદિના કહ્યા, શીવગીતામાં ઇશ્વરને પ્રથમ પુરૂષ તરીકે વર્તાવ્યા, ગણેશ ગીતામાં માત્ર ગણેશનેજ વખાણ્યા, તેમ મેં જે વાત ઉપર પુસ્તક લખવું શરૂ કર્યું, તેજ વાત મારાથી લખાય જાય છે. 'જેના વીવા તેનાંજ ગીત' વળી તમે પણ સમજતા હશો કે દેશ સેવા સર્વ કરતાં અગ્રસ્થાને છે. તેમાં તેની હરવખત વાત ઉભી રાખવામાં ઠારોઠાર એજ શબ્દની ભલામણ કરવામાં મને કંઇ અતીશ્યોક્તિ જણાતી હોય એવું લાગતું નથી, પછી તો બીજાને લાગે તે ખરૂં.

એવું કહેવામાં આવે છે કે એક વખત નેપોલિયન બોનાપાર્ટ દિગવિજય કરવા નિકળ્યો ત્યારે રસ્તામાં મોટી ખાઇ આવી, ત્યારે તેના ઉત્સાહી લશ્કરે પોતાના દેશની ખાતર, ખાઇમાં ઉતરી એક ઉપર એક એમ માણસો ગોઠવાઇ, હાથી, ઘોડા, પાયદળ વિગેરે

ચાલે એવો રસ્તો કરી આપ્યો વાહ શી સેવા! શી બહાદુરી! એવાં તો સુંદર જીવન ગુજારેલા નરવીરોની પ્રશંષાની જાહેર ખબરોનાં પાનાં દરેક મનુષ્યોના હાથે ધારણ કરેલાં હોવાં જોઇએ, એવા સ્વદેશ હિતેચ્છુઓના પ્રતાપે આ નાચતો કુદતો જમાનો ચાલ્યો જાય છે. જે માણુસ એકાબીજાના પર સ્નેહ રાખી, સમુદ્રની માફક ગંભીરતા ધારણ કરે છે, તેના જીવનના છેડા અત્યંત સુશોભિત રંગથી રંગાએલા છે. તેઓના હાથે ભુમી નપલ્લ્વીત બને છે. કઠોર બખ્તર માણુસનું જીવન બચાવે છે, ત્યારે ઉચ્ચત્તમ અંશથી સર્જાયલો મનુષ્ય કંઇ ન કરી શકે એ કેટલું બધું હલકું છે? દરેક માણુસ નરસી વસ્તુ સારી બનાવી, જનસમાજની સમક્ષ રજુ કરે છે, ત્યારે આ દેહ ભલે ગંદો ગોબરો ગણાય; પરંતુ ચાલુ જીવન અચ્છુ આ ળેપમાં લાવી, જગતની સમક્ષ લોકસેવા બજાવી જાણે તેનેજ હું તો શુધ્ધ સુવર્ણની દિવાલ બાંધવા જેવું સમજું છું, દુનીયાનો વિજય ખુશીથી છોડી દેવો, પણ સાડાત્રણ મણના દેહને અવિજયી ન થવા દેવો મતલબ કે આત્માનો વિજય ચાહો, દરેક અણુ પરમાણુઓને ઓળખતાં શીખો, આત્મા અનંત વસ્તુઓમાં ઓતપ્રોત થઇ ગયો છે; તે જે સ્થળે છે તે જગ્યાએ તેને પોતાની પુર્ણ સ્થિતિની વૃધ્ધિ કરવાનું સારૂં ભાન હોય છે. એ ન ભૂલી જતા.

કેટલીક માયિક ઉપાધિઓ આપણુને ભુલાવી ઉંચસ્થાને નહિં ચડવા દેતાં નીચે ગબડાવી પાડે છે, ભલે જગત ન વશ થાય, પણ તમે આત્મ શક્તિને પિછાણુતા હશો તો હમણાંજ સાક્ષાત્કાર થાય તેમ છે. મનુષ્ય પ્રાણી એટલું બધું તો મહાન્ છે કે તેનો સદાય વિજય થાય છે, પણ મુખ ફેરવી કંઇ કાર્ય ન કરે તો વિજય તેની શોધ કરવા આવે એ બનવા જોગ નથી. કારણ કે કાર્ય કર્યા પછી જય પરાજયનું નામ પડે છે, એ પહેલાની ધારણા બાંધવી એ ગાલ પુરાણુ જેવી છે. કહેવત છે કે બીજ વાવ્યા વિના ફળ ચખાતાં નથી, મનુષ્ય પ્રયત્નમાં લાગે તો તેમાં અવિજય એ શબ્દજ જન્મ નથી પામ્યો માટે એ રહસ્ય સત્ય છે કે કેમ? તેની પરિક્ષા માટે તમે કાર્યની શરૂઆત કરો? અનંત મનુષ્યો તમારા કાર્યમાં જોડાશે. કવિવર રવિન્દ્રનાથ ટાગોર કહે છે કે જ્યારે બીજવવાય ત્યારે ફળફુલ જમીનમાં હોતાં નથી, વળી ફળ ફુલ આવે ત્યારે બીજ જમીનમાં હોતું નથી; માત્ર સિદ્ધ કરવા માટે એટલુંજ કહેવાનું કે એ વાવેલા બીજોરાંનો એ પ્રતાપ એટલો બધો તો ખુબીદાર છે કે તે ફળ ફુલમાં અનંત રૂપે પ્રસરી ગયેલું છે, બારીક દૃષ્ટિએ તપાસીએ તો ફળ ફુલ તમે જે બીજવાવવાથી જોઇ શકોછો. તે તેનાં હતાં ખરાં પણ વાવ્યા વિના નિરખી ન શકો. તેમ તમારામાં

સિદ્ધિ વિરાજમાન છે, પણ કાર્યની શરૂઆત વગર તમે વિજય મેળવી શકો એ આશા છોડી દેજો ? દ્રૌપદીએ જો પોતાનું ચીર ફાડી નવસો નવાણુ દોરાવાળો કપડાનો કકડો પરમાત્માના હાથે બાંધી આપ્યો; તોજ પાછાં તેટલાંજ વસ્ત્રો મેળવી શકી, એ તમારે બરાબર ઓળખી રાખવું,

જે દેશની સમૃદ્ધિને પગભર કરવાને માટે મંથન કરે છે, તેને દેશના દેવ કહેવા જોઇએ. મોટાઓ સદાય બધી વાતે મોટા હોય છે, તેઓ પોતાના આત્મબળે આખા જગતને જોર આપે છે. તેઓમાં આત્મ વિશ્વાસનું પ્રબળ જોર હોય છે. તેઓ પોતાની શકિત ઉપર ઝુરે છે, પરાવલંબી હોતા નથી. એને પોતાના તરફથીજ પ્રોત્સાહન મળેલું હોય છે. ખાસ પોતાની શકિત બીજાઓને બતાવવી જોઇએ, પણ આપણે બીજાની શકિત જોવાની કશી જરૂર નથી, એવું સમજનારા અને ખુદ પોતાના સામર્થ્ય ઉપર આધાર રાખનારા સર્વત્ર વસ્તુઓ પર વિજય મેળવે છે.

રાજાઓ લડાઇમાં પોતાના પર ન આધાર રાખે તો નકી હાર ખાવી પડે છે. ઘણી વખત એવું બનેલું છે કે ખરેખરા જીતવાની અણીપર અને હમણાંજ વિજય મળશે એવું હોય, છતાં રાજા ઘોડાપરથી ઉતરી પાયદળ પ્રમાણે લડતો હોય તો માણસો આગેવાન મરાયો જાણી નાસવા માંડેછે, અને નકી પરાજય પમાડે છે. માટે પોતાના વિના નકામું છે, પોતાનો રોગ મટાડવા માટે પોતાનેજ ઔષધ ખાવું પડેછે. જ્યાં સુધી દરેક માણુસ પોતાના જીવનનો આધાર પોતાના પર ન રાખી શકે ત્યાં સુધી તેને પાકો ગુન્હેગાર કહેવો, જન્મ કેદી સમજવો. મારૂં જીવન મારેજ ઉંચ બનાવવું જોઇએ. હું મારા માટે જીવું છું, બીજાના માટે નહિં. હું જ્યારે મારા જીવનને નહિં સુધારૂં ત્યારે કોણ સુધારશે ? એમ જે માણુસ સંકલ્પના ન કરતો હોય તેને માટે સત્યધર્મના કે સ્વદેશ સેવાના અસરકારક ફકરાઓ કંઇ પણ અસર ન કરી શકે. ભલે માણુસ સર્વગુણ સંપન્ન હોય, બુદ્ધિશાળી હોય, જ્ઞાની, વિદ્વાન કે વાચાળ હોય, ભલે વાત વાતમાં નિતિનાં વાકયો ઉચ્ચારતો હોય, ગીતા, ઉપનીષદો અને સદગ્રંથોનો સાર સમજતો હોય; પરંતુ ઉપલી બાબત અમલમાં ન મુકવામાં આવે તો તેનું મગજ બીજા હિતકારક માણુસોની સાથે કામ કરી શકતું નથી. ખાસ યાદ કરેલાં વચનો મગજમાં ભરી રાખવાની જેની ઇચ્છા હોય, તેઓ એક નિદ્રા કરી જાગે એટલે પાછું મગજમાં અંધારૂં થઇ જાયછે. કદાપિ કાર્યની શરૂઆત લાંબે દહાડે કરે તો નક્કી ભૂલજ કરી બેસે એમાં નવાઇ નહિં. ખરા ઉત્સાહ વગર. ખરી બહાદુરી વગર કે અંતઃકરણની લાગણી વિના જે માણુસ દચુપચુ

મનથી કાર્યની શરૂઆત કરે છે, તે મનુષ્યો સૂકાં લાકડાં જેવા, ઉજળા બગલા જેવા અને ધ્યાન ધરેલી ઉંદરને માટે બિલાડી જેવા છે,

હું તમને કહું છું કે ઇશ્વરની વસ્તુ ઇશ્વરને આપો, અને દેશની વસ્તુ દેશને આપો. દુઃખ ભોગવવામાં શૂરા બનો, ત્યારેજ તમે રણધીર કહેવાશો. તમારે કડાકા ભડકાથી ન ડરવું. ભલે પર્વતો ફાટી છપન મણના ગોળા ઉડે, ઘડી, બે ઘડી ઇશ્વરી કોપ સહન કરો. જો નહિં એવી બાબતથી ડરશો તો પરમાત્મા પણ સમજી જશે કે હરકત નહિં. એનો ફોશી છે. હમણાં જોરદાર કડાકો થશે, એટલે ભાગી જશે. તમે રસ્તામાં દૃઢ થઇનેઉભા હો તો ચાલનારને તમારાથી ડરીને કે તરીને ચાલવું પડે.

જે સત્યને માન આપતા હોય, દૃઢ હોય, શૂરા હોય, પારકા માટે ઘરબાર છોડેલાં હોય, જેની નસેનસમાં "સત્ય સત્ય" એવા શબ્દોના ધબકારા થતા હોય, ગમે તેટલા વિનવે, આંસુ પાડે છતાં લીધેલું કાર્ય ન છોડે તેણેજ ખરૂં દેશનાં દુઃખી માણુસોનું દુઃખ અનુભવ્યું છે, એમ કહેવાય. એજ દુઃખમાંથી બચાવશે, એવી આશા રાખી શકાય. અને તેઓજ પર જનને માટે મૂંગે મોઢે દુઃખના ડુંગરાઓ ઉપાડે છે. ભાઇઓ ! અમે એને અમારા ધર્મ કર્મ અને નીતિ ક્ષેત્રના સેનાપતિ કહેશું. એનેજ શિર જુકાવશું. પછી તો ભલે બીજાઓ મોટા મોટા મહારાજાઓ અમલદારો અને ધુતારાઓને કદમો જુકાવે ? જેનામા સ્વાત્માભિમાન હોય. પરદુઃખ દુર કરવાની જોરાવર શક્તિ હોય, સહનશીલતા હોય, તેને પશુઓ પણ ચાહે છે. તો અમે મનુષ્ય કેમ ન ચાહિએ? ખોટો ડોળ, ખોટો ભભકો. અને ઝગઝગાટ સત્યને ભૂલાવે છે. સત્ય વસ્તુ છાની રહેતી નથી, એ જેણે ગૂમાવી તેણે પોતાની પાયમાલી કરી એમ સમજવું. એ પાયમાલી આખા જગતનાં મનુષ્યોને દુઃખમાં રંગવા માટે રંગ ઉકાળે છે, એ ભૂલી જવાનું નથી. યાદ રહે માટે છાતીમાં છાપી રાખો ? તમારાથી જેટલું બની શકે એટલું સત્ કાર્ય આરંભો ? તેજસ્વી પુરૂષ તરીકે બહાર આવો ? તમારી દરેક શક્તિઓને કેળવો કે તે કીર્તિ સ્તંભમાં લખવા લાયક ગણાય. આપણામાં હલકી વૃત્તિઓ છે એ તમારે સ્વપ્ને ન સમજવું. કદાચને ભૂલે ચુકે બોલી ગયા હોઇએ તો આપણે બહુજ ઠગાઇએ છીએ અને એ ભૂલથીજ હરવખત જીવન સોપાનને દાદરેથી લથડીએ છીએ. આપણને આપણી શકિતઓ નબળી જણાતી હોય તો બીજાને આપણી શક્તિપર વિશ્વાસ નથી બેસતો.

તમારા આરંભેલા કાર્યની ફતેહ, મનુષ્યોના આશીર્વાદથી થયેલી છે. એ દેવું પતાવવા માટે તમારે ફરીથી શુભ કાર્યની તૈયારી કરવી જરૂરની છે. જ્યારે આપણને બીજાના સહવાસથી અને કરેલા ઉપકાર વડે આનંદ થાય છે, ત્યારે તમે બીજાઓને કેમ ન આનંદ પમાડો? આપણા જીવનનું માપ

શ્વાસોશ્વાસથી નહિં કરો, પણ શુભ કાર્યથી કરો? મનુષ્ય જીવન અનેક પ્રસંગોથી ભરપુર છે, દયાળુ વિચાર, સ્વાર્થત્યાગ અને ઉમદા પરમાર્થીક કાર્ય મનુષ્યને પરમાત્માની નજીકમાં લઇ જાય છે. જવા દીધેલી તક, ગુમાવેલી જીંદગી અને બોલેલાં વચનો જેમ ફરીવાર લઇ શકાતાં નથી, તેમ અપકીર્તીથી દબાયેલો માણસ કોઇ દિવસ સ્યામતા મટાડી શકતો નથી. જો એ સ્યામતા ધોવી હોય તો તમે જે શુભ કાર્ય આરંભો તેને મજબુત બનાવતા જાઓ? અમારે તો પોતાના કાર્યને અને બીજાઓના કાર્યને મજબુત બનાવવા સારૂ જે પ્રયાસ કરે છે, તે દેવના દેવ જેવા છે. જે કિમતી હોય તેજ બીજાની કિંમત સમજે. આપણામાં બીજાની ઉન્નતિ કરવાનાં અંકુર હોય, ત્યારેજ આપણી ચડતી થાય છે, જેનામાં કાયરતા હોય તે પોતે તો નાલાયક છે; પરંતુ બીજાને નાસીપાસ કરી, કાર્યમાં નાહિંમત બનાવી દે છે.

જે જે મહાન્ પુરૂષો થઇ ગયા તે જે કાર્ય આરંભે તેને છોડી દીધાથી નથી થયા; પણ તેને અનેકાનેક મુશ્કેલીઓમાંથી પસાર થવું પડયું હશે. આપત્તિઓથી ડરવું તે કાયરનું કામ છે, જેને કષ્ટો વિકાળ કાળ જેવાં જણાતાં હોય, તેનાથી દેશના દરેક વતનીઓ ભયમાં છે. મતલબ કે આપતિઓની સામે થવામાંજ ખરૂં વીરત્વ રહેલું છે. જે વખતે નાદિરશાહ ઇરાનથી હિંદમાં આવ્યો અને દિલ્હીને લુટી આગ લગાડી, ત્યારે ત્યાંના બાદશાહ મહમુદશાહે માફી માગી ફરી મળવા જણાવ્યું. એટલે નાદિરશાહ મહમુદના માનની ખાતર એ બધું મુલતવી રાખી તેને મળવા ગયો, ત્યારે મહમુદ શાહ તેને દરવાજા સુધી લેવા સામો આવ્યો અને સખ્ત ગરમીના વખતમાં નાદિરશાહે જાડો ઝભો પહેરેલો હોવાથી મહમુદશાહે મજાકમાં કહ્યું કે નામદાર! આવા ગરમીના દીવસમાં અને દિલ્હીમાં લગાડેલી આગના પ્રતાપે આપ! આ જાડા લાકડા જેવા ઝભાને શી રીતે ધારણ કરો છો? નાદિરશાહે બરાબર જોઇએ તેવો જવાબ આપ્યો કે ખુદાવિંદ! આપ આવું બારીક મલમલનું પહેરણ પહેરો છો, તેથી માંડમાંડ આ દરવાજા સુધી આવી શકયા હશો. તમોને એમ નહિં ખબર હોય કે આ જાડા ઝભાને પ્રતાપે ઠેઠ ઇરાનથી હું અહિંયા આવ્યો છું. સરકાર! સખ્ત ગરમી તો શું પણ ખેરના અંગારા પાથર્યા હોય, તેમાં ચાલવાથી માણસની કિંમત થાય છે, એવી આપત્તિઓને માન આપવાથીજ વિજય મેળવાય છે. વિજય રસ્તામાં નથી પડયો! કષ્ટોની બાથમાં આવવું તેના કરતાં અગ્નિમાં સુઇ જવું સ્હેલું જણાય છે. અમે આપત્તિઓથી નહિ ડરતાં મૃત્યુને સસ્તું સમજીએ, ત્યારે આ જાડો ઝભો શી રીતે ભારે જણાય? આ જાડો

ઝભ્ભો ગરમીને અટકાવે છે, જાડાં કપડાં પહેરતા હોય તેને પુછો કે કેવી ઠંડી હવા જણાય છે? જાડાંની કિંમત તો જાડાજ સમજે. નબળાં દુબળાંનું કામ નહિં. જાડા પર્વતો જોરાવર પશુઓનું રક્ષણ કરે છે. જાડી દળદાર ઢાલ ગોળીનો વેગ રોકી, મનુષ્યોનો જાન બચાવે છે. એવો આ જાડો ઝભ્ભો કોઇ વખત મારૂં પણ રક્ષણ કરશે એમ મને આશા રહે છે. ખ્યાલ કરો? આ કેટલો બધો જોરદાર જવાબ છે. તેનું એમ કહેવાનું હતું કે જાડાઇમાં અને શૂરવીરતામાં એક અદ્ભુત દૈવત રહેલું છે.

ખરી રીતે તપાસીએ તો આપણે જાડાઇ છોડી એથીજ દેશ ભિખ માગતો થયો છે. આપણેજ દેશની પડતી કરી છે. મોટા મોટા દેશ નેતાઓ આપણને સમજાવે તોપણ આપણે કયાં સમજીએ તેવા ભોળા છીએ. દેશનીપાયમાલી કરનાર આપણે અને આંળ ઓઢાડયું બીજાપર, આજ આપણી ખુબી છે. જે અંગ પશુઓ ઢાંકવાને મહેનત કરે છે, તે અંગ આપણે સ્ત્રીને ઉઘાડો અને બારીક પોશાક પહેરાવી જગતને આબેહુબ દેખાડયું? સ્વર્ગવાસી વિરલાઓ આપણને શું કહેલા ગયા છે. એ આપણને સાંભરતું નથી? કયાંથી સાંભરે, જેના મનમાં ખોટા ખોટા વિચારો ભરાયા હોય, જડ પદાર્થનુ અભિમાન હોય, પોતાને ન ન આવડે તેમ બીજાઓની શીખામણ માનવી નહિં આવાદોઢ ડાહ્યા અને અર્ધાદગ્ધ મનુષ્યો ખરેખર બીજાઓની સ્મૃતિમાં પણ ભૂલ પાડે છે. તમે મહાન્ પુરૂષોનાં વચનોની કિંમત ન કરી શકયા? તેઓની વાણીને ધુતકારી કાઢી? આહાહા! કેવો અનર્થપાત કર્યો તેનું પાપ ધોઇ નાખવા માટે ઉભા થાઓ? તમારાં અને તમારી ભાવી પ્રજાના લાભ માટે તનતોડ મહેનત કરો નાદિરશાહની માફક જાડા ઝભ્ભા પહેરો? દેશની આબાદી શોધવા જતાં જંગલમાં જેવાં તેવાં વસ્ત્રો ફાટી જશે, પૈસા બરબાદ થશે અને ઉલટા નગ્ન દેખાશો. જાડાઇમાં જેટલું દૈવત છે, એટલું બારીકમાં નથી. જાડી વસ્તુને પવન ઉથલાવી શકતો નથી, જાડા કુટુંબીઓ અને જેની પાસે જાડા માણસો હોય તેનાથી ભલાભલા ભય પામે છે. વિચારીએ તો હિંદમાં અંગ્રેજોની સત્તા જાડાંવસ્ત્રોથીજ જામી છે. સવા લાખ રૂપિયાના પગારવાળો, કોઇ પણ અંગ્રેજ અમલદાર કે કરોડાધિપતિ ગૃહસ્થ, અગર તો ખુદ બ્રિટિશ સલ્તનતનો પાદશાહ પણ જાડાં વસ્ત્રો પહેરે છે. શું તેઓને બારીક વસ્ત્રો નહિં મળતાં હોય? પરંતુ આપણે તો વીસ પચીશ રૂપિયાનો પગાર થયો એટલે એકજ ફુંકથી ઉડી જનારાં, કે બારીક જાળીવાળાં કપડાં પહેરી પોતાની બનાવટી શ્રીમંતાઇ દેખાડીએ છીએ. આપણે તો ઘેરઘેર ભિખ માગતા હોઇએ તો પણ બારીક વસ્ત્ર જોયાં એટલે પછી લીધેજ છુટકો! રસ્તાપર ચાલ્યા જતાં કાપડીયાની દુકાને કોઇ રંગદાર

કપડું જોયું એટલે આપણી જોઇ લેવી મજા! ભલને ઘરમાં અનાજ ન હોય? પણ એવાં બારીક વસ્ત્રો પહેરી બહાર નીકળવું જોઇએ એતો નક્કી. મોટા મોટા શહેરમાં કેટલાક ગૃહસ્થોની ઓરતોને પોતાનો ધણી ભૂલે ચૂકે જાડું વસ્ત્ર લઇ આવે તો એવી યાદવા સ્થળી મચાવે છે કે તે બિચારાને એ આણેલું કપડું પાછું દઇ આવ્યેજ છુટકો. કહો? આવાં બારીક વસ્ત્રો પસંદ કરનારી ઓરતો મૂવા વાંકે જીવે છે. શરીરમાં એક તલભાર દૈવત હોતું નથી. તેના ઉદરમાં પાકેલાં સંતાનો બંદુકના અવાજથી ડરી દુકાનમાં કે ઘરમાં પેસી જાય છે. રાત્રિ પડી કે તુરતા તુરત ચોર, લુટારા કે ભૂત પ્રેતાદિકથી ડરી સુઇ જાય છે. જંગલમાં ચાલતાં ચાલતાં ડરેછે, શીયાળીઆં બોલે કે તુરત જાળાં જપટાં શોધે છે જેની માતાઓ મજબુત બાંધાની, મજબુત હૃદયની અને મજબુત કપડાંવાળી હોય તેનાંજ સંતાનો પ્રતાપશાળી હોય છે. જુઓ! પાંડવોની માતા વલ્કલ વસ્ત્રો પહેરી, પુત્રોની સાથે જંગલો જંગલ રખડી હતી. રામચંદ્રની માતા પોતાના પતિની સાથે લડાઇમાં લઇ વિજય પ્રાપ્ત કરતી હતી. શ્રીકૃષ્ણ ભગવાનની માતા કંસના કેદખાનામાં બાર વર્ષ રહ્યાં હતાં. મુળ જાડાં વસ્ત્રોની આ મહત્તા છે. એના વડેજ બુદ્ધિ મજબુત થાય છે. શૂરવીરતા આવે છે. ઈંગ્લાંડના પહેલા જેમ્સે હિંદના જાડા વસ્ત્રોની ખુબી જોઇને તેની સાથે વેપાર જોડી, વિલાયતનાં કલા કૌશલ્ય ખીલવવા માટે જહાંગીરના વખતમાં સર ટોમસરોને મોકલ્યો હતો અને તે પહેલાં અલીઝાબેથે અકબરના વખતમાં ઇસ્ટ ઇન્ડિયા કંપની સ્થાપી મોકલી હતી. એ મુળ હેતુ જાડા કપડાના મોહનો હતો. અઢાર સો અઠ્ઠાવનના બળવા પહેલાં ફ્રાન્સ હિંદનાં જાડાં વસ્ત્રોપર મોહ પામી, હિંદ સર કરવા ટાંપી રહ્યું હતુ. ભાઇ! આ વાત આપ વડાઇની નથી, હું સાચું કહીશ. જાડા વસ્ત્રોને જાડા માણસો વાળાને આખું જગત ચાહે છે. આપણા દિલમાંથી એવી જાડી વસ્તુઓ તરફ અભાવ વછુટે એટલે આપણા તકદીરમાં ગોળ મીડાં સમજી લેવાં આપણું ગૌરવ, આપણી સતા, આપણું બળ, જાડાઇપર કિંમત ધરાવે છે, નબળાઇ પર નહિં જુઓ! આમાં તમને કંઇ સમજણ પડેછે? હિંદમાં કળા કૌશલ્યની જાડાઇ એટલે બ્હોળાઇને લઇને સમગ્ર સૃષ્ટિમાં પ્રશંસા થતી હતી. એ નષ્ટ પામ્યાં. એટલે આપણી પ્રશંસા પણ ઓછી થઇ. આપણા દેશની કે સર્વત્ર દેશોની સ્મૃદ્ધિ જે વણાટ કામપર અવલંબી રહી છે તે સ્મૃદ્ધિ મુળ ઢેડાઓ એજ નિભાવી રાખી અને જાડાં વસ્ત્રો બનાવવા વિશેનું કાર્ય ચાલુ રાખ્યું. જે વખતે ઇસ્ટ ઇન્ડિયા કંપની જાડાં વસ્ત્રો ન બનાવવા વિષે ઢેડાઓ ઉપર સખ્તાઇ કરવા લાગી, ત્યારે તેણે એવુંજ ચોખે ચોખું કહેલું કે નામદાર અમને મારો

અગર તો જીવડો; પરંતુ અમે અમારો ખાદી બનાવવાનો ધંધો જીવ જતાં સુધી નહિં છોડીએ. કારણ કે એ અમારો વારસા હકનો ધંધો છે. અમારૂં જીવન એ વસ્તુ ઉપરજ ટકી રહ્યું છે. એજ અમારા ઉદર નિર્વાહનો ધંધો છે.

આ બાબતથી તેનો અનહદ ઉપકાર માનવામાં આવેછે કે તેઓએ જાડાં વસ્ત્રો બનાવવાનો ધંધો ટકાવી રાખ્યો. તમે નકી સમજો કે થોડી ઘણી સ્મૃદ્ધિ એ ઢેડાઓના ખાદી બનાવવાના કાર્યથીજ ટકી રહી છે. ભાઇઓ આપણી ઘેલછાની હદ નથી. આપણે ઉપરી અમલદાર થઇ બારીક વસ્ત્રો સજ્યાં, એટલે જાણે ગામ ધરે કર્યું, અગર તો નવાબ શાહી મેળવી. કોઇ જાડાં વસ્ત્રો પહેરીને આવે એટલે તેને પાસે બેસવા ન દઇએ. કેટલાક તો ત્યાં સુધી ખુબીઓ લડાવે છેકે પોતાનો સગો સબંધી જાડાં કપડાં પહેરીને આવે એટલે તેના પર ઇર્ષા કરે છે. તેઓને ભાગ્યેજ ખબર હોય છે કે જાડાં વસ્ત્રો પહેરનારાજ ખેતી કામ કરી શકે છે અને જેનાથી રાજતાજ અને સકલ વિશ્વની કાર્ય પદ્ધતિઓ જન્મ પામે છે. હું તો જાડી વસ્તુઓનેજ દેશની આબાદી સમજું છું. સ્મૃદ્ધિ ગણું છું. એજ સજીવન મંત્ર છે. તેમજ દેશના દુઃખી માણસોની આંતરીક વ્યાધિઓના નાશ માટે અકસીર રામબાણ દવા છે. આપણા દેશના દેવ ગાંધી બાપુજીએ પણ આપણા હકો અંગ્રેજો પાસેથી લેવામાં જાડી ખાદી વડેજ ઉત્તમ માન્યું છે. એ સર્વાંષે ખરૂં પણ છે. કેટલાક મંદ બુદ્ધિવાળા એમ કહે છે કે શું એક નાનકડો રેંટીઓ અને તેના વતી ઉભાં થતાં જાડાં વસ્ત્રો દેશની જાહો જલાલી પાછી લાવશે? શું! આપણા ભુખે મરતાં બાળકોને બચાવી તેજીમાં લાવશે? તેઓને એ રહસ્યની ખબરજ નથી. ગાંધી બાપુજીનો એ ઇશ્વરી સંકેત કોઇ સમજ્યા નથી, એ તેઓનાં વચનો ઉપરથી સમજાઇ આવે છે. હું તો કહું છું. કે એ યુક્તિ આપણા લાભમાં ઉતરશે. જે વખતે અમદાવાદમાં સને ઓગણીસો એકવીસમાં છત્રીસમી કોંગ્રેસ ભરાણી, ત્યારે એ ગાંધીજીનાં વચનો બરાબર યાદ રહે તે માટે મૂળ દર્શનમાંજ રેંટીયાને ગોઠવવામાં આવ્યો હતો ભાઇ મહમદ અલી હરવખત કહેતા કે આ નાનકડા રેંટીયે અને નરમ કોમળ ફુલ જેવા રૂના ગોળાએ ઇંગ્લાંડના વેપારનાં મથકો લેંકેશાયર અને માન્ચેસ્ટર લઇ આપણી તકરાર પતાવવી છે. ખરેખર! એ ગોળો બહુજ વેગથી ગયો હમણાંની યાંત્રિક તોપો સો સો માઇલ વેગ કરતી પણ આવગર દારૂએ અને વગર તોપે માત્ર રૂના ગોળાએ બહુજ અંતર કાપી અનહદ પરાક્રમ બતાવ્યું. તેનો અવાજ સમગ્ર સૃષ્ટિમાં સંભળાયો લાખો માઇલ છેટેના બુરજોને ખોખરા કર્યા અને જેના વડે માન્ચેસ્ટર અને લેંકે શાયરના વેપારીઓને અકળામણ થઇ, તથા અહિંથી તહીં દોડધામ કરવી પડી. ગાંધીની કાર્ય પદ્ધતિ

આપણે નથી સમજ્યા? તેનો એવો ઇરાદો હતો કે મારે કોઇપણ અંગ્રેજ અને કોઇપણ હિંદીઓનો જાન લીધા વગર ન્યાય મેળવવો છે. તેનું એમ માનવું હતું કે જો આપણે જાડાં વસ્ત્રોને માન આપીએ અને વિદેશી કાપડનો બહિષ્કાર કરીએ તો જેમ જંગલી અવસ્થાવાળું ઇંગ્લાંડ પૂર્વે હિંદનો માલ ન વાપરવા વિષે પ્રતિજ્ઞાવાળું હતું અને કોઇ હિંદનું કાપડ લેતું તો ભારે પડતો દંડ અને સજા કરાતી, તો હાલ કાપડખાનામાં તેમજ કળા કૌશલ્યમાં અભિમાન ધરાવે છે. તેવીજ રીતે આપણે આપણી ખ્યાતિ તેવીજ રીતે પાછી મેળવી શકીએ. અને ઘેર બેઠા તકરાર પતી જાય ત્યાં વેપાર ઉદ્યોગ પડી ભાંગવાથી અંદરોઅંદર ખળખળાટ થાય. અને ત્યાંના લોકો પાર્લામેન્ટમાં ફરિયાદ મુકે કે હિંદ અમારો માલ ખરીદતું નથી, મજુરવર્ગ ભુખે મરે છે, વેપાર નાશ થવાથી સાંચા ચાલતા નથી, કામ ન ચાલવાને અંગે એન્જીનો પડતર રહેવાથી કટાઇ જાય છે. અમારો વેપાર પડી ભાંગેલો હોવાથી વખતે દિવાળું ફુંકવાનો પણ વખત આવશે? તમારામાં ભૂલ હોય તો સુધારી લ્યો અને તેની ભૂલ હોય તો તેને સમજાવો. આવી ગાંધીજીની શૈલી પ્રમાણે થયું પણ તેમ અને એક વેપારી લોકોનું ડેપ્યુટેશન પાર્લામેન્ટમાં ગયું અને ત્યાં એવીજ રીતની ફરિયાદ મૂકી હતી; પરંતુ ત્યાંના વડા પ્રધાન લોઇડ જ્યોર્જે એવું અડાવી માર્યું હતું કે તમે તેનો માલ ખરીદતા નથી; માટેજ તેઓ તમારો માલ લેતા નથી. આવા ઉભડા જવાબથી કંઇ તેઓ સંતોષ પામ્યા ન હતા અને તેઓનો મગજ વધારે ગૂંચવાડામાં પડયો હતો. જુઓ જાડાની મહતા! દુરના દેશો પણ આપણા જાડા વસ્ત્રોથી ડરે છે. આપણે જાડાને માન આપીએ તો આપણા હક્કમાં હમણાંજ ફાયદો થાય તેમ છે. આપણે જાડાંને ન ચાહીએ તો આપણેજ દેશની પાયમાલી કરેલી ગણાય. હિંદમાં જે વસ્તુથી સમૃદ્ધિ ટકી રહેલી છે તે સુતરાઇ કપડાથી હિંદ અશુદ્ધતા સમજી, લાખો કીડાના વધથી રેશમ બને છે, તને પવિત્ર માને છે; એજ તેની પાયમાલીનો ખરો પૂરાવો છે.

તમે શરીરપર જાડાં વસ્ત્રો ધારણ કરો તો નાદિરશાહના કહેવા પ્રમાણે તમારી સત્તા, કળા, કૌશલ્યતા વિગેરે હમણાંજ વૃદ્ધિ પામે. આનું કારણ જો તમને ખોટું જણાય તો કરી જુઓ જાડાં કપડાંનો ઉપયોગ. આપણે જ્યારે મહાન્ પુરૂષોનાકાર્યક્રમને વિસરી પછી કાર્યની ફતેહ ચાહીએ તો આપણાં કરતાં ગધેડાં પણ સારાં કે માલિકના હુકમમાં રહી, પીઠપર અનહદ બોજો સહન કરી, લાંબો પંથ કાપે છે.



## " રાજા પ્રજા લાયક બનો. "

"રાજા ન્યાયી છતાં પ્રજા જો ધાંધલ કરે અને રાજાના ન્યાયને વખોડી અન્યાયના પલ્લામાં ગોઠવી આપે તો તેઓના પર અલ્લાઉદીન, મહમુદ, ઔરંગઝેબ અને રાવણ જેવા રાજાઓ જોઇએ, રાજા" અન્યાયી હોય તો ફ્રાન્સ, જર્મન અને રૂષિયન જેવી પ્રજા જોઇએ કે અન્યાયી રાજાઓને પદભ્રષ્ટ કરી ત્યાં ન્યાયની સ્થાપના કરે. આમાં એ વાત છે. જેમ પ્રજાનો અન્યાય રાજા સહન કરતો નથી અને રાજાનો અન્યાય પ્રજા સહન કરતી નથી, તેમ પરમાત્મા પણ તે સહન કરી શકતો નથી, પ્રજા રંક હોઇ રાજાના તરફથી મળેલાં કષ્ટો સહન કરતી હોય તો કુદરત તેનાથી મહાન્ રાજાને મોકલી તેનો પરાજય કરાવે છે. જુઓ! પૂર્વે જરાસંધે અગણિત રાજાઓને કેદ કર્યા હતા. આ ખરી રીતે તપાસીએ તો તેના કરેલા ગુન્હાની શિક્ષા હોવી જોઇએ. પ્રજા એવી રીતે સારા રાજાને કવખોડે તો તુરતા તુરત બીજા એવા રાજાને ભેજી દે કે તેના કરેલા ગુન્હાઓ સાંભરી આવે, કુદરત પોતાનો અટળ નિયમ આબાદ સાચવશે, એમાં ન્યાયી રાજાએ અન્યાયી "પ્રજા" તરફથી કે પ્રજાએ અન્યાયી "રાજા" તરફથી કોઇ

---

જાતનો ભય રાખ્યા જેવો નથી. એની જુલ્માત જેટલી આપણાથી સહન થાય છે, તેટલું કુદરત સહન કરતી નથી. જેમ આંખમાં નાનું એવું રજકણુ મોટું કષ્ટદાઇ જણાય છે, તેમ જુલ્મી માણસ એક નાના એવા ખુણામાં પડયો હોય તો પણ કુદરતને ખુચે છે. કુદરત દરેકને તેના અપરાધના બદલામાં શિક્ષા આપ્યા વિના રહેતી નથી, એને લઇનેજ આ ભુમીને કર્મભુમી કહેવામાં આવે છે. રાજાએ અને પ્રજાએ અરસ પરસ ન્યાયથી વર્તવું જોઇએ. રાજાએ દેશનો દેવ છે અને પ્રજા તેની વ્હાલામાં વ્હાલી વસ્તુ છે. રાજા વિના પ્રજા જીવે નહિં અને પ્રજા વિના રાજા નિભે નહિં, આવું છતાં રાજા પ્રજાને જેમ શેરડીને સીંચોડામાં પીસે તેમ પીલી હ્રદય ફાટ રાડો પડાવે અને દુઃખમાં વધારે ને વધારે જકડે, તો રાજા અવશ્ય અગણીત આપત્તિઓમાં પીલાય છે.

રાજા પ્રજાએ પોતાના હ્રદયને અરસ પરસ લોહચુંબક બનાવવાં જોઇએ, જે દેશમાં રાજા રૈયત સુલેહ સંપથી રહે છે તે દેશને સર કરવાને પરમાત્મા પણ અચકાય છે. કોઇ રાજા કે પ્રજા તમને અનીતિમય જણાતાં હોય તો તેણે પોતાના મનને અધર્મ, લાંચ, અનીતિ અને અગણીત કુફેલોથી લોહચુંબક મય બનાવેલું હોય છે. ખરો ધર્મ, ખરૂં દૈવત અને ખરો ન્યાય અંતઃકરણમાં વસતો હોય તો અધર્મ એવું આપણામાં નામજ કેમ હોવું જોઇએ. તમને દરેક ધર્મ પુસ્તકો અને મહાત્મા પુરૂષો પોકારી પોકારીને કહેતા ગયા છે, છતાં આમ બ્હેરા કેમ બની ગયા ? અજાણુ કેમ થઇ ગયા ? શું તમારી સોબતમાં તફાવત પડયો છે ? આપણી રીત ભાત સારી હોય તો ભવીષ્યમાં કીર્તીવંત બનવા માટે કંઇ પણ મુશ્કેલી નડતી નથી. શ્રેષ્ટ ગુણોથી માણુસની કિંમત વધે છે, તેની બરોબરી અબજોની કિંમતવાળા હિરાઓ પણ ન કરી શકે. દરેક માણુસે પ્રત્યેક ગુણ, સત્ય, વચન અને સારી રીત ભાતને ગ્રહણુ કરવી જોઇએ. આપણે મનુષ્ય છીએ તો આપણું મહાનપણું, પ્રમાણિકતા, સત્ય વર્તણુક; તેમજ ઉદારતા બીજા સઘળા ગુણો કરતાં પ્રધાન પદે હોવાં જોઇએ. અને એજ તમને ખરા મનુષ્ય તરીકે, ખરા હિતેચ્છુ, તરીકે ઓળખાવે છે. જે માણુસ જગતના લાભ માટે હરહમેશાં સદ્દગુણોની શોધ ખોળ કરતો હોય, તેજ સર્વમાં સર્વોપરીસ્થાન ભોગવે છે. જેને સારો સંગ, અન્યને પ્રસન્ન કરવાની સારી શક્તિ પ્રાપ્ત થઇ હોય તેને લોક પ્રિય થવામાં કંઇ મુશ્કેલી જણાતી નથી. તેઓના સહવાસમાં ઘડીભર આવ્યા હોઇએ તો કુદરતી રીતે આપણુને તેના પર મોહ થાય છે. જુઓ કે હિતેચ્છુથી જગતમાં કોઇ પ્રિય નથી; પરંતુ ઉદારચીત, હિતકર અને ઉત્તમ ચારિત્રવાન મનુષ્ય તરફ કોઇને વાસ્તવિક રીતે પ્યારન વરસે એ બનવા જોગ નથી. જેટલા પ્રમાણુમાં તેઓ આપણા કાર્યમાં

રસ લે છે, તેટલાજ પ્રમાણમાં આપણે તેના તરફ ન આકર્ષાઇએ, એ શરમાવા જેવું છે. ભાઇ! સર્વના પર સમાન દ્રષ્ટિ અને પરમાર્થીક કાર્યમાં તલ્લીન બનવું એજ પવિત્ર માર્ગ છે, તમારી કિંમત અનેક ગુણોના સમુહથી બમણી ત્રમણી વધતી જાય છે, તમે જે વખતે ગુણોનો સંગ્રહ કરવા મથતા હો ત્યારેજ તમારી મજબુતી અસંખ્ય હીરના તાતણાઓથી બનેલા દોરડા જેવી થાય છે. હીરના દોરાને જુદા કરતાં જેમ તેની મજબુતી તુટી જાય છે, એમ તમે જે વખતે તમારા એક એક ગુણો સાથે અબોલા કરે છે એજ વખત તમારૂં દૈવત નષ્ટ પામે છે. ગુણો આત્માનું પોષણ છે. જે વખતે આપણે સાકર ખાતા હોઇએ, તે વખતે જીવ્હા વાટે તેનો સ્વાદ ઉતરી આત્મા સુધી જાય છે. જ્યારે આત્મા એ સાકર છે, એવો અનુભવ કરી સિદ્ધ કરી આપે ત્યારેજ જીવ્હાને એ ગળપણ જણાય છે. આત્મામાં એ જીવ્હા તરફથી આવતી વસ્તુઓના ગુણની શકિત ન હોય તો કોઇ પણ વસ્તુના સ્વાદની ખબર એ જીવ્હાને નથી આપી શકતો. આત્મા દરેક તત્વનો પોશક છે ખરો, પણ દરેક તત્વો તેનાં પોશક છે. મગજ મગજની વચ્ચે અને આત્મા આત્માની વચ્ચે અમુક પ્રકારની શકિત રહેલી છે; પરંતુ જો તેનું માપ કરતાં આપણને આવડતું હોય તો જગતમાં મનુષ્યોના અંતઃકરણોને ઓળખવાં એ કંઇ મુસ્કેલ નથી. વળી એનાથી આપણે બળ, ચૈતન્ય અને નવીન કાર્યની શરૂઆત કરવાનું શીખી શકીએ છીએ. આપણે દુર્ગુણો અને પારકાની ખરાબ વૃતીઓની શોધ કરવામાં કામે લાગીએ, તેના કરતાં સદ્‌ગુણોની શોધ કરી, ઉત્તમ વ્યકિત તરીકે, પ્રસિદ્ધિમાં આવીએ તો શું ખોટું છે? જે લોકો બીજાની અવગણના કરી ગુણને અવગુણના રૂપમાં ફેરવી નાખે છે, તેવા ધુર્ત લોકોથી સદાય સાવધ રહેવાની જરૂર છે. જુઓ! ધર્મ રાજા નીતિમાન છતાં ધુર્ત કલીયુગના પ્રતાપે ભય પામી, મહાન્ મુસ્કેલીએ મેળવેલું રાજ્ય તજી, હિમાલય તરફ દોડ્યા, તેને માત્ર એજ ડર હતો કે હું કદાચને નિતીજ્ઞ મટી અનીતિખોર કહેવાઇશ તો? મારૂં નામ ધર્મ મટી અધર્મના નામથી ઓળખાશે તો? માટે તમારે કલી સહોદરથી ડર પામવાની જરૂર છે. તેનો સહવાસ ભયંકર છે. અવિશ્વાસનીય છે. તેના સ્હેજવારના મીલનથી, મન સંકુચીત થાય છે. અસ્વસ્થ બને છે. અને ઘણે ભાગે આપણી ખ્યાતિ, દ્વેષી, ઇર્ષાળુ, અજ્ઞાની એવા નામોથી બહાર પડે છે. જે માણસ બીજાને બગાડે ત પોતે શી રીતે સુધરે? જે કંઇ સ્વચ્છ છે, સુંદર છે, ઉદાર છે, ધર્મવિત છે, તેનાથી દુર રહી, સારા માણસને પોતાના જેવો થવા વિનવતો હોય અને દયાળુ જનોની પ્રશંસા સાંભળી જેનું હૃદય કટકે કટકા થઇ જતું હોય; તેવા પુરૂષનાં દર્શનથી આંધળા હોઇએ તો સારૂં.

જે માણસની આગળ સદ્‌ગુણ હોય તેની સેવા કરો, પછી તે ભલે ગમે તે વર્ણનો હોય, વર્ણો પણ ગુણ પ્રમાણેજ ઉંચાં નીચાં બંધાયાં છે. અષ્ટાવક્ર નીરખતાં હસવા યોગ્ય હતો પણ પોતાના સદ્‌ગુણ વડે જનક જેવા બાહોશ પુરૂષને શિષ્ય બનાવી શક્યો હતો. રત્ન કાદવમાંથી મેળવાય છે. ગુણીયલની સાથે વાત ચીત્ત કરવાથી ઉમદા ગુણો ખીલવવા માટે બહુજ પ્રોત્સાહન મળે છે. ધણે ભાગે આગળ ઉપર આર્થીક સંપત્તિ કે સંસારિક વ્યાધિઓની જાજી દોડધામ રહેતી નથી. સારા માણસો કોઈની નીંદામાં આનંદ માનતા નથી. કોઇમાં દોષ હોય તો તેનામાંથી નાબુદ કરી બીજાઓની આગળ તેના એક બે ગુણોને પ્રકાશમાં લાવી, અવગુણોને છુપાવી દે છે. તેઓની દ્રષ્ટિ દોષ રહીત હોય છે. તેઓમાં આત્મ વિકાસ કરવાનું અદ્ભુત સામર્થ્ય હોય છે. પ્રેમાળ આત્મ દર્શી પુરૂષો ખુશીથી મહાન્-આત્મા તરીકે ગણાવાની હદે પહોંચાડી શકે છે. જ્યારે આપણે બીજાના એકાદ ગુણપર ધ્યાન નહિ આપતાં માત્ર બધા અવગુણો તરફ નજર બેસાડીએ ત્યારેજ આપણે મહાન્પણું ગુમાવીએ છીએ. જે વખતે રામને શ્વેતબિંદુ રામેશ્વરની સ્થાપના કરવી હતી, ત્યારે કોઇ ચાર વેદોનો ભણેલો બ્રાહ્મણ ન મળવાથી રાવણ રામનો શત્રુ હતો; તો પણ ચાર વેદ ભણેલો હોવાથી તેનેજ ગુરૂ તરીકે પસંદ કર્યો. કહો આ કેટલી બધી દુર્ગુણોને દબાવી, સદ્‌ગુણોને પ્રકાશમાં લાવવાની વાત છે. મનુષ્ય પ્રાણી કલ્પવૃક્ષ છે, તે જેવા ગુણોને યાદ કરે તેવાજ પ્રાપ્ત થાય છે. ધન, ધાન્ય, આદર, સન્માન, બળ, કીર્તી એ બધાં આપણા સદ્‌ગુણોનાં ફળો છે. કેટલાક પુરૂષો વૃધ્ધ થયા છતાં વિદ્યાભ્યાસ છોડતા નથી; તો પણ તેનામાં વિનય એ ચીજ શું છે તેનું નામ નિશાન હોતું નથી. મુળ વિદ્યાને અંગે વિનયાદિક તો હોવાંજ જોઇએ. લક્ષ્મી સદ્‌ગુણોને હરનારી છે; પણ વિદ્યાતો સદ્‌ગુણોનું જન્મસ્થાન છે, છતાં આમ વિદ્વાન વિનયહીણ શી રીતે રહ્યો? જેમ સૂર્યમાં અંધારાનો નાશ કરવાની શક્તિ છે; પરંતુ અંધારાના ઉપાસક ધુવડની આગળ તેનું કંઇ ચાલતું નથી, તેમ ધુવડ જેવા અજ્ઞાની માણસને વિદ્યા કંઇ અસર કરી શકતી નથી, સ્ત્રી જેમ બાળકોને જન્મ આપનારી છે, પણ વાંજણી સ્ત્રી નથી સંતાન આપતી તેમ કોઇ વિદ્યા, વાંજણી સ્ત્રીની માફક સદ્‌ગુણો નથી સેવતી, માત્ર તેને વિદ્યા મળી એટલુંજ, તેના અજ્ઞાનના પ્રમાણમા અભિમાનની જોડે, વિદ્યાને ઉભા રાખીએ તો તેનાથી બહુજ હલકી છે, અત્યત નબળી છે. તકરારમાં ઉતરતા હારી જાય તેવી છે, તેના તામસી સ્વભાવની આગળ બિચારી વિદ્યા તે શું વિસાતમાં? તેઓની વિદ્યા બિજાના આનંદ માટેની હોતી નથી; માત્ર પોતાનો વેંતભરનો ખાડો પુરવા માટે હોય છે.

નહિંતર કેમ બીજાને આનંદી ન બનાવે? જે વખતે શ્રીકૃષ્ણ ભગવાને દેહ છોડયો, ત્યારે ધર્મને ખબર પડી કે હવે આપણા આનંદમાં કોણ વધારો કરશે? સલાહ આપનાર અને ખરા મદદગાર તો ચાલ્યા ગયા? હવે આંહી રહેવામાં શું સાર છે. ખરો સ્નેહિ જતાં ખરો સ્નેહિ કેમ બેસી રહે? એમ કહી પોતાના ભાઇ અર્જુનના પૌત્ર પરિક્ષિતને રાજ્ય સોંપી એકદમ ચાલી નીકળ્યા ધર્મને રાજ્યપાટ. સ્ત્રી, પુત્ર, સત્તા વિગેરેનો આનંદ મોજુદ હતો, પણ ખરો આત્માનંદ તો શ્રી કૃષ્ણની સાથે ચાલ્યો ગયો રાજ્ય પર કંટાળો આવ્યો. કે હવે હું ખરા સોબતિ વિના શા રીતે નિભી શકું? કૃષ્ણ અમારી સગવડતા કરવા માટે પહેલા ગયા છે, માટે અમારે તેની પાછળ જવું તોજ તેની મહેનત ઠીક ગણાય. આમાં ધર્મરાજે ખરો આનંદ ન જોયો તેથીજ મહાન્ સામ્રાજ્ય તુચ્છ ગણ્યું. આત્મિક આનંદ એજ ખરો હર્ષનીધિ છે. તેનાથી સંતોષ વૃદ્ધિ પામે છે. છાશ પીધી હોય તો દુધના જેટલો અને પાણીના પાનથી ઘી ખાધ્યા જેટલોજ આનંદ અનુભવાય છે. આવા આનંદમાં જે માણસ દિનપ્રતિદીન પ્રગતિશીલ રહે છે, તે એકજ ઇસારાથી આખી આલમને સુધારી શકે છે. વિદ્વાન એવું કહે છે કે પ્રસન્નતા અલ્પ સમય રહેનારી છે; પણ આનંદ તો સદાસર્વદા સ્થિર સ્થાયી છે. વિવેક શક્તિની પ્રતિકુળ વર્ત્તવાથી, પણ પ્રસન્નતા મેળવી શકાય છે; પરંતુ આનંદ એવી રીતે મેળવી શકાતો નથી. આનંદ તો આનંદજ છે.

પ્રસન્નતા વખતો વખત દુઃખનું રૂપ ધારણ કરે છે, પણ આનંદ તો સદૈવ પોતાનું સુખમય સ્વરૂપ રાખે છે. અન્ય મનુષ્યોના આનંદને વૃદ્ધિ કરવામાં જો કે મહેનત છે, પણ આપણા અપૂર્વ આનંદમાંથી તેને થોડો ઘણો ભાગ આપીએ તોજ આપણો આનંદ ઉત્કૃષ્ટ સ્વરૂપ પકડે, નહિંતર શોકની છાયા આવી હોય એમ જણાય છે. પારકાના હિતાર્થે તમારા સ્વાર્થને હડહડતી અગ્નિમાં બાળી મૂકો? તોજ તમારો આનંદ ખરો સ્વદેશહિતમાં ભાગ લેશે. એક માણસ બીજાના દુઃખમાં ભાગ લઇ તેની મદદમાં આવેછે ત્યારે તે માણસ તેને આનંદના મહા સાગર જેવો જણાય છે, ખરી રીતે એમજ હોવું જોઇએ.

સુખી લોકો દુઃખની બેડીમાં પડેલા માણસ તરફ કંઇ ધ્યાન આપતા નથી, તેને લઇને તે દેશમાં દુઃખનાં વૃક્ષો રોપાય છે. કોઇ દેશની ભૂમિ દુઃખકર નથી પણ તેનાં વસાહતી મનુષ્યોની ખરાબ રીતભાતને લઇને એવું બને છે. ઘણાએ પરોપકારી પુરૂષો દુઃખી માણસોના દુઃખ દુર કરવા વિષે અથવા તેને પૂર્ણ તેજીમાં લાવવા માટે અસરકારક વાતો કહે છે, તો પણ વજ્ર હૃદયનાં માણસોને આંખમાંથી એક બિંદુ ન ટપકે એજ તેઓની વિવેક ભરી લુચ્ચાઇ છે. પોતાની સત્તાનું કામ છતાં અને

દુઃખી માણુસોની દાઝ સામું જોવું જોઇએ, એવું વારે વારે જનસમાજમાં બોલતાં છતાં તે નિમિત્તે કંઇ પ્રયાસ ન કરે તેવા માણસો આનંદને બદલે શોકના ખરીદનાર છે. ઋગવેદની એક ઋચાનો એવો ભાવાર્થ છે કે હું મારા દેશની ખાતર, અગણીત દુઃખોને સહન કરીશ. પછી તો દુઃખો ભલે ગમે ત્યાંથી આવતાં હોય. વાહ વાહ ! આજ આનંદનું અંગ ! આનેજ સત્યાર્થ જીવન કહો ? તેનેજ શાન્તિનો ખજાનો કહો ! ભરત રાજ્ય પદથી આનંદ નહિં માનતાં જંગલને પરમપદ સમજી અત્યાનંદમાં ગરકાવ થતા હતા. અને જેટલું બને તેટલું પરોપકારને માટે કરતા હત, તેણે રહુગણ રાજાને ઉપદેશ આપ્યો છે તેજ ખરો જાણવા યોગ્ય છે. જે માણસમાં વિશ્વાસ, સત્યતા, દૃઢ પ્રેમ અને મિલનસાર સ્વભાવ હોય છે, તેના જેવો આનંદ તખ્ત પર બેસનાર રાજા મહારાજાઓ પણ નથી અનુભવી શક્તા, જેની પાસે આનંદ હોય તેને મૃત્યુ સારૂં લાગે છે અને કેટલાક આનંદ વગર જીંદગી પર કંટાળો લાવી મરી જાય છે. આવા ઉમદા આનંદને પ્રાપ્ત કરવા માટે તમારા અંતઃકરણમાં સ્વાર્થની ગંધ ન રહેવા દો, પ્રેમ તથા સહિષ્ણુતાનો પ્રવાહ જોરબંધ વહેવડાવો અમર્યાદિત ચેષ્ટાને સમુદ્રમાં પધરાવો. પછી તમારે જોઇ લેવું કે તમે ખરા આનંદના રસ્તા પર છો કે નહિં. જ્યારે માણસ ખરી આનંદી અવસ્થામાં પહોંચે છે, ત્યારેજ ત્યાં દુઃખનો અંશ રહેતો નથી. પહેલાં જે વસ્તુથી આપણે દુઃખ પામતા હતા તે વસ્તુ ખરા આનંદથી રસવાળી જણાય છે. જેમ બાળકને મજબૂત બનાવવા માટે ઉત્તમ ખોરાકની જરૂર છે તેમ મનુષ્ય પોતાના આનંદ માટે મનને યોગ્ય પોશણ આપવામાં કંટાળો બતાવે તો ખરો આનંદ તેનાથી સો ગાઉ દુર રહે છે. તેની જીંદગી સુગંધી વગરના પુષ્પ જેવી અને પશુ પક્ષીઓના નાદ વગરની ઉજ્જડ વનરાઇ જેવી થઇ જાય છે.

આખું જગત રમ્યતાથી ભરપૂર છે. સંગીતથી પૂર્ણ અને સમુદ્રથી તેની શોભામાં બમણો વધારો થાય છે, છતાં મનુષ્ય પ્રાણી બધી વસ્તુઓથી સૌંદર્યમાં ચડે છે. મનુષ્યના સુંદર ગુણો, રમ્ય વિચારો અને નાજુક લાગણીઓ બરાબર પ્રકાશમાં આવે તો સમગ્ર સૃષ્ટિમાં આનંદ આનંદ પ્રસરી રહે છે. તેનાથી બીજાઓને કેટલો બધો સંતોષ થાય છે, એતો એના પ્રેક્ષકોજ સમજે પક્ષીઓના અને ઝરાઓના અવાજો, શિતળ પવન, પુષ્પની સુગંધી, આકાશના વિધવિધ રંગો, સમુદ્ર, અરણ્ય અથવા પર્વતોનાં દૃશ્યો જેમ મનહર છે. તેમ તે કરતાં પ્રતાપી પુરૂષોનો આનંદી સ્વભાવ, તેઓની કાર્ય શૈલી, જીવન ચરિત્ર વિગેરે અનહદ આનંદ દાયક છે. માટે હરેક મનુષ્ય પોતાના જીવનમાં સુંદરતાનો સંગ્રહ કરે તો એક જુદા પ્રકારની જીંદગી અનુભવે. આપણે જે વખતે મનુષ્યમાં, પશુ પક્ષીઓમાં કે

નાનામાં નાનાં જીવ જંતુઓમાં સૌંદર્ય જોઇએ છીએ, એજ વખત સૃષ્ટિ કર્ત્તાની નજીકમાં હોઇએ એમ અનુભવ થાય છે. પ્રત્યેક સુંદર ચિત્ર રમણિય વસ્તુઓ, મનહર ભુપ્રદેશ, સુગંધી પુષ્પો જેમ આપણા મનને આનંદમાં લાવે છે, તેમ આપણે પણ તેને આલ્હાદક લાગીએ છીએ. એ આપણા સૌંદર્યથી વધી જાય તેમ નથી. વૃક્ષ સખ્ત તાપમાં ઉભું રહી, આપણને છાયા બતાવી, આપણું સૌંદર્ય જોવાને માટે બોલાવે છે. પુષ્પો સુગંધી વડે આપણને મેળવી લે છે આપણાં જે સૌંદર્ય વડે વૃક્ષો છાયા તથા સુગંધી આપે છે. તેના કરતાં જો વધારે સૌંદર્ય આપણામાં હોય તો હું કહું છું કે ઉજ્જડ પ્રદેશમાં આપણાં માટે અગણીત મનુષ્યો, સુંદર વૃક્ષો અને નિર્મળ ઝરણાંઓ માલુમ પડે, આ ઉપરથી તમે સમજ્યા હશો કે જેટલા પ્રમાણમાં આપણી પાસે સૌંદર્ય, એટલાજ પ્રમાણમાં આકર્ષવાની શક્તિ, સુંદર ચારિત્રય, લાવણ્યમય રીતભાત, આકર્ષક અને રમ્ય આકૃતિ, દિવ્ય વર્ત્તન એ સર્વના આપણે જન્મના અધિકારી છીએ. અને કાયમ ખાતે એવા રૂપમાં આપણે રહેવા જોઇએ. પરંતુ વિષય તથા માનસીક વ્યાધિઓએ બધી વસ્તુઓને કરૂપ બનાવી મુકી છે. એથી ચેતીને ચાલવા જેવું છે. જેઓ પોતાનું સાર્થક સમજતા હોય તેણે તો ભુલ થાપ ન ખાવી જોઇએ, આપણે આપણા સાર્થકના દ્વારપર બરાબર ચોકી ભરવાની છે કે કોઇ પણ સુખ અને આકાંક્ષાઓનું હરણ ન કરી જાય. આપણે સદા સર્વદા હરામીઓથી સાવચેત રહેવું જોઇએ. આપણે સ્વાભાવિક રીતે પ્રેમાળ. શુદ્ધ, નિઃસ્વાર્થી, સત્યાગ્રહી અને ઉદાર તેમજ બહાદુર છીએ. આપણાં કષ્ટોને પહોંચી વળવા માટે આપણામાં બહુજ ચાલાકી છે, લેવા ધારીએ તો હમણાં સર્વત્ર સુખો લઇ શકીએ એમ છીએ, પણ આપણે એકજ વિષમ વિચારને અને અસ્વસ્થ પ્રકૃતિને માન આપ્યા કરીએ તો એજ બહાદુરી, સત્વર અવિજયનું સ્વરૂપ પકડે છે. જેમાંથી ખરાબ વિચારો પેદા થાય ને સ્થળે તાળુ લગાવો, વિચારીને ચાલો. જ્યારે આપણે ઉઘાડે પગે હોઇએ, ત્યારે જેમ કાંટાવાળી જમીનમાં જોઇ જોઇને પગ માંડીએ છીએ, તેમ દરેક બાબતમાં ભાન ન રાખીએ તો કાંટા અને કાંકરા પગમાં ન લાગે એ કેમ બની શકે? કેટલીક આપણી બાબતો આનંદ અને પ્રસન્નતાની લાલી લાવનાર છે, તેમ કેટલીક બાબત આપણા સુખને અને આનંદને દાબી દેનાર છે, માટે તમારે કેટલીક ભયકારક બાબતો કાઢી નાખવાની છે. તમને માંદગીનો ભય મૃત્યુનો ભય, ગરીબીનો ભય વિગેરે તમારા મનોમંદિરમાં એકઠા થાય છે. એટલે શોકાગ્નિનો વધારો થવાથી સારા વિચારો જલદી નાશ પામે છે. તમે સારા વિચારોના અધિપતિ મટી ખરાબ લાગણીઓના સ્વામી ન બનો!

તેને છોડી દો! તમારા મનમાં જે બાબત તમને ભયવાળી જણાય છે, તે તેવી ભયંકર નથી. શા માટે આપણા મનો રાજ્યને આપણી જાતને અને આપણા ઉચ્ચત્વને ભયપ્રદ બનાવવું જોઇએ? એનાવડે આપણું રૂધિર ખરાબ થવાથી મગજ નબળું પડી જાય છે. નિરંતર માનસીક વ્યાધિઓના ઘા અને દાહને સહન કરવો પડે છે આપણી વૃતિઓ કાંઇ મનને દગ્ધ કરવા નથી નિર્માણ થઇ? માટે દરેકે માત્ર સુખનેજ ચાહવું જોઇએ, જેઓ પોતાની અક્કલ વડે બધાને સારો રસ્તો બતાવતા ગયા છે, છતાં એ પ્રમાણે કોઇ ન ચાલે તો કાયમ ખાતે બચવાને બદલે ઉલટા રીબાતા જાય છે. તમે ગરીબીના ચક્ર તળે દબાતા હો તો પણ ચિંતા ન કરો. તમે સ્વતંત્ર, સ્વાશ્રયી અને દુઃખને દુર કરવાના અચ્છા હથીયાર રૂપ છો, છતાં પોતાના પગપર ઉભા રહેવાની સતા કેમ નથી કેળવતા? કેટલાક પોતાના બાળક પર, ભાઇ પર કે રાજા મહારાજા પર પોતાનો આધાર બાંધી દે છે. આપણને સ્વાશ્રયી થતા અટકાવી જે વસ્તુએ પરાવલંબી બનાવી દીધા છે, તે શક્તિ આપણી અને પૂર્વજોની મહાન્ શત્રુ છે. સ્વાશ્રય એ આપણો જન્મ સીદ્ધ હક છે. જરા વિચાર કરો! મનુષ્ય જેવું પ્રાણી પારકા પર આધાર રાખે ત્યારે તો જંગલી જાનવરો થવામાં શું હરકત હતી? પરાવલંબી માણસો કશા કામના નથી. તેઓ ન કર્યાનું કામ કરે છે, જન સમુહને પીડે છે, પાઇને માટે મરી પડે છે. જેઓ તમને પૈસાની મદદ કરે છે, તેઓ તમારા સ્નેહિ નથી; પરંતુ જે તમને તમારા પોતાના પર આધાર રાખવાનો બોજો ઉપડાવે છે, એજ સાચા સ્નેહ છે.

તમે તમારી જાતને તમારા હાથેજ ઉંચકો. તમારી પોતાની શક્તિ પર નિભવાની આશા બાંધો. તમે કેવા હુશીયાર છો, બુદ્ધિશાળી છો, કેળવાયલા છો એની એજ વખત પરિક્ષા થાય છે. જ્યારે સમુદ્ર શાંત ન હોય અને માઇલની ઉંચાઇએ ઉછળતો હોય, ત્યારે તોફાનમાં વહાણ ચાલ્યું જતાં, વાવા ઝોડાથી ડુબવાની અણીપર હોય, એ વખતે અસલ અનુભવી સુકાનીની પ્રવિણતા જણાઇ આવે છે. તેમ જ્યારે તમારો વેપાર રોજગાર પડી ભાગ્યો હોય, દ્રવ્યનો સંકોચ રહેતો હોય, ત્યારેજ તમે કેવી રીતે પ્રગતિ કરો છે; એજ મનુષ્યો તમારી હુશીયારી જુએ છે. જ્યારે વેપાર ધમધોકાર ચાલતો હોય; દ્રવ્યની છાકમ છોળ હોય, ત્યારે કંઇ હુશીયારી જોવામાં આવતી નથી. જેને ધનની સત્તા છે, તેને મુશીબતો નડતી નથી.

તમારૂ જીવન કોઇ સદ્ હેતુને માટે નિર્માણ થયું છે. જ્યાં સુધી માણસને એમ ન લાગે કે હું કોઇ મહાન હેતુ પાર પાડવા માટે, આ સંસારની ચિત્ર વિચિત્ર ભુમીપર અમુક જાતની ભુમીકા ભજવવા આવ્યો છું, ત્યાં સુધી તેની લોકોની દષ્ટિમાં કંઇ કિંમત જણાતી નથી. તમારા

વિચારો પર, તમારી યોજના પર અને હેતુ પર શ્રદ્ધા રાખવા હું તમને ખાસ ભલામણ કરૂં છું. એનાથી તમારામાં અદ્‌ભુત દૈવત આવે છે. જે વખતે હિંદપર વિદેશી લોકો ચડી આવતા એ વખતે એના મનમાં એટલો બધો દ્રઢ વિશ્વાસ હતો કે આપણે નક્કી હિંદ જીતી લેવો છે, તો નક્કી એમજ થતું અને આપણને હિંમત કે શ્રદ્ધા ન હતી તો નક્કી હાર પામતા. જે ચપળ અને ચાલાકી માછલી હોય છે, તે જેમ સામા પાણીએ ચાલે છે. તેમ જેનામાં આત્મ બળ છે, તેઓ કોઇ દિવસ હાર પામતા નથી. તેઓનુ બોલવું ચાલવું દ્રઢ પ્રતિજ્ઞાવાળું હોય છે. મરે છે પણ વિજય વગર પાછા નથી આવતા. ભાઇ ! સર્વ શક્તિઓને એકઠી કરી વિશેષ બળવાન બનાવવા માટે આત્મબળ ઉત્પન્ન થયું છે. જે વખતે અંબરીષ રાજાપર દુર્વાસાએ શ્રાપની મુઠ્ઠ મારી, એ વખતે અંબરીષ રાજા દ્રઢ મનથી ખાસ પોતાના આત્મબળ પર ઉભો રહ્યો તો પરમાત્માને તેની મદદ સારૂ સુદર્શનને રવાના કરવું પડ્યું.

શ્રદ્ધાનો નાશ થતાં સંપત્તિ નષ્ટ થાય છે. તમારૂં શરીર નિરોગી ન હોય, કીર્ત્તિને હાની પહોંચેલી હોય, અન્ય લોકોની આગળ તમે અવિશ્વાસુ બનેલા હોય તો એ બધું તમારી આત્મશ્રદ્ધાની ખામીને લઇને સમજવું. તમારી ઉમદા સ્થિતિ કનિષ્ટતા ગ્રહણ કરે તો તમે આત્મબળમાં પક્કા બનો. આત્મબળ મહાન્ વસ્તુઓને આમંત્રણ કરે છે. કેટલાકને નાનપણથી એવું શિક્ષણ બંધાયલું હોય કે પોતાની અનહદ સત્તા મોજુદ હોય છતાં મુખમાં કોળીઓ લઇ ખાવા જેટલું પણ દૈવત ન હોય અને વારેવારે બોલે કે જે વસ્તુ મહાન્ પુરૂષો મેળવી છે, તે આપથી ન મેળવી શકાય, આપણે તેની જેવા ભલા નથી, મગતરા સમાન છીએ ભાઇ ! આવા વિચારો પાયમાલીનું પોશણ છે. ભાગ્ય દેવીનાં બાળકો ભાગ્યવંત શી રીતે થયાં એ સમજવામાં આવે તો હમણાં માલુમ પડશે કે માત્ર અનહદ પરીશ્રમ કર્યાથી. યત્નવાદી માણસ એવું મનન કરતો હોય છે કે હું ક્યારે મહાન્ થાઉ ? ઉંચ ગણાતાં જીવાત્માઓ મને ક્યારે મળવા આવે ? આવા કાર્યના ઉત્સાહી નરોનું કાર્ય અર્ધ પસાર તો કુદરતી રીતે તૈયાર થઇ જવા આવ્યું હોય છે. રામચંદ્ર ભગવાને રાવણ સાથે યુદ્ધ કર્યું એ પહેલાં એક રૂષિએ બે રીંછ ભાઇઓને તમારા હાથે પત્થરા તરશે એવો અમુક કારણસર શ્રાપ આપ્યો હતો, તો સમુદ્રમાં પૂલ બાંધતી વખતે એ વચનો રામને અનુકૂળ થયાં, એવી રીતે કુદરત એમને માટે અગાઉ કાર્યનો વિજય કરવા માટે ગોઠવણ કરતી હોય એમ સિદ્ધ થાય છે. જે પોતાની જાતને તુચ્છ સમજે છે, તેના કરતાં ઉંચ લાગણીવાળો માણસ સત્ત્વર વિજય મેળવી શકે છે. પ્રયત્નથી અદ્‌ભૂત શક્તિ ઉત્પન્ન થાય છે. પોતાની હિંમતમાંથી બમણી શ્રદ્ધા પેદા થાય છે, અને શંકાશીલ

માણુસ જ્યાં જાય ત્યાં હારખાઇને આવે છે. નેપોલિયન બોનાપાર્ટ જે વખતે વોટરલુ આગળ અંગ્રેજ સેનાપતિ વેલેસ્લીના હાથે હાર પામ્યો એ વખતે પોતે શંકાશીલ હતો, આખા યૂરોપને ધ્રુજાવનાર ફ્રાન્સનો નરવીર, શંકાશીલપણું ગ્રહણુ કરવાથી સમરાંગણુમાં હાર પામ્યો. તમારૂં આત્મબળ શત્રુના બળમાં ભાગ પડાવે છે. આત્મશ્રદ્ધા અદ્‌ભૂત પ્રોત્સાહન છે. અમૂલ્ય શોધખોળ છે. નાહિંમતને હિંમતમાં લાવવાને માત્ર એજ વસ્તુ છે. જ્યારે શૂરો રણુમાં ખેલતો હોય, ત્યારે તેને સ્ત્રી, પુત્ર, ધન વિગેરે કોઇ વસ્તુ પર શ્રદ્ધા નથી હોતી. તેને તો વિજય કીર્તિ પ્રાપ્ત કરવી એજ ફરજ—આત્મબળ રેડાયું હોય છે. જો આત્મબળ ઓછું ન થાય તો એકની લાખે હારખાઇને આવનો નથી. તમારૂં ભાગ્ય, તમારી શક્તિ એને જો સચેત કરો તો તમે ઉદાર, ચરિત્રવાન અને પ્રતાપશાળી પુરૂષનો વારસો મેળવો તેમ છો. આત્મ વિશ્વાસ વિજય માર્ગ બતાવવાને મહાન્ દેવદૂત છે. કોઇ માણુસ વેપારમાં ખોટ આવતી વખતે સ્ત્રી, ધન, પુત્ર વિગેરેને નષ્ટ થતાં, ઘરબાર બળી જતાં, હિંમત નથી હારતો, તો એ બધું પાછું મેળવી શકે છે. જો આત્મશ્રદ્ધા ન હોય તો એજ માણુસ ચુલામાંથી રાખ લઇ ઘેર ઘેર રોટલાના ટુકડા માગનારો બાવો બની જાય છે. જ્યારે માણુસમાં અદ્‌ભૂતશ્રદ્ધા પ્રવર્તે છે, એજ વખત વિનયથી શોભિત્ત, પરમ સુખમય જીવન વહન કરે છે, અને ત્યારેજ મોહ મહાસાગરમાંથી દરિદ્રતા અને નિષ્ફળતા તેમજ જીવનની વિષમતા દુર કરી શકે છે. જ્યાં આત્મશ્રદ્ધાનો પ્રકાશ જળ હળી રહ્યો હોય, ત્યાં અજ્ઞાનતાનો અંધકાર કયાંસુધી ટકી રહે? સદ્ વિચારોનું સેવન તે નિરાશાને દગ્ધ કરી, આશાનો અનુભવ કરાવે છે. ભીરૂતાને નાપસંદ કરી હિંમતનો, સમાગમ કરાવે છે. શંકા અને અનિશ્ચંતતાને મટાડી દ્રઢતાની ભલામણુ કરાવે છે.

તમારા ભલાને માટે આ સર્વત્ર વિવેચનો છે. આપણામાં જ્યારે દ્વેષ, તીરસ્કાર, વૈર. નિરૂત્સાહ, સ્વાર્થતા વિગેરે વિચારો આવે એટલે તમારે સમજી લેવું કે આપણે આપણા દિવ્ય ભાવોને હાની પહોંચાડીએ છીએ. અને તમે એ વખતે તમારાપર એવો તો ઝેરી જખમ કરો છો કે તે તમારી આત્મશ્રદ્ધા, શાન્તિ, સુખ આનંદ, અને નિપુણુતાને હણે છે. જેને પોતાની ચડતી જોવાની ઇચ્છા હોય, તેણે તો અવશ્ય જીવનને ઉચ્ચત્તમ બનાવવા માટે ચિંતા રાખવી જોઇએ. આ ચિંતા બીજી ચિંતાની સાથે સરખાવવાની નથી, જીવનને શ્રેષ્ટ બનાવની ચિંતા એ શાંતિની જગ્યાએ છે. પોતાના જીવનને આબેહુબ, નમુનેદાર બનાવવાની જેને ગરજ ન હોય, તેનું મગજ રોગી અને દુ:ખનો ખાડો સમજવું, સમજો તો એવી બે પરવાઇ તમારા

નાજુક મગજને બોજારૂપ છે, તેનાથી જીંદગી ટુંકી બને છે, વૃદ્ધાવસ્થા વ્હેલી આવે છે, બુદ્ધિનાં તંતુઓ તુટી જાય છે, તેજોમય રૂધિર કાળું પડી જાય છે. એ તમારે પોતાને સમજવાનું છે કે ખરાબ વિચારો આપણને અશક્ત બનાવે છે. ઉચ્ચત્તમ માર્ગમાંથી લપટાવે છે. સિધ્ધિ અને દુઃખ દર્દોના નાશના ઉપાયો સાથે વૈર બંધાવે છે. તમારા અંતઃકરણમાંથી એવા ગંદા વિચારોને હાંકી કહાડો તો તમારાં ભયંકર દુઃખો સત્વર નાશ પામશે, આરોગ્યશકિત, ઉન્નતિ, ઉચ્ચત્તમ લાગણીઓ, અમૃતદ્રષ્ટિ, સ્નેહભાવ વિગેરે એકદમ વૃધ્ધ પામશે માણસ પોતાના હાથેજ સુખ અને દુઃખનો કારીગર છે, સદ્‌વિચારોનું રાત્રિદિવસ ચિંતન કરો કે જેનાથી દ્વેષ, ઇર્ષા, કલેશ જન્મ ન પામે. શું તમને એટલી ખબર નથી કે સત્યવીરની આગળ અસત્ય ભાગતું ફરે છે? તમે ઉજ્જવલ અને સમર્થ છો. સમર્થ પુરૂષો પોતાના કાર્યમાં બમણું જોર આપે છે, ત્યારે તમને આળસુ પ્રકૃતિ કયાંથી લાગુ પડી? એ ભુત કયાંથી વળગ્યું? આવા ગુડાગળ પ્રમાદથી તમે ધારેલું કાર્ય નથી પાર પાડી શકતા, એજ ભુલ છે, પોતાની મનોવૃત્તિને હર હમેશાં બમણું કામ કરાવવાની જેને ટેવ હોય તેઓજ અધરૂં કામ આરંભે છે, તેઓને કંટાળો શી ચીજ છે એ ભાન હોતું નથી. દિનપ્રતિદીન કેમ અધિક કાર્ય થાય એજ એનો ખ્યાલ હોય છે. તેને દરેક દુર્ઘટ કાર્ય સુગમ થઇ પડે એવો ઇરાદો હોય છે. આળસમાં ન બેસી રહેવાય માટે આપણે આપણા સ્વયંસેવક બની લાયક થવું જોઇએ, એમ સમજે છે. ઉંઘે ઉડયા પછી પ્રભાતમાં પથારીએ પડયા રહીએ તો જેમાંથી અસંખ્ય હાનીઓ થાય છે, એમ સમજી મગજને વધારે મજબૂત બનાવવા સારૂં પોતાના મનને અને પ્રકૃતિને રૂચિમાં આવે એવુ કાર્ય કરે છે.

જે આળસુ હોય છે તે પોતાનું કાર્ય સફળતારૂપ નથી જોઇ શકતા, પોતાની ભૂલને લઇને કાર્ય સિદ્ધ થાય તો કાર્યને વખોડી નાસી પાસ થાય છે, કોઇ હિંમતવાન એ કાર્ય હાથમાં લે તો ત્યાં બે અઢી કલાક માથાકુટ કરી આ કાર્ય બનશે નહિં, એમ કહી બીજાઓને ભૂલાવામાં નાખે છે. માટે દરેક માણસે એવા પરિશ્રમથી કાયર બનેલા પત્થરરૂપ મનુષ્યની વાણી સામું જોવાનું નથી. મહત્ત્વ કાંક્ષાઓને દાબી દેનાર, પરિશ્રમ પર કંટાળો લાવનાર, એવી સત્તાઓની સાથે વિલાસમાં જોડાવું એ આ કર્મ ભૂમિમાં પાપ સમાન છે. જે માણસે ઉંચ કેળવણી લીધેલી હોય, શરીરે સંપૂર્ણ તંદુરસ્ત હોય; પરંતુ તેનામાં યત્નની કિંમત ન હોય તો ઉંચ અભિલાષાઓ નિર્મુળ થાય છે. આવી પ્રયત્નશાળી બાબતને ઉડાવી દેનારા માણસમાં ભલે બીજા ગમે એવા ગુણો હોય તોપણ તેને ઉંચ દરજ્જે કોઇ પહોંચાડે એમ મને જણાતું નથી ? જે વખતે આપણે

મગજને, સ્નાયુઓને કે શરીરને ઉપયોગમાં ન લેતાં આપણી ખરી શક્તિને દાબી દઇએ છીએ, એજ વખત આપણું સર્વસ્વ ધન હરાય જાય છે. શુભ લાગણીઓ મશ્કરી કરી સદંતર ભાગી જાય છે. આપણા મનની મજબૂતી અને શુભ કર્મોની ઉમત્તિ માટે આપણે અમુક પ્રયત્ન કરવાની જરૂર છે, માટે સુકૃત્ય જલદી અમલમાં લાવવું.

જેવો હમણાં વિચાર હોય છે તેવો પછી નથી હોતો. આપણું મન ધ્વજાની પુછડી જેવું છે આપણને પુત્ર પુત્રીઓનાં મૂખ જોવાનું, ધન ધાન્ય એકઠું કરવાનું અને વધારેમાં વધારે સુખ પ્રાપ્ત કરવાની દોડધામમાં ત્રિદોષ લાગુ પડેલો હોય છે, આનાથી આપણી વિપરીત દશા થઇ છે, આપણને સદા સર્વદા મોહ વધતો જાય છે, એક માણસને લગ્ન કરવામાં હોંશ છે; ત્યાર પછી પુત્ર પુત્રીઓનાં મૂખ જોવાનું મન છે, પુત્ર પુત્રીઓ થયાં એટલે સસરાના ઇલ્કાબનું મન થયું ત્યાર પછી તેઓનાં સંતાન નીરખવાની ભાવના થઇ, વળી એનાથી ન ધરાયો તો એથી આગળ ચાલ્યો તેટલી વારમાં સ્મશાનમાંથી પત્રિકા આવી એટલે અનાયક જવું પડ્યું. આ આપણી જંગલી દશાનાં પરિણામો છે.

આપણી ચાલ એ પવિત્ર મન વગર સુધરે એ સ્વપ્ને સમજવું નહિં. જે માણસ સંસારિક મોહ જાળમાં ફસાઇ ખરા માર્ગથી લથડી પડે છે, તેનાથી સ્વદેશ ભૂમિપર વધારે બોજો થાય છે. આજ કરતાં કાલ અને કાલ કરતાં પરમ, એમ દિનપ્રતિદિન પોતાના શુભ જીવનમાં પ્રગતિ કરનારા છે, તેઓ સત્વર ઉંચ પદ મેળવી શકે છે. જેને પોતાના કાર્યમાં કંટાળો ન આવે અને પોતાના કાર્યને ઘાંણીના બળદની માફક દિવાલ વગરનું સમજે, તેજ ખરા વિરલા છે. અનુ કુળ સ્થિતિમાં મુકાઇને, જીવનને ઉમદા બનાવવું એ કાંઇ અઘરૂં નથી; પરંતુ દુઃખી સ્થિતિમાં હોઇ બીજા અનુકુળ સાધનો વાળાની સાથે કાર્યની હરિફાઇમાં ઉત્તરે તેઓજ લાયક છે. જેઓ ખરાબ સ્થિતિના અને અજ્ઞાન લોકો છે; તે પણ પોતાની શક્તિના પ્રમાણમાં કંઇક કરી શકે છે, ત્યારે ધનવાન અને મહાન્ ગણાતા મનુષ્યો શુભ કાર્ય ન કરતાં દુઃખી માણસોનાં દુઃખો ટગર ટગર જોયા કરે અને ખાટલે પડયા ખાય, એ કેટલું બધું શરમાવા જેવું છે. અમેરિકાનો હેનરી ડેવીડ થોરો તવંગર, તેમ ગરીબ નહિં હતો; મધ્યમ સ્થિતિનો માણુસ હતો, તેણે દેશનાં દુઃખો દુર કરવા માટે મેસેચ્યુ સેટ્સની રાજ્ય સત્તાના માલિક મેકિસકોની સામે નીતિની લડત માંડી હતી. તેમાં થોરોને જેલ જવું પડયું હતું અને અંતે અસંખ્ય કષ્ટો સહન કરી પ્રજાને ગુલામીમાંથી છોડાવી હતી, તેનો જુસ્સો ઓર હતો, એના વિચારો બહુજ જોરદાર હતા, જે સાંભળતા તેને આબાદ અસર થતી. એકવાર

તેનો મિત્ર એમર્સન તેને જેલમાં મળવા ગયો હતો, તેણે થોરોને કહ્યું કે હેનરી! તું અહિં કેવો? ત્યારે હેનરીએ જવાબ આપ્યો હતો કે તું બહાર કેવો? જેનો મિત્ર જેલમાં હોય તેનો મિત્ર જેલમાં હોવો જોઇએ. આ વાકયો હિંમતની વૃદ્ધિ કરનારાં છે. આપણે દેશનાં દુઃખી માણસોને જોઇ કંઇ ધ્યાન ન રાખી શકીએ અને તેના ભુખ્યા તરસ્યા ટાંટીયા પછાડતા જોઇએ તો શું આપણી આબરૂમાં ધુળ નાખ્યા જેવું નથી કે? આનેજ હું તો ખાનદાની ભરી નાદાની કહું છું. જેઓ ઉદ્યમી છે, તેઓ પારકાના દુઃખે દુઃખી બની, કોઇની પાસેથી પૈસા ઉછીતા લઇ કાર્યની ફતેહ કરે છે. જેઓ નીતિવાન હોય તેણે તો અવશ્ય એ ખ્યાલ રાખવાની જરૂર છે. આપણા જીવનને ઉંચ બનાવવા સાથે બીજાના જીવનને પણ ઉંચ બનાવવું જોઇએ. એકદમ નહિં તો ધીરે ધીરે પણ કાર્યને તો પ્રશંષા પાત્ર બનાવવુંજ જોઇએ. લવ કુશ નામના બે બાળકોએ વાલ્મીક મુની પાસેથી પોતાના મગજમાં ધીમે ધીમે વિદ્યા ભરી હતી તો મહાન્ પ્રતાપી દિગ્વિજયી રામને હરાવી શકયા હતા. હું નથી ધારતો કે કોઇ મહાન્ પુરૂષો એક સપાટાથી ઉંચ પદ મેળવી શકયા હોય? માણસની ઉંચ જીંદગીનો પાયો મદદ છે. પૃથ્વીને સુર્યની મદદ અને આપણને પૃથ્વીની મદદ એમ આપણે આપણા સ્વદેશ બંધુઓને મદદ ન કરીએ તો ઇશ્વરી ગુન્હેગાર ગણાઇએ છીએ. સદ્ધર્મ આચરતો હોય, દયા રાખતો હોય, તેણે તો કેમ પરમાર્થ છોડવો જોઇએ. મનુષ્યમાં દયા, ધર્મ ન હોય તો તેની કીમત કોડીની છે.

કાર્યની ફત્તેહ, દયા, ધર્મ અને નીતિપર છે. એમ બધા પોકારી પોકારીને કહે છે. ધર્મ અને નીતિ એ મૂળ બે અક્ષરના શબ્દો છે; પરતું તેમાં અદ્‌ભૂત દૈવત છે. તે કટાકટીના સમયમાં તોફાનમાં પોતાના ઉપાસકને બચાવવાનું બહુજ સારૂં કામ કરે છે. જેને જગતમાં વિશ્વાસ બેસાડવાની ઇચ્છા હોય, તેણે તો નીતિનું પોશણ કરવું જોઇએ. હિંદુ ધર્મનું તત્ત્વ મોક્ષ છે, તેમ મોક્ષનો તત્ત્વ નીતિ અને ધર્મ છે. એમાં ખરી કેળવણી રહી છે. મૂળનીતિ પરતો રામાયણ અને મહાભારત જેવા ગ્રંથો લખાયા. તેની કિંમત કલમથી ન આંકી શકાય. તેમાંથી સ્વતંત્રતા, સમાનતા અને બંધુસ્વભાવનાં ખરેખરાં રત્નો મળી આવે છે. મીરાંબાઇએ નીતિ અને ધર્મપર ધ્યાન રાખ્યું તો એનોએ કુંભોરાણો તેનો શત્રુ મટી સ્નેહિ બની રહ્યા. જો વિચારીએ તો જીવન પ્રવાહમાં અમૃતનું ઝરણ વ્હેતું મૂકનાર માત્ર નીતિજ પહેલે નંબર છે, રાજા પ્રજા નીતિના પોષક ન હોય તો માણસાઇ મટી રાક્ષસાઇ ધારણ કરે છે. નીતિમાં દંભ ન ચાલે, ડોળ ન ચાલે, જુઠ ન ચાલે, ત્યાં તો માત્ર

સત્યતાજ ઉભી રહે છે. મને સંપૂર્ણ રીતે ખબર છે કે મનુષ્યને દરેક ખરાબ વસ્તુઓ છેતરે છે; પણ નીતિને છેતરનાર કોઇ નથીજ જન્મ્યો. મી. સ્ટોકસ કહે છે કે માણસ બીજા કશા ગુણ ન કેળવે તો ચાલે પણ સત્ય, નીતિ, દયા એ ન કેળવે તો ભલમનસાઇ, માણસાઇ વિગેરેને ગૂમાવી બે સુમાર ખરાબીઓમાં ખપી જઇ, જમીનદોસ્ત થઇ જાય છે. તેઓ ઘણે ભાગે સેતાનની સેવામાં રોકાય છે. કસાઇના હાથનો કુહાડો બની, દેશભક્ત કે જેઓ મરીને પણ લોકોનું ભલું કરવા ઇચ્છે છે, તેનાથી વિરૂધ્ધ પડે છે. ડાહ્યા માણસો તો મર્દની રીતેજ કામ કરશે. કોઇના નચાવ્યા નાચશે નહિં જેમ સત્ય ધર્મને માન ન આપનારા વારેઘડીએ આફતમાં આવે છે. તેમ તે આવશે નહિ સત્ય વીરો જુલ્મ કરતા નથી. જુલમનો હક્ક તો જુલમીઓનોજ છે; જ્યાં સુધી તમારી સતાનો ઉપયોગ સદ્માર્ગે ન થાય તો તમે તમારી કેળવણી અને કાબેલિયતને ગૂમાવો છો. તમે ખરા લાયક ક્યારે કહેવાઓ? કે તમારાપર સકલ જન સમાજને શ્રધ્ધા બેસે. જગતમાં ઘણાએ દાનાઇનો દાવો કરી કોટ પાટલુનના ખીસામાં હાથ નાખી ફરે છે; પણ ખરેખરા સત્યવીર તો હજારોમાં કોઇકજ નીકળી આવે છે કે જેમાં લોકોને અડગ શ્રધ્ધા બેસે.

માણસ જ્યાં જ્યાં અનીતિ જુએ ત્યાં ત્યાં નાબૂદ કરવાને ન બંધાયો હોય, પરંતુ ખોટામાં ભાગ ન લેવાને તો બંધાયો છે, મનુષ્ય કંઇ ન કરવા કરતાં છાનો માનો બે ઘડક બેસી રહે અને અનીતિની બાંધેલી જાળમાંથી બચી જાય તો તે ઘણુંજ આગળ પડતું કાર્ય કરનાઓથી શ્રેષ્ટ છે. દાતાઓ જ્યારે ધર્મદાન કરે છે; ત્યારે ક્રુર લોકો હાથમાં છરાઓ પકડે છે, એજ તેઓના સ્વભાવની ભિન્નતા છે. સારૂં બને તો ખરાબ ન આચરો? બળીયા અને સત્તાધિશો ભલે ગુમાનમાં વાંકી ડોક રાખે? તમે તો ઇન્સાફી અને પાપ રહિત બનો. જુલમ ન કરો. ઇશુ કહેતા કે જે તલવારથી ઘા કરે છે તે તલવારથીજ મરે છે. મતલબ કે હિંસા ન કરો? સર્વના પર દયા રાખો? ધનવાનના કરતાં ઇશ્વરના દરબારમાં દયાવાન અને ઇન્સાફી માણસને વધારે માન મળે છે. તેઓનાથી ઇશ્વરી અવાજ સંભળાય છે.

તમારે દરેકને એવું તો સાચું શિક્ષણ આપવું જોઇએ કે જેના પ્રતાપે અજ્ઞાનતા અને વિષમતાનો નાશ થાય. જે માણસ બીજાને સુધારવામાં પોતાને ભૂલી જાય છે, તેને ખરો મુક્ત કહેવો જોઇએ. નવો કલ્પ સૃજવા માટે નવી કલ્પનાઓ ધારણ કરવા માટે જે મંથન કરે છે, તેઓજ જડને ચૈતન્યમય બનાવે છે, જડને પ્રાણવાન બનાવે છે.

જેઓ ઉજળા છે તેઓ સદાય બીજાઓને જીવવાની અને મરવાની કળા શિખડાવે છે. દુનીયાના અનેક ધર્મો તારા પોતાના છે, દરેક જીવો તારા બંધુઓ છે, દરેક દિવ્ય વસ્તુઓ તને જે આકર્ષે છે તે બધી

નાશવંત છે; એમ જે સમજાવે તેને તમારે સઘળાઓમાં સર્વોપરી કહેવા ? તેજ આત્મવાન છે. શ્રદ્ધાવાન છે. પ્રતાપવાન છે.

તેઓ બધાને સત્ કાર્યમાં જોડવા માટે ઢંઢોળીને જાગૃત કરે છે, અદ્દભૂત ચૈતન્ય પ્રકટાવે છે, અસલ ધર્મ અનુભવ સિદ્ધ કરાવી આપે છે. અનંત યુગનાં પાપો ધોઈ નાખી, દરેક દેશોની આગળ એક પવિત્ર માનવજાતિ તરીકે ઉભા રખાવી પરાવલંબી મટાડી, પોતાને પગભર ઉભા રહેવાની ભલામણુ કરે છે. ભવિષ્યમાં પ્રજા હાલના કરતાં હજારગણું સુખ અને સ્વતંત્રતા અનુભવે એવી મહેનત કરે છે. પાપમાંથી વિમૂટા પાડી સુધર્મની ઓળખાણુ કરાવે છે. એવા ભારતીય સંતાનને હે વિભુ પુષ્પથી વધાવી લે ? જેઓનામાં અપાર શક્તિ છે, તેઓ તરફ પરમાત્માની દયા છે, જેણે ભવરોગ જાણ્યા હોય છે, તેને મનુષ્યોના રોગ ચિરણુ જીવી રાખવાનું કેમ ગમે ? દર્દની સામે બાથ ભરવી તે તો તેનો સ્વભાવ છે. જો તેમ ન કરે તો તેની આબરૂ જાય, જે તેઓ માગે છે તે તેણે ગૂમાવેલું ગણાય. અસંખ્ય કષ્ટોમાંથી મેળવેલી આબરૂ જ્યારે નહિ એવા કાર્યથી ઉડી જાય; એતો એના મનમાં મરવા જેવું છે. જેન્કિનસ નામના અંગ્રેજના સ્પેન લોકોએ કંઈ કારણુસર કાન કાપ્યા ત્યારે અંગ્રેજોએ સ્પેન પર ચઢાઈ કરી હતી. આ કાનની કિંમત નહિ હતી પણુ આબરૂનો જવાબ હતો. તેમ માનવજાતને સુધારીને અચ્છી રીતે આેપમાં લાવનાર કારીગર જો પોતાની કૂશળતા ગૂમાવે, તો એને કેવું દુ:ખ થાય એવું તો એજ સમજે ? આપણે ધાર્મિકતાને જેમ વધારે ફુલ ચડાવીએ છીએ, એમ દેશનાં દુ:ખી માણુસોને મદદ કરીએ, ત્યારેજ હારનો પહેરનાર પુષ્પમાં ગરકાવ થનાર મોટો દેવ ખુશી થાય. તમે એમ ન સમજો ? કે બીજાઓ તમારી ન્યાત જાત નથી, તેઓ તમારા નિકટના સંબંધીઓ છે. જે રાષ્ટ તમારૂં તે એનું પણુ છે. તમારા સ્વાર્થની સરહદ અને મર્યાદા બાંધો ? સકલ વિશ્વનો આત્મા તે તમારો સમજો એ તમારો પૂર્વનો ધર્મ છે.

જે મનુષ્યો સર્વત્ર મનુષ્યોને પોતાનાં સમજી તનમન ધનથી વારી જતાં હોય અને એજ સીધા અને સરલ માણુસની ગરદન પર ઘાતકીઓ ચડી બેસે તો એની તકરાર ખુદ પરમાત્મા પાસેજ જવી જોઈએ. આ કામનો મનુષ્યથી ન ફેંસલો થઈ શકે. કારણુ કે આવકાર આપતાં આ વાસના માલિક થઈ બેઠા. અને બાપુ કહેતાં તેઓએજ દિકરા સમજી લીધા. કહો ! તે માટે કયો ન્યાય ઉત્તમ હોઈ શકે. ? ?



ૐ

શ્રી

# જૈન બાળમિત્રમંડળ શું કરે છે?

૧. જૈન વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ ઉત્તેજનાર્થે પુસ્તકો, સ્કોલરશીપ તેમજ કેલવણીને લગતાં તમામ સાધનો પૂરાં પાડવામાં આવે છે.

૨. જૈન વિદ્યાર્થીઓને વકૃત્વ કળામાં પ્રવીણ બનાવવા ખાતર જૈન આગેવાનો, વિદ્વાનો તેમજ શ્રીમંતોના આશ્રય હેઠળ સાપ્તાહિક સભાઓ ભરવામાં આવે છે.

૩. જૈન વિદ્યાર્થીઓમાં લેખન શક્તિ કેળવવા અર્થે હરવખત ધાર્મિક અને સારા વિષયો પર નિબંધ લખાવવામાં આવે છે. તે ઉપરાંત વિદ્યાર્થીઓને બીમારીને ટાઈમે તેમજ બીજા કેટલાક અનીવાર્યને વખતે હરેક જાતનાં સાધનો તથા શારિરિક અને આર્થીક સ્હાય પૂરી પાડે છે. આવું એક જૈન બાળમિત્ર મંડળ કે જે બાબુપન્નાલાલ પુર્ણચંદ જૈન હાઈસ્કૂલમાં આજે છ વર્ષ થયાં કામ કરી રહ્યું છે તેવા મંડળને જૈન આગેવાન શ્રીમંત ગૃહસ્થોએ પોતાના શુભ પ્રસંગે અગર તો કોઈ પણ દાન પ્રસંગે યાદ કરવું જોઈએ.

લી૦ સેક્રેટરી.

ઠેકાણું:—બાબુ પન્નાલાલ પી.

જૈન હાઈસ્કૂલ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, નં. ૨.

